# પવિત્ર કુરઆનનું

## સુરસ અને સટીક

## ગુજરાતી ભાષાંતર.

(પુર્વાર્ધ).

ભાષાંતરકાર

**ડૉ. મૌલવી હકીમ સૂફી મીર મોહંમદ યાકૂબ**

**ચિશ્તી સાબિરી.**

અધ્યક્ષ—અંજુમને તરગીબે તઅલીમે ઇસ્લામ તથા પવિત્ર

કુરઆનના મરાઠી ભાષાંતર કર્તા.

**પ્રકાશક—પવિત્ર કુરઆન પ્રકાશક કાર્યાલય.**

**મુંબઈ, ૩.**

# THE HOLY QURAN.

## TRANSLATED INTO GUJRATI
FROM THE ORIGINAL ARABIC

BY

DR. MOULAVI H. SOOFI MEER MOHAMMED

YACOOB CHISHTI SABIRI.

**Vol. I.**

**(First Edition)**



1925

ખિલાફત પ્રેસમાં મિ. હાફિઝ અલી બહાદુરખાંએ છાપ્યું અને

ભાષાંતર કર્તાએ મુંબઈથી પ્રગટ કર્યું.

# પારિભાષિક શબ્દ કોશ

પ્રકટીકરણ-વહ્ય, વહી

સ્પષ્ટીકરણ-ભાષ્ય, તફસીર

નિષિદ્ધ-મના કરેલી, હરામ.

અનિષિદ્ધ-અવર્જિત-મના નહિ કરેલી, હલાલ

સાષ્ટાંગ નમસ્કાર—સિજદા. જેમાં શરીરનાં આઠ અંગ પર લાગે છે એવો નમસ્કાર.

રૂકૂ—નમન-વંદન

પરમેશ્વર—અલ્લહુ-ખુદા

પ્રેષિત—મોકલેલો-પયગંબર

ભવિષ્યવાદી—નબી, ગેબી ખબર આપનાર

ઉપાસ્ય—પૂજા ભક્તિ કરવા લાયક, મઅબૂદ

સ્વર્ગ—બિહિશ્ત,જન્નત.

જહન્નમ-નરક

નરકાગ્નિ—દોઝખની આગ

મહા સિંહાસન—અર્ષ

દિવ્યઆરોહણ—મેઅરાજ

ચમત્કાર—મોજેઝા, કરામત

દિવ્ય—આસમાની, ખુદાઈ

અનર્થ—બુરૂં કામ, જુલમ

ધૂલિશુદ્ધિ—તયમ્મુમ.

પુનરૂત્થાન—કયામત

ફિરદોસ—આનંદલોક, સુખલોક, સ્વર્ગ.

# પવિત્ર કુરઆનના પૂર્વાર્ધની અનુક્રમણિકા.

# પવિત્ર કુરઆનનું પ્રકટીકરણ એટલે વહ્ય સુરક્ષિત જળવાઈ રહેલું છે એની શી દલીલ છે?

વહ્યની ખરી હકીકત પ્રત્યેકને માહિત થઇ શકતી નથી. તેનું મર્મ, જગતના ઉદ્ધારકર્તા એવા પરમેશ્વરના જે નિષ્પાપ અને પરમપૂજ્ય મહાન પ્રેષિત–રસૂલે અકરમ હઝરત મોહંમદ મુસ્તફા (પરમેશ્વર તેમને ધન્યવાદ અને શાંતિ બક્ષે) એમને--માહિત હોવું જોઇએ. કારણ અંતઃકરણમાં થનારી સ્ફુર્તિ અથવા પ્રેરણા અથવા સાક્ષાત્કાર જેને થાય તેનેજ સમજાય છે. પરંતુ તે વેળા જે કેટલાંક ચિન્હો પ્રગટ થયાં હતાં તે ઉપરથી તેની કંઈ કલ્પના અથવા અનુમાન થઈ શકશે; પ્રકટીકરણનો વખત હઝરત પયગંબર સાહેબને ભારે આકરો થઇ પડતો હતો. તેમના ચહેરાનો રંગ ફિક્કો પડી જતો અને શરીર વજનદાર થઇ જતું હતું; તે એટલે સુધી કે જયારે કદી પણ તેવણ સાંઢણી ઉપર સ્વાર થતા અને પ્રકટીકરણ થવા લાગતું ત્યારે સાંઢણીથી તેમનો બોજો સહન થતો નહિં. કોઇ કોઇ વખતે એમ પણ બન્યું છે કે હઝરત પયગંબર સાહેબ, (સ. અ. સ.) કોઇ સહાબી એટલે તે વખતના તેમના અનુયાયીની જાંગ ઉપર માથું મુકીને સુતા હોય અને પ્રકટીકરણ થવા માંડે ત્યારે તે સહાબીને એમ લાગતું કે વજનને લીધે તેમની જાંગ ભાંગી જશે. શરીરનું વજનદાર થવું અને ચેહરાના ફીકકા પણા ઉપરાંત એ વાત પણ હતી કે ગમે તેવી ટાઢ પડતી હોય અને પ્રકટી-કરણ થવા લાગે ત્યારે તેમનું શરીર પરસેવાથી ભિંજાઈ જતું હતું. પ્રથમ શરૂઆતમાં હઝરત પયગંબર સાહેબને ઘણી બ્હીક પણ લાગતી હતી. પ્રકટી-કરણ થતી વખતે હઝરત પયગંબર સાહેબની જે એક ખાસ પ્રકારની સ્થિતિ થતી હતી તે તેમના સેકડો અનુયાયીઓએ જુદા જુદા પ્રસંગે જોઇ હતી અને તેમને તે વિષે કશી શંકા રહેતી નહોતી તેનુ પણ એજ કારણ છે. પ્રકટીકરણ અમુક એક સ્થિતી ઉપર કે અમુક એક વખત ઉપર અથવા અમુક એક સ્થળ ઉપર અવલંબી રહેતું નહોતું. મક્કામાં, મદીનામાં, ઘરમાં પ્રવાસમાં, એકાંતમાં, જાહેરમાં, રાતે, દીવસે વગેરે સર્વ સ્થિતિમાં અને સર્વ વખતે પ્રકટીકરણ થયું છે. તે તેમના અખત્યારની વાત નહોતી. તે કોઈ વખતે લાગટ એક પછી એક થતું અને વળી કોઇ વખતે ઘણા

દીવસ બંધ પણ પડી જતું. પ્રકટીકરણ બંધ થવાના સમયમાં, હઝરત પયગંબર સાહેબની જે સ્થિતિ થતી હતી તેને તસવ્વુફ એટલે બ્રહ્મજ્ઞાનના અભ્યાસીઓ 'કબ્ઝ' એટલે ઔદાસિન્ય અથવા ચિતની વ્યગ્રતા કહે છે. પ્રકટીકરણ થતી વખતે હઝરત પયગંબર સાહેબ તેમાંના શબ્દ ફરીફરીથી બોલવાની ઉતાવળ કરતા હતા; અને તે વિશિષ્ટ પ્રકારની સ્થિતિ દૂર થતાં વારજ જેને લખતા વાંચતાં આવડતું એવા અનુયાયીને બોલાવી તે લખાવી લેતા હતા; એ ઉપરાંત તેના શબ્દો લોકોને તરતજ મ્હોડે થઇ જતા હતા. તે સમયે લખવાની પદ્ધતી પ્રાથમિક સ્થિતિમાં હતી અને ખાસ કરી અરબ લોકોમાં લખવા વાંચવાનો ચાલ બહુજ ઓછો હતો. એથી એ પ્રકટીકરણ કોઇ વખતે હરણના ચામડાપર, કોઇ વખતે ઉંટના હાડકાપર કોઇ વખતે ખજુરીનાં પાંદડાં ઉપર અને કોઇ કોઇ વખતે પત્થરની શીલાઓ ઉપર લખવામાં આવતું હતું. તે વખતના અનુયાયીઓમાંથી જેમને વધારે રૂચી હતી તેઓ પોતેજ આ પ્રકટીકરણને ભેગું પણ કરતા હતા. પરંતુ પૂર્ણપણે નહિ, જેને જેટલું પહોંચતું તેટલું તે પોતાની ફુરસત પ્રમાણે એકઠું કરતો હતો. હઝરત પયગંબર સાહેબની હયાતીમાં આખું કુરઆન એક માણસ પાસે ભેગું થએલું સાબિત નથી. પણ સહાબાનાં મંડળમાં સંપુર્ણ કુરઆન મળી આવતું હતું. લોકોના હૃદય ઉપર કાંઇ અને કાંઇ ચર્મપત્રપર, હાડકાપર, પાંદડા અને શીલા ઉપર હતું; પણ એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે લોકોની અંતરની અને બહારની ઇંદ્રીયો વધારે ઉપયોગમાં લાવવાથી વધારેને વધારે તીક્ષ્ણ થાય છે. તે સમયના લોકો વધારે કેળવાયલા નહોતા તેથી તેઓ સ્મરણ શક્તિને વધારે કામમાં લાવતા હતા. લખવાની રીત જેમ જેમ વધતી ગઇ તેમ તેમ સ્મરણ શક્તિને આશ્રય મળતો ગયો. એજ કારણે આગળના લોકોની જેવી સ્મરણ શક્તિ હાલના લોકોની નથી, અને જેવી રીતે હાલના લોકો કુરઆન તરફથી બેપર્વા છે તેવાં તેઓ ન હોતા. બીજું એ કે અરબી તેમની માતૃભાષા હતી અને કુરઆનની ભાષા શૈલી બહુજ વકતૃત્વપૂર્ણ છે. તેથી કરીને કુરઆનનું એક એક વાકય કહેવતની જેમ લોકોના મોંડે ચડેલું હતું. સૌથી પ્રથમ ઇસ્લામના પહેલા ખલીફા હઝરત અબુબકર સીદ્દીકે--પરમેશ્વર તેમના ઉપર રાજી થાઓ--કુરઆનને એક જગાએ એકઠું કર્યું. તેમના એકઠું કરવાનો અર્થ આ હતો કે જે કંઈ લોકોના સ્મરણમાં હતું અને જે કંઇ ચર્મપત્ર, હાડકાં, પાંદડાં અને શિલા ઉપર હતું તે બધું તેમણે એક

ઠેકાણે લખાવ્યું. એ કહેવાની જરૂરતજ નથી કે અધ્યાય–સૂરતોનાં નામો અને આયાત–મહાવાક્યોની અંતર વ્યવસ્થા એ સઘળું હઝરત પયગંબર સાહેબ પોતાની હયાતીમાંજ કરી ગયા હતા. જ્યારે જ્યારે પ્રકટીકરણ થતું હતું ત્યારે ત્યારે તેવણ કહેતા કે આ વાક્ય અમુક અધ્યાયમાં અમુક જગાએ લખી લેજો. હઝરત અબુબકર (રદિઅલ્લાહો અન્હો) એમણે સઘળુ કુરઆન એકઠું કરાવી ઉમ્મુલ-મોમિનીન એટલે વિશ્વાસુઓના માતુશ્રી હઝરત હફસા પાસે મુકાવ્યું હતું. એમના પાછળ ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન (પરમેશ્વર તેમના ઉપર રાજી થાઓ) એમણે એટલું કર્યું કે કુરઆનની નકલો કરાવી ઠેકઠેકાણે મોકલાવી દીધી; અને તુટક તુટક અને વિખરાએલી સ્થિતિમાં જે કાંઇ કોઇના પાસે હતું તે લઇ મતાંતર અને પાઠાંતર થાય નહી એ હેતુથી તેનું નાશ કરી નાંખ્યું. એ પ્રકટીકરણને આધુનિક શાસ્ત્રીય ભાષામાં ઇશ્વરી વાયરલેસ કહેવાને હરકત નથી. કેમકે વાયરલેસ એક ઠેકાણેથી બીજે ઠેકાણે વિજળીક શકિત વડે કરવામાં આવે છે; તેમજ પરમેશ્વર પોતાનો સંદેશો જીબ્રીલ ફરેશતા મારફતે પોતાના પયગંબરને મોકલે છે.

એ પણ યાદ રાખવું જોઇએ કે ફરેશતાઓ પુરૂષ કે સ્ત્રી કાંઈ નથી. તે એક ચોક્કસ શક્તિ છે. એથીજ કુરઆનમાં જીબ્રીલને 'ઝુલ કુવ્વતિલ મતીન' એટલે જબરદસ્ત શક્તિવાળો કહ્યું છે. માટે કુરઆનનું પ્રકટીકરણ--તેના શબ્દ અને અર્થ બન્ને–પરમેશ્વર તરફથી છે; અને એજ કારણને લીધે કુરઆનની હરીફાઇ કોઈ કરી શકતું નથી. પરમેશ્વરે પોતાના વચન પ્રમાણે આ દિવ્ય વાણીનું રક્ષણ કરવાની એવી ઉત્તમ વ્યવસ્થા કરી છે કે દરેક કાળમાં હજારો લાખો મુસલમાનોમાં કુરઆન મ્હોડે કરવાની ટેવ ચાલી આવે છે અને અતિશયોક્તી વગર હમણા એ પરિસ્થિતી છે કે જો સઘળી પૃથ્વી ઉપરના લખાએલા અને છપાએલા કુરઆનો નષ્ટ થઇ જાય તો કોઇપણ પ્રદેશ એવો નથી કે જ્યાં કોઇને પણ કુરઆન મ્હોડે નહી હોય અને તેના સ્મરણ ઉપરથી કુરઆન લખાવી લેવામાં મુશ્કેલી નડે. જેટલાં કુરઆનો એવી રીતે જુદા જુદા ભૂપ્રદેશોમાં લખાય તેમના માહોમાહે 'ઝેર ઝબર' એટલે રહસ્વ દીર્ઘ સ્વર અને નુકતો એટલે અનુસ્વારનો સુદ્ધાં ફરક પડે નહી. આ વાતને પવિત્ર કુરઆનનો ચમત્કાર કહેવાને હરકત નથી. એ એવા અસાધારણ અને ખાસ ગુણો છે કે કોઇ પણ લોકોના કોઇપણ પુસ્તકને આજ લગી પ્રાપ્ત થયા નથી અને થશે પણ નહિ. આમાંની ઘણી ખરી વાતો અમે 'અહાદીસ' એટલે પયગંબર વાણી અને તેમના ચરિત્ર ઉપરથી લીધી છે.

॥૭૮૬॥

# પ્રસ્તાવના.

## નહમદુહુલ્લાહ વ નુસલ્લી અલા રસૂલેહિલકરીમ.



ઇશ્વર કૃપાથી લોકોમાં દિનપ્રતિદિન જ્ઞાનની અભિરૂચી વધતી જાય છે અને તેમનાં મનમાં એક પ્રકારની ઉત્ક્રાંતિ થતી રહે છે. તેમાં ધર્મ સંબંધી જીજ્ઞાસા એટલી પ્રબળ છે કે જુદા જુદા ધર્મ ગ્રંથો વાંચી તેમાંથી સન્માર્ગ

**ગુજરાતી ભાષાંતર કરવાવાનું કારણ**

કયો અને કયાં છે એ જાણવાને લોકો ઘણી ઉત્કંઠા ધરાવે છે. પરંતુ ઘણાખરા ધર્મ ગ્રંથો મુખ્યત્વે કરી પવિત્ર કુરઆન પારકી ભાષામાં હોવાને લીધે તે વાંચવાને આપણા મુંબઈ ઇલાકાના લોકો માટે એક ભારે નડતર ઉભી થતી હતી; તે મેં પવિત્ર કુરઆનનું મરાઠી ભાષાંતર કરી મહારાષ્ટ્રના લોકો માટે સુલભ કર્યું છે. પણ મારા ઘણાખરા ગુજરાતી મિત્રો માટે એ પ્રકારનું સુરસ અને સટીક એવું કોઇ ગુજરાતી ભાષાંતર નહોતું. તથાપિ મારા પરમગુરૂ બ્રહ્મર્ષિ મહૂંમ હઝરત મૌલના સઇદુલ્લા સાહેબે કે જેમના મુરીદો-શિષ્યો ગુજરાતમાં પણ ઘણા છે, મને આજ્ઞા કરી કે ગુજરાતીમાં એવુંજ એક ભાષાંતર તૈયાર કરવું જોઇએ. તેમની આજ્ઞા માન્ય કરી હું મારા આ અલ્પ પ્રયત્નો ગુર્જરવાસીઓની સેવામાં રજુ કરવાની રજા લઉં છું. મરાઠી પ્રમાણેજ ગુજરાતી પણ મારી માતૃભાષા ન હોવાથી મારાથી કંઇ દોષ રહી ગયા હોય, એ સંભવિત છે. તે માટે હું મારા ગુર્જર વીદ્વતજનોની માફી ચાહું છું.

થોડા શબ્દોમાં બહુ અર્થ દર્શાવનારી અરબી ભાષાના વક્તૃત્વપૂર્ણ અને અનુપમ એવા પવિત્ર કુરઆનનું રસભર્યું ગુજરાતી ભાષાંતર કરવું

**સુરસ ભાષાંતર**

ઘણુંજ મુશ્કેલ છે. તો પણ ટીકાત્મક શબ્દ કૌંસમાં આપી ભાષાંતરમાં રસ આણવાનો પ્રયત્ન મેં કર્યો છે. તફસીરે બૈઝાવી, જલાલૈન, તફસીરે મખદુમ ફકીહઅલી સાહેબ મહાઈમી, મઆલિમુત્તંઝીલ અને દિલ્હીનિવાસી શાહ અબ્દુલ કાદિર સાહેબની તફસીરે-મુવઝઝેહુલ-કુરઆન વિગેરે પ્રખ્યાત અને સર્વ માન્ય ગ્રંથોમાંથી આ ટીકાઓ લીધી છે.

પ્રત્યેક ભાષાંતરમાં પારિભાષિક શબ્દ આવવાનાજ તેમ તે આ ભાષાંતરમાં પણ આવ્યા છે. તે ઉપર મેં પુષ્કળ ટીપો આપી છે અને કેટલાક

**પારિભાષિક શબ્દ**

કઠણ શબ્દો માટે એક નાનો શબ્દકોશ પણ શરૂઆતમાં આપેલો છે, તે મારા ગ્રંથ વાંચકો અવશ્ય જોશે એવી આશા છે. 'અલ્લાહ' આ અરબી શબ્દનો અર્થ દુન્યાની કોઈ પણ ભાષામાં એક શબ્દમા મળી શકતો નથી; માટે જે જે ભાષામાં ભાષાંતર થાય છે તે ભાષામાં જે ખાસ શબ્દો વપરાય છે તેજ લેવાયા છે. મેં પણ એજ કાયદાને અનુસરીને 'પરમેશ્વર' શબ્દ અલ્લાહને માટે લીધો છે. અલ્લાહ શબ્દનો અર્થ સર્વગુણસંપન્ન એવો જે એકજ મનમોહન એવો થાય છે; તે માટે મારા મુસ્લિમ ભાઈઓને હુ અરજ કરૂં છું કે તેઓ પરમેશ્વરને ઠેકાણે અલ્લાહ વાંચે તો વધારે સારૂં.

નિઝામ હૈદ્રાબાદના સુપ્રસિદ્ધ મહાત્મા મૌલાના મૌલવી અન્વારૂલ્લાહ સાહેબ ફઝીલતજંગ બહાદુર તથા બીજા વિદ્વાનોએ મરાઠી ભાષાંતર માટે એ

**અરબી કુરઆન સાથે ભાષાંતર કેમ છાપ્યું નથી ?**

ફત્વો આપ્યો હતો, કે માત્ર સટીક ભાષાંતરજ છાપવામાં આવે. કારણ એ ભાષાંતર મરાઠી અગર ગુજરાતી વાંચકોના હાથમાં જશે અને તેમનામાંયે ઘણાજ થોડા અરબી જાણનારા હોય છે. માટે અરબી લીપીના કુરઆનનો તેમને કાંઈ ફાયદો થશે નહિ. આ ઉપરાંત પુસ્તક બહુજ મોટું અને જાડું થવાથી વાંચકોને જ્યાં જોઈએ ત્યાં સહેલાઈથી લઈ જઈ શકાશે

નહિ. ઉલટું જે લોકો અરબી લીપી જાણે છે તેમને માટે ભાષાંતરમાં આપેલા આયાતોના આંકડા ઉપરથી અરબી કુરઆન સાથે વાંચવું સ્હેલું થઇ પડશે. એજ કૃત્વાને ગુજરાતી માટે મે આધારભૂત લીધો છે.

કુરઆન એકદમ એકજ વખતે પ્રકટ થયું નથી તે જુદા જુદા કાળમાં એટલે તેવીસ વર્ષના સમયમાં થોડું થોડું કરી પ્રકટ થયું છે. એટલે પ્રસંગાનુસાર તેની આયાત એટલે મહાવાકયો ફરી ફરીથી પણ આવ્યાં છે. પરંતુ તેથી વાંચકો કંટાળી જતા નથી. કારણ મૂળ કુરઆનની અરબી ભાષા શૈલીમાં એક ખાસ પ્રકારનું વચિત્ર્ય છે અને તેમાં એટલો બધો રસ ભરેલો છે કે વાંચકોનું મન તેમાંજ લીન થઇ જાય છે. અને તેનું પરિણામ બહુજ ગંભીર અને બોધદાયક થાય છે. કુરઆનમાં પરસ્પર વિરૂદ્ધ એવાં વાક્યો નથી; પણ ઉપર ઉપરથી જોનારાને એવો ભ્રમ થવાનો સંભવ છે. પરંતુ કુરઆનના કેટલાક વાકયો બીજા કેટલાકનું સ્પષ્ટીકરણ કરતાં હોવાથી તેને વિરોધ કહેવું તદ્દન ભુલ ભરેલું છે.

**કુરઆનમાં એકજ વાત ફરી ફરીથી શા માટે આવે છે ?**

'કુરઆનમાં ઇતિહાસિક વાતો પણ ઘણીજ આવેલી છે. તેમાંનું મર્મ કુરઆનનું મનનપૂર્વક પરિશીલન કરનારાને સારી પેઠે જણાઇ આવે છે. તેમાંથી સારાં પરિણામ ઉપજે એવા અનેક બોધ લઇ શકાય છે. તેથી આવાં પુસ્તકો કાદંબરી અથવા વાતાના ચોપડી પ્રમાણે જલ્દી જલ્દી નહિ વાચતાં શાંત મનથી તથા વિચાર પુર્વક વાંચવાં જોઇએ; ત્યારેજ તેનો કંઈ સારો ઉપયોગ થઇ શકશે. ખરા અને યથાર્થ ઇતિહાસના વાંચવાથી વિચારી માણસમાં ખરૂં અને ઉપયોગી ડહાપણ આવે છે એ સૌ કોઇ જાણે છે; માટે પરમ પવિત્ર અને સર્વશકિતમાન પરમેશ્વરે એવી જાતના માર્મિક ઉલ્લેખ કરી આ અપૂર્વ અને મહાન ગ્રંથદ્વારા અમો માનવોમાં નવું ચૈતન્ય આણ્યું છે. અને મનુષ્ય જન્મ સફળ કરવા માટે ઉત્તમ માર્ગ દેખાડી દીધો છે.

**કુરઆન અને ઇતિહાસ**

ઇસ્લામ આ અરબી શબ્દનો અર્થ ઈશ્વરઆજ્ઞાપાલન અથવા સર્વભાવથી એકજ પરમેશ્વરને શરણે જવું એવો થાય છે. એવો આજ્ઞાપાલક મુસલમાન કહેવાય છે; જગતમાં જેટલા ઇશ્વર પ્રણિત ધર્મો થઇ ગયા છે તેના મુળમાં ઇસ્લામ એટલે આજ્ઞાપાલન હોવુંજ જોઇએ. નહિ તો ધર્મ પાલન થઇ શકેજ નહિ. જગતની ઉત્પત્તીથી લઇને આજ સુધી કોઇ પણ ધમ પુસ્તક લો. પછી તે વેદ હોય કે બાઇબલ હોય, ઝંદાવસ્થા હોય કે બીજું કોઇ પુસ્તક; તેમાં ઇશ્વરઆજ્ઞાપાલન તો છે ને છેજ. તેથીજ પરમેશ્વરે કુરઆનમાં કહ્યું છે. 'પરમેશ્વર આગળ (મૂળનો) સત્ય ધર્મ કહીએ તો માત્ર ઈસ્લામ છે. ( પવિત્ર કુરઆન અ: ૩: ૧૯). અને જે કોઈ ઇસ્લામ સિવાય (બીજો)એકાદ ધર્મ શોધી ઇચ્છે. તો (પરમેશ્વર આગળ) તેનો તે ધર્મ કદી પણ માન્ય થઈ શકનાર નથી; અને તે પરલોકમાં હાની ભોગવનારામાંનો થશે. (જુઓ પવિત્ર કુરઆન અ ૩: ૮૫) તેથીજ પરમેશ્વરે ફરમાવ્યું છે કે (એમાં) શંકા નથી કે બુદ્ધિવાનો માટે આ લોકોના વૃત્તાંતમાં એક મોટો ધડો છે. આ (કુરઆન)એકાદ (નવી) રચી કહાડેલી વાત નથી, જે (દિવ્ય પુસ્તકો) એના પ્રકટીકરણ) અગાઉ ઉપલબ્ધ હતા તેની તે સત્યતા સાબીત કરે છે અને એમાં જે લોકો વિશ્વાસ રાખે છે તેમને માટે દરેક વાતની તપસીલ તથા સદ્‌બોધ તથા દયા છે. (જુઓ પવિત્ર કુરઆન અ. ૧૨: ૧૧૧.) માટે કુરઆનમાં જે ઇસ્લામ ધમ કહેલો છે તે નવો નથી પણ શુદ્ધ અને સનાતન ધર્મનુંજ તે એક સત્યમૂલક રૂપાંતર છે.

**ઇસ્લામ ધર્મ**

જગતમાં આજ સુધી જેટલી શાસ્ત્રીય શોધો થઇ છે અને થાય તેનું જ્ઞાન જેને જેને છે તે લોકોએ કુરઆનના તત્વો આ શાસ્ત્રીય શોધો સાથે મેળવી જોયા; તેમને એ સિદ્ધ થયું કે તેમાં કંઇ વિરોધ નથી. મનુષ્યની સંસ્કૃતિ–સુધારો તથા ઉન્નતિ એ જે ધર્મનો મૂળ હેતુ છે તે કુરઆન પ્રમાણે વર્તવાથી સારી રીતે પાર પડે છે; અને આચારવિચાર વિષે સવ અડચણો દૂર થઈ જાય છે. તેથીજ કુરઆનનું આધ્યાત્મિક રહસ્ય વ્યવહારમા આવે તેમ અને સુલભ હોઈ સંસારમાં રહીને તે યોગે જીવત સફલ કરી શકાય છે. અને બહુ સ્હેલાઇથી મોક્ષ પણ પ્રાપ્ત થાય છે.

**કુરઆન અને આધુનિક શાસ્ત્રો**

કુરઆનના તત્વો અને સિદ્ધાંતો એવા પાકા મજબુત અને નિર્વિઘ્ન છે કે તેના આગમન અગાઉ જગતમાં જ્યાં ત્યાં ધર્મ સંબંધી જે ઘોટાળો અને અવ્યવસ્થા હતાં તે આથી દૂર થઇ ગયાં. આજે પણ લોકોમાં સમાજને અહિતકારક અને ધિક્કારવા લાયક જે રીવાજો અને ચાલો ફેલાએલા છે.—દાખલા તરીકે મદ્યપાન, જાતિભેદ, આભડછેટ, પુનર્લગ્ન-નિષેધ વિગેરે એ વાતો જડમુળથી દુર કરવા માટે કુરઆનનાં સિદ્ધાંતો સમર્થ છે; અને તેનું અનુકરણ મુસલમાનો સિવાય બીજી કોમો વગર ધાર્તીએ કર્યા જાય છે. યુરોપિયન અને હિંદુ લોકોના ધર્મ શાસ્ત્રોમાં આ વાતોની મનાઈ નહિ હોવા છતાં ઘણા વર્ષના અનુભવથી એ રીવાજો માનવહિતને નાશકારક છે એમ જણાયાથી તેઓને હવે તે તુચ્છ લાગે છે અને દિવસે દિવસે તેઓ તેનો પ્રતિજ્ઞાપુર્વક ત્યાગ કરતા જાય છે. આગળ જતાં તેમના જ્ઞાન અને બુદ્ધિમાં જેમ જેમ વધારો અને સુધારો થતા જશે તેમ તેમ આ નિંદ્ય રીવાજો નાશ પામતા જશે. એ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે કુરઆન ઇશ્વર પ્રણિત છે માટેજ તેનાં સિદ્ધાંતો અને તત્વો ભૂત, ભાવિષ્ય અને વર્તમાન કાળમાં બાધ નહિ આવે તેવા અને વ્યવહારમાં લઇ શકાય એવાંજ છે.

હઝરત મોહમદ પયગંબર સાહેબ—પરમેશ્વર તમને ધન્યવાદ તથા શાંતિ બક્ષે—એમના હાથે એટલા બધા ચમત્કાર થયા છે કે તે અહીં આપીએ તો એક જુદુંજ પુસ્તક બની જાય. આ સિવાય આ ચમત્કાર તે વખતના લોકોએ જો કે પોતાની આંખે જોયા હતા અને ઇતિહાસથી પણ તે સિદ્ધ થાય છે તો પણ જે લોકોના સ્વભાવમાં વિતંડાવાદ છે તેઓ હવે કહે કે અમે આ ચમત્કાર જોયા નથી અને અમે તે માનતા પણ નથી, એ સંભવિત છે. તેથી સર્વ પ્રકારના લોકો માટે કુરઆન પ્રમાણભૂત થાય એ હેતુથી પરમેશ્વરે એનેજ એક ખુલ્લો સ્વતઃ શિદ્ધ ચમત્કાર બનાવી મોકલ્યું છે. કારણ જે સમયે કુરઆન પ્રકટ થયું તે વખતના ને તે દેશના લોકો પોતાને બહુ અભિમાનપૂર્વક 'અરબ' એટલે વકતા અને બીજાઓને 'અજમ' એટલે મુંગા કહેતા હતા. તે

**ચમત્કાર અને ભવિષ્ય વાદ.**

કાળનું સાહિત્ય એટલી પુર્ણાવસ્થાએ પોહોંચ્યું હતું કે તેમનું આ અભિમાન ફોગટ નહોતું. એવા સમયે હઝરત મોહંમદ પયગંબર જેવા એક મહાન તદ્દન નિરક્ષર ભવિષ્યવાદીનું નિર્માણ થવું અને તેમને નીતિમય અને ભવ્ય અરબી ભાષા શૈલીનું અપ્રતિમ અને અદભૂત તથા વકતૃત્વપૂર્ણ કુરઆન પ્રકટ થવું એક કાંઇ નાનો સુનો ચમત્કાર નથી. એટલુંજ નહિ પણ તેમાં સંશય કરનારા અને તેને પાખંડ ને જુઠાણું કહેનારા લોકોને પરમેશ્વરે ખુદ કુરઆનમાંજ અનેક ઠેકાણે સ્પષ્ટપણે કહ્યું છે કે એના જેવોજ એક અધ્યાય (સુરા) તમે માનવો રચી કાઢો; (જુઓ પવિત્ર કુરઆન અધ્યાય ૨: ૨૨–૨૩. અને અધ્યાય ૧૦: ૩૭–૩૯.) પરંતુ અરબી સાહિત્યના તે ઉત્કર્ષના સમયથી આજે ૧૩૪૩ વર્ષો થયાં, મોટા મોટા વિરોધી વિદ્વાનોએ જીવતોડ મહેનત અને પ્રયત્નો કર્યા છતાંયે કોઇએ પણ એ ઇશ્વરી આવ્હાનને જુઠાણું કહ્યું નથી. અને કહી શકશે પણ નહિ. જગમાં કોઈ પણ પુસ્તકે એવું આવ્હાન કર્યું નથી. તેમજ બાઇબલની હિબ્રુ અને વેદોની સંસ્કૃત ભાષા પ્રમાણે કુરઆનની અરબી ભાષા મૃત ગણાએલી ભાષા નથી. ઉલટું અરબી અનેક દેશોમાં આજે પણ બોલાય છે તથા લખાય છે. તેથી એ આવ્હાન ખોટું પાડવાને જગા હતી. માટે કુરઆન ઇશ્વર પ્રણિત છે એમ માનવામાં કંઈ ખોટું નથી.

આ ઉપરાંત કુરઆનમાં જે ભવિષ્ય વચનો અને આગમચેતીઓ છે તે બધી અક્ષરશઃ ખરી થઇ અને આગળ જતાં પણ ખરી થશે એમાં શંકા નથી આ વિષે મેં ટીકામાં ઠેકઠેકાણે ઇશારત કરી છે.

કુરઆન હઝરત મોહંમદ પયગંબર સાહેબને પ્રકટ થયું છે. તેમાંની ઘણીખરી વાતો હઝરત પયગંબરને ઉદ્દેશીને કહેવામાં આવી છે તો પણ

**કુરઆન અને હઝરત મોહંમદ પયગંબર સાહેબ.**

તેનો હેતુ બીજી મનુષ્ય જાતીને બોધ કરવાનો છે. દાખલા તરીકે માબાપ વિષે ઇશ્વરી આજ્ઞાનો (જુઓ અધ્યાય ૧૭: ૨૩--૨૫) કટાક્ષ ખાસ હઝરત પયગંબર તરફ છે એમ સમજવું તદ્દન ઘેલાપણું છે. કારણ એ આયાત-મહાવાકયો પ્રકટ થયા તેના અગાઉ એટલે પયગંબર સાહેબના બાળપણમાંજ તેમનાં માંબાપનું અવસાન થયું હતું. એવાં બીજાં

પણ વાક્યો છે. તે અહીં આપી વાંચકોનો વધારે વખત લેવો એ યોગ્ય જણાતું નથી. તથાપિ હઝરત પયગંબર સાહેબે ખુદ આ કુરઆન પ્રમાણે આચરણ કરી અમો માનવોને એક ઉત્તમ ધડો આપી દીધો છે એ વાત ભુલવી જોઇતી નથી.

**કુરઆન એજ વિશ્વ ધર્મ પ્રતિપાદન કરે છે.**

કુરઆનની અગાઉ સર્વ જગત્‌માં જેટલા પયગંબરો અથવા વિશિષ્ટ ઋષિઓ આવ્યા હતા તે સઘળા પરમેશ્વર તરફથી આવ્યા હતા; અને તેમને જે જે પુસ્તકો જુદા જુદા સમયે પ્રકટ થયાં તે ખરાં હોઇ તેમાં એકજ પરમેશ્વરની ઉપાસના સ્પષ્ટપણે કહેલી હતી. (જુઓ કુરઆન અધ્યાય ૨:૨૮૫)

હઝરત પયગંબર સાહેબના એક વચન પ્રમાણે એ પયગંબરો ૨ લાખ ૨૪ હજાર અને બીજા વચન પ્રમાણે ૧ લાખ ૨૪ હજાર થઇ ગયા છે. પરંતુ કુરઆન સિવાય બીજા પુસ્તકોનું પ્રકટીકરણ-વહ્ય-સુરક્ષિત રહેવાના સાધનો નહિ હોવાને લીધે તેમાં ઘણી વધઘટ અને ઉથલપાથલ થઇ છે. આનું પ્રમાણ એ કે તેમાં એકજ પરમેશ્વરની ઉપાસના સ્પષ્ટપણે કહેલી નથી; એટલુ જ નહિ પણ અનેક વસ્તુ અને વિભુતીની ઉપાસના કહેલી છે. માટે બીજા પુસ્તકોનું અક્ષરશઃ અનુકરણ કરવું સુરક્ષિત અને નિર્વિઘ્ન નથી. તો પણ તે પુસ્તકો અને તેમના પયગંબરો વિષે પુન્ય બુદ્ધિ, અને આદરભાવ રાખવો એ કુરઆનને માનનારાઓનું કર્તવ્ય કર્મ છે. (કુરઆન અ૦ ૨: ૧૩૬). જે અર્થે કુરઆનમાં સર્વ ધર્મોનો સાર છે અને તેનું પ્રકટીકરણ પણ સુરક્ષિત છે, (કુરઆન અ. ૧૫: ૯) તે અર્થે કુરઆનનું અનુકરણ કરવું એજ ધોકા વિનાનુ અને વાજબી છે. હઝરત મોહંમદ પયગંબરનું આગમન સર્વ જગત્ માટે થયું છે, તેથીજ પરમેશ્વરે તેમને ઉદ્દેશીને કુરઆનમાં કહ્યું છે કે **હે પયગંબર! અમે તને સઘળા જગતના લોકો માટે મંત્ર (મૂર્ત) દયા કરી મોકલ્યો છે.** કુરઆનમાં જાતિભેદ અથવા આભડછેટ નથી તેના ઉપર કોઈ પણ એક જનસમુહની એકતંત્રી અને એકમતી સત્તા નથી. કુરઆન પ્રમાણે જેને જોઇએ તે વર્તી શકે છે. કુરઆનનું વિશ્વબંધુત્વ અથવા ભાઇચારો એટલો બહોળો અને વ્યાપક છે કે તેમાં દાખલ થતાંજ

કોઇ પણ પ્રકારનો ભેદ નહિ રાખતાં કુરઆન પ્રમાણે ચાલનારાને મુસલમાન સમાજમાં સગા ભાઇ પ્રમાણે વર્તવામાં આવે છે. બીજા ધર્મોથી ઉલટું ઇસ્લામમાં રોટી અને બેટી વ્યવહારને પણ અડચણ આવતી નથી. તેમાં અંત્યજ અથવા અછુત લોકોના ઉદ્ધાર માટે જુદી સમાજ કે મંડળ સ્થાપવાની જરૂર નથી. તેમના ઉદ્ધાર માટે તેમાં પહેલેથીજ માર્ગ ખુલો કરી રાખવામાં આવ્યો છે.

કુરઆનમાં ઠેકઠેકાણે પ્રવૃત્તિ માર્ગ જ કહેલો છે. માટે શબ્દો અને વાકયોનો

**કુરઆન અને પ્રવૃત્તિ માર્ગ**

અર્થ ખેંચી તાણી બાઇબિલ અને ગીતા પ્રમાણે તેને પ્રવૃત્તિ માર્ગ સિદ્ધ કરવાની ખટપટ કરવાની જરૂર નથી. કુરઆન ઉપરથી નિવૃત્તિ માર્ગનો પણ બોધ થાય છે; પરંતુ તે જેમને વૈરાગ્ય પ્રાપ્ત થયું છે એવા ખાસ પ્રકારના લોકો માટેજ છે. એવા લોકોને કર્મ (અમલ) કયારે પણ છુટતું નથી. પરંતુ વૈરાગ્ય પ્રાપ્ત થયા પછી તેમના કર્મો નિષ્કામ થાય છે એ માત્ર નકકી છે; સિવાય કર્મ પ્રવૃત્તિને લીધે હોય કે નિવૃત્તિને લીધે હોય તેના મૂળમાં ઇશ્વરાર્પણ કરવાની બુદ્ધિ હોવીજ જોઇએ. એ પણ કુરઆનનો એક ઉદ્દેશ છે. કારણ મુસલમાનો જે જે હલાલ-શાસ્ત્ર વિહિત કર્મો કરે છે તેમાં ઇશ્વર આજ્ઞાધીનતા એટલે ઇસ્લામનો મેળ હોવોજ જોઇએ; નહિ તો તે કર્મ માન્ય થતું નથી.

અનિવાર્ય સંજોગોને લીધે આ પવિત્ર ગ્રંથ અમે વખતસર બહાર

**દરગુજર**

પાડી શકયા નહિ તેમાં અમારી રોકાણો અને શરીરની વ્યાધી આ મુખ્ય છે. પણ પરમેશ્વરની કૃપાથી તે મોડે વ્હેલે વાંચકોની દરગુજર ચાહી રજુ કરીએ છીએ.

મારૂં અને વાંચકોનુ મોટું ભાગ્ય કે હિઝ એકઝાલ્ટેડ હાઇનેસ આસિફ્જાહ મુઝફ્ફરૂલમમાલિક હાતમે દૌરાન અરસ્તુએ

**હિ. એ. હા. નિઝામ સરકારનો આભાર**

ઝમાન નિઝામુલ-મુલ્ક નિઝામુદ્દોલા આલા હઝરત નવાબ મીર ઉસ્માન અલીખાન બહાદુર ફત્તેહજંગ તરફથી ઉદાર રાજાશ્રય મળ્યો અને હું એ મહાન ગ્રંથ પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયો તે માટે એમના જેટલા આભાર માનીએ તેટલા થોડા છે, છેવટે મારી એજ પ્રાર્થના છે કે આ

ઉદાર મનવાળા અને કદરદાન રાજાધીરાજને અને તેમની સંતતીને એવાંજ સારાં કામો કરવા પરમેશ્વર મોટું આયુષ્ય આપે અને તેમનું રાજ્ય અખંડિત અને કાયમ રાખે. આમીન આમીન!! આમીન!!!

પરમ સ્તુત્ય પરમેશ્વરે આપણા કલિયુગના મહાન પયગંબર--પ્રેષિત--હઝરત મોહંમદ સાહેબ—પરમેશ્વર તેમને ધન્યવાદ તથા શાંતિ આપે—ને

**કુરઆનનો અદબ અને મુસલમાન ભાઇઓ**

ઉદ્દેશીને ફરમાવ્યું છે કે હે પયગંબર જે (હુકમ) તને તારા પાલનકર્તા તરફથી પ્રકટ થયા છે તે તું (જેવાને તેવાજ લોકોને) પહોંચાડી દે. (જુઓ કુરઆન અ. ૫: ૬૭.) એથી જણાય છે કે એ હુકમ અનુસાર હઝરત પયગંબર સાહેબ મારફત અમો મુસલમાનોને પણ આજ્ઞા થાય છે કે આ સંદેશો બધે પોહોચાડી દો. પરંતુ કુરઆન અરબી ભાષામાં હોવાથી બીજી ભાષાઓમાં તેનું ભાષાંતર કર્યા સીવાય સંદેશો પોહોચાડવાનો બીજો માર્ગજ નથી. એ ઉપરાંત ફાર્સી, ઉર્દુ, ઇંગ્રેજી, ફ્રેંચ વિગેરે ભાષાઓમાં એનાં ભાષાંતરો થયાં છે. તેમ મરાઠીમાં મેં તેનું પહેલું ભાષાંતર ૯ વર્ષ ઉપર કર્યું હતું અને હવે ગુજરાતીમાં એવું કોઇ રસભર્યું અને સટીક ખરૂં ભાષાંતર નહિ હતું તેથી હવે મેં તે કર્યું છે અને હું જાણું છું કે છાપવામાં જો કોઈ ગુણદોષ દેખાઇ આવે તો તે એવા નથી કે તેથી મુળ અર્થમાં કંઇ બાધ આવી શકે. ઇશ્વરકૃપાથી બીજી આવૃતીમાં એ દોષ નીકળી જશે.

હવે કુરઆનનો અદબ એટલે શું તે સમજવામાં કેટલાક ભાઇઓ ભુલ કરે છે. માટે તેનો અહીં કંઇક વિચાર થવો યોગ્ય છે. દાખલા તરીકે જો અમે કોઇ સરકાર અથવા શેઠના સેવક હોઇએ અને તે અમને એક ફર્માન અથવા ચીઠી મારફત કેટલાંક કામ કરવા માટે હુકમ આપે અને અમે તે ફર્માન અથવા ચીઠીને લઇ ચુંબન કરીએ, આંખે લગાડીએ સારી સુગંધી બાળીને ધુપ આપીએ અને અલમારીમાં મુકી તેનો બહુ અદબ કરીએ. એમ છતાં પણ જ્યારે પેલી સરકાર અથવા શેઠ આવશે અને તે ચીઠીમાં આપેલા હુકમ અમે બજાવ્યા કે નહિ તે જોશે; ત્યારે

તમારા આ અદબથી ખુશ થશે કે નાખુશ એની કલ્પના કરીએ તો ખરેખર તે અમને તદ્દન નાલાયક ઠેરવશે અને કહેશે કે મારા હુકમ બજાવવા એજ મારો અદબ છે. પણુ તમે મુર્ખપણાથી જે કંઇ અદબ સમજીને કર્યું તે સઘળું ફોગટ ગયું. તેવીજ રીતે કુરઆનનો સંદેશો મોકલનાર અમારો પાલનકર્તા જ્યારે આપણુને પુછશે કે મારા હુકમ સાથે તમે કેવું વર્તન કર્યું ? ત્યારે તમે કહેશો કે અમે તેનો બહુ અદબ કર્યો પણુ અમે તે સમજતા નહિ હતા માટે તે પ્રમાણે વર્તી શકયા નહિ. તો તે જવાબ ચાલશે નહી. જેવી રીતે તે ચીઠીની ભાષા સમજમાં નહિ આવે તો તે બીજા પાસે વંચાવી સમજી લઇ તે પ્રમાણે અમલ કરો છો તેવીજ રીતે કુરઆન સમજવું તમારૂં પહેલું કર્તવ્ય છે. માટે આશા છે કે કુરઆન વાંચી અને સમજી તે પ્રમાણે ચાલશો અને પરલોકમાં તેનો સારો બદલો પામશો.

મુંબઈ.

તા. ૨૭ રમઝાનુલ મુબારક

સને ૧૩૪૩. હિજરી.

લી૦

મીર મોહંમદ યાકુબ

ચિશ્તી સાબિરી



૭૮૬

# પવિત્ર કુરઆનનું

સુરસ અને સટીક

## ગુજરાતી ભાષાંતર




ભાષાંતરકર્તા,

ડૉ૦ મૌલવી હકીમ સૂફી,

મીર મોહંમદ યાકુબ ચિશ્તી સાબિરી.

અને ખરેખર અમે કુરઆન (લોકોને) બોધ લેવા માટે સહેલું કર્યું છે; ત્યારે કોઈ છે કે બોધ લેશે?

કુરઆન અધ્યાય ૫૪: ૧૭





નિઃસંશય આ (કુરઆન) મોટા આદર સન્માનનું કુરઆન છે (અને એ અમારે ત્યાં) જાળવી રાખેલા (ગુપ્ત) પુસ્તક (એટલે લૌહે મહફૂઝ) માં (લખેલું) છે. સ્વચ્છ અને પવિત્ર (દુતો) સિવાય બીજા કોઈ તેને અડકી શકતા નથી. (અને તેનીજ નકલ આ કુરઆન છે કે તે) સકળ જગતના પાલનકર્તા તરફથી (કલિયુગના પયગમ્બરને) પ્રકટ થયું છે.

કુરઆન અધ્યાય ૫૬: ૭૭–૮૦

# પવિત્ર કુરઆન

## ભાગ પહેલો–સૂરા ( અધ્યાય ) ૧ લો.

### સૂરતુલ્–ફાતેહા.



**સૂરતુલ-ફાતેહા** એટલે મુળ અધ્યાય. એની હઝરત **મોહંમદ** પયગંબર સાહેબ (સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ–પરમેશ્વર એમને ધન્યવાદ તથા શાંતિ બક્ષો) ને મક્કા શહેરમાં ઇશ્વિરી પ્રેરણા થઈ. એમાં ૭ આયાત (મહાવાકયો) છે. ફાતેહા એટલે પ્રારંભ, મુળ કુરઆનની શરૂઆત આજ અધ્યાયથી થાય છે તેથી એને ઉમ્મુલ કુરઆન કહે છે. વળી અલહમ્દ એટલે સ્તુતિ-સ્તોત્ર. સબ્ઉલ-મસાની એટલે જે સાત આયાત નિમાઝમાં બે વખત વાંચવામાં આવે છે અથવા જે બે વખતે પ્રગટ થઇ હતી તે–એક વખત **મક્કા**માં જ્યારે નિમાઝ પહેલી ફરઝ એટલે અવશ્ય કર્તવ્ય ઠર્યું ત્યારે. અને એક વખતે **મદીના**માં જ્યારે કિબલા એટલે નિમાઝની દિશા બદલી ત્યારે, સુરતુ–શ્શફા સુરતુ–સ્સલાત વગેરે એવાં બીજાં પણ એનાં નામો છે. (જુઓ **તફસીરે એઝાઝી** તથા **તફસીરે રહમાની**).

પરમ દયાળુ * (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું) ૧

(*) આ શરૂઆતનાં પહેલાં ચાર વાકયોમાં પરમેશ્વરે પોતાનું શુભ નામ કેવી રીતે લેવું તથા પોતાની યથાયોગ્ય સ્તુતિ કેવી રીતે કરવી એ બાબત પોતાના પયગંબર મારફત મનુષ્યને શિક્ષણ આપ્યું છે; તેથી જ 'તમે આમ કહો' એ શબ્દ શરૂઆત પેહેલા અહીંઆ અધ્યાહૃત છે. આ પહેલું વાકય પ્રત્યેક સુકર્મની શરૂઆતમાં શુભકારક તરીકે બોલાય છે. એમાં '**રહમાન**' તથા '**રહીમ**' એ બન્ને વિશેષણો એકજ ધાતુના છે; પરંતુ રહમાન એટલે પરમ દયાળુ—જે આ દુનીયામાં સર્વ ઉપર દયા કરનાર છે તે, તથા રહીમ એટલે પરમ કૃપાળુ—જે તે એકજ છે એમ માનનારા ઉપરજ પરલોકમાં કૃપા કરનાર તે,—એવો જે એકજ પરમેશ્વર છે તેના નામથી આરંભ કરવાનું અહીં સુચવવામાં આવ્યું છે.






સર્વ સ્તુતિ,* સઘળા જગતનો† પાલનકર્તા એવો જે પરમેશ્વર, તેનેજ (યોગ્ય) છે. ૨. (તે) પરમ દયાળુ‡ (અને) કૃપાળુ (છે) ૩. (તે છેવટના) ન્યાયના દિવસનો

* સર્વ સ્તુતિ-વખાણ તે કોઇ પણ કારણે કોઇની પણ તરફથી કોઇની પણ અને કોઇ પણ વખતે કરવામાં આવે તોપણ પરમેશ્વર સિવાય બીજા કોઇને પણ તેની યોગ્યતા અને અધિકાર નથી. કારણ જે જે હિત તથા બક્ષિસો મનુષ્યને પ્રાપ્ત થાય છે તેનો પ્રત્યક્ષ અથવા પરોક્ષ દાતા પરમેશ્વરજ છે.

† સઘળા જગતનો પાલનકર્તા—જગત એટલે અરબી ભાષામાં આલમ. જે જે વસ્તુના અવલોકનથી જગતકર્તાનું જ્ઞાન થાય તે સઘળાનો 'આલમીન' શબ્દમાં સમાવેશ થાય છે. પાલનકર્તા એનો અરબી શબ્દ 'રબ' છે. એનો મૂળ અર્થ કોઇ પણ વસ્તુને ધીમે ધીમે તેની પૂર્ણ અવસ્થામાં આણનારો એવો થાય છે. તો રબ એટલે સઘળાને સ્વતંત્રપણે નિર્માણ કર્તા તથા પ્રત્યેક અવસ્થામાં પાલનકર્તા એવો જે પરમેશ્વર તેનેજ સર્વ સ્તુતિ યોગ્ય છે. પાલનકર્તા એ નામ મારફત પરમેશ્વરે સર્વ સૃષ્ટિ સાથેનો પોતાનો પ્રેમમય સંબંધ દર્શાવ્યો છે; એનું પ્રમાણ આગળનું વાકય છે.

‡ '(તે) પરમ દયાળુ (અને) કૃપાળુ (છે).' તેની પરમ દયા એ કે તે સઘળું આ જગતમાં નિર્માણ કરે છે અને તેને કોઇ માને અગર ન માને તોપણ તે તેનું પાલન પોષણ કરે છે. તેની પરમ કૃપા એ કે જે લોક તેને શ્રદ્ધાપૂર્વક માને છે અને તેના હુકમ પ્રમાણે ચાલે છે, તેમને તે જાતિ તથા વર્ણનો ભેદ રાખ્યા વિના—કારણ જે કોઇ પરમેશ્વરની મરજી તથા હુકમને આધીન હોય છે તેજ તેની પાસે ઉચ્ચ જાતિનો ગણાય છે—પરલોકમાં પ્રત્યેકનાં કર્મની યોગ્યતા પ્રમાણે બેશુમાર કલ્યાણ અને સુખ બક્ષશે.









માલિક * (છે) ૪. (હે પરમેશ્વર) તારીજ અમે ભકિત †
કરીએ છીએ; અને તારીજ અમે મદદ માગીએ છીએ.
૫. તુ અમને સરળ ‡ માર્ગ બતાવ. ૬. (એટલે) જે

---

* કારણ (તે છેવટના) ન્યાયના દિવસનો માલિક (છે), જે દિવસે સૃષ્ટિ પ્રલય થઇ મુએલાંઓને ફરીથી જીવતાં કરી ઉઠાડવામાં આવશે અને પ્રત્યેકના કર્મનો નિવેડો થશે. જેવાને તેવું ફળ મળશે. એટલે સુકૃત્ય કરનારાને સ્વર્ગમાં રહેવાનું ઇનામ મળશે. તથા કુકર્મ કરનારાને શિક્ષા દાખલ નર્કવાસ પ્રાપ્ત થશે. તે દિવસને અરબી ભાષામાં કયામતનો દિવસ અને ગુજરાતીમાં પુનરૂત્થાનનો દીવસ કહે છે. એનું સવિસ્તર અને સપ્રમાણ વર્ણન આગળ કુરઆનમાં અનેક જગ્યાએ આવે છે તે વાંચી જોવું.

† આપણો નિર્માણ કર્તા, પાલનકર્તા તથા છેવટના ન્યાયનો માલિક પરમેશ્વરજ હરે છે, તેથી ભકિતને પાત્ર પણ કેવળ તેજ છે; અને આપણી ઉત્પત્તિ, રક્ષણ તથા તારણ જેના હાથમાં છે એવો જે સર્વ શકિતમાન પરમેશ્વર તેનીજ મદદ યાચવી યોગ્ય છે. સબબ પરમેશ્વરે આ વાકયમાં, ભકિત, જેમાં ધાર્મિક તેમજ નૈતિક કર્મનો સમાવેશ થાય છે. અને મદદ જે વ્યવહારિક તેમજ સામાજીક વગેરે કર્મને લાગુ પડે છે તે બન્નેનું સ્વામિત્વ પોતાની પાસેજ છે એવું સિદ્ધ કર્યું છે: તેથી કરીનેજ કાયા, વાચા તેમજ મને, તેને એકજ માની આગળની પ્રાર્થના કરવાનું શિખવ્યું છે:—'હે પરમેશ્વર ! તારીજ અમે ભકિત કરીએ છીએ અને તારીજ અમે મદદ માગીએ છીએ.'

‡ આ ઠરાવ ઉપર દૃઢ રહેવું ઘણું કઠણ છે, કારણ મનુષ્યમાં દેવગુણ કરતાં પશુગુણ વિશેષ પ્રબળ હોવાને લીધે તેને માયામય મનોવિકારનો વેગ કેવા આડે માર્ગે ઘસડી લઇ જશે તે નક્કી નથી. એથી




**(લોકો) ઉપર તેં કૃપા* કરી છે તેમનો માર્ગ બતાવ. પણ જેમના ઉપર (તારો) કોપ† થયો છે તેમનો (માર્ગ) નહિ,**

---

કરી પરમેશ્વરે પોતાની અપાર કૃપાથી આ પ્રાર્થના શિખવી, આપણા મનુષ્ય ઉપર મોટો ઉપકાર કર્યો છે.—'તું અમને સરળ માર્ગ બતાવ.' 'સરળ માર્ગ' એ શબ્દ કુરઆનમાં જ્યાં જ્યાં આવ્યો છે ત્યાં ત્યાં તેનો અર્થ ઇસ્લામ ધર્મ થાય છે; અને 'ઇસ્લામ' એ શબ્દનો અર્થ પરમેશ્વરની મરજી તથા હુકમને શરણ થવું એવો થાય છે. આ વ્યાખ્યા પ્રમાણે સર્વ મનુષ્યમાત્રનો ધર્મ સૃષ્ટિના આરંભથી હમેશ ઇસ્લામજ ઠરે છે. એ પ્રમાણે ચાલવાથી આડે અવળે માર્ગે નીકળી જવાની બ્હીક રહેતી નથી.

* કારણ, 'જે (લોકો) ઉપર ત્હેં કૃપા કરી છે તેમનો માર્ગ બતાવ' આ વિગતવાર વર્ણન ઉપરથી એવું ઠરે છે કે જે લોકો ઉપર પરમેશ્વરે કૃપા કરી છે તેજ સરળ માર્ગ ઉપર છે; કારણ તેણે ખાસ દર્શાવેલા માર્ગે ચાલ્યા સિવાય તેના કૃપા પાત્ર હોવું શકય નથી. એથી કરીનેજ પયગંબરો તથા તેમના અનુયાયીઓ—સાત્વિક લોક, ધર્મને માટે પ્રાણ અર્પણ કરનારા (શહીદ) અને સદ્ગુણી લોક—એ સઘળાઓએ પહેલાં પોતપોતાના સમયમાં જુદા જુદા પયગંબરો મારફતે તેમજ આખરે હઝરત મોહંમદ પયગંબર મારફત પ્રકટ થએલા તેજ—એક ઇસ્લામ ધર્મ પ્રમાણે વર્તન રાખી ઇશ્વર કૃપા સંપાદન કરી.

† પરંતુ જે વખતે હઝરત મોહંમદ (સલ્લલ્લાહો અલૈહે વસ-લ્લમ્—પરમેશ્વર એમને ધન્યવાદ તથા શાંતિ બક્ષો.) આ જગતમાં આવ્યા તે વખતે અજ્ઞાનરૂપી અંધકાર સર્વત્ર પ્રસરેલો હતો અને યાહુદી તથા ખ્રિસ્તી લોકો પાસે ઇશ્વરી પુસ્તક હોવા છતાં તેઓ ગેરમાર્ગે દોરાએલા હતા. તેવીજ રીતે જગતમાં બીજા લોકો પણ ઇશ્વરી રાજ-માર્ગથી ઘણા દૂર પડયા હતા. તેથીકરીને પરમેશ્વરે પ્રાર્થનામાં એવું કહે-વાનું શીખવ્યું કે જેમના ઉપર (તારો) કોપ થયો છે તેમનો (માર્ગ)

તેમજ આડે માર્ગે * ભટકનારાઓનો પણ નહિ. ૭. તથાસ્તુ.

નહિ. કોપ એ એક પ્રકારનો મનોવિકાર હોવાથી પરમેશ્વર સંબંધી બોલતી વેળા તેનો અર્થ યથાશબ્દ નહિ લેતાં, કોપનું પરિણામ જે શિક્ષા તે સમજવામાં આવે છે, જે લોક જગતના પ્રપંચમાં ઘણા કુશળ હોઇ ઇશ્વર ઇચ્છિત ધર્મની સત્યતા જાણતા હોવા છતાં તે પ્રમાણે આચરણ રાખવાનાં તથા જન્મનું સાર્થક કરી લેવાની સદ્બુદ્ધિ તેમને પ્રાપ્ત ન થ એ ઇશ્વરી કોપનુંજ પરિણામ છે. એમ છતાં યાહુદી લોક તેમની તોરાત એટલે જુના કરારમાં ખ્રિસ્તી લોક અનેક જગ્યાએ બાઇબલમાં અને મુખ્યત્વે કરીને સ્પષ્ટપણે બાર્નબસના ગોસ્પેલમાં—એ પુસ્તક દબાવી દેવા પ્રયત્ન થયા છતાં તે લંડન, લેડન તથા રોમ વગેરે શહેરોનાં સંગ્રહસ્થાનમાં મળી શકે છે—તથા પારસી વગેરે બીજા લોકોએ પોતપોતાના ધર્મગ્રંથોમાં, હઝરત મોહંમદ પયગંબરના આગમન વિષે જે ભવિષ્ય-આગાહી છે તે છુપાવી અથવા દ્વેષબુદ્ધિથી તેનો ભળતોજ અર્થ ઉઠાવ્યો તેને અનુલક્ષિને એ વાકયની પ્રેરણા થઇ.

* 'તેમજ આડે માર્ગે ભટકનારાઓનો પણ નહિ. એટલે તેમનો માર્ગ પણ નહિ. કારણ યાહુદી હઝરત આઝેર પયગંબરને (અલૈહિસ્સલામ-એમને શાંતિ હોજો) પરમેશ્વરનો પુત્ર માનતા હતા. અને ખ્રિસ્તિ હઝરત ઇસા ( યેશૂ ) પયગંબરને (અલૈહિસ્સલામ-એમને શાંતિ હોજો) પરમેશ્વરનો પુત્ર અથવા પ્રત્યક્ષ પરમેશ્વર માનતા હતા. તેવીજ રીતે બીજા લોકો પણ આ જગતમાંના નાશવંત, બુદ્ધિશૂન્ય તથા બળહીન વસ્તુની પૂજા અર્ચના કરતા હતા તેમને ઉદ્દેશીને પ્રાર્થનાનો આ છેવટનો ભાગ છે. 'આમીન' એ હિબરૂ શબ્દનો અર્થ મ્હેં તથાસ્તુ એટલે તેમજ હોજો, એવો કર્યો છે. એ શબ્દ પ્રાર્થનાને અંતે ઉચ્ચારવાનો રિવાજ છે.



# અધ્યાય ૨ જો.

## સૂરતુલ્ બકર :


આ અધ્યાયની હઝરત મોહંમદ પયગંબર સાહેબ (પરમેશ્વર એમને ધન્યવાદ તથા શાંતિ બક્ષો) ને મદીના શહેરમાં ઈશ્વરી પ્રેરણા થઈ હતી. એમાં ૨૮૬ આયાત (મહા વાકયો) છે. એ અધ્યાયનું આ નામ ૬૭ થી ૭૩ વાકયમાંના બકર: એ . (જુઓ તે વાકય ઉપરની ટીકા).

---

પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું)

---

અ. લ. મ.* (અલિફ્–લામ–મીમ). ૧. આ (એવું) પુસ્તક (છે કે) તે (ના ઈશ્વરવાણી હોવા) માં કંઈપણ સંશય નથી. (તે પરમેશ્વરથી) બ્હીને † ચાલનારાઓને સન્માર્ગ દર્શક (છે). ૨.

---

* અરબી મૂળાક્ષરો પૈકી આવા કોઇ કોઇ અક્ષરો કેટલાક અધ્યાયના પ્રારંભમાં મુકવામાં આવ્યા છે. એને હુરૂફે–મુકત્તેઆત એટલે તુટક અક્ષરો કહે છે. એનો ગુઢ અર્થ સમજાવવા વિદ્વાનોએ પ્રયત્નો કર્યા છે અને પોતપોતાના યોગ્ય અને બંધબેસતા મતો પ્રદર્શિત કર્યા છે. જેમકે:–'અલિફ્ અલ્લાહ માટે 'લામ' જીબ્રઈલ–પવિત્ર આત્મા માટે, અને 'મીમ' મોહમંદ માટે; અર્થાત પરમેશ્વરે જીબ્રઈલ દુત–પવિત્ર આત્મા–મારફત હઝરત મોહમંદ પયગંબરને કુરઆન પ્રકટ કર્યું વિગેરે વિગેરે.

† અહીં બે અર્થ સંભવે છે; એટલે જે લોક પરમેશ્વરથી બ્હીને ચાલે છે તેમને અધિકાધિક સન્માર્ગ દેખાય છે કિંવા જે લોકોના અંગમાં પરમેશ્વરથી બ્હીને ચાલવાની પાત્રતા છે તેમને સન્માર્ગની સુબુધ્ધ પ્રાપ્ત થાય છે.

(એટલે) જે લોકો (ધર્મ વિષયક) ગેબી–અદ્રશ્ય * વાતોઉપર વિશ્વાસ રાખે છે અને (નિત્ય) નિમાઝ પઢે છે અને જે કંઈ અમે તેમને આપી રાખ્યું છે તેમાંથી (પરમાર્થમાં) ખરચે છે; ૩. અને (ઓ પયગંબર!) જે લોકો, તને જે (પુસ્તક) ની † પ્રેરણા કરવામાં આવી છે તે ઉપર તેમજ તારી અગાઉ જે (પુસ્તકો) પ્રેરીત થયાં છે તે ઉપર વિશ્વાસ રાખે છે; અને પરલોક વિષે પણ જેઓ (પુર્ણ) ખાતરી રાખે છે; ૪.

---

* જે વાત ઇંદ્રિઓની સમજવાની શક્તિની પણ પેલીપાર છે, તેને ગેબી એટલે અદ્રષ્ટ કહે છે અને તે અંતર્જ્ઞાન તથા બુદ્ધિથી જાણી શકાય છે. જેમ કે પરમેશ્વર અને તેના ગુણ વિશેષણો, પરલોક, નર્ક તથા સ્વર્ગ, વિગેરે.

† એટલે ઓ **મો**હંમદ પયગંબર! તમને જે પવિત્ર કુરઆનની પ્રેરણા થઈ છે તે ઉપર તેમજ તમારી અગાઉ જે જે પયગંબરો–પ્રેષિતોને જે જે પુસ્તકો સાદર થયાં છે તે ઉપર: એટલે હઝરત **દા**ઉદને **ઝ**બૂર (psalms), હઝરત **મો**ઝેસ–મૂસા-ને **તો**રાત (જુના કરાર) તથા હઝરત **યે**શુ (ઇસા) ને ઇંજીલ (શુભવર્તમાન) વિગેરે પણ પરમેશ્વર તરફથી પ્રકટ થયાં છે એવો વિશ્વાસ રાખવો જોઈએ. કુરઆન સિવાય બીજાં પુસ્તકોમાં લોકોએ પોતપોતાની કલ્પના પ્રમાણે પુષ્કળ ઉથલપાથલ અને ફેરફાર કરી નાંખ્યા છે: અને તેથીજ તેમાં એકજ અને સર્વશક્તિમાન પરમેશ્વરની ઉપાસના અને ભક્તિ છોડી દઈ ભળતી વસ્તુની પૂજા અર્ચના જોવામાં આવે છે અને મનુષ્ય જેવો બુદ્ધિવાન પણ તેની આગળ નમે છે. એ કારણને લઈને પરમેશ્વરે જે તત્વો તે દિવ્ય પુસ્તકોમાં હતાં તે કુરઆનમાં ફરીથી આપ્યાં છે: તેથી કુરઆન પ્રમાણે આચરણ કરવું એ તે સઘળાં પુસ્તકો પ્રમાણેજ આચરણ કરવા બરાબર થાય છે, પછી તે પુસ્તક વેદ હોય કે બાઇબલ હોય.





એવાજ લોકો પોતાના પાલનકર્તાના સરળ માર્ગ ઉપર છે; અને એજ (આખરે પોતાના મનોરથમાં) સફળ થશે. ૫. (ઓ પયગંબર!) જે લોકોએ (ઈસ્લામ સ્વીકારવાની) ના પાડી છે તેમને તું (ઈશ્વરી શિક્ષાનો) ભય બતાવે અથવા ન બતાવે એ સરખુંજ; તેઓ તો વિશ્વાસ રાખનાર નથી. ૬. પરમેશ્વરે તેમના અંતઃકરણો ઉપર અને તેમના કાન ઉપર મોહોર મારી છે; અને તેમની આંખો ઉપર પડદો (પડળ) છે, અને તેમને (પરલોકમાં) મોટી શિક્ષા (થવાની) છે. ૭. અને લોકોમાં કોઈ કોઈ એવાપણ છે જે (મ્હોડેથી તો) કહે છે કે અમે પરમેશ્વર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખીએ છીએ; પણ ખરૂં જોતાં, તે વિશ્વાસુ નહોતા. ૮. (આ લોકો પોતાના મનથી) પરમેશ્વરને તેમજ જેઓએ વિશ્વાસ રાખ્યો છે તેમને છેતરે છે; અને (અર્થાત) તેઓ ખુદ પોતા સિવાય * (બીજા) કોઇને પણ છેતરતા નથી; પણ (એ વાત) તેઓ સમજતા નથી. ૯. તેમના અંતઃકરણમાં (પહેલેથીજ અવિશ્વાસનો) રોગ હતો, વળી હમણા (કુરઆન પ્રકટ કરી) પરમેશ્વરે તેમનો (તે) રોગ (હજીપણ) વધાર્યો † અને તેમને તેમના

* જે લોક જુઠાણાને પોતાની કાર્યસિદ્ધિ સમજે છે, પણ એક વખત તેમનું જુઠાણું ઉઘાડું પડયું, એટલે આ લોકમાં તેમની ફજેતી થાય છે અને પરલોકમાં તેમને શિક્ષા થશે તે જુદીજ, એટલેજ તેઓ પોતા સિવાય અન્ય કોઇનેજ છેતરતા નથી, એમ બને છે.

† નાસ્તિક લોકોના મનમાં પહેલેથીજ ધર્મ ઉપર વિશ્વાસ નહોતો, વળી હવે કોઇની પણ બ્હીક ન રાખતાં વાત બહાર લાવનાર કુરઆન પ્રકટ થયું, એ જોઇ તેઓ મત્સર તથા દ્વેષથી બળી ઉઠ્યા;




૧૨૨૮૭






જુઠું * બોલવાના શાસન તરીકે દુ:ખદાયક શિક્ષા (થવાની) છે.
૧૦. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે પૃથ્વી ઉપર
ફિસાદ ફેલાવતા નહિ, ત્યારે તેઓ કહેવા લાગે છે કે અમે તો
(લોકોમાં) મેલાપ માત્ર કરનારા છીએ એટલુંજ. ૧૧. જુઓ!
તેઓ પોતેજ ફિસાદખોર † છે: પરંતુ (તેની) તેઓને સમજ
પડતી નથી. ૧૨. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે
જે પ્રમાણે (બીજા) લોકોએ (પણ) વિશ્વાસ રાખ્યો છે, તે
પ્રમાણે તમે પણ વિશ્વાસ રાખો; ત્યારે તેઓ કહેવા લાગે છે
કે (બીજા) મુર્ખાઓએ જેવો વિશ્વાસ રાખ્યો તેવો અમારે

અને અમે પણ મુસલમાન છીએ એવું જુઠું બોલી ખરા મુસલમાનોને થાપમાં મુકી તેમનામાં ફિસાદ એટલે ગેરસમજ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ટુંકમાં, વાત તો એકજ હોય છે; પણ તેને લઇને કેટલાક સન્માર્ગે લાગે છે તો કેટલાક કુમાર્ગે વળે છે.

* જુઠું બોલવું એટલે મુસલમાનોને ભુલાવામાં નાંખવા માટે અમે પણ મુસલમાન છીએ એવો ઢોંગ કરી કહેવું તે.

† જે દાંભિકો (એટલે ઢોંગી) લોકોનો આ વાક્યોમાં ઉલ્લેખ છે, તેમની રહેણી એવી હતી કે તે મુસલમાન તેમજ નાસ્તિક એ બન્ને સાથે મેલાપ રાખતા, અને તેઓ જેમને મળતા તેમના જેવીજ વાત કરતા. તમે એકજ પક્ષના થઇ રહો અને બે મ્હોડાની વાત કરી ફિસાદ વધારો નહિ, એમ તેઓને સલાહ સંપથી રહેવા કહેતાં તેઓ એવો જવાબ આપે છે કે અમને ફિસાદખોર ઠરાવવા એ કેવળ ખોટો આરોપ છે. અમારો ખાસ ઉદ્દેશ એ છે કે બન્ને પક્ષ પોતપોતાની જગ્યાએ દબાઇ રહે અને ખુલ્લી રીતે લડી મરે નહિ. પરમેશ્વરે તેમની એવી વર્તણુકનો નિષેધ કરી મુસલમાનોને સ્પષ્ટપણે કહ્યું કે એ તેમની ગેરસમજ છે, કેમકે એથી ઉલટી વધારે દુશમની વધે છે. દાંભિકોને ધર્મ સાથે કંઇ લાગતુંવળગતું નથી









પણ વિશ્વાસ રાખવો કે શું? જુઓ, તેઓ પોતેજ મુર્ખ* છે; પરંતુ તેમને (આ વાતની) જાણ પડતી નથી. ૧૩. અને જેઓએ વિશ્વાસ રાખ્યો છે તેમને જ્યારે તેઓ મળે છે ત્યારે તેઓ કહે છે: અમોએ પણ વિશ્વાસ રાખ્યો છે. અને જ્યારે તેઓ પોતાના તુફાની આગેવાનો પાસે ખાનગીમાં જાય છે ત્યારે તેઓ કહેવા લાગે છે, અમે તમારી સાથેજ છીએ, અમે તો માત્ર (મુસલમાનોની) ચેષ્ટા કરીએ છીએ. ૧૪. (તેઓ મુસલમાનોની શું ચેષ્ટા કરશે? પણ ખરેખર તો) પરમેશ્વર

---

તેઓ તો દુનીયાના પ્રપંચમાંજ મશગુલ રહે છે. તેઓ આ ભેદ સમજતા નથી કે ખુશામતપણાના વર્તનથી હરેક પક્ષને ટેકો મળે છે: અને એવી પરિસ્થિતિમાં સમાધાન થવું અશકય હોય છે.

* પ્રથમમાં લોકોની સ્થિતિ ભેળસેળ હતી. જેમ જેમ લોકો ઇસ્લામમાં દાખલ થતા ગયા, તેમ તેમ તેમનો સમાજ જુદોજ બનતો ગયો: ઘણાખરા ખુલ્લી રીતે નાસ્તિક હતા: કેટલાક તે પણ થોડાજ, ખુલ્લી રીતે મુસલમાન હતા: અને કેટલાક આ બાજુએ પણ નહિ તેમ બીજી બાજુએ પણ નહી એવા હતા. આ ત્રણેમાં પણ ગોત્રસંબંધ તેમજ પ્રીતિ કાયમ હતી. જ્યારે કોઇ પાકા મુસલમાન ગોત્રસંબંધ વગેરેથી પ્રેરિત થઇ દાંભિકોને સમજાવતા કે તમે બીજા લોકોની માફક પાકા મુસલમાન કેમ થતા નથી, ત્યારે દાંભિકો તેમને પોતાના સમજી બેધડક જવાબ આપતા કે તમે તો ખરેખરા મૂર્ખ છો; તમને દુનીયાના પ્રપંચનો વિચાર નથી તેથી શું અમારે પણ મૂર્ખ થવું? તેના ઉત્તરમાં પરમેશ્વરે ફરમાવ્યું કે, તેઓ મુસલમાનોને મૂર્ખ સમજે છે; પણ તેઓ પોતેજ મૂર્ખ છે. કારણ સંસારને ધર્મ ઉપર શ્રેષ્ઠતા આપવી અને વિવેચક બુદ્ધિનો ઉપયોગ ન કરવો એના કરતાં વળી બીજું મૂર્ખપણું કયું?









એમનીજ ચેષ્ટા * કરે છે, અને (તેથીજ) તે તેમને ઢીલી દોરી મુકે છે કે તેઓ પોતાની શિરજોરીમાં ભટકતા ફરે. ૧૫. એજ લોકો (એવા) છે કે જેઓએ સન્માર્ગને બદલે કુમાર્ગ વેચાતો લીધો. પણ તેમનો વેપાર † પણ ફળીભૂત થયો નહી, અને તેઓ સન્માર્ગ ઉપર પણ કાયમ રહ્યા નહી. ૧૬. આ (ઢોંગીઓ) નું દ્રષ્ટાંત ‡ પણ એવા (મનુષ્ય) ના દ્રષ્ટાંત સરખું છે કે જેણે (લોકોના એકાદ મંડળમાં રાત્રે) અગ્નિ સળગાવ્યો પછી જ્યારે

* જેવાને તેવું એ ન્યાયે પરમેશ્વર તેમને તોડી પાડે છે.

† અહીં લેવુંદેવું અને વેપારનો મજકુર દ્રષ્ટાંતરૂપે છે. એનો અર્થ એવો છે કે દાંભિક લોકોએ સરળ માર્ગ સ્વીકારવો જોઇતો હતો; પણ તેમણે ખોટી આશાએ ભુલ ભરેલો તથા વાંકો ચુંકો માર્ગ સ્વીકાર્યો, આખરે તેમને પોતાના ખોટા અભિપ્રાયનું દુષ્પરિણામ ભોગવવું પડ્યું. આજ વેપારમાં ટોટો કહેવાય.

‡ દ્રષ્ટાંતનું સ્પષ્ટીકરણ એવું છે કે કોઈ દાંભિકે લોકોના સમુદાયમાં કલેમએ-શહાદત એટલે પરમેશ્વર સિવાય બીજો કોઈ ઉપાસના કરવા લાયક નથી અને હઝરત મોહંમદ, એ તેનો પયગંબર તથા પ્રેષિત છે. એ શબ્દો ઉચ્ચાર્યા, એટલે તેણે એક પ્રકારની આગ સળગાવી. તેના આ કૃત્યથી આસપાસના બીજા લોકોને ઉત્તેજન મળ્યું એટલે તેઓ પણ મનોભાવથી આ પ્રતાપશાળી ને દેદિપ્યમાન શબ્દ ઉચ્ચારી પાકા મુસલમાન થયા. તે જાતે દાંભિક હોવાથી ફજેત થઈ સમાજમાંથી હાંકી કઢાતાં બચી ગયો. એ પછી તેની મનોવૃત્તિ એવી કંઈ થઈ કે તેને વિશ્વાસનું તેજ દેખાતું બંધ પડ્યું અને તે અવિશ્વાસના અંધકારમાંજ પડી રહ્યો. અથવા તેનું મરણ થઈ તેની આંખનું તેજ જતું રહ્યું અને તેણે દાંભિકપણામાં









તેથી તેની આસપાસની વસ્તુઓ ચળકતી થઇ, ત્યારે પરમેશ્વરે તેમ (ની આંખ) નું તેજ હરણ કર્યું અને તેમને એવા અંધકારમાં છોડી મુકયો કે (હવે ત્યાં) કંઈજ તેમને સુઝતું નથી. ૧૭. (જાણે કે) બેહેરા, મુંગા, આંધળા; કે તેઓ ફરીથી (કોઈપણ યુક્તિવડે સન્માર્ગ ઉપર) આવી શકતા નથી. ૧૮. અગર (તેમની સ્થિતી) આકાશમાંથી પડનાર ધોધમાર વરસાદ* સરખી છે; કે જેમાં (નાના પ્રકારના) અંધકાર, અને મેઘ

મોટેથી ઉચ્ચારેલા શબ્દોનું કંઇજ પરિણામ આવ્યું નહિ. પશ્ચાતાપ કરવો એ કંઈ તેને ઉપયોગી થાય એમ કહીએ પણ મરણ પછી પશ્ચાતાપ કરવો વ્યર્થ છે; તેથી ફરીને તેનું સન્માર્ગ ઉપર આવવું શકય નથી. અગર દાંભિકોએ ઉપલા મનથી વિશ્વાસ જાહેર કર્યો અને આસપાસના લોકોએ તેનો લાભ લઈ તથા ઇસ્લામ સ્વીકારી પોતાનું સાર્થક કરી લીધું. ઢોંગી લોકો પાસે હોવા છતાં પણ દેખતા નહિ હોવાથી આંધળાજ રહ્યા. એ ફકત આંધળાજ હોય; તો આંધળાને બીજા કોઈ બોલાવેથી અથવા પોતે વિચાર કરવાથી તેઓ માર્ગ ઉપર આવી શકે છે. પરંતુ જે માણસ આંધળો હોઈ બોલતો પણ નથી અને બીજાનું સાંભળતો પણ નથી તો પછી તેના સરળ માર્ગ ઉપર આવવાની આશાજ નથી.

* અહીં ઇસ્લામી ધર્મને વરસાદની ઉપમા આપી છે. નિઃસંશય વરસાદ એ પરમેશ્વરની કૃપા છે. વરસાદથી જેવી રીતે ખેતરો લીલાંછમ અને તાજાં થાય છે તેવીજ રીતે ઇસ્લામ ઉપર વિશ્વાસ મુકવાથી અને તે પ્રમાણે આચરણ રાખવાથી મનુષ્યનું મન પ્રફુલ્લિત થાય છે. પરંતુ તેની સાથે અંધકાર, મેઘ ગર્જના અને વિજળી જેવા પીડાકારી તત્વો પણ હોય છે. તો ઇસ્લામ ઉપર કાયમ રેહવું એ અજ્ઞાન લોકોનાં અજ્ઞાનપણાને લીધે આવતાં દુઃખો




**ગર્જના અને વિજળી હોય છે; (અને લોકો) વિજળીના કડાકાને લીધે મરણની બ્હીકથી પોતાની આંગળીઓ પોતાના કાનમાં ખોસી ઘાલે છે. અને પરમેશ્વર નાસ્તિકોને* ઘેરી લેછે (કે તેની અટકાયતમાંથી તેઓ કોઈ પણ જગાએ નાસી જઈ શકતા નથી) ૧૯.**

તથા સંકટો સહન કર્યા વિના શકય નથી. પ્રથમના મુસલમાનો ઉપર પુષ્કળ સંકટો પડયાં હતાં. તેમને મૂર્તિપૂજક તથા નાસ્તિકો તરફથી પુષ્કળ જુલ્મ સોસવાં પડયાં હતાં. પણ દાંભિકો પૂર્ણ વિશ્વાસના અભાવે એ છળ દુઃસહ હતો. મુસલમાનોને જો કોઇપણ બાબતમાં ઐહિક નફો થતો કિંવા લડાઇમાં વિજય મળતો તો આ દાંભિકોના મનમાં ઇસ્લામ ધર્મ માટે ઉત્તમ અભિપ્રાય ઉત્પન્ન થતો. પરંતુ જો તેમને નુકસાન પહોંચ્યું અથવા લડાઇમાં તેમનો પરાભવ થયો, તો તે દાંભિકોનું મન ધર્મની બાબતમાં ડગમગી જાત અને તેમની શ્રદ્ધા ઓછી થાત. તાત્પર્ય કે દાંભિકો કોઇ વખત ધર્મથી ખુશ થતા અને કોઇ વખત નાખુશ થતા. એમ છતાં આ ધોધમાર વરસાદ એટલે કુરઆનનુ પ્રકટ થવું, અંધકાર એટલે તે વેળાએ જગતમાં જે નાસ્તિક ભાવ હતો તે. મેઘ ગર્જના એટલે કુરઆનમાં જે ધમકીનાં વચન હતાં તે અને વિજળી એટલે કુરઆનનાં સ્પષ્ટ તથા સુબોધ પ્રમાણો; તે સમયના લોકો, કુરઆન સાંભળવાથી ઇસ્લામ ધર્મ તરફ આપણું વલણ થાય તથા આપણો અસલ ધર્મનો ત્યાગ થાય એ બ્હીકે—કારણ અસલનો આડો અવળો ધર્મ પણ ત્યાગ કરવો એ તેમને મરણ સમાન લાગતો; તેથી કરીને તે લોકો પોતાની આંગળીઓ કાનમાં ખોસી ઘાલે છે કે કુરઆન સંભળાય પણ નહિ તેમ સ્વધર્મનો ત્યાગ પણ થાય નહિ.

* અરબી ભાષામાં કાફિર એ શબ્દનો અર્થ નાસ્તિક થાય છે કારણ જે લોક સત્યને દાબી દઈ સંતાડી અસત્યના નાદમાં પડે છે અથવા બીજા શબ્દોમાં, પરમેશ્વર અને તેની આજ્ઞા એજ જે સત્ય, તેનો અસ્વીકાર કરે છે તેવાઓને કાફિર કહે છે. ગુજરાતીમાં






એ સંભવિત છે કે વિજળી * તેમની આંખો આંજી નાખે. જેમ જેમ વિજળીના ચમકારા તેમની આગળ થયા, તેમ તેમ તેઓ તે (ના પ્રકાશ) માં (થોડું ઘણું) ચાલ્યા. અને જ્યારે તેમ ના ઉપર ઘાડો અંધકાર પ્રસરી રહ્યો; ત્યારે તેઓ ઉભા (ને ઉભાજ) રહ્યા. અને જો પરમેશ્વર ઈચ્છશે† તો તે (એમ પણ) તેમની શ્રવણ શક્તિ તથા દૃષ્ટિ હરણ કરશે. કંઈપણ શંકા નથી કે પરમેશ્વર સર્વ શક્તિમાન છે. ૨૦.

---

નાસ્તિક એટલે પરમેશ્વરનું અસ્તિત્વ સ્વીકારતો નથી તે; તો હઝરત પયગંબર સાહેબ તે સમયના લોકોને, પરમેશ્વર એકજ છે અને કુરઆન એ તેનીજ વાણી છે અને તેમાં ઈશ્વરી આજ્ઞા છે: એમ સમજાવી કહેતા હતા. તોપણ તે લોકો પોતાનું તે ખરૂં, એવું અભિમાન રાખી પયગંબરનું કહેવું એટલે ઈશ્વરી આજ્ઞાને ગણકારતા નહી હતા એટલે તેઓ તત્વત: પરમેશ્વરનેજ માનતા નહી હતા, તેથી કરીને તેઓને નાસ્તિકની સંજ્ઞા લગાડવામાં કંઈ ખોટું નથી.

* વિજળી એટલે કુરઆનના પ્રમાણો સાંભળી તેમની આંખ ઝાંખ મારી જતી હતી. એ પ્રમાણે તેમની બુદ્ધિને માન્ય થાય એટલે તે તેના પ્રકાશમાં ચાલતા અને જ્યા તેમના અગાઉના મતથી ઉલટી વાતો સાંભળી તેમની મતિ સુન મારી જતી ત્યારે તેઓ જયાં ને ત્યાજ ઉભા રહી જતા હતા.

† 'અને જો પરમેશ્વર ઈચ્છશે તો તે (એમ પણ) તેમની શ્રવણ શક્ત તથા દ્રષ્ટિ હરણ કરશે' આ વાકયમાંથી એવો સાર નીકળે છે કે પરમેશ્વર જેવી રીતે અંદરની ઇન્દ્રિઓ ઉપર સત્તા ચલાવે છે તેવીજ રીતે તે બહારની ઇન્દ્રિઓ, કાન અને આંખ પણ હરણ કરી શકે છે. એ પ્રમાણે દાંભિક કદ્દા અવિશ્વાસી થયા તોપણ તેઓ ઇસ્લામ ધર્મનું કંઇપણ બગાડી શકતા નથી. આ અધ્યાયની









ઓ લોકો! જે તમારા પાલનકર્તાએ તમને અને તમારી પૂર્વે જે લોકો થઈ ગયા છે તેમને નિર્માણ કર્યું તેની તમે ભક્તિ કરો; કે કદાચિત તમે (પરમેશ્વરથી) બ્હીને * ચાલવા લાગશો. ૨૧. જેણે (એટલે પરમેશ્વરે) તમારે માટે પૃથ્વીને બીછાનું અને આકાશને છત બનાવ્યું; અને આકાશમાંથી પાણી વરસાવી તે દ્વારા તમારા ભક્ષણાર્થે ફળફળાદી ઉત્પન્ન કર્યાં; તો તમે કોઇને પણ એવા પરમેશ્વર સમાન બનાવતા નહિ; અને તમે તો જાણો † (પણ) છો. ૨૨. અને અમે આમારા સેવક

---

શરૂઆતથી અહીં સુધી ત્રણ તરેહના લોકોનો અહેવાલ આપવામાં આવ્યો છે. પ્રથમ મુસલમાનોનો, તે પછી જેમના અંતઃકરણ ઉપર મોહોર મારવામાં આવી છે અને જેઓ કદાપણ વિશ્વાસ રાખનાર નથી તેવા નાસ્તિકોનો અને ત્રીજા દાંભિકોનો, કે તેઓ દેખાવે જો કે મુસલમાન હોય છે પણ તેમના મનમાં વિશ્વાસની ગંધ સરખી પણ નથી.

* પરમેશ્વરથી બ્હીને ચાલવું એ કેવળ ભક્તિ કરતાં પણ શ્રેયસ્કર છે. કારણ (લઅલ્લ) એટલે કદાચીત. એ શબ્દમાં આશા પણ છે અને શંકાનો પણ ભાસ થાય છે. એટલે જેને કહેવાય છે તેને ઉમેદવાર કરવાનો ઉદ્દેશ હોય છે. દાખલા તરીકે:-કોઇ અધિકારી કોઈ માણસની એકાદ નોકરી ઉપર નિમણુંક કરી તેને કહે છે કે જો તમે ચાકરી બરાબર કરશો તો નવાઈ નથી કે તમારી જલદી વૃદ્ધિ કરવામાં આવશે. હવે એ વૃદ્ધિ સારી સેવા ઉપર આધાર રાખે છે. બરાબર એજ વાત અહીં પણ લાગુ પડે છે કે પરમેશ્વરની ભક્તિ કરો એટલે તેનાથી બ્હીને ચાલવાની પણ સુબુદ્ધિ પ્રાપ્ત થશે.

† એટલે તમને આ વાત સમજવાની અક્કલ છે કે મનુષ્ય જાતે પોતે પેદા થયો નથી, પૃથ્વી અને આકાશ એ પણ આપોઆપ




(મોહંમદ)ને જે (કુરઆનની) પ્રેરણા કરી છે. તેના સંબંધમાં જો તમને સંશય હોય, (અને એમ માનતા હશો કે એ ઈશ્વરી પુસ્તક નથી, પણ મનુષ્યે રચેલું છે) અને તમે (તમારા તે દાવામાં) ખરા હોવ તો આના જેવો એક અધ્યાય (સુરા તમે પણ રચી) લાવો‡ અને પરમેશ્વર સિવાય તમે તમારા પ્રત્યક્ષ હિમાયતીઓ પણ બોલાવીલ્યો. ૨૩.

બન્યાં નથી, વરસાદ આપોઆપ પડતો નથી અને વરસાદને ફળ પણ પોતાની મેળે ઉત્પન્ન કરવાનું સામર્થ્ય નથી. આ સઘળો ફેરફાર જોઈ મનુષ્યને સ્વાભાવિક રીતે વિચાર ઉત્પન્ન થાય છે કે આ ફેરફાર કરનાર કોઈ બીજોજ છે. તે વ્યક્તિ અને ગુણમાં અદ્વિતીય તથા એકલોજ છે: તેનો કોઈપણ ભાગીદાર નથી તેમ કોઈ બરોબરીઓ નથી, તેમ કોઈ તેનો મદદગાર પણ નથી. માણસ પોતાની સ્વાભાવિક બુદ્ધિ મારફતજ આ વાત સમજે છે: પણ સંસારના મોહપાશમાં ફસાઈ તેને પોતાનો ઉદ્દિષ્ટ માર્ગ દેખાતો નથી.

‡ હઝરત મોહંમદ પયગંબર સાહેબ પોતાની પયગંબરી—પ્રેષિત-પણા—વિષે અને કુરઆન એ પરમેશ્વરની વાણી છે એ બાબત પુષ્કળ પ્રમાણ આપતા હતા. તેમાં એ પ્રમાણ સઘળામાં ઘણાજ મજબૂત હતાં. કારણ જે સમયે કુરઆન પ્રકટ થયું તે સમયે અરબ લોકોમાં વક્તૃત્વ શક્તિ તથા સાહિત્યશાસ્ત્રની ઘણીજ ખ્યાતિ હતી. પદ્યરચના કરવામાં તેઓ એટલા પ્રવિણ હતા કે દાસીઓ જેવા પણ જુદા જુદા વિષયો ઉપર એવાં ઉત્કૃષ્ટ પદો રચના કે આજના ઉત્તમમાં ઉત્તમ સાહિત્ય શાસ્ત્ર -નિપુણ વિદ્વાનો પણ તેની બરાબરી કરી શકતા નથી. તો પછી એક નિરક્ષર પયગંબરનું કહેવું કે એના જેવોજ એક અધ્યાય તમે પણ રચી કહાડો, એ કંઇ નાની સુની વાત નથી; તે તો એવી એક ચમત્કૃતિ છે કે પુનરૂત્થાન થતાં સુધી એ નિ:સંશય કાયમ રહેશે.

પછી જો તમે (એટલું પણ) નહિ કરી શકયા,–અને (તે) તમો કદી પણ કરી શકશોજ નહી—તો જે નરકાગ્નિના બળતણ માણુસ અને પથર * થશે તેનો ભય રાખો, તે નાસ્તિકો માટે (સળગાવી) તૈયાર રાખ્યો છે. ૨૪. અને (ઓ પયગંબર !) જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામ પણ કર્યાં, તેમને તું શુભ વર્તમાન સંભળાવ કે તેમને માટે એવા (સ્વર્ગીય) બાગો છે કે જેની નીચે થઈ નદીઓ વહે છે. જ્યારે તેમને તેમાંનું એકાદ ફળ ખાવાને આપવામાં આવશે, ત્યારે તેઓ કહેશે કે અમને જે અગાઉ આપવામાં આવ્યું હતું તેજ આ; અને (એમ તેઓ આ માટે કહેશે કે) તેમને તે (પૂર્વેનાં ફળો) ને મળતાં† (ફળો) આપવામાં આવશે; અને ત્યાં તેમને માટે ચોકખાં (અને પવિત્ર) જોડાં હશે અને તેઓ તે (બાગ)માં સદા ને સર્વદા રહેશે. ૨૫. નિઃસંશય પરમેશ્વર કંઈપણ દ્રષ્ટાંત આપવામાં (કોઈપણ જાતનો) સંકોચ† રાખતો નથી; (પછી જોઇએ તો

* એટલે ખનિજ દ્રવ્ય જેવાં કે ગંદ્રપ વગેરે.

† દુનીયામાં જ્યારે કોઇને તેણે અગાઉ નહિ જોયાં હોય એવાં ફળ ખાવાને આપવામાં આવે છે, ત્યારે તે ખાવાને આનાકાની કરે છે કે કોણ જાણે તે કેવાં હશે. સ્વર્ગવાસીઓને જે પરિચિત રંગરૂપનાં ફળ આપવામાં આવશે તે ખાતાં તેઓ બ્હીશે નહી. કારણ તેઓ જાણે છે કે એવાંજ ફળ તેઓએ અગાઉ પણ ખાધેલાં છે. એમ બને કે કદાચિત રંગરૂપના મોહમાં પડવાથી તેમને મોટી અભિલાષા થાય નહિ કે એક વખત ખાધું તે પણ તે અને બે વખત ખાધું તે પણ તેજ. પરંતુ તે ફળ ચાખવાથી તેઓ અપૂર્વ સ્વાદ અનુભવશે અને તેમને વધારેજ આનંદ મળશે. કેમકે

 



તે દ્રષ્ટાંત) મચ્છરનું* હોય અથવા તેનાથી પણ વધારે (કોઇ ક્ષુલ્લક વસ્તુનો) હોય. પણ જે લોકોએ વિશ્વાસ રાખ્યો છે, તેઓ (ખાતરીપૂર્વક) જાણે છે કે આ (દ્રષ્ટાંત બીલકુલ) ખરૂં છે (અને તે) તેમના પાલનકર્તા તરફનુંજ છે. અને જેઓ અવિશ્વાસુ છે તેઓ કહે છે કે આ (ક્ષુલ્લક) દ્રષ્ટાંત આપવામાં પરમેશ્વરનો હેતુ શું હશે? એવાંજ દ્રષ્ટાંતથી પરમેશ્વર ઘણાંને આડે માર્ગે દોરે છે અને એવાં (દ્રષ્ટાંત) થીજ ઘણાંને સરળ માર્ગની બુદ્ધિ આપે છે. અને એનાથી તે આડે માર્ગે વાળે છે તે માત્ર આજ્ઞાભંગ કરનારાઓનેજ. ૨૬.

---

તેમાં તેમને અપરિચિત સ્વાદ મળશે. આ જડ તથા ભૌતિક વસ્તુનો ઉલ્લેખ એટલા માટેજ કરવામાં આવ્યો છે કે જેમને વિશેષ જ્ઞાન ન હોય તેણે એમાંજ આનંદ માનવો અને જ્ઞાની તથા વિચારી હોય તેમને એથી આધ્યાત્મિક સુખની કલ્પના આવે.

* કુરઆનમાં પરમેશ્વરે લોકોને સમજાવવા માટે જગોએ જગોએ પ્રાણી તથા ઇતર વસ્તુઓનાં ઉદાહરણો આપ્યાં છે. એજ પ્રકારનું આ મચ્છરનું અને સત્તરમા ભાગમાં સૂરતુલ હજજના એક વાકયમાં માખીનું ઉદાહણ છે. એનો ખુલાસો એવો છે કે લોકો પરમેશ્વરને છોડી જે મૂર્તાની પૂજા અર્ચના કરે છે, તે મૂર્તા એક નાની સરખી માખી પણ બનાવી શકતી નથી, અને બનાવવું તો એક બાજુએ રહ્યું. પણ જો માખી તેમની પાસેથી એકાદ વસ્તુ છીનવી લઇ જાય ;છે તો તેઓ તે તેની પાસેથી લઇ શકતાં નથી. કેવી બાપડી નિર્બળ માખી અને શું તેનું બળ! અને જેના તાબામાં એક માખી પણ નહિ હોય તો પછી તે માખાથી પણ વધારે નિર્બળ ગણાય. આવાં ઉદાહરણો સાંભળી અધર્મી લોકો એવો આક્ષેપ કરે છે કે મુસલમાનોનો પરમેશ્વર કેવો કે આવી ગલીચ ને ક્ષુલ્લક વસ્તુનાં

 






જે લોકો પરમેશ્વરના કરારનું પાકું બંધન થયા પછી તેને તોડી નાંખે છે; અને જે સંબંધ જોડાવવો જોઇએ એવી પરમેશ્વરે આજ્ઞા કરી છે તે (સંબંધ) જેઓ સદંતર કાપી નાખે છે; અને જેઓ પૃથ્વી ઉપર ફિસાદ ચલાવે છે; તેજ લોકો (આખરે) હાની પામે છે. ૨૭. (ઓ લોકો!) તમે પરમેશ્વરનો કેવી રીતે અસ્વીકાર* કરી શકો છો? અને

---

ઉદાહરણ આપે છે. આક્ષેપ કરનારાઓને પરમેશ્વરે તેમનું મૂર્ખ-પણું બનાવી, કહ્યું કે ઓ મૂર્ખ લોકો! માખી, મચ્છર વગેરેના નામથી તમે ગભરાઇ ઉઠો છો પણ દ્રષ્ટાંતના પરિણામ તરફ લક્ષ આપતા નથી. આવીજ વાતથી વિશ્વાસુ લોકો બોધ મેળવે છે, અને જેઓ આજ્ઞાનો ભંગ કરે છે અને પરમેશ્વર એકજ છે અને સર્વ શક્તિમાન છે એ સ્વાભાવિક ધર્મ તથા નૈસર્ગિક કરાર જેની સાક્ષી તેમના અંતઃકરણે હમેશાં પુરી છે, તેનું સ્મરણ રાખતા નથી, અને શાંતિ તથા મેળાપનો જે સંબંધ સામાજીક અને વ્યવહારિક સ્થિતિ સાથે છે તે કાયમ રાખતા નથી અને દેશનું નુકસાન કરે છે; તેવાઓ ઉપર આવાં દ્રષ્ટાંતનું ઉલટું પરિણામ થાય છે. તેથી કરીનેજ પરિણામ તરફ જોતાં ખાલી વિતંડવાદમાં તેઓ મશગુલ રહે છે. (જુઓ આયત ૨૬ અને ૨૭.)

* માણસની ઉત્પત્તાની પરંપરા એવી છે કે પ્રથમ કંઇપણ નહોતું. પછી પરમેશ્વરે પૃથ્વી તથા આકાશ પેદા કરી દુત મારફત જમીન ઉપર મહેનત કરાવી, તેમાંથી વનસ્પતિ ઉત્પન્ન કરાવી. પછી માટીનું સજીવ પુતળું બનાવ્યું અને જમીનનો પાક તેના આહાર માટે નક્કી કર્યો. આ આહાર ઉપર પાચન વગેરે પ્રયોગ થઇ તેનું વીર્ય બનાવ્યું. એ પ્રમાણેની અવસ્થા મનુષ્યના મરણ પર્યંત પરંપરા ચાલવા લાગી. તે ઉપરાંત એતિહાસિક




(ખરૂં જોઇએ તો) તમે નિર્જીવ હતા ત્યારે તેણે તમને જીવત-દાન આપ્યું; પછી (તેજ) તમને મારે છે; તે પછી (તેજ) તમને (પુનરૂત્થાનને દિવસે બીજી વખત) જીવતા પણ કરશે; પછી તેના તરફજ તમે પાછા ફેરવાઇ જશો. ૨૮. તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે તમારે માટે પૃથ્વી ઉપર સર્વ કંઈ નિર્માણ કર્યું; પછી (એ સિવાય તેણે એક મોટું કામ એ કર્યું કે) આકાશ (ની રચના) તરફ લક્ષ આપ્યું; તો તેમાં સાત આકાશ એક સરખાં બનાવ્યાં. અને

---

દષ્ટિએ જોતાં આપણી આંખ આગળ કેવળ અંધારૂં છે; તેમાં આપણાથી તેજથી ભરેલાં ઇશ્વરી પ્રકટીકરણ સિવાય ચાલી શકાતું નથી. એ પ્રકટીકરણ એવું દર્શાવે છે કે મરણ પછી પણ એક અસ્તિત્વ થશે અને આપણું અંતઃકરણ પણ એ વાત કબુલ કરે છે. આ સ્થિતિના તપશીલવાર અહેવાલનું આપણને પ્રત્યક્ષ જ્ઞાન નથી, પણ કુરઆનમાં આ ઉત્પત્તાનો મજકુર ઠેકાણે ઠેકાણે આવે છે. કોઈ ઠેકાણે સૃષ્ટાના આરંભથી શરૂઆત કરી છે કે જ્યારે પૃથ્વી તથા આકાશ બીલકુલ નહોતાં; કોઈ ઠેકાણે માટીથી શરૂઆત કરી છે, અને કોઈ ઠેકાણે વીર્યબિંદુથી. પહેલેથીજ જોઇએ તો મનુષ્ય નિર્જીવ હતો એ દ્રાષ્ટથી વિચાર કરતાં તેનો કેવળ અભાવ હતો એમ જણાય છે. અને માટીથી શરૂઆત કરીએ તો તે નિર્જીવજ હતી. તો આ વાક્યનો અર્થ એટલોજ કે મનુષ્યની સ્થિતિમાં હમણા જે ઉત્ક્રાંતિ થઈ છે અને હવે પછી થશે, અને જેનું પ્રમાણ કુરઆનના 'અર્થાત્ તમે એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં ઉપર ચઢશો' એ વાક્યમાંથી મળે છે, તે તમારા સંકલ્પ અને ઇચ્છા ઉપર અવલંબી રહેતું નથી. એટલે જો કોઈ આ ઉત્ક્રાંતિ કરે છે તેજ પરમેશ્વર છે. તો પછી પરમેશ્વર નથી એમ તમે શા ઉપરથી કહી શકો?

તે દરેક વસ્તુ (ની ચાવી કુંચી) થી વાકેફ છે. ૨૯. અને (ઓ પયગંબર! તું લોકોને તે વેળા યાદ દેવાડ કે) જ્યારે તારા પાલનકર્તાએ દુતોને કહ્યું કે હું પૃથ્વી ઉપર (મારો એક) પ્રતિનિધી નિમનાર છું; ત્યારે (દુતોએ) કહ્યું, પૃથ્વી ઉપર તું શા માટે એવા (મનુષ્ય) ને (પ્રતિનિધી) બનાવે છે કે જે ત્યાં ફિસાદ ફેલાવશે તથા રક્તપાત કરશે? અને (એવોજ બનાવવો હોય તો પછી તું અમને બનાવ કે) અમે તારી સ્તુતિ સાથે ગુણગાન કરીએ અને તારી પવિત્રતા * વર્ણવિએ છીએ. પરમેશ્વરે કહ્યું કે તમે જે (મર્મ) જાણતા નથી તે હું (પાકું) જાણું છું. ૩૦. અને પરમેશ્વરે આદમને સઘળા (પદાર્થોના) નામો શીખવ્યાં; પછી તેણે તે વસ્તુઓને દુતો આગળ મુકી ફરમાવ્યું કે જો તમો (તમારા દાવામાં) ખરા હોવ તો તમો મને આ વસ્તુનાં નામો † કહો (જોઇએ!). ૩૧ તેઓએ કહ્યું, તું પવિત્ર છે, તેં જે અમને શીખવ્યું છે

* એટલે સર્વ પ્રકારની ખોડ, ખાપણ અને ખામીઓથી તું પવિત્ર છે અને તારા ઉપર કોઇપણ પ્રકારનો આક્ષેપ આવી શકતો નથી.

† દૂતો પરમેશ્વરનું ગૌરવ અને મહીમા વધારી તથા તેની પવિત્રતાનું વર્ણન કરવાની પોતાની સેવા વ્યક્ત કરી, ઇશ્વરી પ્રતિનિધિત્વ વિષેની પોતાની પાત્રતા સિદ્ધ કરવા મંડ્યા અને મનુષ્યની બહારની સ્થિતિનો તેમને ભુલાવો થવાથી તેઓએ તેને ભારે નાશ કરનાર તથા રક્તપાત કરનાર તરીકે દર્શાવ્યો. કારણ કે તે માટીમાંથી બનાવવામાં આવ્યો હતો અને માટી જુદી જુદી પ્રકૃતીનાં પરિમાણમાંથી બની છે. એટલે જે પંચભેળ અને મિશ્ર હશે તે અવશ્ય

તે સિવાય અમને (બીજું કશું) જ્ઞાન નથી, ખરેખર તુંજ જ્ઞાની અને સત્યસંકલ્પ છે. ૩૨ (ત્યારે પરમેશ્વરે આદમને) ફરમાવ્યું કે હે આદમ! તું દુતોને તે (વસ્તુ) નાં નામો કહે. પછી જ્યારે આદમે દુતોને તે (વસ્તુ)નાં નામો કહ્યાં. ત્યારે (પરમેશ્વરે દુતોને ઉદ્દેશી) કહ્યું કે, શું મેં તમને કહ્યું નહોતું કે આકાશનો તથા પૃથ્વીનો ગુપ્ત * ભેદ હું

તુફાની થવાનો. તેમ છતાં માણસનો દોષ કહાડવામાં દૂતોનો ઉદ્દેશ એવો હતો કે તે ઇશ્વરના પ્રતિનિધિ થવાને લાયક નથી એ સિદ્ધ કરવું. પરંતુ દૂતો માણસની શારિરીક ઉમત્તી ઉપરથી તેના મનમાંના વિચારનું અનુમાન બાંધતા હતા. આ અનુમાનમાં એક પ્રકારે એવો દાવો પણ ઉપસ્થિત થાય છે કે અમે માણસના મનની સ્થિતિ જાણીએ છીએ અને ખરૂં જોતાં મનમાંના વિચાર જાણવા એ પરમેશ્વર સિવાય બીજાને શક્ય નથી તેથી કરીનેજ પરમેશ્વરે માણસના મનમાંના વિચારપૂર્ણપણે જાણવાના તેમના આ દાવાની બાબતમાં તેમને નિરૂત્તર કરવા માટે ફરમાવ્યું કે જો તમે એવી રીતે અંદરના વિચાર જાણો છો તો પછી સૃષ્ટિના પદાર્થનાં નામ પણ તમે જાણતા હશો, કારણ મનમાંના વિચાર જાણવા કરતા સૃષ્ટિના પદાર્થના નામ કહેવાં સ્હેલાં છે. અને જો તમે તે જાણતા નહિ હો તો પછી તમારો આ દાવો ખોટો છે અને મનુષ્યને દોષ દેવો પણ વાજબી નથી.

* આમાં એક બોધ લેવા જેવી વાત છે. તે એ કે પરમેશ્વરે મનુષ્ય સૃષ્ટી એક વિશિષ્ઠ પ્રકારનીજ બનાવી છે. તેના સ્વભાવમાં જુદા જુદા આવેશ હોઈ તેમાં દૃઢ રીતે મર્યાદાશીળ અને નિયમિત રહેવું અશક્ય નથી; તેમ છતાં તે મુશ્કેલ તો છેજ. તેમાં કામ ક્રોધાદિ ષડ્રિપુને એવા મુકી દીધા છે કે પુષ્કળ અંશે બુદ્ધિ ઉપર પણ તેનો

**જાણું છું અને જે કંઇ તમે (હમણાં) જાહેર કરો છો અને જે કંઇ તમે (મનમાં) છુપાવી રાખો છો તે (સઘળુ પણ) મને માલમ છે. ૩૩ અને અમે દુતોને ફરમાવ્યું કે તમે આદમને નમન કરો. ત્યારે શેતાન સિવાય (સઘળાએજ) નમન કર્યું. તેણે (માત્ર) ના પાડી અને મગરૂરીમાં આવ્યો અને નાસ્તિક થઇ બેઠો. ૩૪. અને અમે (આદમને) કહ્યું કે ઓ આદમ! તુ અને તારી પત્નિ (બન્ને) સ્વર્ગમાં રહો અને ત્યાં તમારી મરજીમાં આવે તે ખુબ ખાઓ (પીઓ).**

---

દાબ બેસે છે. સારાંશ કે માનવીસ્વભાવ પાપ તરફ વલણ ધરાવે છેજ. જેમને પરમેશ્વરથી નિકટ સંબંધ પ્રાપ્ત છે અને જેમનું શરીર (Etherial) એટલે હલકુ અને સુક્ષ્મ છે તેવા દુતોને પોતાનાજ દાખલાથી એવો ભાસ થયો છે કે મનુષ્ય પોતાની સ્વાભાવિક પ્રવૃત્તીને લીધે પરમેશ્વરનો પ્રતિનિધિ થવાને લાયક નથી; એમ છતાં તેઓએ પરમેશ્વર આગળ પોતાના વિચાર જાહેર કરી મનુષ્ય સૃષ્ટીની કારણ મીમાંસા અથવા તપાસ કરી જોઈ. પણ પરમેશ્વરે દુતોનું અજ્ઞાન સિદ્ધ કરી તેમની પાસે કબુલ કરાવી લીધું કે તેમનું જ્ઞાન અપૂર્ણ તથા મર્યાદિત છે. જે અર્થે પરમેશ્વરે મનુષ્યની સૃષ્ટનું કારણ દુતોને પણ જાહેર કર્યું નહિ તે અર્થે દુર્બળ માનવોનું શું ગજું કે તેનો ગુપ્ત ભેદ જાણી શકે, અને તેની તપાસ કરી શકે. એથી મનુષ્યને યોગ્ય છે કે તેણે એવા જંગલી વિચાર છોડી દઇ પ્રત્યેક વાતની મર્યાદા રાખવી; અને જ્ઞાનમાં દિવસે દિવસે વધારો કરવો અને ગમે તેટલો વધારો થાય તો પણ 'તમો લોકોને ઘણુંજ થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે.' એ કુરઆનના વાકયની મર્યાદામાંજ રહેવું. કારણ ગમે તેટલું જ્ઞાન હશે તો પણ તે પરમેશ્વર આગળ નજીવુંને અત્યલ્પજ છે.

પણ આ (ઘઉંના) વૃક્ષ તરફ ફરકતા નહિ. (એમ કરશો) તો તમે (તમારૂં પોતાનુંજ) નુકસાન કરશો. ૩૫. પછી શેતાને તેમને ત્યાંથી ફોસલાવ્યા અને (આખરે) જે (સુખ)માં તેઓ હતા તેમાંથી તેમને કાઢી મુકયા અને અમે ફરમાવ્યું કે તમો (સઘળા) નીચે ઉતરો. તમે એકબીજાના શત્રુ છો. અને પૃથ્વી ઉપર તમારે માટે એક (ખાસ) સમય સુધી રહેવાનું ઠેકાણું અને (નિર્વાહનું) સાધન છે. ૩૬. પછી આદમે પોતાના પાલનકર્તા પાસેથી (ક્ષમા યાચનાના કંઈ) શબ્દ* શીખી લીધા અને (તે શબ્દના પ્રભાવથી) પરમેશ્વરે તેમનો પશ્ચાતાપ માન્ય કર્યો. નિઃસંશય તે ભારે પશ્ચાતાપ માન્ય કરનાર (અને) દયાળુ છે. ૩૭. અમે હુકમ કર્યો કે તમે સઘળા અહીંથી નીચે ઉતરો; (ત્યારેજ અમે એ પણ સ્પષ્ટ કહ્યું હતું કે) એમ છતાં જો

* મનુષ્ય જયારે પ્રાર્થના કરે છે તો તેના મનમાં પ્રાર્થનાના વિચાર આવવા અને તે મ્હોડેથી જાહેર કરવાની સુબુદ્ધિ તેને પરમેશ્વર તરફથીજ પ્રાપ્ત થાય છે. આદમને પોતાનો ગુન્હો કબુલ કરી માફીની યાચના કરવા માટે જે શબ્દ શીખવવામાં આવ્યા અને જે કુરઆનમાં બીજી જગાએ આપેલા છે તેઃ-' ઓ અમારા પાલનકર્તા! અમે અમારા આત્મા ઉપર જુલ્મ કર્યો અને જો તું અમને ક્ષમા નહિ કરશે અને અમારા ઉપર દયા નહિ કરશે તો અમે હાની ભોગવનારાઓમાંના થઇશું, આ પ્રાર્થનામાંના 'અમે' એ અનેક વચની સર્વનામમાં આદમ તથા તેની સર્વ સંતતીનો સમાવેશ કરવામાં આવ્યો છે અને સઘળાને તે પાપની માફી મળી છે. તો જગતમાં જન્મ લીધા પછી અમારે પાપથી દુરજ રહેવું જોઇએ. નહિ તો પુનરૂત્થાનના દિવસે તેનો જવાબ લેવામાં આવશે.

મારા તરફથી તમો લોકોને એકાદ સદ્‌બોધ મળે તો (તે પ્રમાણે તમારે ચાલવું કારણ) જે કોઇ મારા સન્માર્ગનું અનુકરણ કરશે તેને (છેવટે એક તો) કંઇપણ ભય રહેશે નહિ અને (બીજું) તે (કોઇપણ પ્રકારે) દુઃખી થશે નહિ. ૩૮. અને જે લોકો (તેનો) અસ્વીકાર કરશે અને અમારી નીશાનીઓને * પાખંડ કહેશે, એવા લોકો નરકવાસી થશે (અને) તેઓ નિરંતર નરકમાંજ રહેશે. ૩૯. ઓ બની ઇસરાઇલો! † હું જે જે ઉપકાર તમારી ઉપર કરી ચુકયો છું તે મારા ઉપકારનું તમે સ્મરણ કરો; અને

* નિશાની એટલે કુરઆનમાંનાં મહાવાક્ય, અને કોઈ કોઈ જગાએ ચમત્કાર અને અદ્‌ભુત કૃતિ એવા પણ અર્થ થાય છે; અને કોઈ જગાએ તેનો અર્થ ઇશ્વરી સંદેશો અથવા ધર્મગ્રંથ પણ થાય છે. તથાપિ જ્યાં જે અર્થ લાગુ પડે તે વાકય સંબંધ ઉપરથી સહેજ સમજમાં આવશે.

† બની ઇસિરાઇલનો શબ્દશઃ અર્થ ઇસરાઇલનાં છોકરાઓ એવો થાય છે, ઇસિરાઇલ એ હઝરત યાકૂબ પયગંબરનું નામ છે. સૂરીઆ ભાષામાં 'ઇલ' એટલે પરમેશ્વર અને 'ઇસિરા' એટલે દાસ, ઇસિરાઇલ એટલે પરમેશ્વરનો દાસ; અને બનીઇસરાઇલ એટલે યાકૂબની ઓલાદ અર્થાત યાકુબી લોકો. એની હકીકત એવી છે કે ઇશ્વરી આજ્ઞાનો વારંવાર ભંગ કરી, પયગંબરોને છળી અને જીવતા મારી તેઓ મોટાંમોટાં સંકટમાં સપડાઇ પડયા. તેઓમાં મરકી ફાટી નીકળી, વર્ષોનાં વર્ષો તેઓ અરણ્યમાં ભટકતા રહ્યા; અને ભારે પાયમાલીમાં આવી ગયા. તેમના હાથમાંથી રાજ્ય ગયું, તેઓ કેદી થયા અને તેમને ગુલામ બનાવવામાં આવ્યા. તેમના પવિત્ર શહેર પેલેસ્ટાઇનમાં બૈતુલ–મકદસ નામનું મંદીર જમીનદોસ્ત






તમોએ મારી સાથે ( કરેલો ) કરાર પુરો કરો એટલે મેં તમારી સાથે (કરેલો) કરાર પુરો કરીશ, અને મારીજ તમે બ્હીક રાખો. ૪૦ અને તમે, તમારી પાસે જે (તોરાત પુસ્તક) છે તેનું સત્ય દર્શાવે એવું જે ( કુરઆન ) મેં પ્રકટ કર્યું છે તે ઉપર વિશ્વાસ રાખો અને તમે તેનો ( સઉથી ) પહેલાં અસ્વીકાર કરનાર બનતા નહિ અને મારાં મહાવાકયો (માં ઉલટા સુલટી કરી તે) ના એવજમાં નજીવી કીંમત ( એટલે સંસારના ફાયદા) પ્રાપ્ત કરી લેતા નહિ. અને મારીજ એટલે (મારી શિક્ષાની) બ્હીક રાખો. ૪૧. અને તમે સત્યને અસત્ય (ના આવરણ)થી ઢાંકી દેતા નહિ; અને જાણી જોઈને સત્ય છુપાવી દેતા નહિ. ૪૨. અને તમે નિમાઝ પઢયા જાઓ અને જકાત આપતા જાઓ; (અમારી આગળ નિમાઝ વખતે) નમનારા સાથે તમે પણ નમો ૪૩. શા માટે તમે લોકોને પુણ્ય કર્મ કરવાનું કહો છો અને તમે પોતાને ભુલી જાઓ છો? અને ખરૂ જોતાં, તમે

---

કરવામાં આવ્યું. પરંતુ તેમની તોરાત એટલે જુના કરારમાં એવું ભવિષ્ય હતું અને હજી છે કે છેવટે એટલે કલિયુગમાં અરબસ્તાનમાં છેવટના મહાન પ્રેષિત એટલે હઝરત મોહંમદ પેગંબરનું આગમન થશે. તેમની આજ્ઞા પાળવાથી અને ઇસ્લામ ધર્મમાં દાખલ થવાથી બનીઇસરાઇલ લોકો પોતાની ગએલી સત્તા તથા આબરૂ ફરીથી મેળવી શકશે. પણ આ દુર્દેવી લોકોએ આ પયગંબર સાથે વિરોધ કર્યો. પરિણામ એ આવ્યું કે તેઓ દેશોદેશ રખડતા થયા અને ઘણીજ દયાજનક સ્થિતિમાં સબડતા રહ્યા. લોકો એમને સુખે બેસવા દેતા નથી અને આટલી મોટી અને વિસ્તીર્ણ પૃથ્વી ઉપર તેમનું એક વેંતભર પણ રાજ્ય નથી.









**(ઈશ્વરી) પુસ્તક પણ વાંચ્યા કરોછો, ત્યારે શું તમે (એટલી વાત પણ) સમજતા નથી? ૪૪. અને (સંકટ સમયે) તમે સહનશીળતા તથા નિમાજ દ્વારા મદદ* માગો અને અર્થાત નિમાઝ ભારે હોય છે પરંતુ એવા લોકોને (નથી) કે જે નમ્રભાવે વર્તે છે; ૪૫. અને જેઓની ભાવના એવી છે કે તેઓ† (છેવટે) પોતાના પાલનકર્તાને ભેટશે અને તેની તરફજ પાછા ફરશે.૪૬. ઓ બની–ઈસરાઈલો! હું તમારી ઉપર જે ઉપકાર‡**

---

* સહનશીળતા એક એવી મનોવૃત્તિ છે કે જે કોઇ તેનો સ્વીકાર કરે છે તેને જગતનાં દુઃખ તથા સંકટો સહેલાં થઇ જાય છે; અને એજ સ્થિતિ ખરા અંતઃકરણથી નિમાઝ પઢનારાને પણ પ્રાપ્ત થાય છે. કુરઆનમા કહ્યું છે કે "જુઓ! પરમેશ્વરનાં નામ સ્મરણથી અંતઃકરણનું સમાધાન થાય છે." અને હઝરત **મોહંમદ** પયગંબર (પરમેશ્વર તેમને ધન્યવાદ તથા શાંતિ બક્ષો) નો પણ એજ રીવાજ હતો, કે જ્યારે તેમના મનને કઇ કલેશ થાય ત્યારે તેઓ નિમાઝમાં મશગુલ રહેતા. પરંતુ જે લોકોને પરમેશ્વરનો તથા પરલોકનો વિચાર હોતો નથી તેમને નિમાઝ પઢવી એ એક મોટું દુઃખ લાગે છે. એજ સ્થિતિ આચારભ્રષ્ટ યહુદીઓની હતી અને તેથીજ તેઓ વેરાઇ ગયા.

† ગુજરાતી વાકય રચનાને અનુસરી એ વાકય એવું જોઇએ કેઃ—"આપણે (છેવટે) આપણા પાલનકર્તાને જોશું અને તેની તરફજ પાછા ફરશું." પરંતુ અસલ શબ્દ ભાષાંતરમાં આવે એટલા માટે મેં તેમજ રહેવા દીધું છે.

‡ એ ઉપકારમાં મોટો ઉપકાર એ હતો કે બની–ઇસરાઇલોમાં આ જગતના રાજ્યની સાથે સાથે ધર્મનું અધિપત્ય એટલે પયગંબરી પદ પણ ચાલ્યું આવતું હતું.




કરી ચુકયો છું તે મારા ઉપકારનું તમે સ્મરણ કરો, અને એનું પણ કે મેં તમને સકળ જગતના લોકો ઉપર (હરેક પ્રકારની) શ્રેષ્ટતા બક્ષી હતી. ૪૭. અને જે દિવસે કોઈ મનુષ્ય બીજા (કોઈપણ) મનુષ્યને કંઈ કામ લાગશે નહિ, અને તેની મારફત (કોઇની પણ) શિફારસ માન્ય થશેનહિ અને તેની પાસેથી (કોઇપણ તરેહની) કંઈ ભરપાઈ લેવામાં આવશે નહિ અને લોકોને (કોઇપણ જગાએથી) કંઈ સહાય મળશે નહિ તે (પુનરૂત્થાનના) દિવસની તમે બ્હીક રાખો. ૪૮. અને (તે સમય યાદ કરો કે) જ્યારે અમે તમને ફિરઔન-ફેરો-ના* લોકો પાસેથી બચાવ્યા કે જેઓ તમને ખરાબ (ખરાબ) દુઃખ

* ઇજીપ્ત દેશના બાદશાહોનું ઉપનામ ફિરઔન અથવા ફેરો હતું. તેને બદલે હવે ખેદીવ થયું છે. પરંતુ ખેદીવ તુર્કી સુલતાનનો માંડલિક છે, પણ ફેરો સ્વતંત્ર હતો. હઝરત યુસુફ પયગંબર, જેમના સુપ્રસિદ્ધ હેવાલનો સવિસ્તર ઉલ્લેખ ૧૨ મા અધ્યાયમાં આવશે. તેઓએ બની ઇસરાઇલોને ઇજીપ્તમાં લઈ જઈ વસાવ્યા. ત્યાં તેમની ઓલાદ વિસ્તાર પામી. તે સમયના 'ફેરો' બનીઇસરાઇલોની અદેખાઈ કરતા હતા. અને મિસર દેશમાં વિદેશીઓ વસાહત કરે એ તેમને નાપસંદ હતું. તે ખુદ અધિકારારૂઢ હતા એટલે બાપડા બની ઇસરાઇલોને તરેહ તરેહના દુઃખ દેતા. તેમની પાસે ભારે કંટાળો ઉપજે એવાં કામો કરાવતા અને તેમની સ્ત્રિઓની બેઆબરૂ કરતા. તેમનાં દુઃખની સીમા આટલે લગી ગઈ ત્યારે પરમેશ્વરને દયા આવવાથી તેમનાં તારણનાં ચીન્હ પ્રગટ થવા લાગ્યાં. તે વેળાએ જ્યોતિર્વિદ્યાનો પ્રચાર ઘણોજ હતો અને તત્કાલીન જ્યોતિષી સ્વપ્નાનું ભવિષ્ય પણ કહેતા હતા. ફેરોને એક એવું સ્વપ્નું આવ્યું કે તે રાજ્યનું અપકર્ષ સૂચક હતું. જ્યોતિષીઓએ કહ્યું કે બની

**દેતા હતા; જેઓ તમારા છોકરાઓનાં ગળાં ઉપર છરી ફેરવતા અને તમારી સ્ત્રી જાતિ (એટલે છોકરીઓ) ને (પોતાની સેવા ચાકરી કરવા માટે) જીવતી રહેવા દેતા. અને એમાં તમારા પાલનકર્તા તરફથી (તમારી સહનશીલતાની) મોટી (વિકટ) પરીક્ષા હતી. ૪૯. અને (તે સમય પણ યાદ કરો કે) જ્યારે અમે તમારે માટે સમુદ્રના ભાગ પાડયા અને તમને તાર્યાં; અને ફિરઔનના લોકોને તમારા દેખતાં ડુબાવી* દીધાં. ૫૦. અને (તે સમય પણ યાદ કરો કે) જ્યારે અમે મુસા પયગંબરને**

---

ઇસરાઇલોમાં એકાદ મહાન પુરૂષનો જન્મ થશે અને તેને લીધે રાજ્ય ઉપર ભારે સંકટ આવી પડશે. ફેરોએ હુકમ આપ્યો કે બની ઇસરાઇલોમાં જે પુત્ર જન્મે તેને તરતજ જીવતો મારી નાંખવો. આ સ્થિતિમાંજ હઝરત **મુસા** પયગંબરનો જન્મ થયો અને એમાં આશ્ચર્ય એ કે પરમેશ્વરે તેનું પાલન પોષણ ફેરોને હાથેજ કરાવ્યું. એનું તપસીલવાર વર્ણન કુરઆનમાં ઠેક ઠેકાણે છે.

* હઝરત **મુસા** બનીઇસરાઇલોને ગુપચુપ લઇ રાતોરાત ઇજીપ્તથી નીકળ્યા. ફેરોને ખબર પડતાંજ તેણે તેમનો પીછો લીધો અને સવાર થતાં થતાં તે એવી એક જગાએ જઇ મળ્યો કે હજી તેઓ સમુદ્રની આ બાજુએજ હતા. બનીઇસરાઇલો માટે આ ભારે અણીનો વખત હતો. તેમની પાછળ શત્રુ તથા અગાડી સમુદ્ર હતો; પાસે વહાણુ વગેરે કંઇજ નહોતાં. પરમેશ્વરે આવે સમયે બની ઇસરાઇલોને સહાય કરી. હઝરત **મુસાએ** સમુદ્રમાં પોતાની લાકડી મારી એટલે સમુદ્રના બે ભાગ થઇ ગયા અને બનીઇસરાલો કોરા ને કોરા નીકળી ગયા. ફેરો પણ તેમ પાછળ ગળળ જતો. હતો.: તે જ્યારે સમુદ્રની વચમાં આવ્યો ત્યારે સમુદ્રના વિભક્ત ભાગ એક થઇ ગયા અને ફેરો તથા તેનું સઘળું લશ્કર ડુબી ગયું.






ચાળીસ* રાતનો વાયદો કર્યો, એ પછી તમે તેના (ગયા) પાછળ (પુજા ભક્તિ કરવા માટે) વાછરડું. પકડી બેઠા. અને તમે (હાથે રહીને પોતાના ઉપર) જુલમ કરતા હતા. ૫૧ એ પછી પણ અમે તમને માફી આપી કે કદાચિત તમે આભાર માનશો. ૫૨. અને (તે સમય પણ કરો કે) જ્યારે અમે મુસાને (તોરાત) પુસ્તક તથા નિર્ણાયક* નિયમસાથ્ર આપ્યું કે કદાચિત તમે સનમાર્ગે લાગો. ૫૩ અને (તે સમય પણ યાદ કરો કે) જ્યારે મુસાએ પોતાના લોકોને કહ્યું કે, એ બાંધવો! તમે વાછરડા† (ની પુજા) નો અંગિકાર કરી તમારા પોતાના ઉપર ભારે જુલમ કર્યો છે. તો (હવે) તમે તમારા નિર્માણકર્તાની સેવામાં પશ્ચાતાપ

---

* હઝરત મુસાને પરમેશ્વરે તોરાત આપવા માટે તુર પર્વત ઉપર બોલાવ્યો હતો કે એક મહિનો ત્યાં આવી રહેવું. પછી પરમેશ્વરે તેના ચાલીસ દિવસ કર્યા. એ ચાલીસ દિવસ આપણા પયગબર જેવી રીતે દિવ્ય પ્રકટીકરણની પૂર્વે હીરા નામની ગુફામાં એકાંતમાં ધ્યાનસ્થ હતા. તેવાજ પ્રકારના હતા.

† હઝરત મુસા તુર પર્વત તરફ જતી વખતે પોતાના ભાઇ હારૂનને પોતાના પ્રતિનિધિ ઠરાવી ગયા હતા. બની ઇસરાઇલોએ હારૂનનું કંઇ પણ સાંભળ્યું નહિ અને સામેરીના બહેકાવવાથી વાછરડાની એક મૂર્તિ બનાવી તેની ઉપાસના કરવા લાગ્યા. મુસાએ પાછા આવ્યા બાદ એ સ્થિતિ જોઇ તો તેમને ઘણો સંતાપ થયો. પરમેશ્વરના હુકમ પ્રમાણે આ પાતકોનું એવું પ્રાયશ્ચિત ઠર્યું કે તેઓએ એકબીજાને જીવતા મારવા. સારાંશ, કેટલાક લોકો એ પ્રમાણે ઠાર પણ થયા. પરંતુ હઝરત મુસા અને હારૂન પરમેશ્વરની હજુરમાં કલ્પાંત કરી રડયા એટલે તેણે બાકીના લોકોને માફી બક્ષી.









કરો; અને (તે એ કે તમારાજ લોકોને હાથે) તમે પોતાને મારી નાંખો. જેણે તમને નિર્માણ કર્યા છે તેની પાસે તમારે માટે એજ ઉત્તમ છે. પછી (જ્યારે તમારા તરફથી હુકમ બજાવવાની તૈયારી થઇ ત્યારે) પરમેશ્વરે તમારો પશ્ચાતાપ માન્ય કર્યો. નિઃસંશય, તે ભારે પશ્ચાતાપ માન્યકર્તા (અને) દયાળુ છે. ૫૪. અને (તે સમય પણ યાદ કરો કે) જ્યારે તમે (એટલે તમારા વડીલોએ મુસાને) કહ્યું હતું કે, ઓ મુસા! અમે પરમેશ્વરને સાક્ષાત જોઇએ નહિ ત્યાં સુધી અમે કદીપણ તારો વિશ્વાસ કરવાના નથી; (કે પરમેશ્વરજ તારી સાથે સંભાષણ કરે છે.). આ ઉપરથી તમને વિજળીએ પકડી પાડ્યા; અને તમે જોતાંજ રહ્યા. ૫૫. બાદ તમારા મરણ પછી, અમે તમને (જીવતા કરી) ઉઠાડ્યા કે કદાચિત તમે આભાર માનશો. ૫૬. અને અમે તમારા ઉપર વાદળનો છાંયો કર્યો અને તમારી ઉપર મન્ન તથા સલ્વા (નાં મિષ્ટાનો) ઉતાર્યાં; (અને તમને પરવાનગી આપી કે) અમે તમને જે (આ ઉત્તમ અને) ચોખ્ખા પદાર્થ આપ્યા છે, તેમાંથી તમે (સુખેથી) ખાઓ. અને તે લોકોએ અમારૂં તો કંઇ બગાડ્યું નહિ; પરંતુ તેઓ પોતાનુંજ (કેટલુંક) નુકસાન કરી રહ્યા. ૫૭. અને (તે સમય યાદ કરો * કે) જ્યારે અમે ફરમાવ્યું કે તમે આ

---

* હઝરત મુસા બની ઇસરાઇલોને લઇ ઇજીપ્તમાંથી નીકળ્યા ત્યારે પરમેશ્વરે તેમને આશ્વાસન આપ્યું હતું કે તમે અમાલિક લોકો સાથે લડશો તો અમે તમને વિજયી કરીશું અને સિરીયામાં




(ઉરેહા) ગામમાં દાખલ થાઓ અને તેમાં જ્યાંથી તમારી ઇચ્છા થાય ત્યાંથી ખુબ ખાઓ (પીઓ); અને દરવાજામાંથી સાષ્ટાંગ નમસ્કાર કરી દાખલ થાઓ અને (મ્હોડેથી) હીત્તતુન (એટલે ક્ષમા ક્ષમા) બોલતા જાઓ. એટલે અમે તમને તમારાં પાપની ક્ષમા કરીએ; અને જેઓ (અમારા) હુકમ સારી રીતે બજાવી લાવશે તેમને અમે ઉપરથી અધિક (પુણ્ય) પણ આપીએ (તે જુદુંજ). ૫૮. (એમ છતાં) જે લોકો (તેઓમાં) તોફાની હતા, તેઓ (ક્ષમાની યાચનાની) જે પ્રાર્થના તેમને

---

તમારૂં રાજ્ય સ્થાપન કરીશું. એથી હઝરત મુસાએ તેમને પુષ્કળ સમજાવ્યા પણ તેમની હિમ્મત ચાલી નહિ. આમ આજ્ઞાભંગ કરવા માટે પરમેશ્વરે તેમને શિક્ષા કરી; તેથી તેઓ ચાલીસ વર્ષ વનવાસમાં રહી દરરોજ પ્રવાસમાંજ ફરતા હતા. એ પછી હઝરત મુસાની પ્રાર્થનાને પ્રતાપે પરમેશ્વરે તેમના ઉપર ઘણી સારી મેહેરબાની તથા કૃપાદાન કર્યાં. ઉનાળાના તાપથી બચાવવા માટે તેમના ઉપર વાદળાની છાયા કરવામાં આવી અને ખાવાને મન્ન તથા સલ્વા પણ મળ્યાં. રાતે ઝાકળ પડે ત્યારે જંગલી ઝાડનાં પાંદડાં ઉપર જે કંઈ ગળ્યો ગળ્યો પદાર્થ જામે છે તેજ મન્ન; તે ઉખેડી લઈ ગળ્યા પદાર્થના બદલે ખાતા હતા. અને સલ્વા એ લાવરી પક્ષીની જાતનું એક પક્ષી હતું. બની ઇસરાઇલો જ્યાં જ્યાં પડાવ નાંખતા ત્યાં ત્યાં તેમનાં ટોળે ટોળાં આપોઆપ એકઠાં થતાં અને તે તેઓ સેકી ખાતા. પરંતુ હુકમ એવો હતો કે આવતી કાલ માટે એકઠું કરી મુકવું નહિ. લોકોની ધીરજ રહી નહિ અને સંચય કરી રાખવા લાગ્યા ત્યારે આ આજ્ઞાભંગના શાસનાર્થ આ મિષ્ટાન આવતાં બંધ પડયાં.






કહેવામાં આવી હતી તે બદલી બીજાજ બોલ બોલવા લાગ્યા. પછી જે લોકો તોફાની હતા તેમના ઉપર, તેઓ આજ્ઞા-ભંગ * કરતા હતા તેથી અમે આકાશમાંથી શિક્ષા મોકલી. ૫૯. અને (તે વાત પણ યાદ કરો કે) જ્યારે મુસાએ પોતાના લોકો માટે પાણીની દરખાસ્ત કરી, ત્યારે અમે ફરમાવ્યું કે (ઓ મુસા!) તું તારી લાકડી ખડક ઉપર માર, (લાકડી મારતાં તરતજ) તે (ખડક) માંથી બાર ઝરણ ફુટી વહેવા લાગ્યાં.

* હઝરત મુસાની હૈયાતીમાં પણ બનીઇસરાઇલો સિરીયા દેશની સરહદમાં દાખલ થઈ શક્યા નહિ, એટલે સુધી કે તેમની હેરાન સ્થિતિમાંજ હઝરત મુસાનું અવસાન થયું. તેની પછી હઝરત યુશા બિન નૂન પયગંબર થયા. તેઓએ બનીઇસરાઇલોને સિરીયા દેશ જીતવાનું વચન યાદ દેવાડી અમાલિકાના રાજ્ય સાથે યુદ્ધ કરવા તૈયાર કર્યા. ટુંકમાં બનીઇસરાઇલોએ કિનઆન-ખનાન ઇલાકાનાં કેટલાંક શહેરો સર કર્યાં. પરંતુ તેમના ઉપર એવી કંઇ અવદશા બેઠી હતી કે તેઓ એકજ સ્થિતિમાં કાયમ રહેતા નહિ. થોડો વિજય મળતાં તેઓ ફરીથી તોફાન કરવા લાગ્યા. તેમને આજ્ઞા કરવામાં આવી હતી કે જ્યારે પહેલું શહેર જીતો ત્યારે પરમેશ્વરને સાષ્ટાંગ નમસ્કાર કરી તથા ક્ષમા માગી તેમાં દાખલ થજો, એટલે પરમેશ્વરનો આભાર પ્રદર્શિત થશે તથા તેણે કરેલા ઉપકાર માટેની સ્તુતિ પ્રગટ થશે. જીતેલું પહેલું શહેર ઉરૈહા હતું. તેમાં દાખલ થતાંજ તેઓ સાષ્ટાંગ નમસ્કાર કરવાને બદલે છોકરાંઓની માફક ઘુંટણીએ પડી ચાલવા લાગ્યા; અને ક્ષમા માગવા સારૂ તેમને 'હિત્તતુન' એટલે પાપ દૂર થજો એ શબ્દ શીખવવામાં આવ્યા હતા. તેને બદલે 'હિન્તતુન' એટલે ઘઉં શબ્દ બોલવા લાગ્યા. તાત્પર્ય, તેમણે ઇશ્વરની આજ્ઞાની અવહેલના કરી એટલે તેમનામાં મરકી પ્રસરી અને જીતેલો મુલક ફરીથી તેમના હાથમાંથી જતો રહયો.




(અને) સઘળા લોકોએ પોતપોતાની પાણી પીવાની જગા ઓળખી લીધી. (અને સદર પરવાનગી થઈ કે) પરમેશ્વરના (આપેલા) અન્ન પાણીમાંથી ખાઓ અને પીઓ; અને પૃથ્વી ઉપર ફિસાદ ફેલાવતા ફરતા નહિ. ૬૦. અને (તે સમય પણ યાદ કરો કે) જ્યારે તમે (મુસાને) કહ્યું કે હે મુસા! અમારાથી તો એકજ અન્ન ઉપર બીલકુલ ધીરજ રહેતી નથી; તો તું અમારે માટે તારા પાલનકર્તાને વિનંતિ કર કે ધરતી જે જે (પદાર્થ) નીપજાવે છે તે, એટલે તેનો શાક ભાજી તથા કાકડી તથા ઘઉં તથા મસુર તથા ડુંગળી આ (પાક, મન્ન તથા સલ્વાને બદલે) તે અમારા માટે ઉત્પન્ન કરે. (મુસાએ) કહ્યું કે જે (પદાર્થ) સરસ છે; તમે તેને બદલે જે (પદાર્થ) નરસ છે તે લેવા ચાહો છો? (સારૂં ત્યારે) તમે કોઈ શહેરમાં ઉતરી પડો; એટલે તમે જે કંઈ માગો છો તે તમને અર્થાત (ત્યાં પ્રાપ્ત) થશે. અને તેમની ઉપર હીણતા તથા દરીદ્રતાની છાપ મારવામાં આવી અને તેઓ પરમેશ્વરના કોપમાં સપડાયા. આ એટલા માટે કે તેઓ પરમેશ્વરના નિશાનીઓનો ઈનકાર કરતા હતા અને પયગંબરોને વિનાકારણ મારી નાખતા હતા. (અને તેવીજ રીતે) આ એટલા માટે કે તેમણે આજ્ઞાનો ભંગ કર્યો અને તેઓ મર્યાદાનું ઉલ્લંઘન *

* આ માટે યાહુદીઓ ઉપર ટીકાનો એટલો મોટો વરસાદ વરસાવવામાં આવે છે કે તેમણે સિરીયા દેશ ઉપર ચઢાઇ લઇ જવા ના પાડી તથા હઝરત મુસાની આજ્ઞાનો ભંગ કર્યો તેની શિક્ષા તરીકે તેમને ચાલીસ વર્ષ અરણ્યમાં ભટકવું પડ્યું. એમ છતાં હઝરત મુસાની આજીજીને લીધે તેમને ખાવાને મન્ન તથા સલ્વા પણ મળતાં હતાં. કેટલીક વેળા તેમને પાણીની જરૂર

કરતા હતા. ૬૧. એમાં શંકા નથી કે મુસલમાન તથા યાહુદી તથા ખ્રિસ્તી તથા સાબી * આ લોકોમાંથી જે કોઇએ પરમેશ્વર ઉપર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ

---

પડતી ત્યારે હઝરત મુસાએ પોતાના ચમત્કાર વડે પાણીના ઝરા પત્થરમાંથી વહેવડાવ્યા. પરંતુ બનીઇસરાઇલો એકજ જાતનું અન્ન ખાઇ ખાઇને કંટાળ્યા હતા. તે હઝરત મુસાને આગ્રહ કરી પુછતા કે જમીનનો પાક અમને શા માટે નહિ મળે? તે ઉત્તર આપતા કે જો તમારા મનમાં એ પદાર્થોની ઇચ્છા હોય તો ચાલો, તમે કિનઆન ઉપર ચઢાઇ કરો અને એકાદ શહેર ઉપર વિજય મેળવી ત્યાં પડાવ નાખો. અહીં અરણ્યમાં ખેતીનો પાક કયાંથી આવશે? આજે મન્ન તથા સલ્વા અનાયાસે ખાવાને મળે છે તેમ સ્વાદિષ્ટ પણ છે તેનેજ અલભ્ય લાભ સમજો. છેવટે હઝરત મુસાના મરણ બાદ તેઓએ કિનઆનીઓ સાથે યુદ્ધ કર્યું; અને એ પ્રમાણે યશઅપયશની પરંપરા ચાલવા માંડી. તોફાનીપણું તો બની ઇસરાઇલોના સ્વભાવમાંજ હતું. તેઓ પયગંબરોને જીવતા મારી નાંખતા હતા તથા નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન કરતા હતા. પરિણામ એ આવ્યું કે સર્વકાળ સુધી તેમનું રાજ્ય તથા ઇજ્જત તેમની પાસેથી હરણ થઇ ગયાં. હમણાં પણ તેઓ કોપના ભોગ થઇ પડેલા છે અને પુનરૂત્થાન સુધી તેઓ એવાજ રહેશે. એથી કરી ચતુર લોકોએ આ ઉપરથી ધડો લેવા જોગ છે. અહીં આ બાબત કહી "એકના ભોગે બિજો શીખે" એ કહેતી પ્રમાણે લોકોને બોધ કરવો એટલોજ ઉદ્દેશ છે

* સાબી લોક કોણ તથા કયે વખતે તથા કયાં વસતા હતા અને તેમનો ધર્મ કેવો હતો એ બાબત કુરઆનના ભાષ્યકારોમાં એટલે તફસીર–સ્પષ્ટીકરણ–કરનારામાં એટલો ભિન્ન મત છે કે તે અહીં વર્ણવવું સ્થળ સંકોચને લીધે અશકય છે. એમ છતાં જે

રાખ્યો અને સારાં કામ કરતા રહ્યા, તો તેમને તેમ (નાં કર્મ) નો બદલો * તેમના પાલનકર્તા પાસેથી (પ્રાપ્ત) થશે; અને તેમને (કોઇપણ જાતનો) ભય રહેશે નહિ અને તે (કોઇપણ પ્રકારે) દુઃખી થનાર નથી. ૬૨. અને (ઓ બની ઈસરાઇલો! તે સમય યાદ કરો કે) જ્યારે અમે તમારી પાસે

---

વાત એ સઘળાના મત ઉપરથી નીકળી આવે છે તે એ છે કે તેઓ (ફીલસુફી) તત્વજ્ઞાની લોકોના અનુયાયી હતા; તેમનામાંના કેટલાક એકેશ્વરી મતવાદી તથા કેટલાક મૂર્તિપૂજક અને નક્ષત્રપૂજક હતા.

*:યાહુદીઓ પયગંબરોની ઓલાદના હતા તેથી તેઓ પરમેશ્વર સાથે પોતાનો ખાસ સંબધ હોવાનું બતાવતા હતા.. કોઈ કોઈ વેળા તેઓ કહેતા કે :" અમે પરમેશ્વરનાં છોકરાં અને તેનાં વહાલાં છીએ;" અને કોઈ વેળા એમ પ્રતિપાદન કરતા કે " ગણતરીના કેટલાક દિવસ બાદ કરતાં નરકાગ્નિ તો અમને સ્પર્શ પણ કરનાર નથી;" અને કોઈ વેળા એવી ફીસીઆરી મારતા કે " યાહુદીઓ સિવાય સ્વર્ગમાં કોઈ જનાર નથી." પરમેશ્વરે તેમની અગમચેતી ખોટી પાડી અને સ્પષ્ટ રીતે કહ્યું કે કોઇપણ પક્ષમાં કંઇપણ વિશિષ્ટતા કે શ્રેષ્ઠતા છે તે વિશ્વાસ તથા સારાં કામ કરનારા ઉપરજ આધાર રાખે છે અને આ બાબત સર્વ ધર્મશાસ્ત્રોનું મત એકજ છે. જ્યાં સુધી હઝરત મુસાનું નિયમશાસ્ત્ર પ્રચલિત હતું ત્યાં સુધી યાહુદી લોકો પરમેશ્વરને પ્રીય હતા એ પછી જે ખ્રિસ્તી લોકો પોતાના અસલ ધર્મનું વાતાવરણ બગડયું તે અગાઉ ઇસુ ખ્રિસ્તને પરમેશ્વર અથવા પરમેશ્વરનો પુત્ર નહિ, પણ તેનો પયગંબર ગણી ધર્માચરણ કરતા હતા .તે તેને પ્રીય હતા. 'હમણાં સ્વધર્માચરણી મુસલમાન પરમેશ્વરને પ્રીય છે. કારણ ઇસ્લામ ધર્મ પ્રમાણે હઝરત મોહંમદ પયગંબરની અગાડીના સઘળા પયગંબરો તથા વશિષ્ઠ ઋષિઓ તેમ તેમનાં પુસ્તકો-જેમાં એકજ પરમેશ્વર સિવાય બીજા કોઇની

(તૌરાત પ્રમાણે ચાલવાનું) પાકું વચન લીધું અને તુર (પર્વત) ને ઉંચકી તમારા (માથા) ઉપર (આણી લટકતો) રાખ્યો, (અને આજ્ઞા કરી કે આ તૌરાત પુસ્તક) જે અમે તમને આપ્યું છે તેને મજબુત પકડી રાખો; અને તેમાં જે (લખેલું) છે તે (સારી રીતે) સ્મરણમાં રાખો કે કદાચિત તમે (પરમેશ્વરથી) બ્હીને આચરણ કરવા લાગશો. ૬૩. પછી એ બાદ તમે ફરી ગયા પણ જો તમારા ઉપર પરમેશ્વરની કૃપા* તથા તેની દયા (દૃષ્ટિ) થઇ નહોત તો તમે અવશ્ય ભારે ખોટમાં પડયા હોત. ૬૪.

ઉપાસના કહેલી નથી અને પરલોક સત્ય છે એ બાબતનો પણ તેમાં ઉલ્લેખ છે એ સઘળું ખરૂં માનવામાં આવે છે અને તેને માટે પૂજ્ય બુદ્ધિ રાખવામાં આવે છે. જે પ્રમાણે એકાદ રાજ્ય બદલાયાની સાથે સાથે પૂર્વના કાયદા કાનુન પણ બદલાય છે તે પ્રમાણે આ પુસ્તકો તત્વતઃ બહુ અંશે નહિ તો પણ રદ થએલાં હોવાથી પ્રચલિત દિવ્ય પુસ્તક કુરઆનમાં તેનો સમાવેશ થયો છે; એથી કુરઆન પ્રમાણેનું આચરણજ સૌથી સારૂં માનવામાં આવે છે. તાત્પર્ય કે પોત પોતાના સમયમાં પોત પોતાના પયગંબરોના કહેવા પ્રમાણે જેણે પરમેશ્વર ઉપર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ મુકયો તેણે પોતાના જન્મનું સાર્થક કરી લીધું.

* યાહુદીઓને તોરાત આપવામાં આવ્યું ત્યારે તેઓ તેની જાડાઇ જોઇ ગભરાયા અને કહેવા લાગ્યા કે અમારાથી આટલા બધા હુકમોની બજાવણી થઇ શકશે નહિ. ત્યારે પરમેશ્વરે તૂર પર્વત તેમના માથા ઉપર લાવી લટકાવ્યો કે માનતા હો તો માનો; નહિ તો હમણા ચુરેચુરા કરી નાંખું છું. આખરે તેઓએ માન્યું. એ પરમેશ્વરની કૃપાજ છે.

અને તમારામાંથી જે લોકોએ શબ્બાથને દિવસે (તેના અનાદરનો) અતિરેક* કર્યો તેમના (પરિણામ) થી તો તમે વાકેફ થઈ ચુકયા છો. ત્યારે અમે તેમને કહ્યું કે તમે વાંદરા બની જાઓ (કે જ્યાં જાઓ ત્યાં) ધુત્કારી (કઢાઓ) ૬૫. પછી અમે જે લોકો આ (બનાવ બનતી) વેળાએ હાજર હતા અને જે લોકો એની પછી આવનાર હતા તે (સઘળા) માટે આ વૃત્તાંતમાં એક દાખલો બેસાડી દીધો અને (તેવીજ રીતે પરમેશ્વરથી) બ્હીને ચાલનારા માટે એક બોધ. ૬૬. અને (તે સમય યાદ કરો કે) જ્યારે મુસાએ પોતાના લોકોને કહ્યું કે પરમેશ્વર તમને એવી આજ્ઞા કરે છે કે તમે એક ગાયનું બલિદાન આપો. તેઓ કહેવા લાગ્યા કે શું તું અમારી મશ્કરી કરે છે? (તે ઉપરથી મુસાએ) કહ્યું કે હું પરમેશ્વરનો આશ્રય લઉં છું કે હું આવા અજ્ઞાની લોકો પૈકી (નહિ) થાઉં. ૬૭. તેઓએ કહ્યું, તું તારા પાલનકર્તા પાસે

---

* જે પ્રમાણે મુસલમાનોમાં શુક્રવાર તથા ખ્રસ્તીઓમાં રવીવાર વિશ્રાંતિ તેમજ ઇશ્વરોપાસનાનો દિવસ છે, તે પ્રમાણે યાહુદીઓ માટે શનિવારનો દિવસ ખાસ મુકકરર હતો. બીજા હુકમ પ્રમાણે તેમને એવો પણ એક હુકમ હતો કે શનિવારને દિવસે તેઓએ શિકાર કરવો નહિ. તેઓ હમેશનાજ તોફાની હતા. તે એવી ચાલાકી કરતા કે સમુદ્ર કાંઠે એક ખાડો ખોદી મુકતા, શુક્રવારે સમુદ્રમાં ભરતી આવતાં તે ખાડામાં પાણી ભરાતું અને તેમાં માછલી પણ આવતી. આગલે દિવસે તે ખાડામાંથી માછલી કહાડી લેતા અને કહેતા કે આ શિકાર શુક્રવારનો છે. તેમણે હુકમનો એટલો બધો અનાદર કર્યો કે પરમેશ્વરે તેમને કદરૂપા બનાવી વાંદરા બનાવ્યા અને તેથી ચારે બાજુએ તેઓ ધુત્કારી હડહડ થવા લાગ્યા.

અમારા માટે વિનંતિ કર કે તે અમને ખુલ્લું કરી સમજાવશે કે તે (ગાય) કેવી હોય? (મુસાએ) કહ્યું પરમેશ્વર કહે છે કે તે (એક ગાય) હોય, નહિ ઘરડી કે નહિ છેક નાની. આ (બન્ને) માંથી મધ્ય રાસ. તો તમને જે આજ્ઞા કરવામાં આવી છે તે બજાવી લાવો. ૬૮. તેઓએ કહ્યું. તું તારા પાલનકર્તા પાસે અમારે માટે વિનંતિ કર કે તે અમને સ્પષ્ટ કરી કહે કે તેનો રંગ કેવો હોય. (મુસાએ) કહ્યું, પરમેશ્વર કહે છે કે તે ગાય પીળા (અને) ખુબ ઘેરા રંગની હોવી જોઇએ; કે જોનારાઓને તે ખુશી ઉપજાવે ૬૯. તેઓએ કહ્યું કે તું તારા પાલનકર્તાને અમારે માટે વિનવ કે તે અમને સારી રીતે સમજાવે કે તે (હજી બીજું) શું શું (ગુણવાળી) હોય. અમને તો (આ રંગની ઘણી ખરી સઘળી) ગાયો સરખી દેખાય છે. (તો કઈ લેવી અને કઈ નહિ લેવી?) અને (આ વખતે) પરમેશ્વરની ઈચ્છા હશે તો અમે ખરેખર (તેનો) ચોક્કસ પત્તો મેળવી લઇએ. ૭૦. (મુસાએ કહ્યું પરમેશ્વર કહે છે કે તે ગાય એવી પળોટાયલી નહિ હોવી જોઈએ કે તે જમીન ખેડતી હોય અને એવી પણ નહિ જોઇએ કે ખેતરને પાણી પાતી હોય; નિરોગી ખામીરહિત. તેના (શરીર) ઉપર કોઈપણ જાતનો ડાઘ ન હોય. તેઓએ કહ્યું (ઠીક) હવે માત્ર તેં ખરૂં (અને ચોક્કસ) વર્ણન આપ્યું. સારાંશ, તેમણે તેનું બળીદાન આપ્યું; અને આશા નહોતી કે તેઓ (તે પ્રમાણે) કરશેજ. ૭૧. અને (ઓ બની-ઈસરાઇલો!) જ્યારે તમે એક જણને મારી નાંખ્યો અને પછી તમે તેના સંબંધમાં એક બીજા સાથે લડવા લાગ્યાઃ (એક જણ






બીજાને ખુની કહે અને બીજો ત્રીજાને) અને તમે જે કંઇ છુપાવતા હતા, તે પરમેશ્વરને ઉઘાડુંજ પાડવું હતું. ૭૨. તેથી અમે ફરમાવ્યું કે તે (ગાય) નું કોઇપણ (અંગ) લઇને તે (શબ) ને લગાડો* એવીજ રીતે (કયામતને દિવસે) પરમેશ્વર મુએલાંને † સજીવન કરશે; અને તે (જગતમાં) તમને પોતાની (સામર્થ્યની) નિશાનીઓ બતાવે છે કે નવાઇ નથી કે તમે સમજશો (કે કયામત થશે એ સત્ય છે). ૭૩. આ પછી તમારાં અંતઃકરણ (એટલાં) કઠણ થઇ

* કુરઆનના ભાષ્યકારો લખે છે કે ઘણા જુન વખતમાં યાહુદી લોકોમાં એક ખુન થયું હતું. તેનો કંઈ પતો લાગતો ન હોતો, કારણ કે જેનું ખુન થયું હતું તેને તેના વારસોએજ ઠાર કર્યો હતો. અને તેઓજ હઝરત મુસા આગળ ફરીઆદ લાવ્યા હતા. હઝરત મુસાએ પરમેશ્વરના હુકમ પ્રમાણે એક ગાયનું બળીદાન આપ્યું. અને તેનો એક કટકો તે શબને સ્પર્શ કરવાથી તરતજ મુડદું થોડો વખત જીવતું થયું અને પોતાનો ખુની કોણ હતો તે કહ્યું. આનો અવળો હેવાલ ૬૭ થી ૭૩ મા વાકયમાં આવ્યો છે. પહેલાં ગાયના બળીદાનનો અને પછી ખુનનો હેવાલ છે. અને ગાયના બળીદાન સંબંધમાં યાહુદીઓએ જે રકઝકઅને ફોગટનો વાદ ઉભો કર્યો હતો તેમાં તેઓનું હમેશનું તોફાનીપણું દેખાઈ આવે છે. જે રીતે આ બાબતમાં ખુનીનો પ-તો લાગ્યો એ એક મોટો ચમત્કાર છે.

† એટલે જેવી રીતે બલીદાન આપેલાં પશુનું અંગ મૃતકને અડાડતાં મૃતક સજીવન થાય છે; પણ એ વાત લક્ષમાં આવતી નથી કે એવી રીતે અંગ લગાડતાં મૃતક માણસ કેમ સજીવન થયો તેવીજ રીતે કયામતને દહાડે સેંકડો અને હજારો વર્ષ પૂર્વે મરી ગએલાં સજીવન થશે, એ પણ ધ્યાનમાં આવતું નથી. પરંતુ જે પ્રમાણે બની









ગયાં કે જાણે તે પત્થરજ હોય; ફક્ત એટલુંજ નહી પણ (આથી) વધારેજ સખત. અને પત્થરમાં પણ કેટલાક એવા હોય છે કે તેમાંથી (ઝરણુ ફુટી) નદી પણ વહે છે; અને તેમાં કેટલાક એવા હોય છે કે જે ફાટે છે અને તેમાંથી પાણી ઝરે છે; અને તેમાંના પણ કેટલાક એવા હોય છે કે જે પરમેશ્વરની બ્હીકથી * (ધડાધડ) ગબડી પડે છે. અને જે કંઈ તમે (લોકો) કરો છો તેનાથી પરમેશ્વર અજાણ્યો નથી.૭૪.

ઇસિરાઇલોનો મુએલો ઇસમ જીવતો ઉઠ્યો હતો, તેજ પ્રમાણે ત્યારે પણ થશે એ નક્કી. આજ આધ્યાયના અગાઊ હઝરત ઇબ્રાહીમ પયગંબરનો હેવાલ આવે છે. તેવણે પણ પયગંબર છતાં માનવી પ્રકૃતિ પ્રમાણે મુએલાના સજીવન થવા બાબત પોતાનો અચંબો પ્રદર્શિત કર્યો હતો. તેમ પણ પરમેશ્વરે મુએલાં પ્રાણીને સજીવન કરી પોતાનું અદભૂત સામર્થ્ય બતાવ્યું. પરંતુ પરમેશ્વરે તેમને પણ આ જીવનનું રહસ્ય પ્રકટ કર્યું નહિ. બરાબર આજ બાબત બની ઇસરાઇલોના સંબંધમાં બની. આ ઉપરથી સિદ્ધ થયું કે જીવનનું રહસ્ય ઉકેલવું એ મનુષ્ય શકિતથી બહાર છે અને એમાં માથા ફોડ કરવી વ્યર્થ છે.

* પર્વતો ધસી પડવા એ કંઇ અસાધારણ વાત નથી. ઘણીવાર ધર્તીકંપને લીધે મોટા ડુંગરો ગબડી પડે છે; અને જે પર્વતોમાંથી આપો આપ જ્વાળા નિકળે છે અને જેને જ્વાળામુખી પર્વત કહે છે તેના ઉપર એવાં ઘણાં સંકટો આવી પડે છે. વળી એવાંજ કંઇ ગુપ્ત કારણને લીધે પર્વતની તળેટી નરમ અને પોચી પડી જાય છે અને પર્વત ધસી પડે છે. તો આવી રીતે પર્વતોનું બેસી જવું અથવા ધસી પડવું પરમેશ્વરના હુકમથી થાય છે. કારણ, તેણે સઘળા પદાર્થોમાં એવો એક વશિષ્ટ ગુણ મુકયો છે કે ભારે પદાર્થો ઘણા જલદી નીચે આવે છે અને હલકા જરા વખત લે છે. એનુંજ નામ બ્હીક કે તે પર્વતો સુદ્ધાં પરમેશ્વરે ઠરાવી આપેલા કાયદા તોડી શકતા નથી.




(ઓ મુસલમાનો!) શું તમને (એવી) આશા છે કે (યાહુદીઓ) તમારી વાત માન્ય કરશે? અને તેમની પરિસ્થિતિ એવી છે કે તેઓમાં એક લોકસમુહ એવો થઈ ગયો છે કે તે પરમેશ્વરનું વચન * (એટલે તોરાત) સાંભળતા હતા; પછી તેઓ તે સમજી લીધા પછી જાણી જોઈને તેનો કંઈનો કંઈજ† (અર્થ) કરી નાખતા હતા. ૭૫. અને જ્યારે તેઓ મુસલમાનોને મળતા, ત્યારે તેઓ કહેતા કે અમે પણ વિશ્વાસ રાખી ચુકયા છીએ. અને જ્યારે તેઓ એકાંતમાં પોતાનામાંના એક બીજા પાસે જાય છે ત્યારે તેઓ કહે છે કે જે કંઈ (તોરાતમાં) પરમેશ્વરે તમને ખુલ્લું કર્યું છે, તેની તમે મુસલમાનો સાથે શું કામ વાત કરો

---

* તોરાત એટલે જુનો કરાર. અનુવાદ અધ્યાય ૧૮ મો વર્સ ૧૫-૧૮-૧૯ માં હઝરત મોહમદ પયગંબર વિષે પરમેશ્વરનું એ વચન ખુલ્લી રીતે આપેલું છે. તેનો જાણી જોઈને તેઓ ભળતોજ અર્થ કરતા હતા ગુજરાતી બાઇબલમાં આ ભવિષ્ય ક્રાઇસ્ટ વિષે છે એમ કૌંસમાં લખ્યું છે; તે અસલ નહિ પણ ખ્રિસ્તી લોકોની હઠીલાઇનું પરિણામ છે. કારણ, ક્રાઇસ્ ખ્રિસ્ત એ કોઇપણ રીતે હઝરત મુસાના ભાઇ થઇ શકતા નથી. તેવણ તેમની ઓલાદમાંના હતા. હઝરત ઇબ્રાહીમ પયગંબરના પુત્ર હઝરત ઇસહાક અથવા આઇઝાકના વંશમાં પહેલાં મુસા પછી ક્રાઇસ્ટ (ઇસા) ઉતરી આવ્યા હતા; અને ઇબ્રાહીમના જ્યેષ્ઠ પુત્ર હઝરત ઇસ્માઇલના કુળમાં હઝરત મોહંમદ પયગંબર થયા હતા. એ સંબંધથી હઝરત મોહંમદ પયગંબર સાહેબ હઝરત મુસાના ભાઇ થાય. જુઓ અનુવાદ અધ્યાય ૧૮: ૧૮-૧૯.

† તદનજ બેવકુરી ભરેલો અર્થ કરવો એમાં શબ્દોનો ફેરફાર તેમજ અથની ઉલટપાલટ કરવી એ બન્નેનો સમાવેશ થાય છે.

છો; કે (આવતી કાલે) તમારા પાલનકર્તા સમક્ષ તેજ વાતના આધાર ઉપર તેઓ તમારી સાથે દલીલ આણી વાદ કરે? તો શું તમે (એટલું પણ) સમજતા નથી? ૭૬. (પણ) શું એ લોકોને એ વાત માલમ નથી કે તેઓ જે કંઈ છુપાવે છે અને જે કંઈ જાહેર કરે છે તે (સઘળું) પરમેશ્વર જાણે છે? ૭૭. અને તેમનામાં જે કોઈ નિરક્ષર છે તેઓ (મ્હોડેથી કંઈ પણ શબ્દ) બબડયા સિવાય (ઈશ્વર પ્રણીત) પુસ્તક તો (બીલકુલ) સમજતાજ નથી; અને તેઓ માત્ર કલ્પના* લડાવે છે, એટલુંજ. ૭૮. તો તેમના માટે એ દુઃખની વાત છે કે તેઓ પોતાને હાથે તો પુસ્તક લખે છે; પછી તેઓ (લોકોને) કહે છે કે આ પરમેશ્વર તરફથી (ઉતર્યું) છે, એટલા માટે કે તેનાથી તેમને થોડું દામ (એટલે ઐહિક ફાયદો) મેળવી લેવાનું બને; તો તેમને દુઃખ છે કે તેઓએ પોતાને હાથે લખ્યું છે; અને (ફરીથી) તેમને દુઃખ છે કે તેઓ આવી કમાઈ કરે છે. ૭૯. અને તેઓ કહે છે કે ગણતરીના કેટલાક દિવસ ઉપરાંત નરકનો અગ્નિ તો અમને સ્પર્શ પણ કરશે નહી. (હે પયગંબર! તું તે લોકોને) કહે કે તમે શું પરમેશ્વર પાસેથી કંઈક વચન લઈ રાખ્યું છે કે પરમેશ્વર પોતાના વચનથી ઉલટું (કયારેયે) કરશે નહી?

* યાહુદી લોકો હઝરત મોહંમદ પયગંબરનો અસ્વીકાર કરવા માટે પુષ્કળ કલ્પના લડાવે છે અને કહે છે કે પયગંબર માટે જુના કરારમાં કહેવામાં આવ્યું છે તે તો યુસા બિન નૂન છે. પણ તેમને એ પણ ખબર હતી કે આ યુશા મુસાના ચાકર અથવા શિષ્ય હતા, ભાઇ નહિ. અનુવાદ અધ્યાય ૧૮ માના ભવિષ્યમાં 'તારા ભાઇઓમાંથી' એમ લખ્યું છે.






અથવા તમને જેનું જ્ઞાન પણ નથી એવી (ખોટી ખોટી) વાતો શું તમે પરમેશ્વર સંબંધી બોલો છો? ૮૦. ખરી વાત તો એ છે કે જેને પાને* દુષ્ટપણું પડયું અને જે પોતાના પાપના ફેરામાં સપડાયો તો એવાજ લોકો નરકવાસી છે; કે તેઓ નિરંતર નરકમાંજ રહેશે. ૮૧. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામ પણ કર્યાં તો એવાજ લોકો સ્વર્ગવાસી છે; કે તેઓ નિરંતર સ્વર્ગમાંજ રહેશે. ૮૨. અને (તે સમય યાદ કરો કે) જ્યારે અમે (પ્રાચીન) બનીઇસિરાઇલ (એટલે તમારા પૂર્વજો) પાસે પાકું વચન લીધું કે તમે પરમેશ્વર સિવાય બીજા કોઇની ઉપાસના કરશો નહિ; અને માબાપ સાથે સારી વર્તણુક રાખવી અને (તેવીજ વર્તણુક) સગાંસંબંધી તથા અનાથ બાળકો તથા ગરીબ ગુરબા સાથે પણ (રાખવી); અને લોકો સાથે સારી રીતે† (હળી મળીને) વાત કરો; અને નિમાઝ પઢતા જાઓ અને જકાત આપતા જાઓ. ત્યાર બાદ તમારામાંના થોડા લોકો સિવાય (બાકી બધા) ફરી બેઠા અને તમે લોકો (કંઇ) એવા (બેપરવા) છો કે (ઉપદેશ તરફથી) મ્હોડું ફેરવી નાંખો છો. ૮૩ અને (તે સમય યાદ કરો કે) જ્યારે અમે તમારી પાસેથી (એટલે તમારા વડીલો પાસેથી) પાકુ વચન લીધું કે તમે (તમારા માંહોમાંહે) રક્તપાત

* એટલે જે કોઇ રાત દિવસ પાપ કરતા રહ્યા ને આખરે પોતાના પાપના સાણસામાં સપડાયા.

† ભાષ્યકારોએ આનો બીજો અર્થ એવો પણ કર્યો છે કે લોકોને નીતિ શિક્ષણ આપો.




કરશો નહિ અને તમારા શહેરમાંથી તમારા લોકોને હદપાર કરશો નહિ. પછી તમે (એટલે તમારા વડીલોએ એ) કબુલ કર્યું અને તમો (સાંપ્રત કાળના) લોકો પણ (તે બાબતની) સાક્ષી પૂરો છો; (કે હા, એવું બન્યું હતું) ૮૪. તથાપિ તેજ તમે છો કે જેઓ પોતાને મારી નાંખો છો અને (તેવીજ રીતે) તમારામાંથી કેટલાક લોકો વિરૂદ્ધ અન્યાયથી તથા બળાત્કારે એક બીજાને મદદ કરી તેમને તેમના શહેરમાંથી હદપાર કરો છો. અને તેજ લોક જ્યારે (કદી) બંદીવાન થઇ તમારી પાસે (મદદ માગવા) આવે છે ત્યારે તમે દંડ આપી (તેમને) છોડાવી લો છો; અને ખરૂં જોતાં (મૂળમાંજ) તેમને બહાર કાઢવા (એજ) તમને લાયક નહોતું. તો શું તમે (ઇશ્વરી) પુસ્તકની કેટલીક (વાતો) ઉપર વિશ્વાસ રાખો છો અને કેટલીકનો ઇનકાર કરો છો? તમારામાંથી જે લોકો એમ કરશે આ સિવાય તેમનો (વળી) શું બદલો હોઇ શકે કે આ જગતના આયુષ્યમાં (તેમની) ફજેતી થશે; અને (આખરે) કયામતને દિવસે (નરકાગ્નિની) ઘણીજ કડક શિક્ષા તરફ ફેરવાઇ જશે અને જે કાંઇપણ તમે કરો છો તેનાથી પરમેશ્વર બીનમાહિતગાર નથી. ૮૫. જે લોકોએ હવે પછીની (જીંદગીને) બદલે આ દુનીયાની જીંદગી વેચાતી લીધી તે આજ લોકો છે. માટે (કયામતને દિવસે) તેમના ઉપરથી કંઇ શિક્ષા ઓછી કરવામાં આવનાર નથી અને (કોઇપણ ઠેકાણેથી) તેમને મદદ પણ પહોંચનાર નથી. ૮૬. અને અલબત અમે મુસાને (તોરાત) પુસ્તક આપ્યું. અને તેની પાછળ એક પછી એક (બીજા)

પયગંબરો પણ મોકલ્યા. અને મરીયમના પુત્ર ઇસા (યેશુ) ને પણ અમે ખુલ્લા ચમત્કારો આપ્યા અને પવિત્ર આત્મા (એટલે જીબ્રઇલ) મારફત અમે તેને સહાય આપી. તો શું (તમે એટલા બધા બેઅદબ થઇ ગયા છો કે) જ્યારે જ્યારે તમારી પાસે કોઇ પ્રેષિત (પયગંબર) તમારા જીવને રૂચે નહિ એવા હુકમ લઇ આવ્યો, ત્યારે ત્યારે તમે ગર્વથી આડા થઇ બેઠા? પછી કેટલાકને તમે પાખંડી કહ્યા અને કેટલાકને તમે કતલ કરવા લાગ્યા? ૮૭. અને તેઓ કહે છે, અમારાં અંતઃકરણ (પડદામાં) સુરક્ષિત* છે; (તેમ નહિ) પણ તેમના નાસ્તિકપણાને લીધે પરમેશ્વરે તેમને શ્રાપ આપ્યો છે; તેથી તેઓ જવલ્લેજ વિશ્વાસ રાખે છે. ૮૮. અને જ્યારે પરમેશ્વર તરફથી તેમની પાસે (કુરઆન) પુસ્તક આવ્યું કે જે તેમની પાસે જે (તોરાત પુસ્તક) છે તેની સત્યતા પુરવાર કરે છે અને લોકો એ પૂર્વે (એનાજ ભરોસા ઉપર) નાસ્તિકો વિરૂધ્ધ પોતાના જયની

* શબ્દશઃ ભાષાંતર એમ છે કે આપણાં અંતઃકરણ પડદામાં અથવા આવરણમાં ઢંકાએલાં છે, ભાવાર્થ કે ઇસ્લામના પયગંબર જે જે વાતનું શિક્ષણ આપે છે તે અમે કબુલ કરતા નથીઃ કારણ કે અમારા અંતઃકરણ ઘણાં ઉંડાં અને અગાધ છે. જાણે સાત પડદામાં હોઇ તેના ઉપર કોઇપણ શિક્ષણનું કંઇ પણ પરિણામ ઉપજી શકતું નથી, અને તેમાં તેને કંઇ જગ્યા પણ નથી. તો પછી અમારી પાસેથી ઇસ્લામ સ્વીકારાવાની આશાજ નથી. તેમની આવી સમજુતીનું પરમેશ્વરે ખંડન કર્યું અને ખુલ્લું કરી કહ્યું કે આ પડદો નથી, પણ પરમેશ્વરનો શ્રાપ છે.

પ્રાર્થના* કરતા હતા; તો જ્યારે જે કંઈ તેઓ જાણતા–ઓળખતા હતા તે તેમની પાસે આવી ચુકયું; ત્યારે તે તેનો અસ્વીકાર કરવા લાગ્યા; તેથી કરી અસ્વીકાર કરનારા ઉપર પરમેશ્વરનો શ્રાપ છે. ૮૯. જે (વાત)ને બદલે તે લોકોએ (તેમના અભિપ્રાય મુજબ) પોતાનું જીવતર ખરીદયું† છે તે કેટલો બધો ખરાબ (બદલો) છે! એટલે (એટલીજ વાત ઉપરથી કે) પરમેશ્વર પોતાના સેવકોમાંથી જેને ઈચ્છશે તેના ઉપર પોતાની કૃપા પ્રકટ કરશે; તેઓ શિરજોરી કરી, પરમેશ્વરે જે (પુસ્તક) પ્રકટ કર્યું હતું તેનો અસ્વીકાર કરવા લાગ્યા. માટે તેઓ કોપ

* એટલે કલિયુગના હઝરત મોહંમદ પયગંબર સાહેબના આગમન બાબત તોરાત (એટલે જુના કરાર)માં ભવિષ્ય વચન લખ્યું હતું અને યાહુદી લોકો તે પયગંબરની રાહ જોતા હતા: અને તેઓ મૂર્તિ પૂજકો વિરૂદ્ધ એવી પ્રાર્થના કરતા હતા કે પરમેશ્વર કરેને તે આવનાર પયગંબર પ્રકટ થાય, કે તેના બળ ઉપર મૂર્તિ પૂજકો ઉપર અમારી સત્તા ચલાવીએ.

† પવિત્ર કુરઆનમાં બીજી જગાએ એવું લખ્યું છે કે "પ્રત્યેક મનુષ્ય પોતાના કર્મને માટે જવાબદાર છે," અને "દરેક આત્મા પોતાના કર્મને માટે જવાબદાર છે." એટલે પ્રત્યેક મનુષ્યનો જીવ પરમેશ્વર આગળ કર્મને માટે જવાબદાર છે. જે કોઇ સુકર્મ કરશે તેના આત્માને મુક્તિ મળશે. આવીજ સ્થિતી યાહુદી લોકોની હતી. પરંતુ તેઓએ પોતાની ભક્તિને બદલે છેવટના યુગમાં આવનાર પયગંબરનો અસ્વીકાર કર્યો અને એ અસ્વીકારનેજ તેઓ પોતાની મુકિતનું સાધન સમજી બેઠા. એ તેમની મોટી ભુલ હતી.

ઉપર કોપમાં* આવી પડ્યા અને અસ્વીકાર કરનારાને ફજેતીની શિક્ષા (થવાની) છે. ૯૦. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે (કુરઆન) જે પરમેશ્વરે પ્રકટ કર્યું છે તેના ઉપર વિશ્વાસ મુકો; ત્યારે તેઓ જવાબ આપે છે કે અમે તો જે (પુસ્તક) અમને પ્રકટ થયું છે, તે ઉપરજ વિશ્વાસ રાખીએ છીએ. સારાંશ, તે સિવાય (બીજા પુસ્તક)ને માનવાને તેઓ ના પાડે છે. અને ખરૂં જોઇએ તો આ (કુરઆન) સત્ય છે (અને) જે(પુસ્તક) તેમની પાસે છે તેની તે સત્યતા પણ દર્શાવે છે. (ઓ પયગંબર! તું તેમને એ તો) પુછ, ઠીક જો તમે (એટલે તમારા પૂર્વજો) વિશ્વાસુ હતા, તો અગાઉ (ના વખતમાં) તેઓ પરમેશ્વરના પયગંબરોને શું કામ મારી નાખતા હતા? ૯૧. અને ખરેખર તમારી પાસે મુસા ખુલ્લી (ખુલ્લી) નિશાનીઓ લઇ આવી ચુકયો પણ હતો; તેમ છતાં તમે તેના (તોરાત લાવવા માટે તૂર પર્વત ઉપર ગયા) પછી વાછરડાને (પૂજાભક્તિ માટે) લઇ બેઠા. અને (એમ કરીને) તમે (તમારૂં પોતાનુંજ) નુકસાન કરતા હતા. ૯૨. અને (તે સમય યાદ કરો કે) જ્યારે અમે તમારી (એટલે તમારા પૂર્વજો) પાસે પાકુ વચન લીધું અને તૂર (પર્વત)ને ઉંચકી તમારાં (એટલે તમારા પૂર્વજોનાં માથા) ઉપર (લાવી લટકાવી) મુકયો; (અને અમે આજ્ઞા કરી કે એ

* એટલે યાહુદીઓ પોતાના તોફાનીપણાની શીક્ષા તરીકે પરમેશ્વરના કોપમાં આવી પડયા હતા. હવે તેમના ઉપર આ બીજો કોપ ઉતર્યો કે હઝરત મોહંમદ પયગંબરને કુરઆન સાદર થતું જોઇ તેઓ મનમાં બળવા લાગ્યા, એટલે એક મુકીને બીજો કોપ તેમની ઉપર ઉતર્યો.

તોરાત પુસ્તક) જે અમે તમને આપ્યું છે તેને મજબૂત પકડી રાખો; અને (તેમાં જે કંઇ લખ્યું છે તે) સાંભળી લ્યો; (અને છેડે બાંધો; એના જવાબમાં) તે લોકોએ (તરતજ) કહ્યું કે અમે સાંભળ્યું તો ખરૂં, પણ અમે (તે) માન્ય કરતા નથી. અને તેમના નાસ્તિકપણાને લીધે વાછરડી (એટલે તે પ્રત્યેની પૂજ્ય બુદ્ધિ) તેમના અંતઃકરણમાં પેસી ગઇ હતી. (ઓ પયગંબર! તું તે લોકોને) કહે કે જો તમે વિશ્વાસુ છો, તો તમારો વિશ્વાસ તમને (ઘણુંજ) ખરાબ શિક્ષણ આપે છે. ૯૩. (ઓ પયગંબર! તું તેમને) કહે કે જો પરમેશ્વર પાસે પરલોક ખાસ તમારે માટેજ છે અને બીજા લોકો માટે નહિ, અને તમે (આવો દાવો કરવામાં) ખરા છો; તો તમે મૃત્યુને ઇચ્છો (એટલે જલદીથીજ સ્વર્ગમાં દાખલ થશો). ૯૪. પરંતુ જે (દુષ્ટ કર્મો) તેમને હાથે અગાઉ થયાં છે તેને લીધે તેઓ કદી પણ મૃત્યુ ઇચ્છી શકશે નહી. અને પરમેશ્વર (આ) આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને ઘણી સારી રીતે જાણે છે. ૯૫. અને (ઓ પયગંબર!) ખરેખર તને એ માલમ પડશે કે એ લોક જીવવાને માટે (સઘળા) લોકો કરતાં અતિશય લોભી છે; એટલે લગી કે (બીજાને પરમેશ્વરના) જોડીદાર*

* ભાવાર્થ એટલોજ કે જે લોક બીજાને પરમેશ્વરનો જોડીદાર માને છે તે પુનઃરૂત્થાન (કયામત) ને માનતા નથી. તેમને ઐહિક જીવનનો લોભ હોય એમાં આશ્ચર્ય નથી. કારણ તેમની કલ્પના પ્રમાણે જે કંઇ છે તે આ જગતજ છે; અને એમાં આપણે જેટલું જીવીએ તેટલો અલભ્ય લાભ છે. વિશેષ આશ્ચર્યની વાત એ છે કે જે લોકોને કયામત માન્ય છે તેઓ પણ આ જગતના ક્ષણભંગુર જીવિત્વના લોભિષ્ટ છે.






માનનારા (કે જેમને ફરી જીવી ઉઠવું મૂળમાંજ માન્ય નથી તે) માંનો દરેક (માણુસ) એવુંજ ચાહે છે (કે ઇશ્વર કરે અને) આપણુને એક હજાર વર્ષનું આયુષ્ય આપવામાં આવે! અને ખરી રીતે (તે એટલો કાળ જીવે તોપણુ) લાંબુ આયુષ્ય આપવામાં આવે તે તેનો શિક્ષામાંથી છુટકો કરનાર નથી. અને જે કંઇ એ લોકો કરે છે તે પરમેશ્વર જુએ છે. ૯૬. (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે જે કોઇ જીબ્રઇલ (દૂત)ના દુશ્મન થશે (તો ભલે થાઓ!) આ (કુરઆન) તે (દૂતે) પરમેશ્વરની આજ્ઞાથી તારા અંતઃ-કરણુમાં ભર્યું છેઃ (અને કુરઆન) એ પોતાના (પ્રકટીકરણુ) પૂર્વે (પુસ્તક તરીકે એકંદર) જે હતાં તેનું સત્ય દર્શાવે છે; અને તે વિશ્વાસુ માટે સદ્બોધ અને (તારણુનું) શુભ વર્તમાન છે. ૯૭. જે કોઈ પરમેશ્વરનો દુશ્મન છે તેમજ તેના દૂતોનો તથા તેના પયગંબરોનો અને (મુખ્યત્વે કરીને) જીબ્રઇલ (દૂત)નો તથા મીકાઇલ (દૂત)નો; તો ખરેખર પરમેશ્વર પણુ એવા નાસ્તિકોનો દુશ્મન* છે. ૯૮. અને (ઓ પયગંબર!)

* યાહુદીઓના તોફાનની એક વાત એવી હતી કે તેમના ધર્મ પુસ્તકમાં આજ્ઞા ભંજક લોકોને જીબ્રઇલ દૂતને હાથે શિક્ષા થવાનો મજકુર હતો તેથી તેઓ જીબ્રઇલ ઉપર નાખુશ હતા. હઝરત મોહંમદ પયગંબર સાહેબ કુરઆનના સંબંધમાં કહેતા કે તે પરમેશ્વર પાસેથી જીબ્રઇલ મને પ્રકટ કરે છે. પરમેશ્વરે યાહુદીઓના આ ખોટા અને મૂર્ખાઈ ભરેલા મતનું આ પ્રમાણે ખંડન કર્યું: કે મિકાઈલ (માઈકલ)ને લોકોને અન્ન પુરૂં પાડવાનો અધિકાર છે તો જીબ્રઇલ અને તેની વચ્ચે પરસ્પર પ્રતિનિધિત્વનો સંબંધ છે. અને દરેક દૂત પરમેશ્વરના લશ્કરમાંનો છેઃ જે કોઇ તેઓમાંના એકાદનો શત્રુ થયો તો તે બીજાઓનો પણુ થાય છે.









અમે તારી પાસે સુબોધ (અને સ્પષ્ટ અર્થના) મહા વાકયો મોકલ્યાં છે. અને આજ્ઞાભંજક લોકો સિવાય તેને કોઈપણ નાકબુલ કરતા નથી. ૯૯. અને શું (આ યાહુદીઓએ તોફાનીપણા ઉપરજ આટલી કમ્મર કસી છે કે) જ્યારે જ્યારે તેઓ એકાદો કરાર કરે છે, ત્યારે તેમનામાંના કોઈ લોકપક્ષ તેને ઉરાડી દે છે; ટુંકમાં તેમનામાંના ઘણા તો વિશ્વાસ પણ રાખતા નથી. ૧૦૦. અને જ્યારે તેમની પાસે પરમેશ્વર તરફથી (હજરત મોહંમદ) પયગંબરનું આગમન થયું (અને તે) આ (યાહુદીઓ) પાસે જે તોરાત (પુસ્તક) છે તેનું સત્ય પણ દર્શાવે છે; ત્યારે (આ) ગ્રંથવાળા લોકો પૈકી એક પક્ષે પરમેશ્વરનું પુસ્તક (તોરાત જેમાં આ મોહમદ પયગંબર વિષે ભવિષ્ય વચન પણ છે તે) પોતાની પીઠ પાછળ (એવું) ફેંકી દીધું; જાણે કે તેમને (તેની) કંઇપણ જાણજ ન હોતી. ૧૦૧. અને તેઓ સુલેમાન પયગંબરના રાજ્ય અમલમાં શેતાનો (એટલે અસુર લોકો) જે (ધંતર મંતર) પઠન પાઠન કરતા હતા તેમના નાદમાં પડયા ખરૂં જોતાં સુલેમાનને હાથે નાસ્તિકપણાનું (એ) કામ થયું નહિ, પરંતુ નાસ્તિકપણાનું કામ (કર્યું હતું તો) અસુરોએ કર્યું હતું કે તેઓ લોકોને જાદુ * શીખવતા હતા અને

* જે પ્રમાણે હમણા લોકોમાં જ્યોતિષ ફળ જ્યોતિષ, દોરા ધાગા વગેરે પુષ્કળ ધંતર મંતર તથા ઠગ વિદ્યા પ્રચલિત છે તેવીજ રીતે યાહુદીઓ પણ એવી નિરર્થક વાતોમાં પોતાનો વખત ગુમાવતા હતા; એટલે લગી કે તેમને પોતાના દિવ્ય પુસ્તક તોરાતની પણ ખબર નહોતી. અને પયગંબર સાહેબ શું કહે છે અને શું શિક્ષણ આપે છે એની તેમને ગંધ પણ નહોતી. આ ધંતર મંતરનેજ




(એ સિવાય તે લોક) બાબેલમાં 'હારૂત' અને 'મારૂત' એ બે દૂતોને જે (વાત) પ્રકટ કરવામાં આવી હતી (તેના પણ નાદમાં પડયા) અને તે બન્ને (દૂતો પણ તેમને જે કંઈ પ્રકટ થયું હતું તે) બીજા કોઇને શીખવતા નહિ; એટલે સુધી કે તે (તેમને તાકીદે) કહેતા કે (ભાઇ રે!) અમે તો પરીક્ષાની કસોટી છીએ; તો (આ વિદ્યાનો દુરૂપયોગ કરી) તું નાસ્તિક બનતો નહિ. આ ઉપરાંત પણ તે તેઓ બન્ને પાસેથી એવી વાતો શીખતા કે જેને લીધે તે પતિપત્નિ વચ્ચે ભંગાણ પડાવતા. તથાપી પરમેશ્વરના હુકમ સિવાય તે (પોતાના) આ (કારસ્તાન)થી કોઇને પણ નુકસાન પહોંચાડી શકતા નથી. ટુંકમાં, એ લોક જે (વાત ખુદ) એમનેજ નુકસાન પહોંચાડે અને એમને (કોઇપણ તરેહનો) નફો કરતી નથી

---

તેઓ ધર્મ સમજી બેઠા હતા. આ યંતરમંતર તથા જાદુ વગેરેની ઉત્પત્તિ પરમેશ્વરે એવી વર્ણવેલી છે કે હઝરત સુલેમાન પયગંબરના રાજ્ય અમલમાં આ વાતનો ઘણો ઘુમાટો તથા ચર્ચા થઈ હતી. પરંતુ આ અધર્મીપણાનું કામ હઝરત સુલેમાનને હાથે થયું નહોતું; તે તો તે વખતના પેલા અસુર લોકોનું કામ હતું. ત્યાર પછી બાબેલ એટલે બાબિલોનીઆમાં હારૂત અને મારૂત એ–કોઈ કહે છે કે દૂત હતા અને કોઈ કહે છે કે સૌંદર્યાદિ ગુણવાળા ઉંચા પંક્તિના માણસો હતા; અને કોઈ કહે છે બાદશાહ હતા–ગમે તેમ હોય તો પણ જે કાળનું આ કથન છે તે કાળમાં તેઓ માણસ હતા. તેમને પણ એવાં જાદુ મંતરની માહિતી હતી, અને લોકોના આગ્રહને લઇને તે તેઓને શીખવતા પણ હતા. પરમેશ્વરે જાદુ તથા મંતરનો ભેદ ઉઘાડો પાડયો અને એમ પણ કહ્યું કે એ અધર્મ તથા નાસ્તિક પણાનું કામ છે. પરમેશ્વરે એ પણ સૂચવ્યું કે મારા હુકમ સિવાય કંઈપણ થઈ શકવાનું નથી.

એવી (વાત તેની પાસેથી) શીખે છે. અને વસ્તુસ્થિતિ એવી હતી કે તેઓ પણ જાણી ચુકયા હતા કે જે કોઇ આ વાતનો ખરીદાર થયો જેને પરલોકમાં કંઇપણ ભાગ મળશે નહિ. અને જેને બદલે એઓએ પોતાના જીવ વેચ્યા તે ખરૂં જોતાં (ઘણો) ખરાબ (બદલો)* છે. એમને જો (એટલી) ખબર હોત (તો ઠીક થતે)! ૧૦૨. અને જો એઓ વિશ્વાસ રાખે અને (પરમેશ્વરથી) બ્હીને ચાલે, તો (જે) પુણ્યની પ્રાપ્તી (એમને) પરમેશ્વર તરફથી (થાય તે તેને બદલે આના કરતાં પણ) ઉત્તમ છે. એમને જો એટલી સમજ હોત (તો ઠીક થતે)! ૧૦૩. ઓ મુસલમાનો! તમે (પયગંબરને) 'રાએના'† (એવા) શબ્દથી સંબોધી બોલાવતા

* એટલે નાસ્તિક મત સ્વીકારી તેમણે પોતાનો જન્મ વ્યર્થ ગુમાવ્યો.

† પયગંબર સાહેબ જ્યારે ધર્મ સંબંધી કંઈ ઉપદેશપર વિવેચન કરતા ત્યારે શ્રોતા મંડળમાં મુસલમાન, યાહુદી, ખ્રિસ્તી,, મૂર્તિપૂજક વગેરે સર્વ જાતના લોક રહેતા. કોઈ કોઈ વખત એમ પણ થતું કે કંઈ વાત કોઈથી બરાબર નહિ સંભળાય ત્યારે તેમને કહેવું પડતું કે ફરીથી કહો. યાહુદીઓ પયગંબર સાહેબના કટ્ટા શત્રુ હતા. તેઓ રાએના' એ દ્વીઅર્થી શબ્દ ઉચ્ચારતા. તેનો એક અર્થ એવો હતો કે અમે સમજતા નથી, અમારે માટે ફરીથી બોલો; અને બીજો અર્થ તેમની ભાષામાં એવો થતો કે ફિસીઆરી તથા શેખી માનનારા મૂર્ખો! આવો ખરાબ અર્થ થતો. અને 'રાએના' શબ્દના વચલા અક્ષરનો દીર્ઘ ઉચ્ચાર કરીએ તો તેનો અર્થ 'એ અમારો ભરવાડ અથવા રખેવાળ' એવો અર્થ થાય છે. મુસલમાનોના મનમાં કઇ પણ ખોટો અર્થ નહોતો એટલે તે તરફ તેમનું લક્ષ ગયું નહિં. યાહુદીઓને જોઇ તેઓ પણ 'રાએના' બોલવા લાગ્યા;

નહિ; 'ઉન્ઝુર્ના' બોલતા જાઓ અને (ધ્યાન રાખી) સાંભળતા જાઓ. અને જેઓ નાસ્તિક છે તેમને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૦૪. જેમની પાસે પુસ્તકો છે એવા લોકોમાંથી તથા (તેવીજ રીતે) મૂર્તિપૂજકોમાંથી જે લોકો (ઈસ્લામ ધર્મનો) અસ્વીકાર કરે છે, તેમને એ વાત પસંદ નથી કે તમારા પાલનકર્તા પાસેથી તમને (મુસલમાનોને) કંઈ કલ્યાણ (એટલે પ્રકટીકરણ) સાદર થાય, અને પરમેશ્વર જેને ઈચ્છે છે તેને પોતાની દયા માટે ખાસ (પસંદ) કરે છે. અને પરમેશ્વર મહાન્ કૃપા-નિધિ છે. ૧૦૫. (ઓ પયગંબર!) અમે એકાદ આયત (એટલે મહાવાક્ય) છેકી* નાંખીશું અથવા (તારી) સ્મૃતિ-

---

યાહુદીઓને મશ્કરી કરવાની સંધિ મળી. તેથી પરમેશ્વરે મુસલમાનોને સમજાવ્યું કે જે શબ્દમાં અનાદરનો બોધ થાય છે એવો શબ્દ શા માટે ઉચ્ચારો છો? તો 'રાએના' નહિ પણ ઉન્ઝુર્ના બોલતા જાઓ કારણ તેનો પણ તેવોજ અર્થ થાય છે કે અમારે માટે એક વાર ફરીથી બોલો.

* કુરઆન જ્યાં સુધી પ્રકટ થતું રહ્યું ત્યાં સુધી તેમાનું એકાદ વાક્ય કોઇ કોઇ વેળા પ્રચારમાંથી અથવા વાંચનમાંથી રદ પણ થતું હતું. વિરોધી પક્ષવાળાઓનો આ બાબત આક્ષેપ હતો અને હમણા પણ છે. પરમેશ્વરે તેનો જવાબ એવો આપ્યો કે અમે અમારા સેવકોનું હિત શામાં છે તે ઘણી સારી રીતે જાણીએ છીએ. લોકોની સ્થિતિ સર્વદા સરખી રહેતી નથી તો તેમાં ફેરફાર થાય છેજ. એ ફેરફારને અનુસરીને યોગ્ય હુકમ આપવામાં આવે છે અને તેમની સ્થિતિ બદલવાનો અધિકાર પણ અમને છે. વખતો વખત તેમને જે જે શિક્ષણ આપવું યોગ્ય લાગે છે તે તેમને આપવામાં આવે છે. એમાં આક્ષેપ તે શું?

માંથી ભુસી નાંખીશું તો અમે તેના કરતાં પણ ઉત્તમ અથવા તેવીજ પ્રકટ પણ કરી શકીએ છીએ. (ઓ પયગંબર !) શું તને ખબર નથી કે પરમેશ્વર સર્વ શક્તિમાન છે? ૧૦૬. શું તને એ ખબર નથી કે આકાશ અને પૃથ્વીનું રાજ્ય તેજ પરમેશ્વરનું છે? અને પરમેશ્વર સિવાય તમારા (મુસલમાનોના) કોઈ મિત્ર નથી અને કોઈ મદદગાર પણ નથી. ૧૦૭. (ઓ મુસલમાનો !) શું તમે એમ ઇચ્છો છો કે જે પ્રમાણે પૂર્વ કાળમાં મૂસા પાસે (મૂર્ખાઈ ભરેલી માંગણીઓ તથા) પ્રશ્ન કરવામાં આવ્યા હતા, તે પ્રમાણે તમે પણ તમારા પયગંબર પાસે (મૂર્ખાઈ ભરેલી માગણીઓ તથા) પ્રશ્ન કરો? અને જે કોઈ વિશ્વાસને બદલે અવિશ્વાસ* સ્વીકારશે તો તે સરળ માર્ગ ઉપરથી ખચીતજ

* યાહુદીઓને ખોટો વાદ કરવાની ઘણીજ ટેવ હતી અને તેનાં ઉદાહરણ સ્થળે જાણીતાં છે. પરમેશ્વરે મુસલમાનોને આવી રીતે બારીક તપાસ કરવાની મના કરી અને આયાત રદ થવા સંબંધી કારણ શોધવા બેસવું એ પણ એક તરેહની બારીક તપાસ છે. એવીજ રીતે યાહુદીઓ હઝરત મુસા પાસે મૂર્ખાઇ ભરેલી માંગણી કરતા હતા. તે કોઇ વેળા એમ કહેતા કે પરમેશ્વર લાવીને અમને બતાવ; કોઇ વેળા એમ કહેતા કે બીજાઓ મૂર્તિ પુજે છે તો અમને પણ તું એક મૂર્તિ બનાવી આંપ. એવીજ કંઇ વાતો તે સમયના કેટલાક મુસલમાનોના સંબંધમાં બોલાય છે. ઉદાહરણ તરીકેઃ- 'ઝાતે અનવાત' એક વૃક્ષ હતું; મૂર્તિપુજકો તેની પાસેથી માગણીના જવાબ લેતા. કેટલાક મુસલમાનોએ પયગંબર સાહેબ આગળ દરખાસ્ત કરી કે અમને પણ એવું એકાદ સ્થાન કરી આપો. આ વાકયમાં જયાં મૂર્ખાઇ ભરેલી માગણી કરવાની મનાઇ છે ત્યાં એવાજ પ્રશ્નની મનાઇ છે.

રવડી ગયો. ૧૦૮. (઼ઓ મુસલમાનો!) જેમની પાસે પુસ્તક છે એવા ઘણાખરા લોકોને સત્ય જાહેર થઈ ચુક્યું તોપણ પોતાના મનની અદેખાઈને લીધે એવી ઉત્કંઠા રાખે છે કે તમે વિશ્વાસ રાખ્યા પછી પણ તેઓ તમને ફરીથી નાસ્તિક બનાવી નાંખે. તોપણ તમે (તેમને) માફ કરો અને છોડો, જવા દો; એટલે સુધી કે પરમેશ્વર પોતાના (બીજા પણ કંઈ) હુકમ* સાદર કરે. નિ:સંશય પરમેશ્વર સર્વ શક્તિમાન છે. ૧૦૯. અને તમે નિમાઝ પઢતા જાઓ અને ઝકાત આપતા જાઓ. અને જે કંઈ પુણ્ય તમે તમારે માટે (આગળની સામગ્રી તરીકે) અગા-ઉથીજ મોકલશો, તે તમે પરમેશ્વર પાસે (જઈને) મેળવશો. નિ:સંશય જે કંઈ તમે કરો છો, તે પરમેશ્વર જુએ છે. ૧૧૦. અને (યાહુદીઓ) કહે છે કે યાહુદીઓ

---

* હુકમ એટલે જીહાદ અથવા ધર્મ યુદ્ધની પરવાનગી.જેમની પાસે ઇશ્વરી પુસ્તકો છે એવા યાહુદી તથા ખ્રિસ્તી લોકોએ પોતાના પુસ્તકમાં હઝરત મોહંમદ પયગંબરની બાબતમ. ભવિષ્ય વચન હોવા છતાં ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો નહિ ત્યારે ઉલટા તેઓ મૂર્તિપૂજકો સાથે ભળી ગયા ને મુસલમાનોને ફરીથી નાસ્તિક બનાવવા મહેનત કરવા લાગ્યા. અસ તેમને છળવા લાગ્યા. શરૂઆતમાં મુસલમાનોએ તેમની આડે નહિ આવતાં ક્ષમાસીલતા તથા મૌન ધારણ કર્યા. અને કેટલાક તીખા સ્વભાવના લોકો હાથોહાથ પણ આવી જતા, ત્યારે પયગંબર સાહેબ તેમને રોકી રાખતા. પરંતુ સહનશીલતા તથા ઉપેક્ષા એની પણ કંઇ હદ હોવી જોઇએ. તેથી જ્યારે વાત ગળાં સુધી આવી ત્યારે પોતાના તથા ધર્મના રક્ષણ માટે ધર્મ યુદ્ધ કરવાની જરૂર પડી.

સિવાય) અને (ખ્રિસ્તી કહે છે કે) ખ્રિસ્તીઓ સિવાય સ્વર્ગમાં કોઈનાથી પણ જઈ શકાવાનું નથી. આ તેમની ખોટી કલ્પનાઓ છે. (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે જો તમે ખરા હો તો તમે તમારાં પ્રમાણ આગળ લાવો. ૧૧૧. ટુંકમાં (ખરી વાત એ છે કે) જેણે ખુદ પોતાને પરમેશ્વરને આધીન મુકયો,* અને તે પરોપકારી પણ છે, તો તેને તેનો બદલો તેના પાલનકર્તા તરફથી (પ્રાપ્ત) થશે. અને (બીજી રીતે) એવા લોકોને (કોઈપણ જાતનો) ભય રહેનાર નથી અને તે દુઃખી પણ થનાર નથી. ૧૧૨. અને યાહુદીઓ કહે છે કે ખ્રિસ્તી (ધર્મ) કશામાંજ નથી; અને ખ્રિસ્તી (લોકો) કહે છે કે યાહુદી (ધર્મ) કશામાંજ નથી. અને ખરૂં જોઇએ તો તે (બન્ને પંથના લોકો ઇશ્વરી) પુસ્તક વાંચે છે. એવીજ રીતે (મૂર્તિપૂજક અરબ) જેમને (ઇશ્વરી હુકમોનું કંઈ) જ્ઞાન પણ નથી તેઓ પણ તેમના સરખીજ વાત કહે છે. જે બાબતમાં આ લોકો વાદવિવાદ કરે છે તેનો કયામતને દિવસે પરમેશ્વર એમની વચમાં ફેંસલો કરશે. ૧૧૩. અને જે કોઈ પરમેશ્વરની મસ્જીદમાં પરમેશ્વરનું નામ સ્મરણ કરવા મનાઈ† કરે તથા તેને ઉજજડ કરવા મથે,

* વજહ એટલે મ્હોડું. પોતાના મ્હોડાને આધીન કર્યું એટલે ખુદ પોતાને આધીન કર્યું.

† સમગ્ર સૃષ્ટિના ઉત્પન્ન કર્તા એવો જે એકજ પરમેશ્વર, તેનું નામ સ્મરણ તેને અર્પણ કરેલી મસ્જીદમાં અગર ભજનાલયમાં કરવું એ પ્રત્યેક મનુષ્યનું આદ્ય કર્તવ્ય છે. જે કોઇ એ કર્તવ્ય જાતે ન બજાવતાં બીજાને બજાવતાં આડે આવે અને પરમ પૂજ્ય

એવા (મનુષ્ય) કરતાં વિશેષ જુલમી (બીજા) કોણ? એ લોકો જાતે આ લાયક નથી કે તેઓ (ઉઘાડે છોગે) મસ્જીદમાં દાખલ થાય; પરંતુ બ્હીતાં બ્હીતાંજ. એમને માટે આ લોકમાં પણ નામોસી છે અને પરલોકમાં પણ એમને મોટી (ભારે) શિક્ષા છે. ૧૧૪. અને પૂર્વ અને

---

પરમેશ્વરની પવિત્ર મસ્જીદ ઉજાડ કરે અને તેને વેરાન કરે તો તે બહુજ જુલમી છે. અને એવો ઇશ્વરદ્રોહી તથા દુર્દૈવી મનુષ્ય ગમે તેટલો જબરદસ્ત તથા દીર્ઘાયુ હોય તો પણ જુલમના દિવસ થોડાજ છે. તે ઉઘાડે છોગે મસ્જીદમાં અગર ભજનાલયમાં જવાને લાયકજ નથી કારણ કે સર્વત્ર પરમેશ્વરનું સત્તા રૂપી અસ્તિત્વ છેજ. તો તેને બ્હી બ્હીને રહેવું જોઇએ. તેના ઉપર કઇ જાતનું દુઃખ કયારે આવી પડશે તે નક્કી નથી. એવા ઇશ્વર દ્રોહનું કેવું વિપરીત પરિણામ આવે છે તેનાં ઉદાહરણો જગતના ઇતિહાસમાં પુષ્કળ છે. એવા લોકોની આ લોકમાં પણ નામોસી થાય છે અને પરમેશ્વર આગળ તેમનું શું થશે તે કહી શકાતું નથી. ઇસ્લામના પ્રચારની શરૂઆતમાં મક્કાના મૂર્તિ પૂજક તથા નાસ્તિક લોક પયગંબર સાહેબ તથા તેમના અનુયાયીઓને ઘણો હેરાન કરતા હતા; તેમને બાંગ પોકારવાની તથા નિમાઝ પઢવાની મના કરતા; પયગંબર સાહેબના માર્ગમાં નડતર ઉભી કરતા તેઓ નિમાઝ પઢતા હતા ત્યારે તેઓએ એક વખત તેમને જોરથી પકડી તેમનું કાળું દાબ્યું હતું; અને બીજી વખત તેઓ પરમેશ્વર આગળ સીજદો એટલે સાષ્ટાંગ નમસ્કાર કરતા હતા તેવામાં નાસ્તિક લોકોએ તેમનાં માથાં ઉપર ઉંટનાં આંતરડાં લાવી નાંખ્યા. એવી સાધારણ રાનગતી તો નિત્ય ચાલુજ હતી. પછી જયારે જીવ ઉપર ઘાત આવી ત્યારે ઇશ્વર આજ્ઞાથી પયગંબર સાહેબ મક્કા છોડી મદીનામાં આવી રહ્યા. આ હિજરત એટલે સ્વદેશ છોડવાના છઠે વર્ષે હઝરત પયગંબરે ઉમરા એટલે મક્કાનું






પશ્ચિમ † (એ દિશાઓ) પરમેશ્વરનીજ છે. તો જ્યાંથી પણ તમે (કિબલા તરફ) મ્હોડું કરશો, ત્યાં પરમેશ્વર (તમારી) સામે છે. નિઃસંશય પરમેશ્વર સર્વવ્યાપી તથા સર્વજ્ઞાની છે. ૧૧૫. અને તેઓ કહે છે કે (શું) પરમેશ્વરને પુત્ર છે.? (પણ)

તીર્થ–એનું પણ પુણ્ય હજ્જ એટલે નિમેલે વખતે મક્કાની યાત્રા કરવી તેની લગભગ બરાબરજ છે–કરવાનો વિચાર કર્યો. પરંતુ મક્કાના લોકોએ તેમને અટકાવ કર્યો. આ જુલમનો આ વાકયમાં ઇશારો છે. એની શિક્ષા માટે હઝરત પયગંબરે જે ભવિષ્ય ભાખ્યું હતું તે પૂર્ણ થયું, એટલે મક્કા જીતાયું અને તેના ઉપર મુસલમાનોને કબજો થયો, અને નાસ્તિક તથા મૂર્તિ પૂજકો ભયભીત થઇ નાસી છુટયા. મસ્જીદમા કોઇને પણ એકજ તથા સર્વ શાક્તમાન પરમેશ્વરની ઉપાસના કરવાની મનાઇ નથી. પયગંબર સાહેબની સ્થિતિ એવી હતી કે જયારે નજરાનના ખ્રિસ્તિ લોકો તેમની સેવામાં આવી હાજર થયા, ત્યારે તેમણે પોતાની ખાસ મસ્જીદમાં તેમને ઉતારો આવ્યો અને ત્યાં તેમને પોતાની રીત પ્રમાણે ભકિત કરવાની પરવાનગી પણ આપી. આ ભૂલોક ઉપર મનુષ્ય માત્રને સરખી અને સૌમ્ય નજરે જોનારો એવો એકજ ઇસ્લામી ધર્મ છે. તેમાં કોઇનો કોઇપણ જાતનો દ્વેષ રાખવામાં આવતો નથી.

† મક્કાના નાસ્તિકો તરફથી મુસલમાનોને કાબાના પવિત્ર મંદીરમાં ઇશ્વર ભકિત કરવા માટે અટકાવ થતો હતો તેથી મુસલમાનોને કંટાળો ઇપજ્યો હશે કે તેમનાથી ઇશ્વરી મંદીરમ. કેમ ભકિત થઇ શકે નહિ. આ વાગ્યમાં પરમેશ્વર મુસલમાનોના મનનું સાંત્વન કર્યું છે કે તેમના આવાં વર્તનથી મનમાં તમે ખોટું શું કામ લાવો છો? કારણ આ અટકાવ થોડાજ દિવસ માટે છે. નિમાઝ પઢવાનું તો જોઇએ ત્યાં થઇ શકે. મુસલમાનોને આખી જગત મસ્જીદ છે. ગમે ત્યાં હો તો કિબલા એટલે કાબાની દિશા તરફ મ્હોડું કરો એટલે તે પરમેશ્વર માન્ય કરે છે.




તે (આ બખેડાથી) પાક છે. ટુંકમાં આકાશ અને પૃથ્વી ઉપર જે કંઈ છે તે તેનુંજ છે. સઘળું તેની આજ્ઞામાં છે. ૧૧૬. આ વિચિત્ર આકાશ તથા પૃથ્વીનો તેજ ઉત્પાદક છે. અને જ્યારે તે કોઈ એકાદા કામનો નિશ્ચય કરે છે, ત્યારે તે તે માટે ફકત એટલુંજ ફર્માવે છે કે થા. અને તે થઈ જાય છે. ૧૧૭. અને (મૂર્તિપૂજક અરબ) જેમને (ઇશ્વરી નિયમનું કંઇ) જ્ઞાન પણ નથી, તેઓ કહે છે કે પરમેશ્વર (જાતે) અમારી સાથે સંભાષણ કેમ કરતો નથી? અથવા અમારી પાસે (અમે માગીએ છીએ તેવી) એકાદ નિશાની કેમ આવતી નથી? એવીજ રીતે જે લોકો એમની અગાઉ થઈ ગયા છે તેઓ પણ એના જેવીજ વાતો કરતા હતા. આ (સઘળા) નાં અંતઃકરણ (કેટલીક રીતે) સરખાંજ હતાં. જે લોકો દઢ વિશ્વાસ (મુકવાની પાત્રતા) ધરાવે છે તેમને તો અમે (અમારી) નિશાનીઓ* સ્પષ્ટપણે બતાવી ચુકયા છીએ. ૧૧૮. (એ

* આનો અર્થ એવો છે કે જે લોક સત્યને ચાહે છે અને ન્યાયી સ્વભાવના છે તેમને માટે કુરઆન, તેનું શિક્ષણ તથા તેની અનુપમ વર્ણનશૈલી, અને હઝરત મોહંમદ પયગંબરના પવિત્ર જીવન-ચરિત્રના નમુના એ સઘળાં એવાં યોગ્ય ચિન્હ છે કે જેથી તેમના મનનું સમાધાંન થાય છે. અને જેમનાં મનમાં વસવસો તથા કચવાટ છે તે તો પોતે માગેલી નિશાનીઓ જોઇને પણ શું માનવાના છે? ટુંકમાં બીજી જગાએ આનું વર્ણન આવેલું છે તે એ છે કે તેઓ કહેતાં કે ઓ પયગંબર! અમે તમારા ઉપર વિશ્વાસ રાખવાને તૈયાર છીએ પરંતુ પહેલા જમીનમાંથી એક પાણીનો ઝરો વહેવાડી બતાવો અથવા એક બાગ રચી બતાવો કે જેમાં

પયગંબર !) અમે તને સત્ય ધર્મ આપી (વિશ્વાસુને તારણની) સુવાર્તા સંભલાવવા તથા (નાસ્તિકોને પરલોકમાંની શિક્ષાનો) ભય સુચવવા મોકલ્યો છે અને તને નરકવાસી લોકો સંબંધી (કંઈ) પ્રશ્ન પુછવામાં † આવનાર નથી. ૧૧૯. અને (ઓ પયગંબર!) યાહુદીઓ તારાથી કદી ખુશ થવાના નથી અને ખ્રિસ્તી પણ (તારાથી ખુશ થવાના) નથી; એટલે સુધી કે તું તેમના ધર્મને અનુસરશે (નહિં). (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે પરમેશ્વરનો સન્માર્ગ તેજ (અસલ) સન્માર્ગ છે. અને (ઓ પયગંબર!) જો તું જ્ઞાન (એટલે કુરઆન) જે તારી પાસે આવી ચુકયું છે તે ઉપરાંત તેમનાં

---

ખજુર અને દ્રાક્ષ ઝુંપી રહ્યાં હોય અને નદીઓ વહેલી હોય. અગર જેવી રીતે તમે અમને બ્હીવડાવો છો તેવીજ રીતે અમારા ઉપર આકાશ તૂટી પડે, અથવા પરમેશ્વર દૂતો તથા તેના પરિવાર સહિત અમારી સમક્ષ આવી ઉભા રહે અથવા સોના ચાંદીનું એક ઘર આયતું બનાવેલું મળે, અથવા અમારી રૂબરૂ તમે આકાશ ઉપર ચડી બતાવો; અને અમને તમે આકાશ ઉપર ચડો તે પણ મા;ય નથી. પણ તમે આકાશમાંથી અમને એક પુસ્તક પ્રકટ કરી મોકલો કે જે અમે પોતે વાંચીએ. તાત્પર્ય એ કે એ લોકોએ પવમેશ્વર જોડે સ્વર્ધા કરવા માંડી હતી તેમના કહેવા પ્રમાણે એકાદ બનાવ બન્યો હોત તો પણ તેઓ ગીજાં બીજાં નિમિત્ત ઉભાં કરતે કારણ પરમેશ્વરે તેમને સંશયી અને વેહમી બનાવ્યા હતા. વહેમનું ઓસડ લુકવાન પાસે પણ નથી.

† એટલે, પયગંબર સાહેબ તમને જે આ અધીરાઇ લાગે છે કે લોકોનાં ટોળેટોળાં મુસલમાન કેમ થતા નથી તો તમારે તેમ નહિ કરતાં સબુરી રાખવી જોઇએ કેમકે, નરકવાસી લોકોની જવાબદારી તમારા ઉપર નથી. લોકો જેવું કરશે તેવું પામશે.






મનની ઇચ્છા પ્રમાણે ચાલશે, તો (પછી) તને પરમેશ્વર (ના કોપ) થી (બચાવનાર) નથી કોઈ મિત્ર કે નથી કોઈ મદદગાર ૧૨૦ જે લોકોને અમે કુરઆન આપ્યું છે. તેઓ જેવી રીતે તે વાંચવાનો હક છે તેમ વાંચ્યા કરે છે. (અને) એજ (લોકો) તે ઉપર વિશ્વાસ પણ રાખે છે. અને જેઓ તે માનવાને ના પાડે છે તેજ લોકો ખોટમાં * છે. ૧૨૧. ઓ બનીઇસરાઇલો! મે જે ઉપકાર તમારા ઉપર કર્યો છે તે મારા ઉપકારનું સ્મરણ કરો; અને એનું પણ કે મે તમને સકળ જગતના લોકો ઉપર શ્રેષ્ઠતા આપી. ૧૨૨. અને તમે એવા એક દિવસ (ની શિક્ષા) નો ભય રાખો કે જે દિવસે એક માણુસ બીજા માણુસને કંઈ કામ આવનાર નથી, અને તેની તરફથી કંઈપણ બદલો કબુલ કરવામાં આવનાર નથી અને (કોઇની) સિફારશ તેને

* ભાવાર્થ કે યાહુદી તથા ખ્રિસ્તી લોકો કુરઆનમાંથી ધાર્મિક ફાયદો લેવા ઇચ્છા રાખતા નથી, તો કંઇ ફીકર નહિ, આખરે એવા લોક તો છેજ કે જે કુરઆન ચિત્ત રાખી વાંચે છે અને તેના યોગ્ય વાંચન પછી તે ઇશ્વરપ્રણિત દિવ્ય પુસ્તક છે એમ માન્ય કરે છે અને તેમ તે કરી ચુકયા પણ છે એવાજ અર્થનું વાકય કુરઆનમા બીજે ઠેકાણે આવ્યું છે. "આ નાસ્તિકો આ બક્ષિસની કિમત જાણુતા નથી તો (કંઇ ચિંતા નહિ; એટલા માટે કે) અમે આ (બક્ષિસ) એવા લોકોને આપી છે કે જેઓ તેના ગુણુગ્રાહકો અથવા કદરદાનો નથી એમ નહિ." જેવીરીતે તેના વાંચવાનો હક છે તેમ તે વાંચે છે એટલે બરાબર સમજી વાંચે છે. જેઓ તેની અવગણુના કરે છે તેઓ કુરઆન વાચતા નથી અને તેમને તારણુનો માર્ગ સુઝતો નથી એટલે તેઓજ ખોટમાં છે.




ફાયદો કરશે નહિ અને લોકોને (કોઇની તરફથી) મદદ પહોંચનાર નથી. ૧૨૩ અને (હે પયગંબર! બનીઇસરાઇલોને તું તે સમય યાદ દેવાડ કે) જ્યારે તેમના પાલનકર્તાએ કેટલીક વાતોમાં ઈબ્રાહીમને કસી જોયો અને તેણે તે પૂર્ણ કરી બતાવી, ત્યારે (પરમેશ્વરે પ્રસન્ન થઈ) કહ્યું કે હું તને લોકોનો ઇમામ (એટલે ધર્માધ્યક્ષ) બનાવનાર છું. (ઈબ્રાહીમે) વિનંતિ કરી, અને (પછી) મારા વંશમાંથી? (પરમેશ્વરે) ઉત્તર આપ્યો (હા. પણ) મારાં આ વચનમાં (નાહક) જુલમ* કરનારા સામીલ નથી. ૧૨૪ અને (ઓ પયગંબર!)

* અહીંથી તે આ ભાગના અંત સુધી એકજ વિષય ચાલેલો દેખાય છે. એની મૂળ નેમ યાહુદીઓ સામે છે અને કોઇ કોઇ જગાએ ખ્રિસ્તીઓ પણ સપાટામાં આવી ગયા છે. યાહુદી લોકોને તોરાત પુસ્તક મળ્યું હતું અને તેઓને ઇબ્રાહીમ પયગંબરને માટે મોટું માન હતું. તેમ છતાં, ઇબ્રાહીમના પુત્ર હઝરત ઇસ્માઇલના વંશજ એટલે અરબ લોકો સાથે તેમને વૈમનસ્ય હતું; આ દ્વેષને લઇને તેમની એવી કલ્પના તથા ભાવના થઇ હતી કે આ જગતનું રાજ્ય તથા ધર્માધ્યક્ષતા એટલે પયગંબરી જેનું વચન પરમેશ્વરે ઇબ્રાહીમના વંશજોને આપ્યું હતું તે ઇબ્રાહીમના પુત્ર ઇસ્હાકના વંશમાં ફળીભૂત થશે. હઝરત મોહંમદ પયગંબર સાહેબ સાથે તેમના વિરોધનું કારણ પણ આજ છે. આ વાક્યમાં યાહુદીઓની ગેરસમજ ઉઘાડી પાડવામાં આવી છે અને તેમના કાન ખોલવામાં આવ્યા છે. ખરી વાત તો એ છે કે પરમેશ્વરે ઇબ્રાહીમ પયગંબરને કેટલાક હુકમ આપ્યા. ભાષ્યકારોના અભિપ્રાય પ્રમાણે તે હુકમ શારીરીક તથા આત્મિક શુદ્ધિ તથા ઉન્નતિ સંબંધી હતા. આત્મિક શુદ્ધિ એટલે સઘળી નકામી વાતો છોડી દઇ, પરમેશ્વર એકજ અને સર્વશક્તિમાન છે એવી કાયા વાચા

બનીઈસરાઈલોને તું તે સમય પણ યાદ દેવાડ કે) જ્યારે અમે (કાબા) ગૃહને લોકોનું પુણ્યક્ષેત્ર તથા શાંતિનું સ્થાન ઠરાવ્યું અને (લોકોને આજ્ઞા કરી કે) આજ જગાને તમે ઈબ્રાહીમની નિમાઝની જગા મુકરર કરો. અને અમે ઇબ્રાહીમ તથા ઈસ્માઈલને આજ્ઞા આપી કે મારા (આ) ગૃહને તમે બન્ને પ્રદક્ષિણા કરનારા, અને વ્રત લઈ અંદર રહેનારા અને નમન કરનારા તથા સાષ્ટાંગ નમસ્કાર કરનારા (એટલે નિમાજ કરનારા) લોકો માટે પાક (સાફ) રાખો. ૧૨૫. અને (એ પયગંબર! તું તેમને તે સમય પણ યાદ દેવાડ કે) જ્યારે ઈબ્રાહીમે પ્રાર્થના કરી કે એ મારા પાલનકર્તા! આ (શહેર)ને તું શાંતિનું શહેર બનાવ અને ત્યાંના રહેવાસી-

---

મને કરી દૃઢ ભાવના રાખવી અને આથી વિરૂદ્ધ હોય એવા સર્વ મત અંતઃકરણમાંથી દૂર કરવા અને એકજ પરમેશ્વરનું મનન કરવું. શારિરીક શુદ્ધિ એટલે સુન્નત કરવી, નખ કઢાડવા, મુછના, બગલના તથા નાભી નીચેના વાળ મુંડવા અને પીશાબ તથા શૌચ (દિશા) પછી પાણીથી સાફ કરવું વગેરે. ઇબ્રાહીમે આ હુકમની બજાવણી એવા તો ઉત્તમ પ્રકારે કરી કે પરમેશ્વરે પ્રસન્ન થઇ તેમને લોકોના ઇમામ એટલે ધર્માધ્યક્ષ અથવા નેતા બનાવ્યો, માનવ-સ્વભાવાનુરૂપ ઇબ્રાહીમે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી કે તેમના વંશજ પણ આ ઇશ્વરી બક્ષિસથી દૂર રહે નહિ. પરમેશ્વરે તેમની પ્રાર્થના માન્ય કરી અને ફક્ત નાહક જુલમ કરનારા તથા પરમેશ્વરની આજ્ઞાનો ભંગ કરનારા લોકોને બાદ કર્યા, પછી તે ઇસ્હાકના વંશના હોય કે ઇસ્માઇલના વંશના. આમાં યાહુદીઓના મુખ્ય દાવાનો જવાબ થયો અને આગળ હઝરત ઇસ્માઇલની સેવા ભક્તિનું વર્ણન કરવમાં આવ્યું છે.

ઓને (એટલે) તેમનામાના જેઓ પરમેશ્વર ઉપર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખે છે તેમને ફળફળાદિ ખાવા આપ. (મહાન પરમેશ્વરે) કહ્યું, અને જેઓ (પરમેશ્વરનો એટલે મારો તથા છેવટનાં દિવસનો) અસ્વીકાર કરશે તેમને પણ હું થોડા દિવસ માટે (આ પદાર્થોનો) ઉપભોગ (સુખેથી) કરવા દઈશ. પછી (આખરે) તેમને લાચાર બનાવી નરકાગ્નિની શિક્ષાએ પહોંચાડી દઈશ. અને (તે ઘણીજ) ખરાબ જગા છે. ૧૨૬. અને (ઓ પયગંબર! બનીઈસરાઈલોને તું તે સમય પણ યાદ દેવાડ કે) જ્યારે ઇબ્રાહીમ તથા (તેની સાથે) ઇસ્માઈલ* (એ બન્ને જણાં કાબા) ગૃહનો પાયો

* હઝરત ઇસ્માઇલ પયગંબર કાબાની ઇમારત ઉભી કરવામાં પોતાના પિતા હઝરત ઇબ્રાહીમની સાથે મદદમાં હતા. બાપ દીકરાએ એ ભાક્તગૃહ માન્ય થશે એ આશાએ સ્થાપ્યું હતું; તેથી બાંધતાં બાંધતાં પરમેશ્વરને પ્રાર્થના કરતા હતા કે હે પરમેશ્વર! અમારી આ સેવા માન્ય કર. એ મસ્જીદ એવી જગાએ સ્થાપવામાં આવી હતી કે જ્યાં ખાવાપીવાની વસ્તુ મળવી દુર્લભ હતી. ખરૂં જો, તો એ જરૂરનું હતું કે નિર્વાહના સાધનો મેળવવાં અને વસ્તીમાં શાંત રીતે દિવસો નિર્ગમન કરવા કે જેથી લોકોને શાંતિ તથા સમાધાનીમાં ઇશ્વિરની ઉપાસના કરવાનું બને. ટુંકમાં, તે પ્રાર્થના માન્ય થવાનાં ચિન્હ અત્યાર સુધી અસ્તિત્વમાં છે અને કયામતના દિવસ સુધી તે કાયમ રહેશે. મક્કાની આસપાસની જમીન ડુંગરાળ અને રેતાળ છે. ત્યાં વરસાદ થતો નથી અને જમીન પાકને લાયક નથી. પાણી ઘણું થોડું મળે છે. અને જે કંઇ મળે છે તે ખારૂં. મક્કા એક મોટું શહેર થયું છે અને દુનિયાની સઘળી વસ્તુઓ ત્યાં મળે છે. બીજી રીતે એવી સ્થિતિ હતી કે અરબ લોકો






રચતા હતા; (અને પ્રાર્થનાં કરતા હતા કે) ઓ અમારા પાલનકર્તા ! અમારા તરફથી તું (આ સેવા) માન્ય કર નિઃસંશય તુંજ (પ્રાર્થના) સાંભળનાર તથા (મનના વિચાર) જાણનાર છે. ૧૨૭. અને ઓ અમારા પાલનકર્તા ! તું અમને તારા આજ્ઞાધારક ( સેવક ) બનાવ; અને અમારા વંશજોમાંથી તારી આજ્ઞા પાળનારી એક પ્રજા ( નિર્માણ કર ). અને તું અમને અમારી ભક્તિનો માર્ગ બતાવ, અને અમારા પશ્ચાતાપનો સ્વીકાર કર. નિઃસંશય તુંજ મોટો પશ્ચાતાપ સ્વીકારનાર (અને) દયાળુ છે. ૧૨૮. અને ઓ અમારા પાલનકર્તા ! તું આ (મક્કાના રહેવાસીઓ)માં તેમનામાંનોજ એક પયગંબર

દરરોજ એક બીજા સાથે લડતા હતા અને આખા દેશમાં લૂટફાટ ચાલતી હતી. પરંતુ મક્કા માટેની પૂજ્યબુદ્ધિને લીધે તે સમયે પણ કોઇ યાત્રાળુને અટકાવતા નહિ અને હજની પહેલાના એક મહિનાથી અને તેની પછી એક મહિના સુધી સઘળી લડાઇ બંધ રહેતી. ખુદ શહેરમાં અગાઉ પણ શાંતિ હતી અને હમણાં પણ છે. આ સઘળી વાત શારિરીક સુખ સંબંધી થઇ.

* હઝરત ઇબ્રાહીમે લોકોની આત્મિક ઉન્નતિ તથા સુખ માટે પ્રાર્થના કરી હતી કે આ મક્કાના રહેવાસીઓમાં એમનામાંથીજ એક પયગંબર મોકલ એટલે તે તેમની આત્મશુદ્ધિ કરે આપણા મોહમંદ પયગંબરના આગમનથી હઝરત ઇબ્રાહીમની પ્રાર્થના પરમેશ્વરે ફલીભૂત કરી બતાવી. આ યાહુદીઓના ખોટા વાદનો વળી બીજો જવાબ છે. અને એ વાતનો પણ કે યાહુદીઓને મક્કા તથા કાબાગૃહ માટે બિલકુલ આદર નહોતો અને તેના આદર સન્માનને અજ્ઞાનકાળના અરબ લોકોના સંપ્રદાય સમાજતા હતા. પરમેશ્વરે સ્પષ્ટપણે કહી દીધું કે હઝરત









મોકલ કે તે તેમને તારાં મહાવાકયો વાંચી સંભળાવે, અને તેમને (દિવ્ય) પુસ્તક તથા અકકલ શીખવે અને તેમ (ના આત્મા)ની શુદ્ધિ કરે. નિઃસંશય તુંજ સમર્થ અને સત્ય-સંકલ્પ છે. ૧૨૯. અને એવો કોણ છે કે જે ઇબ્રાહીમના પંથથી વિમુખ થશે? પરંતુ જેની અકકલ બહેર મારી ગઈ હશે તેજ. અને અમે તેને આ લોકમાં ખરેખર ચુંટી કહાડયો હતો; અને પરલોકમાં પણ તે પવિત્રાચરણી લોકો પૈકીજ થશે. ૧૩૦. જ્યારે તેના પાલનકર્તાએ તેને ફરમાવ્યું કે તું (મારાજ) હુકમને આધીન રહે; ત્યારે તેણે (નમ્રતાથી) જવાબ આપ્યો કે હું સકળ જગતના પાલનકર્તાને (એટલે તારેજ) આધીન થયો છું. ૧૩૧. અને એજ (પંથ) સંબંધી ઇબ્રાહીમ પોતાનાં છોકરાઓને મરતી વેળા તાકીદ કરી ગયો અને (તેવીજ રીતે) યાકુબ પણ; કે ઓ મારા છોકરાંઓ નિઃસશય પરમેશ્વરે (તમારો) આ (ઈસ્લામ) ધર્મ તમારે

---

ઈબ્રાહીમને માનવો અને હઝરત મોહમદ પયગંબરને નહિ માનવા એ કેવળ હઠવાદ છે. જે ઇસ્લામ ધર્મનું શિક્ષણ હઝરત મોહંમદ પયગંબર આપે છે. તેજ ઇબ્રાહીમનો ધર્મ છે. આ ધર્મ ઈબ્રાહીમ તરફથી તેના છોકરા ઇસ્માઈલ અને ઇસ્હાકને તે પછી તેમના પ્રપૌત્ર યાકૂબને; પછી તેમના છોકરાને એમ પેઢી દર પેઢી ઉતરતાં આખરે હઝરત મોહંમદ પયગંબરને મળ્યો. યાહુદીઓ ઘણા મગરૂર થતા કે તેઓ ઈબ્રાહીમ, ઇસ્હાક તથા યકૂબના વંશજ છે, ત્યારે પરમેશ્વરે પુછયું કે ધર્મનો વંશાવળી તથા કુળને સાથે શો સંબંધ છે? માણસ અધર્મી તથા આચારભ્રષ્ટ થયો એટલે તે કુલીન હોય તો પણ વ્યર્થજ.




માટે પસંદ કર્યો છે, તેથી તમે (મરણ પામો તો) મુસલમાનજ* મરજો. ૧૩૨. (ઓ યાહુદીઓ) વારૂં, શું તમે (તે વખતે) હાજર હતા કે જે વખતે યાકૂબને મૃત્યુ આવી ભેટયું, (અને) તે વખતે તેણે પોતાનાં છોકરાઓને પુછયું કે તમે મારા (મરણ) પછી કોની ભકિત કરશો? (ત્યારે) તેઓએ જવાબ આપ્યો કે અમે તારો ઉપાસ્ય, અને તારા વડીલો (એટલે) ઇબ્રાહીમ તથા ઇસ્માઇલ તથા ઇસ્હાકનો ઇપાસ્ય એવો જે એકજ પરમેશ્વર તેની ઉપાસના કરીશું; અને અમે તેનેજ આધીન છીએ. ૧૩૩. (ઓ યાહુદીઓ) એ લોક (પોતપોતાને વખતે) થઇ ગયા; તેમણે જે કંઈ કર્યું કાર્યું તે તેમને માટે અને તમે જે કંઈ કર્યું કાર્યું તે તમારા માટે અને જે કંઈ તેઓ કરી ગયા છે તેની તમને પુછપરછ થવાની નથી. ૧૩૪. અને (યાહુદી તથા ખ્રિસ્તી લોક મુસલમાનોને) કહે છે કે તમે યાહુદી અથવા ખ્રિસ્તિ બની જાઓ, કે સરળ માર્ગ ઉપર આવી જશો (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે (નહિ,) પણ અમે ઇબ્રાહીમના† પંથ ઉપર છીએ કે તે એકજ (પરમેશ્વર)નો

* મરતાં સુધી આજ ધર્મમાં દૃઢ રહો. મુસલમાન શબ્દનો અર્થ પરમેશ્વરના હુકમ તથા મરજીને આધીન રહેનારા એવો થાય છે.

† યાહુદી લોક મુસલમાનોને કહેતા કે અમે સરળ માર્ગ ઉપર છીએ તો તમે અમારા ધર્મમાં આવો. અને ખ્રિસ્તિઓ કહેતા કે અમે સરળ માર્ગ ઉપર છીએ. તમે અમારા ધર્મમાં આવો. પરમેશ્વરે મુસલમાનો તરફથી જવાબ આપ્યો કે તમારા બંન્ને પંથે અસલ ધર્મ એટલે પરમેશ્વર એકજ છે એમ માનવું છોડી દીધું છે: અને આપણો ધર્મ જે પક્કા એકેશ્વર વાદી ઇબ્રાહીમનો ધર્મ






થઈ રહ્યો હતો; અને તે (કોઇને પણ પરમેશ્વરના) જોડીદાર માનનારામાંનો નહોતો. ૧૩૫. (ઓ મુસલમાનો! તમે યાહુદી તથા ખ્રિસ્તિઓને આ) જવાબ દો કે અમે તો પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખ્યો છે; અને જે (કુરઆન) અમને પ્રકટ થયું છે તે ઉપર. અને જે (બીજા ગ્રંથ) ઇબ્રાહીમ તથા ઇસ્માઈલ તથા ઇસ્હાક તથા યાકૂબ તથા (યાકૂબના) વંશજોને પ્રકટ થયા તેના ઉપર, અને મુસા તથા ઈસાને જે (પુસ્તકો) આપવામાં આવ્યાં છે તે ઉપર, અને જે (બીજા) પગગંબરોને તેમના પાલનકર્તા તરફથી આપવામાં આવ્યાં છે તે ઉપર પણ (વિશ્વાસ રાખ્યો છે. અમે આ (પયગંબરો)માંના કોઈ એક વચ્ચે (કોઈપણ જાતનો)ભેદભાવ* રાખતા નથી અને અમે તે (એકજ પરમેશ્વાર)ની આજ્ઞાને આધીન છીએ !૧૩૬.

---

હતો તેજ છે. અને તેના વંશજ મુસા, ઇસા–યેસુ વગેરે પ્રેષિતો પયગંબરોનો જે ધર્મ હતો તે એજ, અને અમે સર્વ દિવ્ય ઇશ્વરી પુસ્તકોને માનીએ છીએ. તમે તો કોઇને માનો છો ને કોઇને નહિ. જેમ કે યાહુદીઓ હઝરત ઇસા–યેસુને તથા નવા કરારને માનતા નથી. તેમ યાહુદી તથા ખ્રિસ્તિ બન્ને તેમના વડીલોના ખરા ધર્મથી એટલે ઇસ્લામથી વિમુખ છે અને કુરઆનને માનતા નથી.

* એટલે આપણે મુસલમાન લોક, જેટલા પયગંબરો એટલે પ્રેષિતો તરીકે થઇ ગયા છે તેમનામાંના કોઇ એકમાં પણ કોઇ પણ જાતનો ભેદભાવ અમે રાખતા નથી; અને આ વાત ઉપર દૃઢ વિશ્વાસ રાખીએ છીએ કે તેઓ સઘળા પરમેશ્વરના પ્રમાણિક પયગંબર તથા પરમેશ્વરના કાસદ છે અને તેમણે માનવજાતીને પોતાના એકજ પરમેશ્વરની ભક્તિનો ઉપદેશ કર્યો અને પોતપોતાનું કામ સંપૂર્ણ રીતે બજાવ્યું. અને એ વાત પણ વિચારવા જેવી છે કે તેમણે પરમેશ્વર









પછી તમે જે (વાત) ઉપર વિશ્વાસ રાખ્યો છે તે પ્રમાણેજ જો આ લોકો (તે વાતનો) વિશ્વાસ રાખશે; તો તેઓ પણ સરળમાર્ગે લાગશે (જ). અને જો તેઓ વિમુખ થશે તો (સમજજો કે) બસ તેઓ (તમારા) વિરોધમાં છે; (અને દાવ સાધી તમને છળશે). તો (ઓ પયગંબર !) તેમના (અપકાર) માંથી પરમેશ્વર તારૂં સંરક્ષણ કરવા (માટે) બસ છે. અને તે (સઘળાનું) સાંભળે છે (અને પ્રત્યેકની સ્થિતિ) જાણે છે. ૧૩૭. (ઓ મુસલમાનો ! આ લોકોને કહો કે અમે તો) પરમેશ્વરના રંગમાં (રંગાઈ ગયા) અને પરમેશ્વર(ના રંગ) કરતાં બીજા કોનો રંગ વધારે સારો હોવાનો છે ? અને અમે તેનીજ ભક્તિ કરીએ છીએ. ૧૩૮. (ઓ પયગંબર ! તું આ લોકોને) કહે કે શા માટે તમે પરમેશ્વરના સંબંધમાં અમારી સાથે લડો છો ? અને ખરૂં જોતાં, તેજ અમારો પણ પાલનકર્તા અને (તેજ) તમારો પણ પાલનકર્તા છે. અને અમને અમારાં કર્મ તથા તમને તમારાં કર્મ; અને અમે નિખાલસ તેનેજ માનીએ છીએ. ૧૩૯. અગર તમે એમ કહો કે ઇબ્રાહીમ અને ઇસ્માઇલ અને ઇસ્હાક અને યાકૂબ અને (યાકૂબના) વંશજો, યાહુદી અથવા ખ્રિસ્તિ હતા. (ઓ પયગંબર ! તું તેમને) કહે કે (વારૂ) તમે વધારે જાણનારા છો કે પરમેશ્વર ? અને જે કોઇ પરમેશ્વર તરફથી (આવેલી) સાક્ષી* તેની

---

સિવાય બીજી કોઈ પણ વસ્તુની ઉપાસના કહીજ નહિ, કારણ કે એઓ પોતાને મોકલનારા પરમેશ્વર તરફ ઘણા આજ્ઞાંકિત તથા પ્રમાણિક હતા.

* સાક્ષી છુપાવવાનો અર્થ એવો છે કે યાહુદી તથા ખ્રિસ્તિઓનાં પુસ્તકો જુના કરાર તથા નવા કરારમાં હઝરત મોહંમદ




પાસે (હોવા છતાં તે) છુપાવશે તેના કરતાં વધારે જુલમી કોણ હશે? અને જે કંઇ તમે કરો છો તેનાથી પરમેશ્વર ગાફેલ નથી. ૧૪૦. એ લોકો (પોતપોતાને સમયે) થઈ ગયા; તેમનું કર્યું કાર્યું તેમને અને તમારૂં કર્યું કાર્યું તમને અને જે કંઈ તેઓ કરી ગયા છે તેની પુછપરછ તમને કરવામાં આવનાર નથી. ૧૪૧.

પયગંબર વિષે જે ભવિષ્યવચન હતું અને એઉ પુસ્તકમાં ઉત્તરોત્તર મોટો ફેરફાર થએલો હોવા છતાં અદ્યાપિ પણ જે ભવિષ્ય તેમાંથી મળી આવે છે તે તેઓ છુપાવતા હતા. આ વિષે હું આગળ ઉપર લખવાનો છું તોપણ વાચકવર્ગ માટે તેમાંના કેટલાંક ભવિષ્ય વચનનો હવાલો અહીં આપવો ઈષ્ટ છે (જુઓ **જુનો કરાર** અનુવાદ અ. ૧૮: ૧૫, ૧૮, ૧૯, ૨૦ અને અ. ૩૩: ૨. **નવા કરાર** યોહાન. અ. ૧૪: ૧૫, ૧૬ અને ૨૬, ૩૦ અને અ. ૧૬: ૭.)



# પવિત્ર કુરઆન

## ભાગ બીજો.

### સૂરતુલ—બકરઃ (ચાલુ.)

જે લોકોની અક્કલ બ્હેર મારી ગઇ છે તેઓ તો કહેશેજ કે જે કિબલા (એટલે પેલેસ્ટાઇન) તરફ મુસલમાનો (પહેલાં) ફરતા) હતા તે છોડી તેમના (કાબા ગૃહ તરફ) વળવાનું શું કારણ થયું ? (ઓ પયગંબર! તું આ) જવાબ આપ કે પૂર્વ તથા પશ્ચિમ (સર્વ) પેરમેશ્વરનાજ છે. તે જેને ઇચ્છે છે તેને (ધર્મનો) સરળ* માર્ગ બતાવે છે. ૧૪૨ અને (ઓ મુસલમાનો! જેવી રીતે અમે તમને યોગ્ય કિબલો

* હઝરત પયગંબર સાહેબ શરૂઆતમાં પલેસ્ટાઇન તરફ મ્હોડું કરી નિમાઝ પઢતા હતા; એટલે સુધી કે મદીને આવ્યા પછી પણ લગભગ દોઢ વર્ષ સુધી પેલેસ્ટાઇન તરફજ મ્હોડું કરી નિમાઝ પઢતા હતા. એ પછી હુકમ થયો કે કાબાગૃહ તરફ એટલે મક્કાના પવિત્રાલય તરફ મ્હોડું કરતા જાઓ. યાહુદી લોકોને બીજાની ભૂલ કહાડવાની ટેવજ હતી. તેઓને હવે આ તક મળતાં તેઓ કહેવા લાગ્યા કે પયગંબરના કહેવામાં ઠેકાણું નથી; તેમ તેમનો મત પણ સ્થિર નથી. આ આયાત એટલે મહાવાક્યમાં તેમના આક્ષેપનો જવાબ છે કે પરમેશ્વરનાં અગાધ જ્ઞાન પ્રમાણે કાયમનો કિબ્લો એટલે જે દિશાએ મ્હોડું ફેરવી નિમાઝ પઢાય છે તે આ કાબા હતો, મુસલમાનો પાસે કંઇ ખાસ કારણને લીધે પેલેસ્ટાઇન તરફ મ્હોડું ફેરવી નિમાઝ નઢાવી હતી. એ ખાસ કારજનો ઉલ્લેખ આગળ આવશે.






બતાવ્યો છે) તેવીજ રીતે અમે તમને મધ્ય રાશીની* (ન્યાયી) પ્રજા પણ બનાવી છે; એટલા માટે કે (બીજા) લોકો સામે તમે સાક્ષીદાર થાઓ અને તમારે માટે (તમારા) પયગંબર (મોહંમદ) સાક્ષી બને. અને (ઓ પયગંબર!) જે કિબલા (એટલે પેલેસ્ટાઈન) તરફ તું (અગાડી) હતો અમે તે આ હેતુથીજ મુકરર કર્યો હતો કે (જ્યારે કિબલો બદલવામાં આવે ત્યારે) કોણ પયગંબરનું અનુકરણ કરશે અને કોણ (હુકમનો અનાદર કરી) પોતાને પાછલે પગેજ ઉલટો ફરી જશે તેને અમે જાણી લઇએ; અને (કિબલાનું બદલવું સઘળાનેજ) ભારે પડયું; પરંતુ જે લોકોને પરમેશ્વારે (સન્માર્ગની) સુબુદ્ધિ આપી તેમનેજ માત્ર (ભારે પડયું નહિ. એથી કરીનેજ તેમણે કિબલો બદલવાનું ખુશીથી સ્વીકાર્યું.) અને પરમેશ્વર એવો નથી કે તે તમો મુસલમાનોના વિશ્વાસ(નું કામ એટલે નિમાઝ)ને (કે જે તમે પેલેસ્ટાઈન તરફ પઢી ચુકયા છો તેને કિબલા બદલાયાથી) વ્યર્થ જવા દેશે. પરમેશ્વર તો લોકો ઉપર ઘણી મમતા કરનારા તથા દયાળુ છે. ૧૪૩. (ઓ પયગંબર!

* આ વાકયનો અર્થ એવો થાય છે કે અમો મુસલમાનોના ધર્મમાં કંઈ પણ અફરા તફરી થતી નથી; અને અમે બુદ્ધિને પણ નકામી ગણતા નથી કે અંધ શ્રદ્ધાથી પ્રાચીન લોકોનું અનુકરણ કર્યા જવું. તેવીજ રીતે માત્ર બુદ્ધિ ઉપરજ આપણા ધર્મનો આધાર નથી કે દરેક વાતનાં કારણ શોધતા બેસી રહેવું. કારણ આ બાબતમાં સર્વજ્ઞાની એવા પરમેશ્વરની આજ્ઞાને અગ્રસ્થાન આપવામાં આવે છે. કિબલા બદલવાની બાબત પણ એવાજ પ્રકારની હતી કે અમને તેનું કારણ પુછવાની જરૂર









કિબલો બદલવાના હુકમની રાહ જોતાં) તારૂં મ્હોંડુ ફેરવી ફેરવી આકાશ ભણી જોવું અમે નિહાળી રહયા છીએ. તો (તું ગભરાતો નહિ); જે કિબલો તું પસંદ કરે છે તેનીજ તરફ અમે તને ફેરવી દઈશું. (ઠીક) તો (હવે નિમાઝ પઢતી વેળા) સન્માનવાળી* મસ્જીદ (એટલે

---

નહોતી પયગંબરનું વચન માન્ય કરી તે પ્રમાણે આચરણ કરવું એજ બસ હતું. કિબલા બદલવાનો હુકમ અસર–એટલે ત્રીજા પહોરની નિમાઝ વેળાએ સાદર થયો. પયગંબર સાહિબ તો નવા કિબલા તરફ 'અસર'ની નિમાઝ પઢી ચુકયા હતા. કુબાના મસ્જીદમાં નિમાઝ ચાલતી હતી. એક સહાબી એટલે પયગંબર સાહેબનો તે સમયનો અનુયાયી એ મસ્જીદ પાસે ગયો અને નિમાઝ પઢતા લોકોને કહ્યું કે હું પયગંબર સાહેબ સાથે નવા કિબલા તરફ મ્હોડું રાખી નિમાઝ પઢી આવ્યો છું: એ સાંભળતાંજ લોકોનો સમુહ નિમાઝમાં ઝુકતો હતો તે તરતજ કાબા તરફ વળી ગયો. મધ્યરાશીની ન્યાયી પ્રજા એટલે આવો અતિરેક નહિ કરનાર મુસલમાન લોકો. પરંતુ સઘળાની સ્થિતિ સરખી હોતી નથી યાહુદીઓના બહેકાવવાથી કેટલાક સંશય ગ્રસ્ત થઈ ગયા તેથી આગળના વાકયમાં તેનો ખુલાસો છે કે પ્રથમ પેલેસ્ટાઈન તરફ કિબલાનું ઠરવું અને પછીથી કાબા તરફ બદલવું એ હેતુથીજ હતું કે કંઇપણ બોલ્યા ચાલ્યા વિના ચુપચુપ માનનાર તથા ખોટી તકરાર ઉઠાવનાર જુદા જુદા જણાઇ આવે.

* કાબા એક કોઠા જેવો છે; અને તેની આસપાસ મસ્જીદ બનાવવામાં આવી છે. તેને મસ્જીદે હરામ એટલે સન્માનવાલી મસ્જીદ કહે છે. મસ્જીદનું માન કાબા ગૃહને લીધેજ છે. તેથી આ પવિત્ર મસ્જીદ તરફ મ્હોડું કરવાનો હુકમ છે; તેનો મુખ્ય ઉદ્દેશ કાબા તરફજ મ્હોડું કરવાનો છે. કારણ કે મસ્જીદમાં જે નિમાઝો થાય છે તે ચારે તરફથી કાબા તરફ મ્હોડું કરીનેજ પઢાય છે.









કાબા) તરફજ તમારૂં મ્હોડું કરતા જાઓ; અને; (ઓ મુસલમાનો!) તમે જ્યાં પણ હોવ, ત્યાં તેની તરફજ તમારૂં મ્હોડું ફેરવવતા રહેજો. અને (ઓ પયગંબર!) જે લોકોને (તોરાત વગેરે) પુસ્તક આપવામાં આવ્યાં છે. તેમને એ સારી રીતે માહિત છે કે (કિબલાનું બદલવું) સત્ય* (અને) તેમના પાલનકર્તા (ના હુકમ) મારફત છે. અને જે (યુક્તિઓ) આ લોક (મુસલમાનોના મનમાં શંકા ઉઠાડવા સારૂ) કરે છે, તેનાથી પરમેશ્વર અજાણ નથી. ૧૪૪. અને (ઓ પયગંબર!) જે લોકોને (તોરાત) પુસ્તક આપવામાં આવ્યું છે. તેમની પાસે જો તું (આખી દુન્યાના) એકેએક પ્રમાણ લઇ આવશે તોપણ તેઓ તારા કિબલાનું અનુકરણ કરનાર નથી; અને તું પણ તેમના કિબલાનું અનુકરણ કરનાર નથી. અને તેમનામાંનો કોઇ (પક્ષ) પણ બીજા કોઇ† (પક્ષ) ના કિબલાનું અનુકરણ કરનાર નથી. અને તને જે જ્ઞાન (પ્રાપ્ત) થઈ ચુકયું છે, તેના (મળવા) પછી પણ જો તું તેમના મનની ઇચ્છા પ્રમાણે ચાલશે. તો એવી સ્થિતિમાં નિઃસંશય તું પણ આજ્ઞાનો ભંગ કરનારા લોકોપૈકીજ (લેખાયલો) થઇશ. ૧૪૫.

---

* આગળના દવ્ય પુસ્તકોમાં હઝરત પયંગબર સાહેબ માટે જે ભવિષ્ય વચનો હતાં તેમાંજ તેમની એક નિશાની એવી પણ હતી કે તેવણ એ કિબલાનો સ્વામી થશે, એટલે તેવણ એ કિબલા તરફ નિમાઝ પડશે. એ હકીકતમાં જેમની પાસે ગ્રંથ હતો તેવા લોકોને લાજમ હતું કે કિબલાનું બદલાવું એ ભાવષ્યની પૂર્ણતા ગણી કંઉપણ બોલ્યા ,વના વિશ્વાસ રાખતે.

† જેમની પાસે ગ્રંથ હતા તે લોકોમાંથી યાહુદી લોકોનો કિબલો જેરૂસલેમ છે અને ખ્રિસ્તી લોકોનો કિબલો પૂર્વ દિશા છે; અને પ્રત્યેક પક્ષ પોતપોતાના કિબલા ઉપર દૃઢ છે.









જે લોકોને અમે (તોરાત) પુસ્તક આપ્યું છે, તેઓ જેવી રીતે પોતાનાં બાળકોને ઓળખી* કહાડે છે તેવીજ રીતે તેઓ (આપણા) આ (પયગંબર મોહંમદ) ને પણ ઓળખે છે. અને તેમનામાં કેટલાક લોકો (એવા પણ છે કે જેઓ) જાણી જોઇને સત્ય (વાત) દબાવે છે. ૧૪૬. (ઓ પયગંબર! આ (કિબલાનું બદલાવું) સત્ય (તથા) તારા પાલનકર્તા (ના હુકમ) મારફત છે; તો (જો! તું કયાંયે) સંશયી (લોકો)માંનો (એક) થતો નહિ. ૧૪૭. અને દરેક (પક્ષ) ને માટે એક દિશા (મુકરર) છે કે તે તરફ તે (નિમાઝ વખતે) પોતાનું મ્હોડું કરેછે. તો (ઓ મુસલમાનો! તમે દિશા ભેદની વધારે પરવા ન રાખતાં) પુણ્યનાં કામ† તરફ આગળ

* પ્રાચીન દિવ્ય પુસ્તકમાં હઝરત મોહમદ પયગંબર સાહેબ સંબંધી એવું સ્પષ્ટ અને સુબોધ ભવિષ્ય ભાખ્યું છે કે પયગંબર સાહેબ વિષે શક લેવાને માર્ગજ નથી. કારણ એટલું ખુલ્લું સમજાય છે કે પરમેશ્વરે અગાઉનાં પુસ્તકોમાં જે પયગંબર માટે આશ્વાસન આપ્યું હતું તે આજ પયગંબર સાહેબ છે.

† કિબલો બદલાઈ જવો એ કંઈ સ્હેલી વાત નહોતી. વિરૂદ્ધ પક્ષે આ વાતને વિલક્ષણ સ્વરૂપ આપ્યું અને તેઓ ઘણી સખત ભાષામાં આક્ષેપ મુકવા લાગ્યા કે તમારા પયગંબરના મત સ્થિર નથી; આજે કંઇ કહે છે તો કાલે બીજુંજ. આ સાંભળી જે મુસલમાનોની શ્રદ્ધા દ્રઢ નહોતી તે ડગમગવા લાગ્યા. તેમને એ ખબર નહોતી એમાં પયગંબરનું કંઈ ચાલતું નથી; પરમેશ્વર કરે તેજ હુકમ. પરમેશ્વરે આ આક્ષેપના ત્રણ જવાબ આવ્યા છે. પ્રથમ કિબલા બદલવાના કંઈ કારણો કહ્યા છે. પછી




વધો (કે એકબીજાઓ કરતાં તમે શ્રેષ્ટ થાઓ.) તમે ગમે ત્યાં હોવ, પરમેશ્વર તમને સઘળાને (પોતાની પાસે) ખેંચી આણુશે. નિઃસંશય પરમેશ્વર સર્વશક્તિમાન છે. ૧૪૮. અને (ઓ પયગંબર!) તું ગમે તે જગાથી બહાર નીકળે (એટલે સુધી કે મક્કેથી પણ; તો જ્યાં તું હોય ત્યાં નિમાઝ વખતે) તારૂં મ્હોડું મસ્જીદે હરામ (એટલે સન્માનવાળી મસ્જીદ) તરફ કરતો રહેજે. અને આ (એટલે નવો કિબલો) સત્ય (અને) તારા પાલનકર્તા (ના હુકમ) માફરત છે. અને (મુસલમાનો!) પરમેશ્વર તમારાં કર્મથી અજાણ નથી. ૧૪૯.

---

તોરાત વગેરે અગાઉનાં પુસ્તકમાંનાં ભવિષ્ય વચન મારફત તેની સત્યતા પુરવાર કરી અને આખરે વિશ્વાસ આગળ તે વાત એવી નજીવી બનાવી મુકી કે એ વાતને જાણે એટલું મહત્વ આપવું યોગ્યજ નથી. મુખ્ય મુદ્દો એ છે કે આ નિમાઝની એક શરત છે એટલે મનુષ્ય ગમે તેમ કોઇપણ દિશા તરફ મ્હોડું ફેરવશેજ પરંતુ જેમાં ઇશ્વરની આજ્ઞાનું પાલન થાય છે તેજ ઉત્તમ છે. જ્યારે અમુક સમય સુધી અમુક દિશા તરફ મ્હોડું કરી રહ્યા પછી તે છોડી બીજી દિશા સ્વીકારી તો તેથી ઇશ્વરો પાસના એટલે જે અસલ નિમાઝ હતી તેમાં કંઈ બાધ આવતો નથી. મુસલમાનો જેવી રીતે પેલેસ્ટાઇન તરફ નિમાઝ પઢતી વેળા મુસલમાન હતા. તેવીજ રીતે તેઓ કાબા તરફ નિમાઝ પઢતાં પણ મુસલમાનજ રહેશે. તેવીજ રીતે આગગાડીમાં કે વહાણ ઉપર કિબલાની દિશાનું જ્ઞાન તથા તે તરફ વળવાનું સામર્થ્ય ન હોય તો ગમે તે દિશામાં નિમાઝ પઢાય છે. ઇશ્વરઆજ્ઞા પાળવાના હેતુથી પ્રયત્ન કરી જોવો કે કિબલા કઈ બાજુએ હશે અને જે ખાસ દિશા લક્ષમાં આવે તે તરફજ મ્હોડું કરી નિમાઝ પઢવી.






અને (એ પયગંબર!) તું ગમે તે જગ્યાથી બહાર નીકળે (એટલે સુધી કે મક્કેથી પણ; તો જ્યાં તું હોય ત્યાં નિમાઝ વખત) તારૂં મ્હોડું મસ્જીદે હરામ (એટલે સન્માનવાળી મસ્જીદ તરફ કરતો રહેજે. અને (મુસલમાનો!) તમે પણ જ્યાં હોવ ત્યાં (નિમાઝ વખત) તેની તરફજ તમારૂં મ્હોડું કરજો. (ફરી ફરીને હુકમ આપવામાં એક) હેતુ એવો છે કે એમ નહિ બને કે લોકોને તમારી ઉપર ઢોળી પાડવાને કારણ મળે; પરંતુ તેમનામાંના જે (કોઇ) નાહક તુંડાઈ કરે છે (તે તો તમારા ઉપર દોષ નાખ્યા વિના રહેનાર નથી) તો તમે તેમનાથી બ્હીતા નહિ અને મારી બ્હીક રાખો. અને (બીજો) હેતુ આ છે કે હું મારી મેહેરબાની તમારા ઉપર પૂર્ણ કરૂં; અને (ત્રીજો) હેતુ આ છે કે (કિબલાના સંબંધમાં) તમે સરળ* માર્ગે આવી લાગો. ૧૫૦. (મુસલમાનો! આ

* આટલ લગીમાં કાબા ગૃહ તરફ મ્હોડું કરવાનો હુકમ ત્રણ વખત આવી ચુકયો છે. પરમેશ્વરે એનાં ત્રણ કારણો દર્શાવ્યાં છે. એક તો એ કે એવું નહિ થાય કે લોકોને મુસલમાનો ઉપર ઢોળી પાડવાને કારણ મળે. એની હકીકત એવી છે કે કિબલા બદલવાનો હુકમ આવ્યો ત્યારે કેટલાક મુસલમાનો, કેટલાક યાહુદીઓ તેમજ કેટલાક મૂર્તિપૂજકોમાં એક સરખો ખળભળાટ ઉઠયો. યાહુદીઓ એટલા માટે ગુસ્સે થયા કે મુસલમાનોએ તેમના કિબલાનો ત્યાગ કર્યો. મૂર્તિપૂજકો એવી શેખાઇમાં આવ્યા હતા કે તેમણે અમારા કિબલાનો સ્વીકાર કર્યો છે તો ધીમે ધીમે અમારો ધર્મ પણ તેઓ સ્વીકારશે. ચારે બાજુએ આવો ઘોંઘાટ સાંભળી મુસલમાનોમાંના કેટલાકનાં મ્હોડાં ઉતરી ગયાં, માણસોનો સ્વભાવ એવો છે કે તેને પોતાના મનની ઇચ્છા વિરૂદ્ધ કોઇ હુકમ આપવામાં આવે તો




**મહેરબાની પણ તેવીજ જાતની છે કે) જેવી રીતે અમે તમારા (લોકો)માં તમારામાંથીજ એક પયગંબર મોકલ્યો કે તે અમારાં મહાવાકયો તમને વાંચી સંભળાવે છે અને તમારી (મન–) શુદ્ધી કરે છે. અને તમને પુસ્તક (એટલે કુરઆન) અને અક્કલ શીખવે છે અને તમને એવી એવી વાતો શીખવે છે કે જે (આ અગાઉ) તમને માહિત નહોતી. ૧૫૧.**

નાસીપાસ થઈ તેમાં તે એકાદ કારણ ઉભું કરે છે. તેવા રીતે કેટલાક મુસલમાનોને એવો વિચાર આવ્યો કે હમેશની રહેવાની જગાએ તો કાબા તરફ મ્હોઢું કરવું; પણ મુસાફરીમાં અગર કોઈ કારણસર અમુક જગાએ અચાનક જવું પડે તો તે જગાએ તેમ થાય નહિ. આ માટે ત્રણ સખત આજ્ઞા થઇ કે કાયમની રહેવાની જગાએ, હંગામી વસ્તીમાં તેમજ મુસાફરીમાં પણ કાબા તરફજ મ્હોડું કરવું જરૂરનું છે. કારણ કે જો કાયમની રહેવાની જગા માટેજ આજ્ઞા કરવામાં આવે તોપણ લોક વાંધો લેશે કે કિબલો શાનો? નહિ, અહીંનો કે નહિ ત્યાંનો. કેમકે કાયમની રહેવાની જગાએ હોઇએ તો કાબા તરફ મ્હોડું કરવું ને બીજી જગાએ હોઇએ અગર પ્રવાસમાં હોઇએ તો જેરૂસલેમ તરફ મ્હોડું કરવું! ટુંકમાં વારંવાર હુકમ કરવાનું કારણજ આ હતું. પરંતુ એની સાથે એ પણ કહ્યું કે તમારી સાથે વિનાકારણ જે કોઇ તુંદાઇ અથવા જક્કીપણું કરે એટલે યહુદીઓ. તે તો તમને દોષ દીધા વિના રહેનાર નથી. તો એનાથી બ્હીવું શું કામ? વારંવાર હુકમ આપવાનું બીજું કારણ વિચાર કરવાથી એવું જણાય છે કે અરબ લોકોની બાબતમાં કિબલાનું બદલાવું એ ઇશ્વરી મેહેરબાનીજ હતી. એટલે હઝરત ઇબ્રાહીમ પયગંબરની તથા તેમણે સ્થાપેલા કાબાની ગએલી ઇઝઝત તથા આબરૂ ફરીથી મળ્યાં. વળી એમાં અરબ લોકોનું મન મનાવી લેવાનું હતું. ત્રીજું કારણ એવું છે કે પરમેશ્વરને કાબાની ઇઝઝત

તો તમે મારા સ્મરણુમાં મચ્યા રહો; એટલે હું પણ તમારૂં સ્મરણ* કરીશ. અને મારો આભાર માનતા રહો અને મારી તરફ અનુપકારી થતા નહિ. ૧૫૨. ઓ મુસલમાનો! (તમારા ઉપર એકાદ સંકટ આવે તો તેની સામે થવા માટે) સહનશીળતા તથા નિમાઝ મારફત મદદ માગો. નિઃસંશય પરમેશ્વર સહનશીળ લોકોનો સાથી છે. ૧૫૩. અને જે લોકો પરમેશ્વરના માર્ગમાં માર્યા જશે તેમને મરી ગયેલાં કહેશો નહિ. (તેઓ મરી ગયા નથી) પણ તેઓ જીવતા છે; પરંતુ (તેમના જીવનની હકીકત) તમે સમજતા નથી. ૧૫૪. અને અલબત અમે કાંઇક બ્હીક તથા ભુખથી અને ધન દોલત તથા પ્રાણ તથા (જમીનના) પાકના નુકસાનથી તમને કસી જોઇશું; અને (ઓ પયગંબર!) સહનશીળતા† રાખ-

---

હમેશાં જાળવવાની હતી. અને જે કંઇ પરમેશ્વરને મંજુર હોય છે તેજ ખરૂં. એથી ઉપરાસાપરી હુકમ કરી મુસલમાનોને સમજાવ્યું કે આજ સરળ માર્ગ છે.

* એક ઘણી લાંબી હદીસ (એટલે પયગંબર સાહેબના વચન) માં એવું નિવેદન કર્યું છે કે દેવદૂત ભૂમી ઉપર આવી જઈ ઇશ્વરી દરબારમાં જ્યારે પાછા હાજર થાય છે ત્યારે તેમને સેવકો વિષે સવાલ થાય છે; તે વેળાએ તેઓ લોકોના ઇશ્વર સ્મરણ અને સારાં સારાં કામોનો ઉલ્લેખ કરે છે અને પરમેશ્વરની દયા દ્રષ્ટિ તેમની ઉપર થાય છે. આ વાકયમાં કદાચિત તેજ વાતનો ઇસારો હશે. અગર વ્યવહારીક ભાષામાં બોલીએ તો તમે અમારૂં સ્મરણ કરો એટલે અમે તમારૂં સ્મરણ કરીશું અથવા અમને તમારો વિચાર રહેશે.

† મતલબ કે માણસ સહનશીળ થવાની ટેવ પાડે છે ત્યારે તેને સંકટની ઇજા ઓછી લાગે છે; અને એક વખત દુઃખ સહન

નારાઓને (ઇશ્વરપ્રસન્નતાની તથા આબાદીની) સુવાર્તા સંભળાવ. ૧૫૫. એ લોકોના ઉપર જ્યારે એકાદ સંકટ આવી પડે છે ત્યારે તેઓ કહેવા લાગે છે કે અમે તો પરમેશ્વરનાજ (આધીન) છીએ; (તે અમને જોઇએ તેવી સ્થિતિમાં રાખે) અને ખરેખર અમે તેની તરફજ પાછા ફરનારા છીએ. (તે અમને અમારી સહનશીળતાનો બદલો આપશે). ૧૫૬. એવાજ લોકો ઉપર તેમના પાલનકર્તાની મહેરનજર તથા દયા હોય છે. અને એઓજ સરળ માર્ગે દોરવાએલા છે. ૧૫૭. નિઃસંશય સફા* (પર્વત) અને મર્વા (પર્વત) ઈશ્વરે સ્થાપેલાં સન્માનનીય સ્મારક છે. તો જે કોઇ (કાબા)

કરવાની ટેવ પડી એટલે તે દુઃખજ રહેતું નથી. એજ વાત નિમાઝની બાબતને પણ લાગુ પડે છે એટલે ઇશ્વર સ્મરણથી આત્માનું સમાધાન થાય છે હઝરત પયગંબર સાહેબનો એજ રીવાજ હતો કે જ્યારે જ્યારે તેમને કંઇ ગુંચવણ ભરેલી મુશ્કેલી આવી પડતી ત્યારે ત્યારે તેઓ નિમાઝમાં મશગુલ થઇ જતા.

* ઇસ્લામની પહેલાંથીજ હજ-યાત્રાનો પણ ઉપાસનામાંજ સમાવેશ થતો; પરંતુ તેમાં ઘણો ખરો નિરર્થક તથા શિષ્ટાચાર વિરૂદ્ધ રીતરિવાજ દાખલ થયો હતો. ઇસ્લામે તેનો સમુળગો ઉચ્છેદ કરી અસલ ઉપાસનાજ રહેવા દીધી. હજમાં કેટલીક પ્રધાન વિધિ છે. જેમકે 'એહરામ' એટલે હજનાં વસ્ત્ર પરિધાન કરવાં. 'અરફાત' નામના મેદાનમાં મુકામ કરવો. 'મિના' માં પત્થર ફેંકવા, કાબાગૃહની પ્રદક્ષિણા કરવી અને સફા અને મર્વા પર્વતોની વચમાં દોડવું. સફા અને મર્વા એ મક્કા શહેરમાં બે પર્વત છે. પયગંબરના આગમન પહેલાં જેવી રીતે કાબાગૃહને મૂર્તિઓથી ભરી નાખ્યું હતું; તેવીજ રીતે આ પર્વતો ઉપર પણ બે મૂર્તિ ઉભી કરવામાં આવી હતી. આ બે પર્વત વચ્ચે દોડવું એ આ વાતનું સ્મારક છે કે

ગૃહની હજ-યાત્રા કરે અથવા ઉમરા-તીર્થ કરે તો તેના ઉપર એ બેઉ દરમિઆન પ્રદક્ષિણા (ના ફેરા) કરવામાં કંઇ ગુન્હો નથી; (કે જેમ લોકોની સમજ છે. એ તો માત્ર પુણ્યનું કામ છે). અને જે કોઇ પોતાની ખુશીથી સુકૃત્ય કરશે (અને પ્રદક્ષિણા પણ તે પકીજ છે) તો પરમેશ્વર ગુણજ્ઞ તથા (મનના વિચાર) જાણનારો છે. ૧૫૮: અમે જે ખુલ્લે ખુલ્લા હુકમ અને (તેમજ) સન્માર્ગની વાતો પ્રકટ કરી (અને તોરાત) પુસ્તકમાં અમે લોકોને તે સ્પષ્ટ કરી વર્ણવી, તે પછી પણ જે લોકો તે છુપાવશે તો આજ તે લોકો છે કે જેમને પરમેશ્વર શ્રાપિત કરે છે અને (આખી દુનીયાના સઘળા) હડધુત કરનારા તેઓને હડધુત કરે છે. ૧૫૯. પરંતુ જેઓએ પશ્ચાતાપ કર્યો અને

---

જ્યારે હઝરત ઇબ્રાહીમે પોતાની પત્નિ હાજરા તથા પુત્ર ઇસ્માઇલ બન્નેને આ જગાએ લાવી બેસાડયાં ત્યારે બીબી હાજરા પાણીની શોધમાં આ પર્વતોની વચમાં દોડયા કરતાં હતાં. અગાઉ અહીં મૂર્તિઓ હતી તેથી કેટલાક મુસલમાનોને એવી શંકા આવી કે આ પર્વતોની વચમાં દોડવું રખેને મૂર્તિઓની પ્રદક્ષિણા માટે હશે. આ વિચારથી લોકો આ પર્વતોની વચમાં દોડતાં કચવાવા લાગ્યા. તેથી પરમેશ્વરે સ્પષ્ટ કહ્યું કે દોડવું એ માત્ર 'હજ' તથા 'ઉમરાને' લગતી વિધિમાંની એક છે. 'હજ' અને 'ઉમરા' એમાં ફરક એટલોજ છે કે હજ ખાસ કરીને ઝિલ્હજના મહિનામાં થાય છે અને ઉમરા જોઇએ ત્યારે કરી શકાય છે. આ એક વિધિ ઉમરાની. બીજી વિધિ એ છે કે 'એહરામ' પરિધાન કરવાં કાબાગૃહની પ્રદક્ષિણા કરવી, અને સફા તથા મર્વાની વચમાં દોડવું. પરંતુ હજમાં આ સિવાય મુખ્ય વિધિ અરફાતમાં મુકામ કરવાની છે. મિના ઉપર પત્થર ફેંકવા અને કાબાગૃહની પ્રદક્ષિણા કરવી એ પણ છે.

(પોતાનું આચરણ) સુધાર્યું અને (જે કંઇ પુસ્તકમાં હતું તે) સ્પષ્ટ કરી કહ્યું તો, એજ લોકો એવા છે કે જેમનો પશ્ચાતાપ હું માન્ય કરૂં છું. અને હું (તો પશ્ચાતાપનો) મોટો માન્ય કરનાર તથા દયાળુ છું. ૧૬૦. જે લોકો (જીવમાં જીવ છે ત્યાં સુધી સદ્ધર્મનો) અસ્વીકાર કરતા રહ્યા અને (અસ્વીકારમાં ને) અસ્વીકારમાંજ મરણ પામ્યા; એજ લોકો એવા છે કે જેમના ઉપર પરમેશ્વરનો શ્રાપ (ઉતરે) છે અને (તેવીજ રીતે) દેવદૂતોનો તથા મનુષ્યોનો-સઘળાનો ૧૬૧. તેઓ હમેશાં આ (શાપ)માંજ રહેશે તેમની ઉપરથી શિક્ષા હલકી કરવામાં આવશે નહિ; અને તેમને (શિક્ષાની વચમાં.) અવકાશ પણ આપવામાં આવશે નહિ. ૧૬૨. અને (લોકો !) તમારો પૂજ્ય (દેવ તો) એકજ પરમેશ્વર છે તે શિવાય બીજો કોઈ પુજ્ય નથી. (તે) પરમ દયાળુ (તથા) કૃપાળુ છે. ૧૬૩. નિઃસંશય આકાશ તથા પૃથ્વી નિર્માણ કરવામાં તથા રાતદિવસનો અનુક્રમ (ગોઠવવા) માં; અને વહાણો, જે લોકોને ઉપયોગી ચીજો (એટલે વેપારી માલ) લાધી સમુદ્રમાં ચાલે છે તેમાં; અને (વરસાદ) પાણી, જે પરમેશ્વર આકાશમાંથી પાડે છે; પછી તેવડે જમીનને તેના મરણ (એટલે પડતર થયા) પછી ફરીથી સજીવન (એટલે તાજી) કરે છે તેમાં; અને હરતરહેનાં પ્રાણી જેમનો પરમેશ્વરે જમીન ઉપર ફેલાવો કરી દીધો છે તેમાં; અને પવનના (અહીંથી તહીં અને તહીંથી અહીં) ફેરફારમાં અને વાદળાં, જે (ઈશ્વરની આજ્ઞાને વશ રહી) આકાશ અને પૃથ્વીની વચમાં ઘેરાઈ રહે છે તેમાં (ટુંકમાં આ સઘળી બાબતોમાં) સમજુ લોકો માટે (ઈશ્વરી સામર્થ્યની ઘણી) નિશાનીઓ (ઉપલબ્ધ) છે. ૧૬૪.

અને લોકોમાં કોઇ એવા પણ છે કે જે પરમેશ્વર સિવાય (બીજાઓને પણ તેના) ભાગીયા ઠરાવે છે (અને) જેવી પ્રીતિ પરમેશ્વર ઉપર રાખવી જોઇએ તેવીજ પ્રીતિ તેઓ તેમની ઉપર પણ રાખે છે. અને જેઓ વિશ્વાસુ છે તેમને (તો સઘળાના કરતાં) અધિક પ્રીતિ પરમેશ્વર ઉપર હોય છે. અને જે વાત (આ) જુલ્મી લોકોને (પ્રત્યક્ષ) શિક્ષા (થએલી) જોયા પછી સમજાશે તે જો હમણાજ સમજતે કે કુદરતરેહની શકિત પરમેશ્વરનેજ છે અને (તેવીજ રીતે) આ પણ કે પરમેશ્વર શિક્ષાની બાબતમાં પણ કડક છે. (તો સારૂં થયું હોત)! ૧૬૫. (એ એવો આણીનો વખત હશે કે), તે વખતે જેનું અનુકરણ કરવામાં આવતું હતું (એવા જે ગુરૂ અથવા આચાર્ય) તેઓ તેમનું અનુકરણ કરતા હતા (એવા જે ચેલા અથવા શિષ્ય હતા) તેમની પાસેથી (પોતે ખસી જશે અને (આંખે) શિક્ષા જોઈ લેશે અને તેમનો (પરસ્પર) હિતસંબંધ સદંતર તૂટી જશે ૧૬૬. અને અનુકરણ કરતા હતા (એવા જે ચેલા અથવા શિષ્ય હતા) તેઓ કહેવા લાગશે કે જો અમને (એક વખત જગતમાં) ફરીથી આવી જવાનું (પ્રાપ્ત) થશે. તો જેવી રીતે (આ લોકો) અમારી પાસેથી ખસી ગયા છે તેવીજ રીતે અમે પણ તેમની પાસેથી ખસી જઈશું. આ પ્રમાણે પરમેશ્વર તેમના કર્મો તેમની આગળ લાવશે કે તેમને (તે દરેક રીતે) ખેદકારક દેખાઇ આવશે. અને (એટલું છતાં પણ) તેમનાથી નરકાગ્નિમાંથી બહાર નીકળી શકાવાનું નથી. ૧૬૭. ઓ લોકો! ધરતી ઉપર જે (વસ્તુ) હલાલ અને ચોખી છે તેમાંથી તમે (તમારે જોઇએ તે બેલાશક) ખાઓ; પણ શેતાનને પગલે

ચાલતા નહિ. કારણ તે દેખીતી રીતે તમારો દુશ્મન છે. ૧૬૮. તે તો તમને કુકર્મ અને નિર્લજપણા (નાંજ કામો) કરવાનું કહેશે અને એજ (ઇચ્છશે) કે તમે જાણો પણ નહિ એવી (માત્ર બોહતાનની) વાતો તમે પોતાના તરફથી પરમેશ્વર સંબંધી બોલ્યા કરો. ૧૬૯. અને જ્યારે આ (લોકો)ને કહેવામાં આવશે કે જે (હુકમ*) પરમેશ્વરે મોકલ્યો છે તે પ્રમાણે ચાલો; ત્યારે તેઓ જવાબ આપશે (નહિ) બલકે અમે તો જે (માર્ગ) ઉપર અમારા વડીલોને (ચાલતાં) જોયા છે તે (માર્ગ) ઉપરજ અમે પણ ચાલીશું. વારૂં. જો તેમના વડીલો કંઈજ સમજતા નહિ હોત અને તે સરળ માર્ગ ઉપર પણ ચાલતા નહિ હોત તો પણ શું (તેઓ તેમનુંજ અનુકરણ કરતા રહેશે) ? ૧૭૦. અને જે લોકો નાસ્તિક છે, (મૂર્તિ પૂજામાં) તેમની ઉપમા એવા મનુષ્યની ઉપમા સરખી છે કે જે કોઇ એક વસ્તુ પાછળ

---

* મૂર્તિપૂજક અરબ મૂર્તિના નામે છોડી મુકેલા જનાવર તેની મહિમા તથા પૂજ્યતાને લીધે નિષિદ્ધ એટલે હરામ સમજતા હતા તેથી પરમેશ્વરે કહ્યું કે એ તો શેતાનની ખોટી દોરવણીઓ છે. અને એ લોક આંધળાની માફક પોતાના વડીલોને પગલે પગલે ચાલ્યા જાય છે. ઉલટું પરમેશ્વરે તો મુએલાં જનાવર રક્ત વગેરે (જેનું વર્ણન આગળ આવશે તે શિવાય કંઇ) હરામ ઠેરાવ્યું નથી અને લાચારીપણામાં મુડદું પણ હલાલ છે. મુસલમાની શાસ્ત્રોમાં મૂર્તિના નામે છોડી મુકેલા જનાવર હરામ છે ખરા; પરંતુ અનેકેશ્વર-વાદી તથા મૂર્તિપૂજકોના મત પ્રમાણે છોડી મુકેલાં જનાવરોના પુજ્યભાવ માટે નહિ પણ તેના વાસ મારવા અને મેલા હોવાને લીધે તે હરામ છે.

બૂમ પાડયા કરે છે (અને) તે સાંભળતો (કંઇજ) નથી. (તેથી તેની* બૂમ એ) માત્ર (નિરર્થક) બોલાવવઃ તથા હાક મારવા (જેવી) છે; (કે) તેનું કંઈજ પરિણામ નથી. મૂર્તિ ઉપરજ શું વાંક? બલકે એ લોકો પોતે પણ) બેહરા, મુંગા, આંધળા છે, તેઓ (કંઇપણ) સમજતા નથી. ૧૭૧. એ મુસલમાનો! અમે તમને જે ચોખી વસ્તુઓ આપી રાખી છે, તે તમે (બેધડક) ખાઓ; અને જો તમે પરમેશ્વરની ભક્તિનોજ શ્વાસ ભરો છો તો તેનો આભાર પણ માનો ૧૭૨. તેણે તો તમારે માટે ફક્ત મુએલા (જનાવર) તથા રક્ત તથા ડુકરનું માંસ આ નિષિદ્ધ એટલે હરામ કર્યાં છે; અને (તેવીજ રીતે) પરમેશ્વર સિવાય બીજા કોઈ (ની પણ આરાધનાને) માટે જે (નું બળીદાન આપવામાં આવે અને) નિર્દિષ્ટ* કરવામાં આવે તે (જનાવર); પણ જે કોઈ (ભુખથી) વ્યાકુળ થઈ જશે, અને જો તે આજ્ઞાનો ભંગ કરનાર તથા મર્યાદાનું ઉલ્લંઘન કરનાર નહિ હશે, તો તેને (આમાંની એકાદ

* આસપાસના સંબંધને લઇને અમે 'મા ઓહિલ્લા'નું ભાષાંતર તેના એકજ ભાગ લઇને એટલે 'જનાવર' એ શબ્દથી કર્યું છે. પરંતુ કુઆરનના શબ્દ સાધારણ છે. નિષિદ્ધ વસ્તુના વર્ગમાં તેના બીજા ભાગો પણ દાખલ છે એટલે સર્વ જાતિની બાધા વા નૈવેદ્ય પણ પરમેશ્વર સિવાય બીજા કોઇને ધરવાનું નિષિદ્ધ છે. અને કોઇને કંઈ ધરવાનું હોય તો પરમેશ્વરને અર્પણ કરી તેનું પુણ્ય ફળ પયગંબર, અવલિઆ, સાધુસંત તથા માતાપિતા વગેરેને વેહેંચવાને અડચણ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે કંઇ પુણ્ય કૃત્ય કરવાનું હોય તે પરમેશ્વરને માટેજ કરવું એટલે તે માન્ય થાય છે.

વસ્તુનું સેવન કરવામાં) ગુન્હો (લાગશે) નહિ. નિઃસંશય પરમેશ્વર ક્ષમાવાન તથા દયાળુ છે. ૧૭૩. જે લોકો પરમેશ્વરે (પોતાના તોરાત) પુસ્તકમ જે (હુકમ) આપ્યા છે તે છુપાવે છે અને તેને બદલે ઘણીજ જુજ કીંમત (ઐહિક લાભ) મેળવે છે; એ લોકો બીજું કંઇ નહ પણ પોતાના પેટમાં અંગારા ભરે છે અને કયામતને દિવસે પરમેશ્વર તેમની સાથે સંભાષણ પણ કરનાર નથી, અને તે એમને (પાપમાંથી) શુદ્ધ પણ કરનાર નથી, અને એમને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૭૪. એજ લોકો છે કે જેઓએ સરળ માર્ગને બદલે આડો માર્ગ વેચાતો લીધો છે; અને (ઈશ્વરની) ક્ષમાને બદલે શિક્ષા. તો પછી નરકાગ્નિ આગળ તેઓ કેવા (હદ અને) સહનશીળ! ૧૭૫. એ એટલા માટે કે (તોરાત) પુસ્તક ખરૂં જોતાં પરમેશ્વરેજ પ્રકટ કર્યું. અને જે લોકોએ તે પુસ્તકમાં મતભેદ ઉભો કર્યો (અને તેમાં ગડબડ ઘોટાળો કર્યો) તેઓ હદ ઉપરાંતના વિરોધમાં (પડયા) છે. ૧૭૬. (મુસલમાનો!) પુણ્ય એટલુંજ નથી કે (નિમાઝમાં) તમે તમારાં મ્હોં પૂર્વ (તરફ કરો); યા પશ્ચિમ તરફ કરો. બલ્કે (અસલ) પુણ્ય તો એવા લોકોનું છે કે જેમણે પરમેશ્વર ઉપર અને છેવટના દિવસ ઉપર અને દેવદૂતો (ફિરસ્તા) અને (દિવ્ય) પુસ્તકો અને પયગંબર (લોકો) ઉપર વિશ્વાસ રાખ્યોઃ અને (પોતાનું ઘણુંજ પ્રીય) ધન પરમેશ્વરના પ્રેમાર્થે, સગાંવાહલા તથા અનાથ બાળકો અને (અન્ન માટે ટળવળતાં) દીન ગરીબો અને મુસાફરો અને ભિક્ષુકવર્ગને આપ્યું; અને (તેવીજ રીતે ગુલામગીરી વગેરેના

બંધમાંથી* લોકોનાં) ગળાં (મુક્ત કરવા)માં (ખર્ચ કર્યું) અને નિમાઝ પઢતા અને જકાત આપતા રહ્યા અને (કોઈ પણ વાતનું) તેમણે વચન આપ્યું એટલે તે પોતાના વચનના પુરા, અને તંગાશ અને આપત્તિમાં અને દંગાલડાઇના સમયે સહનશીળ રહ્યા; એજ લોકો છે કે જે (મુસલમાની ધર્મના દાવામાં) ખરા ઉતર્યાં અને (પરમેશ્વરથી) બ્હીને ચાલનારા (કહીએ તો પણ) એજ. ૧૭૭. ઓ મુસલમાનો ! જે લોકો (તમારામાંથી) માર્યા જશે તેમના સંબંધમાં તમને (જીવનો) બદલો† (જીવ) લેવાનો હુકમ આપવામાં આવે છે; સ્વતંત્રને બદલે સ્વતંત્ર, ગુલામને બદલે ગુલામ અને સ્ત્રીને બદલે સ્ત્રી. પણ જે (ખુની) ને તે (મૈયત) ના

---

* માણસો ત્રણ રીતે ફસાય છે, એક ગુલામગીરીમાં, બીજું કરજમાં અને ત્રીજું બંદીવાસમાં. અહીં સર્વ પ્રકારનો સમાવેશ કરવામાં આવ્યો છે. ગુલામોને પૈસા ભરી મુક્ત કરવા; અગર કોઇ બીજાનો કરજદાર હોય તો તેને ઋણ મુક્ત કરવો અને જો કોઇને દંડ આપી કોઇને કેદખાનામાંથી છુટો કરી શકાય તો, પોતપોતામાંથી દંડ ભરી, તેની મુક્તી કરાવવી.

† અરબ લોકોમાં હઝરત મોહમદ પયગંબર પૂર્વે એવો રીવાજ હતો કે જો કોઈ ઉંચ વર્ગનો ગૃહસ્થ કોઇ નીચલા વર્ગના માણસને જીવથી મરિ તો તેની પાસેથી બદલો લેતા નહિ. પણ જો ઉંચ વર્ગનો માણસ માર્યો જાય તો એકને બદલે અનેક ખુન કરતા. ટુંકમાં તેઓ વેર લેવામાં વૈભવ અને મોટાઇ માનતા હતા. ઈસ્લામ ધર્મે એ ભેદ મટાડયો; અને એવો નિયમ ઠરાવી દીધો કે ખુની માણસ, સ્વતંત્ર હોય કે ગુલામ ગમે તે હોય તો પણ તેને હાથે થએલા ખુન માટે તેનોજ જીવ લેવો.

ભાઈ તરફથી (બદલામાં) કંઈ (હિસ્સો) માફ કરવામાં આવે તો (જીવને બદલે દ્રવ્યદંડ અને મયતના વારસદારો તરફથી તેની) માગણી (શાસ્ત્રના) રિવાજ પ્રમાણે કરવી, અને (ખુનીએ) મયતના વારસદારોને (ઠરાવેલો દ્રવ્યદંડ) ભલાઇથી આપી દેવો. આ (દ્રવ્યદંડનો હુકમ) તમારા પાલનકર્તા તરફથી (તમારે માટે એક પ્રકારની) છુટ* અને મેહેરબાની છે. તો આ પછી જે કોઈ મર્યાદાનું ઉલ્લંઘન કરશે તો તેને માટે દુઃખદાયક શિક્ષા છે. ૧૭૮ અને ઓ બુદ્ધિવાનો! વેર(ના કાયદા)માં તમારૂં જીવન† છે. (અને તે આવા સારા હેતુથી કરવામાં આવ્યો છે) કે કદાચિત તમે (લોહી

* મૂળમાં ખુનનો બદલો ખુન છે; અને અરબીમાં 'કિસાસ' એટલે વેર કહે છે. એ જેનું ખુન થયું હોય તે માણસના વારસાનો હક છે. પણ જો મયતના વારસો તે ખુનની માફી આપે અને ખુનીનો જીવ લેવાનું નહિ ઇચ્છે; અથવા તેમનામાં મતભેદ પડે એટલે કેટલાકને વેર લેવાની ઇચ્છા હોય અને કેટલાકને તેમ નહિ કરવું હોય તો એ સ્થિતિમાં 'દિય્યત' એટલે લોહીનો બદલો અથવા દંડ લઇ શકાય. પછી જ્યારે દંડ લેવાનું ઠર્યું ત્યારે તે આપનારે ભલાઇથી અને કૃતજ્ઞતાપૂર્વક આપી દેવો અને લેનારે તેની માગણીમાં અને તે વસુલ કરવામાં ગેરવાજબી રીતે સખ્ત થવું નહિં.

† વેરમાં તમારૂં જીવન છે એનો અર્થ એવો કે તેને લીધે જીવનું રક્ષણ થાય છે. એટલે વેર લેવામાં આવશે એ બ્હીકે લોક રક્તપાત કરતાં અટકશે. આ પ્રમાણે વેરની બાબતમાં પ્રાણદાન મળતાં હજારો લોકોનો જીવ બચશે. નહિ તો માહોમાંહેની લડાઇ થઇ કોઇ કોઇની દરકાર કરતે નહિ.






રેડવાની બાબતમાં) બ્હીને ચાલશો ૧૭૯. (હે મુસલમાનો !) તમને લેખી હુકમ આપવામાં આવે છે કે જ્યારે તમારામાંથી કોઈ એકાદ જણને મરણ આવી પહોંચે ત્યારે તે જો કંઇ માલમતા પાછળ મુકી જતો હોય તો માતાપિતા તથા ઘણા નજદીકના સંબંધીઓ માટે શાસ્ત્રાનુસાર મૃત્યુલેખ (કરી પછી તેણે મરવું.) જે લોકો (પરમેશ્વરથી બ્હીએ છે તેવા (લોકો) ઉપર (તેના આમ વર્ગનો આ એક) હક છે. ૧૮૦. પછી જે કોઈ તે (મૃત્યુલેખ) સાંભળી લીધા પછી તેમાં કંઈ ફેરફાર કરે તો તેનું પાપ* જે લોકો મૃત્યુલેખમાં ફેરફાર કરશે તેમના ઉપરજ છે. નિઃસંશય પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને સઘળું) જાણે છે. ૧૮૧. તથાપિ જો કોઇને મૃત્યુ લેખ કરનારા તરફથી (કોઈ અમુક

* ચોથા ભાગમાં એક કલમમાં વારસોના હક ઠરાવવામાં આવ્યા છે, તે અન્વય વારસોને લગતા મૃત્યુ લેખના નિયમ રદ કરવામાં આવ્યા છે. પરંતુ બીજા સંબંધીને લગતા મૃત્યુ લેખના નિયમો તેમના તેમ રહેલા છે. પહેલાં તો મરણોન્મુખ પડેલા માણસને મૃત્યુ લેખ કરવાની તાકીદ છે, એટલા માટે કે તે બીજાઓનો હક્ક પોતાની સાથે લઇ જાય નહિ. પછી જેને મૃત્યુ લેખ કરવામાં આવ્યો હોય તેને એવી સખત મનાઇ કરવામાં આવી છે કે તેણે મૃત્યુ લેખમાં પોતાની તરફથી કંઈપણ ઓછું વતું કરવું નહિ. અને જો તેમ કરે અને કોઇને કંઇ વધારે આપી દે, તો જેને વધારે મળે તેનું પાપ પણ મૃત્યુ લેખમાં ફેરફાર કરનારના માથા ઉપર છે પણ મરનાર તરફથી કંઇ ભુલચુક થઇ હોય અને જેને માટે મૃત્યુ લેખ કરવામાં આવ્યો હોય તેની સંમતિ લઇ એકાદ બાબત ઠરાવવામાં આવે તો કંઇ હરકત નથી.




માણુસની) તરફદારી (કરવાનો) અથવા (કોઇનો) હક મારી જવાનો અંદેશો આવે, અને તે વારસોમાં સમાધાન કરાવે તો (એવી પરિસ્થિતિમાં મૃત્યુ લેખમાં હેરફેર કરવા માટે) તેને કંઈ પાપ નથી. નિઃસંશય પરમેશ્વર ક્ષમાવાન અને દયાળુ છે. ૧૮૨. ઓ મુસલમાનો! જે પ્રમાણે તમારી અગાઉના (જેમની પાસે ગ્રંથ હતા તે) લોકોને માટે ઉપવાસ પાળવા એ એક કર્તવ્ય ઠરાવેલું હતું તેજ પ્રમાણે તે તમારે માટે પણ કર્તવ્ય ઠરાવવામાં આવ્યું છે; એટલા માટે કે તમે (કેટલાંક પાપની બાબતમાં) કદાચિત બ્હીને ચાલશો. ૧૮૩. (તે પણ) ગણત્રીના કેટલાક દિવસ (છે). પછી તમારામાંથી જે કોઇ આજારી હોય અથવા મુસાફરીમાં (હોય) તો બીજા દિવસો-માંથી ગણત્રી * (ના દિવસ તેણે પુરા કરવા.) અને જેનામાં ભોજન આપવાનું સામર્થ્ય છે તેમના ઉપર (એક અપવાસનો)

---

* માંદગીમાં અથવા મુસાફરીમાં જે અપવાસ પડે તે પોતાને ઘેર પાછા આવ્યા પછી અથવા માંદગીમાંથી ઉઠયા પછી પુરા કરવા એ ધર્મ કર્તવ્ય છે. સિવાય જેનામાં ભોજન આપવાની શક્તિ છે તો તેણે એક અપવાસને બદલે એકાદ મોતાજ ગરીબને ખાવાનું આપવું. અને 'ફિદયા' અથવા 'કફ્ફારા' કહે છે. જે કોઇ ભોજન આપ-વાનું પુણ્ય કૃત્ય પોતાની રાજીખુશીથી કરશે અને પડેલા અપવાસ પણ કરશે તો તે તેને માટે ઉત્તમ છે. એનો એવો પણ અર્થ છે કે ઇસ્લામની શરૂઆતમાં ખાવાનું આપવું અથવા અપવાસ કરવાની પુષ્કળ છુટ હતી. પરંતુ એ નિયમ આગળના વાક્યથી રદ થયો. તેથી હવે અપવાસ કર્યા વિના કોઇનો છુટકો નથી. જો તમે અપવાસનું ફળ જાણુશો તો અપવાસ કરવા એ ગમે તે થાય તો પણ ઉત્તમ છે.

બદલો, એક (કંગાલ) ગરીબને ખાવાનું આપવું એ છે. અને જે કોઇ આપખુશીથી (આ) પુણ્ય (નું) કામ કરવા ઇચ્છા રાખશે તો એ તેના કરતાં અધિક ઉત્તમ છે. અને જો તમે સમજશો તો અપવાસ કરવા એ (ગમે તેમ થાય તો પણ) તમારે માટે સારૂંજ છે. ૧૮૪. (અપવાસનો) મહિનો રમઝાનનો (મહિનો) છે કે જેમાં (અપવાસ કરવાની આજ્ઞાની બાબતમાં પરમેશ્વર તરફથી) કુરઆન * પ્રકટ થયું છે; (અને કુરઆન એ) લોકોને સન્માર્ગ દર્શક છે અને (તેમાં) સદ્‌બોધ તથા (ખરા ખોટા વિચારોના) તારતમ્યના ખુલ્લે ખુલ્લા નિયમ છે. તો (ઓ મુસલમાનો!) તમારામાંથી જે કોઈ આ મહિનામાં (ઘેર) હાજર † હોય તેણે આ (મહિના)માં અપવાસ કરવા. અને જે કોઇ આજારી હોય અથવા મુસાફરીમાં (હોય) તો બીજા દિવસોમાંથી

---

* કેટલાક ભાષ્યકારોએ એમ લખ્યું છે કે રમઝાન મહિનામાં કુરઆન પ્રકટ થવાની શરૂઆત થઇ અને તે કટકે કટકે આવવા લાગ્યું. આ અર્થ કબુલ રાખી અમે જે અર્થ લીધો છે તે 'તફસીરે કબીર' ભાષ્યને આધારે લીધો છે.

† એમાં 'શહેદા' એ શબ્દનો બીજો પણ અર્થ છે. પરંતુ મુંબઇ પાસેના માહીમવાલા મખદુમ ફકીહ અલી સાહેબ જેવા જગત માન્ય વિદ્વાન મહાત્માએ એનો અર્થ એવો કર્યો છે કે શાબાન મહિનો પુરો થતાં રમઝાન મહિનાનો ચંદ્રમા જેના જોવામાં આવે અને જેની તે બાબત ખાતરી થાય તેણે તે મહિનાના અપવાસ પાળવા. એજ બરાબર છે. કારણ શહેદા, એ 'અલેમા' તથા 'રઆ' એટલે 'જાણ્યું' તથા 'જોયું' એ અર્થે પણ રૂઢ છે. એટલે ચંદ્રમા જોઈ તથા જાણી અપવાસ કરવો જોઇએ.

ગણત્રી (ના દિવસો તેણે પુરા કરવા) પરમેશ્વર તમારા માટે સહેલાઈ ઇચ્છે છે અને તે તમારા ઉપર સખતાઇ કરવા ઇચ્છતો નથી. અને (એ નિયમ તેણે એટલા માટે બાંધી આપ્યા છે) કે તમે (અપવાસની) ગણત્રી પુરી કરો અને (એટલા માટે) કે પરમેશ્વરે તમને જે સન્માર્ગ બતાવ્યો છે તે (ના ઉપકાર) સારૂ તમે તેની મોટાઈના ગુણ ગાવો અને તમે (તેના ઉપકાર માટે) આભાર માનો. ૧૮૫. અને (ઓ પયગંબર!) જ્યારે મારા સેવકો તને મારા વિષે પુછે ત્યારે (તું તેમને સમજાવજે કે) હું (તેમની) પાસે છું. જ્યારે પણ કોઈ મારી પ્રાર્થના કરશે ત્યારે હું (દરેક) પ્રાર્થના કરનારાની પ્રાર્થના (સાંભળું છું અને યોગ્ય લાગે તો) માન્ય પણ કરૂં છું. તો તેમને જોઇએ કે તેમણે મારા હુકમ પણ માનવા અને મારા ઉપર વિશ્વાસ રાખવો; કે તેઓ કદાચ સન્માર્ગે* લાગે. ૧૮૬. (ઓ મુસલમાનો!)

* અરબસ્તાનના કેટલાક અજ્ઞાની લોકોને એવો વહેમ આવ્યો કે પરમેશ્વર ઘણે ઉંચે છે તેથી તેઓ મોટી બુમ પાડીને પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે પરમેશ્વરે આ વાકયમાં તેમનો વહેમ દુર કર્યો. પ્રાર્થના માન્ય કેવી સ્થિતિમાં થાય તે ગેબી અથવા અદ્રષ્ટ વાત પરમેશ્વરનેજ માલમ છે. કેટલીકવાર એમ બને છે કે માણસ પ્રાર્થના કરી એકાદ વાતની ઇચ્છા રાખે છે; પરંતુ પરમેશ્વરના અગાધ જ્ઞાનમાં તે હિતકારક ન આવે તો તે પોતાની કૃપાએ કરીને તે વાત થવા દેતો નથી. એવી સ્થિતિમાં જે માણસ ઇશ્વર ઉપરજ આધાર રાખે છે તે સહનશીળ હોય છે અને તેને તે વાતનું દુઃખ થતું નથી ટુંકમાં પ્રાર્થના માન્ય થવાના બે પ્રકાર છે. એક તો મનમાં ધારેલાં હેતુ સફળ થાય અથવા મનનું સમાધાન અને સાંત્વન થાય.

અપવાસની રાતે તમને તમારી પત્નીઓ પાસે જવાની છુટ આપવામાં આવી છે. તેઓ તમારૂં વસ્ત્ર* છે અને તમે તેમના વસ્ત્ર છો. પરમેશ્વરે જોયું કે તમે (ચોરી છુપીથી તેમની પાસે ગયાથી) ખુદ તમારૂંજ (ધાર્મિક) નુકસાન કરતા હતા; તેથી તેણે તમારો પશ્ચાતાપ માન્ય કર્યો અને તમારા અપરાધો ક્ષમા કર્યા, તો હવે (અપવાસમાં રાતને વખતે, તમે તેમની સાથે અંગ સંબંધ કરો; અને (તેના પરિણામમાં) જે (પુત્ર–પ્રાપ્તી) પરમેશ્વરે તમારે માટે લખી રાખી છે તેની આકાંક્ષા† રાખો; (અને માત્ર કામ તૃપ્તીના નાદમાં પડતા નહિ) અને તમે ખાઓ અને પીઓ, એટલે સુધી કે રાતની કાળીદોરીથી પ્રભાતની ધોળી દોરી‡ તમને સ્પષ્ટ

---

* લિબાસ શબ્દનો અર્થ પોષાક અથવા વસ્ત્રપરિધાન છે; મેં તેનો અર્થ વસ્ત્ર કર્યો છે. પણ એનો અર્થ પાલવ કરવામાં આવે તો પણ યોગ્ય છે કારણ પતિની આબરૂપર પત્નિ પાલવ નાખે છે; અને પત્નિની આબરૂપર પતિ પાલવ નાખે છે અથવા તે પરસ્પરના સુખના કારણભૂત થાય છે. ખરૂં જોતાં એક બીજાના સહવાસ વિના તેમને ચાલતું નથી.

† ઇસ્લામ ધર્મની આજ મોટી ખુબી છે; તેમાં માનવી સ્વભાવ તથા પ્રવૃતિનો વચાર કરવામાં આવ્યો છે. નહિ તો વાસ્તવિક જોતાં પતિપત્નીના સમાગમનો વખતજ રાત છે; અને અપવાસ કંઈ બેચાર દિવસના નથી. તે તો એક મહિનાના છે, તેથીજ પતિપત્નીને એક સરખાં દુર રહેવાનું ફરમાવામાં આવ્યું હોત તો તે પ્રમાણે ચાલવું ઘણું મુશ્કેલ પડયું હોત.

‡ સવાર થાય ત્યારે પ્રથમ ઘાડ અંધારૂં હોય છે. પછી અજવાળાની બે ધારા પૂર્વ દિશામાં દેખાય છે. પછી અજવાળું વધતાં અંધકાર લય પામે છે.






દેખાઈ આવે; પછી રાત (પડે ત્યાં) સુધી અપવાસ પુરો કરો; અને (એમ બને કે) તમે મસ્જીદમાં વ્રત લઈ બેઠા હોવ; તો (રાતે પણ) તેમની સાથે સબંધ કરતા નહિ. આ પરમેશ્વરની (નક્કી કરેલી) મર્યાદાઓ છે; તો તમે તેની પાસે પણ ફરકતા નહિ; એવીજ રીતે પરમેશ્વર પોતાના નિયમ લોકોને સ્પષ્ટ કરી કહે છે, કે કદાચ તેઓ (આજ્ઞાનો ભંગ કરવાથી) બ્હીને ચાલે. ૧૮૭. અને તમે માંહોમાંહેમાં એક બીજાનો માલ (અમસ્તો) વિના કારણ ખાઈ જતા નહિ અને તે (માલ) ને (સરકારી) અધિકારીઓ ઉપર (લાગવગ ચલાવવા સારૂં) સાધન બનાવતા નહિ; કે જેથી કરીને લોકોના માલમાંથી (થોડો ઘણો જે) કંઈ (હાથ લાગે તે) પાપ* બુદ્ધિથી જાણી બુજીને તમને પચાવી પાડવાનું બને. ૧૮૮. (ઓ પયગંબર! લોક) તને ચંદ્ર (ના રૂપાંતરો) બાબત સવાલ કરે છે, તો (તું તેમને) કહેજે કે તે (રૂપાંતરો) લોકો (ના વ્યવહાર) નો અને (તેમની ઉપાસનાનો જેમકે) હજનો વખત† જણાવનારા ચિન્હો છે. અને ઘરોમાં તમે તેમની પાછળની

* એટલે લાંચ ખાવાના હેતુથી; કે જે લાંચખાઉ અધિકારીઓને ખરાનું ખોટું કરવા માટે આપવામાં આવે છે.

† પયંગબર સાહેબને લોકો નાની મોટી સઘળી વાતો પુછતા કે આ ચંદ્રની વધઘટ અને ઉગવાનુ તથા અસ્ત પામવાનું શું પ્રયોજન છે? પરમેશ્વરે તેમને જવાબ વાળ્યો કે ચંદ્રની મારફત લોકોનાં મોટા મોટાં કામો થાય છે. તેમના વ્યવહાર, અપવાસ વગેરે ચંદ્ર ઉપર આધાર રાખે છે. તેમજ શાસ્ત્રમાં ચંદ્ર માસ તેમજ ચંદ્ર વર્ષ ગણવાનો પ્રચાર છે.









બાજુએથી* આવો એ કંઇ પુણ્ય નથીઃ બલ્કે પુણ્ય તો તેનું છે કે જે (પરમેશ્વરથી) બ્હીને ચાલશે. અને ઘેરમાં (આવો તો) તેના દરવાજામાંથી આવો; અને પરમેશ્વર (ની આજ્ઞાભંગ કરવા) થી બ્હીતા રહો, કે (જેથી) તમે કદાચ (તમારા મનોરથમાં) સફળ થાઓ. ૧૮૯. અને (ઓ મુસલમાનો!) જે લોકો તમારી સાથે લડે તેમની સાથે તમે પણ પરમેશ્વરના માર્ગ (એટલે ધર્મ) ને માટે લડો. પણ અત્યાચાર કરતા નહિ; કારણ કે પરમેશ્વર (કોઇ પણ રીતે) અત્યાચાર કરનારાઓને પસંદ કરતો નથી. ૧૯૦. અને (જે લોકો તમારી સાથે લડે છે) તેમને જ્યાં તેઓ તમને મળે ત્યાં કતલ કરો; અને જ્યાંથી તેમણે તમને કહાડી મુકયા છે. (એટલે મક્કામાંથી) તમે પણ તેમને ત્યાંથી બહાર કહાડો. અને ફિતુર (ધર કરે એ) કતલ કરતાં પણ વધારે ભયંકર છે. અને જ્યાં સુધી નાસ્તિક લોકો માનનીય મસ્જીદ (એટલે કાબાગૃહ) પાસે તમારી સાથે નહિ લડે, ત્યાં સુધી તમે પણ તે જગાએ તેમની સાથે લડતા નહિ. પણ જો તે લોકો તમારી સાથે લડે તો તમારે પણ (બેલાશક) તેમને મારી નાખવા. (એવા) નાસ્તિકોની એવીજ સજા છે. ૧૯૧. પછી જો તેઓ પાછા હઠે તો પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૧૯૨. અને તમે

* ઇસ્લામની અગાઉ લોકો જુદા જુદા વહેમમાં પડ્યા હતા, તેમાંનો એક એવો હતો કે હજના વસ્ત્ર ધારણ કર્યા પછી ઘરમાં આવવાની જરૂર પડે તો ઘરની પછવાડેની બાજુએ ભીંતમાં બાકોરૂં પાડી તેમાંથી આવતા, પરમેશ્વરે તેમના આ વર્તનનો નિષેધ કર્યો અને કહ્યું કે પહેલાં તો આમ કરવું એ પુણ્યનું કામ નથી. પણ જે પુણ્યની જરૂર છે તે તરફ તમારૂં લક્ષ નથી.









એટલે સુધી તેમની સાથે લડો કે (મુલકમાં) ફંદફિતુર (નું નામ પણ) રહે નહિ; અને (એક) પરમેશ્વરનોજ હુકમ ચાલે. પછી જો તેઓ (ફિતુર કરતાં) પાછા હઠે તો (તેમના ઉપર કોઇપણ પ્રકારની સખ્તી કરવી જોઇએ નહિ. કારણ) સખ્તી તો જુલમી* લોકો સિવાય બીજા કોઇ ઉપર (વાજબી કહેવાય) નહિ. ૧૯૩. આદર સન્માનના મહિનાનો બદલો આદર સન્માનનો મહિનો; અને (મહિનો તો શું પણ) આદરની (સઘળી) ચીજોનો અદલાનો બદલો.† તો તે કોઇ તમારા

* ઉર્દૂ ભાષામાં કુરઆનના લોકપ્રીય ભાષાંતરકાર શાહ અબદુલ કાદિર સાહેબ લખે છે કે "અવિશ્વાસી તથા નાસ્તિક લોકો સાથે લડાઇ એટલા માટે કરવાની છે કે અન્યાય અને જુલમ અટકે, સત્ય ધર્મ તરફથી લોકોને ફેરવવામાં નહિ આવે અને સઘળે પરમેશ્વરનો હુકમ ચાલે. જો અવિશ્વાસી લોક તાબેદાર થઇ રહે તો લડાઇની જરૂર નથી. વિશ્વાસનો આધાર મન ઉપર છે. પછી બળજોરીથી મારી કુટી મુસલમાન કરવામાં શું હાંસીલ છે?" આ ઉપરથી મુસલમાનોના જીહાદ એટલે ધર્મ યુદ્ધ ઉપર સારો પ્રકાશ પડે છે અને તેથી, કેટલીક કાચી હકીકતની ખબર મળે છે કે કેવી ધાર્મિક આવશ્યકતાને લીધે જીહાદની પરવાનગી અપાય છે. નહિ તો લડાઇ ચાલતી હોય તે વખતે પણ અત્યાચાર અને જુલમ કરવાની મનાઇ છે. એવા નિયામો હોવાથી 'જીહાદ' ઉપર કોઇપણ તરેહના આક્ષેપ આવી શકતા નથી.

† અરબ લોકો ઝિલ્કાદ, ઝિલ્હજ, મોહર્રમ અને રજબ એ ચાર મહિના ઘણા પુજ્ય ગણતા હતા; એમાં આખા દેશમાં લુટફાટ તથા લડાઇ બંધ પડતાં. મુસલમાનો પણ એ કાયદા પ્રમાણે ચાલતા એથી નાસ્તિક લોક આ મહિનામાં મુસલમાનો ઉપર




ઉપર (કંઇ) કહેર ગુજારે તો જેવો કહેર તેણે તમારા ઉપર ગુજાર્યો હોય તેવોજ કહેર તમે પણ તેના ઉપર ગુજારો. અને (કહેર ગુજારતી વેળા) પરમેશ્વરથી બ્હીતા રહો અને જાણી લેજો કે જે લોકો બ્હીને ચાલે છે તેમનોજ પરમેશ્વર સાથી છે. ૧૯૪, અને તમે પરમેશ્વરના માર્ગમાં ખરચ કરો અને તમારા હાથે તમે પોતાને હલાકીમાં* નાંખો નહિ. અને પરોપકાર કરો; નિઃસંશય પરમેશ્વર પરોપકાર કરનારા ઉપર પ્રીતી રાખે છે. ૧૯૫. અને પરમેશ્વરને માટે 'હજ્જ' તથા 'ઉમરા' (નો તમે નિશ્ચય કર્યો હોય તો તે) પૂર્ણ કરો. અને જો તમે (રસ્તામાં કોઈ જગાએ) ઘેરાઇ† જાઓ તો

---

ચડાઇ લાવતા. મુસલમાનો આ પૂજ્ય મહિનાને લીધે લડાઈ કરવાથી અળગા રહેતા. પરમેશ્વરે મુસલમાનોને સદર પરવાનગી આપી કે આદરનો જવાબ આદર છે; જો તેઓ કોઇ સમય અથવા સ્થળનો આદર ન પાળે તો તમારે પણ એવો આદર રાખવાની જરૂર નથી, જેથી કરી તમે જેવાને તેવો જવાબ દેતાં અટકો નહિ.

* ભાષ્યકારોએ આ વાકયનો અર્થ જુદો જુદો આપ્યો છે. કોઈ કહે છે કે પોતાને હલાકીમાં નાંખવા એટલે તમે જીહાદ કરવાનું છોડી દેશો તો શત્રુની સત્તા તમારા ઉપર બેસશે અને તે આખરે તમારા નાશને કારણભૂત થશે. કોઇ કહે છે કે જો તમે ધર્મયુદ્ધમાં તમારૂં ધન નહિ ખરચશો તો શત્રુના હાથે હાર ખાઈ પાયમાલીમાં પડશો. કેટલાક એવો પણ અર્થ કરે છે કે પરમેશ્વરને માર્ગે ખરચ કરો, પણ એટલો બધો પણ ખરચ કરતા નહિ કે તમને પોતાને ખોટ પડે, તમારી ખોટ તમનેજ નડશે અને તમારી પાયમાલીનું કારણ થશે.

† જે માણસે હજ તથા ઉમરા કરવાનું નકકી કર્યું હોય અને રસ્તામાં દુશ્મન તેને ઘેરી લે અને તેથી તે કાબાગૃહ સુધી

જે સહેજ મળી શકે એવી કુરબાની (એટલે બળીદાન) કરો. અને બળીદાન તેની વેદી આગળ જઈ પડે ત્યાં સુધી તમે તમારાં માથાં મુંડાવતા નહિ; પણ જે કોઈ તમારામાં માંદો હોય અથવા તેના માથામાં (કોઇ પણ જાતની) ઇજા થતી હોય; તો (કેશ ઉતારવાનો) બદલો અપવાસ અથવા દાન ધર્મ અથવા બળીદાન (પણ થાય છે) પછી જ્યારે તમને (શત્રુ વગેરે તરફથી) બ્હીક રહે નહિ ત્યારે જે કોઇને ઉમરા (એટલે તીર્થ) નો, હજ (એટલે યાત્રા) ની સાથે લાભ લેવો હોય તો જે કંઇ સહેજ મળી

---

પહોંચી નહિં શકે તો તેણે સર્વાનુમતે કુરબાની એટલે બળીદાન આપવું જરૂરનું છે. એ બળીદાન ક્યાં અને ક્યારે આપવું તે વિષે ધર્મશાસ્ત્રવેત્તાઓમાં મતભેદ છે. હઝરત ઇમામ-આચાર્ય-અબુહનીફાનો એવો મત છે કે બલીદાન કાબાની પાસે આપવું; એટલે તે માણસે બલીદાન કરવાના જનાવરને બીજા કોઇ માણસ સાથે કાબાગૃહમાં મોકલવું અને તેનો દિવસ, હજની વિધિ કરવાની હોય તો 'યોમે નહર' એટલે ઝિલ્હજ મહિનાની દશમી તારીખે; અથવા ઉમરા એટલે તીર્થની વિધિ કરવાની હોય તે કોઈ એક દિવસ નક્કી કરી તે જનાવરનું બલીદાન આપવું. અને જે માણસે હજ કરવાનો ઠરાવ કર્યો હોય તેણે તે દિવસે જ્યાં ઘેરાઈ પડયો હોય ત્યાંજ પોતાનું માથું મુંડાવી એહરામ-હજનાં વસ્ત્ર કહાડી નાખી પોતાનો હમેશનો પોશાક પહેરવો. હઝરત ઇમામ-આચાર્ય-શાફઈ કહે છે કે એ બલીદાન કાબા પાસેજ આપવાની કંઇ ખાસ જરૂર નથી. જે જગાએ તે માણસ ઘેરાઈ ગયો હોય ત્યાંજ બલીદાન આપી કપડાં બદલી નાખવાં. આ મતભેદને લઇને અમે સાધારણ અર્થ સ્વીકાર્યો છે અને તે બેઉ પક્ષને અનુકૂળ પડશે. એ જાણજો

શકે એવી કુરબાની (એટલે બળીદાન તેણે આપવું જોઇએ); અને જેને (બળીદાન) ન મળે તો હજના વખતમાં ત્રણ દિવસના અપવાસ (રાખવા) અને જ્યારે તમે પાછા આવો ત્યારે સાત (દિવસના). આ પુરા દશ (દિવસ થયા). આ (હુકમ) જેનાં ઘરબાર માનનીય મસ્જીદ (ની હદમાં એટલે મક્કા) માં ન હોય તેને માટે છે. અને તમે પરમેશ્વરથી બ્હીઓ અને જાણી લો કે પરમેશ્વર શિક્ષા (કરવા) માં ઘણો સખત છે, ૧૯૬. હજના (તો ખાસ) મહિના (છે જે

---

કે કાબાગૃહ માટેની પૂજ્ય બુદ્ધિના લીધે મક્કા શહેરની આસપાસ શહેરની ચારે બાજુએ કિલ્લેબંધી કરવામાં આવી છે; અને એ હદમાં શિકાર કરવાની તથા વનસ્પતી ઝાડ, પાન, ફુલ, ઘાસ વગેરે કાપવાની, તોડવાની તથા છોલવાની મનાઇ છે, આધ્યાત્મિક ઉન્નતિ તથા નૈતિક પ્રગતી થાય, એ કારણથી આ મનાઈ કરવામાં આવી છે. વળી મક્કાની જમીન રેતાળ તથા ખડકવાળી છે અને તેમાં પાણી તથા ઝાડપાન ઘણાં ઓછાં છે તેથી જમીન ઉજડ થતી અટકાવવાનો પણ ઉદ્દેશ દેખાય છે. એ હદની અંદરના પ્રદેશને 'હરમ' કહે છે. જુદા જુદા દેશમાંથી મક્કાની યાત્રા માટે આવનારા લોકો માટે ઝુલ્હલીફા, સીરીયા દેશના રહેવાસીઓ માટે હજફા, નજદના લોકો માટે કર્નુલ્મનાઝિલ તથા યમનના લોકો માટે (જેમાં હિંદુસ્તાનનો પણ સમાવેશ થાય છે) યલમલમ પર્વત. જ્યારે કોઇ હજ અથવા ઉમરા કરવાના વિચારથી આ જગાએ અથવા તેની બરોબર સામે આવી પહોંચે એટલે તેણે સ્નાન અથવા વઝુ કરી, મ્હોડું, હાથ પગ ધોઇ સ્વચ્છ થઇ નવાં કપડાં પહેરવાં અને સુગંધી દ્રવ્ય લગાઢી બે રકઅત નિમાઝ પઢી તલબિયા એટલે (લબ્બૈકલ્લાહુમ્મા લબ્બૈક લબ્બૈકા લા

સઘળાને) વિદિત* છે. તો જે કોઈ તે મહિનામાં હજ (કરવાનું) નક્કી કરે તો (એહરામ–હજના વસ્ત્ર પહેરવા પછી આખર સુધી) હજ (ના વખત)માં નહિ, વિષય સુખની કંઇ વાત (કરવી), કે નહિ (કોઇપણ પ્રકારના) પાતકની, કે નહિ ટંટા બખેડાની. અને તમે પુણ્યનું ગમે તે કામ કરો તેની પરમેશ્વરને (તરતજ) ખબર પડી જશે. અને (હજમાં જવા અગાઉ રસ્તાની) સામગ્રી કરી લો. કારણ સર્વોત્તમ ભાતું (પરમેશ્વરનો) ભય છે; (અને તેમાનું એ પણ કે કોઇ પાસે માગવું નહિ તથા ચોરવું નહિ). અને ઓ બુદ્ધિવાનો!

---

શરીકાલક, લબ્બૈક અન્નલ હમ્દા લક' વ ન્નેઅમતા વલ્મુલ્કા લક લા શરીકા લક) 'હે પરમેશ્વર! હું તારી સેવામાં હાજર છું. પરમેશ્વર! હું તારી સેવામાં હાજર છું તારો કોઈ ભાગીદાર નથી. હે પરમેશ્વર! હુ હાજર છું સર્વ સ્તુતિ તનેજ યોગ્ય છે. સઘળી બક્ષિસ તથા રાજ્ય તારાંજ છે, તારો કોઇ ભાગીઓ નથી.' એવી બાંગ પોકારતા જાઓ. મુહરિમ એટલે હજનાં કપડાં પરિધાન કરનારના ફક્ત બેજ કપડાં હોય છે. એક ચાદર તથા એક વગર સીવેલી લુંગી. પરંતુ સ્ત્રીઓને સીવેલાં કપડાં પહેરવાની પરવાનગી છે આ વસ્ત્ર પહેર્યા પછી કેટલુંક કરવાની મના છે;–પુરૂષે સીવેલાં કપડાં પહેરવાં, માથું ઢાંકવું, અત્તર લગાડવું, જુંઓ મારવી, શિકાર કરવો, માથું મુંડાવવું નખ અથવા બાલ કાપવા, પત્નીગમન, તથા કેસરી વસ્ત્ર પહેરવાં વગેરે. સ્ત્રીઓને માથે ઓઢવાની રજા છે પણ બુરખો ઘાલવાની મના છે.

* એટલે શવ્વાલ, ઝિલ્કાદ, અને ઝિલ્હજ્જના દશ દિવસ શવ્વાલ પહેલાં હજના વસ્ત્ર પહેરવાનું નિષિદ્ધ છે.

(અસલ ધાર્મિકતા એ છે કે) તમે મારાથી બ્હીતા* રહો.૧૯૭. (હજમાં સામેલ થઇ) તમે તમારા પાલનકર્તાની કૃપા (એટલે વ્યાપારમાં કાંઇક દ્રવ્ય) મેળવી શકશો તો તેમાં તમને કંઈ પાપ નથી. પછી જ્યારે તમે 'અરફાત'માંથી પાછા ફરો ત્યારે મશઅરૂલહરામ (એટલે મુજદલ્ફા) માં મુકામ કરી પરમેશ્વરનું સ્મરણ કરો અને તેનું સ્મરણ પણ જેમ તેણે (પયગંબર મારફત) તમને શીખવ્યું † છે. તેમજ કરો. અને

* ઇસ્લામની પહેલાં લોકો ભીખ માગી માગી હજ કરતા હતા. અને શક્તિ હોવા છતાં વાટ સામગ્રી સાથે લેતા નહિ અને બીજા લોકોને કંટાળો આપતા. હમણા પણ હજારો માણસો શક્તિ નહિ હોવા છતાં પુરતો વાટ ખરચ લીધા વિના માત્ર ભીખની આશાએ હજ કરવા માટે નીકળે છે. વાટ ખરચી લેવાની ઘણી ઉત્તમ અને ઉપયુક્ત તાકીદ છે. મુસલમાનોએ આ બાબત ઉપર પુરતું લક્ષ આપવું જોઇએ.

† હઝરત પયગંબર સાહેબે પરમેશ્વરનાં શિક્ષણને અનુસરી જે કંઇ કામ કર્યું અને જે તેમની હદીસ એટલે વચનથી સાબીત થાય છે તે એ કે;—તેમણે મુજદલ્ફા મુકામે પહોંચી એક વખત 'અઝાન' એટલે બાંગ તથા બે વખત 'ઇકામત' એટલે નિમાઝ વખતે ઉભા રહેવાની વેળાએ પોકારવામાં આવતી બાંગ પોકારી 'મગરિબ' એટલે સંધ્યાકાળ તથા 'ઇશા' એટલે રાત એ બન્ને વખતની નિમાઝ એકી વખતે પઢી; કંઇ વિશ્રાંતિ લીધી સવાર થઇ ત્યારે અઝાન અને ઇકામત પોકારી સવારની નિમાઝ પઢી પછી પોતાની કસ્વા નામની સાંઢણી ઉપર સ્વાર થઇ મુજદલ્ફાના મેદાનમાંના કુઝહ પર્વત આગળ આવ્યા અને કિબલા તરફ મ્હોડું કરી દુવા તથા તકબીર (એટલે અલ્લાહો અકબર) અને તહલીલ (એટલે લાઇલાહા ઇલ્લલ્લાહો) પોકારતા રહ્યા અને સૂર્ય ઉગતા પહેલાંજ આગળ ચાલતા થયા.






આ અગાઉ તો તમે આડે માર્ગે ભટકનારાઓમાંના હતા; (એટલે તમને ભક્તિમાર્ગની પણ ખબર નહોતી.) ૧૯૮. પછી (એક વાત એ છે કે જ્યારે તમે અરફાતમાંથી ચાલવા માંડો ત્યારે) જે જગા* ઉપરથી (બીજા) લોકો ચાલે તે ઉપરથીજ તમે પણ ચાલજો; અને પરમેશ્વર પાસે (પાપોની) ક્ષમા માગજો. નિઃસંશય પરમેશ્વર ક્ષમા કર્તા (અને) દયાળુ છે. ૧૯૯. પછી જ્યારે તમે તમારી (હજની) વિધિ પુરી કરી રહો ત્યારે તમે (શેખાઈથી) જેવી રીતે તમારા વડીલોનું સ્મરણ કરવા માંડતા હતા (તે છોડી દઇ) તેવીજ રીતે કિંબહુના તેથી પણ વધારે (પૂજ્ય બુદ્ધિથી) તમે પરમેશ્વરના સ્મરણમાં † મચ્યા રહો. પછી લોકોમાં

* મક્કામાં રહેનારાઓ અરફાતમાં જઇ રહેતા નહિ અને કહેતા કે અમે તો ખાને હરમના રહેવાસીઓ છીએ, તો અમારે હરમની હદ બહાર શા માટે જવું ? પણ ખરૂં જોતાં અરફાતમાં મુકામ કરવો એ હજની એક મુખ્ય વિધિ છે. બીજા લોકો તો અરફાતથી ચાલવા માંડતાં અને આ લોકો હરમની સરહદ કે જ્યાં તેઓ અટકતા હતા ત્યાંથીજ ચાલવા માંડતા પરમેશ્વરે તેમની આ ગેરસમજ સુધારી આપી.

† જે લોકો અરફાતથી ચાલતા આવી કાબાગૃહની પ્રદક્ષિણા કરે છે તેમની હજની વિધિ આ પ્રદક્ષિણા પછી પુરી થાય છે. પરંતુ હજ તો ઇસ્લામની પહેલાંથીજ ચાલતી હતી અને તે લોકો હજ પૂરી થયા પછી પણ મેળો જમાવતા હતા. તેમાં તેઓ કંઇ ધંધો લેણદેણ ન કરતા અને શેખાઈથી પોતાના વડીલોની બડાઈ મારતા અને વીરરસ કાવ્ય મ્હોડે ભણી જતા. પરમેશ્વરે આ જમાવ તોડવાની ઇચ્છા કરી નહિ કારણ તે વેચાણ ખરીદીના તથા વેપાર




કેટલાક એવા છે કે જેઓ (પ્રાર્થનામાં) કહે છે કે ઓ અમારા પાલનકર્તા! અમને (જે કંઈ આપવું હોય તે) આ જગતમાંજ આપ; (સારાંશ, તેમને દુનીયા પ્રાપ્ત થાય છે) અને હવે પછીની ઝીંદગીમાં તેમનો કંઇજ ભાગ નથી. ૨૦૦. અને તેમનામાંના કેટલાક એવા પણ છે કે જેઓ (પ્રાર્થનામાં) કહે છે કે ઓ અમારા પાલનકર્તા! તું અમારૂં આ લોકમાં કલ્યાણ કર અને પરલોકમાં પણ કલ્યાણ (કર.) અને અમને નરકાગ્નિની શિક્ષામાંથી બચાવ. ૨૦૧. એજ લોકો છે કે જેમને (પરલોકમાં) તેમણે જે કંઈ કર્યું કાર્યું છે તેનો ભાગ (એટલે પુણ્ય ફળ પ્રાપ્ત) થશે. પરમેશ્વર તો એક ફટકામાં (સૌનો) હિસાબ કરશે ૨૦૨. અને ગણત્રીના (આ કંઈક) દિવસોમાં તમે પરમેશ્વરનું સ્મરણ કરતા રહો. પછી જે કોઇ ઉતાવળ કરશે (અને) બેજ * દિવસમાં (મિનામાંથી બહાર નીકળી ઉભો રહેશે): તો (તેમાં) તેને કંઇ પાપ નથી. અને જે વધારે વખત સુધી થોભી રહેશે તેને પણ કંઇ પાપ નથી. (આ છુટ) જે કોઈ (પરમેશ્વરથી)

---

ધંધાના દિવસ હતા. પરંતુ વડીલોની બડાઈ તથા નિરર્થક વાતની મના કરી. અને પરમેશ્વરે પોતાનું સ્મરણ અત્યંત પૂજ્ય બુદ્ધિથી કરવાની આજ્ઞા આપી.

* બેજ દિવસ અથવા વધારે દિવસ સુધી રહેવાની અડચણ નથી. પણ ઇશ્વર સ્મરણ તરફ ગાફેલ રહેવું કામનું નથી. ટુંકમાં જે લોકો મક્કામાં રહે છે તેઓ મિનામાં પત્થર ફેંકે છે અને દરેક નિમાઝ પછી અને આમ પણ 'તકબીર' બોલતા જાય છે. બીજા દેશના મુસ્લીમ લોકો હજમાં નહિ હોય તોપણ આ ઠરેલા દિવસમાં નિમાઝ પછી આ તકબીર તેઓ બોલે છે.

બ્હીને * ચાલશે તેનેજ માટે છે. અને તમે પરમેશ્વરથી બ્હીતા રહો અને જાણી લો કે (કયામતને દિવસે) તમે (સઘળા) તેનીજ હજુરમાં રજુ કરવામાં આવશો. ૨૦૩. અને (ઓ પયગંબર!) કોઇ એકાદ માણુસ † એવા (દાંભિક પણ) હોય છે કે જેની વાત તને (આ વખતે) આ લોકના આયુષ્યમાં સારી અને મોહક લાગે છે અને તે પોતાના અંતઃકરણમાંના (પ્રીતિ) ભાવના માટે પરમેશ્વરને સાક્ષી પણ રાખે છે; અને ખરૂં જોતાં, તે (તારા) શત્રુઓમાં સાૈથી જબરો ટંટાખોર છે. ૨૦૪ અને જ્યારે તે (તારી પાસેથી) પાછો ફરશે ત્યારે તે આ હેતુથી (સઘળો) દેશ ખુંદી વળશે કે તે તેનો સદંતર નાશ કરે; અને ખેતીવાડી અને (મનુષ્ય તથા પશુ વગેરેના) બીજનો વિધ્વંશ કરી નાંખે. અને પરમેશ્વર બગાડ પસંદ કરતો નથી. ૨૦૫. અને જ્યારે તેને કહેવામાં આવશે કે તું પરમેશ્વરથી બ્હીતો રહે; ત્યારે તેને દુરાગ્રહ (આવતાં તે તેને)

---

* અને જે કોઈ પરમેશ્વરથી બ્હીને ચાલશે તેને માટે વખત કવખત કોઇપણ બાબતની હરકત નથી. પણ જે કોઈ ખરાબ હેતુથી ત્યાં અટકી રહેશે તો તેનું રહેવાનુંજ પરમેશ્વરને પસંદ નથી. પછી જોઇએ તો તે ઉતાવળ કરે કે વખત લગાડે.

† મોલવી શાહ અબદુલકદિર સાહેબ લખે છે કે દાંભિક એટલે ઢોંગી માણસ કે જે જાહેરમાં ખુશામત કરે છે અને પરમેશ્વરને સાક્ષી રાખી કહે છે કે મારા મનમાં તમારે માટે અત્યંત પ્રેમ છે. પણ કજીયા કરવામાં કંઇ કસર રાખતો નથી. અને તેને ફુરસદ મળે તો લુટફાટ પણ ચલાવશે તેને મના કરતાં તે શેખાઇમાં આવે છે અને દુરાગ્રહ કરે છે; અને વધારે પાપ કરે છે. હઝરત પયગંબર સાહેબના

પાપ કરવામાં પ્રવૃત કરશે. તો એવા (નકામા માણસ) માટે ફકત જહન્નમ (એટલે નરકકુંડ) પુરતું છે અને તે (ઘણીજ) ખરાબ પથારી છે. ૨૦૬. અને લોકોમાં કોઈ (ભલો માણસ) એવો પણ છે કે જે પરમેશ્વરની મરજી મેળવવા માટે પોતાનો જીવ (પણ) વેચી દે છે. અને પરમેશ્વર સેવકો તરફ ઘણોજ દયાળુ છે; (કેમકે તેમની નબળાઈ લક્ષમાં લઇ તેણે ધર્મમાં સર્વ પ્રકારની સહેલાઈ મુકી છે). ૨૦૭. ઓ મુસલમાનો! ઈસ્લામમાં તમો પુરેપુરા* દાખલ થાઓ અને શેતાનને પગલે ચાલતા નહિ. ખરેખર તે તમારો દેખીતો શત્રુ છે. ૨૦૮. પછી જ્યારે તમારી પાસે ખુલ્લા હુકમ આવી પહોંચશે અને તેમ છતાં પણ તમે ડગમગશો તો જાણી લો કે પરમેશ્વર પરમસમર્થ (અને) બુદ્ધિવાન છે. (તેના પંજામાંથી તમે છુટી શકવાના નથી.) ૨૦૯. એ લોકો શું આ વાતનીજ રાહ જુએ છે કે પરમેશ્વર વાદળાંનાં છત્ર બનાવી દેવદૂતો પરીવાર સહિત એમની સામે આવી ઉભો રહે; અને (જે કંઇ થવાનું હોય તેનો) હુકમ કરવામાં આવે. (એટલે)

---

સમયમાં અખનસ બીન શુરૈક નામનો માણસ તેમની સાથે એવુંજ વર્તન કરતો હતો.

* કેટલાક યાહુદીઓ મુસલમાન થયા હતા; અને તેમ છતાં શબ્બાથ એટલે શનિવારના દિવસ માટે આદરભાવ રાખતા; અને ઉંટનું માસ ખાવાને અહીં યાહુદીઓને મના કરી છે તે ખાવા યત્ન કરતા. હજી પણ હિંદુમાંથી થએલા કેટલાક મુસલમાન પોતાના અસલ ધર્મની વિધિ પાળે છે. તો મુસલમાન થવું તો પુરેપુરા થવું. અડધા હિંદુ તથા અડધા મુસલમાન રહેવું કંઇ ઉપયોગનું નથી. આ વાકય દાંભિક લોકોના સંબંધમાં પ્રકટ થયું.

કયામતનો વખત આવે; પરંતુ એ હમણા મંજુર નથી.) અને સઘળાં કામો પરમેશ્વરનાજ તાબામાં* છે. ૨૧૦ (ઓ પયગંબર!) તું બની ઇસરાઇલોને પુછ કે અમે તેમને કેટલી બધી ખુલ્લે ખુલ્લી નિશાનીઓ આપી? અને જે કોઈ (એવો મૂર્ખ હશે કે પરમેશ્વર તેને એક બક્ષિસ એટલે દિવ્ય પુસ્તક આપે અને તે) પરમેશ્વરની (તે) બક્ષિસને પોતાની પાસે આવ્યા પછી બદલી નાખે; તો એમાં શંકા નથી કે પરમેશ્વર શિક્ષા (કરવા) માં ઘણોજ કડક છે. ૨૧૧. જે લોકો (સત્ય ધર્મનો) અસ્વીકાર કરે છે તેમને દુનીયાની જીંદગી સુશોભિત કરી બતાવવામાં આવે છે; અને તેઓ મુસલમાનોની મશ્કરી† કરે છે. અને ખરૂં જોતાં જે લોકો પરમેશ્વરથી બ્હીને ચાલે છે. (એટલે મુસલમાનો પોતાના દરજ્જામાં) કયામતને દિવસે તે (અસ્વિકાર કરનારા) ની ઉપર રહેશે. અને પરમેશ્વર જેને ઇચ્છશે તેને બેશુમાર (બક્ષિસ) આપશે. ૨૧૨. (શરૂઆતમાં સઘળા) લોક એકજ પંથના હતા. પછી (તેઓ માંહોમાંહે મતભેદ કરવા લાગ્યા ત્યારે) પરમેશ્વરે પયગંબરો મોકલ્યા કે તેઓ (વિશ્વાસુ માણસોને ઇશ્વર પ્રસન્નતાની) સુવાર્તા કહે અને (નાસ્તિકોને ઈશ્વરી શિક્ષાની) ચેતવણી આપે અને તેણે તેમની સાથે સત્ય પુસ્તકો મોકલ્યાં, કે જે વાતમાં લોકો મતભેદ

---

* એટલે સઘળાં કામો પરમેશ્વરની મરજી તથા પરવાનગીથી થાય છે. તેવીજ રીતે કયામતનો વખત આવશે ત્યારે તે યોગ્ય વખતે તેનીજ મરજી અને પરવાનગીથી આવશે.

† હમણાં પણ કેટલાક શ્રીમંત લોકો પોતાના વૈભવની મગરૂરીમાં ગરીબ મુસલમાનોની મજાક મશ્કરી કરે છે. તેમણે આ વાકય ઉપરથી બોધ લેવાનો છે.






કરે છે તે બાબતોમાં (ઈશ્વરી પુસ્તક) તેમનામાં ફેંસલો કરે. અને (એમ છતાં પણ લોકોનો વિરોધ બંધ પડયો નહિ કેમકે) જે લોકોને પુસ્તક આપવામાં આવ્યું હતું તેજ (લોકો) પોતાની પાસે ખુલ્લે ખુલ્લા હુકમ આવ્યા તે છતાં માંહોમાંહેની અદેખાઇને લીધે તે વિષે મતભેદ (ઉભો) કરવા લાગ્યા. ત્યારે (આખરે) જે (ખરા માર્ગ) બાબત લોકો મતભેદ (ઉભો) કરતા હતા તે (માર્ગ) પરમેશ્વરે પોતાના સંકલ્પથી મુસલમાનોને બતાવ્યો. અને પરમેશ્વર જેને ઇચ્છશે તેને સરળ માર્ગ દેખાડશે. ૨૧૩ (ઓ મુસલમાનો! શું તમે ધારો છો કે તમે સુખેથી સ્વર્ગમાં જઈ દાખલ થશો ? અને હજી જે લોક તમારી પહેલાં થઈ ગયા છે તેમના જેવી સ્થિતિ તમારે આવી નથી; તેમને સખ્તાઈ પણ આવી અને દુઃખ પણ (પડયું) અને તરછોડાઈ ગયા; એટલે સુધી કે પયગંબર અને તેના સાથીઓ જે વિશ્વાસુ હતા તેઓ (ઈંતેજારીથી) કહેવા લાગ્યા કે આખરે પરમેશ્વરની મદદ (આવવાનો સમય) કયારે થશે ? સાવધ રહો! સાવધ રહો! પરમેશ્વરની મદદ (એટલે તેનો સમય) પાસે (આવી પહોંચ્યો) છે. ૨૧૪. (ઓ પયગંબર!) તને (લોક) પુછે છે કે (પરમાર્થમાં) તેમણે શું ખરચ કરવો? તો તું (તેમને) સમજાવ કે (પરોપકાર બુદ્ધિથી) જે માલ * પણ તમે ખરચશો તે (ઉપર) તમારાં માબાપનો હક છે. અને (તેવીજ રીતે) ઘણાજ નજદીકના

* દાનધર્મ તથા પરોપકારમાં ખર્ચ કરવાનું સ્પષ્ટ કરી બતાવ્યું અને કેટલું આપવું એ લોકોની હિંમત ઉપર છોડી મુકયું. કારણ જેટલો ગોળ ઘાલો તેટલું ગળ્યું થાય,








સગાંઓનો અને અનાથ બાળકોનો અને (મોતાદ) ગરીબોનો તેમજ મુસાફરોનો અને તમે કોઈપણ જાતનો પરોપકાર (લોકો ઉપર) કરશો તો તે પરમેશ્વર જાણે છે. ૨૧૫. (મુસલમાનો!) જીહાદ એટલે ધર્મયુદ્ધ) તમારૂં કર્તવ્ય ઠરાવવામાં આવ્યું છે; અને તે તમને અણગમતું લાગશે. અને નવાઇ નથી કે કોઈ વાત તમને અણગમતી લાગે અને તે તમારે માટે ઉત્તમ હોય! અને નવાઇ નથી કે કોઈ વાત તમને પ્રિય લાગે અને તે તમારે માટે ખરાબ નીપજે. અને પરમેશ્વર જાણે છે અને તમે જાણતા નથી. ૨૧૬. (ઓ પયગંબર!-મુસલમાન લોકો) તને પૂજ્ય મહિના માટે (એટલે) તેમાં લડાઈ કરવા માટે પુછે છે (કે શું હુકમ છે?) તો તું તેમને સમજાવી દે કે પૂજ્ય મહિનામાં લડવું એ મહા પાપ છે. પણ પરમેશ્વરના માર્ગમાં આડ નાંખવી અને પરમેશ્વરને (જેવી રીતે માનવો જોઇએ તેવી રીતે) નહિ માનવો, અને સન્માનનીય મસ્જીદ (એટલે કાબાગૃહ)માં જવા આવવાની મનાઇ કરવી અને તે (મસ્જીદમાં રહેવાની અને સેવાભક્તિ કરવા)ને જે પાત્ર છે એવાઓ (એટલે મુસલમાનો)ને તેમાંથી કહાડી મુકવા (કે જેથી કાબાગૃહમાં ભક્તિ કરવા માટે તેમનાથી અવાય નહિ) એ પરમેશ્વરની રૂબરૂ (તેનાથી પણ) વધારે મોટું (પાપ) છે અને ફીતુર કરવું એ (લોહી રેડવા અને) કતલ કરતાં પણ ભયંકર છે અને (આ નાસ્તિક લોકો) નિત્ય તમારી સાથે લડતાજ રહેશે એટલે સુધી કે જો તેમનું ચાલે તો તે તમને તમારા (ઇસ્લામ) ધર્મમાંથી ફેરવી નાખે. અને તમારામાંથી




જે કોઈ પોતાના ધર્મમાંથી ફરી જાય અને નાસ્તિક હોય તેવામાંજ મરી જાય, તો એવા લોકોનું કર્યું કાર્યું આ લોક તેમજ પરલોક (બંને)માં અકારત જશે. અને એજ (લોકો) નરકવાસી છે (અને) તેઓ સર્વદાય નરકમાંજ રહેશે. ૨૧૭. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને જેમણે પરમેશ્વરના માર્ગમાં સ્વદેશનો* ત્યાગ પણ કર્યો અને જીહાદ ધર્મયુદ્ધ-પણ કર્યું; એજ તેઓ છે કે જેઓ પરમેશ્વરની દયાની આશા રાખી (બેઠા) છે. અને પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૨૧૮. (હે પયગંબર! લોકો) તને દારૂ તથા જુગાર વિષે સવાલ પુછશે. તો (તું એ લોકોને) કહે કે આ બન્ને (વાતો)માં મોટું પાપ છે; અને લોકોનો (કંઈક) ફાયદો પણ છે. પરંતુ એના ફાયદા કરતાં એનું પાપ (અને નુકસાન) ઘણું મોટું છે. અને તે તને પુછે છે કે તેમણે (પરમેશ્વરના માર્ગમાં) કેટલો ખરચ કરવો? તો (તું તેમને) સમજાવી દે કે (તમારી જરૂર માટે જોઇએ તે જતાં) જેટલું બાકી રહે (તે). એવીજ રીતે પરમેશ્વર (પોતાના) નિયમ તમને સ્પષ્ટ કરી કહે છે કે તમે કદાચિત આ લોક અને પરલોકની

* સ્વદેશનો ત્યાગ કરવો એ હિજરત શબ્દનો અર્થ છે. પયગંબર સાહેબ તથા તેમના વખતના મુસલમાનો નાસ્તિક તથા અવિશ્વાસી લોકોના ત્રાસની બ્હીકને લીધે પોતપોતાના દેશ છોડી મદીનામાં આવી રહ્યા હતા. પછી પરમેશ્વરે એવું કર્યું કે મુસલમાનોએ પયગંબર સાહેબની હયાતીમાંજ મક્કા શહેર જીત્યું અને તમામ અરબી દ્વીપકલ્પમાં મુસલમાનોનું રાજ્ય થયું. લોકોને ધર્મનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું અને ફરી સ્વદેશ ત્યાગ કરવાની જરૂર રહી નહિ.

(બાબતમાં* મનનપૂર્વક વિચાર કરશો. ૨૧૯. અને (એ પૈગંબર! લોક) તને અનાથ બાળકો વિષે પુછે છે તો (તું તેમને) સમજાવી દે કે (જેમાં) તે (અનાથો)ની સુધારણા† (થાય તેજ) ઉત્તમ છે. અને જો તમે તેમની સાથે હળી મળી ભેગા રહેશો તો તે તમારા ભાઈઓ છે; (કોઇ પારકા નથી). અને પરમેશ્વર બગાડ કરનારને સુધારનારથી (જુદોજ) જાણી લે છે. અને જો પરમેશ્વર ઇચ્છતે તો તે તમને કષ્ટમાં નાંખતે. નિઃસંશય પરમેશ્વર પરમ સમર્થ (અને) યુકિતવાન છે. ૨૨૦. અને (મુસલમાનો!) મૂર્તિપૂજક સ્ત્રીઓ વિશ્વાસ રાખે (નહિ) ત્યાં સુધી તેમની સાથે તમે લગ્ન કરતા નહિ. અને મૂર્તિપૂજક સ્ત્રી તમને ગમે તેટલી ભલી

---

* એટલે જગતમા જીંદગીની નિભાવણી કરવા અને પરલોક વિષે વિચાર કરવો. મનુષ્યને જોઇએ કે તેણે સારી રીતે સમજીને ખરચની વ્યવસ્થા કરવી; પછી તે ખરચ પારમાર્થિક જરૂરીઆતને અનુસરીને હોય કે દુનીયાદારીની જરૂરીઆતને લીધે હોય.

† અનાથ બાળકોની માલમિલકતના રક્ષણ માટે ખબરદારી રાખવાનો હુકમ છે. ટુંકમાં કુરઆનમાં એક ઠેકાણે કહેવામાં આવ્યું છે કે જે લોક અનાથ બાળકોનો માલ વિનાકારણે તથા હક વગર ઉચાપત્ત કરે છે તેઓ પોતાના પેટમાં અંગારા ભરે છે. જે લોકો વધારે ખબરદારી રાખનારા હતા કે તેમણે માબાપ વિનાનાં છોકરાઓનું ખાવા પીવાનું જુદું કર્યું, કે જેથી એમ નહિ થાય કે તેની એકાદ કોડી પણ પોતાના ખરચમાં આવે. પરમેશ્વરે સ્પષ્ટ કહ્યું કે મૂળ હેતુ અનાથોનો આચાર તથા સ્થિતિ સુધારવાનો છે. તો જેમાં તેમનું હિત હોય તેજ કરવું. તેમની સાથે ભેગા ખાવા પીવાનો બાધ સમજતા નહિ.

લાગે (તોપણ) તેના કરતાં મુસલમાન દાસી બહેતર (છે.) અને મૂર્તિપૂજક પુરૂષો વિશ્વાસ રાખે (નહિ) ત્યાં સુધી તેમની સાથે વિવાહસંબંધ કરતા નહિ. અને મૂતિપૂજક પુરૂષ તમને ગમે તેટલો ભલો લાગે (તોપણ) તેના કરતાં મુસલમાન ગુલામ બહેતર એ (મૂર્તિપૂજક સ્ત્રી પુરૂષો તો લોકોને) નરકાગ્નિ તરફ બોલાવે છે; અને પરમેશ્વર પોતાની આજ્ઞાથી સ્વર્ગ તથા તારણ તરફ આમંત્રણ કરે છે. અને તે પોતાના નિયમ લોકોને સ્પષ્ટ કરી કહે છે કે તેઓ કદાચ શિખામણ લે ૨૨૧. અને (ઓ પયગંબર! લોક) તને ઋતુશ્રાવ વિષે પુછે છે. તો (તું તેમને) સમજાવી દે કે તે મળ છે, તો અટકાવમાં તમે સ્ત્રીઓથી દુર રહો. અને તેઓ ચોખ્ખાં થાય ત્યાં સુધી તેમની પાસે જતા નહિ. પછી જ્યારે તેઓ ન્હાઇ ધોઈ લે ત્યારે જ્યાંથી પરમેશ્વરે તમને કહી મુકયું છે ત્યાંથી તેમની પાસે આવો. નિઃસંશય પરમેશ્વર પશ્ચાતાપ કરનારાને પસંદ કરે છે અને સફાઈ રાખનારાને પણ પસંદ કરે છે. ૨૨૨. તમારી પત્નીઓ (જાણે) તમારૂં ખેતર છે. તો તમે તમારા ખેતરમાં * જેમ જોઇએ તેમ આવો; અને પોતાને માટે આગળની † (એટલે પરલોકની પણ) વ્યવસ્થા રાખો.

---

* સ્ત્રી ખેતર, પુરૂષ ખેડુત, અને વીર્યબિંદુ બીજ છે. જે પ્રમાણે ખેડુત બીજનું સંરક્ષણ કરે છે કે તે નકામાં જાય નહિ અને જ્યાં ઉગે ત્યાંજ નાખે છે. તે પ્રમાણે પુરૂષોએ પણ પોતાનાં બીજનું રક્ષણ કરવું. પોતાની સત્તાના ખેતરમાં તથા નૈસર્ગિક માર્ગેજ બીજારોપણ કર્યા સિવાય એ સંરક્ષણ કરવું શકયજ નથી.

† આગળની વ્યવસ્થા એ શબ્દમાંથી જે અર્થ નીકળે છે તે

અને પરમેશ્વરથી બ્હીઓ અને જાણો કે તમારે તેની હજુરમાં હાજર થવાનું છે અને (હે પયગંબર ! તું) વિશ્વાસ રાખનારાઓને શુભ સમાચાર સંભળાવ ૨૨૩. અને (મુસલમાનો !) તમારા (નિરર્થક) સમ સોગન* (ના બ્હાના) થી પરમેશ્વરને (એટલે તેનાં નામને લોકો સાથે), પુણ્યવર્તન રાખવું અને (પરમેશ્વરથી) બ્હીને ચાલવું અને લોકોમાં સમાધાન કરવું એ વાતોના પ્રતિબંધક ઠરાવતા નહિ. પરમેશ્વર સાંભળે (તથા) જાણે છે. ૨૨૪. તમારા સોગનમાં અર્થ વિનાના (સોગન) હોય તે માટે કંઇ પરમેશ્વર તમને પકડનાર નથી. પરંતુ તમારા મનમાં સંકલ્પ† કરેલા (સોગન)

---

એટલોજ કે દુનીયાદારીમાં ગરક થઇ ધાર્મિક અને પારમાર્થીક કામ તરફથી ગાફેલ થવું નહિ. બીજો એવો કે પોતાની પત્ની સાથે એવા ઉદ્દેશથી અંગસંગ કરવો કે પરમેશ્વર સારી સંતતિ આપે અને તે તેમને કામ આવે અને તે સારાં કૃત્ય કરે અને તેનાં પુણ્ય ફળથી તેનાં માબાપનાં પાપનું ક્ષાલન થાય અને તેમને ઉત્તમ ગતિ મળે.

* કોઇ વખત એમ બને છે કે એકાદ કર્મ શાસ્ત્રમાં ઉત્તમ તથા પુણ્યનુ હોય છે અને માણસ ગુસ્સાના આવેશમાં તે કર્મ ન કરવાના સોગન લઇ બેસે છે તો એવા સોગન પાળવા જોઇએ નહિ.

† અર્થ વિનાના સોગન એટલે ઇરાદો તથા મનનો સંકલ્પ નહોય અથવા જે થઇ ગએલી વાત માટે સોગન હોય તે વાત પ્રત્યક્ષ બને નહિ તો પણ તે ખરી છે એવા વિચારથી મ્હોડેથી બોલવાની ટેવ હોય છે. જેમ કે કેટલાક લોક બોલતાં બોલતાં વિચાર વિના ઇશ્વરના દેવના વગેરે સોગન ખાય છે. એવા સોગનનું પ્રાયશ્ચિત કરવાનું નથી માટે પરમેશ્વરે તેને નિરર્થક કહયા છે. એથી કરી મુસલમાનોએ અર્થ વિનાની વાતથી દુરજ

માટે તો તમને (અવશ્ય) પકડશેજ. અને પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૨૨૫. જે લોકો પોતાની સ્ત્રીઓ પાસે જવાના સમ ખાઈ બેસે તેમને ચાર મહિનાની મહેતળ* (મળે) છે. પછી (એ વખતમાં) જો તેઓ (સમથી) ફરી જાય તો પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૨૨૬. અને જો તેઓ છુટા થવાનુ નક્કી કરે, તોપણ પરમેશ્વર સાંભળે છે (અને) જાણે છે. ૨૨૭. અને જે સ્ત્રીઓને છુટા છેડા આપવામાં આવે તેમણે પોતાના ત્રણ અટકાવ સુધી રાહ જોવી. અને જો તેઓ પરમેશ્વર ઉપર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખતી હશે તો (પુત્ર સંતાન પૈકી) જે કંઇ પરમેશ્વરે તેમના ગર્ભાશયમાં નિર્માણ કર્યું હોય તે છુપાવી રાખવાની તેમને પરવાનગી નથી. અને તેમના પતિઓ (તેમને) સારી રીતે રાખવાની ઇચ્છા રાખે તો તેઓ આ સમય દરમ્યાન તેમને (પોતાની પત્ની તરીકે) ફરીથી

---

રહેવું તેવીસમા અધ્યાયમા વિશ્વાસુ માણસનાં કેટલાંક લક્ષણ બતાવ્યા છે તેમાંનું એક લક્ષણ 'નિરર્થક વાતથી દૂર રહેવું' એ પણ છે. પ્રાયશ્ચિત નહિ હોય તો પણ આ અર્થ વિનાના સોગનમાં પરમેશ્વરના પવિત્ર નામનો અનાદરજ માત્ર થાય છે. એમાંથી પરમેશ્વર અમો સર્વને બચાવો.

* આ સોગનના વર્ગમાં એક ખાસ પ્રકારના સોગનનું વર્ણન કરવામાં આવ્યું છે, તેને શાસ્ત્રીય પરિભાષામાં 'ઇલા' કહે છે એટલે પુરૂષે પોતાની સ્ત્રી પાસે જવાના સોગન ખાધા, તો તેને ચાર મહિનાની મહેતલ આપવામાં આવે છે. એ દરમ્યાનજ જોઇએ તો તેણે તે સોગન તોડવા અને સ્ત્રીનો ફરીથી અંગીકાર કરવો નહિતો લાચારીએ એ મુદત વીત્યા બાદ છુટા છેડા કરી નાંખવા.

(સ્વીકારી) લેવા વિશેષ હકદાર છે. અને જેવી રીતે (પુરૂષોના હક) સ્ત્રીઓ ઉપર (છે) તેવીજ રીતે શાસ્ત્ર પ્રમાણે સ્ત્રીઓના (હક પુરૂષો ઉપર છે.) અને પુરૂષોને સ્ત્રીઓ ઉપર (એક વિશેષ) દરજ્જો છે. અને પરમેશ્વર પરમ સમર્થ (તથા) બુદ્ધિમાન છે. ૨૨૮. છુટાછેડા (જે પ્રમાણે તે છોડી દીધેલી સ્ત્રીનો ફરીથી અંગીકાર કરી શકાય છે તે) બે વખત (મેં તને કહાડી મુકી એમ કહી કરી આપવાનો), પછી (બે વખત એમ કહ્યા પછી) શાસ્ત્ર પ્રમાણે (તેને ઘરમાં) રાખી લેવી અથવા નેકહીલાથી રજા આપવી અને જે કંઇ તમે તેમને આપી ચુકયા હોય તેમાંથી કંઈ પણ (પાછું) લેવાની તમને રજા નથી, પરંતુ એ કે પતિપત્નીને (આ વાતની) બ્હીક હોય કે પરમેશ્વરે (પતિપત્નીના અરસપરસના વ્યવહારની) જે મર્યાદાઓ ઠરાવી હોય તે ઉપર (તેઓ) કાયમ રહી શકનાર નથી તો એવી સ્થિતિમાં કે તમે લોકોને આ વાતનો ભય હોય કે પતિપત્ની પરમેશ્વરની (બાંધી આપેલી) મર્યાદાઓ ઉપર કાયમ રહી શકનાર નથી, અને સ્ત્રી છુટા છેડા મેળવવા (ખાતર) કંઇ આપી છુટે તો તેમાં બન્ને ઉપર પણ કંઇ પાપ નથી. આ પરમેશ્વરની (બાંધી આપેલી) મર્યાદાઓ છે, તો તમે તેનું ઉલ્લંઘન કરતા નહિ, અને જે પરમેશ્વરની (બાંધી આપેલી) મર્યાદાઓનું ઉલ્લંઘન કરે તો એજ લોકો અન્યાયી છે. ૨૨૯. હવે જયારે તેણે તેને (ત્રીજી વખત) છુટા છેડા આપ્યા તો તે પછી જયાં સુધી તે (સ્ત્રી) તેને મુકી (બીજા) કોઇ પતિ* સાથે લગ્ન

* પયગંબર સાહેબનું વચન એટલે હદીસમાં આ પ્રમાણે સિદ્ધ થાય છે કે બીજા પતિ સાથે તેનો સંબંધ થવો એ પણ આવશ્યક છે.

કરે નહિ ત્યાં સુધી તે તેને માટે કાયદેસર (થઇ શકતી) નથી. પણ જો (બીજો પતિ તેની સાથે અંગસંબંધ કર્યા પછી) તેને છુટા છેડા આપી દે તો બન્ને (પતિપત્ની) ઉપર કંઈ પાપ નથી કે તેઓ (ફરીથી) એક બીજા તરફ વલણ રાખે; એવી શરતે કે બન્નેની એવી પાકી ભાવના થવી જોઇએ કે તેઓ પરમેશ્વરની (બાંધી આપેલી) મર્યાદાઓ ઉપર કાયમ રહેશે. આ છે પરમેશ્વરની મર્યાદાઓ કે જે લોકો (ગૃહકાર્યનું પ્રયોજન) સમજે છે તેમને તે સ્પષ્ટ કરી કહે છે. ૨૩૦. અને જયારે તમે સ્ત્રીઓને (બે વખત) છુટા છેડા આપી દીધા અને તેઓ તેમની ઈદ્દત (એટલે છુટા છેડા પછીની શાસ્ત્ર પ્રમાણે)ની મુદ્દત પુરી કરે ત્યારે (બે વાતમાંની એક વાત તમે સ્વીકારો. કાંતો ફરીથી) યથાશાસ્ત્ર તેમને (પત્ની તરીકે) રાખો અથવા (ત્રીજી વખત છુટા છેડા કરી આપી) તેમને શિષ્ટાચાર પ્રમાણે જવાની રજા આપો. અને તેમને દુઃખ આપવા માટે (ઘરમાં) રાખી મુકતા નહિ કે (પાછળથી) તમે (તેમને) હેરાન કરી શકો. અને જે કોઈ એમ કરશે તો તે (કંઇ) પોતાનુંજ નુકસાન કરશે અને પરમેશ્વરના હુકમને હસી (કહાડવા જેવો ખેલ) સમજતા નહિ; અને પરમેશ્વરે તમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનું સ્મરણ કરો; અને (તેના) આ (ઉપકારનું પણ સ્મરણ કરો) કે તેણે તમને પુસ્તક તથા અક્કલની વાત પ્રકટ કરી; (અને ઉદ્દેશ એ કે તે તમને તે વડે બોધ કરે, અને તમે પરમેશ્વરથી બ્હીતા રહો અને જાણો કે પરમેશ્વર સર્વજ્ઞાની છે. ૨૩૧. અને જ્યારે તમે સ્ત્રીઓને (ત્રણ વખત) છુટા છેડા આપી દો અને તેઓ પોતાની (ઈદ્દતની)

મુદ્દત પુરી કરે, અને શાસ્ત્ર પ્રમાણે તેમની પોતપોતાનામાં (કોઈ સાથે) મરજી મળી જાય; ત્યારે તમે તેમને (બીજા) પતિ સાથે લગ્ન કરી લેવામાં આડખીલી કરતા નહિ. તમારામાંથી જે કોઈ પરમેશ્વર ઉપર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખતો હોય તેને આ ઉપદેશ કરવામાં આવે છે. એ તમારે માટે ઘણી શુદ્ધિકારક તથા ચોખ્ખા પણાની વાત છે. અને (ઘરના કામની જરૂરીયાત) પરમેશ્વરજ* (સારી રીતે) જાણે છે અને તમે (તેમ) જાણતા નથી.
૨૩૨. અને જે માણુસ (બઈરીને છુટા છેડા આપ્યા પછી પોતાનાં ધાવતાં છોકરાંને) પુરા દિવસ સુધી ધવરાવવાની ઇચ્છા રાખે; તો તેની ખાતર માઓએ પોતાનાં છોકરાંને પુરેપુરાં બે વર્ષ ધવરાવવું; અને જેનું તે છોકરૂં છે તેણે

* હઝરત મોહમદ પયગંબર સાહેબની પહેલાં અરબ લોકોએ છુટા છેડાને હાંસી ખેલ જેવા બનાવી મુકયા હતા. છુટા છેડા આપવા ઉપર આવે કે એકદમ સેંકડો વખત. 'મેં તને છુટા છેડા આપ્યા.' 'મેં તને છુટા છેડા આપ્યા' એમ બોલતા જતા હતા; અથવા છુટા છેડા આપતા અને ફરીથી તેનો અંગીકાર કરતા; વળી પાછા છુટા છેડા આપતા અને ફરીથી તેનો સ્વીકાર કરતા તેમના આ ભારે અજ્ઞાનપણાની કંઈ હદજ રહેતી નહિ. તેઓ ગૃહ કાર્યની જરૂર ઉપર પણ લક્ષ રાખતા નહિ. પરમેશ્વરે આ ઉપરના વાકયમાં છુટા છેડાનો એવી સરસ રીતે ખુલાસો કર્યો છે કે એનો વધારે સ્પષ્ટ ખુલાસો થવો શકય નથી. છુટા છેડા આપવાના સંબંધમાં પરમેશ્વર પોતાની નાપસંદગી બતાવી હતી; અને લાચારીએ તેમ કરવાની જરૂર લેખો તો તેના નિયમ તથા કાનુન સ્પષ્ટ જાણવા અને ગૃહ કાર્યની જરૂર પણ સમજવી.

(એટલે બાપે) રીવાજ પ્રમાણે તે (મા) ને અન્ન વસ્ત્ર આપવું લાજમ છે. (અન્ન વસ્ત્રના ઠરાવ બાબત) કોઇનેજ તકલીફ આપવી નહિં; પરંતુ તેના ગજા પ્રમાણેજ માત્ર. માને તેનાં છોકરાંને લીધે નુકસાન પહોંચાડવું નહિં અને તેવીજ રીતે જેનું તે છોકરૂં છે તેને (એટલે બાપને) તેના છોકરાને લીધે (કોઇપણ જાતનું નુકસાન આપવું નહિ.) અને (ધાવને અન્ન વસ્ત્ર પુરાં પાડવાનું જેવી રીતે મૂળ બાપને) તેવીજ રીતે (તેના) વારસદારને* (લાજમ છે.) પછી જો (શાસ્ત્ર પ્રમાણે કરેલી મુદ્દત પહેલાંજ માબાપ) બન્ને પોતાની મરજી તથા સલાહ મસલતથી ધાવણ છોડાવી દેવા ઇચ્છે તો તેઓ બન્ને ઉપર કોઇ પાપ નથી. અને જો તમે તમારાં છોકરાને (કોઇ ધાવ પાસે) ધવરાવવા ઇચ્છો તો જે અર્થે તમે રીવાજ પ્રમાણે (તેમને) જે આપવાનું નક્કી કર્યું હોય તે (તેને) હવાલે કરો તે અર્થે (તેમાં પણ) તમને કંઈ પાપ નથી. અને પરમેશ્વરથી બ્હીતા રહો અને જાણો કે જે કંઇ તમે કરો છો તે પરમેશ્વર જુએ† છે. ૨૩૩.

* અહીં વારસદાર એટલે છોકરો જે પોતાના બાપનો વારસ હોય તે, તેના વારસાની કંઈ માલમતા હોય તો તેમાંથી દુધ પાનારીને અન્ન વસ્ત્ર આપવાં. અથવા તે છોકરાના જે કોઈ વારસ હોય તો તે એવો અર્થ છે. તે છોકરાંની કંઇ માલમતા નહિ હોય તો તેને વારસ જે તેનો પાસેનો સગો છે તેણે તે સંબંધથી તેનું પાલન પોષણ કરવું.

† સ્ત્રીને છુટા છેડા કરી આપ્યા પછી ધાવતાં છોકરાંની મોટી પીડા હોય છે. છુટા છેડાથી પતિપત્ની વચ્ચે અદાવત થાય છે અને એક બીજાની હઠને લીધે છોકરાં ઉપરનો પ્રેમ પણ

અને તમારામાંથી જે લોકો મરી જાય અને (પાછળ) સ્ત્રીઓ મુકી જાય. તો (તે વિધવા સ્ત્રીઓને જોઇએ કે) તેમણે ચાર મહીના અને દસ દિવસ રાહ જોવી. પછી જ્યારે તેઓ પોતાની (ઈદ્દતની) મુદત પુરી કરે, ત્યારે શિષ્ટાચાર પ્રમાણે જે કંઈ તે પોતાના સંબંધમાં કરે તે માટે તમને (મૈયતના વારસોને) કંઈ દોષ નથી. અને તમે લોકો જે કંઇ પણ કરો છો તેની ખબર પરમેશ્વરને છે. ૨૩૪. અને જો તમે કોઇ વાતમાં (આડકતરી રીતે) (આ) સ્ત્રીઓ સાથે લગ્નની વાતચીત કરો અથવા (તે) તમારા મનમાં છુપાવી

ઓછો થાય છે. એવી સ્થિતિમાં કારગતી થયા પછી પતિપત્ની એક બીજાને નુકસાન પહોંચાડી શકે નહિ અને છોકરાનું પણ અનિષ્ટ થાય નહિ એવી વ્યવસ્થા કરવી તે પરમેશ્વરે ઉપરનાં વાકયમાં કહ્યા પ્રમાણે અમલ કરવાથીજ થઈ શકે છે. એ વાકય-માંથી એ પણ અર્થ મળે છે કે છોકરાને લીધે માબાપને નુકસાન થાય એ યોગ્ય નથી. તેવીજ રીતે માબાપનાં માંહોમાંહેના વિરોધને લીધે છોકરાને પણ નુકસાન પહોંચે એ કામનું નથી છોકરાને મા પાસે અથવા કોઇ ધાવ પાસે ધવાડવાની તજવીજ કરવાનું માબાપની મરજી તથા સલાહ મસલત ઉપર રાખ્યું છે. ધવાડવાના હકનું સંપૂર્ણ સંરક્ષણ કરી રાખ્યું છે કે જેટલા દિવસ મા દુધ પાય તેને રિવાજ પ્રમાણે જે કાંઇ હક મળવો જોઇએ તે વિના તકરારે હવાલે કરવો.

* એટલે બીજા લગ્નની તઇયારીમાં લુગડાંલત્તાં શણગાર વગેરે રીતરિવાજ પ્રમાણે તે સ્ત્રી જે કંઈ કરે તેનું કંઇ પાપ તમારા ઉપર નથી. અરબોના અજ્ઞાન સમયના રિવાજ પ્રમાણે વધારે દિવસ સ્ત્રીઓને સુતક પાળવાની જરૂર પડી નહિ એમાં પણ કંઈ દોષ નથી.






રાખો તો તેમાં પણ તમને કંઈ પાપ નથી, પરમેશ્વરને ખબર છે કે તમને તે (સ્ત્રીઓ સાથે લગ્ન કરવા) નો વિચાર આવશે; (તો તેમાં કંઇ હરકત નહિ). પરંતુ તેમની સાથે (લગ્ન કરવાનો) ઠરાવ તમે ગુપચુપ કરતા નહિ; પણ રીત-રિવાજ પ્રમાણે જે બોલવું હોય તેટલુંજ બોલવું. અને જ્યાં સુધી (ઇદ્દત એટલે) નિયમિત વખત પુરો થાય નહિ ત્યાં સુધી તમે લગ્ન ગાંઠ પાકા કરી બેસતા નહિ. અને જાણો કે જે કંઈ તમારા મનમાં છે તે પરમેશ્વર જાણે છે. તો તેનાથી બ્હીતા રહેો અને (એ પણ) જાણો કે પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૨૩૫. જ્યાં સુધી તમે સ્ત્રીઓને સ્પર્શ પણ કર્યો નહિ હોય અથવા તેમનું સ્ત્રીધન (પલ્લું) પણ ઠરાવ્યું ન હોય ત્યાં સુધી તમે જો તેમને છુટા છેડા કરી આપો તો તેમાં તમને કંઇ પાપ નથી. પણ એવી સ્ત્રીઓને તમારે કંઇ નિર્વાહનું સાધન આપવું; ધનવાને પોતાની રાશીના પ્રમાણમાં અને નિર્ધને પોતાના ગજા પ્રમાણે (આપવું યોગ્ય છે) (અને જે કંઇ પણ) આપવાનું (હોય તે) રીત રીવાજ પ્રમાણે (હોવું જોઇએ.) જે લોકો પરોપકારશીલ છે તેમના ઉપર (આવી સ્ત્રીઓના આ એક જાતનો) હક છે. ૨૩૬. અને જો તમે સ્ત્રીઓને સ્પર્શ કર્યા અગાઉજ છેડા ફાડી આપો અને તેમનું સ્ત્રીધન ઠરી ચુકયું હોય; તો જે કંઈ તમે ઠરાવ્યું હોય તેનું અડધો અડધ (આપવું જોઇએ.) પણ જો સ્ત્રીઓ માફ કરે અથવા જે (પુરૂષ) ના હાથમાં લગ્ન ગાંઠ (બાંધવા અથવા છોડવાની સત્તા) છે તે (પોતાનો હક) છોડી દે (એટલે




**પુરેપુરૂં સ્ત્રીધન આપવા રાજી હોય, તો વાત જુદી) અને તમે (તમારો હક) માફ કરી દો (એ વાત પરમેશ્વરથી) બ્હીને ચાલવાની લગભગ છે. અને તમે પોતપોતાની શ્રેષ્ઠતા* ભૂલી જતા નહિ. જે કંઈપણ તમે કરો છો તે પરમેશ્વર જુઓ છે. ૨૩૭.**

* શ્રેષ્ઠતા એમાંજ છે કે માણસે તકરાર વખતે દબાઇ જવું અને પોતાનો હક થોડો ઘણો છોડી દેવો.

† ફારગતી અને સ્ત્રીધનના ચાર પ્રકાર છે. **પ્રથમ** સાધારણ પ્રકાર એવો છે કે સ્ત્રીધન ઠરાવી લગ્ન થાય, પતિપત્ની પણ સાથે રહે પછી સ્ત્રીએ કોઇ શાસ્ત્રઅન્વય કરેલાં કારણને લીધે ફારગતી આપે તો તેને પુરેપુરૂં સ્ત્રીધન આપવું પડે. **બીજો પ્રકાર,** સ્ત્રીધન ઠરાવ્યા વિના લગ્ન થાય. પતિપત્ની પણ સાથે રહે પછી છેડો ફાડી આપે તો 'મહરે મિસલ' એટલે તે સ્ત્રીની જ્ઞાતમાં જે રૂઢી હોય તે પ્રમાણે સ્ત્રીધન આપવું પડે. **ત્રીજો પ્રકાર,** સ્ત્રીધન ઠરાવી લગ્ન થાય પણ પતિપત્નીનો સમાગમ થાય તે પહેલાં છુટા છેડા કરે તો એવી સ્થિતિમાં અડધો અડધ સ્ત્રીધન આપવું પડે. **ચોથો પ્રકાર,** સ્ત્રીધન ઠરે નહિ અને પતિપત્નીના સમાગમનો પણ વખત આવે નહિ એટલામાં ફારગતી આપે તો સ્ત્રીધન કંઇજ આપવું નહિ. આ પ્રકાર સઘળાથી નબળો છે. એ લગભગ એવી રીતે બનવા પામ્યો છે કે જેવી રીતે હમણાના લોક લગ્નની માગણી કિંવા વિચાર કરી છોડી દે છે; તે જો લગ્ન નહિ તો પણ તેની પ્રસ્તાવના રૂપે તો ખરૂં; પણ એટલાથીજ સ્ત્રીને કેટલેક અંશે ઓછું લગાડવામાં આવે તો તેના બદલામાં કપડાંલત્તાં અપાય પણ સ્ત્રીધન નહિ. અને એવો વિચાર થતો હતો કે આવી ફારગતીથી સ્ત્રીનો હક નાબુદ થાય છે અને પુરૂષ બેમુરવ્વત અને તેનો હક નાબુદ કરનાર તરીકે ઠરે છે. તેથી એમ ફરમાવવામાં આવ્યું કે આ જાતનો કરાર મજબુત ન હોવાથી પુરૂષને તે બાબત કંઈ દોષ લાગતો નથી

(ઓ મુસલમાનો! તમે (ઘણું કરી સઘળીજ) નિમાઝો અને (મુખ્યત્વે કરીને) વચલી* નિમાઝ(નો વખત) સાચવો અને (નિમાઝમાં) પરમેશ્વર આગળ આજ્ઞાંકિત થઈ (ભારે આદરથી) ઉભા રહો. ૨૩૮. પછી જો તમને (દુશ્મનની) બ્હીક હોય (અને નિમાઝની મુખ્ય વિધિ પુરેપુરી ન કરી શકો) તો પગે ચાલતા અથવા ઘોડા ઉપર (જે સ્થિતિમાં હો તે સ્થિતિમાં અને જેવી બની શકે તેવી નિમાઝ પઢો) પછી જ્યારે તમે નિર્ભય થાઓ ત્યારે જેવી પરમેશ્વરે તમને (પયગંબર મારફત નિમાઝની રીત) શીખવી છે કે (જે)

---

અને સ્ત્રીને પણ કંઇ હાનિ પહોંચતી નથી. છેલ્લા બે પ્રકાર અહિં જણાવવામાં આવ્યા છે. પહેલો પ્રકાર ચોથા અધ્યાયમાં આવશે અને બીજો પ્રકાર હદીસ એટલે પયગંબરના વચનસંગ્રહમાં છે. આ નિયમ ફારગતી સંબંધી છે. જો સ્ત્રીનો ધણી મરણ પામે તેને આ ચારે પ્રકારમાં પુરેપુરૂં સ્ત્રીધન અથવા 'મહરે મિસલ' હદીસના વચન પ્રમાણે મળશે આ ઉપરથી એ પણ જણાઇ આવે છે કે સ્ત્રીધન ઠરાવ્યા વિના પણ લગ્ન થાય છે. લગ્ન થયા પછી તે પોતપોતાની સંમતિથી ઠરાવવું અથવા 'શરીઅત' એટલે શાસ્ત્ર 'મહરે મિસલ' ઠરાવશે.

* હદીસ પ્રમાણે વચલી નિમાઝ 'અસર' ની નિમાઝ છે. આ વખત સંસાર વ્યવહારમાં ગુંથાઇ રહેવાનો હોવાને લીધે ૧ નિમાઝને માટે સખ્ત તાકીદ તથા અગત્ય છે. 'અસર' ની નિમાઝને વચલી નિમાઝ એટલા માટે કહેવામાં આવે છે કે સવારની તથા બપોરની એ બે નિમાઝ દિવસે તેની અગાઉ થાય છે. અને સંધ્યાકાળ તથા રાતની એમ બે નિમાઝ તેની પછી થાય છે. ત્યારે આ વચલી નિમાઝ થઇ.

તમે (પહેલાં) જાણુતા નહોતા (તેજ રીતે) તમે પરમેશ્વરનું સ્મરણ કરો. ૨૩૯. અને તમારામાંથી જે લોકો મરણ પામે અને (પાછળ) સ્ત્રીઓ મુકી જાય તો પોતાની (વિધવા) સ્ત્રીઓને એક વર્ષ* સુધી (નિર્વાહનાં) સાધન પુરાં પાડવાં (અને ઘરમાંથી) બહાર કહાડી મુકવી નહિ એવો મૃત્યુલેખ તેણે કરી મરવું) પણ જો સ્ત્રીઓ પોતાની મેળેજ (ઘરમાંથી) બહાર જાય તો રિવાજ પ્રમાણે જે કંઇ તેઓ પોતાને માટે કરે તેનો કંઇ દોષ તમને નથી. અને પરમેશ્વર પરમ સમર્થ (અને) બુદ્ધિવાન છે. ૨૪૦. અને જે સ્ત્રીઓને ફારગતી આપવામાં આવે તેમને (સ્ત્રીધન સિવાય) રિવાજ પ્રમાણે (કપડાંલત્તાં વગેરે કંઇ) આપવું યોગ્ય છે; કારણ (પરમેશ્વરથી) બ્હીને ચાલનારા ઉપર (તેમનો આ પણ એક જાતનો) હક છે. ૨૪૧. એવીજ રીતે પરમેશ્વર તમો લોકો માટે પોતાના હુકમ સ્પષ્ટ કરી કહે છે કે કદાચિત તમે (તેનું પ્રયોજન)

* આવીજ જાતનું એક વાકય અગાઉ આવી ગયું છે તેમાં ઇદ્દતનો વખત ચાર મહીના અને દશ દિવસ ઠરાવ્યો છે. તે વાકય જોકે વાંચનમાં પહેલું આવ્યું છે પણ આ વાકય પછી તે પ્રકટ થયું છે. ચાર મહિના ને દશ દિવસની મુદ્દત ઠરવાથી વર્ષની મુદ્દત રદ થઇ. એમ હોવા છતાં આ વાકયનો અર્થ એવો થાય છે કે વિધવા સ્ત્રીને એક વર્ષ સુધી મૈયત પતિના વારસ પાસેથી અન્નવસ્ત્ર મળવું જોઇએ અને પતિના ઘરમાંથી તેને કોઇએ કહાડી મુકવી નહિ જો તે પોતેજ ઇદ્દત પુરી કરી નીકળી જાય અને બીજા લગ્નની તૈયારી કરવા માંડે તો એવી સ્થિતિમાં મૈયત પતિના વારસ તેને અન્નવસ્ત્ર આપવાનું બંધ કરે તો તેમ કરવા માટે અથવા તે સ્ત્રી બીજા લગ્નની તૈયારી કરે તે માટે તે લોકો કંઈ ગુન્હેગાર ઠરતા નથી.

સમજો ૨૪૨. (ઓ પયગંબર!) મરણની બ્હીકને લીધે જે લોકો પોતાના ઘરોમાંથી બહાર નીકળી પડે છે અને તેઓ પણ હજારો હોય છે, તે(મની સ્થિતિ)નું તેં અવલોકન કર્યું નહિ કે? પછી પરમેશ્વરે તેમને ફરમાવ્યું કે મરી જાઓ (અને તેઓ મરી ગયા) પછી પરમેશ્વરે તેમને સજીવન કર્યાં. નિઃસંશય પરમેશ્વર લોકો ઉપર (ઘણોજ) કૃપાવંત* છે. પરંતુ ઘણાખરા લોકો (તેણે કરેલા ઉપકાર)નો આભાર માનતા નથી. ૨૪૩. અને (ઓ મુસલમાનો!) તમે પરમેશ્વરના માર્ગમાં (તેના શત્રુ જે નાસ્તિક લોકો છે તેમની સાથે) લડો અને જાણો કે પરમેશ્વર (સઘળાનું) સાંભળે† છે (અને સર્વ કંઈ) જાણે છે. ૨૪૪. કોણ (એવો) છે કે જે પરમેશ્વરનો‡ રાજીખુશીથી કંઇ ધીરશે

* આ વાકયમાં દૈવની ગતિથી કૃતજ્ઞતાપૂર્વક સંતુષ્ટ રહેવાનું શિક્ષણ છે. એમ નિવેદન કરવામાં આવે છે કે પ્રાચીનકાળમાં બનીઇસરાઇલોના હજારો માણસો મરકીની બ્હીકને લીધે ઘરબાર છોડી નાસી ગયા હતા. તેઓ જ્યાં ગયા ત્યાં પણ મરકી તેમને જઈ વળગી અને સઘળાજ મરણ પામ્યા. પછી ઘણો સમય વિત્યા બાદ હઝરત ઈઝકીલ-હઝકીલ-પયગંબર સ્હેજ તે તરફથી ગયા. તેઓએ પરમેશ્વર પાસે શ્રાપ રદ કરવા માટે પ્રાર્થના કરી અને તેમને પરમેશ્વરે સજીવન કરી ઉઠાડયા.

† એટલે ધર્મયુદ્ધ કરવામાં જે લોકો વગર કારણે બ્હાના કાઢે છે તેમનાં બ્હાનાં પરમેશ્વર સાંભળે છે અને તેમના વિચારો પણ સારી રીતે જાણે છે.

‡ પરમેશ્વરને કરજ દેવું એટલે તેના માર્ગમાં ખરચ કરવું. અને તેમ કરવાનું પુણ્ય પરલોકમાં મળે તેથી તેને કરજ કહ્યું છે.

કે જેથી પરમેશ્વર તેનુ લ્હેણું અનેક ગણું વધારી આપશે અને પરમેશ્વર (લોકોને) તંગીમાં નાંખે છે અને ઘણુ પણ આપે છે; અને તેની પાસે તમારે (સઘળાને) જવાનું છે. ૨૪૫. (ઓ પયગંબર!) મુસાની પછી (આવેલા) બનીઇસરાઇલોના સરદારો (ની સ્થિતિ)નું તેં અવલોકન કર્યું નહિ કે? એક વખતે તેમણે પોતાના (સમયના) પયગંબર (સેમ્યુઅલ) ને (આજીજી કરી) કહ્યું કે તું અમારે માટે એક બાદશાહ નીમી આપ કે અમે (તેના આશ્રય હેઠળ) પરમેશ્વરના માર્ગમાં યુદ્ધ-જીહાદ-કરીએ. (એ ઉપરથી સેમ્યુઅલે) કહ્યું કે જો ધર્મયુદ્ધ (કરવું એ) તમારૂં કર્તવ્ય કર્મ (છે એમ) ઠરાવવામાં આવે તો એ શું સંભવિત નથી કે તમે લડવાના પણ નથી? તેઓએ કહ્યું કે અમે અમારાં ઘરબારમાંથી તથા અમારાં બાળબચ્ચાં પાસેથી હાંકી કઢાયા છીએ (તો હવે) અમને (એવું) કયું (કારણ બાકી રહ્યું) છે કે અમે પરમેશ્વરના માર્ગમાં લડીએ નહિ? પછી જ્યારે ધર્મયુદ્ધ (કરવું એ) તેમનું કર્તવ્ય કર્મ ઠરાવવામાં આવ્યું ત્યારે તેમનામાંથી થોડા સિવાય (બાકીના સઘળા) ફરી બેઠા અને પરમેશ્વરની આજ્ઞાનો ભંગ કરનારાને*

'હસન'નો શબ્દશઃ અર્થ સારો એવો થાય છે. અમે તેની મતલબ રાજીખુશીથી એમ લીધી છે. વ્યવહારમાં વ્યાજ વિનાના કર્જને 'કર્જે હસના' કહે છે અને બોલવામાં પણલોકો 'કર્જે હસના'' બોલે છે.

* હઝરત મુસાની પછી કેટલોક વખત બનીઇસરાઇલોની સ્થિતિ સારી હતી. કનઆન દેશમાં વિજય મેળવતા હતા. પરંતુ તેઓ બેચેન હતા; એકજ સ્થિતિમાં રહી શકતા નહોતા. તેઓએ પોતાનું અસલ તોફાન ફરી શરૂ કર્યું. પરમેશ્વરે તેમના દુશ્મનને તેમના ઉપર સરસાઈ બક્ષી અને તેમના પ્રતિનિધિ જાલૂત બાદશાહે તેમને ઘણાજ

પરમેશ્વર સારી પેઠે ઓળખે છે. ૨૪૬. અને તેમના પયગંબરે તેમને કહ્યું કે પરમેશ્વરે (તમારા માગ્યા પ્રમાણે) તાલૂતને તમારો બાદશાહ મુકર્રર કર્યો છે. (આ ઉપરથી) તેઓ કહેવા લગ્યા કે તેને અમારા ઉપર કેવી રીતે રાજ્યાધિકાર હોઇ શકે છે? અને ખરૂં જોતાં તેના કરતાં તો રાજ્યાધિકારના અમેજ વિશેષ હકદાર છીએ; કેમકે તેને ધન દોલત પણ કંઈ અઢળક આપવામાં આવી નથી. (પયગંબરે) કહ્યું કે પરમેશ્વરે તમારા ઉપર (રાજ્યાધિકાર ચલાવવા માટે) તેનેજ પસંદ કર્યો છે અને (ધન દોલતમાં નહિ તો પણ) જ્ઞાનમા તથા શારિરીક સંપતિમાં તેને (ઘણી) સમૃદ્ધિ* આપી છે. અને પરમેશ્વર પોતાનું રાજ્ય જેને ઇચ્છે છે તેને આપે છે અને પરમેશ્વર (ઘણો) ઉદાર (તથા) સર્વજ્ઞાની છે. ૨૪૭. અને તેમના પયગંબરે તેમને કહ્યું કે તાલૂતના (ઇશ્વર નિયુક્ત) બાદશાહ થવાની એ નિશાની છે કે જે પેટીમાં તમારા પાલનકર્તાએ (મોકલેલી) શાંતિ (એટલે તોરાત) છે અને તેવીજ રીતે મુસા તથા હારૂનના વંશજો જે (યાદગીરી) પાછળ મુકી ગયા છે તેમાંથી બચેલી ચીજો જે (પેટી) માં છે તે પેટી † (વગર લડે). તમારી પાસે

હેરાન કીધા. તે વખતે હઝરત સેમ્યુઅલ પયગંબર હતા. બનીઇસરાઇલોએ તેમનો આશ્રય લીધો. આગળ શું થયું તે કુરઆનમાં આપેલુંજ છે.

* જ્ઞાનની સમૃદ્ધિ એટલે તેને લડાઈના કામનું સારૂં જ્ઞાન હતું અને શારિરીક સમૃદ્ધિ એ કે તે શરીરે હૃષ્ટ તથા બળવાન હતો.

† એમ કહેવામાં આવે છે કે બનીઇસરાઇલો પાસે એક પેટી અથવા પટારો હતો તેમાં તોરાત એટલે જુના કરારની એક પ્રત,

આવશે (અને) તેને દેવદૂતો ઉચકી લાવશે. જો તમે વિશ્વાસ રાખો છો તો. આમાં તમારે માટે એક (સચોટ) નીશાની છે. ૨૪૮. પછી જ્યારે તાલૂત લશ્કર સાથે (પોતાના મુકામથી) જુદો પડયો ત્યારે તેણે (પોતાના સોબતીઓને) કહ્યું કે (વાટમાં એક નદી આવશે તે) નદી મારફત પરમેશ્વર તમારી (એટલે તમારી સહનશીલતાની) કસોટી લેનાર છે. જે કોઈ (તરસ છીપે તેટલું) તેનું પાણી પીશે તે મારામાંનો નથી. અને જે તેને અડકશે પણ નહિ. તે ખરેખર મારો છે; પણ જે પોતાના હાથે એકાદ ખોબો ભરી લેશે (અને પીશે તો તેની હરકત નથી). પછી તે લોકોમાંના થોડા સિવાય (બીજા સઘળાઓએજ) તે (નદી) માંથી (તૃપ્ત થતાં સુધી) પીધું. પછી જ્યારે તાલૂત અને તેની સાથના માણસો જે વિશ્વાસ રાખનારા હતા; તે નદી ઓળંગી સામે પાર જઇ પહોંચ્યા ત્યારે (જે લોકોએ તાલૂતની આજ્ઞાનો ભંગ કર્યો હતો) તેઓ કહેવા લાગ્યા કે અમારામાં આજે જાલૂત અને તેની ફોજ સામે લડવાની તાકાત નથી. (આ ઉપરથી) જે લોકોની એવી (પાકી) ધારણા

---

મુસા પયગંબરની લાકડી, 'મન્નાની બરણી, હારૂન પયગંબરનો ઝભ્ભો વગેરે હતાં. તે લોકો આ પેટી આશિર્વાદદાયક ગણી લડાઇમાં પણ આગળ આગળ રાખતા હતા જાલૂતે બનીઇસરાઇલોને હરાવ્યા ત્યારે તે પેટી તેમની પાસેથી છીનવી લીધી. હવે જ્યારે તાલૂતના આશ્રય હેઠળ લડાઇ.ઉઠી ત્યારે જાલૂતના માણસોએ તેને ગાડામાં નાંખી તાલૂતના તંબુ તરફ હાંકી મુકી કે એજ લડાઈનું મૂળ કારણ છે. બનીઇસરાઇલોને પેટી મળી એ અલભ્ય લાભ સમજ્યા અને તે તેમને માટે શુભ ચિન્હ થઈ. પરમેશ્વરનો ઉપકાર કે દૂતોએ પેટી બનીઇસરાઇલો પાસે આણી.

હતી કે તેમને પરમેશ્વર રૂબરૂ હાજર થવાનું છે, તેઓ કહેવા લાગ્યા કે ઘણું ખરૂં (એમ બને છે કે) પરમેશ્વરના હુકમથી એક નાની ટોળી મોટી ટોળી ઉપર વિજય મેળવે છે, અને પરમેશ્વર સહનશીલ લોકોનો સાથી છે. ૨૪૯. અને જ્યારે તેઓ, જાલૂત તથા તેની ફોજની સામે (થવાને) નીકળ્યા ત્યારે તેઓ (પ્રાર્થના કરી) કહેવા લાગ્યા કે ઓ અમારા પાલનકર્તા ! તું અમારા ઉપર ધૈર્યનો વરસાદ વરસાવ અને (લડાઇના મેદાન ઉપર) અમારા પગ દૃઢ કરી નાસ્તિક લોકો ઉપર અમને યશ આપ. ૨૫૦. પછી તે લોકોએ પરમેશ્વરના હુકમ પ્રમાણે (શત્રુને હરાવી) તેમને નસાડયા. અને જાલૂતને દાઉદે* ઠાર માર્યો અને તેને પરમેશ્વરે રાજ્ય તથા વિવેક બુદ્ધી પણ આપી; અને તેણે જે ઇચ્છયું તે (કળા કૌશલ્ય) તેને શીખવ્યું; અને જો પરમેશ્વર કેટલાક લોકો મારફત કેટલાકને (રાજ્યાસન ઉપરથી) ખસેડયા ન કરે તો પૃથ્વી (ની વ્યવસ્થા) બગડી જાય. પરંતુ પરમેશ્વર સકળ જગતના લોકો ઉપર ઘણોજ કૃપાવંત છે. ૨૫૧. (ઓ પયગંબર!) આ પરમેશ્વરના મહાવાકયો છે કે જે અમે તને (જીબ્રઇલ મારફત) સત્યપૂર્ણ વાંચી સંભળાવીએ છીએ અને નિઃસંશય તું (મોકલેલા) પયગંબરોમાંનો (એક) છે. ૨૫૨.

* તાલૂતના લશ્કરમાં હઝરત દાઉદ પયગંબર પણ હતા. તેઓએ જાલૂતને ઠાર કર્યો. તાલૂતે પોતાની કન્યા તેમને આપી. એટલે તાલૂત પછી હઝરત દાઉદ બાદશાહ થયા. કુરઆનમાં બીજે ઠેકાણે એવું પણ વર્ણન છે કે દાઉદને બખતર બનાવતાં આવડતું હતું, અને તે બીજાં પ્રાણીની વાત પણ સમજી શકતા હતા. વિવેચકબુદ્ધિ તથા કળાકૌશલ્યનો ઈશારો આ બાબત માટેજ હશે એમાં આશ્ચર્ય નથી.

# પવિત્ર કુરઆન.

## ભાગ ત્રીજો.

### સૂરતુલ–બકરઃ ( ચાલુ. )

આ (જે) પયગંબર (અમે મોકલ્યા) તેમાંના કેટલાકને કેટલાક ઉપર અમે શ્રેષ્ઠતા આપી. એમાંનો કોઈક તો એવો છે કે જેની સાથે પરમેશ્વરે (જાતે) સંભાષણ કર્યું છે; અને એઓમાં કોઇ કોઈના દરજ્જા તેણે (બીજી રીતે) વધાર્યા અને 'મરિઅમના' પુત્ર 'ઇસાને' અમે ખુલ્લે ખુલ્લા ચમત્કાર આપ્યા અને પવિત્ર આત્મા (એટલે જીબ્રઈલ દુત) દ્વારા અમે તેને સબળ કર્યા અને જો પરમેશ્વરે ઈચ્છયું હોત તો જે લોકો તે (પયગંબરો)ની પછી થઈ ગયા તેઓ પોતાની પાસે સ્પષ્ટ નિશાનીઓ આવી તે ઉપરાંત માંહોમાંહે લડતે નહિ. પરંતુ લોકોએ પોતપોતામાં મતભેદ કર્યો. એમનામાં કેટલાક એવા હતા કે જેઓએ વિશ્વાસ રાખ્યો અને કેટલાક એવા હતા કે જેઓએ (વિશ્વાસનો) અસ્વીકાર કર્યો. અને જો પરમેશ્વરની ઈચ્છા હોત તો (આ લોક) માંહોમાંહે લડતે નહિ; પરંતુ પરમેશ્વર જે ધારે * છે તે કરે છે. ૨૫૩. ઓ મુસલમાનો! અમે

* આનો અર્થ એ કે જો પરમેશ્વરની ઇચ્છા થતે તો સઘળા માણસોનો સ્વભાવ એકજ પ્રકારનો થયો હોત અને તેમનામાં મતભેદ પણ પડયો નહોત. પરંતુ તેણે સત્ય તથા અસત્ય એવી બે વાત નક્કી કરી; માણસને બુદ્ધિ આપી અને તે ઉપરાંત અધિકાર અને સત્તા પણ આપ્યાં, કે તેને જોઇએ તો સત્ય સ્વીકારે નહિ તો અસત્ય. માણસને અધિકારવાળો નિર્માણ કરવો એ પરમેશ્વરનું કૃત્ય છે; અને બુદ્ધિનો ઉપયોગ કરવો અને સત્યનો સ્વીકાર કરી અસત્યનો ત્યાગ કરવો એ આપણું કર્તવ્ય છે.

તમને આપ્યું છે તેમાંથી (કંઈ પરમાર્થમાં પણ) ખરચો; (પણ) એવો એક દિવસ (એટલે કયામતનો દિવસ) આવે તે અગાઉજ; કે જે દિવસે લેવડદેવડ (થવાની) નથી તેમ મિત્રાચારી અને સિફારસ પણ (કંઇ કામ આવવાની) નથી. અને જે (પરમાર્થમાં ખરચ નહિ કરતાં ઈશ્વરની બક્ષિસ તરફ) અનુપકારી થાય છે. તે લોકો (કંઈક પોતાનુંજ) નુકસાન કરે છે. ૨૫૪. પરમેશ્વર (એવો પરમ પવિત્ર છે કે) તેના સિવાય બીજો કોઇ ઉપાસ્ય (દેવ) નથી; જીવતો (જાગતો સઘળી સૃષ્ટીનો અખંડ) સંભાળનાર (સ્વયંભુ.) તેને નથી ઝોકા ઘેરતા કે નહિ ઉંઘ. જે કંઇ આકાશોમાં છે અને જે કંઇ પૃથ્વીમાં છે તે તેનુંજ છે. કોણ એવો છે કે જે તેની પરવાનગી સિવાય તેની રૂબરૂ (કોઇની) સિફારસ* કરે ? જે કંઈ લોકોની આગળ આવે છે તે અને જે કંઈ તેમની પછી (થવાનું) છે તે (સઘળું) તેને માલમ છે. અને લોકો તેના જ્ઞાનના તણખલાને પણ પહોંચી શકતા નથી; પણ જેટલું તે ઇચ્છે તેટલુંજ (તેઓ જાણે છે) તેના (સત્તારૂપી) સિંહાસ-

* સિફારસ કરવી એટલે સિફારસ કરનારા અધિકારીને જે રૈયતના હક્કની તેને સ્મૃતિ નથી અથવા માહિતી નથી તે યાદ દેવાડે છે. પણ પરમેશ્વર તો ભૂલચુક અને અજ્ઞાન એ બન્ને દોષથી દુરજ છે. તેના દરબારમાં સિફારસ કરનારની જરૂરજ શું છે ? છતાં પણ પરમેશ્વર પોતાની તરફથી દયા જાહેર કરવા માટે તથા સિફારસ કરનારા તરફથી દયા બતાવવા માટે અને એ પ્રકારે પાપીનું સમાધાન થાય તે માટે દૂતો, પયગંબરો અને પવિત્ર આચરણવાળા લોકોને, લોકો માટે સિફારસ કરવાની પરવાનગી આપશે.

નથી આકાશ અને પૃથ્વી (એ બન્ને) વ્યાપી* રહયા છે; અને (આકાશ તથા પૃથ્વી) એ બન્નેનું સંરક્ષણ તેને (બીલકુલ) થકાવતું નથી. અને તે (અતિ) પરાત્પર (અને) મહિમાવંત છે. ૨૫૫. ધર્મ(ની બાબત)માં જબરદસ્તી† (નું કંઈ કામ) નથી. આડા અવળા માર્ગથી સન્માર્ગ (જુદો છે એમ) જાહેર થઇ ચુકયું; તો જે કોઈ ખોટા દેવોનો અસ્વીકાર કરશે અને પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખશે તો તે ખરેખર મજબુત હાથાને વળગી રહ્યો. છે. કે તે (કદી) તૂટવાનો નથી; અને પરમેશ્વર (સર્વનુ) સાંભળે છે (અને સર્વ કંઈ) જાણે છે, ૨૫૬. પરમેશ્વર વિશ્વાસ રાખનારાઓનો મુરબ્બી (અને મદદગાર) છે. તે તેમને (નાસ્તિકપણાના) અંધકારમાંથી કહાડી (વિશ્વાસના) અજવાળામાં આણે છે, અને જે લોકો (સત્ય ધર્મનો) અસ્વીકાર કરે છે તેમના મુરબ્બીઓ શેતાનો છે. તેઓ તેમને

* મતલબ કે પરમેશ્વર જાણે પોતાના રાજ્યાસનપર બિરાજમાન થઇ સૃષ્ટિ માત્ર ઉપર અધિકાર ચલાવે છે. આકાશ, પૃથ્વી વગેરે અખિલ જગત તેની સત્તા નીચે છે.

† પરમેશ્વર સ્પષ્ટ શબ્દમાં કહે છે કે ધર્મની બાબતમાં જબરદસ્તીની જરૂર નથી. અને લોકો નકામા ઇસ્લામ ધર્મ ઉપર દોષ મુકે છે કે તરવારથી તેનો પ્રસાર કરવામાં આવ્યો હતો. જો કોઇ બાદશાહે ધર્મનું કારણ આગળ લાવી રાજ્યવિસ્તારની મહત્વાકાંક્ષાને લઇને આમ કર્યું પણ હોય તો તેમાં ધર્મનો શો દોષ ? કુરૂઆનમાં જે જીહાદ અથવા ધર્મયુદ્ધ છે તેનો મૂળ હેતુ રાજ્યવિસ્તારનો નથી; તો તેથી ધર્મપાલનમાં પ્રતિબંધ થવો જોઇએ નહિ જેથી વિના અડચણે ઇશ્વરોપાસના થાય એમ છે. પરંતુ આ યુદ્ધમાં વિજય મળેથી છેવટે રાજ્ય વિસ્તાર થવો એ સહાજીક છે.






(વિશ્વાસના) પ્રકાશમાંથી કહાડી (નાસ્તિકપણાના) અંધકારમાં (ગબડાવી) મુકે છે; એજ લોક નરકવાસી છે (અને) તેઓ સર્વદા નરકમાંજ રહેશે. ૨૫૭. (ઓ પયગંબર!) જે મનુષ્ય માત્ર એટલા ઉપરથીજ કે પરમેશ્વરે તેને રાજ્ય આપી મુકયું હતું (ગર્વિષ્ટ થઈ) ઇબ્રાહીમ સાથે તેના પાલનકર્તાના સંબંધમાં વાદવિવાદ કરવા લાગ્યો, તે(ની સ્થિતિ)નું તેં શું અવલોકન કર્યું નથી? જ્યારે ઈબ્રાહીમે (તેને) કહ્યું કે મારો પાલનકર્તા તો જે (લોકોને) જીવાડે છે અને મારે છે તે છે. ત્યારે તે કહેવા લાગ્યો કે હું પણ જીવાડું* છું અને મારૂં છું. (એ ઉપરથી) ઇબ્રાહીમે કહ્યું કે (વારૂ) પરમેશ્વર સૂર્યને પૂર્વમાંથી ઉગાડે છે તો તું તેને પશ્ચિમમાંથી ઉગાડ (જોઇએ!) એ ઉપરથી તે નાસ્તિક ગુંચવાડામાં પડયો (તો પણ તેણે વિશ્વાસ રાખ્યો નહિ). અને પરમેશ્વર હઠવાદી લોકોને સુબુદ્ધિ આપતો નથી. ૨૫૮. અથવા (ઓ પયગંબર!) દાખલા તરીકે જે (સત્પુરૂષ) એક ગામ પાસે થઇને નિકળ્યો અને તે ગામ તેના પોતાના ધાબા† ઉપર ઉંધું વળી ગયું હતું (આશ્ચર્યથી) કહેવા લાગ્યો કે પરમેશ્વર આ (ગામ)ને તેના

---

* આ વાત નમરૂદ નામના નાસ્તિક રાજાએ તેને કહી કે જેને જોઇએ તેને હું વગર વાંકે મારી નાખું છું અને જોઇએ તેવા ફાંસીનો હુકમ થએલા ખુનીને છોડી દઇ જીવતદાન આપું છું; અથવા ઇનામ અને બક્ષિસો આપી નિર્ધનને ધનવાન કરૂં છું.

†ઘણું ખરૂં એમ બને છે કે જુનાં મકાનનું ધાબું પહેલાં બેસી જાય છે પછી ભીત તથા બારણાં તે ઉપર ધસી આવે છે. તાત્પર્ય કે તે ગામ ઉજજડ હતું.









મરણ (એટલે આવા ઉજ્જડ થયા) પછી કેવી રીતે જીવતું (એટલે આબાદ) કરી નાંખશે? આ ઉપરથી પરમેશ્વરે તેને સો વર્ષ સુધી મૃત દશામાં મુકયો; પછી તેને જીવતો કરી ઉઠાડયો; અને પુછયું કે તું (આ સ્થિતિમાં) કેટલો કાળ થોભી રહ્યો! તેણે કહ્યું, એક દિવસ રહ્યો હોઇશ અથવા એક દિવસથી પણ કંઈક ઓછું. પરમેશ્વરે કહ્યું (તેમ નથી) એથી ઉલટું તું સો વર્ષ (આ સ્થિતિમાં) રહ્યો છે; તો હવે તું તારા ખાવાના અને તારા પીવાના પદાર્થ તરફ જો, કે તે બગડી સુદ્ધાં ગયા નથી; અને (જે ઉપર તું સ્વાર થતો હતો તે) તારા ગધેડા સામે પણ જો (આટલો વખત તને મૃત દશામાં મુકવાનો તથા ફરીથી જીવતો કરી ઉઠાડવાનો) ઉદ્દેશ એ (છે) કે અમે તને લોકો માટે (અમારા સામર્થ્યનો) એક નમુનો બનાવીએ અને (ગધેડાનાં) હાડકાં તરફ જો કે અમે તેને (જોડી જોડીને તેનું હાડ-પીંજર બનાવી) કેવું ઉભું કરીએ છીએ; (અને) પછી તે ઉપર માંસ ચઢાવીએ છીએ! પછી જ્યારે તે (સત્પુરૂષ*) ને (ઇશ્વરના સામર્થ્યનો આ ચમત્કાર) પ્રગટ થયો ત્યારે તે કહેવા લાગ્યો કે હવે હું (વિશ્વાસપૂર્ણ) જાણતો થયો છું કે પરમેશ્વર સર્વ શકિતમાન છે. ૨૫૯. અને (એ

---

* આ ગામ કયું તથા આ મનુષ્ય કોણ એ નકકી કરવામાં ભાષ્યકારો વચ્ચે મતભેદ છે. કેટલાકનું કહેવું એવું છે કે બખ્તનસ્સરે (Nebuchad Nezzar) જેરૂસલમને આગ લગાડી શહેરને ઉજ્જડ કરી બનીઇસરાઇલોને કેદ કરી લઈગયો હતો. હઝરત ઓઝૈર પયગંબર એ સત્પુરૂષ જેરૂસલમના ઉજ્જડ થવા પછી તેની પાસેથી સહેજ જતા હતા




પયગંબર ! તે સમય પણ યાદ કર કે) જ્યારે ઈબ્રાહીમે (પરમેશ્વરને વિનવી) કહ્યું કે ઓ મારા પાલનકર્તા ! તું મને પણ (એક નજર) બતાવ કે કયામતને દિવસે તું મુએલાંને કેવી રીતે જીવતાં કરશે ! (પરમેશ્વરે) ફર્માવ્યું, શું

---

ત્યારે તેની બાહ્ય પરિસ્થિતિ ઉપર નજર કરી તેમના મનમાં તેઓ નિરાશ થયા કે આવી વેરાન જગા પણ કોઈ દહાડે આબાદ થઇ હશે ! પરમેશ્વરે :તેમને પોતાના સામર્થ્યનો ચમત્કાર બતાવ્યો કે તેઓ સો વર્ષ મૃત દશામાં પડી રહ્યા; પછી જ્યારે તેમને ફરીથી જીવતા કરી ઉઠાડવામાં આવ્યા ત્યારે જેરૂસલમ પહેલાંની માફક આબાદ થઇ ગયું હતું પરમેશ્વરે તેમના ગધેડાને તેમની નજર આગળ સજીવન કર્યો; અને તેમના ખાવા પીવાના પદાર્થનું એટલે સુધી રક્ષણ કર્યું કે તે કોહી કે બગડી પણ ગયાં નહિ. હઝરત ઓઝૈરને માત્ર એજ આશ્ચર્ય થતું કે પરમેશ્વર પોતાના નૈસર્ગિક નિયમની વિરૂદ્ધ પોતાની સત્તા કેમ ચલાવે છે ? જે નાસ્તિક રાજાએ હઝરત ઇબ્રાહીમ પયગંબર સાથે વાદવિવાદ કર્યો હતો તેને તો મૂળમાં ઇશ્વરનું સામર્થ્ય માન્યજ નહોતું. પરંતુ હઝરત ઓઝૈરને તે અમાન્ય નહોતું, તો પણ તે તેમને વિષે આશ્ચર્ય થતું હતું. અમાન્ય અને આશ્ચર્ય એ બે વાતમાં, જો કે તફાવત છે તો પણ બન્નેનો અર્થ ઘણો મળતોજ છે તેથી પરમેશ્વરે આ બન્ને વાત એક પછી એક કહી. હઝરત ઓઝૈરે સો વર્ષ મૃત દશામાં રહેવા છતાં પણ તે કામને તેઓએ એક દિવસ અથવા તેથી પણ ઓછો વખત કહ્યો એનું કારણ એ કે તે ખરેખરજ મરી ગયા હતા. તેમને વખતનો ભાસજ થયો નહોતો. એજ સ્થિતિ કયામતને દિવસે થશે. નાસ્તિક તથા અવિશ્વાસુ આલોક અને બરઝખ (એટલે મરણ તથા કયામતની વચમાંના ગાળા) માં રહેવાના વખતને એટલોજ થોડો કહેશે. પણ ગફલતમાં પડેલા લોકો આ લોકમાં જાગૃત થતા નથી.

તને (એનો) ભરોસો નથી? તેણે કહ્યું, ના કેમ કહી શકું? (તારા કહેવા ઉપરજ વિશ્વાસ છે) પરંતુ (હું એક નજર જોવાની ઈચ્છા રાખું છું) તે એટલા માટે કે મારા મનનું (પુરેપુરૂં) સમાધાન થાય. (પરમેશ્વરે) ફર્માવ્યું કે (ઠીક) તો ચાર પક્ષી લે અને તેમને ખુબ તારા ધ્યાનમાં રાખ, (અને છુંદી નાખી તેમના કકડે કકડા કર;) પછી દરેક ડુંગર ઉપર તેમનો એક એક કકડો મુકી દે; અને પછી તેમને બોલાવ; એટલે તેઓ (આપોઆપ) તારી પાસે દોડતાં આવશે. (આ ઈશ્વરના સામર્થ્યનો નમુનો તું જો) અને જાણી લે કે પરમેશ્વર* પરમ સમર્થ અને સત્ય સંકલ્પ છે. ૨૬૦. જે લોક પોતાનાં ધનદોલત પરમેશ્વરને માર્ગે ખરચે છે તેમ (ના દાન) ની ઉપમા એકાદ અનાજના દાણા જેવી છે કે તેમાંથી સાત કણસલાં નીકળે છે, અને દરેક

* પરમેશ્વરે ઈબ્રાહીમ પયગંબરને પોતાના સામર્થ્યનો નમુનો બતાવ્યો તો ખરો પણ જીવનનું રહસ્ય કહ્યું નહિ. તે હઝરત મોહંમદ પયગંબરને ઉદ્દેશી કુરઆનમાં બીજી તરફ કહેવામાં આવ્યું છે કે આત્મા એ એક મારા પાલનકર્તાનો હુકમ છે! અને હુકમ કરનાર જેવો પરમ સમર્થ તથા સત્ય સંકલ્પ છે તેવોજ તેનો હુકમ પણ જબરો છે. ઇચ્છાશકિત અન્વય ઉદ્‌ભવતા હુકમનો જેને અનુભવ લેવો હોય તેણે નાના પ્રમાણમાં મેસ્મેરીઝમનો અને મોટા પ્રમાણમાં સુફિઝમ અથવા યોગ શાસ્ત્રનો જાતે પ્રયોગ કરી જોવો. દુર્બળ માણસના શરીરમાં જો આટલો ચમત્કાર થાય છે તો સર્વ શકિતમાન સૃષ્ટકર્તામાં આ ચમત્કાર હોવો સ્વાભાવિક છે. આ પ્રમાણે જગતમાંના દરેક શાસ્ત્ર તથા વસ્તુ મારફત જગતના ઉત્પન્ન કરનાર પરમેશ્વરનું ભાન થાય છે. આ પ્રમાણે કુરઆનનું મનનપૂર્વક વાંચન કરવાથી એજ એક ઈશ્વર પ્રણીત વિશ્વ ગ્રંથ છે એમ અનુભવ થશે.

કણુસલામાં સો (સો) દાણા હોય છે. અને પરમેશ્વર જેને ઇચ્છે છે તેને બેવડું આપે છે. અને પરમેશ્વર (ઘણો) ઉદાર (તથા) સર્વજ્ઞાની છે. ૨૬૧. જે લોકો પોતાની ધન દોલત પરમેશ્વરને માર્ગે ખરચે છે, અને ખરચ કર્યા પછી પરિણામમાં (કોઇપણ જાતનો) ઉપકાર (કહી) બતાવતા નથી અને (દાનનો સ્વીકાર કરનારાને કોઇ જાતની) ઇજા કરતા નથી, તેમને તેઓ (ના દાન) નો બદલો તેમના પાલનકર્તા પાસે (પ્રાપ્ત) થશે. અને (પરલોકમાં) તેમને કોઇપણ જાતનો ભય રહેશે નહિ અને તેઓ (કોઇપણ રીતે) દુ:ખી પણ થનાર નથી. ૨૬૨. નરમાસથી બોલવું અને (માગનારાની જીક્કરની) ક્ષમા કરવી એ એવી ખેરાત કરતાં ઘણી ઉત્તમ છે કે જે (માં દાન આપ્યા) પછી અંતે (માગનારને કોઈ પણ જાતની) ઈજા થાય. અને પરમેશ્વર (કંઈ પણ)* અપેક્ષા વિનાનો (તથા) દયાર્દ્ર છે. ૨૬૩. ઓ મુસલમાનો ! તમે પોતાનું દાનધર્મ, (કરેલો) ઉપકાર (કહી) બતાવી અને (માગનારાને) ઇજા કરી જે માણસ લોકોને બતાવવા માટે પોતાનું ધન ખરચે છે અને પરમેશ્વર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખતો નથી એવા માણસની માફક અકારત જવા દેતા નહિ. તે(ના દાન ધર્મ)નો

---

* કંઈ પણ અપેક્ષા વિનાનો એટલે જેને આવાં દાન ધર્મની પરવા નથી કે જેને માટે ઉપકાર (કહી) બતાવવામાં આવે. અને દયાર્દ્ર છે એટલે લોકો દાન કરી ઉપકાર (કહી) બતાવે છે અને માગનારાઓને દુ:ખ દે છે, છતાં પણ પરમેશ્વર તેમનાં એ વર્તન તરફ બહુ લક્ષ ન આપતાં જલદીથી ગુસ્સે થતો નથી.

દાખલો લીસા પત્થરની શિલા જેવો છે કે જેના ઉપર (થોડી ઘણી) માટી (પડેલી) હોય; પછી તેના ઉપર વરસાદના મ્હોટા ઝાપટાં પડે અને તેને સાફ પત્થર કરી મુકે (એવીજ રીતે ડોળ કરનારાને કયામતને દિવસે તેમના દાન ધર્મ મારફત) તેઓએ જે (પુણ્ય) મેળવ્યું હોય તે પૈકી કંઈપણ તેમને હાથ લાગનાર નથી, અને જે લોક અનુપકારી છે તેમને પરમેશ્વર સન્માર્ગની બુદ્ધિ આપતો નથી. ૨૬૪. અને જે લોક પરમેશ્વરની મરજી મેળવવા માટે પોતાની દાનત સાફ રાખી પોતાનુ ધન ખરચે છે, તેમનો દાખલો એક ઉંચી ટેકરી* ઉપર (આવેલા) બાગ જેવો છે. કે તેના ઉપર ધોધમાર વરસાદ પડતાં તે બેવડાં ફળ આપે છે. અને જો તેને ધોધમાર વરસાદ નહિ લાગે, તો પણ (તેને) હલકા સરવડીઆં (બસ છે.) અને તમે લોકો જે કંઇ કરો છો તે પરમેશ્વર જુએ છે. ૨૬૫. વારૂં, તમારામાંથી કોઈ પણ આ વાત પસંદ કરશે કે ખજુરીનો અને દ્રાક્ષનો તેનો એક બાગ હોય (અને) તેની નીચે થઇ (પાણીની) નહેરો વહતી હોય અને હર તરેહનાં ફળફળાદી તેને ત્યાં (મળતા) હોય; અને તેને ઘડપણ આવી પહોચે અને તેના (નાના નાના) દુર્બળ છોકરાં હોય. હવે તે (બાગ) ઉપર એક વંટોળીઓ આવ્યો કે જેમાં આગ હતો. તેથી તે (બાગ)

* ઝાડ ખાડામાં હોય તો તેના મૂળમાં પાણી ભરાઈ રહે એટલે મુળીઆં કોવાઇ જાય અને ઝાડ ઉછરવા પામે નહિ અને તેને ફળ ફુલ પણ આવે નહિ તેથીજ ઉંચા ટેકરી ઉપર આવેલો બાગ એમ કહેવામાં આવ્યું છે.

સઘળો બળી ગયો. એવીજ રીતે પરમેશ્વર (પોતાના) હુકમ તમો (લોકો)ને સ્પષ્ટ કરી કહે છે કે કદાચ (તે ઉપર) તમે વિચાર કરો. ૨૬૬. ઓ મુસલમાનો! (વેપાર ધંધામાં) તમે જે જાતે મેળવ્યું છે અને અમે તમારે માટે જમીનમાંથી જે ઉત્પન્ન કર્યું છે તે સ્વચ્છ (અને સાફ) પદાર્થોમાંથી (પરમેશ્વરને માર્ગે) ખરચ કરો. અને ખરાબ* પદાર્થ (આપવા)નો વિચાર પણ કરતા નહિ કે તમે તેમાંથી ખરચ કરવા માંડો. અને ખરૂં જોતાં. (તેજ વસ્તુ કોઇ તમને આપવા માંડે તો) તમે તે (રાજીખુશીથી કદી પણ) સ્વીકારનાર નહિ પરંતુ એટલું તો ખરૂં કે તે (નો સ્વીકાર કરવા) માં તમે આંખ આડા કાન કરો (તો વાત જુદી), અને જાણી લો કે પરમેશ્વર અપેક્ષા વિનાનો (અને) વખાણવા લાયક છે. ૨૬૭. શેતાન તમને દરીદ્રતાનો ભય બતાવે છે અને તમને શરમની વાત (એટલે કૃપણપણું) કરવાને કહે છે. પરમેશ્વર પોતાના તરફથી (પાપની) ક્ષમા તથા સમૃદ્ધિનું તમને અભિવચન આપે છે. અને પરમેશ્વર (અતિ) ઉદાર (તથા સઘળાની સ્થિતિથી) વાકેફ છે. ૨૬૮. તે જેને ઇચ્છે છે તેને (વાતની) સમજ આપે છે; અને જેને (વાતની) સમજ આપવામાં આવી તેને ખરૂં જોતાં મોટી દોલત આપવામાં આવી. અને ઉપદેશ પણ (ખરૂં જોતાં) સમજદારજ માને છે. ૨૬૯. અને જે ખરચ

* કેટલાક લોક ખરાબ અને નકામી વસ્તુ દાન કરવામાં કહાડે છે અને સાથે પુણ્ય ફળની આશા રાખે છે. આ વાકયમાં પરમેશ્વરે સ્પષ્ટ કહ્યું છે કે નકામો માલ પરમાર્થમાં વાપરવો અને પુણ્યની આશા રાખવી એ મૂર્ખાઇ છે.

પણ તમે (પરમેશ્વરને માર્ગે) ઉપાડો અથવા (તેના નામની) એકાદ બાધા માનો તે સઘળું પરમેશ્વરને ખબર છે અને જે લોક (પરમેશ્વર સિવાય બીજા કોઈના નામની બાધા માની પરમેશ્વરનો) અન્યાય કરે છે તેમનો (કયામતને દિવસે) કોઈ મદદગાર થનાર નથી. ૨૭૦. (ઓ લોકો!) જો તમે દાનધર્મ જાહેર રીતે કરો તો તે પણ સારૂં, (કે એથી બીજાને પણ ખેરાત ઉપરાંત કંઇ ઉ-તેજન મળે છે) અને જો તમે તે ગુપ્તપણે કરો અને ગરજવાનોને આપો તો તે તમારે માટે વિશેષ શ્રેયસ્કર છે; (કે એમાં નામના મળવાનું નામ પણ હોતું નથી.) અને એવું આપવું તમને તમારા પાપનું પ્રાયશ્ચિત કરી દેશે. અને જે કંઇ તમે કરો છો તેનાથી પરમેશ્વર માહિતગાર છે. ૨૭૧. (ઓ પયગંબર!) આ લોકોને સરળ માર્ગ ઉપર આણવા એ તારો જુમો નથી; ઉલટું જેને ઇચ્છે છે તેને પરમેશ્વર સરળ માર્ગ ઉપર લાવે છે. અને તમે લોકો (તમારા) માલમાંથી જે કંઈ (ધર્મ-દાનમાં) ખરચ કરશો તે તમારે પોતાને માટેજ (છે); અને તમે તો પરમેશ્વરની મરજી મેળવવા* માટે ખરચો છો ને? અને તમે (તમારા) માલમાંથી જે (કંઈ ધર્મદાનમાં) ખરચ કરશો તે (કયામતને દિવસે) તમને પુરેપુરૂં ભરી આપવામાં આવશે; અને તમારૂં (રતિભાર પણ) નુકસાન કરવામાં આવશે નહિ. ૨૭૨. (ખેરાત ઉપર) એવા લાચાર ગરીબ

* પરમેશ્વરની મરજી મેળવવી હોય તો બીજા કોઈના નામની બાધા લઈ તે દાન ધર્મને નકામો શું કામ કરો છો. અને એમ પણ અર્થ થઇ શકે છે કે જો પરમેશ્વરને માર્ગે આપવું છે તો નકામી વસ્તુ શા માટે આપવી.

ગુરબાઓનો હક છે કે જેઓ પરમેશ્વરના માર્ગમાં ઘેરાઇ ગયા છે. દેશમાં કોઇ તરફ તેઓ (જવા લાગે છે તો) જઈ પણ શકતા નથી. (જે માણસ તેમની સ્થિતિથી) અજાણ્યા છે તે) તેમની સંતોષ વૃત્તીને લીધે તેમને શ્રીમંત સમજે છે. (પરંતુ હે વાચક શ્રોતા! તું તેમને જોશે તો) તેમની મુદ્રા ઉપરથીજ* તેઓને સાફ ઓળખી લેશે (કે તે મોતાજ છે પણ) તે આજીજી કરી લોકો પાસે માગતા નથી. અને જે કંઈ પણ તમે લોકો (તમારા) માલમાંથી (ખેરાત દાખલ) ખરચ કરો તો (ખુબ ખાતરી માનજો કે) પરમેશ્વર તે જાણે છે. ૨૭૩. જે લોક રાત દિવસ ગુપ્તપણે અને જાહેર રીતે પોતાની ધન દોલત (પરમેશ્વરના માર્ગમાં) ખરચ કરે છે તેમ(ના આપ્યા) નો બદલો તેમના પાલનકર્તા પાસે તેમને (પ્રાપ્ત) થશે; અને (કયામતને દિવસે) તેમને

* હિજરત એટલે સ્વદેશ છોડવાની શરૂઆતમાં જ્યારે પયગંબર સાહેબ મક્કેથી મદીને આવ્યા ત્યારે કેટલાક મુસલમાન ધર્મશિક્ષણ લેવા માટે અને કેટલાક નાસ્તિકોની બ્હીકને લીધે પયગંબર સાહેબની સેવામાં એકઠા થયા હતા. એ લોકો કેવળ નિરાશ્રીત અને નિરાધાર હોવાથી પયગંબરની મસીદમાં રહેતા અને મદીનાના 'અનસાર' એટલે સાહ્યકારી લોકોના દાન ઉપર ઉપજીવીકા ચલાવતા. પરંતુ તેઓ એવા ધીરજવાન હતા કે ગરીબી તેમના મ્હોડા ઉપર દેખાઇ આવતી હતી છતાં તેઓ મ્હોડે માંગતા નહિ. એજ અસહાબે સુફ્ફા કહેવાય છે. સુફ્ફા એટલે ચબુતરો; પયગંબર સાહેબની મસીદમાં એક બાજુ કાચો ચબુતરો બનાવી તે ઉપર ખજુરીનાં તાડછાં નાંખ્યા હતાં; અહીંજ એ લોક સુતા બેસતા હતા.

કોઈ જાતનો ભય રહેનાર નથી અને તે દુઃખી પણ થનાર નથી. ૨૭૪. જે લોકો વ્યાજ ખાય છે. તેઓ (કયામતને દિવસે) ઉભા રહી શકનાર નથી, પણ જે મનુષ્યને શેતાન (પોતાના) સપાટામાં લઈ તેની બુદ્ધિ ભ્રષ્ટ કરી મુકે છે તે જેમ ઉભો રહે છે તેવીજ રીતે માત્ર (તેઓ પણ ઉભા રહેશે.) એ તેમના એમ કહેવાની શિક્ષા છે કે વ્યાપાર વ્યવહાર (ખરૂં જોતાં) વ્યાજ વ્યવહાર જેવોજ છે; અને વાસ્તવિક જોઇએ તો વેપારને પરમેશ્વરે હલાલ ઠરાવ્યો છે અને વ્યાજને હરામ; (તો વ્યાજની અટકળ વેપાર ઉપર બાંધવી એ મોટી ભૂલ છે) જે કોઈની પાસે તેના પાલનકર્તા તરફથી બોધ આવ્યો અને (ત્યાર પછી) તે (તેમ કરતાં) અટકી પડયો તો જે અગાઉ (મેળવી લીધુ) હોય તે તેને (અલભ્ય લાભ) છે. અને તેની બાબત* પરમેશ્વર ઉપર છે. અને જે (મનાઇ થયા પછી) ફરીથી (વ્યાજ) લેશે તો એવાજ લોકો નરકવાસી છે; અને હમેશ નરકમાંજ રહેશે. ૨૭૫. પરમેશ્વર વ્યાજમાંથી બરકત ઘટાડે છે અને દાન ધર્મથી વૃદ્ધિ કરે છે. અને જે કૃતઘ્ન છે (અને) કહ્યું માનતા નથી, તેને પરમેશ્વર પ્રીય ગણતો નથી. ૨૭૬. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામ પણ કર્યાં અને નિમાઝ પઢતા અને જકાત આપતા રહ્યા, તે(ના કરવા)નો બદલો તેમના પાલન કર્તા તરફથી તેમને (પ્રાપ્ત) થશે; અને (કયામતને દિવસે)

* એટલે તમે તેની પાસેથી વ્યાજ પાછું અપાવવા પાછળ પડતા નહિ અને તેના ઉપર ઠપકાનો વરસાદ પણ વરસાવતા નહિ. તેના સબંધમાં પરમેશ્વરને જે કરવું હશે તે કરશે.

તેમને કોઇ જાતનો ભય રહેનાર નથી અને તે દુઃખી પણ થનાર નથી. ૨૭૭. ઓ મુસલમાનો! જો તમે વિશ્વાસ રાખો છો, તો પરમેશ્વરથી બ્હીતા રહો અને બ્યાજ (લોકો પાસે લેવાનું) બાકી હોય તે છોડી દો. ૨૭૮. પછી જો તમે એમ ન કરો તો પરમેશ્વર અને તેના પયગંબર સાથે લડવાને તયાર થઈ રહો. અને જો તમે પશ્ચાતાપ કરશો તો તમારી મુળ રકમ (પાછી લેવાનો તમને હક રહે છે) તમે (કોઇનું) નુકસાન* કરતા નહિ અને કોઇ તમારૂં પણ નુકસાન કરે નહિ. ૨૭૯. અને જો (કોઇ તમારો દેણદાર) તંગીમાં હોય તો તેના આબાદીના વખત સુધી ધીરજ રાખો અને જો તમે સમજો તો તમારે માટે વિશેષ શ્રેયસ્કર છે કે તમારે (મૂળ રકમ પણ) ધર્માર્થે છોડી દેવી ૨૮૦. અને એવા એક દિવસનો ભય રાખો કે જ્યારે તમને પરમેશ્વર પાસે ફરીથી લઇ જવામાં આવશે; પછી પ્રત્યેક માણસને તેનાં કરેલાં (કૃત્ય) નો પુરેપુરો બદલો આપવામાં આવશે. અને લોકો ઉપર (રતીભાર પણ) જુલમ કરવામાં આવનાર નથી. ૨૮૧. ઓ મુસલમાનો! જ્યારે તમે એક અમુક કાળ સુધી ઉધાર લેવડ દેવડ કરો ત્યારે તે (સઘળું) લખી લેતા જાઓ અને (જો તમને લખતાં અવડતું ન હોય તો) તમારી વચમાં (તમારો અરસ્પરસ કરાર) કોઈ લખનારે ન્યાય

* સાહુકાર જો આપી દીધેલી મૂળ રકમ બ્યાજમાં વજે કરે તો એ તેનો જુલમ છે. તેવીજ રીતે દેણદારોએ. બ્યાજની મનાઇનો હુકમ આવ્યો તે અગાઉ કંઈ બ્યાજ આપ્યું હોય અને તે હવે મૂળ રકમમાં ગણાવવા માંડે તો તે પણ તેનો જુલમ છે.

પૂર્વક લખી આપવો. અને (જેની પાસે લખાવો તો તે) લખનારને જોઇએ કે તેણે લખવાની ના પાડવી નહિ. જેવી રીતે પરમેશ્વરે તેને (લખતાં વાંચતાં) શીખવ્યું છે તેવી રીતે તેને પણ જોઇએ કે તેણે (વગર આનાકાનીએ) લખી આપવું; અને જેની પાસે દેવું માગતું હોય તેણેજ (દસ્તાવેજનો) મજકુર કહેતા જવું અને પરમેશ્વર જે તેનો (ખરો) પાલનકર્તા છે તેની તેણે બ્હીક* રાખવી, અને (મજકુર કહેતાં સાહુકારના) હકમાંથી કંઇ પણ કાપકુપ કરવી નહિ, પણ જેની પાસેથી કરજ લેવાનું હોય તે જો કમ અક્કલ અથવા નબળો હોય અથવા તે જાતે મજકુર કહી ન શકે તો (જે) તેનો કારભારી (હોય તેણે) ન્યાયી રીતે દસ્તાવેજનો મજકુર કહેતા જવો. અને તમે તમારા પુરૂષોમાંથી બે સાક્ષી રાખતા જાઓ; પછી જો તે બન્ને પુરૂષો ન હોય તો જે સાક્ષી તમે પસંદ કરો તેમાંથી એક પુરૂષ અને બે સ્ત્રીઓ; એટલા માટે કે તેમનામાંથી એકાદ જણ ભૂલી જાય તો તેમનામાંની બીજી તેને યાદ† દેવાડે. અને જયારે સાક્ષીઓને (સાક્ષી આપવા

* અહીં એ વાતનો ઇશારો છે કે મનુષ્યનું કામ મનુષ્યને હાથે થાય છે, તો પણ તેણે પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે તેણે પોતાના કોઈ સેવકનું કામ કરવાની તેને બુદ્ધિ આપી.

† આ ઉપરથી એમ માલમ પડે છે કે પુરૂષની સાથે મુકાબલામાં સ્ત્રીઓ જેમ શારિરીક શકિતમાં ઘણું કરી નબળી હોય છે તેમજ તેમની સ્મરણ શકિત પણ પુરૂષના જેવી નથી હોતી. તેથીજ એક પુરૂષને બદલે બે સ્ત્રી સાક્ષી તરીકે લખવાનું કહ્યું છે.

માટે) બોલાવવામાં આવે ત્યારે તેમણે (હાજર થવાને) ના પાડવી નહિ. અને મુદતનો વ્યવહાર નાનો હોય કે મોટો, તે (નો દસ્તાવેજ) લખવામાં આળસ કરતા નહિ. પરમેશ્વરની રૂબરૂ એ ઘણુંજ ન્યાયી છે, અને પુરાવા માટે પણ (એજ પદ્ધતિ) વધારે મજબૂત છે; અને એ લગભગ (અનુમાનથી જાણી શકાય) છે કે તમે (આગળ જતાં કોઈ પણ જાતનો) શક રાખનાર નહિ. પરંતુ રોકડ સોદો હોય અને તેની તમે (હાથોહાથ) માંહોમાંહે લેવડદેવડ ચલાવ્યા કરો તો તે (ના દસ્તાવેજ) નહિ લખવામાં તમને કંઈ પાપ નથી. અને જ્યારે તમે (આવી જાતની) આપ લે કરો ત્યારે (હોશીઆ-રીને માટે) સાક્ષી રાખતા જજો; અને (દસ્તાવેજ) લખનારને તથા સાક્ષીદારને (કોઇપણ જાતનુ) નુકસાન નહિ પોહોંચવું જોઈએ; અને જો તમે એવું કરો તો તે તમારૂં તોફાનીપણું છે. અને પરમેશ્વરથી બ્હીતા રહો અને પરમેશ્વર તમને (વ્યવહાર જ્ઞાન) શીખવે છે. અને પરમેશ્વર સર્વજ્ઞાની છે. ૨૮૨. અને જો તમે પ્રવાસમાં હો અને તમને કોઇ લખનાર નહિ મળે (અને નાણું ધીરવુંજ હોય) તો કબજાગીરો (રાખી લેજો) પછી તમારામાંનો કોઈ બીજાનો વિશ્વાસ કરે તો જેનો વિશ્વાસ કરવામાં આવ્યો હોય તે (એટલે દેણદાર) ને જોઇએ કે તેણે લેણદારની અનામત* (એટલે લ્હેણું પુરેપુરૂ) અદા કરવું; અને પરમેશ્વર જે તેનો (ખરો) પાલનકર્તા (છે) તેનાથી બ્હીવું. અને તમે સાક્ષી છુપાવતા નહિ; અને જે

* અહીં પરમેશ્વરે એવી રીતે કરેલા દેવાને લેણદારની અમાનત કહી છે; કારણ તેણે દેવાદારના વિશ્વાસ ઉપર નાણું ધીર્યું એટલે જાણે તેની પાસે અમાનત નાણું મુક્યું

કોઇ તે દબાવી રાખશે. તેનું અંતઃકરણ ખરેખર પાપિષ્ઠ છે. અને જે કંઈ પણ તમે લોકો કરો છો તે (સઘળું) પરમેશ્વરને ખબર* છે. ૨૮૩. જે કંઇ આકાશમાં અને જે કંઈ પૃથ્વી ઉપર છે તે (સઘળું) પરમેશ્વરનુંજ છે; અને (ઓ લોકો !) જે કંઈ તમારા મનમાં છે, તે જો તમે જાહેર કરશો અથવા છુપાવશો તો પણ પરમેશ્વર તમારી પાસે તેનો હિસાબ લેશે. પછી જેને તે ઇચ્છશે તેને ક્ષમા કરશે અને જેને ઇચ્છશે તેને શિક્ષા કરશે. અને પરમેશ્વર સર્વશક્તિમાન છે. ૨૮૪. (અમારા આ) પયગંબર (મોહમદ) જે (પુસ્તક) તેના પાલનકર્તા તરફથી તેને પ્રકટ થયું છે. તેને માને છે અને (તેવીજ રીતે પયગંબરની પેઠે બીજા) મુસલમાનો પણ. (આ) સઘળાઓએ પરમેશ્વર તથા તેના દૂતો તથા તેનાં પુસ્તકો અને તેના મોકલેલા (પયગંબરો) ઉપર વિશ્વાસ રાખ્યો છે; કેમકે (સઘળા પયગંબરોનો ધર્મ એક છે; અને તેઓ કહે છે કે) અમે પરમેશ્વરના પયગંબરોમાંથી કોઇનામાં પણ ભેદ રાખતા નથી, (એટલે સઘળાને માનીએ છીએ). અને તે કહેવા લાગ્યા કે (ઓ અમારા પાલનકર્તા!) અમે (તારૂં વચન) સાંભળ્યું અને માન્ય કર્યું; ઓ અમારા પાલનકર્તા! (ફકત) તારીજ ક્ષમા (જોઇએ છે) અને તારીજ

---

* આ ઉપરથી એ સાબીત થાય છે કે પરમેશ્વરને આપણા માંહોમાંહે તકરારોનો ફેસલો કરવો ક્યાં સુધી પસંદ છે. જો સેવક પરમેશ્વરની મરજી જાણી જાય અને તેના હુકમ પ્રમાણે ચાલે, કારણ તો પરમેશ્વરની મહેરબાની તથા પોતાનો ફાયદો એમાં છે; તો કેટલું સારૂં થાય!

પાસે ફરીથી આવવું છે. ૨૮૫. પરમેશ્વર કોઇ પણ માણસ ઉપર (જેટલો બોજો ઉચકવાનું) તેનું ગજું હશે તેટલોજ માત્ર બોજો નાંખે છે. તેણે જે (સારાં કામો) કર્યાં (સઘળાં) તેનાજ (લાભ) માટે અને તેણે જે (ખરાબ કામો) કર્યાં તેનું પણ સઘળું તેનીજ આગળ (આવશે). ઓ અમારા પાલનકર્તા! જો અમે ભુલી જઇએ અથવા ચુકી જઇએ તો (તે માટે) તું અમને પકડતો નહિ. અને ઓ અમારા પાલનકર્તા! અમારી પહેલાં* જે લોક થઈ ગયા છે તેમના ઉપર

---

* આપણી અગાડી જે જે લોકોને પરમેશ્વરે દિવ્ય પુસ્તકો આપ્યાં અને જેમનાથી તે પ્રમાણે આચરણ થયું નહિ તેમાં હમણાં ચાલુ છે એવા બે ધર્મનો સમાવેશ થાય છે. એ બેમાંથી પહેલા હઝરત મુસા અથવા મોશયા પયગંબરને તોરાત એટલે નિયમ શાસ્ત્ર પ્રકટ થયું પછી હઝરત ઈસા કિંવા ઇસુ પયગંબરને ઇંજીલ એટલે શુભ વર્તમાન પ્રગટ થયું; પરંતુ એ શુભ વર્તમાન જેને નવો કરાર કહે છે તે નહિ. કારણ હઝરત ઈસા પયગંબર તે શુભ વર્તમાન મ્હોડેથીજ કહી ગયા હતા અને તે પુસ્તકના રૂપમાં એક જગાએ લોકોએ કોઇપણ ઠેકાણે એકઠું કર્યું નહોતું પછી સુમારે ૫૦ વર્ષ બાદ સેંટપોલે પોતાના મત પ્રમાણે માર્ક પાસેથી શુભ વર્તમાનનું પહેલું પુસ્તક લખાવ્યું એવાં શુભ વર્તમાન લગભગ ૧૫૦ હતાં એના પ્રમાણ માટે (જુઓ લૂક અધ્યાય ૧:૧) એ સઘળાં પુસ્તકો હઝરત ઈસુનાં ચરિત્ર છે. તેને દિવ્ય પ્રકટીકરણ અથવા ઈશ્વરી સંદેશો કહેવો એ ભૂલ છે. છેલ્લે આપણું કુરઆન ખ્રીસ્તી અને યાહુદી લોકોની પ્રાર્થના માન્ય થઈ તેના પુરાવા તરીકે હઝરત મોહંમદ પયગંબર સાહેબને પ્રગટ થયું, અને કયામતના દિવસ સુધી પયગંબર તરીકેના પદનો અંત આવી ગયો. કારણ એ પુસ્તક લાખો માણસોને મ્હોડે હોવાથી એમાં હઝરત

જેવી રીતે તેં (તેમનાં પાપની શિક્ષા તરીકે સખ્ત નિયમોનો) બોજો નાંખ્યો હતો, તેવો બોજો અમારા ઉપર નાંખતો નહિ. અને ઓ અમારા પાલનકર્તા! જે (ઉચકવા)ની અમારી શકિત નથી તેવો બોજો અમારી પાસે ઉચકાવતો નહિ. અને

---

મૂસા તથા હઝરત ઈસાના પુસ્તકની માફક ઉથલપાથલ થવાનો સંભવ નથી; અને એનાં તત્વો અને સિદ્ધાંતો વ્યવહારૂ તથા ત્રણેકાળ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં વાંધો નહિ આવે એવાં છે. એટલે બીજા પયગંબર તથા બીજાં પુસ્તક આવવાની આવશ્યકતા રહેતી નથી. એમાંના યાહુદીઓ હઝરત ઇસુને માનતા નથી અને હઝરત મોહમદ જે હઝરત ઈસુનો હીમાયતી–સંબોધક (જુઓ યોહાન અધ્યાય ૧૬ : ૮–૧૫) હતો તેને ખ્રિસ્તિ લોકો માનતા નથી પણ આપણુ મુસલમાનો મુસા તથા ખ્રિસ્ત ઈસુ બન્નેને માનીએ છીએ કારણ મુસા અને તેનું પુસ્તક તોરાત તથા ઈસુ અને તેનું પુસ્તક ઈંજીલ–શુભવર્તમાન સત્ય છે. તેઃ પણ ઉથલ-પાથલ થએલા નવા તેમજ જુના કરારમાં એકંદરે જોતાં નૈતિકશિક્ષણ તથા નિયમ શાસ્ત્રનાં કેટલાંક વચનો છે: પણ તે પ્રમાણે ચાલવાની જુમેદારી તેમનાથી લેવાઇ નહિ અને ઇસુ પયગંબરે આ બાબત પોતાના અનુયાયીઓને કહી પણ મુકયું હતું (જુઓ યોહાન અધ્યાય ૧૬ : ૧૨) એથી તેમનાં શાસ્ત્ર પ્રમાણેનાં આચરણ માટે એટલીજ કહેવત બસ છે, કે "પુરાણની વાત પુરાણમાં રહી. કાલ માટે બચાવીને એકઠું કરતા નહિ: જો તારા જમણા ગાલ ઉપર કોઇ લપડાક મારે તો ડાબો ગાલ પણ આગળ ધર. કે લે હજી પણ માર; અને જેવી રીતે તું તારા એકના એક પુત્ર માટે પ્રાર્થના કરે છે તેવીજ રીતે તારા કટ્ટા વેરીના કલ્યાણ માટે સાત્વિક વૃત્તિથી પ્રાર્થના કર." વગેરે નિયમોનો બોજો આ લોકોથી ઉંચકાઇ શકાયો નહિ. આવીજ જાતના બીજા પણ નિયમો માત્ર પુસ્તકમાં લખાય

**તું અમારાં પાપ ધોઇ નાંખ અને અમોને (અપરાધની) ક્ષમા કર અને અમારા ઉપર દયા (દ્રષ્ટિ) રાખ. તુંજ અમારો (મુરબ્બી અને) મદદગાર છે. જે લોક નાસ્તિક છે તેમની સામે તું અમને મદદ કર. ૨૮૬.**

---

છે, પરંતુ કોઇપણ માણસ એ નિયમ પ્રમાણે અત્યાર સુધી ચાલ્યો નથી અને હવે પછી પણ ચાલનાર નથી; અને એવા નિયમ પ્રમાણે દુનીયાનો વ્યવહાર પણ ચાલી શકવાનો નથી. મુસાના શાસ્ત્રમાં શુદ્ધિકરણ અને ખાવાપીવાની વિધ તથા પ્રતિબંધ સંબંધી એવા સખત નિયમ છે કે આખરે ખ્રિસ્તિઓને પાલવ્યા નહિ. યાહુદીઓમાં કુરબાની એટલે યજ્ઞના સંસ્કાર એટલા કઠણ છે કે આખું વર્ષ શીખ્યા પછી પણ તેમાંની એકાદ શરત કોઇથી ઘણી મુશ્કેલીએ પુરી થઇ શકે છે. ખુદ ખ્રિસ્ત ઇશુ એ નિયમશાસ્ત્ર પાળતા હતા પણ હાલના ખ્રિસ્તિઓથી આ નિયમ શાસ્ત્રનો બોજો ઉચકી શકાતો નથી, આ ઉપરાંત જ્યાં હજારો અડચણો છે ત્યાં હઝરત ઇસુની પછી ત્રણસો ચારસો વર્ષ પછી જન્મેલા સેન્ટ અથાનેશસે ચલાવેલો ઇશ્વરની ત્રીપુટીનો મતવાદ પણ છે. જીંદગી પર્યંત તેની પાછળ માથાકુટ કરી છતાં પણ પાદરી લોકો જાતે કંઇ સમજી શકયા નહિ. આપણા મુસલમાનો ઉપર પરમેશ્વરની કૃપા છે કે આપણો ધર્મ, આચાર તથા વિચાર એ સઘળું અડચણ રહિત છે. જે માણસને આ ત્રણે ધર્મનાં પુસ્તકની સવિસ્તર માહિતી હશે તેજ આ વાતની સાક્ષી પુરી શકશે.



# અધ્યાય ૩ જો.

## સૂરતુ–આલે–ઈમરાન



આ અધ્યાય મદીના શહેરમાં પ્રકટ થયો. એમાં ૨૦૦ આયાત–મહાવાકયો છે. એમાં પહેલાં આસરે ૮૦ વાકયોમાં આલે–ઇમરાન એટલે ઇમરાનનું કુટુંબ એટલે હઝરત ઇસા–ઈસુ ખ્રિસ્ત, તેમના માતુશ્રી કુમારીશિરોમણી હઝરત મરયમ–મેરી, હઝરત યાહયા એટલે યોહન્ના-જૉન બેપ્ટીસ્માકાર જે ઇસુ ખ્રિસ્તના ગુરૂ તથા તેમના માસીના છોકરા થતા હતા અને આં યોહાનનાં માતુશ્રી એટલે હઝરત મરયમ બ્હેન એ સર્વનું વર્ણન અહીં આવેલું હોવાથી આ અધ્યાયનું નામ આલે ઇમરાન છે. ઈમરાન એ તેમના મૂળ પુરૂષનું નામ છે. એ સિવાય હઝરત મુસાના બાપનું નામ પણ ઈમરાન હતું અને તે પણ આ લાવી કુટુંબનો મૂળ પુરૂષ છે.



પરમ દયાળુ અને કૃપાળુ પરમેશ્વરનાં નામથી (હું આરંભ કરૂં છું.)



અ. લ. મ. (અલિફ–લામ–મીમ) ૧. પરમેશ્વર (એવો પરમ પવિત્ર છે કે) તેના સિવાય બીજો કોઇ ઉપાસના કરવા લાયક નથી; જીવતો (અખંડ સૃષ્ટિની ચાલુ) સંભાળ કર્તા. ૨. (ઓ પયગંબર !) તેણેજ તને સત્ય પૂર્વક આ પુસ્તક પ્રકટ કર્યું કે તેની અગાઉ જે (દિવ્ય પુસ્તકો પ્રગટ થયાં) છે તેમની તે સત્યતા સાબીત કરે છે. અને તેણેજ (આની) અગાઉ લોકોને સત્ય માર્ગ બતાવવા માટે તોરાત તથા

ઇંજીલ પ્રકટ કર્યાં અને તેણેજ (સત્ય અને અસત્ય* વચ્ચેનો) ફરક જાહેર કરનારી (એવી બીજી પણ ચીજો) ઉતારી. ૩. જે લોક પરમેશ્વરની નિશાનીઓનો અસ્વીકાર કરે છે તેમને નિઃસંશય સખ્ત શિક્ષા થશે. અને પરમેશ્વર સામર્થ્યવાન (અને) વેર લેનાર છે. ૪. પરમેશ્વર (એવો સર્વજ્ઞાની છે કે) તેનાથી કંઈ પણ છાનું (રહેતું) નથી; (નહિ) આકાશમાં કે નહિ પૃથ્વી ઉપર ૫. તેજ એવો (પરમ સમર્થ) છે કે જે (માના) ગર્ભાશયમાં જેવી જોઇએ તેવી તમારી આકૃતિ બનાવે છે. તેના સિવાય બીજો કોઇ ભકિત કરવા લાયક નથી; (તેજ) પ્રબળ (અને) સત્ય સંકલ્પ છે. ૬. (ઓ પયગંબર!) તેજ (એવો પરમ પવિત્ર) છે કે જેણે તને આ પુસ્તક પ્રકટ કર્યું; કે તેમાં કંઇ વાકયો ચોકસ (અર્થનાં અને સ્પષ્ટ) છે (અને) તેજ પુસ્તકનાં મૂળ તત્વો છે. અને બીજાં કેટલાંક મોઘમ (દાખલા રૂપે છે તેમાંથી અનેક અર્થ નીકળે છે.) જે લોકોનાં અંતઃકરણમાં વક્રપણું છે તે તો કુરઆનના આજ મોઘમ વાકયો પાછળ ચાલ્યા કરે છે, એવા હેતુથી કે ફિસાદ (એટલે મતભેદ) પેદા કરવો અને એ કે તેનો મૂળ અર્થ શોધી કઢાડવો. અને ખરૂં જોતાં પરમેશ્વર

* ફુરકાનનો યથાશબ્દ અર્થ ફરક અથવા ભેદ દર્શક છે. મૂળ અર્થ જે અમે ભાષાંતરમાં આપ્યો છે તેજ છે. હવે વાત એમ છે કે એ ચીજો કઇ. કોઇ કહે છે કે તે તો ચમત્કાર હતા; કોઇ કહે છે કે નિર્દોશ વિવેચક બુદ્ધિ અને કોઈ કહે કે બીજા પયગંબરોને મળેલા આજ્ઞા લેખ અને બીજા કહે છે કે તે કુરઆન છે અને તેનો ફરીથી ઉલ્લેખ આ ઠેકાણે પાછળનાં વાકયોને જોરદાર બનાવવા માટે કર્યો છે.

સિવાય તેનો મૂળ અર્થ કોઇ જાણતોજ નથી. અને જે લોકો જ્ઞાનમાં પ્રવીણ છે તેઓ તો એટલુંજ કહે છે, કે એ ઉપર અમે વિશ્વાસ રાખીએ છીએ; (એ) સઘળું આપણા પાલનકર્તા તરફથીજ છે. અને (સમજાવતાં પણ) જે અક્કલવાન* છે તેજ સમજે છે. ૭. (અને જ્ઞાની લોક એટલીજ પ્રાર્થના કરે છે કે) ઓ અમારા પાલનકર્તા! અમને તું સરળ માર્ગે લાવ્યો (તો હવે) એ ઉપરાંત અમારા મનને ડગમગવા દેતો નહિ;

* કુરઆન દિવ્ય પુસ્તક છે પરંતુ લોકોને સમજાવવા માટે પ્રકટ થયું છે. લોકોની પરિસ્થિતિ એવી છે કે ઘણી વાતો તેમની સમજ બાહેર છે જેમ કે મરણ પછીની સ્થિતિ, પરમેશ્વરની વ્યક્તિ તથા તેનાં વિશેષણોનું સવિસ્તર જ્ઞાન અથવા આત્મજ્ઞાન વગેરે. લોકોની બુદ્ધિ પ્રમાણે તેમની જોડે બોલવું હોય તો તેમની ભાષાને અનુસરી બોલવું જોઇએ. કુરઆનમાં એવી પણ ઘણી વાતો છે કે જેનાં કારણો સમજવા તથા જેના ખરા અર્થ શોધી કહાડવા મુશ્કેલ છે. પણ ધર્માચરણનાં તત્વ એટલાં સુલભ તથા સ્હેલાં છે કે સૌથી બુદ્ધિ વિનાનો તથા અજ્ઞાનમાં અજ્ઞાન પણ સમજી શકે. એનો ખુલાસો એવો છે કે મનુષ્યને અમુક વખત માટે કંઈ વિશિષ્ટ પ્રયોજન માટે જગતમાં મોકલવામાં આવે છે. તેનામાં એક જાતનો આત્મા છે તે અનંત કાળ સુધી તેમનો તેમ રહેશે. શારિરીક સંબંધને લીધે મનુષ્યને ઘણી ચીજોની જરૂર પડે છે અને તેને અંગે કલેશ તથા કલહ ઉત્પન થાય છે: અને તેનાં અનિવાર્ય પરિણામમાં ફિસાદ અને ઉત્પાત થાય છે. એ પાપનાં મૂળ કારણ છે પાપનું પરિણામ આત્મા ઉપર થાય છે અને તેથી મરણ પછીના આત્માનું અસ્તિત્વ સફળ થાય છે અથવા બગડે છે. મનુષ્યને જે અકકલ આપવામાં આવી છે તે તેને સૂચવે છે કે આ જગતમાં તેણે કેવી રીતે રહેવું અને તેની બુદ્ધિને વધારે પ્રકાશ મળે અને તેનો વધારે

**અને તું તારી તરફથી અમને દયા (બક્ષીસ તરીકે) આપ નિઃસંશય તુંજ મહાન દાતા છે. ૮. ઓ અમારા પાલનકર્તા!**

વિકાસ થાય તે માટે પરમેશ્વરે વારંવાર પયગંબરો મોકલ્યા અને દિવ્ય પુસ્તક પ્રકટ કર્યાં વિશ્વાસુ થવા માટે કંઇ મોટી અકકલ કે ભારે માહતી જોઇએ છે એમ નથી. માણસે પોતાની સ્થિતિનો મનનપૂર્વક વિચાર કરવો, ઐહિક જીંદગી ક્ષણિક છે અને પરમેશ્વર આગળ પોતે દુર્બળ તથા શકિત વિનાનો છે એમ સમજવું એજ બસ છે. એટલું થતાં પરમેશ્વર એકજ અને સર્વ શકિતમાન છે; અને પરલોકમાં કર્મનો જવાબ આપવો એ સત્ય છે. અમારાં સારાં માટે અગાઉ થઇ ગએલા સઘળા પયગંબર તથા દીવ્યઆત્માઓ ખરા હોઇ છેલ્લા હઝરત મોહંમદ પયગંબર પણ ખરા છે એમ માનવું એજ ઇસ્લામ ધર્મ છે. ચોકસ અર્થવાલી વાતો ખરૂં જોતાં આજ છે માણસ જાતમાં આ વાત સમજવાને કોઇ અશકત નથી. દરેક વાતમાં વાંધા સાંધા કહાડવા આપણી પોતાની બુદ્ધિને શ્રેષ્ઠ ગણવી અને બુદ્ધિની હદની બહારનું કામ તેની પાસેથી લેવુ એ પણ અધર્મીપણાનું લક્ષણ છે. આ બુદ્ધિના રોગમાં સુશિક્ષિત લોકજ ઘણું ખરૂં સપડાય છે; અને અંગ્રેજી શિક્ષણ લીધેલા લોકોમાં પણ આ રોગ પુષ્કળ માલમ પડે છે. તેનું કારણ કાંઇ અંગ્રેજી શિક્ષણ નથી. પણ અધર્મી લોકોના સહવાસ છે. ધર્મને માટે એ સ્થિતિ ઘણીજ ઘાતક છે. એવો માણસ પોતાની વિચાર શ્રેણીમાં ચુકી જઇ પ્રધાન વાત છોડી ગૌણ વાતને વળગી પડે છે. અને મુખ્ય ધર્મકર્તવ્યનો ત્યાગ કરી તે સંબધી ગૌણ વાતનો સ્વીકાર કરે છે. તથાપી તે એ પણ નિભાવી શકતો નથી. આ આયાતમાં એટલે મહાવાકયોમાં સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે કે મોઘમ તથા અનિશ્ચિત વાતના છંદમાં પડી તે પ્રમાણે વર્તવું એ ધાર્મિકપણાની વિરૂદ્ધનું ચિન્હ છે.

જે (દિવસના આવવા) વિષે (કોઇ જાતની) શંકાજ નથી એવા (એકના) એક દિવસે તુ લોકોને (દરેકને તેના કર્મનું ફળ આપવા માટે) એકઠા કરશે; (તો તે દિવસે તું અમારા ઉપર દયા દષ્ટિ કરજે); નિઃસંશય પરમેશ્વર વચનથી ઉલટું કરતો નથી. (તેનુ કયામતના દિવસ માટેનુ વચન ફળીભૂત થશેજ થશે). ૯. જે લોકો (ઇસ્લામ ધર્મના) ઈનકાર કરે છે, તેમના ધન દોલત પરમેશ્વર આગળ કંઇ કામ આવનાર નથી, અને તેમના સંતાન પણ (તેમને ઉપયોગી થવાના) નથી અને એજ (લોકો) છે (કે તેઓ) નરકાગ્નિનુ બળતણ થશે. ૧૦. (તેમની પણ) ફિરઓનવાળાના તથા તેમની પહેલાના લોકોના જેવીજ દશા (થવાથી છે); કારણ તેઓએ અમારી નિશાનીઓને પાખંડી કહી, એટલે પરમેશ્વરે તેમને તેમનાં પાપ માટે પકડયા. અને પરમેશ્વરનો માર ઘણો સખત છે. ૧૧. (ઓ પયગંબર!) જે લોક (ઇસ્લામ ધર્મના) ઇનકાર કરે છે તેમને કહી રાખ કે, આગળ જતાં (મુસલમાનોના સામે) તમારો પરાજય થશે અને તમે (મરણ પછી કયામતને દિવસે ફરીથી સજીવન થઇ) જહન્નમ (એટલે નરકાગ્નિ) તરફ હાંકી કઢાશો. અને તે (કેટલી બધી) ખરાબ શૈયા છે. ૧૨. (ઓ ઇસ્લામ ધર્મના ઈનકાર કરનારાઓ! બદ્ર મુકામે) જે બે (વિરોધી) પક્ષ એક બીજા સાથે અથડાયા હતા તે (બાબતમાં) તમને (સમજવા) માટે (ઈશ્વરનાં સામર્થ્યની એક મોટી) નિશાની (જાહેર થઇ ચુકી) છે. (તેમાંથી) એક પક્ષ (મુસલમાનોનો હતો જે) પરમેશ્વરને માર્ગે લડતો. અને બીજો (પક્ષ) નાસ્તિકોનો હતો કે તેમને

દેખતી* આંખે મુસલમાન લોકો પોતાનાથી બમણા દેખાઇ આવતા હતા. અને પરમેશ્વર પોતાની સહાયતાથી જેને ઇચ્છે છે તેને પુષ્ટિ આપે છે, એમાં શક નથી કે જે લોકોને અંતર્દષ્ટિ છે તેમને માટે આ (વૃત્તાંત) માં ખરૂં જોતાં એક ધડો (લેવા જેવું) છે: ૧૩. મનુષ્ય (નો જન્મથી ઉતરી આવેલો સ્વભાવજ એવો છે કે તેમ) ને (આ લોકમાંની) ઇષ્ટ વસ્તુ એટલે (દાખલા તરીકે) સ્ત્રીઓ તથા છોકરાં છૈયાં અને સોના તથા ચાંદીના એકઠા કરેલા મોટા ઢગલા અને સૌથી સારા (ચુંટી કાઢેલા) ઘોડા તથા ઢોરઢાંખર અને ખેતીવાડી (એ સઘળા) નો પ્યાર સોહામણો લાગે છે. (અને ખરૂં જોતાં) એ ઐહિક આયુષ્યનાં (ક્ષણિક) સાધનો છે. અને (હમેશનું) સારૂં ઠેકાણું તો તેજ પરમેશ્વર પાસે છે. ૧૪. (ઓ પયગંબર ! આ લોકોને) પુછ કે (તમારી ઈચ્છા હશે તો) હું તમને આ (ઈહલોકના ક્ષણિક સાધનો)

* ખરૂં જોતાં નાસ્તિકો ઘણા હતા અને મુસલમાન થોડા હતા. પરંતુ પરમેશ્વરે નાસ્તિકોના મનમાં મુસલમાનો માટે એવો ધાક બેસાડયો હતો કે તેમને ખુલ્લી આંખે મુસલમાનો પોતા કરતાં બમણા છે એમ દેખાતું હતું. અથવા આ બદ્રની લડાઇમાં પરમેશ્વરે મુસલમાનોને મદદ કરવા સારૂ દેવદૂતો પણ મોકલ્યા હતા. તો તેમને લીધે નાસ્તિકોને મુસલમાનો બમણા દેખાતા હતા. ટુંકમાં, ગમે તેમ હોય. તો પણ પરમેશ્વરની મદદથી થોડાએક મુસલમાનોએ નાસ્તિકોના પ્રચંડ સૈન્યને મારી હરાવ્યું અને વિજય મેળવ્યો. અને એમ પણ અર્થ થઇ શકે છે કે મુસલમાન ખુલ્લી આંખે નાસ્તિકોને બમણા જોતા હતા તોપણ પરમેશ્વરે તેમને હિંમત આપી અને તેમને નાસ્તિકો ઉપર વિજય મળ્યો.

કરતાં પણ અત્યુત્તમ વસ્તુ બતાવી આપું કે? (તે એ કે) જે લોકો (પરમેશ્વરથી) બ્હીને ચાલ્યા તેમને માટે તેમના પાલનકર્ત્તા પાસે (સ્વર્ગની) વાડીઓ છે કે તેની નીચે (થઇને) નદીઓ વહે છે (અને તેઓ) નિરંતર ત્યાંજ રહેશે; અને (વાડીઓ સિવાય તેમને માટે) સ્વચ્છ (અને ચોખી) પત્નીઓ છે; અને (સર્વમાં અતિ શ્રેષ્ઠ એવી) પરમેશ્વરની સુપ્રસન્નતા (ખુશનુદી) છે. અને પરમેશ્વર સેવકો (નાં સારાં નઠારાં કર્મ) ને જુએ છે. ૧૫. (એજ) તે લોકો (છે કે) જે (પ્રાર્થનામાં) કહે છે, ઓ અમારા પાલનકર્તા! અમે (તારા ઉપર) વિશ્વાસ રાખ્યો છે; તો તું અમારાં પાપની ક્ષમા કર અને અમને નરકાગ્નિની શિક્ષામાંથી બચાવ. ૧૬. (એજ લોક) સહનશીલ તથા સત્યવચની તથા (પરમેશ્વરની) આજ્ઞાને તાબે અને (તેના માર્ગમાં) ખરચ કરનારા અને (દરરોજ) સવારના પ્હોરમાં ક્ષમા માગનારા (છે). ૧૭. (ખુદ) પરમેશ્વર આ વાતની સાક્ષી પુરે છે કે પોતાના સિવાય (અન્ય) કોઈ ઉપાસ્ય નથી; અને દેવદૂતો તેમજ જ્ઞાનીઓ પણ (સાક્ષી પુરે છે; અને તેવીજ રીતે એ કે (પરમેશ્વર) ન્યાયી* રીતે (સર્વ સૃષ્ટીને)

* તત્વવેત્તાઓ માને છે કે પરમેશ્વરે ભિન્ન તથા પ્રતિકુળ પ્રકૃતિનાં પંચ મહાભૂતમાંથી સૃષ્ટિનું નિર્માણ કર્યું છે; અને અમુક કાળ સુધી આ મહાભૂતમાં પરસ્પર સંબંધ કાયમ રહે છે અને તેમાં ભંગાણ પડી શકતું નથી. નહિ તો પંચ મહાભૂતના સંયોગથી બનેલી સૃષ્ટિમાંની કોઇ પણ વસ્તુ તેની અસલ સ્થિતિમાં તેમની તેમ રહેવાની નથી. દાખલા તરીકે આપણે મનુષ્ય લઇએ અને જોઇએ. આ ભૌતિક તત્વનો પરસ્પર સંયોગ જેમનો તેમ ન રહેતાં તેમાંનું એકાદ તત્વ પ્રબળ થઈ તેનું જોર બીજા તત્વ ઉપર ચાલે

સંભાળે (છે). તેના સિવાય (અન્ય) કોઇ ઉપાસ્ય નથી; (તેજ) પરમ સમર્થ (તથા) સત્ય સંકલ્પ (છે). ૧૮. પરમેશ્વર આગળ (મૂળ સત્ય) ધર્મ (કહીએ) તો માત્ર ઈસ્લામજ *

એટલે મનુષ્યના જીવ જોખમમાં આવી પડે છે. માટે એમાં ન્યાયનું ધોરણ એ છે કે તેમનો પરસ્પર સંબંધ અમુક વખત સુધી બદલાઈ જાય નહિ. ટૂંકમાં આ સ્થિતિ સૃષ્ટિનાં દરેક પરમાણુંમાં જણાઇ આવે છે. અને સૃષ્ટિની હસ્તી આ સંબંધ ચાલુ રહેવા ઉપરજ આધાર રાખે છે. મનુષ્યની સ્થિતિની બીજી બાજુ લઇ આ બાબતનો વિચાર કરીએ તો માંહોમાંહે દ્વેષભાવ છે, ઝગડા બખેડા છે. જોર જુલમ છે તેમજ ફિસાદ તથા ટંટા છે. અને પરમેશ્વર જો લોકોને જબરદસ્ત તથા કમજોર નહિ કરતો રહે તો એ સઘળા પોતપોતામાં કાપાકાપી કરી મરી ગયા હોત. કુરઆનમાં બીજી જગાએ પરમેશ્વરે કહ્યું છે કે "અને જો પરમેશ્વર કેટલાક લોકોથી બીજા કેટલાંકને (અધિકાર ઉપરથી) હટાવે નહિ તો પૃથ્વી (ની વ્યવસ્થા) બગડી જાય. પરંતુ પરમેશ્વર સકલ જગતના લોકો ઉપર (ઘણો) મહેરબાન છે." સૃષ્ટિનું અસ્તિત્વ જેમનું તેમ રાખવાની એક યુક્તિ ધર્મ છે. જોકે બહારથી દુનિયાના અધિકારી એટલે સરકાર સૃષ્ટિની યોગ્ય વ્યવસ્થા કરે છે તોપણ તે વ્યવસ્થા સાથે ધર્મનો મોટો સંબંધ છે. ધર્મની અસર લોકોના વિચાર તથા મનસુબા ઉપર પડે છે અને એ વાત અધિકારીઓને સાધ્ય નથી. દુનીયાના કાયદા કાનુન રોગ નિર્માણ થયા પછી તેનું નિવારણ કરે છે; પણ ધર્મ નિયમ જેની રચના સર્વોપરી ન્યાય ઉપર છે તે શરૂઆતથીજ રોગ ઉત્પન્ન થવા દેતો નથી.

* ઇસ્લામનો ખરો અર્થ પરમેશ્વરની મરજી તથા હુકમને આધીન રહેવું એવો થાય છે. ધર્મની મૂળ કલ્પના એટલે ઇશ્વર તથા આત્મા એવો જે નિત્ય સંબંધ તે આત્માથી પરમેશ્વરની મરજી

છે. અને જેમને પુસ્તક આપવામાં આવ્યું છે. (એટલે યાહુદી તથા ખ્રિસ્તી) લોકોએ જે (સત્ય ધર્મ સાથે) વિરોધ કર્યો તે (તેઓએ) તેમને (સત્ય વાતનું) જ્ઞાન થયું ત્યાર પછી (કર્યો અને) માંહોમાંહેની હઠ ને લીધે (કર્યો) અને જે કોઇ પરમેશ્વરની (આપેલી) નિશાનીઓનો અસ્વીકાર કરશે તો પરમેશ્વરને (તેની પાસે) હિસાબ લેતાં (અને તેને આજ્ઞાભંગ કરવા માટે શિક્ષા કરતાં) કંઈ વાર લાગતી નથી ૧૯. તો (ઓ પયગંબર! જે લોકોને પુસ્તક મળેલાં છે તેવા) લોકો (એમ છતાં પણ) તારી સાથે તકરાર કરે તો તું (તેમને) કહી દે કે મેં મારૂં મ્હોડું પરમેશ્વરને આધીન કર્યું છે (એટલે ઇસ્લામ સ્વીકાર્યો છે), અને જે લોકો મારા અનુયાયી છે (તેમની સ્થિતિ પણ એવીજ છે.) અને (ઓ પયગંબર!) જેમને પુસ્તક આપવામાં આવ્યું

---

તથા હુકમને આધીન થઇ તથા તે પ્રમાણે આચરણ રાખી તેની સાથે એક રૂપ થયા સિવાય કાયમ રહેવું શકય નથી. જો કોઇ તેના હુકમ વિરૂદ્ધ આચરણ કરી ગમે તે વસ્તુની ઉપાસના તથા ભકિત કરવા ચાહશે અને પરમેશ્વરના જેટલા પયગંબર છે તેમની સાથે વિષમભાવ રાખશે તો તેનો ધર્મ સાથે કંઇ સંબંધ નહિ રહેતાં તે અધર્મજ રહેશે સૃષ્ટિના આરંભથી તે અંત સુધી ધર્મ કહીએ તો માત્ર ઇસ્લામ એટલે-ઈશ્વરની આજ્ઞા પાલન કરવી એજ છે. કેમકે આજ્ઞા પાલન કર્યા વિણા કોઇ પણ ધર્મ પળાતો નથી માટે ઇસ્લામ દરેક ધર્મનું મૂળ છે અને સાધારણ રીતે વિચાર કરીએ તો ઇસ્લામ ધર્મ થડ તરીકે આવે છે અને હીંદુ, ખ્રિસ્તી વગેરે ધર્મ ડાળીઓ એટલે ધર્મપક્ષો તરીકે આવે છે એ વાત નિર્વિવાદ છે. વિશ્વબંધુત્વની ઉદાત્ત કલ્પના જો કોઇ જગાએ પણ વ્યવહારમાં આવેલી જોવામાં આવે છે તો તે ઇસ્લામ ધર્મમાંજ જોવામાં આવે છે.

છે તેમને તેમજ (અરબોના) અભણ લોકોને પુછ કે તમે પણ ઇસ્લામ સ્વીકારો છો (કે નહિ)? પછી જો તેઓ ઇસ્લામ સ્વીકારે તો નિઃસંશય તેઓ સરળ માર્ગે લાગ્યા, અને જો તેઓ પીઠ ફેરવી લે તો (ઓ પયગંબર!) તારી ઉપર માત્ર (ઇશ્વરી સંદેશ) પહોંચાડવાનું (કામ) છે એજ. અને પરમેશ્વર સેવકો (ની સ્થિતિ) ને સારી પેઠે જુએ છે. ૨૦. જે લોકો પરમેશ્વરની નિશાનીઓનો અસ્વીકાર કરે છે અને પયગંબરોને વિનાકારણ મારે છે, અને (તેવીજ) રીતે) જે લોક (તેમને) ઇનસાફ* કરવાનું કહે છે તેમને પણ તે કતલ કરી નાંખે છે તો (ઓ પયગંબર!) એવા લોકોને દુઃખ દાયક શિક્ષાના શુભ વર્તમાન સંભળાવ ૨૧. આજ લોકો છે કે જેમનું કરેલું મુકેલું આલોક તેમજ પરલોક (એ બન્ને)માં નકામું (જાય છે), અને (પરમેશ્વર આગળ) તેમનો કોઈ મદદગાર નથી. ૨૨. (ઓ પયગંબર!) જે (યાહુદી વિદ્વાનો) ને (તોરાત) પુસ્તક (ના જ્ઞાન) નો એક હિસ્સો આપવામાં આવ્યો હતો તેમ(ની સ્થિતિ)નું અવલોકન તેં કર્યું કે નહિ? (હવે) તેમને પરમેશ્વરના પુસ્તક (એટલે તેજ તોરાત) તરફ બોલાવવામાં આવે છે કે તેજ તેમની વચ્ચેનો

* પયગંબર સાહેબના એક વચન–હદીસ ઉપરથી એમ સમજાય છે કે બનીઇસરાઇલોએ એક દિવસે પ્રથમજ ચાલીસ પ્રવક્તાઓ એટલે પયગંબરોને ઠાર માર્યા. તેપરથી તેઓમાંના એકસો સીત્તેર માણસો પયગંબરોને માનનારા ઉપર દોષ મુકવા લાગ્યા તથા તેમની સાથે તકરાર કરવા લાગ્યા. ત્યારે સાંજ પડવા પૂર્વે તેમને પણ તેઓએ મારી નાંખ્યા. આ વાકયમાં એજ બાબતનો ઇશારો હોય તો નવાઇ નથી.

ઝગડો ચુકવી નાંખે, ત્યારે પણ તેમનો એક પક્ષ ફરી જાય છે. અને તે (તોરાતનો હુંકમ* સ્વીકારવાથી) વિમુખ થાય છે. ૨૩. આ (સ્વેચ્છાચાર તેમનામાં) એથી (ઉત્પન્ન થયો) કે તેઓ એમ પ્રતિપાદન કરતા કે અમોને નરકાગ્નિ અડકશે તો તે કેવળ ગણત્રીના થોડાક દિવસજ. અને જે જુઠાણું તેઓ રચ્યા કરતા તેણેજ આ લોકોને એમના ધર્મના સંબંધમાં ફસામણમાં મુકયા છે. ૨૪. પછી (જુઓ કયામતનો દિવસ કે) જે (ના આવવા) બાબત કંઈજ

* તોરાતમાં સ્ત્રીના વરને અને વરન સ્ત્રીને વ્યભિચાર કરવા માટે પત્થરાનો માર મારવાની શિક્ષા હતી. ઇસ્લામ ધર્મમાં પણ તેજ હુકમ છે. યાહુદીઓ તો પરમેશ્વર તથા પરમેશ્વરના હુકમ સાથે ખેલ કરતા હતા. ગરીબોને પત્થરાના મારની શક્ષા કરતા, અને અમીર ઉમરાવ તથા સુખવાસી લોકોને શિક્ષા કરવામાં ગમે તેમ સમજાવી દેતા. હઝરત મોહંમદ પયગંબરના સમયમાં કોઇ એક ધનાઢ્ય યાહુદી સ્ત્રીએ જાર કર્મ કર્યું. યાહુદી પંડીતોએ તેને પત્થરાની શિક્ષામાંથી બચાવી લેવા બેત રચ્યો અને ઉડાવવાનું કારણ કાઢ્યું કે કદાચ એ નવો પયગંબર એવી શિક્ષા કરવાનો હુકમ આપશે નહિ. પણ અહીં કોઈનું માન રાખવાનું કારણ નહોતું. તેમણે તો તોરાત તથા કુરઆનના હુકમ અન્વય પત્થરાના મારની શિક્ષા ફરમાવી. યાહુદીઓ કહેવા લાગ્યા કે તોરાતમાં આ હુકમજ નથી. ત્યારે પયગંબરે કહ્યું તોરાત લાવી બતાવો. તોરાત લાવવામાં આવ્યું ત્યારે પયગંબરને અભણ સમજી એ ।શિક્ષાનો હુકમ જે જગાએ હતો તે ઉપર યાહુદી લોકોએ હાથ મુકી તેને ઢાંકી દીધો. પયગંબરના તે સમયના અનુયાયી જેને સહાબી કહે છે તેઓમાંના કેટલાક ભણેલા શખસ તે વખતે હાજર હતા તેઓએ એ ચોરી પકડી. આ વાકયમાં એજ વાતનો ઇશારો છે.

સંશય નથી. તે દિવસે (તેમની) કેવી સ્થિતી થશે? કે જ્યારે અમે તેમને (અમારી હજુર હિસાબ આપવા સારૂ) એકઠા કરીશું. અને પ્રત્યેક માણસને જેવું તેણે (જગતમાં) કર્યું હશે તે પ્રમાણે તેને પુરેપુરૂં ભરી આપવામાં આવશે; અને લોકો ઉપર (કોઈપણ જાતનો) જુલમ થનાર નથી. ૨૫. (ઓ પયગંબર!) તું (એ) પ્રાર્થના કર કે, હે પરમેશ્વર! (આખા) રાજ્યના માલિક! તુંજ જેને ઇચ્છે છે તેને રાજ્ય આપે છે; અને તુંજ જેની પાસેથી ઇચ્છે છે તેની પાસેથી રાજ્ય લઇ લે છે. અને તુંજ જેને ઇચ્છે છે તેને ઇજ્જત આબરૂ આપે છે અને તુંજ જેને ઇચ્છે છે તેને નમાવે છે. (હરતરેહનું હિત તથા) કલ્યાણ તારાજ હાથમાં છે. નિઃસંશય તું સર્વ શક્તિમાન છે. ૨૬. તુંજ (ઉન્હાળામાં) રાતને (ઘટાડી) દિવસમાં ઉમેરે છે અને તુંજ (શિઆળામાં) દિવસ (ટુકો કરી) રાતમાં ઉમેરે છે; અને તુંજ નિર્જીવમાંથી* સજીવ અને સજીવમાંથી નિર્જીવ

* નિર્જીવમાંથી સજીવ બનાવવાનો દાખલો ઈંડામાંથી મળે છે. ઇંડું એ નિર્જીવ હોઇ તેમાંથી સજીવ બચ્ચું ઉત્પન્ન થાય છે; અને સજીવમાંથી નિર્જીવ પેદા કરવાનો દાખલો મરઘીનો છે કે તે ઈંડા મુકે છે. આમાં એનો પણ ઇશારો છે કે પયગંબરના વખતમાં મુસલમાનોમાં કંઈ જીવ નહોતો, એમ છતાં તેનો આગળ વંશ ચાલી જીવતી જાગતી તથા ચાલતી ફરતી પ્રજા નિર્માણ થશે. તેવીજ રીતે રાત તથા દિવસની બાબતમાં નાસ્તિકપણા તથા ઇસ્લામનો ઇશારો છે. નાસ્તિકના અમલને રાત કહી છે કારણ તેમની કારકીર્દિમાં જુલમ તથા અન્યાયનો અંધકાર પ્રસરેલો હતો. ઇસ્લામના અમલ દરમ્યાન સુવ્યવસ્થાનું ચાંદરણું પ્રકાશતું હતું એટલે તેને દિવસની ઉપમા આપી.

કાઢે છે, અને તુંજ જેને ઇચ્છે છે તેને બેશુમાર આપે છે. (તો તું તારી કૃપાથી મુસલમાનોને રાજ્ય સત્તા તથા ઇજ્જત આબરૂ આપ.) ૨૭. મુસલમાનોને જોઇએ કે તેમણે મુસલમાનોને છોડી નાસ્તિકોને દોસ્ત* કરી લેવા નહિ અને જે એમ કરશે તેની અને પરમેશ્વરની વચ્ચે કંઈજ સંબંધ (રહેતો) નથી; પણ (એવી યુકિતથી) કોઈ રીતે પણ તેમનાં (તોફાની પણા)થી સાવચેતીથી વર્તશો (તો એક જુદી વાત છે). અને પરમેશ્વર તમને પોતાના (જલાલ)થી બ્હીવડાવે છે. અને (આખરે) પરમેશ્વર પાસેજ જવાનું છે. ૨૮ (આ

* આ બાબતનું વધારે સ્પષ્ટીકરણ ભાગ ૨૮ અધ્યાય ૬૦ માં છે. બહારથી જોતાં આ હુકમ આપણા હિંદુસ્તાનના મુસલમાનો માટે મુશ્કેલ તથા અસાધ્ય છે, કારણ આપણે પરધર્મી લોકોની પ્રજા છીએ અને આપણને કુરઆનના વચન પ્રમાણે રાજનિષ્ઠ રહેવું જોઇએ. પરધર્મી લોકો સાથે આપણી લેવડદેવડ છે અને તેમની અને આપણી વચ્ચે પરસ્પર હિતસંબંધ છે. એકબીજા સિવાય ચાલવાનું નથી. વળી આપણને માંહોમાંહેમાં ફિસાદ તથા નાશ કરવાની સખ્ત મનાઇ છે. પણ કુરઆનમાં કેટલીક જગાએ એમ ઉલ્લેખ છે કે પરધર્મી લોકો સાથે દોસ્તી કરવાની મનાઇ તેટલાજ સમય માટે હોઇ તેનો રાજ્ય કારણ સાથે સંબંધ હતો. એટલે ઇસ્લામની સ્થાપના થતી હતી અને પરધર્મી લોકોએ લડાઈ શરૂ કરી હતી, એવે વખતે આ બાબતની જરૂર હતી કે મુસલમાનોએ પરધર્મીઓ સાથે સંબંધ રાખવો નહિ અને પોતાની તજવીજ સામાવાળાને જણાવવી નહિ. આવી વ્યવસ્થા હમણા પણ કોઇ કોઇ વાર કરવાની જરૂર પડે છે. અથવા દોસ્ત એટલે ધર્મની બાબતમાં મિત્ર એવો અર્થ હોવો જોઇએ. પણ એવી દોસ્તી વિરૂદ્ધ ધર્મવાળાઓ વચ્ચે કદી થઇ નથી અને થવાની પણ નથી.

પયગંબર! આ લોકોને) કહી દે કે જે કંઈ તમારા મનમાં છે તે તમે છુપાવશો અથવા તે તમે જાહેર કરશો તો તે (ગમે તે થાય તો પણ) પરમેશ્વરને (તરતજ) ખબર પડી જશે અને જે કંઇ આકાશમાં અને જે કંઇ પૃથ્વીમાં છે તે (સઘળું) તે જાણે છે. અને પરમેશ્વર સર્વ શક્તિમાન છે. ૨૯. (ઓ લોકો! તે દિવસ નજર આગળ રાખો કે) જે દિવસે દરેકજણ જે કંઈ સારૂં (દુનીયામાં) કરી ગયેલ હશે તે (પરમેશ્વર આગળ) હાજર થએલું જોશે અને (એજ પ્રમાણે) જે કંઈ ખરાબ કરી ગયેલ હશે તે પણ (ત્યાં હાજર થએલું જોશે). તે એવી ઇચ્છા રાખશે કે તે દિવસની તથા પોતાની વચ્ચે લાંબો અંતર હોત તો (સારૂં)! અને પરમેશ્વર તમને પોતાના (જલાલ) થી બ્હીવડાવે છે. અને પરમેશ્વર (પોતાના) સેવકો ઉપર અત્યંત દયાળુ પણ છે. ૩૦ (ઓ પયગંબર! આ લોકોને) કહી દે કે જો તમે પરમેશ્વર ઉપર પ્રીતિ રાખો છો તો તમે મારૂં અનુકરણ કરો; એટલે પરમેશ્વર પણ તમારા ઉપર પ્રીતિ રાખશે અને તમને તમારો અપરાધ ક્ષમા કરશે. અને પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળું છે. ૩૧. (ઓ પયગંબર, આ લોકોને) કહી દે કે પરમેશ્વર તથા પયગંબરની આજ્ઞા પાળો; પછી જો (એ લોકો) ફરી બેસે તો (સમજવું કે) પરમેશ્વર આજ્ઞાનો ભંગ કરનારાઓને પસંદ કરતો નથી ૩૨. ખરેખર પરમેશ્વરે સકલ જગતના લોકો ઉપર (શ્રેષ્ટતા આપી) આદમ તથા નૂહ તથા ઈબ્રાહીમના કુટુંબ તથા ઇમરાનના* કુટુંબને ચુંટી કહાડયાં છે ૩૩.

* હઝરત મુસા—મોઝીઝના બાપનું નામ ઇમરાન હતું તેમ મેરી—મર્યમના બાપનું નામ પણ તેજ હતું હઝરત મુસાના ભાઇનું

(એ લોક એક આદમની) ઓલાદ (છે) એકની (સંતતિ) બીજો. અને પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને સઘળુ) જાણે * છે. ૩૪. એક સમયે ઈમરાનની પત્નીએ (પરમેશ્વર હઝુર) વિનવણી કરી કે હે મારા પાલનકર્તા! મારા પેટમાં જે (બચ્ચું) છે તે હું (સંસાર) મુકત કરી તને અર્પણ કરૂં છું, તો તું મારી તરફથી (આ અર્પણ) માન્ય કર,

---

નામ હારૂન તથા બ્હેનનું નામ મેરી-મર્યમ હતું; તેમ ઇસુ ખ્રિસ્તની મા મેરીના ભાઇનું નામ પણ હારૂન હતું. ઐતિહાસીક માહિતીને અભાવે ખ્રિસ્તી પાદરીઓએ એવો ઘોંટાળો કરી મુકયો છે કે તેઓ 'ઓ ઇમરાનની છોકરી' અને 'ઓ હારૂનની બ્હેન' આ શબ્દ ઉપરથી એવો અર્થ કાઢે છે કે કુરઆનમાં ઈસુ ખ્રિસ્તની મા મેરીને હઝરત મુસાના બાપ ઇમરાનની છોકરી ઠરાવી છે. પણ આ ભૂલ છે. જો તેમ હોત તો 'એ મુસાની બ્હેન' એમ આવ્યું હોત; પણ તેમ તો બીલકુલ નથી. 'ઓ હારૂનની બ્હેન' એમ છે તો હારૂન તેનો ભાઇ હતોજ. આ સિવાય શુભ વર્તમાનમાં જેમ ઓ ડેવિડ-દાઉદનો પુત્ર લખ્યું છે; તેમ ઈસુ કંઇ ડેવિડનો પ્રત્યક્ષ પુત્ર નહોતો. માત્ર તે તેના વંશમાં ઉત્પન્ન થયો છે. તેમજ મર્યમ કુમારી પણ મુસા તથા હારૂનનાજ વંશમાંની છે; કારણ તેનું કુટુંબ પણ લાવી છે. તેના જેવા પ્રતિષ્ઠિત કુટુંબ તરફ ઇશારો કરવામાં અને આવી રીતે બોલવામાં હરકત નથી. આમાંથી કોઇ પણ એક અર્થ અથવા બન્ને લેવામાં કોઇ પણ પ્રકારનો વાંધો રહેતો નથી.

* 'જાણે છે' એ શબ્દ પછી આટલા શબ્દો ઉમેરવાથી મતલબ સારી રીતે સમજાશે. 'તેનામાં સેવકોનાં કામો તથા વચનો પણ; પછી તેમનામાંથી જેને તે પયગંબર તરીકે યોગ્ય જુએ છે તેને પસંદ કરે છે.' ટુંકમાં કોઈ ખાસ મનુષ્યને પયગંબર અથવા ધર્માધ્યક્ષ બનાવવો એ વાંધા ભરેલું નથી.

કારણ તું (સઘળાનું) સાંભળે છે (અને સઘળાના વિચાર) જાણે છે. ૩૫. પછી જ્યારે તેણે તે (છોકરી) અવતરી અને પરમેશ્વરને તે સારી પેઠે માલમ હતું કે તેણે કેવી યોગ્યતાની (છોકરી) અવતરી છે (પણ તે તેની હકીકતથી વાકેફ નહોતી) ત્યારે તે કહેવા લાગી કે ઓ મારા પાલનકર્તા! (હવે હું શું કરૂં) મેં તો આ છોકરીને જન્મ આપ્યો છે; અને છોકરો, છોકરીના જેવો (દુર્બળ) હોતો નથી. અને મેં તેનું નામ મર્યમ રાખ્યું છે; અને હું તેને તથા તેની સંતતિને પત્થર વડે હાંકી કાઢેલા શેતાન(ના ભમાવવામાં)થી (બચાવી) તારા આશ્રયમાં મુકું છું. ૩૬. પછી તેના પાલનકર્તાએ (તેના સમર્પણ એટલે) મર્યમને સારા માનથી † સ્વીકારી તેને સારી રીતે‡ ઉછેરી મોટી કરી અને તેણે તેને ઝકરીયા (પયગંબર)ને હવાલે કરી. જ્યારે

† મેરી–મર્યમ કુમારીનાં માતુશ્રીએ માનતા લીધી તે વખત તેની ધારણા એવી હતી કે પુત્ર થાય તો તેને સંસાર મુક્ત કરી પરમેશ્વરના મંદીરની સેવામાં અર્પણ કરવો. પણ છોકરી અવતરતાં તે ભારે વિમાસણમાં પડી કે દુનીયાનો વ્યવહાર હોય કે ધર્મસંપ્રદાય હોય તો તેમાં સ્ત્રીઓ પુરૂષની બરાબર થઇ શકતી નથી. તો મારી માનતા કેવી રીતે પુરી થશે? પરંતુ પરમેશ્વરને એમ મંજુર હતું કે તે કુમારી–શિરોમણીને પેટે ચમત્કાર તરીકે એક નામાંકિત અને પ્રખ્યાત પયગંબર ઇસુ ખ્રિસ્ત પેદા થાય. તો આવી છોકરી છોકરા કરતાં ઘણી સારી છે. તાત્પર્ય કે પરમેશ્વરે માની માનતા દાખલ મર્યમ–મેરીને સારાં માનપૂર્વક સ્વીકારી અને તેની માનતા પુરી થઇ.

‡ એટલે ઝકરીયાની દેખરેખ હેઠળ ધર્મ તથા સંસારની દ્રષ્ટિએ મર્યમ–મેરીની ઉત્તમ સંભાળ લેવાઈ.

જ્યારે ઝકરીયા મર્યમ(ને જોવા માટે તેની) પાસે (તેના રહેવાના) ઓરડામાં જતો ત્યારે ત્યારે મર્યમ પાસે (ફળ ફળાદીમાંથી કંઇને કંઇ) ખાવાનું તે જોતો. (તેથી તેણે એક દિવસ મર્યમને) પુછયું કે ઓ મર્યમ! આ (ખાવાનું) તારી પાસે કયાંથી (આવે છે)? (મર્યમે) કહ્યું, એ પરમેશ્વર પાસેથી (આવે છે). પરમેશ્વર જેને ઈચ્છે છે તેને બેશુમાર આપે છે. ૩૭. (આ જવાબ સાંભળી) ઝકરીયાએ ત્યાંજ પોતાના પાલનકર્તાની પ્રાર્થના કરી (અને) કહ્યું કે ઓ મારા પાલનકર્તા! તું તારી પાસેથી મને પણ સારી સંતતિ આપ; કારણ તું (સર્વની) પ્રાર્થના* સાંભળે છે. ૩૮. ઝકરીયા ઓરડીમાં ઉભો ઉભો પ્રાર્થના કરતોજ હતો એટલે દૂતોએ તેને પુકારીને કહ્યું કે પરમેશ્વર તને (એક પુત્ર) યાહયા (ના જન્મવા)ના શુભ વર્તમાન આપે છે; (અને તેનામાં એ ખાસ ગુણ હશે કે ઇસુ ખ્રિસ્ત જે માત્ર) પરમેશ્વરના હુકમ (પ્રમાણે બાપ વગર જન્મશે, યાહયા તેની પયગંબરી)ની સત્યતા બતાવી આપશે અને (લોકોનો) આગેવાન થશે અને (સ્ત્રીઓના સહવાસથી પોતાને) બચાવી રાખશે અને પ્રવકતા (થશે, ટુંકમાં, તે પરમેશ્વરના) પવિત્ર આચરણવાળા (સેવકો) માંનો થશે. ૩૯. (ઝકરીયાએ) અરજ કરી કે ઓ મારા પાલનકર્તા! મારે ઘેર કેવી રીતે પુત્ર થઈ શકનાર? અને (મારી પરિસ્થિતિ એવી છે કે) મને વૃદ્ધાવસ્થા આવી ચુકી છે અને મારી પત્નિ વાંઝણી છે. (પરમેશ્વરે) ફરમાવ્યું,

* ઘણીવાર ઝકરીયા મેરી–મર્યમની પાસે કમોસમનાં ફળ જોતા. એ ઉપરથી તેમને વૃદ્ધાવસ્થામાં પણ સંતતિની ઉમેદ થઇ.

એવીજ રીતે પરમેશ્વર જે ઇચ્છે છે તે કરે છે. ૪૦. (ઝકરીયાએ) વિનંતી કરી કે ઓ મારા પાલનકર્તા! મારા (સમાધાન) માટે એકાદ નિશાની ઠરાવ (કે જેથી કરી હું સમજું કે મારી પ્રાર્થના માન્ય થઈ. પરમેશ્વરે) ફરમાવ્યું કે તને નિશાની (જોઇતી હોય તો) આ (છે) કે ત્રણ દિવસ સુધી તારાથી લોકો સાથે બોલાશે નહિ પણ માત્ર નિશાની વડેજ. અને (એ દિવસમાં) તું તારા પાલનકર્તાનું પુષ્કળ સ્મરણ કરજે અને સાંજે સવારે (તેનીજ) પવિત્રતા વર્ણવતો* રેહજે ૪૧. અને જ્યારે દૂતોએ મર્યમને કહ્યું કે ઓ

* આ વાક્યનો અર્થ એ કે:—બૈતુલ મકાદ્દસ એટલે જેરૂસલમના મંદીરની સેવા હઝરત ઝકરીયાના કુટુંબમાં હતી. પણ એવી અડચણ આવી પડી હતી કે ઝકરીય મોટી ઉમરના થયા પણ તેમને પેટે કંઇ સંતાન નહોતું. એથી તેમને સંતાનની હોંસ થઇ. આ બાજુએ મર્યમ કુમારી જ્યારે પવિત્ર મંદીરની સેવામાં રહી હતી તો પણ તે આ જાત હતી. માએ તો આ છોકરીને પવિત્ર આશ્રમના સેવકોને સોંપી દીધી. પણ તેમનામાં તકરાર ઉત્પન્ન થઇ કે મર્યમની સંભાળ કોણે લેવી. આખરે સઘળા દાવો કરનારાઓએ શુકન જોવા માટે પોતાની તોરાત લખવાની લેખણી નદીમાં નાંખી તો ઝકરીયા સિવાય બધાંની લેખણ પાણીમાં ઘસડાઇ ગઈ. ઝકરીયાની લેખણ સ્થિર ઉભી રહી. ઝકરીયાએ મર્યમને દેવળમાં એક બાજુએ રાખી હતી ત્યાં તે રહેતી તથા ઇશ્વરની ભકિત તથા મંદીરની સેવા કરતી. ઝકરીયા તેને મળવા વારંવાર જતા ત્યારે તેની પાસે ફળ ફળાદી જેવા પદાર્થ જોતા એટલે તેમને આશ્ચર્ય થતો. આખરે એક વખત તેમણે તેને પુછ્યું ત્યારે મર્યમે કહ્યું કે મારો પાલનકર્તા પોતાની કૃપાથી મને મારી ખોરાક આપે છે; અને હું તે ખાઉં છું. આ સાંભળી ઝકરીયાના મનમાં સંતાનની ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેમણે કરેલી પ્રાર્થના માન્ય થઇ. પરંતુ ઝકરીયા પોતાના માનવી સ્વભાવને લીધે

મર્યમ તને પરમેશ્વરે પસંદ કરી છે અને (પાપની ગંધથી પણ) તને શુદ્ધ રાખી છે, અને (તેને લીધેજ) તને સકલ જગતની સ્ત્રીઓ ઉપર (શ્રેષ્ટતા આપી) પસંદ કરી છે ૪૨. (તો) ઓ મર્યમ! તું તારા પાલનકર્તાની આજ્ઞાનું પાલન કરતી રહે અને (તેની આગળ) સાષ્ટાંગ નમસ્કાર કરતી જા; અને (વાંકા વળી) નમન કરનારાઓની સાથે (તું પણ વાંકી વળી) નમન કરતી જા. ૪૩ (ઓ પયગંબર!) આ જે (વાત) અમે તને પ્રકટીકરણમારફત પહોંચાડીએ છીએ તે ગેબી બાતમીઓ છે. અને (ઓ પયગંબર!) જ્યારે તેઓ (એટલે મર્યમની સંભાળ લેવાના દાવાદારો) પોતાની લેખણીઓ (નદીમાં) નાખતા હતા (એમ જોવાને) કે કોણ (છે કે જેની લેખણ નદીના મૂળ તરફ ઘસડાઈ જશે અને તે) મર્યમની સંભાળ રાખનાર બનશે, ત્યારે તું તેમની પાસે (હાજર) નહોતો. અને (તેવીજ રીતે) જ્યારે તેઓ માંહોમાંહે લડતા હતા ત્યારે પણ તું તેમની પાસે (હાજર) નહોતો. ૪૪. જ્યારે દૂતોએ મર્યમને કહ્યું કે ઓ મર્યમ! (પરમેશ્વરની માત્ર આજ્ઞાથીજ તારે પેટે એક પુત્ર જન્મશે, તેથી) પરમેશ્વર તને પોતાના (તે આજ્ઞા દર્શાવનારા)

---

વૃદ્ધાવસ્થા તથા સ્ત્રીનું વાઝીઆપણું જોઇ મનમાં વિચાર કરતા હતા પણ આખરે તેમનાથી રહેવાયું નહિ. ત્યારે તેમણે પરમેશ્વરને વિનંતિ કરી કે તેં મારી પ્રાર્થના માન્ય કરી પણ મારા મનનું સમાધાન કેમ થાય? જવાબ મળ્યો કે અમારૂં સ્મરણ અને ધ્યાન ધરવાથી સમાધાન થશે. ટુંકમાં ત્રણ દિવસ મુગા રહેવા પછી ઝકરાયા ઘેર ગયા અને તેમની સ્ત્રીને ગર્ભ રહ્યો; અને યાહ્યા એટલે? જોન બાપટિસ્માકારનો, જન્મ થયો. ભાષ્યકારો આ વાતને પણ ચમત્કાર કહે છે.

શબ્દની શુભ ખબર આપે છે. તેનું નામ ખ્રિસ્ત મર્યમનો પુત્ર ઇસા થશે; આ લોક તેમજ પરલોક એ (બન્ને) માં પ્રતિષ્ઠિત, અને (પરમેશ્વરે પોતાની) નજીક કરેલા (સેવકો) માંનો (એક સેવક થશે) ૪૫. અને તે પારણામાં તેમજ વચે આવતાં લોકો સાથે (એક સરખુ) સંભાષણ કરશે અને (પરમેશ્વરના) પવિત્ર આચરણવાળા સેવકોમાંથી (એક તે પણ) થશે. ૪૬. તે કહેવા લાગી કે ઓ મારા પાલનકર્ત્તા ! મને કેમ પુત્ર થઈ શકે ? અને ખરૂં જોતાં મને કોઈ પુરૂષે સ્પર્શ પણ કર્યો નથી. (દૂતે) કહ્યું એવીજ રીતે પરમેશ્વર જે ઇચ્છે છે તે નિર્માણ કરે છે. જ્યારે તે કોઇ કામનુ નક્કી કરે છે, ત્યારે તે તેને માત્ર એટલુંજ ફરમાવે છે કે થા, અને તે થઈ જાય છે. ૪૭. અને પરમેશ્વર તે (તારા પુત્ર)ને (સઘળાં દિવ્ય) પુસ્તકો તથા અક્કલની વાતો અને (મુખ્યત્વે કરી) તોરાત તથા ઇજીલ (એ સઘળું) શીખવશે. ૪૮. અને (તે અમારો) પયગંબર (થશે અને તેને અમે) બની-ઈસરાઇલો તરફ (મોકલીશું. અને તે તેમને કહેશે કે) હું તમારા પાલનકર્તા તરફથી તમારી પાસે નિશાની (એટલે ચમત્કાર) લઇ આવ્યો છું; (અને મને પરમેશ્વરે એ સામર્થ્ય આપ્યું છે) કે હું તમારા (મનના સમાધાન) માટે માટીમાંથી પક્ષીના આકાર જેવું (એક પ્રાણી) બનાવીશ, પછી તેમાં ફુંક મારીશ તો તે પરમેશ્વરના હુકમથી પક્ષી થઇ જશે. અને પરમેશ્વરનાજ હુકમ મુજબ, જન્મથી આંધળા તથા કોડવાળાને સાજા કરીશ અને મુએલાંને જીવતા કરીશ. અને જે કંઇ તમે ખાઇને આવશો અને જે કંઈ તમે તમારા ઘરમાં ભરી રાખ્યું હોય તે (સઘળું) હું તમને કહીશ. જો

તમારામાં વિશ્વાસ (રાખવાની યોગ્યતા) છે; તો નિઃસંશય આ વાતમાં તમારે માટે (ઇશ્વરની શકિતની મોટી) નિશાની છે. ૪૯. અને (હા!) તોરાત (પુસ્તક) જે મારા વખતમાં (ઉપલબ્ધ) છે તેને હું ખરૂં માનું છું; અને (મારા પયગંબર કરી મોકલવામાં) એક ઉદ્દેશ એ પણ છે કે કેટલાક પદાર્થ જે તમને હરામ છે તે (ઇશ્વરની આજ્ઞાથી) હું તમારે માટે હલાલ ઠરાવીશ. અને (મ્હોડાના દાવાથી નહિ પણ) હું તમારા પાલનકર્તા તરફથી નિશાની (એટલે ચમત્કાર) લઇ આવ્યો છું; તો પરમેશ્વરથી બ્હીઓ અને મારૂં કહ્યું માનો. ૫૦. નિઃસંશય પરમેશ્વરજ મારો પાલનકર્તા છે અને (તેજ) તમારો પણ પાલનકર્તા છે, તો તેનીજ ભકિત કરો; (કારણ) આજ (તારણનો) સરળ માર્ગ છે. ૫૧. પછી જ્યારે ઇસાને યાહુદીઓ તરફથી નકાર જણાયો ત્યારે તે (મોટેથી) કહેવા લાગ્યો, કોઇ (એવો) છે કે પરમેશ્વર તરફ (થઇ) મારા મદદગારો બનશે? (આ સાંભળી) હવારીઓએ* કહ્યું.

* જે બાર શખસોએ પહેલ વહેલાં ઇસુ ખ્રિસ્ત ઉપર વિશ્વાસ રાખ્યો હતો તેમને હવારી કહે છે. 'હૌર' શબ્દનો મૂળ અર્થ સફેદી અથવા ધોળું એવો છે. હવારીઓને એ નામ એટલા માટે આપ્યું છે કે તેમનામાં કેટલાક ધોબી હતા; અથવા એટલા માટે કે તેમણે હઝરત ઇસુ પાસે અને તેમની પાસેથી બીજા લોકોએ બેપ્ટીઝમ લીધું હતું. એ એક જાતનું સ્નાન છે અને તે હજી પણ ખ્રિસ્તી બનાવતી વખતે આપવામાં આવે છે. પરંતુ ખરૂં બાપ્ટીઝમ કંઈ સ્નાન નથી પણ ખરો પરમેશ્વર એકજ છે અને ઇસુ ખ્રિસ્ત તેનો પયગંબર છે એ મનોભાવના રાખવી તે છે; અને એમાંજ સર્વકાલનું જીવન છે (જુઓ યોહાન અધ્યાય ૧૭: ૩) પણ એ જીવન, કલ્પિત ત્રિમૂર્તી માનનારાને પ્રાપ્ત થવું શકય નથી.

પરમેશ્વર(ની તરફ)ના અમે મદદગારો છીએ. પરમેશ્વર ઉપર અમે વિશ્વાસ રાખ્યો છે, અને (ઓ સદ્ગુરૂ! તું પણ) આ વાતની સાક્ષી પુર કે અમે આજ્ઞા પાળનાર * છીએ. ૫૨. (અને તેઓએ પરમેશ્વરની રૂબરૂ અરજ કરી કે) ઓ અમારા પાલનકર્તા! (ઇંજીલ પુસ્તક) જે તેં પ્રકટ કર્યું છે તેના ઉપર અમે વિશ્વાસ રાખ્યો છે અને અમે (તારા) પયગંબર (એટલે ઇસા)નું અનુકરણ કર્યું છે; તો અમને પણ (તેની સત્યતાની) સાક્ષી પુરનારાઓમાં લખી રાખ. ૫૩. અને યાહુદીઓએ (ઇસાની સાથે) કપટ* કર્યું અને પરમેશ્વરે (તેમને તેમના) કપટનો બદલો આપ્યો. કપટનો બદલો આપનારાઓમાં પરમેશ્વર (સૌથી) ઉત્તમ છે. ૫૪. તેજ વખતે પરમેશ્વરે (ઇસાને) કહ્યું કે ઓ ઇસા! (દુનીયામાં) તારા રહેવાની મુદત પુરી કરી હું તને મારી પાસે ઉપર ઉંચકી લઇશ. અને નાસ્તિકો(ના સહવાસના દોષ)માંથી તને શુદ્ધ કરીશ અને જે લોકોએ તારૂં અનુકરણ કર્યું છે તેમને કયામતના દિવસ સુધી (તારો) અસ્વીકાર કરનારા (એટલે યાહુદીઓની) ઉપર રાખીશ. પછી તમો (સઘળાં)ને મારી પાસે ફરીથી આવવાનું છે; તો (તે દિવસે) જે જે વાતમાં (તમે દુનીયામાં) મતભેદ

* જે કપટનો ઉલ્લેખ આ વાક્યમાં છે તે એ કે યાહુદીઓએ હઝરત ઇસુને એકાએક પકડયો અને અદાવતને લીધે સુળી ઉપર ચઢાવવાનો બેત કર્યો આ કપટ યાહુદીઓનું હતું. ઇશ્વરી બદલો એ હતો કે હઝરત ઇસુ નહિ પણ તેના જેવી સીકલવાળો એક ઇસમ જે ખરેખર હઝરત ઇસુનો ઘાત કરવા બહાર પડયો હતો અને તેનો ચહેરો ઇસુના જેવોજ હતો. તેને સુળીએ ચઢાવવામાં આવ્યો. અને હઝરત ઇસુ સુરક્ષિત જતા રહ્યા.

કરતા હતા તે તે સંબંધી હું તમારી વચ્ચે ફેંસલો કરી નાંખીશ. ૫૫. પછી જેમણે (તારી પયગંબર તરીકેની પદવીનો) અસ્વીકાર કર્યો છે તેમને હું આ લોક તેમજ પરલોક એ (બંને)માં ઘણી સખત શિક્ષા દઇશ; અને તેમનો કોઇ મદદ ગાર (થવાનો) નથી; (કે તે તેમને મારા હાથમાથી બચાવે). ૫૬. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો, તેમ સારાં કામો પણ કર્યાં તેમને પરમેશ્વર તેમ(ના પુણ્ય)નું ફળ પુરેપુરૂં આપશે. અને પરમેશ્વર આજ્ઞાનો ભંગ કરનારા લોકોને પસંદ કરતો નથી. ૫૭. (ઓ પયગંબર!) આ અમે તને જે વાંચી સંભળાવીએ છીએ તે મહાવાકયો હોઇ (બંધબેસ્તો અને) ચોક્કસ ઉલ્લેખ છે. ૫૮. ખરેખર પરમેશ્વર આગળ જેવો આદમ તેવો ઇસા * કારણ

* આ દાખલા મારફત ખ્રિસ્તી તેમજ યાહુદી લોકોના કાન ઉઘાડવાનો ઉદ્દેશ દેખાય છે. ખ્રિસ્તીઓને એવી રીતે કે જો ઇસુ ખ્રિસ્તનું વિના બાપે જન્મવું એ પરમેશ્વર અથવા પરમેશ્વરના પુત્ર થવાનું પ્રમાણ છે એમ તેઓ સમજે છે; તો આદમને માબાપ બન્ને નહોતાં તો તેને પણ બહુ અંશે પરમેશ્વર કિંવાં પરમેશ્વરનો પુત્ર બનાવવો જોઇએ! પણ જો હઝરત આદમને પરમેશ્વર કિંવા પરમેશ્વરનો પુત્ર કહેવાય નહિ તો ઇસુ ખ્રિસ્તને પરમેશ્વર કે પરમેશ્વરનો પુત્ર કહેવો એ ઘણું ખોટું છે એટલુંજ નહિ પણ એ પરમેશ્વરની નિંદા છે. આ વાત સઘળાને કબુલ છે કે ઇશ્વરની નિંદા કરી સ્વર્ગ અથવા તેની કૃપા મેળવવાની આશા કરવી એ ગાંડપણુજ છે. યાહુદીઓ એમ કહી શકે છે કે પરમેશ્વરે આદમને માટીમાંથી બાપ વગર પેદા કર્યો તેણે ઇસુ ખ્રિસ્તને તેવીજ રીતે પેદા કર્યો એમાં નવાઈ શું? તો પછી ઇસુ ખ્રિસ્તના જન્મની બાબત તમારો મત કઢંગો કેમ થયો? આ પ્રમાણે હઝરત મોહંમદ પયગંબર એ હઝરત ઇસાના ખરા હિમાયતી છે. (જુઓ યેહાન અ. ૧૬: ૮).

(પરમેશ્વરે) માટીમાંથી આદમ (નું પુતળું) બનાવી, તેને હુકમ આપ્યો કે (આદમ) બન અને તે (આદમ) બની ગયો. ૫૯. (ઓ પયગંબર! આ) સત્ય (વાત છે કે તે તને) તારા પાલનકર્તા તરફથી (કહેવામાં આવે છે): માટે તું પણ શંકા કરનારામાંનો (એક) બની જતો નહિ! ૬૦: પછી જ્યારે તને (ઈસાની) હકીકતની ખબર પડી ચુકી તે પછી પણ તારી સાથે તેના વિષે જે કોઇ તકરાર કરવા માંડે તો (એવા લોકોને) કહેજે કે (ઠીક ત્યારે મેદાનમાં) આવો: (એક બાજુ) અમે અમારાં છોકરાંઓને બોલાવીએ અને (બીજી તરફ) તમે તમારાં છોકરાંઓને (બોલાવો) અને (તેવીજ રીતે) અમે અમારી છોકરીઓને (બોલાવીએ) અને તમે તમારી છોકરીઓને (બોલાવો); અને અમે પોતે પણ (સામેલ થઇએ) અને તમે પોતે પણ (સામેલ થાઓ); પછી આપણે (સઘળા મળી પરમેશ્વર આગળ રડી પડી) ફરીઆદ કરીએ અને મિથ્યા આરોપ મુકનારા ઉપર પરમેશ્વરનો શાપ મુકીએ. ૬૧. (ઓ પયગંબર!) આ (જે અમે કહ્યું) તેજ નિ:સંશય ખરેખરૂં વૃતાંત* છે.

* હઝરત પયગંબર સાહેબના વખતની એક વાત એવી છે કે નજરાનનાં ખ્રિસ્તી લોકો તેમની સેવામાં હાજર થયા. પયગંબર સાહેબે તેમની એટલે લગી સ્વાગતા કરી કે તેમને ખાસ પોતાની મસ્જીદમાં ઉતારો આપ્યો અને તેઓ અહીં પોતાના સંપ્રદાય પ્રમાણે ભક્તિ પણ કરતા હતા. પયગંબર સાહેબે આદમનો દાખલો આપી તેમને પુષ્કળ સમજાવ્યા કે ઇસુ ખ્રિસ્તને પરમેશ્વર કે પરમેશ્વરનો પુત્ર કહેવાથી દુર રહો. પણ તેમણે કંઇ સાંભળ્યું નહિ. આખરે પયગંબર સાહેબે સોગન ખાઇ પરમેશ્વર આગળ ફરીઆદ કરવાનો વિચાર કર્યો. એને શાસ્ત્રીય પરિભાષામાં 'મુબાહલા' કહે છે. પયગંબર

અને પરમેશ્વર સિવાય બીજો કોઇ ઉપાસના કરવા લાયક નથી. અને નિઃસંશય પરમેશ્વરજ (સઘળામાં) પ્રબળ (અને) યુક્તિવાન છે. ૬૨. એમ છતાં પણ જો (આ લોકો) ફરી બેસે, તો પરમેશ્વર પ્રીતુર, ફિસાદ કરનારાને સારી પેઠે ઓળખે છે, (અને તે તેમને જોઇ લેશે). ૬૩. (ઓ પયગંબર ! તું તેમને) કહે કે હે ગ્રંથધારી લોકો આવો, આવી એકાદ બાબત તરફ (વળો) કે જે આપણી અને તમારી વચ્ચે સરખી (રીતે માનવામાં આવે) છે, કે પરમેશ્વર સિવાય આપણે કોઇનીજ ભક્તિ કરવી નહિ અને કોઇને પણ તેનો ભાગીદાર ઠરાવવો નહિ, અને પરમેશ્વર સિવાય અમારામાંથી કોઇએ, કોઇને (પોતાનો) માલીક સમજવો નહિ. પછી જો તેઓ (આવી સરળ અને ખરી વાત માનવામાં) મ્હોડું મરડે તો (મુસલમાનો ! તમે આ લોકોને) કહી દો કે તમે આ વાતની સાક્ષી પુરો કે અમે તો (એકજ પરમેશ્વરને) માનીએ છીએ. ૬૪. હે ગ્રંથધારી લોકો ! ઇબ્રાહીમના સંબંધમાં તમે શા માટે લડો છો (કે તે યાહુદી હતો કે ખ્રિસ્તી)? અને તોરાત તથા ઇંજીલ (જેનાથી યાહુદી તથા ખ્રિસ્તની શરૂઆત થઇ છે તે) તો તેની પછી પ્રકટ થયા છે. તો તમે શું (આટલી વાત પણ) સમજતા નથી? ૬૫. જુઓ ! તમે એવા લોકો છો કે જે વિષે

સાહેબ પોતાની પુત્રી ફાતિમાબાઇ તથા બન્ને પૌત્ર હસન અને હુસેન તથા પિત્રાઇ ભાઇ તથા જમાઇ હઝરત અલીને સાથે લઇ સોગન ખાવા બહાર નીકળ્યા. પરંતુ નજરાનના ખ્રિસ્તી નાસી ગયા, અને પયગંબર વિરૂદ્ધ જો તેઓએ સોગન ખાધા હોત તો જે ખરાબ પરિણામની તેમને બ્હીક હતી તેનો તેમને અનુભવ થવો હોત.

તમને કંઈ (ને કંઇ ખરૂં ખોટું) જ્ઞાન હતું. તે વિષે તમે તકરાર કરતા હતા. પણ જે બાબત તમને (મૂળથીજ કંઇ પણ) જ્ઞાન નથી તે બાબત તમે શા માટે તકરાર કરો છો? અને પરમેશ્વર જાણે છે અને તમે જાણતા નથી. ૬૬. ઈબ્રાહીમ યાહુદી નહોતો તેમ ખ્રિસ્તી પણ નહોતો; પણ તે (અમારો) એકનિષ્ટ અને આજ્ઞાંકિત (સેવક) હતો; અને તે મૂર્તિપૂજકોમાંનો પણ નહોતો. ૬૭. જે લોકોએ ઈબ્રાહીમનું અનુકરણ કર્યું તેઓ અને આ (કલિયુગના*) પયગંબર અને જેમણે (તેના ઉપર) વિશ્વાસ રાખ્યો તે (મુસલમાનો એ સઘળા) ખરેખર ઈબ્રાહીમની સાથે ખાસ સંબંધ ધરાવવાને વધારે હકદાર છે. અને પરમેશ્વર મુસલમાનોનો મુરબ્બી† છે. ૬૮. (ઓ મુસલમાનો!) ગ્રંથધારી લોકોમાંની એક

* હઝરત મોહંમદ પયગંબર કલિયુગમાં થયા અને તેમની પછી કોઇ પણ પયગંબર પ્રગટ થયો નહિ અને આખર સુધી કોઈ થનાર પણ નથી. એટલે એજ કલિયુગના પયગંબર ઠરે છે. કંઈક થિઓસોફિસ્ટ લોકો ઇશ્વરી અવતારના આગમનની બાબતમાં જે કલ્પના અને અફવાઓ ઉઠાવી ઉભા કરે છે તે જો તેમણે આ કલિયુગના પયગંબર વિષે કંઈ માહિતી મેળવી હોત તો તે તેમને આડે માર્ગે નહિ દોરતાં સન્માર્ગ દર્શક થઈ હોત કારણ છેવટનો પયગંબર એજ છે એમ સ્પષ્ટ દેખાઈ આવતે. આ પયગંબરની અગાઉ જે વશિષ્ઠો ઋષીઓ તથા પયગંબરો થઇ ગયા છે તે પરમેશ્વરનાજ હુકમને આધીન હતા; એટલે તે માનનીય છે એમ માનવા. આજ મોહમદ પયગંબર સાહેબે શીખવ્યું. અને બારીક નજરે તપાસતાં એજ થિઓસોફીના પણ સ્વામી તથા પિતા છે. એ ઇતિહાસના જ્ઞાન પ્રમાણે તેમને માન્ય હોવુંજ જોઇએ.

† પરમેશ્વરે જે ધર્મ એટલે ઇસ્લામ હઝરત ઇબ્રાહીમને પ્રકટ કર્યો અને આપણા સ્વામી તથા પ્રભુ મૂસા, ઇસા અને

મંડળી આતુરતાથી એવું ઇચ્છે છે કે ગમે તે કરી તમને આડે રસ્તે લઇ જઈ મુકે; અને ખરૂં જોતાં તે (પોતાની યુક્તિથી તમને નહિ તો) ખુદ પોતાનેજ આડે રસ્તે લઇ જાય છે. અને તે લોકોને (આ વાતની) સમજ પડતી નથી. ૬૯. ઓ ગ્રંથધારી લોકો! તમે પરમેશ્વરનાં મહા વાકયોનો શા માટે અસ્વીકાર કરો છો? અને ખરૂં જોતાં (તમે તમારા મનમાં) તેની સાક્ષી પણ પૂરો છો. ૭૦. ઓ ગ્રંથધારી લોકો! તમે સત્યને અસત્યનું આચ્છાદન શા માટે કરો છો અને સત્ય શા માટે છુપાવો છો? અને ખરૂં જોતાં તમે (વસ્તુ-સ્થિતિથી) વાકેફ છો. ૭૧. અને ગ્રંથધારી લોકોમાંની એક મંડળી (પોતાના લોકોને સમજાવી) કહે છે કે મુસલમાનોને જે (પુસ્તક) પ્રકટ થયું છે તે ઉપર દિવસની શરૂઆતમાં વિશ્વાસ રાખો, અને દિવસની આખરે (તેનો) અસ્વીકાર કરતા જાઓ; કે કદાચિત (આ યુક્તિથી) મુસલમાનો (આ નવા ધર્મ તરફથી) પાછા* હઠી જાય, ૭૨. અને જે તમારા ધર્મનું અનુકરણ કરશે તેના સિવાય બીજા કોઈ (ની વાત) નો વિશ્વાસ કરતા નહિ. (ઓ પયગંબર! તું તેમને) કહે

મોહંમદએ સાહેબોએ તેમના પોત પોતાના સમયમાં જેનો ઉપદેશ કર્યો તેને માની તે પ્રમાણે વર્તે છે અને આ પયગંબરોને પરમેશ્વરનું સ્વરૂપ નહિ આપતાં તેને તેમના સેવક ગણે છે; અને ઇસ્લામ એટલે પરમેશ્વરની મરજી તથા હુકમને આધીન રહેવું એનું અક્ષરશઃ અનુકરણ કરે છે, અને પરમેશ્વર સર્વશક્તિમાન તથા સર્વજ્ઞાની હોઇ તેના સિવાય અન્ય કોઈ ઉપાસના કરવા યોગ્ય નથી એમ જાણી તે પરમેશ્વરનો આશ્રય લે છે અને તે તેમનો ઉદ્ધાર કરે છે.

* એટલે અમને ડગમગતા જોઈ તે પોતે પણ ડગમગ થશે.

કે (અસલ) સન્માર્ગ (ખરૂં કહીએ તો) પરમેશ્વરનોજ સન્માર્ગ છે. (અને તે જેમને પુસ્તક મળ્યાં છે તે લોકો સિવાય બીજા કોઇનો પણ તે નહિ હોય એ જરૂરનું નથી; અને પોતાના લોકોને તેઓ એ પણ સમજાવે છે કે વારૂં, કયાં એવું થઈ શકે છે) કે જેવો (ઉત્તમ ધર્મ) તમો (જેઓને પુસ્તક મળ્યાં છે તેવા લોકો) ને આપવામાં આવ્યો છે તેવોજ (ધર્મ) બીજા કોઇને આપવામાં આવશે? અગર તેઓ પરમેશ્વર પાસે (જઇ) તમારી સાથે લડશે (અને તમારા કરતાં ચઢિઆતા રહેશે)? (ઓ પયગંબર! તેમને) કહે કે શ્રેષ્ઠતા તો પરમેશ્વના હાથમાં છે, તે જેને ઈચ્છશે તેને તે આપશે; અને પરમેશ્વર ઘણો ઉદાર તથા* જ્ઞાની છે. ૭૩. તે જેને ઈચ્છશે તેને પોતાની દયા માટે ખાસ (પસંદ) કરશે. અને પરમેશ્વર મહાન કૃપાનિધિ છે. ૭૪. અને ગ્રંથધારી લોકોમાં કોઈ એવા છે કે જો તું તેની પાસે રોકડ નાણાના ઢગલા અનામત મુકી દેશે, તોપણ તે (જોઇએ ત્યારે) તારે હવાલે કરશે. અને તેમનામાં કોઈ (એવા) છે કે (વધારે નહિ પણ) એક (નાની સરખી) આશ્રફી તેની પાસે તું અનામત મુકી દેશે તો તું લાગ લાગટ (તગાદો કરી) તેના (માથા) ઉપર સતત ઉભો રહેશે નહિં ત્યાં સુધી તે તને તે પાછી આપનાર નથી. (આ લોકોમાં) આ (કુચાલ) એટલા માટે (દાખલ થયો) કે તેઓ એવું પ્રતિપાદન કરે છે કે (અરબોના) અભણ (ના હક્ક લુટવા) માં અને (પુછવાનો) કાંઈ રસ્તો નથી. અને તેઓ જાણી બુજીને પરમેશ્વર વિરૂદ્ધ ખોટું બોલે છે. ૭૫. હા! એમને પુછવામાં

* એટલે પરમેશ્વર અતિ ઔદાર્યમય હોઈ તે સઘળું જાણે છે અને લાયક નાલાયકને સારી પેઠે ઓળખે છે.

આવશેજ આવશે; (કારણ) જે મનુષ્ય પોતાનું વચન પુરૂં પાળશે અને (ખોટા વ્યવહાર વિષે) સાવચેતીથી દુર રહેશે તો ખરેખર (ખોટા વ્યવહારથી) સાવચેત રહેનારાઓને પરમેશ્વર ચાહે છે; (અને નહિ કે ખોટો મામલો ચલાવનારાને!) ૭૬. જે લોકો, પરેમેશ્વરને (આપેલાં પોતાના) વચનને બદલે અને (તેવીજ રીતે) પોતાના સોગનને બદલે નાનો સરખો (ઐહિક) બદલો લે છે (અને પોતાનાં વચન તથા સોગનનું માન રાખતા નથી) એજ લોકો છે કે જેમનો પરલોકમાં કંઈપણ ભાગ નથી; અને કયામતને દિવસે પરમેશ્વર તેમની સાથે સંભાષણ કરનાર નથી અને તેમની તરફ (દયા દૃષ્ટિથી) જોનાર પણ નથી; અને તે તેમને (પાપની નાપાકીમાંથી) શુદ્ધ કરનાર નથી; અને તેઓ માટે દુ:ખદાયક શિક્ષા છે. ૭૭. અને આ (ગ્રંથધારી લોકો)માંનોજ એક પક્ષ એવો છે કે તેઓ પુસ્તક (એટલે તોરાત) વાંચતાં પોતાની જીભો મરડે મચરડે (અને કંઇનું કંઇ વાંચે) છે કે જેથી તમે ધારો કે (જે કંઇ તેઓ વાંચે છે) તે (દિવ્ય) પુસ્તકમાંથીજ છે. પણ તે (દિવ્ય) પુસ્તકમાંથી નથી અને તેઓ કહે છે કે તે પરમેશ્વર તરફથી (પ્રકટ થએલ) છે પણ (ખરૂં જોતાં), તે પરમેશ્વર તરફથી (પ્રકટ થયું) નથી. અને તેઓ જાણીબુજીને પરમેશ્વર વિરૂદ્ધ ખોટું બોલે છે. ૭૮. કોઈપણ મનુષ્યને (આ વાત) શોભતી નથી કે પરમેશ્વર તેને (પોતાનું) પુસ્તક તથા અક્કલ તથા પયગંબર તરીકેનું પદ આપે અને પછી તે લોકોને કહેવા માંડે કે પરમેશ્વરને છોડી મારા*

* દુર્દૈવે કદી યાહુદી લોકો હઝરત પયગંબર સાહેબ ઉપર એવો દોષ મુકતા હતા કે જો આ ગૃહસ્થ પરમેશ્વર તરફ બોલાવે છે તો પણ તેનો મૂળ હેતુ એવો છે કે લોકો પાસે પોતાની ભક્તિ કરાવવી; અમે તો તેના આવવા અગાઉથીજ ઇશ્વરની ભક્તિ કરતા

સેવક બની રહો! પણ ( તે તો એમજ કહેશે કે) તમે ઇશ્વરભક્ત થઇ રહો; એટલા સારૂ કે તમો લોકો (બીજાઓને દિવ્ય) પુસ્તક શીખવતા રહો છો અને એટલા સારૂ કે તમે (જાતે પણ) વાંચતા રહો છો. ૭૯. તે તમને (કોઇપણ વખતે) એમ હુકમ કરનાર નથી કે દૂતોને તથા પયગંબરોને ઈશ્વર તરીકે (માની) લો તો (કયાં એમ થઇ શકે છે કે) તમે ઇસ્લામ સ્વીકારી ચુકયા છો ત્યાર પછી તે તમને નાસ્તિક થવાનું કહેશે? ૮૦. અને (ઓ પયગંબર! તું તેમને તે સમય યાદ દેવાડ કે) જ્યારે પરમેશ્વરે પયગંબરો પાસે પાકું વચન લીધું કે હું તેમને (મારૂં) પુસ્તક તથા અક્કલ આપીશ, અને પછી કોઈ પયગંબર તમારી પાસે આવે અને તે જે (પુસ્તક) તમારી પાસે છે તેની સત્યતા દર્શાવે; તો જુઓ! તમારે જરૂર તેના ઉપર વિશ્વાસ રાખવો અને જરૂર તેને મદદ કરવી. (પરમેશ્વરે) કહ્યું કે તમે ઇકરાર કર્યો; અને આ વાત ઉપર મેં (તમારી પાસે) જે વચન લીધું છે તે તમે માન્ય કર્યું. (પયગંબરોએ નમ્રપણે) કહ્યું કે (હા!) અમે ઇકરાર* કર્યો. (પરમેશ્વરે) ફરમાવ્યું, ઠીક ત્યારે

---

આવ્યા છીએ. આ તેમજ આગળના વાકયમાં આ દોષનું સારૂં ખંડન કરવામાં આવ્યું છે. કારણ તેમની ઇશ્વર ભક્તિ માત્ર નામનીજ હતી; તેઓ દૂતો તથા ધર્માધ્યક્ષોનેઇશ્વર માનતા હતા. ટુંકમાં તેઓ અને કઇશ્વરવાદી હતા.

* સૃષ્ટિ નિર્માણ કરવા અગાઉ જ્યારે પમેશ્વરે સઘળા માનવોને પુછ્યું કે શું હું તમારો પાલનકર્તા નહિ? ત્યારે તેમણે ઉત્તર આપ્યો, 'હા' જેવી રીતે આ ઉત્તર દરેક મનુષ્યના મનમાં ઠસ્યો છે તેવીજ રીતે પયગંબર વિષેનું વચન પણ છે. કારણ સત્ય ધર્મ કહીએ

(આજના ઇકરારના) તમે સાક્ષી રહો અને તમારી સાથે સાક્ષીમાંના (એક સાક્ષી) હું પણ છું. ૮૧. (વાત) એટલી (પાકી થાય) પછી જે કોઇ (ઇકરારમાંથી) ફરી જાય તેઓ આજ્ઞાનો ભંગ કરનારા છે. ૮૨. શું એ લોક પરમેશ્વરના ધર્મ સિવાય (બીજો) કોઇ ધર્મ શોધે છે? અને ખરૂં જોતાં, જે (દૂત) આકાશમાં છે અને જે (લોક) પૃથ્વી ઉપર છે તે (સઘળા) જાત ખુશીથી (કહો) કે બળ જબરીથી (કહો) તેનીજ આજ્ઞાને આધીન * છે. અને તેનીજ તરફ (સઘળાને)

તો હમેશ એકજ છે. લોકોની જરૂરીઆત, તથા હેતુ તથા દેશકાલ વર્તમાનને અનુસરી કંઇ કંઈ ભેદ શાસ્ત્રમાં થતોજ આવ્યો છે.

* મતલબ કે સર્વ સૃષ્ટિ પરમેશ્વરે બનાવી છે. જેવી રીતે પરમેશ્વરને આ સંસાર ચલાવવાનો હતો તેવો તે ચાલે છે અને નિત્ય ચાલશે. પત્થરને એવો બનાવ્યો છે કે તે પોતાની જગાએથી આપોઆપ હાલતો નથી; ઉપર ફેંકીએ તો પાછો જમીન ઉપરજ આવીને પડે છે. પાણી નીચાણ હશે તે તરફજ વહે છે; અમુક ઉંચાઇથી વધારે ઉંચે ચઢી શકતો નથી. એક નિયમ મરઘીને ઇંડાં મુકવાનો છે તેવોજ એક નિયમ માણસની વંશવૃદ્ધિનો છે. આજ કાયદાનું નામ નિસર્ગ કે સૃષ્ટકર્મ છે. મનુષ્યના નૈસર્ગિક સ્વભાવમાં એક એવો પણ ગુણ છે કે પરમેશ્વર છે એમજ તેઓ માને છે અને તે એકજ છે એમ પણ તેઓ માને છે; અને એનુંજ નામ ઇસ્લામ છે. જે પ્રમાણે એકાદ વસ્તુ પોતાના નૈસર્ગિક નિયમનું ઉલ્લંઘન કરતી નથી તેજ પ્રમાણે મનુષ્ય પણ એજ નિયમ પ્રમાણે પોતાના એકજ પરમેશ્વરના અસ્તિત્વનો અસ્વીકાર કરી શકતો નથી. એટલે મનુષ્ય થવું અને એકજ પરમેશ્વરને માનવું એ તેનો સૃષ્ટજન્ય સ્વભાવજ છે. કંઇ ગેરસમજ ઉત્પન્ન થાય તે દુર કરવા માટે પયગંબરો આવ્યા અને દિવ્ય પુસ્તકો પ્રકટ થયાં.

પાછું ફરવાનું છે. ૮૩. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે (આપણો ધર્મ તો એ છે કે) આપણે પરમેશ્વર ઉપર વિશ્વાસ મુકયો અને જે (પુસ્તક) આપણને પ્રકટ થયું છે તે ઉપર અને જે (શાસ્ત્ર લેખ) ઇબ્રાહીમ તથા ઇસ્માઈલ તથા ઈસ્હાક તથા યાકૂબ અને યાકૂબના વંશજોને પ્રકટ થયું તેના ઉપર અને મુસા તથા ઇસા તથા (બીજા) પયગંબરોને જે પુસ્તકો તેમના પાલનકર્ત્તા તરફથી આપવામાં આવ્યાં તે ઉપર (વિશ્વાસ રાખ્યો). અમે આ (પયગંબરો) માંથી કોઇ એકમાં પણ ભેદ ગણતા નથી; અને અમે તે (એક પરમેશ્વર)નેજ માનીએ છીએ. ૮૪. અને જે કોઈ ઈસ્લામ* સિવાય (બીજો) એકાદ ધર્મ શોધી ઇચ્છે તો (પરમેશ્વર આગળ) તેનો તે ધર્મ કદી પણ માન્ય થઇ શકનાર નથી. અને તે પરલોકમાં હાની ભોગવનારામાંનો થશે. ૮૫. પરમેશ્વર એવા લોકોને સન્માર્ગની બુદ્ધિ કેવી રીતે આપે કે જેઓએ (તોરાતના ભવિષ્ય પ્રમાણે કલિયુગના પયગંબર ઉપર) વિશ્વાસ રાખ્યા પછી (તેનો) અસ્વીકાર કરવા લાગ્યા? અને તેઓ આ વાતની સાક્ષી પણ પૂરતા હતા કે (કલિયુગના) પયગંબર(નું આગમન) સત્ય છે અને તેમની પાસે (એનાં) સ્પષ્ટ પ્રમાણ પણ આવી ચુકયાં હતાં. અને પરમેશ્વર (એવા) હઠવાદી† લોકોને સન્માર્ગની બુદ્ધિ આપતો નથી. ૮૬. એ

* કારણ ઇસ્લામ એટલે ઇશ્વરની આજ્ઞા પાલન કરવી તે ઇશ્વરી આજ્ઞા પાળ્યા સિવાય માણસની કલ્પનામાંથી નીકળેલું ધર્માચરણ ઇશ્વરી થઈ શકતું નથીજ; અનેતે પરમેશ્વરને માન્ય નથી.

† યાહુદીઓની પરિસ્થિતિ એવી હતી કે કલિયુગના પયગંબર વિષેનું ભવિષ્ય તેઓ તોરાતમાં જોતા હતા અને તેના જાહેર થવાની

(છે પરમેશ્વર પાસેથી દૂર થએલા લોકો અને) તેમની શિક્ષા એ છે કે તેમના ઉપર પરમેશ્વરનો તથા દૂતોનો તથા (આખી દુનીયાના) લોકોનો સૌનો શાપ છે. ૮૭. તે (શાપ) માંજ તેઓ સદા સર્વદા રહેશે (પરલોકમાં). તેમની શિક્ષા હલકી કરવામાં આવવાની નથી અને તેમને વખત પણ આપવામાં આવનાર નથી. ૮૮. પરંતુ જે લોકોએ એમ કર્યા પછી પશ્ચાતાપ કર્યો અને (પોતાની સ્થિતિ) સુધારી, તો પરમેશ્વર ખરેખર ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૮૯. ખરેખર જે લોક વિશ્વાસ રાખ્યા પછી અવિશ્વાસી થયા અને પછી તેમનો અવિશ્વાસ વધતોજ ચાલ્યો તો એવોનો પશ્ચાતાપ કદી પણ માન્ય થનાર નથી. અને એજ લોક (છે કે જેઓ હદ ઉપરાંત) આડે માર્ગે દોરવાઇ ગયા છે. ૯૦. જે લોકોએ (ઇસ્લામનો) અસ્વીકાર કર્યો તથા અસ્વીકાર કરતાં કરતાં મરી ગયા, તેમનામાંથી કોઇ એકાદ મનુષ્ય પૃથ્વી (નો ગોળો) ભરી સોનું બદલામાં આપવાનું કહે તો તે બીલકુલ કબુલ કરવામાં આવશે નહિ. એજ લોકો છે કે જેમને (પરલોકમાં) દુઃખદાયક શિક્ષા થશે; અને (તે વખતે) તેમનો કોઈ પણ મદદગાર થનાર નથી. ૯૧.

રાહ જોતા હતા; એટલે સુધી કે મૂર્તિપૂજકો અરબો વિરૂદ્ધ પોતાનો આ આશીર્વાદ પ્રમાણ તરીકે આગળ મુકતા. પરંતુ જે કલિયુગના પયગંબરની રાહ તેઓ જોતા હતા તે જ્યારે પ્રકટ થયા ત્યારે દ્વેષ તથા મગરૂરીને લીધે તેઓ તેમની સામે પડવા લાગ્યા. અને વિરોધ કરવા મંડયા. આમાં યાહુદીઓના તોફાનીપણા તરફ ઇશારો હોય એમ લાગે છે.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૪ થો.

### સૂરતુ—આલે—ઈમરાન. (ચાલુ.)

(હે લોકો !) તમને જે (વસ્તુ) પ્રિય છે તેમાંથી (પરમેશ્વરને માર્ગે) તમે જ્યાં સુધી ખરચશો નહિ ત્યાં સુધી તમે પુણ્ય (પદ) કદીપણ મેળવી શકનાર નથી. અને જે કંઈ પણ વસ્તુ તમે ખરચશો તે ખરેખર પરમેશ્વર જાણે છે. ૯૨. જે વસ્તુનો યાકૂબે પોતાને માટે નિષેધ કર્યો હતો તે સિવાય તોરાત પ્રકટ થયું તે પહેલાં ખાવાના સઘળા પદાર્થ બનીઈસિરાઇલો માટે હલાલ હતાં. (ઓ પયગંબર ! આ યાહુદીઓને) કહે કે જો તમે (તમારા દાવામાં) ખરા છો તો તોરાત લાવો અને તે (મારી આગળ) વાંચો. ૯૩. પછી આ (પ્રમાણ) બાદ પણ જે કોઈ પરમેશ્વર ઉપર ખોટાં (ખોટાં) તોહોમત મુકશે તો (એમજ સમજજો કે) એવાજ લોકો હઠવાદી છે. ૯૪. (ઓ પયગંબર ! આ યાહુદીઓને) કહે કે પરમેશ્વરે ખરૂં કહ્યું છે; તો (હવે તેની આજ્ઞા પ્રમાણે) ઈબ્રાહીમની ધર્મપદ્ધતિનું* અનુકરણ કરો; કારણ તે એકલા (પરમેશ્વર)

---

* હઝરત પયગંબર સાહેબ તથા મુસલમાનો ઉપર યાહુદીઓ તરફથી આક્ષેપ તથા કટાક્ષનો વરસાદ વરસતોજ હતો. પણ હઝરત પયગંબર સાહેબ મગરૂર થતા કે અમે મુસલમાનો હઝરત ઇબ્રાહીમની ધર્મ પદ્ધતિનું અનુકરણ કરીએ છીએ. જે કારણે યાહુદી તથા ખ્રિસ્તિ બન્ને પક્ષ હઝરત ઇબ્રાહીમને પૂજ્ય ગણતા હતા અને અરબ મૂર્તિપૂજકો તેમના વંશમાં હતા તે કારણે ઇબ્રાહીમના પંથ ઉપર

નોજ થઇ રહ્યો હતો; અને તે મૂર્તિ મૂજકોમાંનો નહોતો. ૯૫.
ખરેખર લોકોને (ભકિત કરવા) માટે જે પહેલ
વહેલું મકાન સ્થાપવામાં આવ્યું તે જે મક્કામાં છે તેજ
છે. તે પ્રાસાદિક હોઈ સકળ જગતના લોકો માટે
સન્માર્ગ દર્શક પણ છે. ૯૬. એમાં (શ્રેષ્ઠપણાની) ઘણી ખુલ્લે
ખુલ્લી નિશાનીઓ છે; (તેમાંનીજ) ઈબ્રાહીમના ઉભા રહેવાની

---

ચાલવું એ તેમની સામા એક મોટું દેખઈતું પ્રમાણ છે. એ લોક ઇબ્રાહીમ બાબત કંઈ પણ વાંધો લઈ શકતા નહિ. પરંતુ તેઓ પયગંબર સાહેબ ઉપર એવો દોષ મુકતા હતા કે ઇબ્રાહીમના પંથ પ્રમાણે ચાલવાનો દાવો એ તેમની વાતોજ વાતો છે. અહીં યાહુદીઓના બે આક્ષેપ બતાવવામાં આવ્યા છે. એક તો એ કે યાહુદીઓ ઈબ્રાહીમના વંશના છે એ સર્વ માન્ય છે. અને યાહુદીઓના ધર્મમાં ઉંટનું માંસ વર્જ્ય છે; પણ મુસલમાનોને તે ખાવાની રજા છે, તેઓ ઇબ્રાહીમના પંથના કેવી રીતે થાય? પણ આ આક્ષેપ કેવળ અસ્થાને હતો. યાહુદીઓ ઇબ્રાહીમના વંશ છે તેથીજ તેઓ તેમના અનુયાયીઓ છે એમ સાબીત થતું નથી. ઉંટનું માંસ યાહુદીઓને નિષિધ છે તેનું મૂળ કારણ એજ છે કે ઈબ્રાહીમના વખતમાં ઉંટ હલાલ હતું. તે પછી હઝરત યાકુબ જેમનું બીજું નામ ઇસરાઇલ છે તેઓ કોઇ રોગથી પીડાતા હતા અને તેમાંથી સારા થવા માટે તેમણે ઉંટનું માંસ નહિ ખાવાના સોગન ખાધા હતા. ટુંકમાં સારા થયા પછી તેમણે ઉંટનું માંસ જે અતિ પ્રિય હતું તે પોતાની મેળે છોડી દીધું. હઝરત અને યાકુબ તેમના કુટુંબીઓએ પણ તે વર્જ્યું. પરંતુ ઉંટનું માંસ ઈશ્વર નિષિદ્ધ નહોતું. ઘણા કાળ પછી હઝરત મુસાને તોરાત પ્રકટ થયું ત્યારે ઉંટનું માંસ ખાવાનો પ્રતિબંધ થયો. એનો હેતુ એવો હતો કે યાહુદીઓને તેમના તોફાનીપણા માટે શિક્ષા કરવી અને તેમને ખાવાની વસ્તુની ખોટ લાગે. આ યાહુદીઓના આક્ષેપનો સંપૂર્ણ જવાબ થયો.

જગા * પણ છે. અને જે આ (મકાન)માં દાખલ થયો ને નિર્ભય થઇ ગયો. અને લોકોનું કર્તવ્ય છે કે પરમેશ્વરને માટે (કાબા) ગૃહની હજ–યાત્રા (તેમણે કરવી; એટલે) જેનામાં ત્યાં સુધી પહોંચવાનું સામર્થ્ય † હોય તેણેજ; અને જે (સામર્થ્ય હોવા છતાં એ બક્ષીસ તરફ) અનુપકારી થાય (અને હજમાં જાય નહિ) તો પરમેશ્વર સકળ જગતના લોકો તરફથી નિરપેક્ષ છે. ૯૭. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે હે ગ્રંથધારી લોકો! પરમેશ્વરના હુકમનો શા માટે અસ્વીકાર કરો છો? અને જે કંઇ પણ તમે કરો છો તે પરમેશ્વર સાક્ષાત જુએ છે. ૯૮. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે ઓ ગ્રંથધારી લોકો! તમે જાણી જોઇને, પરમેશ્વરના માર્ગમાં (વિના કારણ) દોષ કાઢી કાઢી વિશ્વાસ રાખનારાઓને તે ઉપર (જતાં) શા માટે અટકાવો છો? અને જે કંઈ પણ

* છેલ્લી ટીપમાં દર્શાવ્યા પ્રમાણે યાહુદીઓનો બીજો વાંધો એ હતો કે મુસલમાનોએ કાબાગૃહને કિબ્લો કેમ બનાવ્યો? અને ખરૂં જોતાં સઘળા પ્રાચીન પયગંબરોનો કિબ્લો જેરૂસલેમજ હતું. એનો ઉત્તર એવો આપ્યો કે કાબાગૃહ ઇબ્રાહીમેજ સ્થાપ્યું અને તેની સ્થાપના જેરૂસલમથી પહેલાંનીજ છે. તેના શ્રેષ્ઠપણાની તથા ઇબ્રાહીમે તેની સ્થાપના કર્યાના ઘણા પુરાવા છે; તેમાંનો એક એ કે જે પત્થર ઉપર ઉભા રહી ઇબ્રાહીમે કાબાગૃહ બાંધ્યું તે પત્થર હજી સુધી તેમનો તેમ ત્યાં પડયો છે. ઇબ્રાહીમે પ્રાર્થના કરી હતી કે કાબાગૃહમાં શાંતિ થાઓ અને ત્યાં કોઇપણ રીતે ભય રહે નહિ તેમજ ત્યાં હમણા પણ દેખાઈ આવે છે.

† પહોંચવાનું સામર્થ્ય એટલે વાટ ખરચ, સ્વારી તથા રસ્તામાં શાંતિ તથા બ્હીક વિન રહેવું એ છે.

તમે કરો છો તેનાથી પરમેશ્વર અજાણ નથી. ૯૯. ઓ મુસલમાનો! જો તમે જે લોકોને પુસ્તક મળ્યું છે તેમના કોઇ પણ પક્ષનું કહ્યું માનશો તો તમારા વિશ્વાસ પછી તેઓ તમને ફરીથી નાસ્તિક કરી નાંખશે? ૧૦૦. અને પરમેશ્વરનાં મહા વાક્યો તમને વાંચી વાંચી સંભળાવવામાં આવે છે, અને તેનો પયગંબર (મોહમદ) તમારામાં (હાજર) છે, એમ છતાં, તમે કેવી રીતે નાસ્તિક થઇ જશો અને જે મનુષ્ય પરમેશ્વર(ના ધર્મ)ને સજ્જડ વળગી રહેશે તો તે ખચીતજ સરળ માર્ગે દોરવાઇ ગયો છે. ૧૦૧. ઓ મુસલમાનો! જેવી રીતે પરમેશ્વરથી બ્હીતા રહેવું જોઇએ તેવી રીતે તેનાથી તમે બ્હીતા રહો; અને તમે (મરી જાઓ ત્યારે પાકા) મુસલમાન થઇનેજ મરજો. ૧૦૨. અને તમે સર્વ (મળીને) પરમેશ્વરના (ધર્મના) દોરડાને મઝબુત વળગી રહો અને એક બીજાથી જુદા પડતા નહિ અને તમારા ઉપર (થએલો) પરમેશ્વરનો (તે) ઉપકાર યાદ કરો; કે જ્યારે તમે (એક બીજાના) શત્રુ હતા, ત્યારે પરમેશ્વરે તમારા મનમાં પરસ્પર પ્રીતિ ઉત્પન્ન કરી, અને તમે તેના ઉપકારને લીધે ભાઇઓ* ભાઇઓ થઇ ગયા. અને તમે લોકો અગ્નિની ખાઇ (એટલે નરક)ના કિનારા ઉપર (આવી પહોંચ્યા) હતા, ત્યારે તેણે

* હઝરત પયગંબર સાહેબના આગમન પૂર્વે અરબ લોકોમાં માંહોમાંહે મોટો કુસંપ ઉભો થયો હતો મદીનાનાં બે મોટાં કુટુંબો નામે ઔસ અને ખઝરજમાં કેટલાક શતક સુધી ચાલુ યુદ્ધ થયું હતું. તેથી ઇસ્લામે એક નવું મંડળ સ્થાપ્યું અને તેના પ્રભાવથી લોકો માહોમાંહેનો દ્વેષ ભૂલી ગયા. આ પ્રમાણે મુસલમાનોમાં વ્યાપક સ્વરૂપમાં વિશ્વબંધુત્વ સ્થાપન થયુ.

તમને તેમાંથી બચાવ્યા. એવીજ રીતે પરમેશ્વર પોતાના હુકમ* તમને સ્પષ્ટ કરી કરી કહે છે કે કદાચ તમે સરળ માર્ગ ઉપર આવી જાઓ. ૧૦૩. અને તમારામાં એવું એક મંડળ પણ હોવું જોઇએ કે જે (લોકોને ઈસ્લામ તરફ એટલે તેમના) હિત તરફ બોલાવે અને સારાં કામનો હુકમ કરે અને દુષ્ટ (કામ કરવા)ની મના કરે; અને (પરલોકમાં) એવાજ લોકો (પોતાના મનોરથમાં) સફળ થશે. ૧૦૪. અને જે લોકો (એક બીજાથી) જુદા પડયા અને પોતાની પાસે ખુલ્લા પ્રમાણ આવ્યા પછી પણ માંહોમાંહે મતભેદ કરવા લાગ્યા, તેમના જેવા તમે બની જતા નહિ; અને એજ (લોકો) છે કે જેમને (પરલોકમાં) મોટી શિક્ષા થશે. ૧૦૫. જે દિવસે (કેટલાક લોકોનાં) મ્હોડાં ધોળાં સફેદ થઈ જશે અને (કેટલાકોનાં) મ્હોડાં કાળાં, (તે દિવસે) જેઓનાં મ્હોડાં કાળાં થશે (તેમને કહેવામાં આવશે) કે તમે તો વિશ્વાસ રાખ્યા પછી નાસ્તિક થયા હતાને? તો (હવે) તમારા નાસ્તિકપણાની શિક્ષા ચાખો. ૧૦૬. અને જેઓનાં મ્હોડાં ધોળાં સફેદ થશે તે પરમેશ્વરની મેહેરબાની (એટલે સ્વર્ગ)માં રહેશે. તેઓ હમેશ ત્યાંજ રહેશે. ૧૦૭. (ઓ પયગંબર!) આ પરમેશ્વરનાં (એટલે અમારાં) સત્યપૂર્વક મહાવાકયો છે (અને) તે અમે (જીબ્રઈલ મારફત) તને વાંચી વાંચીને સંભળાવીએ છીએ. અને પરમેશ્વર સકળ જગતના લોકો ઉપર (કોઈ તરેહનો) જુલમ કરવાની ઈચ્છા રાખતો નથી. ૧૦૮ અને જે કંઈ

* અમે અહીં આયતનો અર્થ હુકમ કર્યો છે. તેનો અર્થ (ઇશ્વરનાં સમર્થ્યની) નિશાનીઓ એમ પણ થાય છે.

આકાશમાં છે અને જે કંઈ પૃથ્વીમાં છે તે (સઘળું) પરમેશ્વરનુંજ છે. અને (સઘળાં) કામો* (આખરે) પરમેશ્વર તરફજ રજુ કરવામાં આવશે. ૧૦૯. લોકોને (સન્માર્ગ બતાવવા) માટે જેટલી પ્રજા નિર્માણ થઇ તેમાં તમે (મુસલમાન) સઘળામાં ઉત્તમ છો, કારણ તમે સારા કામનો હુકમ કરો છો અને દુષ્ટ કામની મના કરો છો, અને પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખો છો અને જો (આજ પ્રમાણે) ગ્રંથધારી લોકો પણ (બધાજ) વિશ્વાસ રાખે તો તેમને માટે ઉત્તમ થાત; (પણ) તેમનામાંથી કેટલાકોએ વિશ્વાસ રાખ્યો અને તેમાં ઘણા ખરા આજ્ઞાનો ભંગ કરનારા છે. ૧૧૦. (ઓ મુસલમાનો! સાધારણ) ઇજા કરવા સિવાય તે કોઇપણ દિવસ તમને કોઇ પણ તરેહનું (મોટું) નુકસાન પહોંચાડી શકનાર નથી. અને જો તેઓ તમારી સામે લડે તો તેમને તમને પુંઠ દેખાડવીજ પડશે; પછી (એ પણ સંતોષ રાખો કે) તેમને (કોઇપણ ઠેકાણેથી) મદદ પણ મળનાર નથી. ૧૧૧. જ્યાં કોઇ જગાએ પણ તેઓ જોવામાં આવશે. ત્યાં હલકાપણાની છાપ તેમના ઉપર બેસેલીજ. પરંતુ પરમેશ્વરના† (કરારના બંધનને) ચોગે અને (તેવીજ રીતે) લોકોના (કરારના બંધ-

* જે કંઇ જગતમાં ચાલે છે તેનું કારણ આખરે પરમેશ્વરજ છે; પ્રત્યેક વાતનું આદિ કારણ તેજ છે.

† પરમેશ્વરના કરારના બંધનને લીધે આશ્રય મળવાની મતલબ એ છે કે આખરે એ લોકોને ઇશ્વર તરફથી જે દિવ્ય પુસ્તક મળેલું છે; તો કોઇ પરધર્મી મનુષ્યે પણ એજ કારણે તેમને પોતાના આશ્રયમાં લીધું અથવા તેને અટકાવ કર્યો નહિ અથવા તેનો પુરસ્કાર સ્વીકાર્યો, ટુંકમાં તેને આશ્રય મળી ગયો.

નને) યોગે (કોઇ જગાએ તેમને આશ્રય મળી ગયો. તો વાત જુદી) અને તેઓ પરમેશ્વરના કોપમાં આવી પડયા છે; અને દરીદ્રતા પણ (જુદીજ) તેમની (ગરદન) ઉપર આવી બેઠી છે. એ તેની શિક્ષા છે કે તેઓ પરમેશ્વરના મહા વાકયોનો અસ્વિકાર કરતા હતા અને (તેમ કરવા ઉપરાંત) પયગંબરોને પણ વિના કારણ મારી નાંખતા હતા. એ એની શિક્ષા છે કે તેઓએ આજ્ઞાનો ભંગ કર્યો અને તેઓ મર્યાદાની બહાર જતા હતા. ૧૧૨. (તોપણ એ બધા) સરખાજ નહોતા. ગ્રંથધારી લોકોમાં કેટલોક લોકસમુદાય એવો પણ છે કે તેઓ રાતના (નિમાઝમાં) ઉભા રહી પરમેશ્વરનાં મહા વાકયોનું અધ્યયન કરે છે અને (તેની આગળ) સાષ્ટાંગ નમસ્કાર કરે છે. ૧૧૩. તેઓ પરમેશ્વર ઉપર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખે છે; અને સારાં કામો કરવાનું કહે છે અને દુષ્ટ કામની મના કરે છે; અને (જાતે પણ) સારાં કામમાં ઝીપલાવી પડે છે. અને એજ પવિત્ર આચરણવાળા લોકોમાંના છે. ૧૧૪. અને તેઓ કોઈપણ જાતનું પુણ્ય કરે (તો પણ) એમ કદીજ બનશે નહિ કે તેમના તે પુણ્યની કદર જણાય નહિ. અને પરમેશ્વર (પોતાનાથી) બ્હીને ચાલનાર(ની સ્થિતિ)થી સારી પેઠે જાણીતો છે. ૧૧૫. જે લોકો (સત્યધર્મની) અવગણના કરે છે તેમની દોલત અને તેમની સંતતિ પરમેશ્વર આગળ કદી તેમના કંઇપણ કામમાં આવનાર નથી. અને એજ લોકો નરકવાસી છે; અને તેઓ હમેશ નરકમાંજ રહેશે. ૧૧૬. દુનીયાની આ જીંદગીમાં જે કંઇપણ એ લોકો (ઇસ્લામના વિરોધમાં) ખર્ચ કરે છે તેનો દાખલો એવા પવનના દાખલા જેવો છે કે જેમાં સખત ટાઢ હોઈ

તે જે લોકો (ઈશ્વરનો આજ્ઞાભંગ કરી) પોતાનીજ હાની કરતા હતા તેમનાંજ (ઉભાં) ખેતર ઉપર જઇ આફળ્યો અને છેવટે તેણે તે ખેતરનો (બાળી) નાશ કરી નાંખ્યો. અને પરમેશ્વરે તેમના ઉપર કોઇપણ જાતનો જુલમ કર્યો નહિ; ઉલટું તેઓ પોતે પોતાનાજ ઉપર જુલમ કરતા હતા. ૧૧૭. ઓ મુસલમાનો! તમે તમારા (લોકો)ને છોડી (વિરૂદ્ધ પક્ષમાંથી) કોઇને પણ જીવજાન મિત્ર કરી રાખતા નહિ કારણ એ લોકો તમને નુકસાન કરવામાં કંઇ ચુકનાર નથી. તમને કષ્ટ પહોંચે એમ તે અંતઃકરણથી ઇચ્છે છે. દ્વેષ તો તેમના મ્હોડાંમાંથી જાહેર થઈ ચુકયો છે અને (ગુસ્સો અને સંતાપ) જે તેમની છાતીમાં (ભરાએલા) છે તે (તેના કરતાં પણ) વધારે સખત છે. ખરેખર અમે તમને (આ) દાખલાનો ખુલાસો કરી કહ્યું છે. જો તમારામાં (વ્યવહાર પુરતી) અકકલ છે (તો આ તમને કામ લાગશે.) ૧૧૮ જુઓ! તમે કંઈ એવા (સરળ સ્વભાવના લોક છો કે તમે) તેમની સાથે દોસ્તી રાખો છો, પણ તેઓ તમારી સાથે (જરાપણ) દોસ્તી રાખતા નથી; અને તમે પરમેશ્વરના સઘળાં પુસ્તકો ઉપર વિશ્વાસ રાખો છો (પણ તેઓ તમારાં કુરઆનનો અસ્વીકાર કરે છે;) અને જ્યારે તેઓ તમને મળે છે ત્યારે તેઓ કહી બતાવે છે કે તેઓએ પણ વિશ્વાસ રાખ્યો છે. પણ જ્યારે તેઓ એકલા હોય છે; ત્યારે ગુસ્સાના આવેશમાં તેઓ તમારી વિરૂદ્ધ (પોતાના હાથનાં) આગળાં કરડી લે છે. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે તમે તમારા ગુસ્સામાંજ (બળી) મરો. જે (કપટ અમારે માટે તમારા) મનમાં છે તે સઘળું પરમેશ્વરને ખબર છે. ૧૧૯. (ઓ મુસલમાનો!) જો તમને કંઇ

ફાયદો મળે તો તેઓને ખોટું લાગતું; અને જો તમને કંઇ નુકસાન પહોંચે તો તેઓ ખુશ થતા અને જો તમે (તેઓએ કરેલી ઇજા) સહન કરો અને (વેર લેવામાં અતિરેક કરવા વિષે) સાવચેત રહો તો (સમાધાન રાખજો કે) તેઓના કપટને લીધે તમારૂં કંઇપણ બગડનાર નથી. (કારણ) જે કંઇ પણ એ (લોકો) કરે છે. (તેની શિક્ષા) પરમેશ્વર(ના સામર્થ્યમાં સમાએલી છે. ૧૨૦ અને (ઓ પયગંબર !) એક વખત એવો હતો કે તું સવારમાં વહેલો તારે ઘેરથી બહાર નીકળ્યો (અને) મુસલમાનેને લડાઈ કરવા માટે પડાવ નાખી બેસાડતો હતો અને પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને સઘળું કંઇ) જાણે છે. ૧૨૧. આ તેજ વખતનું વૃતાંત છે કે તમારામાંની બે ટોળીઓ* હિંમત

---

* આ ઓહદની લડાઇનું વૃતાત છે. હઝરત પયગબર સાહેબનો મત એવો હતો કે બહાર મેદાનમાં નીકળી નાસ્તિકો સાથે લડવું. પણ મદીનામાંના દાંભિકો એવી સલાહ આપતા હતા કે આપણે શહેરમાંજ રહીને લડવું એટલે આપણને ઘરનો આશ્રય મળે. આખરે બહાર મેદાનમાં લડવાનો મત પ્રબળ થયો. એમ કરવું દાંભિકોના વિચાર વિરૂધ્ધ હતું તેમ છતાં તેઓ બહાર પડયા. પણ રસ્તામાં મંદીનાના અનસાર લોકોનાં બે કુટુંબોને આડે માર્ગે દોરી પાછાં વાળ્યાં. તેમના સરદારોએ તે સાંભળ્યું ત્યારે તેમણે તેને સમજાવી પટાવી રોકયા. આ લડાઇમાં પહેલાં તો જય મુસલમાનોની બાજુએ દેખાતો હતો. પણ લોકો શાંત રહી પયગંબરે બતાવેલી જગાએ દઢ ન રહેતાં લૂટ મેળવવાના લોભમાં પોતાની જગાએથી હઠી જઇ આગળ પાછળ ગયા; એટલે દુશ્મને આ પ્રસંગ જોઇ તેમને ઘેર્યા અને તેમનો પરાભવ કર્યો. કુરઆનમાં બીજી જગાએ એનું વર્ણન આવ્યું છે.

મુકવાની અણી ઉપર હતી; પણ (તેઓને પાછી હિમ્મત આવી. કારણ) પરમેશ્વર તેમની કુમકે હતો અને મુસલમાનોને જોઇએ કે તેમણે પરમેશ્વર ઉપરજ ભરોસો રાખવો. ૧૨૨. (તમો મુસલમાનોને ધીરજ છોડવાનું શું વ્યાજબી હતું ?) અને ખરૂં જોતાં બદર(ની લડાઇ)માં પરમેશ્વર તમને મદદ કરી ચુકયો હતો અને (તે વખતે દુશ્મન આગળ) તમારી કંઈ પણ હકીકત નહોતી. તો પરમેશ્વર(ની ખફા મરજી)થી બ્હીઓ (અને બ્હીશો તો તેમાં) નવાઇ નથી કે તમે (તેના ઉપકારનું સ્મરણ કરી) કૃતજ્ઞતા પણ પ્રદર્શિત કરો. ૧૨૩. (ઓ પયગંબર! તેજ બદરની લડાઇનું વૃતાંત યાદ રાખ કારણ) જ્યારે તું મુસલમાનોને સમજાવતો હતો કે શું તમને એટલું બસ નથી કે તમારો પાલનકર્તા (આકાશમાંથી) ત્રણ હજાર દૂતો મોકલી તમને મદદ કરે ? ૧૨૪. ઉલટું જો તમે ધીરજથી વર્તશો અને (પરમેશ્વર તથા પયગંબરના હુકમના અનાદરથી) બચી રહેશો, અને (શત્રુ) એજ ક્ષણે તમારી ઉપર ચઢી આવશે; તો તમારો પાલનકર્તા પાંચ હજાર દૂતો વડે તમારી મદદ કરશે. અને તેઓ (સર્વ રીતે) સજ થઈ હાજર થશે. ૧૨૫. અને એ મદદ પરમેશ્વરે કેવળ તમને ખુશ કરવા કરી અને એટલા માટે (કરી) કે તમારાં અંતઃકરણનું તેનાથી સમાધાન થાય. નહિ તો, (ખરી) મદદ તો પ્રબળ અને સત્યસંકલ્પ એવા પરમેશ્વર તરફથીજ છે. ૧૨૬. (અને મદદ પણ કરી તે) એટલા માટે કે તે કેટલાક નાસ્તિકોને તોડી પાડે અથવા તેમને એવા હલકા બનાવી દે કે (શરમીંદા પડી) તેઓ નિરાશ થઇ પાછા ફરી જાય. ૧૨૭. (ઓ પયગંબર !) તારી કંઈપણ સત્તા નથી; પરમેશ્વર જોઈએ તો

તેમના ઉપર દયા કરે અગર તેઓ તોફાની છે માટે તેમને શિક્ષા કરે. ૧૨૮. અને જે કંઇ આકાશમાં છે અને જે કંઇ પૃથ્વીમાં છે તે સઘળું પરમેશ્વરનુંજ છે. તે જેને ઇચ્છશે તેને ક્ષમા કરશે. અને જેને ઇચ્છશે તેને શિક્ષા કરશે. અને પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળું* છે. ૧૨૯. ઓ મુસલમાનો! (ચક્રવૃદ્ધિ) વ્યાજ† ખાતા નહિ; (કારણ તે મુદ્દલ સાથે

* ઉદ્દેશ માત્ર ઓહદની લડાઇનો ઉલ્લેખ કરવાનો છે. પણ વચમાં બદરની લડાઇનું વર્ણન આવ્યું એમાં શત્રુના મુકાબલામાં મુસલમાનો થોડા હતા અને યુદ્ધ સામગ્રી વિનાના હતા; છતાં પણ પરમેશ્વરે તેમને દુશ્મન ઉપર ભારે વિજય મેળવી આપ્યો. ઓહદની લડાઈમાં બદરનું વૃત્તાંત યાદ કરી મુસલમાનોએ મઝબૂત રહેવું જોઇતું હતું. પરંતુ કેટલાકોએ ધીરજ છોડી દઇ નાસી જવાનો વિચાર કર્યો ત્યારે વડીલ મંડળે તેમને સમજાવી પાછા આણ્યા. આખરે લડાઇનો રંગ બગડવાનું કારણ એ થયું કે પયગંબર સાહેબે એક ટોળીને એક ટેકરી ઉપર મુકકર કરી તેમને ત્યાંથી નહિ ખસવાનું કહ્યું હતું. બાકી રહેલા મુસલમાનો નાસ્તિકો ઉપર તૂટી પડી તેમને નસાડયા. ટેકરી ઉપરના માણસોએ લૂટની લાલચે મોર્ચો છોડી દીધો અને નાસ્તિકોએ પાછા ફરી તે કબજે કર્યો, મુસલમાનો પરાજય પામી નાઠા, એટલે સુધી કે હઝરત પયગંબર સાહેબ થોડાએક માણસો સાથે મુખ્ય સેનાથી દુર રહી ગયા અને જખમી થયા. તેમનો એક દાંત તૂટી પડયો અને માથા ઉપર માર લાગ્યો. તે વખતે પયગંબર સાહેબ ગુસ્સે થઇ શ્રાપ દેતા હતા એવામાં પરમેશ્વરે તેમને સહનશીલતા તથા ક્ષમાનું શિક્ષણ આપ્યું.

† વ્યાજ લેવાની બીલકુલ મના છે. લોકો વ્યાજનું વ્યાજ એટલે ચક્રવૃદ્ધી વ્યાજ લેતા અને હજી પણ લે છે, એ મોટું પાપ છે. તેથીજ તેની મના અહીં પણ જુદી કરી છે.

મળી જતાં) બેગણું ચોગણું (થતું જશે.) અને પરમેશ્વરથી બ્હીતા રહો, નવાઇ નથી કે (પરલોકમાં) તમે કૃતાર્થ થાઓ. ૧૩૦. અને જે નરકાગ્નિ નાસ્તિકોને માટે તૈયાર કરી રાખ્યો છે તે(ની શિક્ષા)ની બ્હીક રાખો. ૧૩૧. અને પરમેશ્વર તથા પયગંબરનો હુકમ માનો. નવાઇ નથી કે તમારા ઉપર દયા કરવામાં આવે. ૧૩૨. અને તમારા પાલનકર્તાની ક્ષમા તરફ સત્વર દોડો અને (તેવીજ રીતે) સ્વર્ગ તરફ પણ કે જેનો વિસ્તાર (એટલો મોટો છે કે જેટલો) આકાશ અને પૃથ્વી (નો વિસ્તાર). તે પરમેશ્વરથી બ્હીને ચાલનારાઓ માટે (શણગારી) તૈયાર કરવામાં આવ્યું છે. ૧૩૩. (એટલે) જે લોકો સુખ અને દુ:ખ (એ બંને સ્થિતિ)માં (પરમેશ્વરના નામથી) દાનધર્મ કરે છે અને ગુસ્સો (આવતાં) દબાવી રાખે છે અને લોકો (ના અપરાધ)ની ક્ષમા કરે છે; અને (એવાજ) પરોપકાર કરનારાને પરમેશ્વર ચાહે છે. ૧૩૪. અને તે લોક એવા (સુશીલ) છે કે (માણસના મનના વિકારને લીધે) જ્યારે એકાદ નિર્લજપણાનું કામ તેમને હાથે થાય છે, અથવા તે (બીજી એકાદ અયોગ્ય વાત કરી) પોતાનું (એટલે પોતાના ધર્મનું કંઇ) નુકસાન કરી મુકે છે ત્યારે તેઓ પરમેશ્વરનું સ્મરણ કરી પોતાનાં પાપની ક્ષમા માગવા લાગે છે. અને પરમેશ્વર સિવાય (સેવકોના) પાપની ક્ષમા બીજો કોણ કરનાર છે? અને જે (અયોગ્ય) વાત તેમને હાથે થાય છે તે માટે જાણી જોઇને તેઓ આગ્રહ કરીને બેસતા નથી. ૧૩૫. એજ લોકો છે કે જેનો બદલો તેમના પાલનકર્તા તરફથી ક્ષમા છે. અને (તે ઉપરાંત સ્વર્ગની) વાડીઓ પણ; કે જેની નીચે થઇને

(પાણીની) નેહરો વહે છે (અને) તેઓ ત્યાં નિરંતર રહેશે. અને (સારૂં) કામ કરનારાને પણ (કેવો) સારો બદલો (મળે) છે! ૧૩૬. (ઓ મુસલમાનો!) તમારી અગાઉ પણ (ઘણાજ) બનાવો બની ગયા છે તો તમે મુલકમાં હીંડતા ફરો અને જુઓ કે જે લોકોએ (પોતાના સમયના પયગંબરો ઉપર) મિથ્યા આરોપ મુકયા તેમનું કેવું (ખરાબ) પરિણામ આવ્યું! ૧૩૭. આ (જે કંઈ અમે કહ્યું તેથી સઘળા) લોકોને ખુલ્લું કરી સમજાવવો (આજ હેતુ) છે, અને જેમના મનમાં (પરમેશ્વરની) બ્હીક છે તેમને માટે તો એ સન્માર્ગ તથા બોધ છે. ૧૩૮. અને તમે હિંમત મુકી દેતા નહિ અને (આ અણધાર્યો થયલા પરાભવને લીધે) દીલગીર થતા નહિ; અને જો તમે ખાસ મુસલમાનો છો તો (આખરે) તમારીજ બોલબોલા છે. ૧૩૯. તમને જો (આ લડાઈમાં પરાજયનો) ફટકો પડે તો (ધીરજ મુકતા નહિ; કારણ બદરની લડાઈમાં સામા પક્ષના) લોકોને પણ એવીજ જાતનો ફટકો પડી ચુકયો છે. અને એવાજ દિવસ* અમે વારાફરતી (સઘળા) લોકો ઉપર લાવીએ છીએ અને (તમારા ઉપર જે અનિષ્ટ પ્રસંગ ઓહદની લડાઇમાં આવ્યો. તેને લીધે) પરમેશ્વરને (ખરા) મુસલમાનો જોવાના હતા અને તમારામાંથી કેટલાકોને (શહીદ એટલે) ધર્મને અર્થે પ્રાણ અર્પણ કરનારાનું પદ આપવાનું હતું. તેમ નહિ

* વિજય અને પરાજય એ તો દિવસની ઘટમાળની માફક ફર્યાંજ કરે છે કોઈવાર કોઇના ઉપર આવે છે તો કોઇવાર બીજાના ઉપર.

તો, પરમેશ્વરને (કોઇ પણ રીતે) જુલ્મ કરનારા (નાસ્તિકો) પસંદ નથી. ૧૪૦. અને તેમજ એ પણ મંજુર હતું કે પરમેશ્વર મુસલમાનોને (ભ્રમ તથા સંશયના બગાડાથી) શુદ્ધ કરે અને નાસ્તિકોને તોડી પાડે. ૧૪૧. શું તમે આ વિચારમાં છો કે સ્વર્ગમાં (જઇ) દાખલ થશો; અને હજી તો પરમેશ્વરે તમારામાંના જે લોકો (ધર્મયુદ્ધમાં) ખંત લેશે તેમને પારખી જોયા નથી અને (તેવીજ રીતે) જે લોકો (યુદ્ધમાં) ધીરજથી વર્તશે તેમને પણ અજમાવી જોયા નથી? ૧૪૨. અને તમે મૃત્યુને પ્રત્યક્ષ ભેટો તે અગાઉ (પરમેશ્વરના માર્ગમાં) મરણની હોંશ કરતા હતા. પણ હવે તો તમે તેને પ્રત્યક્ષ તમારી આંખે જોઈ લીધું છે; (તો પછી લડવાને શા માટે આનાકાની કરો છો?) ૧૪૩. અને મોહંમદ (એનાથી પણ વિશેષ શું કે) એક પયગંબર છે, એટલુંજ. એની અગાઉ (બીજા પણ) પયગંબરો થઇ ગયા છે. પછી જો (મોહંમદ પોતાની મોતથી) મરી જાય અથવા માર્યો જાય તો શું તમે તમારે પાછે પગે (નાસ્તિકો તરફ) પાછા ફરશો? અને જે કોઈ પોતાને પાછે પગે (નાસ્તિકો તરફ પાછો ફરશે તે પરમેશ્વરનું કંઈ પણ બગાડી શકનાર નથી. અને જે લોકો (ઈસ્લામની બક્ષીસ માટે) આભાર પ્રદર્શિત કરે છે તેમને પરમેશ્વર જલદીથી (ઉત્તમ) બદલો આપશે. ૧૪૪. અને કોઇ પણ જીવથી પરમેશ્વરના હુકમ સિવાય મરી શકાતું નથી. (દરેકના મરણનો) વખત મુકરર લખેલ છે. અને જે કોઈ આ જગતમાં (પોતાના કર્મનું) ફળ ઇચ્છે છે, તેને અમે તેનું ફળ (અહીંજ) આપી દઇએ છીએ; અને જે કોઈપરલોકમાં ફળની

ઇચ્છા રાખે છે તેને અમે (ત્યાંજ) આપીશું. અને જે લોક (ઈસ્લામની બક્ષીસ માટે) આભાર પ્રદર્શિત કરે છે, તેમને અમે જલદીથીજ (સારો) બદલો આપીશું. ૧૪૫. અને ઘણા ખરા પયગંબર એવા થઈ ગયા છે કે જેમની સાથે રહી પુષ્કળ ઈશ્વરના ભકતોએ (શત્રુ સાથે) યુદ્ધ કર્યું છે પણ તેમના ઉપર જે જે સંકટ પરમેશ્વરના માર્ગમાં ગુજર્યું, તેને લીધે તેમની ધીરજ ખુટી ગઈ નહિ, અને તેઓએ નબળાપણું બતાવ્યું નહિ અને આજીજી કરી (દુશ્શનને) શરણ પણ થયા નહિ. અને પરમેશ્વર (સંકટ સમયે) સહનશીલ રહેનારાને (પોતાના) દોસ્ત બનાવે છે. ૧૪૬. અને આ સિવાય તેમના (મ્હોડામાં) થી એક શબ્દ પણ નીકળ્યો નહિ કે તેઓએ (પ્રાર્થના કરી) કહ્યું કે એ અમારા પાલનકર્તા! અમને અમારા પાપની તથા અમારા કામમાં (થએલાં) અમારા તુફાનીપણાની ક્ષમા કર, અને (શત્રુના મુકાબલામાં) અમારા પગ દૃઢ કર અને નાસ્તિક લોકો ઉપર અમને વિજયી કર. ૧૪૭. પછી પરમેશ્વરે તેમને આ જગતમાં બદલો આપ્યો; (તે આપ્યો પણ) પરલોકમાં પણ સારો બદલો આપ્યો. અને પરમેશ્વર (ખરા અંતઃકરણથી) સારાં કામ કરનારાનાઉપર પ્રિતિ રાખે છે. ૧૪૮. એ મુસલમાનો! જો તમે નાસ્તિકોનું કહ્યું માનશો તો તેઓ તમને તમારા પાછા પગે (નાસ્તિકપણા તરફ) પાછા ફેરવશે; પછી તમેજ ઉલટા નુકસાનમાં આવી જશો. ૧૪૯. (નાસ્તિકો તમારા હિતચિંતક નથી) એથી ઉલટું તમારો (ખરો) હિતચિંતક પરમેશ્વર છે. અને તે સઘળા મદદ કરનારાઓમાં (સૌથી) સારો (મદદગાર) છે. ૧૫૦. (ગભરાતા નહિ) અમે જલ્દી-

થીજ તમારો ધાક નાસ્તિકોના મનમાં બેસાડી દઈશું; કારણ તેમણે એવી વસ્તુને પરમેશ્વરનો ભાગીદાર બનાવ્યો છે કે જે (ના ભાગીદાર થવા)ની કોઇપણ સનદ પરમેશ્વરે મોકલી નથી. અને (આખરે) તે લોકોનું ઠેકાણું નરકાગ્નિ છે; અને જુલમી લોકોનું પણ (કેટલું બધું) ખરાબ ઠેકાણું છે! ૧૫૧. અને (ઓ મુસલમાનો!) જે વખતે તમે પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે નાસ્તિકોનો સંહાર કરી રહ્યા હતા (તે વખતે) પરમેશ્વરે તમને (આપેલો) પોતાનો (વિજયનો) વાયદો ખરો કરી બતાવ્યો; એટલે સુધી કે તેણે તમને તમે ચાહતા હતા તેવી (જીત) બતાવી આપી; તે પછી તમે (લૂટનો માલ જોઈ લડાઈમાં) નામર્દી બતાવી અને તમે (પયગંબરના) હુકમ (એટલે મોરચા ઉપર એકઠા થઇ રહેવા) ની બાબતમાં માંહોમાંહે ઝગડો કર્યો અને (પયગંબરની) આજ્ઞાનો ભંગ કર્યો. તમારામાંના કેટલાક તો (મોરચો છોડી) દુનીયા (એટલે લૂટ) ના પાછળ પડયા અને કેટલાક (મોરચા ઉપર દૃઢ રહી) પરલોકમાં (પુણ્ય મેળવવા) ની ફીકરમાં પડયા (અને તેમણે ધર્મ માટે પ્રાણ આપ્યો). પછી પરમેશ્વરે તમને શત્રુની સામેથી ફેરવી મુકયા (અને તમે નાસવા માંડયા. આમાં) પરમેશ્વરને તમારા (વિશ્વાસ)ની પરીક્ષા જોવી હતી. અને (એમ છતાં પણ પરમેશ્વરે ) તમને માફી બક્ષી. અને મુસલમાનો ઉપર પરમેશ્વર (ઘણો) કૃપાવંત છે. ૧૫૨. (તે સમય યાદ કરો કે) જ્યારે તમે (ગભરાઇને આવરાબાવરા બની) મ્હોડું ઉંચું કરી નાસતા જતા હતા, અને પયગંબર તમારી પછાડી (ઉભો રહી) તમને બોલાવતો હતો, એમ છતાં પણ તમે પાછા ફરી કોઇની તરફ જોતા નહોતા, ત્યારે (આ વિરોધને

લીધે તમે જે પયગંબરનું મન દુખવ્યું તે) દુઃખના બદ-લામાં પરમેશ્વરે તમને (પરાભવનું) દુઃખ પહોંચાડયું, એટલા માટે કે જ્યારે કદીપણ એકાદ વાત તમારા હાથથી જતી રહે, અગર તમારા ઉપર એકાદ સંકટ આવી પડે ત્યારે તમે (સહનશીલતા રાખી) તે માટે ખેદ* કરતા બેસતા નહિ. અને તમે જે કંઇપણ કરશો તેનાથી પરમેશ્વર માહિતગાર છે. ૧૫૩. પછી (તમારા આ પરાભવના) દુઃખની પાછળ પરમેશ્વરે તમારા ઉપર એવી એક શાંતિદાયક સ્થિતિ આણી કે તમારામાંની એક (ટોળીની) ટોળીને (એટલે ખરા મુસલમાનોને) નિદ્રાએ આવી ઘેરી; અને એક ટોળી (જે દાંભિક હતી અને) જે (તે વખતે) પોતાનાજ જીવની ચિંતામાં પડી હતી, તેઓ પરમેશ્વર સંબંધી અજ્ઞાન† કાળની ધારણા જેવી ખોટી

* આનો ખુલાસો એ છે કે ઓહદની લડાઇમાં તમારી એક વખત હાર થઈ તેથી શું થયું.? મુસલમાનોએ કંઇ વિજયનો ઇજારો રાખ્યો છે એવું નથી. કે જેથી તેઓ હમેશ જીત્યાજ કરે. હાર ખાવાથી તેનો ખેદ કરવો વ્યર્થ છે. પરંતુ એ જોવું જોઇએ કે આપણે શા કારણે હાર્યા? પરમેશ્વરે મુસલમાનોને જણાવ્યું કે તમારી આ હાર તમારા સરદાર હઝરત પયગંબર સાહેબની આજ્ઞાનો ભંગ કરવાને લીધે થઇ છે. કારણ તમારી આ હીલચાલ લડાઈના નિયમથી તદન વિરૂદ્ધ છે જે લશ્કર પોતાના સરદારની આજ્ઞા પાળતું નથી અને પોતાના મત પ્રમાણે આવી રીતે કાયદાનો ભંગ કરે છે તેનો ફેંજ મુસલમાનોના લશ્કરનો ઓહદની લડાઈમાં થયો તેવોજ ફેંજ થાય છે.

† ઇસ્લામનો પ્રસાર થયા અગાઉના કાળને અજ્ઞાનકાળ કહે છે કારણ તે કાળમાં અરબ લોકો ધર્મ તથા શાસ્ત્ર તથા નીતિ વગેરે કાંઈ જાણતા નહોતા.

ધરણાઓ બાંધતા હતા. તેઓ કહેતા કે આપણો અધિકાર શો! (ઓ પયગંબર! તું તેમને) કહે કે સઘળાં કામો પરમેશ્વરના અખત્યારમાંજ . (ઓ પયગંબર! મ્હોડે ફરીઆદ કર્યા ઉપરાંત) તેઓ તને જાહેર કરતા નથી એવી (બીજી પણ) વાતો તેઓ પોતાના મનમાં છુપાવી રાખે છે. તેઓ (મનમાંજ) કહે છે કે અમારૂં કંઇ જોર ચાલતું હોત તો અમે અહીં માર્યાજ જતે નહિ. (ઓ પયગંબર! તું તે લોકોને) કહે કે તમે તમારે ઘેર હોત તો પણ જેમના નસીબમાં માર્યા જવાનું લખેલું હતું તેઓ (ઘરમાંથી) નીકળી (ખુદ પોત) પોતાની મરવાની જગાએ આવી પડયા હોત. અને (આ લડાઇમાં હારી જવામાં પણ કંઇક સારા હેતુઓ છે; તેમાંનો એક એ કે) પરમેશ્વરને તમારાં અંતઃકરણની ભાવના જોવાની હતી અને તમારા મનમાંના વિચાર (ભ્રાંતિના દોષથી) શુદ્ધ કરવાના હતા. અને પરમેશ્વર અંતઃકરણની વાતોથી જાણીતો* છે. ૧૫૪. જે દિવસે (ઓહદ

* હઝરત પયગંબર સાહેબે પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે મુસલમાનોને શુભ ખબર આપી હતી કે તે ઇસ્લામના પ્રભાવથી પરમેશ્વર તમારૂં આ દુનીયાનું રાજ્ય દૃઢ કરશે અને તમારૂં મોક્ષ થશે તે જુદુંજ. તે સમયના મુસલમાનો આ વચન માટે ઘણો ગર્વ રાખતા અને એમ સમજતા હતા કે દરેક જગાએ એમનોજ જય થશે. ઓહદની લડાઇમાં જે પરિણામ આવ્યું તેથી દાંભિકોનું ચઢી વાગ્યું; અને તેઓ કહેવા લાગ્યા કે અમારો તો પહેલેથી એ મત હતો કે લડવું તો મદીનામાંજ પોતાના ઘરના આશ્રય હેઠળ લડવું, પણ શહેર બહાર નીકળી લડવાનો વિચાર કરવો નહિ. પણ પયગંબરે અમારૂં સાંભળ્યું નાહ અને લોકોને વિના કારણ મરાવ્યા.

મુકામે મુસલમાન તથા નાસ્તિક) બન્ને લશ્કરો (એક બીજા સાથે) અથડાઇ પડયાં (અને) તમો (મુસલમાનો) માંથી (ઘણા) લોકો નાસી છુટયા, તે વખતે (તેમનું નાસી છુટવું નાસ્તિક-પણાને લીધે કે સ્વધર્મનો ત્યાગ કરવાને લીધે નહોતું. એનું) માત્ર (એજ કારણ થયું કે) તેમનાં કેટલાંક માથે વ્હોરી લીધેલાં પાપ (એટલે પયગંબરની આજ્ઞાની અવગણના)ને લીધે શેતાને તેમના પગ (તેમની જગા ઉપરથી) ખસેડી મુકયા. અને નિઃસંશય પરમેશ્વરે તેમ(ના આ અપરાધ)ની ક્ષમા કરી. ખરેખર પરમેશ્વર ક્ષમાવાન (તથા) માયાળુ છે. ૧૫૫. ઓ મુસલમાનો! જે લોકો (મ્હોડે ઈસ્લામ ધર્મ પાળવાનો દાવો કરે છે પણ મનમાં તેનો) અસ્વીકાર કરે છે તેમના જેવા થઇ જતા નહિ; કે તેઓ પોતાના ભાઈબંધ પરદેશમાં નીકળ્યા હોય અથવા ધર્મ યુદ્ધમાં ગયા હોય (અને ત્યાંજ મરણ પામ્યા હોય) ત્યારે તેમને વિષે કહેવા લાગે છે કે જો તેઓ અમારી પાસે (રહ્યા) હોત તો તે મરતે નહિ અથવા માર્યા જતે નહિ. પરમેશ્વરે (તે લોકોના આવા વિચાર) એટલા માટે કરી મુકયા છે કે (જીંદગીભર) તેમના મનમાં આ બાબતનોજ ખેદ રહે અને (એમ તો) પરમેશ્વર જીવાડે છે અને મારે છે. અને જે કંઈ

---

આ ઉપરથી પરમેશ્વરે ઉપરનાં મહાવાકયમાં તેમના બકવાદનો ઉત્તર આપ્યો કે હાર કે જીત પરમેશ્વરના હાથમાં છે. અને કોઇનાથી પણ મૃત્યુ રોકાતું નથી. હાર થઈ કંઇ પયગંબરની અવ્યવસ્થાને લીધે નહી પણ મુસલમાનોની પોતાનીજ અવ્યવસ્થા તથા ગેરબંદોબસ્તને લીધે થઈ. કારણ તેમણે પયગંબરનો હુકમ નહિ માની મોરચો છોડી દ.ધો.

પણ તમે કરો છો તે પરમેશ્વર જુએ છે. ૧૫૬. અને પરમેશ્વરને માર્ગે જો તમે માર્યા જાઓ અગર (તેના માર્ગમાં તમારી મોતે) મરી જાઓ તો પરમેશ્વરની ક્ષમા તથા દયા (જે તમારા ઉપર પરલોકમાં થશે તે), લોકો (આ દુનીયામાં) જે (ધનદોલત) એકઠી કરે છે તેના કરતાં પણ ઉત્તમ છે. ૧૫૭. અને તમે (તમારી મોતે) મરી જાઓ અથવા માર્યા જાઓ તો પણ (આખરે) તમને પરમેશ્વર પાસેજ (બોલાવી) એકઠા કરવામાં આવશે. ૧૫૮, તો (ઓ પયગંબરબર! એ પણ) પરમેશ્વરની મોટીજ કૃપા થઈ કે તું તેમને માટે (સ્વભાવનો) નરમ (સરદાર મળ્યો) છે. અને જો તું સ્વભાવે કરડો (તથા) મનનો કઠોર હોત તો એ લોકો તારી પાસેથી (કયારનાએ) વિખરાઇ ગયા હોત. તું (તારો જન્મથી જે સ્વભાવ છે તે શા માટે છોડે છે! ઓહદની આ લડાઈના બાબતમાં) તેમનો અપરાધ ક્ષમા કર અને (પરમેશ્વર પાસે પણ) તેમનાં (પાપ) માટે ક્ષમાની યાચના કર; અને (સમાધાન તથા યુદ્ધની) બાબતમાં (અગાઉ માફકજ) તેમને સલાહ મસલતમાં શામેલ કરતો જા; પછી જ્યારે (સલાહ મસલત પછી) તું (જે વાતનો) નિશ્ચય કરે (તે વાત બેલાશક કર; પણ) ત્યારે પરમેશ્વર ઉપરજ ભરોસો મુકજે. જે લોકો પરમેશ્વર ઉપરજ ભરોસો મુકે છે તેમને પરમેશ્વર ચાહે છે. ૧૫૯. (ઓ મુસલમાનો! જો પરમેશ્વર તમારી મદદે છે, તો પછી કોઈપણ તમારી ઉપર પ્રબળ થનાર નથી. પણ જો તે તમને છોડી દેશે તો તેના (છોડવા) પછી (બીજો) એવો કોણ છે કે જે તમારી મદદે ઉભો રહેશે? અને મુસલમાનોને જોઈએ કે (તેઓએ) પરમેશ્વર

ઉપરજ ભરોસો મુકવો. ૧૬૦. અને પયગંબર(નાં પદને) શોભતું નથી કે તેણે (પયગંબર થઇ) અપ્રમાણિકપણું* કરવું, અને જે કોઇ અપ્રમાણિકપણા(નો ગુન્હો) કરશે તો જે (વસ્તુ) માટે તેણે અપ્રમાણિકપણું કર્યું હશે કયામતને દિવસે (પરમેશ્વર આગળ ખરેખર) તેજ (વસ્તુ) તેને લાવી હાજર કરવી પડશે. પછી જેણે જેમ કર્યું હશે તેમ તેનો પુરે-પુરો બદલો આપવામાં આવશે. અને કોઈના ઉપર (કોઇ પણ જાતનો જોર) જુલમ કરવામાં આવશે નહિ. ૧૬૧. શું જે મનુષ્ય પરમેશ્વરની મરજીને અનુસરી ચાલશે તેનાથી જે (માણસ) પરમેશ્વરના કોપમાં સપડાયો હોય અને (આખરે) તેનું ઠેકાણું નરક છે-અને તે (ઘણુંજ) નઠારૂં ઠેકાણું છે-તેના જેવું† (કામ કંઇ) થઈ શકાય છે? ૧૬૨. પરમેશ્વર આગળ લોકોના (જુદા જુદા) દરજજા છે. અને લોકો જે કંઇ પણ કરે છે તે પરમેશ્વર જુએ છે. ૧૬૩. પરમેશ્વરે મુસલમાનો ઉપર (મોટી) કૃપા કરી છે કે તેમની વચ્ચે તેમનામાંથીજ

* બદરની લડાઇમાં જે લૂટનો માલ મુસલમાનોના હાથમાં આવ્યો હતો તે એવા હેતુથી એક ઠેકાણે એકઠો કરવામાં આવતો હતો કે આખરે તે લશ્કરમાં બધાને વ્હેંચી આપવામાં આવે. એ માલમાંથી ખભે નાંખવાનું એક રેશમી કપડું અથવા ચાદર કયાંક ગુમ થઈ ગઇ હતી. તે વખતે કોઇ દુષ્ટ ચંડાળે હઝરત પયગંબર સાહેબ માટે એવી શંકા લીધી કે તેઓએજ તે લીધી હોવી જોઇએ. એ શંકાનો ઉત્તર પરમેશ્વરે અહીં સ્પષ્ટ આપ્યો છે કે પયગંબર સંબંધી આ શંકા અસ્થાને છે.

† એટલે એ કામ પયગંબરનું નહિ પણ કોઇ શાપિત નરકવાસીનું છે.

એક પયગંબર મોકલ્યો, કે જે તેમને પરમેશ્વરનાં મહાવાકયો વાંચીને સંભળાવે છે; અને તેમને (નાસ્તિકપણાના તથા મૂર્તિપૂજાના દોષમાંથી) શુદ્ધ કરે છે. અને (દિવ્ય) પુસ્તક (એટલે કુરઆન) તથા ડહાપણ (ની વાત) નું તેમને શિક્ષણ આપે છે. નહિં તો (આ પયગંબરના આવવા) અગાઉ તો આ લોકો ચોખ્ખી ભુલમાં હતા ૧૬૪. અને કેમ જ્યારે તમો (મુસલમાનો) ઉપર (ઓહદની લડાઈમાં હારનું) સંકટ આવી પડયું (અને વાસ્તવિક જોતાં) તમે (બદરની લડાઇમાં) એના કરતાં બમણું સંકટ (તમારા શત્રુ ઉપર) આણી ચુકયા છો; (આ સંકટ તેનું અડધું છે;) ત્યારે પણ તમે (બેદીલ થઇ) કહેવા લાગ્યા કે આ (આફત આવી તે) કયાંથી? (ઓ પયગંબર! આ લોકોને) કહે કે તમારી પોતાની (કરણી) એજ (આવી). નિઃસંશય પરમેશ્વર સર્વશક્તિમાન છે. ૧૬૫. અને જે દિવસે (ઓહદ મુકામે મુસલમાન અને નાસ્તિકોનાં) બન્ને લશ્કરો (એક બીજા સાથે) અથડાયાં (તે દિવસે) તમો (મુસલમાનો) ઉપર જે (પરાભવનું) સંકટ આવી પડયું; તે પરમેશ્વરના હુકમથીજ (થયું); અને આ પણ હેતુ હતો કે પરમેશ્વર (ખરા) મુસલમાનોને જાણી રાખે ૧૬૬. અને વળી એ કે દાંભિકોને પણ ઓળખી રાખે અને દાંભિકોને કહેવામાં આવ્યું કે આવો, પરમેશ્વરના માર્ગમાં લડો, અથવા (તે માટે નહિ લડો તો શત્રુને તમારી પાસેથી) હટાવી (તો) કહાડો. ત્યારે તેઓ કહેવા લાગ્યા કે જો અમે જાણતે (કે આજે) લડાઈ* (થશે) તો અમે જરૂર

* દાંભિક લોકોના મત વિરૂદ્ધ બહાર નીકળી લડવાનું ઠર્યું ત્યારે તેઓ પણ સાથે આવ્યા હતા, પરંતુ રસ્તામાં તેઓએ એવું બ્હાનું કહાડયું કે આજે લડાઇ થાય એમ દેખાતું નથી, અને પાછા ફર્યા.

તમારી પાછળ પાછળ આવ્યા હોત. એ લોક તે દિવસે વિશ્વાસ કરતાં અવિશ્વાસની વધારે પાસે હતા. તેઓ પોતાના મનમાં* નથી એવી વાત પોતાના મ્હોડેથી ઉચ્ચારે છે. અને (દુષ્ટ વિચાર) જે તેઓ છુપાવે છે તે પરમેશ્વરને સારી પેઠે માલમ છે. ૧૬૭. (એજ લોક છે કે) જે (પોતે તો મજામાં) બેસી રહી પોતાના (લડાઇમાં માર્યા ગયલા) ભાઇઓ માટે કહેવા લાગ્યા કે જો તેઓએ અમારૂં કહ્યું માન્યું હોત તો તેઓ માર્યા જતે નહિ. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે જો તમે (તમારા આ વચનમાં) ખરા છો. તો તમે તમારી ઉપરથી મોતને હટાવી કહાડો. ૧૬૮. અને (ઓ પયગંબર!) જે લોકો પરમેશ્વરના માર્ગમાં માર્યા ગયા છે તેમને તું મુએલા (છે) એમ ધારતો નહિ; (તેઓ મુએલા નથી) તેઓ તો પોતાના પાલનકર્તા પાસે જીવતા (જાગતા) હોઈ તેમને તેમનુ ખાવાનું પણ આપવામાં આવે છે. ૧૬૯. (અને) જે કંઇ પરમેશ્વરે પોતાની કૃપાથી તેમને આપી મુકયું છે તેમાંજ તેઓ મગ્ન છે અને જે લોકો તેમની પાછળ (જીવતા રહ્યા છે અને) હજી સુધી તેમનામાં આવી સામેલ થયા નથી તેમની બાબતમાં તેઓ (એવી કલ્પનામાં) હર્ષ માને છે કે (એ પણ ધર્મને માટે લડાઇમાં માર્યા જશે તો અમારી માફકજ) તેમને પણ (કોઈપણ જાતનો) ભય રહેવાનો નથી

* એ માત્ર બ્હાનું કહાડે છે, નહિ તો તેઓ મનમાં સારી પેઠે જાણે છે કે લડાઇ જરૂર થશે. કારણ તેઓ જાણતા હતા કે શત્રુ આટલા લાંબા અંતરથી મોટું લશ્કર લઈ બદરની લડાઇનો બદલોઃ લેવાના ઉદ્દેશથી ચઢાઇ લઇ આવે છે એટલે લડાઇ જરૂર થશે.

અને તે દુઃખી પણ થનાર નથી. ૧૭૦. તેઓ પરમેશ્વરની બક્ષીસની તથા તેની કૃપાની ખુશી માને છે અને (તેવીજ રીતે) આની કે પરમેશ્વર વિશ્વાસ રાખનારાઓનો બદલો નકામો જવા દેતો નથી. ૧૭૧. જે લોકો (લડાઈમાં) તેમને જખમ લાગ્યા પછી પણ પરમેશ્વર અને પયગંબરના બોલાવવાને હા કરી (નીકળી ઉભા) રહ્યા; એવા લોકોમાંથી જેમણે સારાં કૃત્ય કર્યાં અને (પરમેશ્વરનો) ભય રાખ્યો તેમને માટે મોટો બદલો છે. ૧૭૨. (એજ લોકો છે કે) જેમને લોકોએ (આવી) કહ્યું કે (વિરોધી) લોકોએ તમારી (સાથે લડવા) માટે મોટો જમાવ કર્યો છે. તમે જરા તેમનાથી બ્હીતા રહો. પણ (આ હકીકત સાંભળી બ્હીકણ હોવાને બદલે) આથી તેમનો વિશ્વાસ વધારે (દૃઢ) થઈ ગયો; અને તેઓ કહેવા લાગ્યા કે અમને પરમેશ્વર બસ છે અને તે અત્યુત્તમ હિમાયતી છે. ૧૭૩. ટુંકમાં (તેઓ હિમત ધરી લડાઈની તૈયારીમાં ગયા, લડાઈ વગેરે કંઇ થઇ નહિં; પણ) એ લોકો પરમેશ્વરની બક્ષીસ તથા (તેના) ઔદાર્યથી ભરપૂર (ઘેર) પાછા ફર્યા; તેમને (કશુંજ) નુકસાન પહોંચ્યું નહિ. અને તેઓ પરમેશ્વરની મરજી પ્રમાણે વર્ત્યા (તે જુદું). અને પરમેશ્વર મહા કૃપાનિધિ છે. ૧૭૪. આ (બાતમીદાર) માત્ર એક શેતાનજ હતો કે તે (તમો મુસલમાનોને) પોતાના મિત્રોની બ્હીક* બતાવતો હતો. છતાં તમે તેનાથી (મુદ્દલજ)

* ઓહદની લડાઇ હાથથી ગઇ ત્યારે મુસલમાન લોકો એક સપાટો ખાઇ ફરીથી તૈયાર થયા હતા. સામી બાજુએ નાસ્તિકો એ જોઇ પોત પોતાની જગાએ પાછા ગયા. પરંતુ જતાં જતાં તેઓ

બ્હીતા નહી; અને જો ખરાં મુસલમાન છો તો મારોજ ભય રાખો. ૧૭૫. અને (ઓ પયગંબર!) જે લોકો નાસ્તિકપણા (નો પ્રસાર કરવા) માં દોડાદોડ કરે છે તેમને લીધે (તું દુઃખી થતો નહિ. (કારણ, એમ કરી) એ લોકો પરમેશ્વરનું કંઇજ બગાડી શકતા નથી; (ઉલટું) પરમેશ્વર ઇચ્છે છે કે પરલોક (ના પુણ્ય) માં તેમને કંઇ ભાગ આપે નહિ. અને તેમને મોટી શિક્ષા (થવાની) છે. ૧૭૬. જે જે લોકોએ વિશ્વાસને બદલે નાસ્તિકપણું વેચાતું લીધું. તેઓ પરમેશ્વરને કદીજ કંઈપણ નુકસાન પહોંચાડી શકનાર નથી, પણ (ઉલટું) તેમનેજ દુઃખદાયક શિક્ષા થશે. ૧૭૭. અને જે લોક (ઇસ્લામ ધર્મનો) અસ્વીકાર કરે છે. તેમણે એ કલ્પનાજ કરવી નહિ કે અમે તેમને જે ઢીલ આપીએ છીએ તે તેમને માટે કંઇ હિતાવહ છે. અમે તો તેમને માત્ર આ માટે ઢીલ આપીએ છીએ કે તેમણે હજી પણ વધારે પાપ કરવાં. અને (આખરે) તેમને ફજેતીની શિક્ષા (થવાની) છે. ૧૭૮.

---

એક ધમકી આપતા ગયા કે અમે આવતે વર્ષે બદર મુકામે ચઢાઈ કરી મુસલમાનોની ખબર લઈશું. તે પ્રતિજ્ઞાનો સમય જયારે પાસે આવ્યો ત્યારે એક બાતમીદારને મ્હોડે તેઓએ કહેવાડયું કે મક્કાના લોકોએ યુદ્ધની પ્રચંડ તૈયારી કરી છે. તેમાં તેમનો હેતુ એ હતો કે મુસલમાન ઓહદમાં માર ખાઇ ચુકયા હતા; એટલે આ તૈયારીની બાતમી સાંભળી તે લડાઈમાં નીકળશેજ નહિ. પણ આ બાતમીદાર શેતાન મારફત આવેલી ધમકીની કંઇ પણ અસર તેમના ઉપર થઇ નહિ. મક્કાના લોકોમાંથી કોઈ આવ્યા નહિ અને લડાઇ વગેરે કંઇ થઇ નહિ. પરંતુ મુસલમાનોની ફોજ ત્રણ દિવસ બદર મુકામે પડાવ નાંખી આ વેપાર કરતી રહી; અને સુખ અને સમાધાનીથી કમાઇ કરી ભરપુર માલ લઇ મદીનામાં પાછા ફર્યા.





(ઓ દાંભિકો !) પરમેશ્વર એવો નથી કે જે સ્થિતિમાં તમો છો તેજ સ્થિતિમાં, સારૂં નરસું. જુદું પાડયા વિના, મુસલમાનોને (તમારી સાથે એકઠા મળી) રહેવા દેશે. અને વળી પરમેશ્વર એવો પણ નથી કે તમને અદૃષ્ટ ગેબી* વાત કહેશે. પણ (હા) પરમેશ્વર પોતાના પયગંબરોમાંથી જેને ઇચ્છે છે તેને ચુંટી કહાડે છે, (અને યોગ્ય હોય તે અદૃષ્ટ તેને કહી પણ દે છે;) તો તમે પરમેશ્વર તથા તેના પયગંબર ઉપર વિશ્વાસ રાખો; (અને અદશ્ય શોધવાના નાદમાં પડતા નહિ.) અને જો તમે વિશ્વાસ રાખશો અને (દાંભિકપણા વિષે) બ્હીતા રહેશો, તો તમને મોટો બદલો (પ્રાપ્ત) થશે. ૧૭૯. અને જે લોકોને પરમેશ્વરે પોતાની કૃપા (તથા ઉદારપણા) થી (સામર્થ્ય) આપ્યું છે અને તેઓ (પરમેશ્વરના માર્ગમાં) તેના (ખર્ચ કરવા) માં કંજુસાઇ કરે છે; તેમણે આ કંજુસાઇને પોતાને માટે હિતકારક સમજવી નહિ. (હિતકારક નહિ) પણ તે તેમને માટે (ઘણીજ) અહિતકારક છે.

* દાંભિક લોકો કહેતા હતા કે જો મોહંમદ (પરમેશ્વર તેમને ધન્યવાદ તથા શાંતિ બક્ષો) ખરા પયગંબર છે; તો તેઓએ દાંભિકોને ઓળખી નામ લઇ લઇ કહેવા કે અમુક અમુક માણુસ દાંભિક છે. પરમેશ્વરે કહ્યું કે નામ ખુલ્લે ખુલ્લું લઈ તમને ગેબી એટલે અદ્રસ્ય વાતો કહેવી એ અયોગ્ય છે. પરંતુ સારી રીતે જાણજો કે તમારી હકીકત પયગંબર સાહેબથી છાની નથી; અને પરમેશ્વર તમને ખરા મુસલમાનોથી જુદા કરી રાખશે. ટુંકમાં પયગંબર સાહેબના કહેવાથી કેટલાક દાંભિકોનાં નામ મુસલમાનોને ખબર હતાં અને કેટલાકો તરફથી એવી વાતો થતી હતી કે તેમને મુસલમાનો ઓળગી લેતા હતા.




(કારણ) જે (દ્રવ્ય)ની તેઓ કંજુસાઇ કરે છે તેનો ફાંસો બનાવી જલદીથીજ કયામતને દિવસે તેમના ગળામાં ઘાલવામાં આવશે. અને આકાશ તથા પૃથ્વી (આખરે એ સઘળા) નો વારસ પરમેશ્વરજ છે. અને જે કંઇપણ તમે (લોકો) કરો છો તે (સઘળું) પરમેશ્વરને ખબર છે. ૧૮૦. જે લોકો એમ પ્રતિપાદન કરે છે કે પરમેશ્વર ગરીબ (નિર્ધન) છે અને અમે શ્રીમંત છૈએ, તેમનું બકવું પરમેશ્વરે સાંભળ્યું છે. એ લોકો જે (અમસ્તા) વગર કારણે પયગંબરોને મારી નાંખતા આવ્યા છે તેની સાથે. અમે તેમનો આ બકવાદ પણ (તેમનાં ચિત્રપટમાં) નોંધી મુકીશું; અને (તેમના સઘળાં તોફાનનો) જવાબ (કયામતને દિવસે) અમારી તરફથી (માત્ર) એજ થશે કે તમે નરકાગ્નિની શિક્ષાનો સ્વાદ ચાખતા રહો. ૧૮૧. જે (જે કર્મો) તમે પહેલેથીજ તમારે હાથે (આગળની સામગ્રી તરીકે) મોકલ્યાં છે તે (જ કર્મો) નો આ બદલો છે. અને ખરેખર પરમેશ્વર (પોતાના) સેવકો ઉપર કોઇપણ જાતનો જુલમ કરતો નથી. ૧૮૨. (એજ લોકો છે કે) જે કહે છે કે પરમેશ્વરે અમને કહી મુકયું છે કે જયાંસુધી કોઈ પયગંબર અમને આહુતી (તથા માનતાનો આ ચમત્કાર) નહિ બતાવે કે (તેણે પરમેશ્વરને આહુતી આપવી અને) તેને (આકાશમાંથી) અગ્નિ* (આવી)

* બનીઇસરાઇલોમાં કેટલાક પયગંબરો માટે એવું પણ બન્યું છે કે તેમણે પરમેશ્વરને આહુતી તથા માનતા અર્પણ કર્યાં અને આકાશમાંથી અગ્નિએ આવીને બાળી નાંખ્યાં; એટલે તેમની માનતા કબુલ થઇ. યહુદી લોકોએ પયગંબર સાહેબ પાસે પણ એક બ્હાનું કહાડયું અને તેનો હેતુ એક ખાસ ચમત્કારની

ખાઈ જાય, ત્યાંસુધી અમારે તેનો વિશ્વાસ રાખવો નહિ. (ઓ પયગંબર ! આ લોકોને) કહે કે મારી અગાડી (ઘણા) પયગંબર તમારા પાસે ખુલ્લે ખુલ્લી નિશાનીઓ લઈ આવ્યા અને જે (નીશાની) ની તમે (હમણાં) માગણી કરો છો તે પણ (લઇ આવ્યા) પછી જો તમે (તમારા દાવામાં) સાચા છો તો તમે શા માટે તેમને મારી નાંખ્યા ? ૧૮૩. (ઓ પયગંબર ! ) એમ છતાં પણ જો તેઓ તને પાખંડી કહેતા રહેશે તો (તને બેદિલ થવાનું કંઇ કારણ નથી, કારણ) તારી અગાડી (પણ ઘણા) પયગંબરો ખુલ્લા ચમત્કારો લઈ આવ્યા; અને શાસ્ત્રલેખ તથા પ્રકાશદાયક પુસ્તકો પણ (લઇ આવ્યા) તોપણ (ઘણા) લોકોએ તેમને પાખંડી કહ્યાજ. ૧૮૪. દરેક જણ (એક દિવસે) મૃત્યુ (નો સ્વાદ) ચાખનાર છે; અને (જે કર્મો તમે કરો છો, તેનો) પુરેપુરો બદલો તમને કયામતને દિવસેજ આપવામાં આવશે. તો (તે દિવસે) જે કોઈ નરકાગ્નિથી દુર હટાવવામાં આવ્યો અને (રહેવા માટે) સ્વર્ગમાં દાખલ કરવામાં આવ્યો; તે (પોતાના હેતુમાં) ખરેખર સફળ થયો. અને આ લોકમાંનું આયુષ્ય માત્ર ફસાવવાનુંજ સાધન છે એટલુંજ. ૧૮૫. (ઓ મુસલમાનો !) તમારાં દ્રવ્ય (ના નુકસાન) માં તેમજ તમારા પ્રાણ (ની

---

માગણી કરવાનો હતો. ત્યારે પરમેશ્વરે ઉત્તર આપ્યો કે આ સઘળું હારજીતની વાત એટલે હઠીલાપણું છે. તમારા વડીલોએ પુષ્કળ ચમત્કાર જોયા અને આ ખાસ ચમત્કાર પણ જોયો તો પણ તેમને વિશ્વાસ આવ્યો નહિ. તમે તેમનીજ પ્રજા છો અને તમારો સ્વભાવ પણ તેમના જેવોજ હઠીલો છે; તો તમારી પાસેથી વિશ્વાસની શું આશા થઇ શકે ?






હાની) માં જરૂર (તમારા વિશ્વાસની) પરીક્ષા જોવામાં આવશે. અને જે લોકોને તમારી અગાડી (દિવ્ય) પુસ્તક આપવામાં આવ્યું છે (એટલે યાહુદી અને ખ્રિસ્તી) એમની તરફથી તેમજ (મક્કાના) મૂર્તિપૂજકો તરફથી તમે પુષ્કળ ઉપદ્રવ (ની વાતો) પણ નક્કી સાંભળશો. અને જો તમે સહન કરશો અને (અપરાધની બાબતમાં) સાવચેત રહેશો તો નિઃસંશય એ (મોટા) હિમતના કામો છે. ૧૮૬. અને (ઓ પયગંબર! ગ્રંથધારી લોકોને તું તે સમય શા માટે યાદ દેવાડતો નથી કે) જ્યારે પરમેશ્વરે જે લોકોને પુસ્તક આપવામાં આવ્યું છે તેવા લોકો પાસે પાકું વચન લીધું કે (તમને જે આ પુસ્તક આપવામાં આવ્યું છે) તમે તેનો અર્થ લોકોને અવશ્ય સ્પષ્ટ કરી કહો અને તે (ની કોઈપણ વાત) ને છુપાવતા નહિ. એમ છતાં તેમણે (તે વચનની કંઇ પર્વા નહિ કરતાં) તેને પોતાની પીઠ પાછળ ફેંકી દીધું અને તેને બદલે ઘણીજ જુજ કીમત (એટલે દુનીયાના ફાયદા) લઈ લીધા. પણ એ લોક જે સોદો કરે છે તે (કેટલો બધો) ખરાબ છે! ૧૮૭. જે લોકો પોતે કરેલાં (કૃત્ય) થી ખુશ થાય છે, અને જે કર્યું (ધર્યું જરા પણ) નહિ તે ઉપર ચાહે છે કે તેમના વખાણ કરવામાં આવે (તો ઓ પયગંબર!) એવાનો વિચારજ કરતો નહિ એમ છતાં તેમના સંબંધી કદી પણ એવી કલ્પના કરતો નહિ કે તેઓ શિક્ષામાંથી પાર પડી જશે. ઉલટું તેમને માટે દુઃખદાયક શિક્ષા (તૈયાર) છે. ૧૮૮. અને આકાશનું તથા પૃથ્વીનું રાજ્ય (સઘળું) પરમેશ્વરનુંજ છે; અને પરમેશ્વર સર્વ શક્તિમાન છે. ૧૮૯. નિઃસંશય આકાશની તેમજ









પૃથ્વીની ઉત્પત્તીમાં તેમજ રાતદિવસના અનુક્રમમાં, બુદ્ધિમાન (ના સમજવા) માટે (ઈશ્વર સામર્થ્યની ઘણીજ) નિશાનીઓ છે. ૧૯૦. એટલે જે લોકો ઉઠતાં અને બેસતાં અને પોતાના પડખા ઉપર (સુતાં) પરમેશ્વરનું સ્મરણ કરે છે અને આકાશની અને પૃથ્વીની ઉત્પત્તીનો વિચાર કરે છે (તેઓ બેમાલુમા એવા ઉદ્દગાર કહાડે છે કે) ઓ અમારા પાલનકર્તા! તેં આ (સૃષ્ટિ)ને નિરર્થક નિર્માણ કરી નથી. તું (એવા નિરર્થક કૃત્યથી) પવિત્ર છે. (અને આ સૃષ્ટિક્રમ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પરલોકમાં પુણ્યનું ફળ અને પાપની શિક્ષા થશેજ;) તો (ઓ અમારા પાલનકર્તા!) અમને નરકાગ્નિની શિક્ષામાંથી બચાવ. ૧૯૧. ઓ અમારા પાલનકર્તા! જેને તેં નરકાગ્નિમાં નાખ્યા તેને તેં ખરેખર ઘણાજ ફજેત કર્યા છે. અને (ત્યાં) અન્યાયી લોકોનો કોઇજ મદદગાર નથી. ૧૯૨. ઓ અમારા પાલનકર્તા! અમે એક હાક મારનારા (એટલે પયગંબર)ને સાંભળ્યો કે તે વિશ્વાસ રાખવા માટે હાક મારતો હતો (અને લોકોને સમજાવતો હતો કે તમે તમારા પાલનકર્તાનો વિશ્વાસ રાખો. તેથી અમે વિશ્વાસ રાખ્યો છે. તો ઓ અમારા પાલનકર્તા! અમને અમારા અપરાધની ક્ષમા કર, અને અમારી પાસેથી અમારાં દુર્વ્યસનો દુર કર. અને પવિત્રાચરણી લોકોની સાથે અમારો પણ અંત(કાળ ઉત્તમ) કર. ૧૯૩. ઓ અમારા પાલનકર્તા! અને જેવાં જેવાં (બક્ષીસનાં) અભિવચનો તેં તારા પયગંબરો મારફત અમને આપ્યાં છે તે તું અમને (પુરેપુરાં) આપ; અને કયામતને દિવસે અમને ફજેત કરતો નહિ. ખરેખર તું (કદી) વચનથી ઉલટું કરતોજ નથી. ૧૯૪. પછી તેમના પાલનાકર્તાએ તેમની પ્રાર્થના માન્ય કરી (અને કહ્યું) કે હું




તમારામાંથી કોઇપણ (સારાં) કામ કરનારાંના કામને નિષ્ફળ જવા દેતો નથી; પછી પુરૂષ હોય કે સ્ત્રી. (આમાં સ્ત્રીપુરૂષોમાં કંઇ ભેદ નથી. કારણ) તમે (સઘળા) એકબીજાના (કુટુંબી) છો. પછી જે લોકોએ મારા માર્ગપ્રિત્યર્થ સ્વદેશનો ત્યાગ કર્યો, અને (મારેજ કારણે) પોતાના ઘરબારમાંથી (હાંકી) કહાડવામાં આવ્યા અને મારા રસ્તામાં તેમને ઇજા પહોંચાડવામાં આવી અને જે લડયા અને માર્યા ગયા; હું તેમનાં પાપો તેમનાં (ચિત્રપટ) ઉપરથી જરૂર ભુસી નાંખીશ; અને તેમને એવા બાગમાં (લઇ જઇ) દાખલ કરીશ કે જેની નીચે થઇને (પાણીની) નદીઓ વ્હેતી હોય. પરમેશ્વર તરફથી (આ તેમનાં કૃત્યનો) બદલો (છે;) અને ઉત્તમ બદલો તો પરમેશ્વર પાસેજ છે. ૧૯૫. (ઓ પયગંબર!) શહેરોમાં નાસ્તિકોના આવજાવ કરવાથી તું (કોઈ જાતની) ફસામણમાં* આવતો નહિ. ૧૯૬. (આ) થોડાં એક (ક્ષણિક) સાધનો છે. પછી (આખરે) આ (નાસ્તિકો)નું ઠેકાણું નરકાગ્નિ છે; અને તે (ઘણુંજ) ખરાબ બીછાનું છે. ૧૯૭. પરંતુ જે લોક પોતાના પાલનકર્તાથી બ્હીતા રહ્યા (પરલોકમાં) તેમને માટે એવા બાગો છે કે જેની નીચે થઇને (પાણીની) નદીઓ વ્હેતી હોય; (અને તેઓ)

* એટલે તમારા મનમાં એવો વિચાર આવે નહિ કે પરમેશ્વર નાસ્તિકપણાથી રાજી નથી; તો પછી નાસ્તિક લોક જગતમાં કેવી રીતે રહે છે વસે છે, ચાલે છે ફરે છે અને કામકાજ કરે છે; અને તેમનું આયુષ્ય ખુશાલીમાં પસાર થાય છે? ખરૂં જોતાં એ ફસામણજ ફસામણ છે. માણસે તેને ભુલવી નહિ. કારણ એ મજા ક્ષણિક છે અને આગળ તેનું પરિણામ 'જહન્નમ' એટલે નરકાગ્નિ છે.






ત્યાં સર્વકાળ રહેશે. પરમેશ્વર તરફથી (આ તેમની) પરોણા ચાકરી (થશે.) અને જે (સરંજામ) પરમેશ્વર પાસે છે તે (આ દુનીયાનાં સરંજામ કરતાં) પવિત્રાચરણી લોકોને માટે અત્યુત્તમ છે. ૧૯૮. અને ગ્રંથધારી* લોકોમાં નિઃસંશય કેટલાક લોક એવા પણ છે કે જેઓ પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખે છે અને જે (પુસ્તક) તમો (મુસલમાનો)ને પ્રકટ થયું છે અને જે (પુસ્તક) તેમને પ્રકટ થયું છે તે (સઘળા) ઉપર પણ વિશ્વાસ મુકે છે. (અને હર વખત) પરમેશ્વર આગળ નમે છે; (અને) પરમેશ્વરનાં મહાવાકયોને બદલે (ઐહિક લાભથી લલચાઇ) જુજ કીંમત લેતા નથી; એજ તે લોકો છે કે જેમનો બદલો તેમના પાલનકર્તા આગળ (તૈયાર) છે. (તેઓએ ફળ પ્રાપ્તીની રાહ જોવાની તસ્દી લેવાની નથી; કારણ,) પરમેશ્વર ઘણો જલદી હિસાબ કરનાર છે. ૧૯૯. ઓ મુસલમાનો! (જે સંકટો પરમેશ્વરના માર્ગમાં તમારા ઉપર આવી પડે તે) સહન કરો, અને એક બીજાને સહનશીલતા શીખવો અને માંહોમાંહે મળી સમજીને મજબૂત રહો; અને પરમેશ્વરથી બ્હીઓ કે (આખરે) તમે (તમારા મનોરથમાં) સફળ થશો. ૨૦૦.

---

* અબિસીનીઆ (Ethiopia) નો બાદશાહ અસહમાહ નજ્યાશી મરણ પામ્યાની ખબર જ્યારે હઝરત પયગંબર સાહેબને જીબ્રઇલ દૂત મારફત પહોંચી, ત્યારે પયગંબર સાહેબે લોકોને તેના આત્માનું સાંત્વન કરવા માટે પરમેશ્વર આગળ પ્રાર્થના કરવા સારૂ મેદાનમાં જવા કહ્યું. કેટલાક લોકોએ કહ્યું કે અમે હબસી ખ્રિસ્તીની શાંતિને માટે પ્રાર્થના કરવી કે? તે ઉપરથી નજ્યાશી સદાચરણી અને ખરો મુસલમાન હોવા સંબંધી આ મહાવાકય પ્રકટ થયું. (લુબાબુન્નુકૂળ જુઓ.)







# અધ્યાય ૪ થો.

## સૂરતુ—ન્નિસા.




આ અધ્યાય મદીના શહેરમાં પ્રકટ થયો. એમાં ૧૭૭ મદા વાકયો છે. સ્ત્રીઓ સંબંધી સર્વ પ્રકારના નિયમ તથા બંધનો જેવાં કે વિવાહબંધન તથા છુટાછેડા, સ્ત્રીધન તથા સ્ત્રીજાતિને બીજા કોઇપણ ધર્મ શાસ્ત્રમાં અદ્યાપિ નહિ મળ્યું હોય એવું ઉચ્ચપદ તથા હક્ક વગેરે, બાકીના બીજા અધ્યાયો કરતાં એમાંજ વધારે છે. સૂરતુ—ન્નિસા એટલે સ્ત્રીઓનું પ્રકરણ એ નામ આપવામાં આવ્યું છે.



પરમ દયાળુ તથા કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું.)



**ઓ લોકો! તમારા પાલનકર્તાથી બ્હીઓ, કે જેણે તમને એકજ જણ (એટલે આદમ)માંથી નિર્માણ કર્યા; અને (તે એવી રીતે કે શરૂઆતમાં) તેમાંથી તેની પત્ની (હવ્વા)ને પેદા કરી અને તે બન્ને (પતિ પત્ની) માંથી પુષ્કળ પુરૂષ અને સ્ત્રીઓ (જગતમાં) ફેલાવ્યાં. અને જે પરમેશ્વરને નામે તમે એક બીજા પાસેથી (તમારાં કેટલાંક) કામો* કાઢી લો છો**

* જેના નામના વસીલાથી તમે એક બીજાને પાસે કંઇ માગી લો છો અથવા પોતાનાં કેટલાંક કામો કાઢી લો છો તે પરમેશ્વરે ઠરાવી આપેલી મર્યાદાની બહાર જવા બાબત બ્હીઓ અને સગાંવહાલાં તથા કુટુંબની જે મર્યાદા તેણે નક્કી કરી છે તેમાં રહેવા યત્ન કરો.






તેનાથી (બ્હીઓ) તથા સગાં વહાલાંની (મર્યાદા) વિષે સાવચેતીથી વર્તો; ખરેખર પરમેશ્વરની તમારા ઉપર (હમેશાં) નજર છે. ૧. અને અનાથ બાળકોની માલમતા તમે તેમને હવાલે કરો; અને સારા* માલની સાથે રદ્દી માલ અદલબદલ કરતા નહિ, અને તેમનો માલ તમારા માલ સાથે ભેળવી ખાઇ જતા નહિ. ખરેખર તે એક મોટું પાપ છે. ૨. અને જો તમને આ વાતની બ્હીક હોય કે તમે અનાથ છોકરીઓની† બાબતમાં ઈન્સાફથી વર્તી નહિ શકો, તો તમને પસંદ પડે તેવી બબે અને ત્રણ ત્રણ અને ચાર ચાર સ્ત્રીઓ સાથે લગ્ન કરો. પણ જો તમને આ વાતનો ભય હોય કે (અનેક સ્ત્રીઓમાં) (સરખી રીતે) ન્યાય નહિ કરી શકો; તો

* લોકો પોતાના રદ્દી માલને બદલે સારો માલ લઇ લેતા હતા, તેથી પરમેશ્વરે એમ કરવાની મના કરી. કારણ જો તમારો માલ રદ્દી છે તો તમારે માટે હક્ક હલાલ છે; અને જો અનાથોનો માલ સારો છે તો તે તમારે માટે વર્જ્ય અને નિષિદ્ધ છે. એથી ઉપલક જોતાં તમે ખરાબને બદલે સારો માલ લો છો, પણ ખરૂં જોતાં તેમ નથી થતું.

† અનાથ છોકરીઓની બાબત ન્યાય નહિ કરવાની હકીકત એવી છે કે અનાથ બાળક કોઇના આશ્રય નીચે હોય છે અને તે તેના દ્રવ્યથી અથવા રૂપલાવણ્યથી મોહિત થઇ તેની સાથે લગ્ન કરી લે છે: પરંતુ લગ્ન પછી તેનાં સ્ત્રીધન વગેરેના હક્કની ઝાઝી પરવા કરતો નથી. કારણ તે બાપડીનાં કોઇ વાલીવારસ હોતાં નથી કે તે તેના હક્ક મારી ઠોકીને લે. તેથી પરમેશ્વરે સ્પષ્ટ કહ્યું કે જો તમે ન્યાય નહિ કરી શકો તો તમારે તેની સાથે લગ્ન કરવું નહિ. બીજી કોઈ સ્ત્રી સાથે લગ્ન કરો; સ્ત્રીઓનો કંઈ કાળ પડ્યો નથી.




(એવી પરિસ્થિતિમાં) એકજ (સ્ત્રી કરવી.) અથવા જે (દાસી)ના* તમારા જમણા હાથ માલેક થયા હોય (તેના ઉપરજ સંતોષ રાખવો). તમારે હાથે અન્યાય નહિ થાય એટલા માટે આ (યુક્તિ, બુદ્ધિને) વિશેષ અનુસરતી છે. ૩. અને સ્ત્રીઓને તેમનાં સ્ત્રીધન ખુશીથી આપી દો. પછી જો તેઓ તમને તેમાંથી કંઈ પોતાની રાજીખુશીથી છોડી આપે તો તે તમે રૂચતું પચતું (સમજી સુખેથી) ખાઓ (પીઓ.) ૪. અને તમને સોંપેલી માલમતા જેને પરમેશ્વરે તમારે માટે (એક પ્રકારનો) આધાર બનાવ્યો છે, તે કમઅક્કલ (અનાથ) બાળકોને હવાલે કરતા નહિ. પણ તેમાંથી તેમને ખોરાક આપો તથા તેમનાં કપડાં લત્તાં કરો; અને તમને (જે કંઇ) કહેવું (હોય તે) નરમાશથી કહી સમજાવવું† ૫. અને અનાથ બાળકોને (સંસાર વ્યવહારમાં) અજમાવી જુઓ એટલે સુધી કે તેઓ લગ્નની વયે પહોંચે. તે વખતે જો તમે તેમનામાં કંઈ યોગ્યતા જુઓ, તો તેમનો માલ તેમને સોંપી દો. અને એમ

* જે નાસ્તિકો ધર્મયુદ્ધમાં પકડાઈ આવ્યા હોય તેજ માત્ર ધર્મશાસ્ત્ર પ્રમાણે દાસદાસી થાય છે. હિંદુસ્તાનના આ છેડાથી પેલા છેડા સુધી કોઇપણ દાસદાસી નથી; અને પ્રસ્તુત સમયે સરકાર તરફથી પણ તેની સખત મનાઇ છે. જે લોકો દુકાળના વખતમાં છોકરાં લઇ પાળે છે તે અથવા બીજા ચાકર નોકર આપણી સઘળાની માફક સ્વતંત્ર છે. તેમની સાથે દાસદાસીનું વર્તન રાખવું એ પરમેશ્વર આગળ પાપ તથા સરકાર આગળ ગુન્હો છે.

† સમજાવવું એટલે તેમને કહેવું કે આ તમારી વસ્તુ છે, અને અમે તમારે માટે તેનું રક્ષણ કરીએ છીએ. તેથી તમારે ચિંતા રાખવી નહિ.






કરતા નહિ કે રખેને (કાલે) તેઓ મોટા થશે, માટે ઉડાઉપણે અને ઉતાવળથી તે (તેમનો માલ) વાપરી ખાઈ જાઓ; અને જે (પાલક) શ્રીમંત હોય તેણે (અનાથોનો માલ પોતાને માટે વાપરવાથી) દુર રહેવું જોઇએ; અને જે ગરીબ હોય તેણે રીત સર (નિર્વાહ પુરતું) ખાવું; (તેમાં હરકત નથી). અને જ્યારે તમે તેમનો માલ તેમને સ્વાધીન કરો ત્યારે (લોકોને) તેમ(ણે પોતાનો માલ લીધા બાબત) ના સાક્ષી રાખો અને (એમ તો) હિસાબ લેવામાં પરમેશ્વર પુરો છે. ૬. માબાપ અને ઘણી નજદીકનાં સગાંઓએ જે કંઈ પાછળ મુકયું હોય તેમાં થોડું હોય કે ઘણું પુરૂષોનો હિસ્સો છે; અને (તેવીજ રીતે માબાપ અને ઘણી નજદીકનાં સગાંઓએ કંઈ પાછળ મુકયું હોય તેમાં સ્ત્રીઓનો પણ હિસ્સો છે; (આ) હિસ્સા (અમે) ઠરાવેલા (છે.) ૭. અને જ્યારે (હિસ્સાની) વિભાગણીની વેળાએ (દૂરનાં) સગાંઓ તથા અનાથ છોકરાં તથા ગરીબ ગુરબાં આવી હાજર થાય ત્યારે તેમાંથી તેમને પણ કંઇ આપજો; અને (તેમની મરજી પ્રમાણે તેમને આપી શકાય એમ નહિ હોય તો) તેમને નરમાશથી કહી સમજાવી લેવા. ૮. અને જે (હકદાર વારસ) છે તેઓએ બ્હીવું જોઇએ કે જો તેઓ (જાતે) પોતાના (મરણ) પછી દુર્બળ સંતતિ મુકી જાય તો તેમની (સ્થિતિની) બાબતમાં તેમને (કેવી કેવી) ધાસ્તી કરવી પડે! માટે (ગરીબ ગુરબાં ઉપર સખતાઈ કરવામાં તેઓએ પરમેશ્વરનો ભય રાખવો જોઇએ. અને (તેમની સાથે) સીધી વાત કરવી જોઇએ. ૯. જે લોકો અન્યાયથી અનાથ બાળકોની માલમતા ખાઈ ચટ કરી નાંખે છે તે પોતાના પેટમાં









માત્ર અંગારાજ ભરે છે. અને તેઓ જલ્દીથીજ (મરણ પછી) ધગધગતી નરકાગ્નિમાં પડશે. ૧૦. (મુસલમાનો!) તમારી સંતતિ(ના ભાગ) સંબંધી પરમેશ્વર તમને હુકમ કરે છે કે છોકરાને બે છોકરીઓના જેટલો હિસ્સો (આપજો.) પછી જો છોકરીઓ (બે અથવા) બેથી વધારે હોય, તો (મરનાર) જે પાછળ મુકે તેમાં તેમનો (હિસ્સો) બે તૃતિયાંશ છે. અને જો તે એકલીજ હોય તો તેને અડધો અડધ. અને મૈયતનાં માબાપને (એટલે) બેમાંથી દરેકને, તે જે પાછળ મુકે તેમાંથી, જો તેને કંઈ સંતાન હોય તો એક ષષ્ટમાંશ છે. પણ જો તેને કંઇ સંતાન ન હોય અને તેના વારસ (ફક્ત) માબાપ હોય, તો તેની માનો (હિસ્સો) એક તૃતિઆંશ; (બાકી બાપનું). પરંતુ જો (માબાપ સિવાય) મૈયતના (એક કરતાં વધારે બ્હેન) ભાઇઓ હોય, તો માનો (હિસ્સો) એક ષષ્ટમાંશ. (પણ એ હિસ્સા) મૈયત ઈસમ જે મૃત્યુ લેખ કરે તે(ની બજાવણી) પછી અને કરજ (ચુકવ્યા) પછી (આપવા). તમે તમારા બાપ(દાદા એટલે મૂળ) અને તમારા પુત્ર (પૌત્રાદિ એટલે શાખા)માં જાણી શકતા નથી કે નફાની નજરે તેઓમાંથી કોણ તમારાથી વધારે નજીક છે? (તો તમે તમારો મત ચલાવતા નહિ અને નક્કી સમજજો કે આ વ્હેંચણી) પરમેશ્વરેજ ઠરાવેલી છે. પરમેશ્વર નિઃસંશય (સર્વ કંઇ) જાણે છે (અને) સત્યસંકલ્પ છે. ૧૧. અને જે કંઈ તમારી પત્નિઓ પાછળ મુકે તેમાંથી જો તેમને સંતાન ન હોય તો, તમારૂં અડધું; પણ જો તેમને સંતાન હોય તો તેઓ જે કંઈ પાછળ મુકી જાય તેમાંથી તમારૂં એક ચતુર્થાંશ; (તે પણ) તેઓ જે મૃત્યુલેખ કરે તે(ની બજાવણી) પછી અને









કરજ (ચુકવ્યા) પછી. અને તમે જે કંઈ પાછળ મુકો તેમાંથી જો તમને કંઇ સંતતિ ન હોય તો, (વિધવા) સ્ત્રીઓને એક ચતુર્થાંશ. પણ જો તમને સંતતિ હોય તો તમે જે કંઇ પાછળ મુકી જાઓ તેમાંથી (વિધવા) સ્ત્રીઓને એક અષ્ટમાંશ; (અને તે પણ) તમે જે મૃત્યુલેખ કરો તે(ની બજાવણી) પછી અને કરજ (ચુકવ્યા) પછી (આપવામાં આવે). અને જો કોઇ પુરૂષ અથવા સ્ત્રીનો (દૂરનો) વારસ હોય અને તેના પિતા તેમજ પુત્ર* (એટલે મૂળ તેમજ શાખા) ન હોય અને (બીજા બાપથી) તેના કોઈ ભાઇ અથવા બ્હેન હોય; તો તે બન્નેમાંથી દરેકને એક ષષ્ટમાંશ. પણ જો તેઓ એનાથી વધારે હોય તો એક તૃતિઆંશમાં તે (સઘળા સરખા) ભાગીદારો છે. (આ હિસ્સા પણ મૈયત

* જે કોઇ પુરૂષ અથવા સ્ત્રીને પિતા તેમજ પુત્ર (એટલે મૂળ તથા શાખા) ન હોય તેને 'કલાલા' કહે છે- તેનું કુરઆનમાં બે જગાએ વર્ણન આવ્યું છે; એક અહીં અને બીજી વખત આજ અધ્યાયની આખરે 'કલાલા' ના વારસના ત્રણ પ્રકાર છે. એક એકે કલાલા 'ઐની' ભાઇ બ્હેન એટલે એક માબાપથી સગા ભાઇ બ્હેન પાછળ મુકી મરણ પામે તે; બીજો, 'અલ્લાતી' એટલે સાવકા, એકજ બાપની ઓલાદ પણ મા જુદી હોય; ત્રીજો 'અખયાફી' એટલે સાવકા, જેની મા એક પણ બાપ જુદા હોય. કુરઆનમાં આ ઠેકાણે આ ત્રીજી પ્રકારનો ઉલ્લેખ છે કે તેમાંના ભાઇ બ્હેન દરેક સરખે હિસ્સે છઠ્ઠા ભાગના હકદાર છે. 'છોકરાને બે છોકરીઓના જેટલો હિસ્સો' એ કાયદો એમાં ચાલતો નથી. અને તે બ્હેન ભાઇઓ બેથી વધારે હોય તો એક તૃતિયાંશમાં તે સઘળા સરખા હિસ્સેદાર છે. બાકીના પહેલા તથા બીજા પ્રકારના નિયમ આ અધ્યાયને છેવટે છે.




ઇસમે) કરેલા મૃત્યુ લેખ (ની બજાવણી) પછી તથા કરજ (ચુકવ્યા) પછી, (મૈયત* તરફથી) કોઇને પણ નુકસાન ન થાય એવી શરતે (આપવામાં આવે). (આ) પરમેશ્વરની તાકીદ છે. અને પરમેશ્વર (સર્વ કંઇ) જાણે છે (અને લોકોની આજ્ઞાનો ભંગ કરવાની વૃત્તિ) સહન કરે છે. ૧૨. આ પરમેશ્વરની (બાંધેલી) મર્યાદાઓ છે. અને જે કોઇ પરમેશ્વર અને તેના પયગંબરના હુકમ પ્રમાણે ચાલશે, તેને (પરલોકમાં) પરમેશ્વર એવા બાગમાં (લઇ જઇ) દાખલ કરશે કે જેની નીચે નદીઓ વહેતી હોય, (અને તેઓ) તેમાં સદાસર્વદા રહેશે. અને એ મોટું સાર્થક છે. ૧૩. અને જે કોઇ. પરમેશ્વર અને તેના પયગંબરના હુકમનો અનાદર કરશે અને પરમેશ્વરની (બાંધેલી) મર્યાદાઓનું ઉલ્લંઘન કરશે, તેને પરમેશ્વર નરકાગ્નિમાં (લઇ જઇ) દાખલ કરશે; (અને) તે ત્યાં નિરંતર રહેશે; અને તેને ફજેતીની શિક્ષા (પ્રાપ્ત) થશે. ૧૪. અને (મુસલમાનો!) તમારી સ્ત્રીઓમાંથી જે (સ્ત્રી) ઓ બદકર્મ કરશે. તો તેમની (બદફેલી) માટે તમારા (લોકો) માંથી ચાર

* મૈયત તરફથી વારસદારોને એવી રીતે નુકસાન થઇ શકે છે કે મૈયતને એક તૃતિયાંશ સુધી મૃત્યુ લેખ કરી આપવાની પરવાનગી છે. પણ જો કોઇ વારસોના હક્કને નુકસાન કરવા માટે એક તૃતિયાંશથી વધારે મૃત્યુ લેખમાં રકમ આપે તો વધારાનો અમલ કરવામાં આવશે નહિ. એવીજ રીતે મરનાર કોઇનું પણ કરજ મહેરબાનીની રાહે પોતાના અંગ ઉપર લઇ શકે છે; અને તેનો સમાવેશ મૃત્યુ લેખમાં થાય છે. પરંતુ મૃત્યુ લેખમાં દાન હોય કે તેમાં દર્શાવેલું કરજ હોય તો પણ મરનારને અધિકાર નથી કે તેણે વારસોનો હક્ક ડુબાવવો.

જણાની સાક્ષી લો, પછી જો (સાક્ષીઓ તેમનાં બદકર્મની) સાક્ષી આપે તો (શિક્ષા તરીકે) તે (સ્ત્રીઓ) ને ઘરમાં પૂરી રાખો; એટલે લગી કે મૃત્યુ તેમને। અંત આણે અથવા પરમેશ્વર તેમને માટે (બીજો) કંઇ માર્ગ* કાઢે. ૧૫. અને તમે। (લોકો) માંથી જે બન્ને (સ્ત્રીપુરૂષ) બદકર્મ કરે તેમને મારફાડ† કરો પછી જો તે બન્ને પશ્ચાતાપ કરે અને પોતાની સ્થિતિ સુધારે તો તમારે તેની (વધારે) આડે આવવું નહિ. કારણ પરમેશ્વર મોટો પશ્ચાતાપ માન્યકર્તા તથા દયાળુ છે. ૧૬. પરમેશ્વર પશ્ચાતાપ માન્ય કરે છે, (પણ) જે લોકો અજ્ઞાનતાને લીધે એકાદ દુષ્કર્મ કરે, પછી તરતજ પશ્ચાતાપ પણ કરે તે લોકોનોજ માત્ર. ત્યારે પરમેશ્વર પણ આવાજ (લોકો) નો પશ્ચાતાપ માન્ય કરી લે છે. અને પરમેશ્વર (સઘળાની સ્થિતિ) જાણે છે (અને સઘળી યુક્તિથી) જાણકાર છે. ૧૭.

* જે માર્ગનું વચન આ વાકયમાં છે તેનો ઉલ્લેખ અઢારમાં ભાગના સૂરતુન્નૂર એટલે ૨૪મા અધ્યાયમાં અને અહાદીસ એટલે પયગંબરના વચનમાં આ પ્રમાણે છે કે અવિવાહિત પુરૂષ કિંવા અવિવાહિત સ્ત્રીને હાથે જારકર્મ થાય તો પ્રત્યેકને સો ફટકા; અને વિવાહિત એવું કામ કરે તો તેને પત્થરાનો માર.

† પાછળનાં વાકયમાં સ્ત્રીને ફક્ત હલકી શિક્ષા એટલે ઘરમાં પૂરી રાખવાનો મજકુર છે; અને આમાં સ્ત્રી પુરૂષ બન્નેને મારફાડ કરવાનો હુકમ છે. પરંતુ એ બન્ને હુકમ પ્રાથમિક હતા તે પછી અનુક્રમે સો ફટકા તથા મારફાડ કરવાનો છેવટનો હુકમ મળ્યો. મનુષ્ય જાતિમાં કામવાસના એટલી પ્રબળ હોય છે કે આવા સખત કાયદા સિવાય તેને તાબે રહેવું અશકય હોઇ એવા ગુન્હાને અટકાવવા એ પણ અશકય છે.

અને જે લોક (જીંદગીભર) ખરાબ કામો કરતા રહે, એટલે લગી કે તેમનામાંથી જ્યારે એકાદને મૃત્યુ આવી પહોંચે ત્યારે તે કહેવા લાગશે કે હવે હું પશ્ચાતાપ કરૂં છું; એવા લોકોનો પશ્ચાતાપ (માન્ય થશે) નહિ. અને (તેવીજ રીતે) જે લોકો નાસ્તિક હોતાં તે મરણ પામ્યા તેમનો પણ (પશ્ચાતાપ માન્ય થતો) નથી. એજ છે કે તેમને માટે અમે દુઃખદાયક શિક્ષા તૈયાર કરી રાખી છે. ૧૮. ઓ મુસલમાનો! તમને એની છુટ નથી કે સ્ત્રીઓને (મૈયતનો) વારસો સમજી બળથી તેમના ઉપર કબજો મેળવવો. અને જે કંઈ તમે તેમને (ધણીના વારસમાંથી) આપ્યું હોય તેમાંથી કંઈ લઈ લેવાના હેતુથી તેમને (ઘરમાં) અટકાવી રાખતા નહિ; (કે જેથી તેઓ બીજા કોઈની સાથે પરણતાં અટકે) પરંતુ તેઓ જો એકાદ ખુલ્લું બદકર્મ કરે (તો તેમને અટકાવી રાખવાને હરકત નથી.) અને તમે પત્નીઓ સાથે જનશિરસ્તા પ્રમાણે વર્તન કરો. પછી જો (કોઇ કારણને લીધે) તમે તેમને નાપસંદ કરો તો નવાઈ નથી કે તમને એક વસ્તુ ના પસંદ હોય અને પરમેશ્વર તેમાં પુષ્કળ હિત (તથા કલ્યાણ*) રાખે. ૧૯. અને જો તમારો હેતુ એક પત્નીની જગાએ બીજી સ્ત્રી કરવાનો હોય તો તેમાંથી (પહેલી) એક પત્નીને તમે ઢગલાબંધ દ્રવ્ય આપી દીધું હોય; તોપણ તેમાંથી કંઈ પણ (પાછું) લેતા નહિ. શું (તમારા સભ્યપણાને

* એટલે કદાચ તેનાથી પુષ્કળ સંતતિ થાય. જો તે સંતતિ રૂપવાન ન હોય તો ઘરગતુ કામ માટે તે છોકરાંઓમાં સારી યોગ્યતા હોય અથવા તે હુન્નરમાં પ્રવીણ હોય અને તે ને પુરૂષની સંપતિ પોતાની કૌશલ્યતાથી વધારે એ તેનું કલ્યાણજ છે.

એ વાત શોભે છે કે) કોઈ જાતનું કુભાંડ મચાવી અને પ્રત્યક્ષ પાપની વાત કરી (તમોએ આપેલું તેની પાસેથી પાછું) લેવું? ૨૦ અને તમે (આપેલું પાછું) કેમ લેશો? અને ખરૂં જોતાં. તમે એક બીજાના સમાગમમાં આવી ચુકયા છો અને તેઓ તમારી પાસે (લગ્ન સમયે સ્ત્રીધન તથા પાલનપોષણ વગેરે માટે) પાકાં વચન લઈ ચુકયાં છે. ૨૧. અને જે સ્ત્રીઓને તમારા બાપ પરણ્યા હોય, તેમની સાથે તમે લગ્ન કરતા નહિ. પરંતુ જે અગાડી થઇ ગયું ( તે થઇ ગયું), ખરેખર એ (મોટી) નિર્લજપણાની અને ધિક્કાર ભરેલી વાત છે! અને તે (ઘણોજ) ખરાબ ચાલ*

* ઇસ્લામની અગાઉ સ્ત્રીઓ સાથે અરબ લોકોની વર્ત્તણુક જોર જુલમની હતી; અને કેટલીક વાતમાં જુલમી થવા ઉપરાંત લજ્જા તથા શિષ્ટાચારની પણ વિરૂદ્ધ હતી. દાખલા તરીકે, જ્યારે કોઈ મરી જાય ત્યારે તેના વારસ તેની વિધવા સ્ત્રીને મૈયતનો વારસો ગણી તેનો કબજો મેળવતા હતા. જોઇએ તો સ્ત્રીધન ઠરાવ્યા વિના તેની સાથે પોતેજ લગ્ન કરી લેતા; અથવા જોઇએ તો બીજા કોઇ સાથે લગ્ન કરાવી દેતા અને તેનું સ્ત્રીધન પોતે લેતા. તેમની મરજી થાય તો તેને બેસાડી મુકતા અને વારસ સિવાય મૈયતને કોઈ મિત્ર તેની વિધવા ઉપર કાપડ નાંખી દેતો તેજ તેનો હકદાર સમજવામાં આવતો. જો તે રૂપાળી હોય તો પોતેજ લગ્ન કરી લેતો પણ જો તે દેખાઇતી સારી ન હોય તો તેને લગ્ન કરવામાં આડ નાંખતો એટલે સુધી કે તે કંઇ દંડ ભરી છુટે અથવા ત્યાંજ મરી જાય, અને તે તેનો વારસ થાય. ટુંકમાં સ્ત્રીઓ ઉપર એટલે સુધી પોતાના ગેર-વાજબી હક બજાવતા કે છોકરો પોતાના બાપનો વારસ થાય તો તે પણ પોતાના બાપની પત્ની સાથે એટલે સાવકી મા સાથે લગ્ન કરતો. તેથી પરમેશ્વરે આ વાકયમાં આ સર્વ વાતનો નિષેધ કર્યો છે.

હતો. ૨૨. (મુસલમાનો!) તમારી માતાઓ તથા તમારી છોકરીઓ તથા તમારી બ્હેનો તથા તમારી ફઇઓ તથા તમારી માસીઓ તથા ભાઇની છોકરીઓ (એટલે ભત્રીજીઓ) તથા બ્હેનની છોકરીઓ (એટલે ભાણજીઓ) તથા તમને જેમણે ધવરાવેલ છે તે તમારી માઓ તથા તમારી દૂધબ્હેનો અને તમારી સાસુઓ (એ સઘળાં) તમને નિષિદ્ધ (હરામ) છે. અને જે સ્ત્રીઓ સાથે તમે સમાગમ કરી ચુકયા છો તેમની (આગળની) કન્યાઓ કે જેઓ (ઘણું ખરૂં) તમારા ખોળામાં (પાલન થાય) છે તેઓ (તમને નિષિદ્ધ છે.) પણ જો તમે તે સ્ત્રીઓ સાથે સમાગમ કર્યું ન હોય તો (તેમની પાળેલી છોકરીઓને પરણવામાં) તમને કંઇ પાપ નથી. અને (પોતે) તમારા પેટના છોકરાઓની પત્નિઓ (એટલે તમારી વહુઓ તમારે માટે નિષિદ્ધ છે;) અને તમે બે બ્હેનોને એકઠી* પરણો (એ પણ હરામ છે.) પણ જે અગાઉ થઇ ગયું (તે થઇ ગયું). ખરેખર પરમેશ્વર ક્ષમા કરનાર (તથા) દયાળુ છે. ૨૩.

* હદીસ એટલે પયગંબર સાહેબના પવિત્ર વચન પ્રમાણે માસી તથા ભાણેજ અને ફઇ તથા ભત્રીજીથી પણ એકઠું પરણવું હરામ છે.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૫ મો.

### સૂરતુ-ન્નિસા ( ચાલુ. )

અને જે સ્ત્રીઓ (બીજાની સાથે લગ્નના) બંધનમાં હોય તે પણ (નિષિદ્ધ છે); પણ જેઓ (નાસ્તિકોની લડાઈમાં બંદીવાન થઇ) તમારે હસ્તગત થઇ હોય તે માત્ર (નિષિદ્ધ નથી). (આ) પરમેશ્વરની લેખી આજ્ઞા છે (અને તે પાળવી) તમને (આવશ્યક છે) અને (જે સ્ત્રીઓ તમને નિષિદ્ધ છે) તે સિવાય (બીજી સ્ત્રીઓની) તમને છૂટ છે; એ શરત ઉપર કે તમે કામવાસનાની તૃપ્તી માટે નહિ પણ (લગ્ન) બંધનમાં જોડાવા માટે દ્રવ્ય (એટલે સ્ત્રીધન ને બદલે (વિવાહ કરવાનું) ઇચ્છો. પછી જે સ્ત્રીઓ જોડે તમે તે (સ્ત્રીધનને) બદલે સુખોપભોગ લીધો હોય તેમની સાથે જે સ્ત્રીધન ઠર્યું હતું તે તેમને હવાલે કરો. અને (સ્ત્રીધન) ઠરાવ્યા પછી (તેમાં વધતુંઓછું કરવાને) તમે પોતપોતામાં રાજી થાઓ તો તેમાં કંઈ તમને પાપ નથી. પરમેશ્વર (સઘળાની સ્થિતિથી) વાકેફ (અને સર્વ) યુક્તિવાળો છે. ૨૪. અને તમારામાંથી જેને સ્વતંત્ર મુસલમાન સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનું સામર્થ્ય ન હોય તો જે દાસીઓ (નાસ્તિકોની લડાઈમાં) તમો મુસલમાનોને હસ્તગત થઈ જાય (અને) તેઓ વિશ્વાસુ પણ હોય, તો તેમની સાથે (લગ્ન કરો.) અને પરમેશ્વર તમારા વિશ્વાસને સારી પેઠે જાણે છે. (માનવી ઉત્પત્તીની દૃષ્ટિએ)

તમે એક બીજાના સજાતિય છો; તો તે (દાસી)ઓના માલિકોની પરવાનગીથી તમે તેમની સાથે (બેલાશક) લગ્ન કરી લ્યો અને યોગ્ય રીતરિવાજ પ્રમાણે તેમનું સ્રીધન તેમને હવાલે કરી દો. (પણ) શરત એવી કે તેમને લગ્નના ગાંઠથી જોડવામાં આવે (અને) તે છીનાળા કરનાર અને ચોરીછુપીથી યાર તરીકે રાખનાર હોય નહિ. પછી જ્યારે તેઓ લગ્નના બંધનમાં જોડાય ત્યારે જો તેઓ નિર્લજપણાનું કંઇ કામ કરે તો જે શિક્ષા સ્વતંત્ર સ્ત્રીઓને* (થાય) તેની અડધી દાસીઓને. આ (દાસીને પરણવાની પરવાનગી) તમારામાંથી જેને પાપ (થવા)નો અંદેશો હોય તેનેજ છે. અને જો તમે સહનશીલતા રાખશો તો તમારે માટે એ ઉત્તમ છે. અને પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૨૫. પરમેશ્વર ઇચ્છે છે કે (પયગંબર અને સાધુસંત) જેઓ તમારી અગાઉ (થઇ ગયા) છે તેમના (ભક્તિ) માર્ગ તે તમને સ્પષ્ટ કરી કહે અને તમોને તેમનાજ સન્માર્ગ ઉપર ચલાવે અને તમારા ઉપર કૃપા (નજર) રાખે. અને

* સ્ત્રીઓ બે જાતની હોય છે, સ્વતંત્ર સ્ત્રીઓમાંથી જેનો પતિ હોય અને તે બદકર્મ કરે તેને પત્થર મારી મારી નાંખવાની શિક્ષા છે; અને જેનો પતિ ન હોય અને તે બદકર્મ કરે તેને સો ફટકાની શિક્ષા છે. કારણ કે વિવાહિત સ્ત્રી બદફેલી કરવાથી, તેનો પતિ જીવતો હોય કે નહિ. તોપણ પોતાની તથા પોતાના પતિની આબરૂનો નાશ કરે છે; અને અવિવાહિત માત્ર પોતાનીજ આબરૂ ગુમાવે છે. બીજી દાસી. તેની પહેલાની આબરૂ તે શું ? તેથી તેની શિક્ષા સદરહુ બન્ને સ્થિતિમાં અડધી એટલે પચાસ કોરડા; કારણ પત્થરાના મારનું અડધું થઇ શકતુંજ નથી.

પરમેશ્વર (સઘળું કંઇ) જાણે છે અને (દરેક કામ) યુક્તિથી કરે છે. ૨૬. અને પરમેશ્વર ઈચ્છે છે કે તમારા ઉપર કૃપા દૃષ્ટિ રાખે; અને જે લોકો કામવાસનાના નાદમાં પડેલા છે તેમનો હેતુ એવો છે કે તમે (સન્માર્ગ ઉપરથી ખસી જઈ) બહુજ દૂર રવડી પડો. ૨૭. પરમેશ્વર ઈચ્છે છે કે તમારા ઉપરનો (બોજો) હલકો કરે; કારણ કે, મનુષ્ય (સ્વાભાવે) દુર્બળ બનાવવામાં આવ્યો છે; (અને સખત હુકમનો બોજો તેને દુઃસહ છે) ૨૮. ઓ મુસલમાનો! તમે એક બીજાની માલમતા (અમસ્તી) વગર કારણે પચાવી પાડતા નહિ; પણ તમારી પરસ્પર સંમતિથી એકાદ વેપાર (ચાલતો) હોય (અને તેમાં કંઇ મળે તો તે વર્જ્ય નથી) અને તમે (જાતે) તમારો ઘાત* કરતા નહિ. (આ તમને એટલા માટે કહેવામાં આવે છે કે) પરમેશ્વર તમારા ઉપર મહેરબાન છે. ૨૯. અને જે કોઈ જોરજુલમથી એવું (કામ) કરશે (એટલે પારકો માલ ખાઇ જશે તો) અમે તેને (કયામતને દિવસે) નરકાગ્નિમાં

---

* કેટલાકોએ આનો આપઘાત અર્થ લીધો છે. કેટલાકોએ બીજાના જીવનો ઘાત કે ખુન, જેની શિક્ષા વેર છે, તે લીધો છે: એ બીજાના ઘાતને પોતાનો ઘાત એટલા માટે કહે છે કે સર્વ મનુષ્યજાતિ એકજ મૂળની શાખા છે. કેટલાક એમ સમજે છે કે ઘણું કષ્ટ, પરિશ્રમ અને તપશ્ચર્યા કે જેને પરિણામે ઘણું કરી પ્રાણની હાની થાય છે અને જે રોમન કેથોલિક ધર્મના મઠવાસી અને આપણી તરફના જોગી તથા સન્યાસી કરે છે અને એજ સ્થિતિમાં પોતાના પ્રાણનો અંત લાવે છે; તેથી થતો ઘાત એ અર્થ છે. કેટલાકે આગળ પાછળના વાકય સંબંધ ઉપરથી લોકોના હક્કની પાયમાલી એવો અર્થ લીધો છે.

(લઈ જઇ) નાંખી દઇશું અને પરમેશ્વરને એ (એક) સહેલું (કામ) છે. ૩૦. જે (કામ કરવા) ની તમને મનાઇ કરવામાં આવે છે તેમાંથી મહા પાપોથી જો તમે દુર રહેશો તો અમે તમારાં (નાનાં નાનાં) પાપ તમારા (ચિત્રપટ) ઉપરથી ભુસી નાંખીશું અને તમને સન્માનની જગાએ (લઈ જઇ) દાખલ કરીશું. ૩૧. અને પરમેશ્વરે જે તમારામાંથી એકને બીજા ઉપર શ્રેષ્ઠતા આપી મુકી છે તેની હોંશ કરતા બેસતા નહિ. પુરૂષોએ જેવાં જેવાં કર્મ કર્યાં હશે તેમ (ના પુણ્ય) નો ભાગ તેમને; અને સ્ત્રીઓએ* જેવાં જેવાં કર્મ કર્યાં હશે તેમ(ના પુણ્ય)નો ભાગ તેમને; અને પરમેશ્વર પાસે (નિત્ય) તેની કૃપા માગતા રહો. નિઃસંશય પરમેશ્વર સર્વજ્ઞાની છે. ૩૨. અને જે (માલમતા) માબાપ અને ઘણીજ નજદીકનાં સગાં પાછળ મુકી જાય, તેમાં અમે હરેક (મરનારની મિલકત)ના વારસ નક્કી કરી આપ્યા છે. અને જે લોકો સાથે તમારા જમણો†

* પરમેશ્વરે સ્ત્રીઓનો સ્વભાવ એવો નાજુક કર્યો છે કે તેમનાથી દુનીયા તો દુનીયા પણ ધર્મના કામમાં પણ પુરૂષની બરોબરી થઈ શકતી નથી. કુદરતે બક્ષેલી દુર્બળતાને લીધે તેઓ ધર્મ યુદ્ધને લાયક નથી. તેમને છોકરાંનો પ્રસવ કરવાનો છે; તેમને ધવાડવાં તથા તેમનું પાલણપોષણ કરવાનું છે, અને અમુક ખાસ વખત સુધી એટલે અટકાવ આવ્યો હોય ત્યારે તેમનાથી અપવાસ કે પ્રાર્થના પણ થઈ શકતાં નથી. આ બાબતનો વિચાર કરી સ્ત્રીઓને એમ લાગતું હશે કે અમે પુરૂષ શા માટે થયા નહિ? પરમેશ્વરે તેમને સમજાવ્યું કે પુરૂષનું પુણ્ય પુરૂષને અને સ્ત્રીનું પુણ્ય સ્ત્રીને.

† મૌલાના શાહ અબ્દુલ કાદિર સાહેબે લખ્યું છે કે ઘણા લોકો હઝરત પયગંબર સાહેબ સાથે એકલાજ મુસલમાન થયા હતા

હાથે (કરાર) બંધન કર્યું હોય, તો તેમને પણ (તમારા તરફથી) તેમનો હિસ્સો આપી દો. નિ:સંશય પરમેશ્વર સર્વ (બાબતનો) સાક્ષી છે. ૩૩. પુરૂષો સ્ત્રીઓ ઉપર સત્તાવાન છે. (તેનું) કારણ (એક તો એ) કે (માનવ જાતિમાં) પરમેશ્વરે કેટલાંકો (એટલે પુરૂષો)ને કેટલાંકો (એટલે સ્ત્રીઓ) ઉપર (માનસિક તેમજ શારિરીક બળમાં) શ્રેષ્ટપણું આપ્યું છે; અને (બીજું કારણ) એ કે પુરૂષોએ (સ્ત્રીઓ માટે) પોતાનું દ્રવ્ય* ખરચ્યું છે. તો જે સદાચરણી (સ્ત્રીઓ) છે તે (પોતાના ભર્થારનું) કહ્યું માને છે (અને) પરમેશ્વરે (પતિ મારફત તેમની) જેવી સંભાળ રાખી છે તેવીજ તે (તેમની) ગેરહાજરીમાં (દરેક વસ્તુની) સંભાળ રાખે છે. અને જે સ્ત્રીઓની નાફરમાનીનો તમને અંદેશો હોય તો તેમને (પહેલેથી) સમજાવીને કહો, અને (પછી) તેમના બિછાનાનો ત્યાગ કરો; અને (આથી પણ તે નહિ સમજે તો) તેમને (હલકો) માર મારો. પછી જ્યારે તેઓ તમારૂં કહ્યું માનવા લાગે. ત્યારે તમે પણ તેમના ઉપર (વિનાકારણ ઠપકે

---

અને તેમનાં સગાંવહાલાંઓ નાસ્તિક હતાં; ત્યારે પયગંબર સાહેબે બબે મુસલમાનોને પોતપોતાના ભાઈ બનાવ્યા. તેઓજ એક બીજાના વારસ પણ થયા હતા. તેમનાં સગાં વહાલાં જ્યારે મુસલમાન થયા ત્યારે આ વાકય પ્રગટ થયું કે વારસો સગાંઓમાટેજ છે. જેમની સાથે હાથેહાથ મેળવી તમે કરાર કર્યો હોય અગર મ્હોડેથી જેમને ભાઈ કહ્યા હોય તેમની સાથે જીવતા છો ત્યાં સુધી સારી રીતે પરોપકારી વર્તન રાખો અને મરણ સમયે તેમને માટે કંઇ મૃત્યુલેખમાં આપી જાઓ એવી આજ્ઞા છે.

* દ્રવ્ય એટલે સ્ત્રીધન અને ખાધખોરાકી વગેરે

મુકવાનો) માર્ગ શોધતા ફરતા નહિ. પરમેશ્વર ખરેખર (ઘણો) માહિમાશાલી (અને) ગૌરવવાળો છે. (તો તેનાથી બ્હીતા રહો.) ૩૪. અને જો તમને બન્ને (પતિ પત્ની)ની વચ્ચે બગાડ (થવા)ની બ્હીક હોય; તો એક પંચ તે (પતિ)ના કુટુંબમાંથી મુકરર કરો અને એક પંચ તે (પત્નીના કુટુંબમાંથી; જો પંચોનો (ખરા મનથી) ઇરાદો (પતિપત્નીમાં) સંપ (કરવા)નો હોય તો પરમેશ્વર (તેમના સમજાવવાથી) બન્નેમાં મેળાપ કરી દેશે. પરમેશ્વર (સઘળાના વિચારથી) વાકેફ (અને) ખબરદાર છે. ૩૫. અને તમે પરમેશ્વરનીજ ભક્તિ કરો અને કોઇપણ વસ્તુને તેનો ભાગીદાર ઠરાવતા નહિ; અને માબાપ સાથે પરોપકારથી વર્તો અને (તેવીજ રીતે) સગાંવહાલાં અને અનાથ બાળકો તથા ગરીબ ગુરબાં તથા સગાં પાડોશીઓ તથા પારકાં પાડોશીઓ અને અડોઅડ બેસનારા સોબતી અને મુસાફરો અને જે (દાસી ગુલામ) તમારે તાબે હોય એ (સઘળાં) સાથે (પરોપકારનું વર્તન રાખો). જે લોકો અહંકારી અને શેખી કરનારા છે તેમને ખરખરે પરમેશ્વર ચાહતો નથી. ૩૬. કે તેઓ પોતે કૃપણપણું કરવાના (તે કરવાના; પણ બીજા) લોકોને પણ કૃપણપણું કરવાની સલાહ આપશે; અને પરમેશ્વરે પોતાની કૃપાથી તેમને જે કંઈ આપી મુકયું છે તે તેઓ છુપાવશે. અને જે લોક (અમારી બક્ષીસ તરફથી) કૃતઘ્નતા દર્શાવશે તેમને માટે અમે ફજેતીની શિક્ષા તૈયાર કરી રાખી છે. ૩૭. અને તેઓ પોતાનો માલ ખરચશે (તે) લોકોને બતાવવા માટે અને તેમનો વિશ્વાસ (જોઇએ તો) નહિ પરમેશ્વર ઉપર કે નહિ છેવટના

દિવસ ઉપર. અને શેતાન* જેનો સાથી હોય તો તે (ઘણોજ) ખરાબ સાથી છે! ૩૮. અને જો (એ લોકો) પરમેશ્વર ઉપર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખે અને જે કંઈ પરમેશ્વરે તેમને આપી મુકયું છે તે (સ્વચ્છ મને પરમેશ્વરના માર્ગમાં) ખરચે તો તેમનું શું બગડે? અને પરમેશ્વર તો તેમની (સ્થિતિ)થી વાકેફ છે. ૩૯. ખરેખર પરમેશ્વર (કોઇના ઉપર) અણુ† માત્ર પણ જુલમ કરતો નથી; અને (કોઇનું અણુ માત્ર પણ) પુણ્ય હશે તો તે તે વધારે છે અને પોતાની તરફથી મોટો બદલો આપે છે. ૪૦. વારૂં. ત્યારે (તે દિવસે તે લોકોની) કેવી દશા થશે કે જ્યારે (સમસ્ત લોક એકઠા થશે અને) અમે દરેક પ્રજામાંથી (તેનો) સાક્ષી (એટલે પયગંબર)ને લાવીશું (અને તે તેના સંબંધમાં સાક્ષી આપશે:) અને (ઓ પયગંબર!) અમે તને પણ આ (લોકો) ઉપર સાક્ષી‡ તરીકે લાવીશું. ૪૧. જે લોકોએ (સદ્ધર્મ અંગિકાર કરવાની) ના પાડી અને પયગંબર(ના હુકમ)નો અનાદર કર્યો.

* એટલે મનુષ્યતરફથી બતાવવાની તથા અવિશ્વાસની વાત શેતાનના ભરમાવવાથી થાય છે. તેથી મનુષ્યને જોઇએ કે તેણે શેતાનને પોતાનો સાથી અને સ્નેહી બનાવવો નહિ અને તેના ભમાવવાની અસરમાં આવવું નહિ.

† અહીં 'ઝરા' એટલે રાતી કીડી અને 'મિસ્કાલ' એટલે ભાર અથવા વજન. રાતી કીડીના ભાર જેટલી એટલે અણુમાત્ર એવો ગુજરાતીમાં અમે અર્થ કર્યો છે.

‡ અનુયાયી તથા પ્રજા સંબંધી પયગંબરની સાક્ષી એ કે પયગંબરે ઇશ્વરી સંદેશો પહોંચાડયો તો તે લોકોએ તેનો હુકમ ક્યાં સુધી પાળ્યો કે નહિ પાળ્યો.

તેઓ તે દિવસે એવી ઈચ્છા કરશે કે તેમને જો (માટીમાં દાટી) જમીનદોસ્ત કરવામાં આવે તો સારૂં! અને (તે દિવસે એ લોક) પરમેશ્વરથી કોઇપણ વાત છુપાવી શકનાર નથી. ૪૨. ઓ મુસલમાનો! જ્યારે તમે નિશામાં* હો ત્યારે નિમાઝની પાસે પણ જતા નહિ; એટલે સુધી કે (નિશા ઉતરી જાય અને) જે કંઇ તમે (મ્હોડે) ઉચ્ચારશો તે સમજવા માંડો; અને (તેવીજ રીતે) હદ ઉપરાંતની કામવાસનાને લીધે વીર્ય સ્ખલિત† થઇ અશુદ્ધ હો ત્યારે પણ સ્નાન કર્યા સુધી (નિમાઝની પાસે જતા નહિ.) પણ (પ્રવાસમાં) રસ્તે ચાલતા જતા હો. (અને પાણી નહિ મળે અને ધૂળશુદ્ધિ ઉર્ફે તયમ્મુમ‡ કરી નિમાઝ પડશો) તો ઠીક. અને જો તમે આજારી હો અગર પ્રવાસમાં હો, અથવા તમારામાંનું કોઈ વાડામાંથી (જઇ) આવ્યો હોય અથવા તમે સ્રીસમાગમ કર્યો હોય; અને

* આ હુકમ એ વખતનો છે કે જ્યારે મુસલમાનોમાં હજી દારૂ અથવા મદ્ય નિષિદ્ધ થયો નહોતો.

† અહીં 'જુનુબ' એટલે હદ ઉપરાંતની કામવાસનાને લીધે વીર્ય સ્ખલિત થઇ અશુદ્ધ થવું એવો અર્થ છે. પછી તે વીર્યપતન કામબુદ્ધિથી સ્રી સમાગમને લીધે થયું હોય કે સ્વપ્નાવસ્થામાં અથવા કોઇ બીજા કારણને લીધે થયું હોય; સ્નાન કરવું જરૂરનું છે. પીશાબમાં જે વીર્ય જાય છે તેમાં કામવાસના ન હોવાથી સ્નાન કરવાની જરૂર નથી.

‡ તયમ્મુમ એટલે મલીન થયેલો ભાગ સ્વચ્છ માટીથી ચોળી પછી બન્ને હાથના પંજા ધુળ ઉપર મારી તે મ્હોડાં ઉપર ફેરવવા અને ફરી બન્ને પંજા ધુળ ઉપર મારી તેનાથી બન્ને હાથ કોણી સુધી ચોળવા; એટલે પાણી મળે ત્યાં સુધી આ ધુળશુદ્ધિ સ્નાનનો બદલો છે; પણ પાણી મળતાં સ્નાન કરી નાંખવું.

તમને પાણી નહિ મળે તો સ્વચ્છ માટી લઇ તયમ્મુમ કરો; એટલે (તેથી) તમારા મ્હોડાં તથા તમારા હાથ ચોળો. ખરેખર પરમેશ્વર માફીકર્તા (અને) ક્ષમાવાન છે. ૪૩. (ઓ પયગંબર !) જે લોકોને (દિવ્ય) પુસ્તકમાંના એક ભાગ આપવામાં આવ્યો હતો, તેમની (સ્થિતિ) તરફ તેં નજર કરી નથી કે ? (પુસ્તક આપવામાં આવેલું છતાં) તેઓ ભૂલનો માર્ગ ખરીદવા લાગ્યા અને તેઓ ઇચ્છે છે કે તમે (મુસલમાનોએ) પણ (સરળ) માર્ગ છોડી રખડવું. ૪૪. અને પરમેશ્વર તમારા શત્રુને સારી પેઠે ઓળખે છે; અને પરમેશ્વર પુરસ્કર્તા (તરીકે) બસ છે અને પરમેશ્વર મદદગાર (તરીકે) પણ બસ છે. ૪૫. (ઓ પયગંબર !) યાહુદીઓમાં કેટલાક (લોકો એવા પણ) છે કે જેઓ શબ્દોને તેમની જગાએથી (એટલે મૂળ અર્થમાંથી) ફેરવી નાંખે છે અને તેઓ પોતાની જીભો વાંકી કરી અને (ઇસ્લામ) ધર્મની નિંદા કરી, 'સમેઅના*' અને 'અસૈના'

* યાહુદી લોકો હમેશનાજ તોફાની; તેથી હઝરત પયગંબર સાહેબને પણ તેમને હાથે પુષ્કળ ઇજા અને ત્રાસ પહોંચતાં હતાં. તેઓ પયગંબર સાહેબ પાસે આવી ડોળ કરતા અને મોટેથી અવાજ કરતા અને એવા અસ્પષ્ટ તથા પેચવાળા શબ્દ બોલતા કે તેમાં જાહેર રીતે તેઓ પકડાઈ શકે નહિ; પણ તેમાં તેમનો ઉદ્દેશ અપમાન તથા બેઅદબી કરવાનોજ હતો. અહીં ત્રણ વાતનો ઉલ્લેખ છે. એક 'સમેઅના' અને 'અસૈના' જેનો અર્થ એ કે અમે તમારૂં બોલવું સાંભળ્યું પણ માન્ય કર્યું નથી; એ શબ્દ ધીમેથી બોલતા; અથવા તેઓ તોછડા તો હતાજ એટલે કદાચ મોટેથી પણ બોલતા હોય. બીજી વાત 'ઇસ્મઅ ગૈર મુસ્મઇન' છે ઇસ્મઅ' ને અર્થ એ કે અમે જે કંઇ બોલીએ છીએ તે પણ તું સાંભળ; અહીં

અને 'ઇસ્મઅ ગૈરમુસ્મઇનૂ' અને 'રાએના' એ (શબ્દ બોલી (તને) સંબોધે છે. અને જો તેઓ 'સમેઅના વ અતઅના' અને (ફકત) 'ઇસ્મઅ' અને 'ઉન્ઝુર્ના' બોલી સંબોધતે તો તે તેમને માટે ઉત્તમ હતું. અને વધારે સીધું પણ હતું. પરંતુ તેમને તો તેમનાં નાસ્તિકપણાને લીધે પરમેશ્વરે શપિત કર્યા છે, તેથી તેમનામાંના (ઘણાજ) થોડા (લોક) વિશ્વાસ રાખે છે. ૪૬. ઓ, જેઓને પુસ્તક આપવામાં આવ્યું છે તે (તમે) લોકો! (કુરઆન) જે અમે પ્રકટ કર્યું છે (અને જે) તમારી પાસે જે (પુસ્તક) છે તેની સત્યતા પણ દર્શાવે છે. તેનો વિશ્વાસ રાખો; (પણ) આ વાતની પહેલાંજ કે (લોકોનાં) મ્હોંડાં કદરૂપાં* કરી અમે તેમની પીઠ તરફ ફેરવી નાંખીશું અથવા

સુધી તો કંઇ હરકત નથી; પણ સાથે સાથે તેઓ 'ગૈર મુસ્મઇત' ઉમેરતા આ શબ્દ આશિર્વાદ બતાવનાર તેમજ શાપ દેનાર થઇ શકે છે. એનો મૂળ અર્થ પરમેશ્વર તમને સંભળાવે નહિ; પણ શું નહિ સંભળાશે? મિત્ર હોય તો તેનો ઉદ્દેશ એ કે તમને કોઇનો અપશબ્દ સાંભળવાનો વખત નહિ આવે. અને શત્રુ હોય તો તેનો હેતુ એ કે પરમેશ્વર કરે ને તમે બ્હેરા થાઓ. ત્રીજો શબ્દ 'રાએના' તેનો અને 'ઉન્તુર્ના' નો મજકુર પહેલા અધ્યાયમાં આવી ગયો છે (તે જુઓ.) પરમેશ્વરે સ્પષ્ટ કહ્યું છે કે જો આ તોફાની લોક પોતાનું તોફાન છોડે અને 'અસૈના' ને બદલે 'અતઅના' જેનો અર્થ અમે માન્યું અને માન્ય કર્યું', એવો છે; અને ઇસ્મિઅ ગૈર મુસ્મઇનિ' ને બદલે ફક્ત 'ઇસ્મઅ' અને રાએનાને બદલે 'ઉન્ઝુર્ના' બોલે તો તે તેમને માટે ઉત્તમ હતું.

* મ્હોડું કદરૂપુ કરી ઉલટું પાછળ લગાડવાથી મનુષ્યનો ચહેરો ભયાનક દેખાય છે અને લોકોમાં તેની મોટી ફજેતી થાય છે. અગાઉ






શબ્બાથની* મંડળીને શ્રાપિત કરી હતી તેમ તેમને પણ શ્રાપિત કરી દઇશું; અને જે કામ પરમેશ્વરને મંજુર છે તે તો થવાનુંજ. ૪૭. ખરેખર પરમેશ્વર આ (અપરાધ) ક્ષમા કરનારજ નથી કે તેનો (કોઇને પણ) ભાગીદાર બનાવવામાં આવે. અને આ સિવાય જે (અપરાધ) તે જેને તે ઇચ્છશે તેને ક્ષમા કરશે. અને જેણે પરમેશ્વરનો (કોઇને પણ) ભાગીદાર બનાવ્યો, તો તેણે (પરમેશ્વર ઉપર) ખરેખરજ જૂઠ ઘડી કાઢયું છે (અને એ) મહા પાપ† (છે). ૪૮. (ઓ પયગંબર !) જે લોકો પોતાને (સ્વચ્છ અને) પવિત્ર ઠરાવે છે, તેં શું તે(મની સ્થિતિ) નું અવલોકન કર્યું નહિ ? (તો પોતે પોતાને પવિત્ર ઠરાવવાથી શું થાય છે ?) ઉલટું પરમેશ્વર જેને ઇચ્છે છે તેને પવિત્ર બનાવે છે. અને (પરમેશ્વર આગળ) તેમના ઉપર એક તંતુ જેટલો પણ જુલમ કરવામાં આવશે નહિ. ૪૯. (ઓ પયગંબર !) જો (તો ખરો) ? એ લોકો પરમેશ્વરવિષે કેવા કેવા જૂઠાણા ઘડી કાઢે છે, અને

---

એવો રિવાજ હતો કે જે અપરાધીની દાંડી પીટાવવાની હોય તેનું મ્હોડું કાળું કરી અવળે મ્હોડે ગધેડા ઉપર બેસાડી ગામમાં ફેરવવામાં આવતો.

* અધ્યાય ૨: ૬૫ ઉપરની ટીપ ૧ લી જુઓ.

† એટલે એકજ પરમેશ્વર હોવા છતાં તેના જેવા અનેક મગજમાંથી ઉપજાવી કહાડેલા દેવ અગર મૂર્તિ સ્થાપવામાં આવે એના જેવું પરમેશ્વર આગળ બીજું મહા પાપ કંઇ નથી. એથી આ અપરાધ ક્ષમા થનાર નથી અને તેનો જવાબ લેવામાં આવશે. કારણ આ ઇશ્વર દ્રોહજ છે. અને તે રાજદ્રોહના જેવા ક્ષમા કરવા સરખા અપરાધમાંનો નથી.









ખુલ્લું પાપ (ઠરવામાં) એટલુંજ બસ કરે છે. ૫૦. (ઓ પયગંબર !) જે લોકોને (દિવ્ય) પુસ્તમાંથી એક ભાગ આપવામાં આવ્યો છે તે શું તેમ(ની સ્થિતિ)નું અવલોકન કર્યું નહિ ? તેઓ મૂર્તિ ઉપર અને શેતાન ઉપર વિશ્વાસ રાખવા લાગ્યા અને નાસ્તિકો વિષે કહેવા લાગ્યા કે મુસલમાનો કરતાં તો આજ લોક વધારે સન્માર્ગ * ઉપર છે, ૫૧. (ઓ પયગંબર!) એજ લોકો છે કે જેમને પરમેશ્વરે શ્રાપિત કર્યા. અને જેમને પરમેશ્વર શ્રાપિત કરશે, તેમનો તને કોઈપણ મદદગાર મળે એ અશકયજ. ૫૨. શું એમની પાસે રાજ્યનો કંઇ ભાગ છે ? ત્યારે પછી તેઓ લોકોને (તેમાંથી) તલ માત્ર † પણ આપશે નહિ. ૫૩. અગર પરમેશ્વરે પોતાની કૃપાથી લોકોને જે (કુરઆનની) બક્ષીસ આપી છે તેને લીધે તેમની તેઓ અદેખાઇ કરે છે ? પણ (એ કંઇ નવી વાત નથી અગાઉ પણ) ઈબ્રાહીમના‡ કુટુંબ(માંના લોકો)ને

* હય્ય બીન અખતબ અને કઅબ બીન અશરફ એ બન્ને યહુદી સરદાર મદીનાથી મક્કે ગયા. તેમનો હેતુ એ હતો કે મક્કાના નાસ્તિકોને હઝરત પયગંબર વિરૂદ્ધ ઉશ્કેરવા. તેમણે તેમને પુછ્યું સત્ય કઈ બાજુએ છે? તેમને પયગંબર ઉપર દ્વેષ તો હતોજ; તે લોકોના મનનું સમાધાન કરવા માટે કહેવા લાગ્યા કે મુસલમાનો કરતાં તમેજ ઉત્તમ છો.

† ખજુરના ઠળીઆમાંના નાના ખાડાને અરબીમાં 'નકીર' કહે છે અને તેની ઉપમા, આપણી તરફ જેમ રતિ, તલ, રાઇ વગેરેની છે તેવી છે. કોઈપણ વસ્તુ ઘણી થોડી બતાવવા માટે તેનો ઉપયોગ થાય છે તેનો અર્થ અમે અહીં તલ માત્ર લીધો છે.

‡ મતલબ કે પરમેશ્વરે હઝરત ઇબ્રાહીમના કુટુંબમાં પુષ્કળ ઐહિક તેમજ પારાલોકિક બક્ષીસો આપી; તેથી તે સમયના લોકોમાંથી









અમે પુસ્તક આપ્યું અને જ્ઞાન (આપ્યું) અને તેમને મોટું રાજ્ય પણ આપ્યું. ૫૪. પછી તે (લોકો)માંથી કોઈએ તે (પુસ્તક) ઉપર વિશ્વાસ મુકયો અને કોઇ તેનાથી ફરી ગયો. અને (જેઓ ફરી ગયા તેમને માટે) નરકમાં સળગતો અગ્નિ (શિક્ષા માટે) બસ છે. ૫૫. જે લોકોએ અમારી નિશાનીઓને માનવાની ના પાડી તેમને અમે (કયામતને દિવસે) બળનારા નરકાગ્નિમાં (લઈ જઇ) દાખલ કરીશું. જેમ જેમ તેમની ચામડી બળતી જશે. તેમ તેમ અમે, તેઓ શિક્ષાનો સ્વાદ (સારી રીતે) ચાખે એ માટે, (બળી ગએલી) ચામડીને બદલે તેમને બીજી (નવી ચામડી આપતા રહેશું. નિઃસંશય પરમેશ્વર (ઘણો) સમર્થ (તથા) યુક્તિવાન છે. ૫૬. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામ પણ કર્યાં અમે તેમને જલદીથી (સ્વર્ગના) એવા બાગોમાં (લઇ જઇ) દાખલ કરીશું કે જેની નીચે થઇ (પાણીની) નદીઓ વહેતી હોય, (અને તેઓ) ત્યાં નિરંતર રહેશે. તે (બાગ)માં તેમના (નિર્મળ અને) ચોખ્ખા જોડાઓ પણ હશે. અને અમે તેમને ઘાડા છાયામાં લઈ જઇ મુકીશું. ૫૭. (મુસલમાનો!) પરમેશ્વર તમને આજ્ઞા કરે છે કે અનામત મુકનારાની અનામત (તે માગે ત્યારે) તેને હવાલે કરતા જજો અને જ્યારે

કેટલાકોએ વિશ્વાસ રાખ્યો અને કેટલાક નાસ્તિક થયા. હઝરત મોહંમદ પયગંબર હઝરત ઇબ્રાહીમના કુટુંબના છે અને તેમને પણ પરમેશ્વરે પયગબરનું પદ તથા કુરઆનનું દિવ્ય પુસ્તક તથા બાદશાહી તથા રાજ્યની બક્ષીસ આપી છે. ટુંકમાં ઇબ્રાહીમના કુટુંબની લોકો હમેશાં અદેખાઇ કરતા આવ્યા છે. પણ તેમના મત્સરને લીધે એમનું અગાડી કંઇ બગડયું નહોતું અને હમણા પણ બગડશે નહિ.









લોકોના માંહેના (ઝગડાનો) તમે નિકાલ કરવા માંડો ત્યારે તમે ન્યાયને અનુસરી નિકાલ કરતા જજો. પરમેશ્વર તમને જે બોધ કરે છે તે (તમારે માટે) ઘણોજ ઉત્તમ છે. એમાં સંશય નથી કે પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને સઘળુ કંઇ) જુએ છે. ૫૮. ઓ મુસલમાનો! તમે પરમેશ્વરના હુકમ માનો અને પયગંબરનો હુકમ માનો, અને તમારામાંથી જે સત્તાધિકારી * છે (તમનો પણ). પછી જો કોઈ પણ વાતમાં તમે (અને સતાધિકારી) માંહોમાંહે લડો તો પરમેશ્વર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખવાની શરત એ છે કે તમે તે વાત પરમેશ્વર તથા પયગંબરના (હુકમ) આગળ રજુ કરો. કારણ એ (તમારે માટે) ઉત્તમ છે અને પરિણામની દ્રષ્ટિએ પણ (એજ પદ્ધતિ) ઘણી સારી છે. ૫૯. (ઓ પયગંબર!) જે (ઢોંગી મુસલમાન, મ્હોડેથી એવું) પ્રતિપાદન કરે છે કે જે (કુરઆન) તને પ્રકટ થયું છે તે ઉપર અને જે (દિવ્ય પુસ્તકો) તારી અગાડી પ્રકટ થયાં છે તે ઉપર પણ તેઓ વિશ્વાસ રાખે છે, તે(મની સ્થિતિ)નું તેં અવલોકન કર્યું નહિ કે?

---

* સત્તાધિકારી એટલે સરકાર અથવા તેની તરફથી નીમવામાં આવેલા અધિકારીની પણ આજ્ઞા પાળવી અવશ્યક છે. પરંતુ તમારામાં અને તેમનામાં કંઇ વિરોધ થતાં તમે કુરઆન અને હદીસ એટલે પરમેશ્વરના હુકમ અને પયગંબરના હુકમ તેની આગળ રજુ કરો અને તેમાં જે આજ્ઞા હોય તે આગળ તમે કોઈનીજ આજ્ઞા માન્ય કરતા નહિ; એટલે અધિકારી પણ ઇસ્લામ ધર્મ શાસ્ત્ર પ્રમાણે મુસલમાનોને હુકમ કરે એ અહીં સ્પષ્ટ જણાય છે.




તેઓ ઇચ્છે છે કે તેઓએ (પોતાનો) મુકરદમો.* એક તોફાની (માણસ એટલે કઅબ બીન અશરફ યહુદી)ની પાસે લઇ જવો; અને ખરૂ જોતાં તેમને એવો હુકમ આપવામાં આવી ચુકયો છે કે તેમણે તેની વાત માનવી નહિ. અને શેતાન ઇચ્છે છે કે તે તેમને ભમાવી (સન્માર્ગ ઉપરથી) લાંબે આડા રસ્તામાં લઇ જઇ મુકે. ૬૦. અને

* એક યહુદી અને એક મુસલમાન વચ્ચે લડાઇ થઈ. પયગંબર સાહેબનું પ્રમાણિકપણું તથા સાદાઇ શત્રુને પણ માન્ય હતાં. યહુદી સત્ય ઉપર હતો. તેણે દાંભિક મુસલમાનને કહ્યું કે તારા પયગંબર સાહેબ આગળ આ ન્યાય કરવા લઈ જવું મને કબુલ છે. પણ દાંભિક ખોટો હતો; તે કઅબ બીન અશરફ યહુદી પાસે પોતાનો ન્યાય કરાવવા આગ્રહ કરતો હતો. આખરે યહુદી તેને પયગંબર પાસે આગ્રહથી ખેંચી લઈ ગયો. મુકદમો સાંભળી લઈ પયગંબર સાહેબે યહુદીની તરફેણમાં ફેંસલો આપ્યો. દાભિકને પયગંબર સાહેબના નિકાલથી સંતોષ ન થતાં તે યહુદીને એવા વિચારથી હઝરત ઉમર પાસે ખેંચી લાવ્યો કે તે સ્વભાવે તીખા છે અને મારા જાહેર રીતે મુસલમાન હોવાથી મને સાબાશી આપી મદદ કરશે. પરંતુ યાહુદીએ જતાંવારજ કહી દીધું કે અમે પયગંબર સાહેબ પાસે જઇ આવ્યા છીએ અને મારો પ્રતિવાદી તેમણે કરેલા નિકાલથી સંતોષ પામ્યો નથી. હઝરત ઉમરે આ સાંભળી તે દાંભિકનું ડોકું ઉડાવ્યું. તેના વારસોએ પયગંબર આગળ ખુનની ફરીયાદ કરી, અને કારણ કહાડી સમ ખાવા લાગ્યા કે અમે હઝરત ઉમર પાસે તમારા હુકમ ઉપર અપીલ કરવા માટે હિ, પણ એવી આસ્થાથી ગયા હતા કે તે માંહોમાંહે સમાધાન કરાવે. આ પ્રસંગે આ મહા-વાક્ય પ્રકટ થયું. આ પ્રકરણ ઉપરથીજ કે હઝરત ઉમરે સત્ય અસત્યનો તફાવત બતાવ્યો ત્યારે તેમનો ખિતાબ ફારૂક થયો. અહી 'તાગૂત' એટલે કઅબ બીન અશરફ યહુદી જે ઘણો તોફાની હતો તે એવો અર્થ થાય છે.

જ્યારે તેમને કહેવામાં આવે છે કે પરમેશ્વરે જે (હુકમ) આપ્યો છે તે તરફ તેમજ પયગંબર તરફ (વળીએ) આવો; ત્યારે તું (તે) દાંભિકોને જુએ છે કે તેઓ તારી તરફથી મ્હોં ફેરવી પાછા હઠે છે. ૬૧. તો તેમને હાથે અગાઉ જે કર્મો ઘડાયાં હોય તેને લીધે જ્યારે તેમના ઉપર એકાદ સંકટ આવી પડે તે વખતે (તેમની કેવી (ફજેતી થશે)? પછી તેઓ તારી પાસે સોગંદ ખાતા આવશે કે પરમેશ્વરના સોગન, અમારો ઉદ્દેશ તો ભલાઇ અને મેળાપ કરવાનો હતો. ૬૨. એ એવા (ફીસાદખોર) છે કે તેમના મનમાં જે (ફીસાદ) છે તે (માત્ર) પરમેશ્વરજ (સારી પેઠે) જાણે છે. તો (ઓ પયગંબર!) તું તેમની પાછળ પડતો નહિ, અને (દાંભિકપણાના પરિણામ બાબત) તેમને (બે) ઉપદેશની વાત કહે; અને તેમની જોડે એવી વાત કર કે (દાંભિકપણાનાં માઠા પરિણામ) સારી રીતે તેમના મનમાં ઉતરે. ૬૩. અને જે (જે કોઇ) પયગંબર અમે મોકલ્યો (તેને મોકલવામાં અમારો) હેતુ (નિત્ય) એ રહેલો છે કે પરમેશ્વરના (એટલે અમારા) હુકમ પ્રમાણે તેનું કહ્યું માનવામાં આવે. અને (ઓ પયગંબર!) જ્યારે તે લોકોએ (તારી આજ્ઞાનો ભંગ કરી) પોતાના ઉપર પોતેજ જુલમ કર્યો હતો ત્યારે (જો એ લોક) તારી પાસે આવ્યા હોત અને પરમેશ્વર પાસે ક્ષમાની યાચના કરી હોત અને પયગંબરે એટલે (તેં પણ) તેમને માટે ક્ષમા માગી હોત તો ખરેખરજ (આ લોકોને) માલમ પડ્યું હોત કે પરમેશ્વર ઘણોજ પશ્ચાતાપ કબુલ કરનારો (અને) દયાળુ છે. ૬૪. પણ (ઓ પયગંબર!) તારાજ પાલનકર્તાના (એટલે અમને અમારાજ)

સમ છે કે જ્યાં સુધી એ લોક પોતપોતામાં ઉભા થયલા ઝગડામાં તારી પાસેથીજ નિકાલ કરાવી (નહિ) લે; પછી (માત્ર નિકાલજ નહિ પણ) જે કંઈ નિકાલ તું કરી આપશે તેને લીધે તે પોતાના મનમાં કંઇપણ સંકોચ નહિ જોશે, અને (ખરા મનથી તે) માન્ય કરી (નહિ) લેશે ત્યાં સુધી તેમણે વિશ્વાસ રાખ્યો છે એમ (ઠરનાર) નથી. ૬૫. અને જો અમે તેમને હુકમ કર્યો હોત કે તમે તમને પોતાને મારી* નાંખો અથવા તમારા ઘરબારમાંથી નીકળી (પરદેશમાં) જાઓ; તો તેમનામાંના થોડા લોકો સિવાય (ઘણાખરા અમારો આ હુકમ) અમલમાં મુકત નહિ. અને જે કંઈ તેમને શિખામણ આપવામાં આવે છે, તે ઉપર જો તેઓ અમલ કરત તો તે તેમને માટે ઉત્તમ થયું હોત; અને (એને લીધે ધર્મ ઉપર પણ તેઓ) ઘણા દૃઢપણે વળગી રહ્યા હોત. ૬૬. અને આ સ્થિતિમાં અમે તેમને ખરેખરજ અમારી તરફથી મોટો બદલો આપત. ૬૭. અને અમે તેમને અવશ્ય સરળ માર્ગ પણ બતાવત. ૬૮. અને જે કોઈ પરમેશ્વરની અને પયગંબરની આજ્ઞા પાળશે, એવાજ લોકો (સ્વર્ગમાં) એવા (વહાલા સેવકોના) સમાગમમાં હશે, કે જેમના ઉપર પરમેશ્વરે (મોટા મોટા) ઉપકાર કર્યા એટલે પ્રેષિત† અને સાત્વિક અને ધર્મ માટે પ્રાણ અર્પણ

---

* એટલે પ્રાણનો માલિક પણ પરમેશ્વરજ છે તો તેની આજ્ઞા આગળ પ્રાણનું કંઇ મહત્વ નથી, પરમેશ્વર જો એવો હુકમ કરે તો આ દાંભિક લોક કદી પણ તેનો અમલ કરે નહિ.

† હદીસ એટલે પયગંબર સાહેબનાં વચન સંગ્રહમાં એમ છે કે એક વખત હઝરત પયગંબર સાહેબ (પરમેશ્વર તેમને ધન્યવાદ અને શાંતિ

કરનાર અને (બીજા) પવિત્રાચરણી લોકો. અને એ લોકો (કેટલા બધા) સારા સોબતી છે! ૬૯. આ પરમેશ્વરની કૃપા છે; અને (આ વાતનો) જાણકાર પરમેશ્વર બસ છે (કે તેની કૃપાનો કોણ કોણ કેટલો પાત્ર છે!) ૭૦. ઓ મુસલમાનો! તમે તમારી સાવધગીરી (અને હોંશીયારી) રાખો અને (શત્રુની સામે મુકાબલામાં નીકળો તો) ટુકડી (ટુકડી) બની નીકળતા જાઓ અથવા (સઘળા મળી) એક ટોળું થઈ નીકળી ઉભા રહેતા જાઓ. ૭૧. અને તમારામાં કોઇ (કોઈ) એવો (દાંભિક પણ) છે કે (જેણે સોગન લીધા છે કે ધર્મયુદ્ધમાં જવાથી) તે અવશ્ય પાછળ રહી જશે. પછી જ્યારે તમારા ઉપર (એકાદ) મોટું દુઃખ આવશે ત્યારે તે કહેવા લાગશે કે પરમેશ્વરે મારા ઉપર (મોટો) ઉપકાર કર્યો કે હું આ (મુસલમાનોની) સાથે હાજર નહોતો. ૭૨. અને જ્યારે

---

આપો!) ઓહદ પર્વત ઉપર બેઠા હતા, અને હઝરત અબુબકર અને હઝરત ઉમર અને હઝરત ઉસ્માન (પરમેશ્વર તેમના ઉપર રાજી રહો) પણ સાથે હતા. એટલામાં ધર્તીકંપ થયો. તો પયગંબર સાહેબે કહ્યું ઓ ઓહદ! થોભી રહે આ વખતે તારા ઉપર પયગંબર (એટલે હું) અને સિદ્દિક અથવા સાત્વિક (એટલે અબુબકર) અને શહીદ અથવા ધર્મને માટે પ્રાણ અર્પણ કરનારા (એટલે ઉમર અને ઉસ્માન) છે. મતલબ કે આ વચનથી પયગંબર સાત્વિક અને ધર્મને માટે પ્રાણ અર્પણ કરનારાનું સ્પષ્ટીકરણ થયું. હઝરત અબુબકરે પહેલેથીજ પ્રમાણ અને ચમત્કારની રાહ જોયા વિના પયગંબર ઉપર વિશ્વાસ રાખ્યો. પરમેશ્વરે તેમને એવું સાત્વિકમન આપ્યું હતું કે પયગંબર સાહેબનું પયગંબર થવું તેમના ભાષણ ઉપરથીજ તેમના મનમાં ઠસ્યું હતું. હઝરત ઉમર અને હઝરત ઉસ્માને સ્વધર્મ માટે પ્રાણ અર્પણ કર્યાં એ વાત જગ મશહુર છે.

તમારા ઉપર પરમેશ્વરની કૃપા થશે ત્યારે (કટ્ટા વેરી પ્રમાણે કે) જાણે તમારી અને તેની વચ્ચે (કોઈ તરેહની) દોસ્તી (મોહબત) નહોતીજ; તે કહેવા લાગશે કે ઓહો! હું પણ તેમની સાથે હોત તો મને પણ મોટો લાભ* થયો હોત. ૭૩. તો જે લોક પરલોકની (અધ્યાત્મિક ઉન્નતીને) બદલે આ લોકનું જીવન (એટલે જીવ સુદ્ધાં) વેચી નાંખવા તૈયાર છે, તેમને જોઈએ કે તેઓ પરમેશ્વરના માર્ગમાં (શત્રુની સાથે) લડે. અને જે કોઈ પરમેશ્વરના માર્ગમાં (શત્રુની સાથે) લડશે, અને પછી તે માર્યો જાય અથવા જય મેલવે તો (આ બન્ને સ્થિતિમાં કયામતને દિવસે) અમે તેને મોટો બદલો આપીશું. ૭૪. અને (મુસલમાનો!) તમને થયું તે શું કે તમે પરમેશ્વરના માર્ગમાં અને (તેવીજ રીતે) દુર્બળ પુરૂષો અને સ્રીઓ અને છોકરાંને માટે પણ (શત્રુ સાથે) લડતા નથી કે જેઓ (ભારે દયા ઉપજે એવી સ્થિતિમાં પરમેશ્વરને) પ્રાર્થના કરે છે કે ઓ અમારા પાલનકર્ત્તા!

* મુસલમાનો જીહાદ એટલે ધર્મયુદ્ધ માટે ગયા, અને દાંભિકોએ તેમની સોબત કરી નહી. પરમેશ્વરે મુસલમાનોને યશ પણ આપ્યો અને લૂટ પણ તેમને હાથ આવી; અને તે લૂટ લઇ ભરપુર અને સુખરૂપ ઘેર પાછા આવ્યા, ત્યારે એ મ્હોડાના દાંભિકોએ રીત પ્રમાણે બહારથી હર્ષ પ્રદર્શિત કરવાનો હતો; પરંતુ મત્સર અને દ્વેષભાવ દબાવી દેવા તેઓ સમર્થ નહોતા; અને તેમના મ્હોડામાંથી એવા ઉદ્દગાર નીકળ્યા કે ઓહો! અમે પણ તેમની સાથે હોત તો અમને પણ મોટું યશ મળતે. આ વાત ઉપરથી તેમનું વૈમનસ્ય અને દુશ્મનાવટ સારૂ પ્રગટ થાય છે કે મુસલમાન ભાઇઓના ફાયદાથી તેમને ખુશી ઉપજી નહિ.

અમને આ વસ્તી (એટલે મક્કા) માંથી (કોઈ ઠેકાણે) બહાર લઈ જા, કારણ અહીંના રહેવાસી (અમારા ઉપર ભારે) જુલમ કરે છે. અને તુંજ (જાતે) તારી તરફથી કોઇને પણ અમારો હિમાયતી બનાવ અને (જાતેજ) તારી તરફથી કોઇને અમારો મદદગાર બનાવ. ૭૫. જેઓ વિશ્વાસ રાખે છે તેઓ તો પરમેશ્વરના માર્ગમાં લડે છે; અને જેઓ (ઈસ્લામ ધર્મનો) અસ્વીકાર કરે છે તેઓ શેતાનના માર્ગમાં લડે છે. તો (ઓ મુસલમાનો!) તમે શેતાનના પક્ષકારો સાથે લડો (અને તેમની વધારે સંખ્યાની કંઈ પરવા કરતા નહિ; કારણ કે,) શેતાનના (જેટલા) દાવપેચ હોય છે (તે સઘળા) દમ વિનાના. ૭૬. (ઓ પયગંબર!) જે લોકોને એમ ફરમાવવામાં આવ્યું કે તમે (જરા) તમારા હાથ ખેંચી પકડો અને (આ વખતે ઈસ્લામ માટે એટલુંજ બસ કરે છે કે તમે) નિમાઝ પઢતા રહો અને જકાત આપતા જાઓ, તેમની (સ્થિતિ) તરફ તેં નજર કરી નહિ કે? પછી જ્યારે તે લોકો માટે જીહાદ-ધર્મયુદ્ધ કર્તવ્ય (તરીકે) ઠર્યું, ત્યારે એક પક્ષ તેમનામાંથી (એવો બ્હીકણ નીકળ્યો કે) જેમ (કોઇ) પરમેશ્વરનો ભય રાખે છે તેવોજ, અરે (પરમેશ્વરના ભયથી પણ) વધારે ભયભીત થઇ તેઓ લોકોથી બ્હીવા લાગ્યા; અને (ગભરાઈ પરમેશ્વરને આજીજી કરી) કહેવા લાગ્યા કે ઓ અમારા પાલનકર્તા! તેં અમારા માટે જીહાદ શા સારૂ કર્તવ્ય ઠરાવ્યું છે? અમને નજીક આવનાર વખત સુધી શા માટે અવકાશ આપ્યો નહિ? (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે ઐહિક ફાયદો ઘણોજ થોડો છે. અને જે કોઈ (પરમેશ્વરનો) ભય રાખશે તેને માટે પરલોક (ઐહિક

ફાયદા કરતાં પણ) ઉત્તમ છે. અને (ત્યાં) તમો લોકો (માંથી કોઇ)ના હકની પાયમાલી રતીભાર પણ થવાની નથી. ૭૭. (ઓ લોકો!) તમે જ્યાં કોઈપણ ઠેકાણે હો ત્યાં મૃત્યુ તમને પકડી પાડનારજ; અને (પછી જોઇએ તો) તમે મજબુત બુરજોમાં (કેમ) હો (નહિ)! અને (ઓ પયગંબર!) આ લોકોને કંઈ ફાયદો મળે છે તો તેઓ કહેવા લાગે છે કે આ પરમેશ્વર તરફથી છે. અને જો તેમને કંઇ નુકસાન આવી પડે છે તો તેઓ કહેવા લાગે છે કે (ઓ પયગંબર!) આ તારી તરફથી (એટલે તારે કારણે) છે. (પણ ઓ પયગંબર! તું તેમને) કહી દે કે (નફો નુકસાન) સઘળું પરમેશ્વર તરફથીજ છે. તો આ લોકોને શું થયું છે કે તેઓ વાત સમજવાની પાસે પણ ફરકતા નથી? ૭૮. (ઓ સેવક! વસ્તુસ્થિતિ આ છે કે તને જે કંઇ ફાયદો મળે તો (સમજ કે) તે પરમેશ્વર તરફથી છે. અને તને જે કંઈ નુકસાન થાય તો (સમજ કે) તે (ખુદ) તારે જાતેજ* (થયું) છે. અને (ઓ પયગંબર!) અમે તને લોકોને

* આની પાછળના વાકયમાં છે કે (નફો નુકસાન) સઘળું પરમેશ્વર તરફથીજ છે. અને અહીં કહેવામાં આવ્યું છે કે ફાયદો પરમેશ્વર તરફથી અને નુકસાન પોતાની તરફથી. દેખતી રીતે આ બન્ને વાત ઉલટાસુલટી લાગે છે. પરંતુ ઇશ્વરની વાણીમાં એમ થ શકતું નથી કે એક વખતે કંઈ અને બીજી વખતે કંઇ. ટુંકમાં આગળ જતાં એમ પણ કહ્યું છે કે જો કુરઆન પરમેશ્વર સવાય બીજા કોઇની પાસેથી (આવ્યું) હોત તો (લોકોને) ખરેખરજ તેમાં પુષ્કળ તફાવત જણાઇ આવત. પણ જે લોકો મનુષ્યને પોતાને મુખત્યાર અને સ્વતંત્ર માનતા નથી અને કહે છે કે મનુષ્ય સારૂં નરસું જે કંઇ કરે છે તે પરમેશ્વરના કરાવવાથીજ કરે છે; તે લોકો

સંદેશો પહોંચાડનારો (કરી) મોકલ્યો છે. અને (તારા પયગંબર થવા માટે) પરમેશ્વર સાક્ષી બસ છે. ૭૯. જેણે પયગંબરની આજ્ઞા પાળી તેણે ખરેખર પરમેશ્વરનીજ આજ્ઞા પાળી. અને જે કોઇ ફરી બેઠો તો (ઓ પયગંબર ! તેની તારી પાસે કંઇ પુછપરછ થશે નહિ, કારણ કે,) અમે તને તે લોકો ઉપર રખેવાળ (કરી) મોકલ્યો નથી. ૮૦. અને (એ લોક મ્હોડેથી કહેવાને તો) કહે છે કે (જે તું કહે છે તે) અમે માન્ય

આ બે ઉલટાસુલટી વાતને એવી રીતે બંધબેસ્તી કરે છે કે જેવી રીતે શિરાઝના પ્રખ્યાત કવી હાફીઝે કર્યું છે. 'ઓ હાફીઝ! પાપ ઉપર જો કે અમારો અખત્યાર નહોય તો પણ અદબનો માર્ગ સ્વીકારવા મહેનત કર અને કહે કે પાપ મારૂં છે! એટલે જ્યારે કોઇ રાજાના હુકમથી એકાદ સારૂં નરસું કામ થાય છે, ત્યારે સારૂં કર્યું તે રાજાએ અને ખોટું કર્યું તે અમે પ્રજાએ, એમ કહેવાનો રિવાજ છે. પણ આ ખુલાસો સઘળાના મનને કબુલ થવો શકય નથી. તેથી અમે મનુષ્યને સારાનરસાનો જવાબદાર ગણીએ છીએ અને એ કાયદા ઉપર જગતનો વ્હેવાર તથા ધર્મ બન્નેની વ્યવસ્થાનો આધાર સમજીએ છીએ. આ બેઉ પરસ્પર ઉલટાસુલટી વાતને બંધબેસ્તી કરવી તે એવી રીતે કે પરમેશ્વરે જગતની વ્યવસ્થાનો એક કાયદો બાંધી મુકયો છે. દરેક વસ્તુ અને દરેક વાતનું એક કારણ હોય છે અને પ્રત્યેક કારણનું એક પરિણામ અથવા કાર્ય હોય છે. તેથીજ આ જગત કાર્ય કારણના ન્યાયને અનુસરી ચાલે છે. દાખલા તરીકે:-કોઇ અધિકારીએ એક કાયદો બનાવ્યો કે ચોરને એક વર્ષની કેદની શિક્ષા કરવી. 'અ' એ ચોરી કરી અને બંદીખાને નાંખવામાં આવ્યો કહેવામાં આવે છે કે અધિકારીએ 'અ'ને કેદ કર્યો. પણ ખરૂં જોતાં, 'અ'એ ખુદ પોતાને કેદ કરાવ્યો. તે ચોરી કરતે નાહ તો કેદમાં નંખાતે નહિ અધિકારીએ 'અ'ને કેદ કર્યો અને 'અ'એ પોતાને કેદમાં નાંખ્યો એ બન્ને વાત તે તે જગાએ વાજબી છે,

કરીએ છીએ. પરંતુ જ્યારે તેઓ તારી પાસેથી (ઉઠી) બહાર જાય છે, ત્યારે તેમનામાંના કેટલાક લોક રાતે (બેસી બેસી) તું જે બોલે છે તેથી ઉલટી (ભળતી) મસલત કરવા લાગે છે. અને જેવી જેવી મસલત રાતે (બેસી બેસીને) તેઓ કરે છે તે પરમેશ્વર (પોતાના દૂત મારફત) નોંધતો જાય છે. તો તેમ (ની મસલત)ની તું કંઈ પરવા કરતો નહિ અને પરમેશ્વર ઉપર ભરોસો રાખ અને પરમેશ્વર રખેવાળ બસ છે. ૮૧. તો શા માટે આ લોકો કુરઆન (ના અર્થ)નું મનન કરતા નથી (કારણ તેમાં જરા જેટલો પણ ફરક નથી) ? અને જો (કુરઆન) પરમેશ્વર સિવાય બીજા કોઈ તરફથી (આવ્યું) હોત તો (લોકોને) ખરેખર તેમાં પુષ્કળ તફાવત જણાઈ આવત ૮૨. અને જ્યારે તેમની પાસે અભય અથવા ભયની કોઇપણ બાતમી* આવે છે. ત્યારે

* શાહ અબદુલ કાદિર સાહેબે લખ્યું છે કે કોઇ પણ ઠેકાણેથી કંઈ બાતમી આવશે તો પ્રથમ સરદાર અને તેના પ્રતિનિધિ સુધી પહોંચાડવી, પછી જ્યારે તેઓ તે ખબર ખરી ઠરાવે અને તે આધારભૂત થાય ત્યારે તેના ઉપર અમલ કરવો. હઝરત પયગંબર સાહેબે એક માણસને એક સમાજ પાસે જકાત-ધર્મ કર-એક આખા વર્ષ માલકીમાં હોય તેવા માલનો ચાલીસમો ભાગ એટલે સેંકડે અઢી રૂપીઆ વસુલ કરવા મોકલ્યો. તે લોક તેનો સ્વાગત કરવા માટે સામે જવા નીકળ્યા. પણ આ ગૃહસ્થ એમ સમજ્યો કે તેઓ તેને મારવા નીકળ્યા છે. એથી તે પાછો ફર્યો અને તેણે મદીનામાં આવી કહ્યું કે અમુક લોક સ્વધર્મથી ફરી ગયા છે. પયગંબર સુધી આ બાતમી પહોંચી નહિ; એટલામાં શહેરમાં ભુમાટો થયો. એ પ્રત્યેક બાતમી ચોકસી કર્યા વિના અને સરદાર સુધી પહોંચાડ્યા વિના ઉડાવી દેતા હતા આખરે તે બાતમી ખોટી ઠરી

તેઓ તે (સઘળામાં) ઉડાવી દે છે. અને જો તે લોક તે (બાતમી) પયગંબર પાસે અને પોતાનામાંના જે અધિકાર ધરાવે છે તેમની પાસે રજુ કરે તો (પયગંબર અને અધિકારી) એમનામાંથી જે લોક તે (વાતના મૂળ અર્થ) નો ખુલાસો શોધી કાઢે છે; તેઓ તે(ની હકીકત)ને અવશ્ય જાણી લેત (અને ખોટી બાતમી જગજાહેર થવાની વારી આવી નહોત). અને (ઓ મુસલમાનો!) જો તમારા ઉપર પરમેશ્વરની કૃપા અને તેની દયા (દૃષ્ટિ) નહોત તો (કંઇ) થોડા સિવાય તમે (બધાજ) શેતાનની પાછળ ચાલ્યા હોત ૮૩. તો (ઓ પયગંબર!) તું પરમેશ્વરના માર્ગમાં (શત્રુ સાથે) લડ. તારા ઉપર ખાસ તારી જાત સિવાય કોઇની પણ જુમ્મેદારી નથી; અને (હા) તું મુસલમાનોને પણ (લડાઈ કરવા માટે) ઉભારતો રહે. નવાઇ નથી કે પરમેશ્વર નાસ્તિકોના જોરને હટાવી દેશે. અને પરમેશ્વરનું જોર (સર્વમાં) વધારે જબરો અને તેની શિક્ષા (સર્વમાં) વધારે કડક છે. ૮૪. જે કોઈ સારી વાતની સિફારસ કરશે, તો (કયામતને દિવસે) તે (સારા કામના બદલા) માંથી તેને પણ ભાગ મળશે; અને જે કોઇ ખરાબ (બાતલ) સિફારસ કરશે, તો તે (ના ખરાબ પરિણામ) માં તેને પણ ભાગ મળશે. અને પરમેશ્વર દરેક વાતની ચોકસી* રાખે છે. ૮૫. અને (ઓ

અને આ જે કહ્યું કે જો તેની કૃપા અને દયા તમારા ઉપર નહોત તો કંઇ થોડા સિવાય (બધાજ) શેતાનની પાછળ ચાલ્યા હોત. એનો અર્થ એ કે નિત્ય હુકમ પુગી તમને શિક્ષણ મળતું રહેશે નહિ; તો ઘણા થોડા લોક સ-માર્ગ ઉપર દૃઢ રહેશે.

* એટલે સઘળાનાં મનના વિચાર તેને ખબર છે. જેને જે

મુસલમાનો!) જ્યારે તમને કોઈપણ રીતે સલામ કરવામાં આવે, ત્યારે તમે (તેનો જવાબ દેવામાં) તેનાથી પણ ઉત્તમ (રીતે) સલામ કરજો; અથવા (છેવટે) તેવોજ જવાબ વાળજો. પરમેશ્વર દરેક વાતનો હિસાબ લેનાર છે. (ત્યારે જેમ કરશો તેમ ભરશો). ૮૬. પરમેશ્વર (એવો પરમ પવિત્ર છે કે) તેના સિવાય બીજો કોઇ ઉપાસ્ય નથી. એમાં (કિંચિત પણ) સંશય નથી કે કયામતને દિવસે તે તમો (સઘળાં) ને જરૂર (એક ઠેકાણે) એકઠા કરી મુકશે. અને પરમેશ્વર કરતાં કોણ વાતમાં વધારે સાચો હોઇ શકે? ૮૭. પણ (ઓ મુસલમાનો!) તમારી શું સ્થિતિ છે કે દાંભિકોની બાબતમાં તમે બે પક્ષ થઈ ગયા છો. અને ખરૂં જોઇએ તો, પરમેશ્વરે તેમના કર્મના શાસન તરીકે તે (મની બુદ્ધિ) ઉલટાવી નાંખી છે; (તેથી કરીનેજ તે ભમાઇ ગયા છે). શું તમે એ ઇચ્છો છો કે જેને પરમેશ્વરે ભમાવ્યા છે તેને તમે સન્માર્ગ ઉપર લાવો? અને જેને પરમેશ્વર ભમાવે, તેને માટે તમારામાંથી કોઈ રસ્તો કહાડે એ અશકયજ. ૮૮. આ (દાંભિકો) ની ઉત્કંઠા એ છે કે જેમ તેઓ પોતે નાસ્તિક થઇ ગયા છે તેવીજ રીતે તમે પણ નાસ્તિક થવા મંડો; (અને તે) અને (તમે સઘળા) સરખાજ થઇ જાવો. તો જ્યાં સુધી (આ લોક) પરમેશ્વરને માર્ગે (એટલે પરમેશ્વરને માટે) સ્વદેશ ત્યાગ ન કરે ત્યાં સુધી તેમનામાંથી (કોઇને પણ

---

શિક્ષા અથવા ઈનામને પાત્ર સમજે છે, તેને તે શિક્ષા અથવા ઈનામ આપવાને સમર્થ પણ છે. અને સારાં કામની સિફારશ એ છે કે શ્રામંતોને કહી સમજાવી કોઈ ગરીબને પોતે કંઈ અપાવવું; અને ખરાબ કામની સિફારસ એ કે અધિકારીઓને સિફારસ કરી અપરાધીઓને શિક્ષામાંથી બચાવવા પણ આનું માઠું પરિણામ તે સિફારસ કરનારને ભોગવવું પડશે.

તમારો) દોસ્ત બનાવતા નહિ. પછી જ્યારે તેઓ (સ્વદેશ ત્યાગ તરફથી) મ્હોડું ફેરવે. તો તેમને પકડો અને જ્યાં તેઓ તમને મળી જાય ત્યાં તેમને ઠાર કરો; અને તેમનામાંથી (કોઈને પણ તમારો) દોસ્ત અને મદદગાર બનાવતા નહિ. ૮૯. પરંતુ જે લોક એવી મંડળીગાં જઇ મળી ગયા હોય કે તમારી અને તેમની વચ્ચે (સલુકાઇનું) કરારબંધન હોય, અગર તમારી સાથે લડવું કે પોતાની મંડળી સાથે લડવું એ માટે તેમના મનમાં સંકોચ થતાં તેઓ તમારી પાસે આવે (તો એવા લોકો સાથે સારો સંબંધ રાખવામાં અડચણ નથી.) અને જો પરમેશ્વરે ઈચ્છયું હોત તો આ લોકોને તેણે તમારી ઉપર સત્તા આપી હોત. પછી તેઓ તમારી સાથે લડતેજ લડતે. પણ જો (એવા લોક) તમારાથી અલગ રહે અને તમારી સાથે લડે નહિ અને તમારી તરફ સલાહ સંપની વાત નાખે; તો એવા લોકો ઉપર (હાથ નાંખવાનો) પરમેશ્વરે તમને કોઇ પણ માર્ગ રાખ્યો નથી. ૯૦. બીજા કેટલાક લોકો તમને એવા પણ મળશે કે જે તમારાથી નિર્ભય રહેવા ઇચ્છે છે અને પોતાના લોકોથી પણ નિર્ભય રહેવા ઇચ્છે છે. (પણ વસ્તુસ્થિતિ એવી છે કે) જ્યારે કદી તેમને કોઇ ફિત્ના (એટલે અધર્મ) તરફ ફેરવી લઇ જશે, ત્યારે તેઓ ત્યાં જઇ ઉંધા પડવા તયાર! પણ. (એવા લોક) જો તમારાથી અલગ ન રહે અને તમારી તરફ સલાહ-સંપની વાત ન નાખે અને (લડાઈથી) પોતાના હાથ ખેંચી નહિ પકડે, તો તમે તેમને પકડો અને જ્યાં તમે તેમને જુઓ ત્યાં તેમને મારી નાંખો. અને એજ

લોક છે કે જેમના ઉપર અમે તમને ખુલ્લી સત્તા* આપી મુકી છે. ૯૧. અને કોઇપણુ મુસલમાનને યોગ્ય નથી કે તે કોઈ મુસલમાનને મારી નાખે; પણુ ભૂલથી (મારી

* આમાંના ૮૮ થી ૯૧ સુધીનાં વાકય જે ઢોંગી મુસલમાન પોતાને મદીનાનાં હવાપાણી અનુકૂળ આવતાં નથી એ બહાને પયગંબર સાહેબની પરવાનગી લઇ ગામડામાં નીકળી ગયા, અને ધીમે ધીમે સરકતા મૂર્તિપૂજકો પાસે જઇ આશ્રય લીધો, તેમના સંબંધમાં પ્રકટ થયા છે. પછી એમના સંબંધમાં મુસલમાનોમાં મતભેદ ઉઠયો. કોઈ કહે કે તેમની સાથે લડવું. અને કોઈ કહે કે નહિ. પરમેશ્વરે તેમની સાથે લડવા ન લડવા બાબત વિગતે કહ્યું છે; કારણુ આ લોકોના ત્રણુ પક્ષ હતા કે જેમણે એવા લોકોનો આશ્રય લીધો કે જેમની સાથે મુસલમાનોને તડ હતી અને તેઓ આશ્રય લીધા પછી શાંત રહ્યા. તો તેમનું નામ લેવું કામનું નથી. બીજા જેમનાથી મુંગા બેસી રહેવાયું નહિ અને તેઓ હતા પણુ લડવૈયા, તેમને એ ચિંતા થઈ કે એમને એમ બેઠા બેઠા જીવને અકળામણુ થાય છે અને લડવું તો કોની સાથે? મુસલમાનો સાથે ઉઘાડી રીતે લડવું વાજબી નથી; અને જેમના આશ્રયમાં તેઓ છે તેમની સાથે અગાઉનું બંધન છે તો તેમની સાથે પણુ લડાય નહિ. આખરે શરણે આવી મુસલમાનોને કહેવા લાગ્યા કે અમને ફરીથી તમારામાં મેળવી લો. એવા લોકો માટે મુસલમાનોને હુકમ છે કે તેમની તરફ શકમંદ રહેવું નહિ અને શક ઉપરથી પોતાના લોકોને સમાજમાંથી કહાડી પોતાનું જોર ઘટાડી નાંખવું નહિ. ત્રીજા જે લોક તક માટે ટાંપી રહે છે, તેમને જો ફીતુર કરવાનું ફાવ્યું તો તેઓ ખુલ્લી રીતે લડાઇ કરશે; તો એવા લોકો માટે આ હુકમ છે કે મુસલમાનોએ તેમને શત્રુ ગણી તેમની સાથે જેમ શત્રુ સાથે વર્તન કરીએ તેવું વર્તન કરવું.

નંખાયો હોય તો વાત જુદી) અને જે કોઈ મુસલમાનને ભૂલથી (પણ) મારી નાંખે, તો એક મુસલમાન ગુલામને મુક્ત કરવો અને પૈસાનો દંડ મૈયતના વારસોને સોંપી આપવો પડશે; (તે જુદું). પણ એ કે (મૈયતના વારસ પૈસાનો દંડ) ધર્માર્થ માફ કરે (તો ઠીક). પછી જ્યારે (મારી નાંખવામાં આવેલો માણસ) તમો મુસલમાનોના જે શત્રુ છે એવા લોકોમાંનો હોય અને તે જાતે મુસલમાન હોય, તો (ફક્ત) એક મુસલમાન ગુલામ મુક્ત કરવો જોઇએ. અને જો તે એવા લોકોમાંનો હોય કે તમારી અને તેની વચ્ચે (સલુકાઇનુ) કરારબંધન છે, તો (મારનારને જોઇએ કે તેણે) મૈયતના વારસોને પૈસાનો દંડ પહોંચતો કરાવવો અને (એ સિવાય) એક મુસલમાન ગુલામને પણ મુક્ત કરવો. અને જેને (મુસલમાન ગુલામ મુક્ત કરવાનું) ન મળે તો ઉપરાઉપરી બે મહિનાનો અપવાસ પાળવો; પ્રાયશ્ચિતની આ પદ્ધત્તિ પરમેશ્વરે નિર્માણ કરી છે. અને પરમેશ્વર (સઘળાંની સ્થિતિથી) વાકેફ (હોઇ) તેનો બંદે બસ્ત પાકો બંદોબસ્ત છે. ૯૨. અને જે કોઇ મુસલમાનને જાણી જોઇને (જુલમથી) મારી નાંખે, તો તેની શિક્ષા જહન્નમ (એટલે નરકાગ્નિ) છે; કે તે તેમાં હમેશ રહેશે. અને તેના ઉપર પરમેશ્વરનો ગજબ થશે અને તેના ઉપર પરમેશ્વરનો શાપ ઉતરશે, અને પરમેશ્વરે તેના માટે મોટી (સખત) શિક્ષા તૈયાર કરી રાખી છે. ૯૩. ઓ મુસલમાનો! જ્યારે તમે પરમેશ્વરના માર્ગમાં (લડવા માટે) બહાર નીકળો, ત્યારે (જે લોકો ઉપર તમે ચડાઇ કરો તેમની સ્થિતિની) સારી રીતે ચોકસી કરતા જાઓ અને જે કોઇ (પોતાનો ઈસ્લામ ધર્મ જાહેર કરવા)

તમને સલામ કરે તેને તમે એમ કહેતા નહિ કે તું મુસલમાન નથી. (અને એમ કહેવામાં) તમારો ઉદ્દેશ, આ લોકનાં આયુષ્યનાં સાધન હોય (કે તેને શત્રુ સમજી લુટવો) તો (એવી લુટ ઉપર શું તુટી પડો છો!) પરમેશ્વર પાસે (તમારે માટે) પુષ્કળ (અલભ્ય) લુટો (પ્રાપ્ત) છે. અગાઉ તમે પણ એવીજ રીતે (ખુલ્લી રીતે ઇસ્લામ જાહેર કરતાં બ્હીતા) હતા; પછી પરમેશ્વરે તમારા ઉપર (પોતાની) કૃપા કરી (કે તમે ઉઘાડે છોગે ઈસ્લામ જાહેર કરવા લાગ્યા) માટે (બીજા નવા મુસલમાનોના મનની દુર્બળતા જોઈ લડાલડી કરવા અગાઉ) સારી પેઠે તપાસ* કરતા રહેજો. ખરેખર જે કંઇ પણ તમે કરો છો, તેનાથી પરમેશ્વર માહિતગાર છે. ૯૪. જે મુસલમાનોને (કંઇ પણ) ઇજા નુકસાન નથી અને તે (ધર્મ યુદ્ધમાંથી ઘેર) બેસી રહ્યા અને તેમના સામેલ થવાની ઘણી જરૂરત† પણ નહોતી) એવા લોક

---

* નાસ્તિક લોક જાણી જોઇને પોતાની અજ્ઞાનતાને લીધે દ્વેષના આવેશમાં ઇસ્લામ ધર્મની નિંદા અને તેના અનુયાયીઓને પુષ્કળ હેરાન કરવા લાગ્યા; ત્યારે તેમની સાથે યુદ્ધની શરૂઆત થઈ અને પયગંબર સાહેબે કેટલાક મુસલમાનોને શત્રુ સામે મોકલ્યા. તે તરફ કેટલાક ગામ બહાર ઢોર ચરાવતા હતા તેમણે ઇસ્લામ જાહેર કરવાના હેતુથી, મુસલમાનોને જોઇ ઇસ્લામી કાયદા અનુસાર સલામુન અલૈકુમ-તમને શાંત અથવા સલામ હો-એમ કહ્યું મુસલમાનો આને ઠગાઇ સમજી તેમની સાથે લડ્યા અને તેમનાં ઢોર છીનવી લીધાં. આ વાક્યમાં આવી જાતની તપાસ વગર કરેલી ઉતાવળી અને અવિચારીપણાની વર્તણુક દોષયુક્ત ઠરાવી છે.

† આ બંધન અમે એટલા માટે કર્યું છે કે મદદની જરૂર

(દરજામાં) જે લોક પોતાનું તનમન* અને ધન પરમેશ્વરના માર્ગમાં ખરચી ધર્મ યુદ્ધ કરે છે. તે લોકોની બરોબર થઈ શકતા નથી. પોતાનું તનમન અને ધન (પરમેશ્વરને અર્પણ કરી ધર્મયુદ્ધ કરનારાઓને (ઘેર) બેસી રહેનારાઓ ઉપર દરજામાં પરમેશ્વરે (મોટું) શ્રેષ્ઠપણું આપ્યું છે. અને (એમ તો) પરમેશ્વરે સારા (બદલા) નું અભિવચન સઘળા (મુસલમાનો)ને આપ્યું છે. અને પરમેશ્વરે મોટા બદલાની નજરે ધર્મયોદ્ધાઓને (ઘેર) બેસી રહેનારાઓ ઉપર (ભારે) શ્રેષ્ઠપણું આપ્યું છે. ૯૫. (તે બદલો એ લોકોના મોટા) દરજાઓ (કે જે) પરમેશ્વર તરફથી (ઠર્યા છે) અને તેની ક્ષમા અને દયા આ છે. અને પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૯૬. જે લોક (મૂર્તિપૂજકોમાં પડી રહેવાથી અને ધર્મના ભ્રષ્ટાચારને લીધે) પોતેજ પોતાના ઉપર જુલમ કરતા રહ્યા; તેમને દૂતો તેમના પ્રાણ હરણ કર્યા પછી પુછે છે કે તમે (દારૂલ† હર્બમાં પડયા પડયા) શું (કરતા) હતા? તો તેઓ

---

હોય અને કારણ વિના કોઇ યુદ્ધમાં સામેલ ન થાય તો એવા માણસો ઇસ્લામ બહાર થાય છે.

* તન મન અર્પણ કરી લડવું એટલે શરીરબળ ખરચી શત્રુ સાથે લડાઇ કરવી; અને ધન અર્પણ કરી યુદ્ધ કરવું એટલે લડનારાઓને ખરચી આપી મદદ કરવી.

† દારૂલ-હર્બ એટલે જે દેશમાં પરધર્મી અને નાસ્તિકોની અમલદારી હોઇ ત્યાંના અધિકારી ધર્મની બાબત દ્વેષ રાખી મુસલમાનોને નિમાઝ, રોઝા એટલે અપવાસ, હજ, અને જકાત એટલે ધર્મકર વગેરે કર્તવ્ય કરવામાં આડખીલી નાંખે તે દેશ. એવા મુલકમાં મુસલમાનોને રહેવું યોગ્ય નથી; સ્વદેશ ત્યાગ કરી તેમણે બીજો એકાદ દેશ વસાવવો કે જ્યાં તેમને ધર્મ સંબંધી કંઈ પ્રાત






જવાબ દે છે કે અમે તો તે ભૂપ્રદેશમાં દુર્બળ (અને પરાધીન) હતા. (આ ઉપરથી દૂતો તેમને) કહે છે કે પરમેશ્વરની (આટલી લાંબી પહોળી) જમીન શું (તમારો એટલો) સમાવેશ કરતી નહોતી કે તમે તેમાં (કોઈ તરફ પણ) સ્વદેશ ત્યાગ કરી ચાલ્યા ગયા હોત? સારાંશ, આ તે લોકો છે કે જેમનું ઠેકાણું નરકાગ્નિ છે; અને તે (ઘણીજ) ખરાબ જગા છે! ૯૭. પણ (હા) પુરૂષો અને સ્ત્રીઓ અને છોકરાંઓ જે એટલાં દુર્બળ છે કે તેમનાથી કાંઈપણ તોડ કહડાતો નથી અને તેમને (બહાર નીકળી જવાનો) એકાદ માર્ગ પણ સુઝતો નથી; ૯૮. તો આશા છે કે પરમેશ્વર એવા લોકોને માફ કરશે. અને પરમેશ્વર માફ કરનાર (અને) ક્ષમાવાન છે. ૯૯. અને જે કોઇ પરમેશ્વરના માર્ગમાં (એટલે પરમેશ્વરને ખાતર) સ્વદેશ ત્યાગ કરશે, તો ભૂતળ ઉપર તેને (રહેવા-વસવા માટે) પુષ્કળ આરામની જગાઓ અને (દરેક જાતની) રેલછેલ પ્રાપ્ત થશે. અને જે કોઇ

---

બંધ નડે નહિ. એવા દેશમાં જેમને જીહાદ એટલે ધર્મયુદ્ધ કરવાનું સામર્થ્ય હોય અને તેમને માથે કોઇ ધર્માધ્યક્ષ (ઈમામ) અથવા સરદાર હોય તો તેમને જીહાદ કરવાની છુટ પણ છે. પરંતુ આપણા ઉપર પરમેશ્વરનો મોટો ઉપકાર છે કે હિંદુસ્તાનમ ખ્રિસ્તીઓનો અમલ હોવા છતાં પણ દારૂલ હર્બ નથી; કારણ અહી ધર્મ કર્તવ્ય વિના હરકતે થઈ શકે છે. પ્લેગ વગેરે ઉડતા રોગને લીધે હાજી લોકોને અટકાવ થાય છે પણ તે જાથુકનો નથી પણ માત્ર થોડા વખત માટે છે. આરોગ્યના રક્ષણ માટે અને લોકોના પ્રાણ બચાવવા માટે જે તજવીજ થાય છે તે અટકાવ કહેવાય નહિ, કારણ રોગ જતો રહેતાં કાયદો પણ અમલમાં આવતો નથી.




પોતાને ઘેરથી પરમેશ્વર અને તેના પયગંબર માટે સ્વદેશ ત્યાગ કરી નીકળે, પછી તેને મૃત્યુ (રસ્તામાં) પકડી પાડે, તો તેનો બદલો ખરેખર પરમેશ્વર આગળ નક્કી થઈ ચુકયો. અને પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૧૦૦. અને (ઓ મુસલમાનો!) જ્યારે તમે (ધર્મયુદ્ધ માટે) પૃથ્વી ઉપર (ગમે ત્યાં) ચાલ્યા જતા હો ત્યારે તમને જો એ બ્હીક હોય કે નિમાઝ પઢતાં નાસ્તિક લોકો તમારી સાથે (લડાઇની) છેડખાની કરવા માંડશે તો નિમાઝમાંથી (કંઇ) ઓછું* કરવામાં તમોને કંઈ પાપ નથી. નિઃસંશય નાસ્તિકો તમારા ખુલ્લા દુશ્મન છે. (તે તમને શાંતપણે નિમાઝ પઢવા દેનાર નથી.) ૧૦૧. અને (ઓ પયગંબર!) જ્યારે તું મુસલમાનો(ની ફોજની) સાથે હોય અને (ઈમામ બની) તેમને નિમાઝ પઢાવવા માંડે, ત્યારે મુસલમાનોના એક સમુહે તારી સાથે

* કંઈ ઓછું કરવું એટલે નિમાઝમાં ચાર રકઅત પઢવાને ઠેકાણે બે રકઅત પઢવી; એટલે એક વખ્તની નિમાઝમાં ચાર વખત ઝુકવાને બદલે બે વખતે ઝુકવું. એટલો: પણ વખત નહિ મળે તો ઇમામની સાથે એક રકઅત નિમાઝ પઢવી અને બીજી રકઅત પછી અદા કરવી. એમ પણ નહિ થઈ શકે તો કઝા કરવી એટલે તે વખત જવા પછી બીજે કોઇ પણ વખતે પુરી કરવી. એજ પ્રમાણે હઝરત પયગંબર સાહેબ અને હઝરત ઉમરે બંદકની લડાઇમાં તેમના અસરની નિમાઝનો વખત ચુકી ગયા તેથી મગરિબની નિમાઝની સાથે રહી ગએલી નિમાઝ પણ પુરી કરી હતી. આ વાકય ધર્મ યોદ્ધાના ભય પ્રસંગે કરવાની નિમાઝ માટે છે સામાન્ય પ્રવાસીઓને નિમાઝમાં ઓછું કરવા માટેનો હુકમ:હદીસ એટલે પયગંબરના વચનમાં છે.

(નિમાઝમાં) ઉભા રહેવું જોઈએ અને તેઓએ પોતાનાં હથીયારો સાથે લઈ લેવા જોઇએ. પછી જ્યારે તેઓ (પરમેશ્વરને સિજદો) સાષ્ટાંગ નમસ્કાર કરી રહે, ત્યારે તેમણે (પાછા હટી) તમારી પાછળ રહેવું. અને બીજો સમુહ જે (અદ્યાપિ) નિમાઝમાં સામેલ થયો હતો નહિ તેમણે આવી તારી સાથે નિમાઝમાં સામેલ થવું; અને તેમણે હોંશીયારી (રાખવી) અને પોતાનાં હથીયારો સાથે લઇ લેવા. નાસ્તિકો એવું ઇચ્છે છે કે જો તમે (જરાપણ) તમારાં હથીયાર અને (યુદ્ધ) સામગ્રી તરફથી ગાફેલ થઇ જાઓ તો તેઓ એકદમ તમારી ઉપર તૂટી પડી હુમલો કરે. અને જો તમો લોકોને વરસાદને લીધે કંઇ ઈજા થતી હોય અગર તમે માંદાં હો તો તમારાં હથીયારો ઉતારી મુકવામાં પણ તમને કંઈ પાપ નથી; અને (હા) તમારી હોંશીયારી રાખો. ખરેખર પરમેશ્વરે નાસ્તિકો માટે અપમાન ભરેલી શિક્ષા તૈયાર કરી રાખી છે. ૧૦૨. પછી જ્યારે તમે (ભય પ્રસંગે) નિમાઝ પુરી કરી રહો, ત્યારે (તે પછી) ઉઠતાં અને બેસતાં અને પોતાના પડખાભર (સુતાં), પરમેશ્વરનું (નામ) સ્મરણ કરતા રહો. પછી જ્યારે તમે (દુશ્મન તરફથી) ધાસ્તી રહીત થઈ જાઓ, ત્યારે તમે (નિત્ય નિયમ પ્રમાણે) નિમાઝ પઢો. કારણ વખતો* વખત નિમાઝ પઢવી મુસલમાનોનું કર્તવ્ય કર્મ છે, ૧૦૩. અને લોકો (એટલે શત્રુ) નો પીછો

---

* મતલબ કે જ્યારે પરિસ્થિતિ ભય અને જોખમથી ભરેલી હોય અને નિમાઝનો વખત ચાલ્યો જતો હોય ત્યારે જેમ પઢાય તેમ નિમાઝ પઢી લેવી અને વેળ ચુકી જવા દેવી નહિ.

પકડવામાં હિમ્મત હારતા નહિ. જો (લડાઇમાં) તમને કષ્ટ પહોચે તો, જેમ તમને કષ્ટ પંહાંચે છે તેમ તેઓને પણ પહોંચે છે. અને (તમારી જીત એ છે કે) પરમેશ્વર પાસેથી તમને એવી એવી આશા છે કે જે આશા તેઓને નથી. અને પરમેશ્વર (સઘળાની સ્થિતિ) જાણે છે (અને યુદ્ધ કાશલ્ય) સારી રીતે સમજે છે. ૧૦૪. (ઓ પયગંબર!) અમે જે સત્યથી (ભરેલું) પુસ્તક તને પ્રગટ કર્યું છે (તે એટલા માટે) કે જેમ પરમેશ્વરે તને બતાવી આપ્યું છે તે પ્રમાણે તું લોકોનો પરસ્પર ન્યાય કરે. અને દગલબાજોનો તરફદાર બનતો નહિ. ૧૦૫. અને પરમેશ્વર પાસે (ભુલચુક માટે) માફી માગ; ખરેખર પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૧૦૬. અને જે લોકો (બીજાઓ સાથે દગલબાજી કરી ખરી રીતે, ખોટાં પરિણામની દ્રષ્ટિએ) ખુદ પોતાની સાથેજ દગલબાજી કરે છે; એવાનો પક્ષ લઇ (લોકો સાથે) તકરાર કરતો નહિ. કારણ જે કોઈ દગલબાજ (અને) પાપી છે તેને પરમેશ્વર પસંદ કરતો નથી. ૧૦૭. (એ એવા મૂર્ખ છે કે) લોકો સાથે પડદો* રાખે છે પણ પરમેશ્વર સાથે પડદો રાખતા નથી; અને ખરૂં જોતાં, જ્યારે તે રાતે (બેસી બેસી) પરમેશ્વરને જે વાત પસંદ નથી એવી વાતની સલાહ મસલત કરે છે. ત્યારે પરમેશ્વર તેમની સાથે (હાજર) હોય છે. અને જે કંઇ તેઓ કરે છે તે (સઘળું) પરમેશ્વરના જ્ઞાનમાં સમાએલું છે, ૧૦૮. (એ મુસલમાનો!) સાંભળો! તમે આ દુન્યાના

* પડદો રાખવો એટલે શરમને લીધે દબાઇ રહેવું. કોઇપણ કામ કરવામાં લોકોની શરમ રાખવી અને પરમેશ્વર જે સર્વજ્ઞાની છે તેની શરમ ન રાખવી એ ખરેખર મૂર્ખપણુંજ છે.






આયુષ્યમાં તેમનો પક્ષ લઈ તકરાર કરી (તે કરી; પણ વારૂ એ) તો (કહો કે) કયામતને દિવસે તેમની તરફથી પરમેશ્વર આગળ કોણ તકરાર કરશે? અથવા કોણ તેમનો વકીલ બનશે? ૧૦૯. અને જે કોઈ કંઇ ખરાબ કામ કરે; અગર (ખોટા સોગન ઈત્યાદી મારફત) પોતેજ પોતાના જીવ ઉપર જુલમ કરે (અને) પછી પરમેશ્વર પાસે (પોતાના અપરાધ માટે) ક્ષમા માગે; તો તેને જણાઇ આવશે કે પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૧૧૦. અને જે કોઇ કંઇ પાપ કરે છે તો તેનું પાપ ખુદ તેનીજ આગળ આવે છે. અને પરમેશ્વર (સઘળાની સ્થિતિ) જાણે છે (અને દરેકની સ્થિતિ પ્રમાણે) હુકમ ફરમાવે છે. ૧૧૧. અને જે કોઈ કંઈ ભૂલ અથવા પાપ કરે અને પછી એકાદ નિરપરાધીના ઉપર તેનો ખોટો આરોપ મુકે; તો તેણે ખચીતજ ખોટાં આળ અને ચોખ્ખાં પાપનો બોજો (પોતાની ગરદન ઉપર) ઉપાડયો છે. ૧૧૨. અને (ઓ પયગંબર!) જો તારા ઉપર પરમેશ્વરની કૃપા અને તેની દયા નહોત; તો તેમનામાંના એક ટોળીએ તને ભમાવવાનો વિચાર કર્યોજ હતો અને એ લોક પોતે પોતાનેજ ભમાવતા રહે છે; અને તને (એ લોક) કંઇજ નુકસાન પહોંચાડી શકતા નથી. અને પરમેશ્વરે તને પુસ્તક પ્રકટ કર્યું અને વિવેચક બુદ્ધિ (આપી); અને તને એવી એવી વાતો શીખવી કે જે (અગાઉ) તને ખબર નહોતી. અને તારા ઉપર પરમેશ્વરની મોટી કૃપા છે. ૧૧૩ આ લોકોની ઘણીખરી છુપી મસલતમાં ભલાઈ(ની ગંધ પણ) નથી. પણ (હા) જે કોઈ ધર્મદાની અથવા (બીજી એકાદ) સારાં કામની કિંવા લોકોના પરસ્પર સમાધાન(ની વાત)ની સલાહ આપે (તો એ અલબત ભલાઈ




છે); અને જે કોઈ પરમેશ્વરની મરજી મેળવવા માટે એવાં કૃત્ય કરે, તો અમે (કયામતને દિવસે) તેને ભારે બદલો આપીશું. ૧૧૪. અને જે કોઈ સરળમાર્ગ સ્પષ્ટ દેખાયા છતાં પયગંબરથી ઉલટો જાય અને મુસલમાનોના* માર્ગ સિવાય (બીજે માર્ગે) લાગે તો જે (માર્ગ) તેણે સ્વીકાર્યો છે તેજ માર્ગ ઉપર અમે તેને ચલાવી લઇ જઈશું અને (આખરે) તેને નરકાગ્નિમાં (લઈ જઈ) દાખલ કરીશું. અને તે (ઘણીજ) ખરાબ જગા છે! ૧૧૫. પરમેશ્વર આ (અપરાધ) ક્ષમા કરતો નથી કે તેનો (કોઇને પણ) ભાગીદાર બનાવવામાં આવે; અને એનાથી ઉતારતો જે (અપરાધ) તે તે જેને ઇચ્છે છે તેને ક્ષમા કરે છે અને જેણે પરમેશ્વરનો ભાગીદાર ઠરાવ્યો, તે (સરળ માર્ગ ઉપરથી ઘણે) દુર ભટકી પડયો. ૧૧૬. (એ મૂર્તિપૂજક લોક) પરમેશ્વરને છોડી ફક્ત સ્ત્રીઓ (એટલે દેવીઓ) નુંજ† આવાહન કરે છે; એટલે તેઓ

---

* પાછળના એ રૂકુઅ એટલે કડીમાંના વાકયના પ્રકટ થવા વિષે એક વાત છે. હઝરત પયગંબર સાહેબના વખતમાં એક અનસારી એટલે મદીનાવાસીએ પોતાનું બખતર લોટમાં દબાવ્યું હતું તે ચોરાઈ ગયું. લોટની શોધ પહેલાં તોઅમા બીન ઉબૈરક નામના મુસલમાનને ત્યાં અને પછી એક યહુદીને ઘેર લાગી અને બખતર યહુદીને ઘેરથી મળ્યું. યહુદીએ કહ્યું કે તે તોઆમા મુકી ગયો છે; પણ તોઅમા નાકબૂલ થયો અને તેના જાતિભાઇઓ તેનો દોષ ઉડાવવા તૈયાર થયા. પયગંબર સાહેબને ઇશ્વરી પ્રકટીકરણદ્વારા યહુદી નિર્દોષ છે. અને તોઅમા અપરાધી છે એમ સાબીત થયું, દોસ્તઅને દુશ્મન વચ્ચે આવો ઇનસાફ અને સત્યની આટલી તરફદારી પયગંબર સિવાય બીજું કોણ કરી શકે?

† સ્ત્રીઓ એટલે દેવીની મૂર્તિઓ. આપણી તરફ હિંદુ લોક જેમ

કેવળ શિરજોર શેતાન(ના કહ્યામાં આવી તે)ને બોલાવે છે; ૧૧૭. તેને (અગાઉના વખતમાં) પરમેશ્વરે શાપિત કર્યો અને તે કહેવા લાગ્યો કે હું તો તારા સેવકો પાસેથી (બાધા અને આહુતીનો) એક ચોકસ ભાગ જરૂર લેતો જઈશ. ૧૧૮. અને હું તેમને જરૂર ભમાવીશ અને તેમને (ખોટી) આશા પણ ખાસ આપતો જઈશ. અને હું તેમને સમજાવીશ કે તેઓ (મારી આજ્ઞાનુસાર મૂર્તિના-બળીદાનના) જનાવરોના કાન પણ અવશ્ય ચીરતા રહેશે; અને હું તેમને સમજાવીશ કે તેઓ (મારી આજ્ઞા પ્રમાણે) પરમેશ્વરની સૃષ્ટિનું સ્વરૂપ પણ અવશ્ય બદલી* નાંખશે. અને જે કોઇ પરમેશ્વરને મુકી શેતાનને મિત્ર બનાવસે (અને તેનું અનુકરણ કરશે) તો તે ખચીતજ ચોક્કસ ખોટમાં આવી પડયો. ૧૧૯. (શેતાન) તેમને વચન આપે છે અને તેમને ખોટી આશામાં નાંખે છે; અને શેતાન તેમને જે (કંઇ પણ) વચન આપે છે, તે કેવળ થાપજ છે. ૧૨૦. એજ લોકો છે કે તેમનું (છેવટનું) ઠેકાણું નરકાગ્નિ છે; અને તેમને ત્યાંથી (કોઈ પણ ઠેકાણે) નાસી જવાનો રસ્તો મળશે નહિ. ૧૨૧. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામ પણ કર્યાં, તેમને અમે જલદીથી

દેવીઓને માને છે તેમ અરબ લોક પણ અસલના વખતમાં 'લાત, ઉઝઝા' ઇત્યાદિકોને દેવીઓ અને દૂતોને પરમેશ્વરનાં દીકરીઓ સમજી તેમની ભક્તિ ઉપાસના કરતા હતા. એ કેટલી બધી અવિચારીપણાની વાત છે કે સ્ત્રીઓ જે પુરૂષો કરતાં દરજામાં ઓછાં હોય છે તેમને પરમેશ્વર સરખાં માનવામાં આવે.

* માથે માનતાની ચોટલી રાખવી, છુંદણાં છુંદવાં અને એવું બીજું કંઈ કરવું એ સૃષ્ટિનું સ્વરૂપ બદલવા જેવુંજ છે.

(સ્વર્ગના) એવા બાગોમાં (લઈ જઈ) દાખલ કરીશું, કે જેની નીચે થઇને (પાણીની) નદીઓ વહેતી હોય; (અને તેઓ) તેમાં સદા રહેશે, (તેમને આ) પરમેશ્વરનું પાકું વચન છે; અને પરમેશ્વર કરતાં પણ શબ્દનો ખરો (બીજો) કોણ (થનાર) છે. ૧૨૨. (ઓ મુસલમાનો! છેવટની સાધના) તમારી આસ્થા ઉપર (અવલંબી રહેલી) નથી અને ગ્રંથધારી લોકોની આસ્થા* ઉપર પણ નથી. (તે તો કર્મ ઉપર આધાર રાખે છે.) તો જે કોઇ ખરાબ કામ કરશે તેને તેની શિક્ષા આપવામાં આવશે; અને પરમેશ્વર સિવાય તેને કોઈ મુરબ્બી મળનાર નથી. અને મદદગાર પણ નથી. ૧૨૩. અને જે કોઈ કંઈ સુકૃત્ય કરશે, પછી તે પુરૂષ હોય કે સ્ત્રી, અને તે વિશ્વાસ પણ રાખતા હોય, તો એવા (ગુણવાન) લોક સ્વર્ગમાં (જઇ) દાખલ થશે; અને તેમના હક્કની તલમાત્ર પણ નુકસાની થનાર નથી. ૧૨૪. અને એવા માણસ કરતાં કોણનો ધર્મ ઉત્તમ થઇ શકે છે કે જેણે પરમેશ્વર આગળ પોતાનું શિર નમાવ્યું, અને તે ખરૂં જોતાં પરોપકારશીલ પણ છે અને ઈબ્રાહીમના ધર્મ ઉપર ચાલે છે, કારણ તે એક (પરમેશ્વર)નોજ થઈ રહ્યો હતો! પરમેશ્વર ઇબ્રાહીમને (પોતાના હદ ઉપરાંતનો) મિત્ર પણ ઠરાવ્યો હતો. ૧૨૫. અને જે કંઇ આકાશમાં છે અને જે

* એટલે પ્રત્યેક ધર્મના અનુયાયી અંતિમ સાધ્ય અથવા અધ્યાત્મિક ઉન્નતિના આશાવાદી છે. દરેક સમાજ જે કંઇ પોતાની પાસે હોય તેમાંજ તે ખુસ રહે છે. પરંતુ જે લોક સમજે છે કે આપણે જે જાતિ અને સમાજમાં છૈએ તેમાંજ હોવું એ મોક્ષનું કારણભૂત છે. એ તેમની ભુલ છે. પદ—"જાતપાત પૂછે ન કોય! હરકો ભજે સો હરકા હોય!!!"

કંઈ પૃથ્વીમાં છે તે (સઘળું) પરમેશ્વરનુંજ છે. અને દરેક વસ્તુને પરમેશ્વરજ (જ્ઞાનથી) ઘેરી લેનાર છે. ૧૨૬. અને (ઓ પયગંબર! લોકો) તારી પાસે (અનાથ) સ્ત્રીઓ (સાથે લગ્ન કરવા) માટે હુકમ માગે છે. તો (તું તેમને) સમજાવી દે કે પરમેશ્વર તમને તેમની (સાથે પરણવા) માટે પરવાનગી આપે છે (અને પહેલાં પણ પરવાનગીજ હતી.) અને કુરઆનમાં જે (હુકમ અગાઉ) તમને વાંચી સંભળાવી ચુકયા છે, તે (ખરેખર) એવી અનાથ* સ્ત્રીઓ સંબંધીજ

* અરબ લોકોનો સ્વભાવ કરડો અને સખ્ત તો હતોજ અને માણસ જાતમાં સર્વથી કમ કાવત સ્ત્રી જાત અને અનાથ બાળકો છે. આ બંન્ને વર્ગ ઉપર લોકો તરફથી તરેહ તરેહનો જુલમ તેમજ નિર્દયપણું થતું હતું. ઇસ્લામ ધર્મે તેઓને ઉચ્ચ પાયરી આપી આ જુલમ એકદમ બંધ કર્યો. સ્ત્રીઓ માટેના નિયમનો અગાઉ ઉલ્લેખ થઇ ગયો છે અનાથ બાળકોની મિલકતના સંરક્ષણ માટે આજ્ઞા કરવામાં આવી કે તે ઉચાપત કરતા નહિ. ત્યારે લોકોએ બ્હીકને લીધે તેમનું ખાવા પીવાનું જુદું કરી નાંખ્યું. ટુંકમાં તેમને ફરીથી સમજાવવાની જરૂર પડી કે આમ અંતર રાખવાથી અનાથને ઉલટું નુકસાન પહોંચે છે, તેથી તેમનું ખાવાપીવાનું સાથે રાખવામાં હરકત નથી પરંતુ આ માત્ર વિચાર કરવો જોઇએ કે કોઇ પણ રીતે તેમના હકકની પાયમાલી થાય નહિ. એવીજ રીતે અનાથ બાળકીઓ સંબંધી એક હુકમ આપવામાં આવ્યો છે કે જો તમારાથી તેમના હકકનું સંરક્ષણ નહિ થઇ શકે તો તેમની સાથે લગ્ન કરવું નહિ એજ ઉત્તમ. શિખામણ તરીકે આ વાત કહેવામાં આવી હતી; પણ લોકો સમજ્યા કે અનાથ બાળકી સાથે લગ્ન કરવાંજ નિષિદ્ધ છે. આ ગેર સમજુતીનું એવું માઠું પરીણામ આવવા લાગ્યું કે કંઈ અમુક પરિસ્થિતમાં અનાથ બાળકીના વાલી તેની સાથે






છે કે જેમને તમે (તેમના હકક) જે તેમ માટે ઠરાવવામાં આવ્યા છે તે આપતા નથી અને (એમ છતાં પણ) તમે તેમની સાથે લગ્ન કરવાની અભિલાષા રાખો છો! અને તેવીજ રીતે (પરમેશ્વર) દુર્બળ બાળકો માટે પણ (હુકમ આપે છે કે તેમના હકકનું સંરક્ષણ કરો;) અને (મુખ્યત્વે કરી) એ કે અનાથ બાળકોની બાબતમાં તમારે ન્યાય કાયમ રાખવો અને (અનાથો તરફ) કોઇ પણ તરેહની ભલાઇ કરો તો ખરેખર પરમેશ્વર તે જાણે છે. (એટલે તે તમને તેનો બદલો આપશે.) ૧૨૭. અને જો કોઈ સ્ત્રીને પોતાના પતિ તરફથી ગેરવર્તન અથવા બે દરકારીની બ્હીક હોય, તો (પતિ પત્ની) બંને(માંથી કોઈના) ઉપર પણ કંઈ પાપ નથી કે તેમણે તોડજોડની વાતચીત કરી માંહોમાંહે સમાધાન કરી લેવું, અને સલાહ (સઘળામાં) ઉત્તમ છે. અને (થોડો ઘણો) લોભ તો સઘળાનાજ સ્વભાવમાં હોય છે. અને જો તમે (એક બીજા ઉપર) પરોપકાર કરશો અને (સખત વર્તણુંક વિષે) સાવચેતી રાખશો તો પરમેશ્વર તમે જે કરો છો તેથી માહીતગાર છે (અને તે તમને તેનો બદલો આપશે.) ૧૨૮. અને તમે (પોતાને માટે ગમે તેટલી

---

લગ્ન કરી જેવી રીતે તેની સંભાળ રાખે તેવી રીતે બીજા કોઈ પતિથી થાય નહિ. એ તેમને નુકસાન કારક હતું. પણ તેમની સાથે લગ્ન કરવાની મનાઈ છે એવો લોકોનો ખોટો અભિપ્રાય હતો આ વાકયમાં આ ગેરસમજુતી સુધારવામાંઆવી કે અનાથ બાળકી સાથે લગ્નની મનાઇ તેનું સંરક્ષણ બરાબર ન થવાની બ્હીકને લીધે છે. પણ વાલીએ તેની સાથે લગ્ન નહિ કરવાથી જો તેનું નુકસાન થતું હોય તો તે સ્થિતીમાં લગ્ન કરવાની મનાઇ નથી.




આતુરતાથી ઇચ્છશો તો પણ એ તમારાથી બીલકુલ થઈ શકનાર નથી કે તમે (અનેક) સ્ત્રીઓ વચ્ચે (પુરેપરા) ન્યાયથી વર્તી શકો. તો તમે બીલકુલ (એકની તરફજ) વળી પડતા નહિ કે (તેથી કરીને) બીજીને તમે એવી છોડી બેસો કે જાણે તે (અધરજ) લટકતી રહેલી હોય. અને જો તમે (આપસઆપસમાં) સમાધાન કરી લેશો અને (એક બીજા ઉપર અતિરેક કરવાની બાબતમાં) સાવચેત રહેશો તો ખરેખર પરમેશ્વર ક્ષમા કરનાર (અને) દયાળુ છે. ૧૨૯. અને જો (પતિ પત્ની વચ્ચે સમાધાન ન થઇ શકે અને એક બીજાથી) તેઓ બન્ને જુદા પડે તો પરમેશ્વર પોતાના ઔદાર્યથી દરેકનું પુરૂં કરશે. અને પરમેશ્વર (ઘણોજ) ઉદાર* અને સત્ય સંકલ્પ છે. ૧૩૦. અને જે કંઈ આકાશમાં છે અને જે કંઈ પૃથ્વીમાં છે તે (સઘળું) પરમેશ્વરનુંજ છે. અને (ઓ મુસલમાનો!) જે લોકોને તમારી અગાઉ પુસ્તક આપવામાં આવ્યું હતું તેમને અને તમને અમે આજ તાકીદ આપી રાખી છે કે પરમેશ્વર (ની ખફા મરજી) થી બ્હીતા રહો. અને જો તમે (તેની આજ્ઞા) નહિ માનશો તો (તે તમારી કંઇ પરવા કરતો નથી; કારણ,) જે કંઇ આકાશમાં અને જે કંઇ પૃથ્વીમાં છે તે (સઘળું) પરમેશ્વરનુંજ છે. અને પરમેશ્વર અપેક્ષારહીત (અને સર્વોપરી) પ્રશંસાપાત્ર છે. ૧૩૧. અને જે કંઇ આકાશમાં અને જે કંઈ પૃથ્વીમાં છે તે પરમેશ્વરનુંજ છે. અને પરમેશ્વરજ

* પરમેશ્વર એવો ઉદાર છે કે તે દરેકને જેનું તેનું રોજનું ખાવાનું આપે છે. તો સ્ત્રી પુરૂષોમાંથી કોઇએ એમ સમજવું નહિ કે કોઇના સિવાય કોઈનું અટકી રહેશે.

કરતા હરતા બસ છે. ૧૩૨. ઓ લોકો! જો તે ઇચ્છશે તો તે તમને (આ લોકમાંથી ઉંચકી) લઈ લેશે અને બીજાઓને લાવી વસાવશે અને પરમેશ્વર એમ કરવાને સમર્થ છે. ૧૩૩. જેને (પોતાનાં કર્મનો) બદલો આ દુનિયામાંજ જોઇતો હોય તો પરમેશ્વર પાસે આ લોક અને પરલોક (બન્ને)નો બદલો (મળે) છે. (તો પછી તેની પાસેથી ઇહલૌકિક અને પારમાર્થિક બન્ને બદલા શા માટે નહિ માગવા ?) અને પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને સઘળાની સ્થિતિ) જુએ છે. ૧૩૪. ઓ મુસલમાનો! તમે મજબુતાઇથી ન્યાય ઉપર મક્કમ રહો (અને) પરમેશ્વરને યાદ રાખી સાક્ષી પૂરો; અને (પછી) જો કે (એ સાક્ષી) ખુદ તમારી અથવા માબાપની અથવા ઘણા નજદીકનાં સગાં વહાલાંની વિરૂદ્ધજ હોય! જો (તેમનામાં) કોઇ શ્રીમંત અથવા ગરીબ હોય તો પરમેશ્વર તે બન્નેનો (સઘળામાં) વધારે વાલી છે. માટે તમે (તેમને લીધે તમારી) વાસનાની પાછળ પાછળ ચાલતા નહિ કે જેથી તમે સત્યથી ચળવા લાગો. અને જો તમે ખેંચી તાણી સાક્ષી આપો અગર (મૂળમાં સાક્ષી આપવાથીજ) મ્હોડું ફેરવો, તો (જેવું કરશો તેવું પામશો; કારણ,) જે કંઇ તમે કરો છો, પરમેશ્વર તેનાથી માહીતગાર છે. ૧૩૫. ઓ મુસલમાનો! તમે પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખો, અને તેના પયગંબર (મોહંમદ) ઉપર અને તેણે જે (કુરઆન) પુસ્તક પોતાના પયગંબર (મોહંમદ) ને પ્રકટ કર્યું છે તે ઉપર અને (કુરઆનની) પહેલાં જે પુસ્તકો (બીજા પયગંબરોને) પ્રકટ કર્યાં તે ઉપર (વિશ્વાસ રાખો.) અને જે કોઇ પરમેશ્વરનો અસ્વીકાર કરશે અને તેના દુતોનો અને તેના પુસ્તકોનો

અને તેના પયગંબરોનો અને છેવટના દિવસનો; તો તે (સન્માર્ગથી) ઘણોજ દુર ભટકી ગયો. ૧૩૬. જે લોકોએ વિશ્વાસ રાખ્યો, પછી વિશ્વાસ છોડી દીધો; પછી પાછો વિશ્વાસ રાખ્યો, પછી પાછો વિશ્વાસ છોડી દીધો (અને છોડી દીધા) પછી તે નાસ્તિકપણામાં વધતાજ ગયા તો પરમેશ્વર તેમને ક્ષમા કરનાર નથી અને તેમને (સરળ માર્ગપણ બતાવનાર નથી. ૧૩૭. (ઓ પયગંબર) દાંભિકોને ખુશ ખબર સંભળાવ કે તેમને (પેલા જગતમાં) ઘણી દુઃખદાયક શિક્ષા (થવાની) છે; ૧૩૮, કારણ, એ લોક મુસલમાનોને મુકી દઇ નાસ્તિકોને મિત્ર બનાવતા ફરે છે. શું નાસ્તિકો આગળ તેઓ (પોતાની) આબરૂ (વધારવા) ઇચ્છે છે? પણ આબરૂ* તો સઘળી પરમેશ્વરનીજ છે. ૧૩૯. અને ખરૂં જોતાં તમો (મુસલમાનો) ને પરમેશ્વર પોતાનાં) પુસ્તક (એટલે કુરઆન)માં આ (હુકમ) આપી ચુકયો છે કે જ્યારે તમે (તમારે કાને) સાંભળી લેશો કે પરમેશ્વરનાં મહાવાકયોનો અનાદર કરવામાં આવે છે અને તેની હાંસી ઉડાવવામાં આવે છે ત્યારે તમે એવા લોકોના સમાગમમાં બેસતા નહિ; એટલે સુધી કે તેઓ તે સિવાય (બીજી કોઈ) વાતમાં મચી પડશે. નહિ તો, આવી સ્થિતિમાં તમે પણ તેમની માફક (નાસ્તિક) થઇ જશો. પરમેશ્વર દાંભિક અને નાસ્તિક એવા સઘળાઓને નરકાગ્નિમાં (એક ઠેકાણે) એકઠા કરી મુકી દેશે; ૧૪૦. કારણ એ (દાંભિક લોકો હજી) તમારાં

* એટલે આબરૂ પરમેશ્વરનાજ અખત્યારમાં અને તેનાજ હાથમાં છે. તે જેને ઇચ્છે છે. તેને માન આબરૂ આપે છે અને જેને ઇચ્છે છે તેનું અપમાન કરે છે.

(પરિણામ*)ની રાહ જુએ છે (કે જોઇએ, નાસ્તિકોની સામે તેઓ જીતે છે કે હારે છે!) પછી જો ઇશ્વરેચ્છાથી તમને વિજય (પ્રાપ્ત) થઇ ગયો તો તે (તમને) કહેવા લાગે છે; (કેમ ભાઇઓ!) શું અમે તમારી સાથે નહોતા? અને જો નાસ્તિકોને (વિજયનો) ભાગ મળે તો તેઓ (પોતાનો હિતસંબંધ જાહેર કરવા નાસ્તિકોને) કહેવા લાગે છે; શું અમે તમારા ઉપર પ્રબળ થયા નહોતા અને અમે તમને મુસલમાનોના હાથમાંથી બચાવ્યા નહિ? તો (ઓ મુસલમાનો!) પરમેશ્વર તમારી (અને દાંભિકોની) વચ્ચે કયામતને દિવસે નિકાલ કરી આપશે. અને પરમેશ્વર ખરેખર નાસ્તિકોને મુસલમાનો ઉપર (દરેક રીતે શ્રેષ્ઠ રહેવાનો) માર્ગ † કદી પણ રાખનાર નથી ૧૪૧.

---

* મુસલમાન અને નાસ્તિકો વચ્ચે લડાઇ થતી ત્યારે દાંભિક લોકો મુસલમાનોની સાથે રહેતા; પરંતુ સાફ દીલથી નહિ. તેઓ એવી રીતે જુગાર ખેલતા કે એકી અને બેકી બંન્નેનાં દાવ તેમનાજ પડે. એટલે મુસલમાનોની ફતેહ થાય તો લુટમાં પોતનો હિસ્સો પડાવવા માટે મુસલમાનોને કહેતા કે અમે તો તમારી સાથેજ હતા, અમને પણ અમારો ભાગ આપો. અને જો નાસ્તિકોની જીત થતી તો તેમને ચડાવી કહેતા કે મુસલમાનો તમારી ઉપર પ્રબળ થયા હતા પરંતુ અમેજ તમારી ખાતર જાણી જોઇને બેદરકાર થયા અને તમને જીતાવ્યા. તો જે કંઈ મુસલમાનો તરફથી તમારે હાથ લાગ્યું છે તે લાવો, અમે અને તમે વ્હેંચી લઇએ.

† દરેક પ્રકારે સર્વોપરી રહેવું એટલે એમાંથી બે વાત નીકળે છે. એક એ કે આ જગતમાં નાસ્તિક લોકોની મુસલમાનો ઉપર ધર્મની બાબત શાસ્ત્રાર્થ કરવામાં અગર વાદવિવાદમાં સરસાઈ થઈ શકતી નથી અથવા નાસ્તિકોનું એટલું પ્રાબલ્ય થનાર નથી કે જગતમાંથી મુસલમાનોનું નામનિશાન જતું રહે. બીજી એ કે પરલોકમાં મુસલમાનો આગળ નાસ્તિકો ફજેત અને બેઆબરૂ થશે.

દાંભિક લોકો (મુસલમાનોને છેતરીને જાણે) પરમેશ્વરને છેતરે છે. અને વાસ્તવિક જોતાં પરમેશ્વર* તેમની છેતર પિંડીની તેમને સજા આપે છે. અને (એ લોક) જ્યારે નિમાઝ માટે ઉભા રહે છે, ત્યારે તેઓ આળસુ થઈ ગયા હોય એમ ઉભા રહે છે. તેઓ (બડારથી) લોકોને બતાવે છે અને (ખરા મનથી) પરમેશ્વરનું સ્મરણ કરતા નથી; પણ કંઇ કિંચિત માત્રજ. ૧૪૨. (વિશ્વાસ અને નાસ્તિકપણા) વચ્ચેજ તેઓ ઢચુપચુ થઇ પડયા છે. (તેમની રૂખ નહિ આ (મુસમાનો) તરફ કે નહિ પેલાં (નાસ્તિકો) તરફ. અને જેને પરમેશ્વર આડે માર્ગે દોરશે તો શકયજ નથી કે તમારામાંથી કોઇને તેને માટે કંઇ માર્ગ મળે. ૧૪૩. ઓ મુસલમાનો! તમે મુસલમાનોને છોડી નાસ્તિકોને મિત્ર સ્વીકારતા નહિ. શું તમે એ ઇચ્છો છો કે પરમેશ્વરનો ખુલ્લે ખુલ્લો પુરાવો (એટલે દોષારોપ) તમે તમારા ઉપર (વ્હોરી) લેવો? ૧૪૪. કંઈ સંશય નથી કે દાંભિક લોકો નરકાગ્નિના સૌથી છેક નીચેના દરજામાં હોશે અને (ઓ પયગંબર! ત્યાં) તને

* પરમેશ્વર તેમનેજ છેતરે છે એટલે પરમેશ્વરે તેમની મતિ ઉલટાવી નાંખી છે; તો તેઓ સમજે છે કંઇ અને હતુંજ કંઈ. કુરઆનમાં જ્યાં જ્યાં છેતર પિંડી કપટ, દાવપેચ વગેરે વાત પરમેશ્વર સંબંધી આવે છે ત્યાં ત્યાં તેનો અર્થ લોકોનાં દુષ્ટ કર્મનું શાસન અગર તેનું દુષ્ટ પરિણામ એમ થાય છે. કારણ પરમેશ્વર મનોવિકારરહિત હોઈ સર્વ પ્રકારના દોષથી પવિત્ર છે. આપણે હાથે જે કંઇ ખરાબ કામો થાય છે તેનુંજ ફળ આપણી આગળ આવે છે; એથી કરી બીજાને ભુલથાપ આપવી એટલે આપણે પોતાનેજ ફસાવવા સરખું છે.

કોઈ પણ તેમનો મદદગાર મળશે નહિ. ૧૪૫. પરંતુ (તેમનામાંથી) જે લોકોએ પશ્ચાતાપ કર્યો અને પોતાની સ્થિતિ સુધારી અને પરમેશ્વરને દ્રઢ વળગી રહ્યા અને શુદ્ધ મનથી પોતાનો ધર્મ (સર્વસ્વી પરમેશ્વરનેજ અર્પણ કર્યો તો એવા લોકો મુસલાનોની સાથે (સ્વર્ગમાં) હોશે અને પરમેશ્વર મુસલમાનોને (પરલોકમાં) મોટો બદલો આપશે. ૧૪૬. જો તમે લોકો (પરમેશ્વરનો) આભાર માનશો અને (તેના ઉપર) વિશ્વાસ રાખશો, તો પરમેશ્વરને તમને શિક્ષા કરી શું કરવું છે? ઉલટું પરમેશ્વર (તો કૃતજ્ઞ લોકોના) ગુણ જાણે છે (અને તેમની સ્થિતિથી) વાકેફ છે. ૧૪૭.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૬ ઠો.

### સૂરતુ–ન્નિસા (ચાલુ.)

પરમેશ્વરને એ પસંદ નથી કે કોઇએ (કોઇને જાહેરમાં) છુટી જીભે ખરાબ શબ્દ બોલવા પણ જેના ઉપર (કોઈ પ્રકારનો) જુલમ થયો હોય (અને જાહેરમાં છુટી જીભે જુલમ કરનારને ખરાબ શબ્દ બોલતો બેસે તો તે ક્ષમ્ય છે.) અને પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને સર્વ કંઇ) જાણે છે. ૧૪૮. જો તમે (બીજાઓ સાથે) જગ જાહેર રીતે ભલાઇ કરો અથવા તે ગુપ્તપણે કરો, અથવા (તમારી સાથે કોઈ બુરાઈ કરે અને તમે) બુરાઇને માફ કરો (કારણ એ પણ એક પ્રકારની ભલાઈજ છે;) તો પરમેશ્વર પણ (લોકો સાથે ભલાઈજ કરે છે કે તે) પરમ સમર્થ હોવા છતાં પણ માફ કરે છે. ૧૪૯. જે લોકો પરમેશ્વર અને તેના પયગંબરને (માનવાની) ના પાડે છે અને પરમેશ્વર અને તેના પયગંબરો વચ્ચે જુદાઇ પાડવા ઇચ્છે છે અને કહે છે કે અમે કોઇ પયગંબર)ને માનીએ છીએ અને કોઇને માનતા નથી; અને તેઓ એમ ઇચ્છે છે કે (પયગંબરોમાં ભિન્નભાવ સ્થાપન કરી વિશ્વાસ અને નાસ્તિકપણા) આ બેની વચ્ચે (બીજો એકાદ) માર્ગ સ્વીકારવો. ૧૫૦. તો એવા લોકો ખરેખરજ નાસ્તિક છે. અને નાસ્તિકો માટે અમે ફજેતીની શિક્ષા તૈયાર કરી રાખી છે. ૧૫૧. અને જે લોકોએ પરમેશ્વર અને તેના પય-

ગંબરો ઉપર વિશ્વાસ રાખ્યો અને તેમનામાંથી કોઈ એક વચ્ચે * પણ ભિન્નભાવ રાખ્યો નહિ; તો એજ લોકો છે કે જેમને પરમેશ્વર (પરલોકમાં) તેમનો બદલો આપશે. અને પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૧૫૨. (ઓ પયગંબર!) ગ્રંથધારી (એટલે યહુદી) લોક તારી પાસે (જે નિરર્થક) માગણી કરે છે કે તું તેમને એકાદ (આયતું લખેલું) પુસ્તક આકાશમાંથી (આણી) સાદર કરે, તો (તું તેમને બકવાદ કરવા દે; તેમને વિતંડવાદ કરવાની ટેવજ છે. તેમના પૂર્વજો) 'મુસા' પાસે એનાથી પણ ભારે (નિરર્થક) માગણી કરી ચુકયા છે. એમ છતાં તેઓ કહેવા લાગ્યા કે અમને તું પરમેશ્વરનાં સાક્ષાત દર્શન કરાવ. પછી તેમને તેમના તોફાની-પણાંને લીધે વિજળીએ પકડી પાડયો (અને તેઓ મરી ગયા. અને મુસાની પ્રાર્થનાને લીધે ફરીથી જીવતા થયા;) આ (વાત) પછી પણ તેમની પાસે (પરમેશ્વરના એકજ હોવાનાં પ્રમાણો અને) ખુલ્લાં ચમત્કારો આવી ચુકયાં હતાં તેમ છતાં પણ તેઓ (ભક્તિ માટે) વાછરડાને પકડી બેઠા. પછી અમે (તેમના) આ (અપરાધ)ની પણ માફી આપી (કે તેમનો પશ્ચાતાપ કબુલ કર્યો;) અને 'મુસા'ને અમે ખુલ્લે ખુલ્લી સત્તા આપી. ૧૫૩. અને તે (લોકો) પાસે પાકું વચન લેવા માટે અમે 'તૂર' (પર્વત)ને તેમનાં (માથાં) ઉપર લાવી લટકાવ્યો, અને (તેવીજ રીતે) અમે તેમને ફરમાવ્યું કે (શહેરના) દરવાજામાં (ઉપકારની સ્તુતિ માટે) સાષ્ટાંગ નમસ્કાર કરતા દાખલ થાઓ; અને અમે તેમને (એ પણ)

* પયગંબરોમાંથી કોઇને પયગંબર નહિ ગણવો એજ પરમેશ્વર અને તેના પયગંબરમાં તફાવત ઉપાસ્થત કરવા બરાબર છે.

ફરમાવ્યું કે સબ્બાથ(નો દિવસ) પાળવામાં તમે (અમારા હુકમનું) ઉલ્લંઘન કરતા નહિ. અને અમે તેમની પાસેથી પાકું વચન લઇ લીધું. ૧૫૪. પછી તેમણે પોતાનું વચન તોડવાને લીધે અને ઇશ્વરી હુકમ ન માનવાને લીધે અને પયગંબરોને વિના કારણે કતલ કરવાને લીધે, (અમે પણ તેમને શાપિત કર્યા;) અને (તેવીજ રીતે) તેમનાં આ બોલવાને લીધે કે અમારા અંતઃકરણો સુરક્ષિત છે (અને કોઈના પણ ઉપદેશનું અમારા ઉપર કંઇ પરિણામ થતું નથી; તો તે સુરક્ષિત નથી.) ઉલટું તેમનાં નાસ્તિકપણાને લીધે પરમેશ્વરે તેમના ઉપર મોહર મારી છે. એથી કરી થોડા સિવાય (ઘણા ખરા) વિશ્વાસ રાખતા નથી. ૧૫૫. અને (તેવીજ રીતે) તેમનાં નાસ્તિકપણાને લીધે અને 'મર્યમ'ના સંબંધમાં તેમણે મોટો (સખત) ખોટો આરોપ બકવાને લીધે; ૧૫૬. અને તેમનાં આ બોલવાને લીધે કે અમે 'મર્યમ'ના પુત્ર, ઈસા મસીહ-ખ્રિસ્ત-જે પરમેશ્વરનો મોકલેલો પયગંબર (હોવાનો દાવો કરતો) હતો તેને કતલ કર્યો, અને (વસ્તુસ્થિતિ એ છે કે) તેને તેમણે કતલ પણ કર્યો નહિ અને તેને સુળી ઉપર પણ ચડાવ્યો નહિ (ખરેખર તેઓ કોઇ બીજાનેજ સુળી પર ચડાવતા હતા); પરંતુ તેમને એવો આભાસ થયો (કે અમે ખ્રિસ્તને સુળી ઉપર ચડાવીએ છીએ.) અને જે લોક આ બાબત મતભેદ કરે છે (અને સમજે છે કે ખ્રિસ્તને સુળી ઉપર ચડાવવામાં આવ્યો) તો આ બાબતમાં (એ લોક નકામા) સંશયમાં (પડયા) છે. તેમને આનું (ખરૂં) જ્ઞાન નથીજ; પણ તે કેવળ

**કલ્પનાની પાછળ દોડતા જાય છે. અને ખાતરીથી 'ઇસા'ને લોકોએ કતલ* કર્યો નહિ. ૧૫૭. ઉલટું પરમેશ્વરે તેને**

* કારણ ઇસ્લામ ધર્મ પ્રકટ થયા અગાઉજ ખ્રિસ્તી ધર્મમાંના ઘણાખરા પંથોનો મત એવો હતો કે ઇસુ ખ્રિસ્તને વધ સ્થંભ ઉપર ચડાવવામાં આવ્યો હતો નહિ અને તેની કોઇએ કતલ પણ કરી નહિ. તેમાં પૂર્વકાળના બેસિલિડીઅન પંથના લોક કહેતા કે ક્રાઇસ્ટને બદલે શિમોન અથવા સાયમનને સુળી ઉપર ચડાવવામાં આવ્યો. (જુઓ Iraneous I I. c. 23 &e) એની અગાઉ સેરીંથીયન લોક અને તેની આગળ કારપોક્રેટીઅન લોક પણ એમજ માનતા હતા. ફોટીઅસ કહે છે કે પ્રેષિતોનો પ્રવાસ–The journeys of the Apostles, જેમાં પિટર, જોહાન એન્ડ્રુ થૉમસ અને પૉલનાં કૃત્યોનું વર્ણન આપવામાં આવ્યું છે. તે પુસ્તકમાં લખેલી અનેક વાતમાંની એક વાત એ છે કે ક્રાઇસ્ટને સુળી ઉપર ચડાવવામાં આવ્યો હતો નહિ; પણ તેને બદલે બીજા કોઇનેજ સુળી ઉપર ચડાવવામાં આવ્યો. તેથી તે સુળી ઉપર ચડાવનારા લોકો ઉપર ક્રાઇસ્ટ હસતો હતો (જુઓ Photeus Bible Cod, 114 Col 291 ) આ સઘળાની પુષ્ટીમાં જુઓ Sale's Alkoran p 38;notes; અથવા Gospel of Barnabus. ખ્રિસ્તી ધર્મના પ્રચલિત ગ્રંથોનું બારીકાઇથી નિરીક્ષણ કરતાં આ સુળી ઉપર ચડાવવાની બાબત ખાતરી પૂર્વક સિદ્ધ થતી નથી અને કોઇ ખ્રિસ્તી કહે કે જો ક્રાઇસ્ટને સુળી ઉપર ચડાવવામાં આવ્યો નહિ તો પછી તેણે પાપનું તારણ કેમ કર્યું ? પણ ખ્રિસ્તીઓએ પોતાનાં શુભ વર્તમાન મત્તય ૯:૨–૬ અને યોહાન ૮: ૧-૧૧ માં જોવું જોઇએ કે સુળી ઉપર ચડાવવાની બાબત થઇ તે પહેલાંજ ક્રાઇસ્ટે લોકોને પાપની ક્ષમા આપી હતી. આ સિવાય ક્રાઇસ્ટને પાપક્ષમા કરવાનો અધિકાર હતો એમાં પણ નવા કરાર લખનારાઓએ અતિશયોક્તિજ કરી છે. પાપ ક્ષમા કરવાનો જેનું પાપ કરવામાં

પોતાની પાસે ઉંચકી લીધો અને પરમેશ્વર સામર્થ્યવાન (અને) યુક્તિબાજ છે. ૧૫૮. અને (જ્યારે કયામતની લગભગ ઇસા-યેશુ ફરીથી આ લોકમાં આવશે ત્યારે) જેટલા ગ્રંથધારી લોકો છે તેટલા બધા અવશ્ય તેના મરણ પહેલાંજ તેના ઉપર (મુસલમાનો* સરખોજ) વિશ્વાસ રાખશે; અને કયામતને દિવસે 'ઇસા' તે પેલા (અસ્વીકાર કરનારાની) વિરૂદ્ધ સાક્ષી આપશે. ૧૫૯. સારાંશકે, યાહુદીઓનાં આ તોફાનીપણાંને લીધે, અમે કેટલીક સારી ચીજો જેની તેમને રજા હતી તે તેમને નિષિદ્ધ-હરામ કરી નાંખી (એટલા માટે કે તેમને પેટ ભરવાની તાણ પડે); અને (તેવીજ રીતે) આ માટે પણ કે તેઓ પરમેશ્વરના માર્ગથી પુષ્કળ (લોકો)ને અટકાવતા હતા. ૧૬૦ અને (તેમજ) એને લીધે પણ કે તેમને વ્યાજની ખરેખર મનાઈ કરવામાં આવી હતી તોપણ તેઓ વ્યાજ લેતા હતા અને (તેવીજ રીતે) એને લીધે કે લોકોના માલ તેઓ વિનાકારણે ઉચાયત કરી

---

આવે છે તેજ પરમેશ્વરને ક્ષમા કરવાનો અધિકાર છે. તો પણ આમાં સાચું જોઇએ તો એટલુંજ છે કે પાપી માણસે પશ્ચાતાપ કરવો એજ ક્ષમાનું મૂળ કારણ છે. આ સંબંધી વધારે માહિતી મારા લખેલા મોહંમદ પયગંબરના ચરીત્રમાંથી મળશે.

* સહીહદીસ એટલે પયગંબર સાહેબના જે વચનમાં સત્ય કથનની દોરી કેથે પણ તુટી નથી એવાં વચનમાં વર્ણવેલું છે કે કયામત પહેલાં હઝરત ઇસા-યેસુ (ઇશ્વિર તેમને શાંતિ અને ધન્યવાદ બક્ષો !) આ લોકમાં ફરીથી આવશે અને ઇસ્લામી શાસ્ત્ર પ્રમાણે અમલ ચલાવશે અને સર્વ જગતમાં ઇસ્લામી સ્થાપના કરશે. આ વાકયમાં આજ વાતનો ઈશારો છે.

જતા હતા. અને તેમનામાંથી જે લોકો (પરમેશ્વરનો હુકમ) માનતા નથી તેમને માટે અમે દુઃખદાયક શિક્ષા તૈયાર કરી રાખી છે. ૧૬૧. પરંતુ (ઓ પયગંબર!) તેમનામાંથી જે લોકો જ્ઞાનમાં (ઘણા) પ્રવીણ છે તેઓ અને મુસલમાનો (એ બન્ને સમાજ) જે (પુસ્તક) તને પ્રકટ થયું છે તે ઉપર અને જે (પુસ્તકો) તારી અગાઉ (બીજા પયગંબરોને) પ્રકટ થયાં છે તે ઉપર વિશ્વાસ રાખે છે; અને તેઓ નિમાઝ પઢે છે અને જકાત આપે છે અને પરમેશ્વર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખે છે; એજ લોકો છે કે જેમને અમે જલદીથીજ* મોટો બદલો આપીશું ૧૬૨. (ઓ પયગંબર!) અમે (અમારૂં) પ્રકટીકરણ જેવી રીતે 'નૂહ' ને અને તેની પછી (થએલા બીજા) પયગંબરોને મોકલ્યું હતું તેવીજ રીતે અમે તે તને પણ મોકલ્યું છે; અને તેમજ અમે તે પ્રકટીકરણ 'ઈબ્રાહીમ' અને ઇસ્માઇલ' અને 'ઈસ્હાક' અને 'યાકૂબ' અને 'યાકૂબ'ના છોકરાઓ અને 'ઇસા' અને 'અય્યુબ' અને 'યુનુસ' અને 'હારૂન' અને 'સુલેમાન' ને પણ મોકલ્યું હતું. અને અમે 'દાઉદ'ને ઝબૂર (પુસ્તક) આપ્યું હતું ૧૬૩. અને (તારા જેવા અમે) કેટલાક પયગંબરો (મોકલી ચુકયા છીએ કે) જેમનો હેવાલ અમે (આની) અગાઉ તને કહી ચુકયા છીએ, અને કેટલાક

* એટલે કયામતને દિવસે કે તે ખાતરીપૂર્વક આવનાર છે અને આ જગતની હસ્તી તો ક્ષણિક છે. અથવા તેનો અર્થ કદાચિત આ લોકમાંજ એવો હોય, કે જે યાહુદીઓએ વિશ્વાસ રાખ્યો તેમણે પણ બીજા મુસલમાનો પ્રમાણે ઇસ્લામના ઐહિક આશિર્વાદનો લાભ લીધો અને લેતા રહેશે.

પયગંબરો (બીજા પણ કે) જેમનો હેવાલ અમે તને (હજી સુધી) કહ્યો નથી. અને પરમેશ્વરે 'મુસા' સાથે તો સંભાષણ પણ કર્યું. ૧૬૪. (આ સઘળા) પયગંબરો (સદાચરણી લોકોને સ્વર્ગના) શુભવર્તમાન આપનારા અને (દુરાચરણી લોકોને ઈશ્વરી શિક્ષાનો) ભય દેખાડનારા (હતા); એટલા સારૂ કે પયગંબરોના (આવવા) પછી લોકોને પરમેશ્વર આગળ (કંઇપણ) તકરારનું કારણ રહે નહિ. અને પરમેશ્વર પ્રબળ (અને) બુદ્ધિમાન છે. ૧૬૫. (ઓ પયગંબર! જે લોકોને પુસ્તક મળ્યાં છે તે લોકો કદી નહિંજ માને;) પરંતુ જે કંઇ પરમેશ્વરે તને પ્રકટ કર્યું છે તેની પરમેશ્વર સાક્ષી પુરે છે કે (તારામાં તેની પાત્રતા) જાણી તે (તને) પ્રકટ કર્યું છે; અને (માત્ર એક પરમેશ્વરજ નહિ પણ) દુતો પણ (તેની) સાક્ષી પુરે છે. અને સાક્ષી માટે (એકલો) પરમેશ્વરજ બસ છે. ૧૬૬. નિઃસંશય જે લોકોએ (ઇસ્લામ ધર્મ માનવાને) ના પાડી અને પરમેશ્વરના માર્ગમાંથી (બીજાઓને પણ) અટકાવ્યા; તેઓ (સન્માર્ગથી) ઘણે દુર રખડી ગયા છે. ૧૬૭. જે લોકો નાસ્તિકપણા (અને નાસ્તિકપણા સાથેજ) જુલમ* પણ કરતા રહ્યા, તેમને પરમેશ્વર ક્ષમા પણ કરનાર નથી અને (સરળ) માર્ગ પણ બતા-

* અહીં બે અર્થ સંભવિત છે. એક તો એ કે નાસ્તિકપણાને લીધે તેઓ પોતેજ પોતાના ઉપર જુલમ કરતા રહ્યા તેથી નાસ્તિકપણાનાં માઠાં પરિણામ તેમને ભોગવવાં પડશે. અને બીજો એ કે પરમેશ્વર સિવાય બીજાને તેનો ભાગીદાર બનાવી પરમેશ્વરનો અન્યાય કરતા રહ્યા, કારણ પરમેશ્વરનો ભાગીદાર ઠરાવવો એજ મોટો અન્યાય અને જુલમ બલ્કે ઈશ્વરદ્રોહ છે.

વનાર નથી. ૧૬૮. ઉલટું, (તેમને) જહન્નમનોજ માર્ગ (બતાવશે કે) જેમાં તેઓ હરહમેશ રહેશે. અને પરમેશ્વર પાસે આ (એક) સહેલી (વાત) છે. ૧૬૯. ઓ મનુષ્ય લોક! (આ) પયગંબર (મોહંમદ) તમારી પાસે તમારા પાલનકર્તા પાસેથી સત્ય (ધર્મ) લઇ આવ્યો છે; તો વિશ્વાસ રાખો, એ તમારે માટે ઉત્તમ છે. અને જો તમે (વિશ્વાસની) ના પાડશો તો પરમેશ્વર (અપેક્ષા વિનાનો છે;) જે કંઈ આકાશમાં અને પૃથ્વીમાં છે તે (સઘળું) તેનુંજ છે. અને પરમેશ્વર (સઘળાની સ્થિતિથી) વાકેફ છે, (જે જેવું કરશે તેને તેનો બદલો આપશે; અને) સત્યસંકલ્પ છે (કારણ તે જે કંઇ કરે છે તે કંઇ હેતુથી કરે છે.) ૧૭૦. ઓ ગ્રંથધારીલોકો! તમે તમારા ધર્મમાં (મર્યાદાનું) અતિક્રમણ (એટલે અફ્રાતફ્રી) કરતા નહિ; અને પરમેશ્વર સંબંધી સત્યસિવાય મ્હોડામાંથી (એક શબ્દ પણ) કહાડતા નહિ. (ખરી વાત તો એટલીજ છે કે) 'મર્યમ'નો પુત્ર ઈસા-યેસુ ખ્રિસ્ત એ પરમેશ્વરનો (માત્ર એક) પયગંબર છે અને પરમેશ્વરનો (આજ્ઞાર્થક) શબ્દ, કે જે તેણે 'મર્યમ' પાસે કહી મોકલ્યો હતો (કે પતિ વિના સગર્ભા થઇ જા; અને તેમ તે થઇ ગઈ). અને (તે એક) આત્મા (હતો કે જે ખાસ) પરમેશ્વર પાસેથી (જગતમાં આવ્યો હતો). તો પરમેશ્વર અને તેના પયગંબરો ઉપર વિશ્વાસ રાખો અને ત્રણ* (પરમેશ્વર) કહેતા નહિ; (એનાથી) દુર રહો; એ

* ઈ. સ. ૩૨૪માં અર્થાનેશસ નામના પાદરીએ કૉન્સ્ટૅન્ટાઇન રાજાને વશ કરી લઈ નાઇસિની ધર્મ સભામાં ત્રણ પરમેશ્વર અથવા પરમેશ્વરની ત્રીપુટીનો મત તરવારને જોરે હજારો વિદ્વાન લોકોની હત્યા કરી સ્થાપન કર્યો. બાઇબિલમાં કોઇપણ જગાએ ત્રણ અથવા ત્રીપુટી શબ્દ પણ

તમારે માટે ઉત્તમ છે. માત્ર પરમેશ્વરજ ખરેખર એકલો ઉપાસ્ય છે. તે આનાથી પવિત્ર*છે કે તેનો કોઇ પુત્ર હોય. જે કંઇ આકાશમાં છે અને જે કંઈ પૃથ્વીમાં છે તે (સઘળું) તેનુંજ છે. અને પરમેશ્વર (સઘળાનો) કર્તાહર્તા બસ છે. ૧૭૧. ખ્રિસ્ત પરમેશ્વરનો સેવક થવામાં કદીપણ અપમાન† માનતો નથી અને

---

નથી; છતાં તેઓ પરમપૂજ્ય પયગંબર ઇસુ-ખ્રિસ્તનું ધર્મ શિક્ષણ છે એમ માને છે. એ કેટલી બધી ભારે અન્યાયની વાત છે. આ ઉપરથી એ પણસાબીત થાય છે કે ખ્રિસ્તી ધર્મનો શરૂઆતનો પ્રચાર તરવારને જોરે થયો છે: અને ઇસ્લામ ધર્મ ઉપર ખ્રિસ્તીઓ જે દોષારોપ કરે છે તે તેમની ચાલાકી છે. માર્ક અધ્યાય ૧૨ : ૨૯ માં, ઓ ઇસરાઇલિ, સાંભળ, પ્રભુ અમારો દેવ, પ્રભુ એકજ છે, એ પહેલી આજ્ઞા છે અને તે પ્રત્યેક ખ્રિસ્તી કહેવાડનારને માન્ય હોવીજ જોઇએ. આ વાકય તેમની ત્રીપુટી રદ કરવાને બસ છે. એથીજ પરમેશ્વરે કુરઆનમાં આ સ્થળે 'ત્રણ પરમેશ્વર કહેતા નહિ' એમ ફરમાવ્યું છે. આવી રીતે આ લોકોનું આચરણ બાઇબલ વિરૂદ્ધ હોવાથી તેમને ખ્રિસ્તી કહેવા એ કેટલે સુધી ખરૂં છે તેનો વાંચકોએજ વિચાર કરી લેવો.

* આમાં હેતુ તો આ વાત સમજાવવાનો છે કે પરમેશ્વર પુત્ર સંતતિના બખેડાથી દુર અને બેપરવા છે. એનું પ્રમાણ એ કે સંતતિ એટલા માટે હોય છે કે બાપને મદદગાર થાય, આ બાપ થવાનો ફાયદો થયો; અને સંતતિ બાપના માલમિલકતની હકદાર અને વારસ થાય એ સંતતિનો ફાયદો. પણ પરમેશ્વરને આ બન્ને વાતની અપેક્ષા નથી; તે એકલોજ કર્તાહર્તા બસ છે. તેને મદદગારોની જરૂર નથી, તે એકલોજ આકાશ અને પૃથ્વીનો માલીક છે. તેની માલકીમાં કોઇપણ સમાઇક અને હકદાર નથી.

† નજરાનના ખ્રિસ્તી લોકોએ પરમેશ્વરના પયગંબરને એવો દોષ દીધો કે તમે અમારા પ્રભુ ક્રાઇસ્ટને સેવક કહો છો? આથી તેનું અપમાન થાય છે. ત્યારે આ મહા વાક્ય પ્રકટ થયું.

(તેવીજ રીતે પરમેશ્વરથી) નિકટ સંબંધ ધરાવનારા ફ્રીતો પણ નથી. અને જે કોઈ પરમેશ્વરનો સેવક થવાને તુચ્છ માનશે અને અહંકાર કરશે; તો પરમેશ્વર જલ્દીથીજ તે સઘળાને પોતાની પાસે એકઠા કરશે. ૧૭૨. પછી (પરમેશ્વરની હજુરમાં હાજર થયા બાદ) જે લોકો વિશ્વાસ રાખતા હતા અને સારાં કામો કરતા હતા, તેમને પરમેશ્વર તેમ (ના કરેલાં મુકેલાં) નો બદલો પુરેપુરો આપશે; અને તે પોતાની કૃપાથી (બીજું કંઇ) વધારે પણ આપશે. અને જે લોકો (સેવક થવામાં) અપમાન માનતા હતા અને અહંકાર કરતા હતા, તેમને પરમેશ્વર દુઃખદાયક યાતનાની શિક્ષા આપશે. ૧૭૩. અને પરમેશ્વર સિવાય તેમને કોઈ વાલી મળનાર નથી અને મદદગાર પણ નથી. ૧૭૪. ઓ લોકો! તમારી પાસે તમારા પાલનકર્તા તરફથી પ્રમાણ* આવી ચુકયું છે; અને અમે તમારી તરફ ચકચકિત પ્રકાશ (એટલે તેજઃપુંજ કુરઆન) મોકલ્યું છે. ૧૭૫. માટે જે લોકોએ પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખ્યો અને તેનેજ દૃઢ વળગી રહ્યા. તો પરમેશ્વર પણ તેમને જલદીથીજ પોતાની દયા અને કૃપાના (આશ્રય) હેઠળ લેશે; અને તેમને પોતાની (હજુર) સુધી (પહોંચવા) નો સરળ માર્ગ પણ બતાવી દેશે. ૧૭૬. (ઓ પયગંબર! લોકો) તારી પાસે (કલાલા† સંબંધી) હુકમ

---

* પ્રમાણ એટલે ખુદ મોહમદ પયગંબર અથવા તમારી બુદ્ધિ સ્વીકારે એવા હઝરત મોહમદ પયગંબરે આણેલા દાખલા, અથવા બોધદાયક કુરઆન. કુરઆન મનનપૂર્વક વાંચવાથી અંતઃકરણમાં બોધ થઇ તેમાં પ્રકાશ થાય છે તેથી તેને પ્રકાશ કહ્યું.

† 'કલાલા'નો અર્થ હારેલો અને દુર્બળ છે. પણ અહીં

માગે છે. (તું આ લોકોને) કહે કે પરમેશ્વર 'કલાલા' સંબંધી તમને હુકમ આપે છે; કે જો કોઈ એવો પુરૂષ મરી જાય કે જેને સંતતિ ન હોય (અને બાપ દાદા ન હોય-કારણ એનેજ 'કલાલા' કહે છે,) અને તેની (ફક્ત એક) બ્હેન હોય; તો બ્હેનને, તેણે જે કંઈ પાછળ મુકયું હોય તેનું અડધું. અને બ્હેન(નું મરણ થાય અને તે)ને સંતતિ ન હોય, તો તે (ના સઘળા માલ) નો વારસ આ (ભાઇ). પછી જો બ્હેનો બે હોય (અથવા વધારે,) તો તેમને તેણે જે કંઇ પાછળ મુકયું હોય તેમાંથી બે તૃતિયાંશ (મળે) અને જો ભાઈ બ્હેનો (ભેગા) હોય, (એટલે કંઇ) પુરૂષો અને (કંઇ) સ્ત્રીઓ, તો બે સ્ત્રીઓના હિસ્સા જેટલો એક પુરૂષનો (હિસ્સો.) અને તમે લોકો (સન્માર્ગમાંથી) રખડી જાઓ નહિ માટે પરમેશ્વર (પોતાનો હુકમ) તમને સ્પષ્ટ કરી કહે છે. અને પરમેશ્વર સર્વજ્ઞાની છે. ૧૭૭.

---

જેના વારસમાં બાપ અને છોકરાં નથી તે; કારણ મૂળ વારસ આજ છે. તો એવી વખતે તેના સગા બ્હેન ભાઇઓને પુત્ર અને પુત્રી તરીકે ગણવામાં આવે છે. અને જો સગાં નહોય તો સાવકાંને પણ તેવાંજ ગણવાં. એક બ્હેન હોય તો મરનારે પાછળ મુકી ગએલા માલમાંથી અડધો અને બે બ્હેનો હોય તો બે તૃતિયાંશ ભાગ મળે. જો ભાઇ પણ હોય અને બ્હેનો પણ હોય તો પુરૂષને બેવડો હિસ્સો મળે અને સ્ત્રીને એક; અને જો એકલા ભાઇજ હોય તો તે બ્હેનના મિલકતનો વારસ થાય છે. તેથી તેનો હિસ્સો મુક્કરર નથી; તે 'અસબા' એટલે હિસ્સેદારોમાંથી બચેલા માલનો જેને હક હોય છે તે થાય છે. જો છોકરી હોય અને બ્હેન પણ હોય તો છોકરીને હિસ્સો મળે; અને બ્હેન 'અસબા છે એટલે બચેલો માલ તેને મળે. (જુઓ, મોવઝેહુલ કુરઆન મૌલાના શાહ અબ્દુલ કાદિર કૃત.)

# અધ્યાય ૫ મો.

## સૂરતુલ-માઇદઃ





આ અધ્યાય મદીના શહેરમાં હઝરત મોહંમદ પયગંબર સાહેબને પ્રકટ થયો. એમા ૧૨૦ મહા વાકયો છે. એમાં હઝરત ઈસા ઉર્ફે ઇશુ પયગંબર માટે આકાશમાંથી જે મિષ્ઠાન્ન ઉતરતું તેનું વર્ણન છે, એથી એનું નામ 'સૂરતુલ-માઇદઃ એટલે થાળીનું પ્રકરણ એવું પડયું. એનું બીજું નામ કરારનું પ્રકરણ એવું પણ છે.



પરમ દયાળુ અને કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું.)

ઓ મુસલમાનો! તમે (તમારા) * કરાર પુરા કરો. ચારપગાં જનાવરોની તમને છુટ આપવામાં આવી છે; પણ તમને જે (આગળ) વાંચી સંભળાવવામાં આવશે તેટલાંનીજ માત્ર. એમ છતાં જ્યારે તમે 'એહરામ' (એટલે હજનાં વસ્ત્રો) ધારણ કરો ત્યારે તમે શિકાર હલાલ (એટલે શાસ્ત્રવિહિત) સમજતા નહિ. નિઃસંશય પરમેશ્વર જેવો ઇચ્છે છે તેવો હુકમ આપે છે. ૧. ઓ મુસલમાનો! પરમેશ્વરની (ઠરાવી

* જ્યારે કોઇ માણસ ઇસ્લામ ધર્મની દીક્ષા લે છે, ત્યારે તે એકંદર પરમેશ્વર અને તેના પયગંબરના હુકમ માન્ય કરે છે. હવે આ જગાએ ખાસ હુકમ આપી તેને તપસીલવાર કરાર પૂર્ણ કરવાની તાકીદ આપવામાં આવી છે.

આપેલી ધર્મ) મર્યાદા-વિધીનો અનાદર કરતા નહિ, અને નહિ કોઈ પવિત્ર મહિનાનો* અને નહિ (હજના) બળીદાનનો અને જે (જનાવરો)ના (ગળામાં તે ખાસ પરમેશ્વરને અર્પણ કર્યા છે તેની નિશાની દાખલ) માળા બાંધેલી હોય, નહિ તે જનાવરોનો, અને લોકો પવિત્ર ગૃહે (એટલે કાબાગૃહની યાત્રાએ) જવાનો નિશ્ચય કરી નીકળ્યા હોય, (અને તેમાં પણ) પોતાના પાલનકર્તાની કૃપા (એટલે વેપાર સંબંધી નફો) અને (ખરૂં જોતાં તેની) ખાસ મહેરબાની શોધે તેવા લોકોનો પણ નહિ, અને જ્યારે તમે 'એહરામ' ઉતારી નાંખો, ત્યારે (છુટ છે કે જોઈએ તો રિવાજ પ્રમાણે) શિકાર કરો. અને (ઓ મુસલમાનો!) કેટલાક લોકોએ તમને પવિત્ર મસ્જીદ (એટલે કાબાગૃહમાં જવા)નો પ્રતિબંધ કર્યો હતો. એ તેમનું વૈમનસ્ય તમને (તેમના ઉપર કોઈ તરેહનો) અત્યાચાર કરવા માટે ઉશ્કેરણી કરનાર થાય નહિ. અને પુણ્ય અને ઇશ્વરભય(ના કામ)માં એક બીજાને મદદ આપો અને પાપ તેમજ અત્યાચાર(ના કામ)માં એક બીજાને સહાય કરો નહિ અને પરમેશ્વર(ના ક્રોધ)થી બ્હીઓ; કારણ કે પરમેશ્વરની શિક્ષા† (ઘણીજ) સખત છે. ૨. મુએલાં

---

* એટલે ઝિલકાઅદ ઝિલ્હજ્જ, મોહર્રમ અને રજબ; કારણ એ અભય અને શાંતિના મહિનાઓ છે. એ મહિનાઓમાં શત્રુ સાથે લડવાની પણ મનાઇ છે.

† આ સઘળાં વાક્યોનો ભાવાર્થ એટલોજ છે કે હજની યાત્રા કરનારાને જવા આવવામાં કોઇપણ પ્રતિબંધ થાય નહિ; અને તેમને કંઇપણ જાતનો ત્રાસ પહોંચે નહિ. એથી કરી મુસલમાનોએ આ નિયમ પ્રમાણે ખાસ કરી ચાલવું. નહિતો પરમેશ્વર તેમને સખત શિક્ષા કરશે.

(જનાવર) અને લોહી* અને ડુક્કરનું† માંસ અને જે (જનાવર) ઉપર પરમેશ્વર સિવાય બીજા કોઇનું (ઝબે કરતી વખતે) નામ પોકારવામાં આવ્યું હોય તે અને જે ગુંગળાઇ મરી ગયું હો તે અને માર લાગવાથી મરેલું અને ઉંચેથી પડી મરેલું અને (બીજાં કોઇ જનાવરનાં) શીંગડાં ભોંકાવાથી મરેલું અને (તેવીજ રીતે) જે (જનાવર) ને ઘાતક જંગલી પશુઓએ (ફાડી) ખાધું હોય તે (જનાવર), એ સઘળાં તમને હરામ (શાસ્ત્ર નિષિદ્ધ) છે. પરંતુ જે (ના મરણ અગાઉજ તમે તે) ને હલાલ કરી નાંખો; (તો તે નિષિદ્ધ નથી.) અને (તેવીજ રીતે) જે કોઇ (મૂર્તિનાં) સ્થાન‡ ઉપર (ચઢાવી)

---

* અહીં ફક્ત લોહી કહ્યું છે. અને આઠમા ભાગમાં વહેતું લોહી આવે છે. પયગંબર સાહેબનાં વચનમાં 'વહેતુ' લોહી આ બંધન લગાડવાથી કાળજું અને તલ્લી વર્જ્ય ઠરતાં નથી. એજ પ્રમાણે જુના કરારના અનુવાદના અધ્યાય ૧૨: ૧૬ માં 'લોહી ફક્ત ખાતા નહિ; પાણી માફક તેને જમીન ઉપર રેડો' એમ છે.

† યહુદી તેમજ ખ્રિસ્તી લોકોમાં પણ ડુક્કરનું માંસ અપવિત્ર અને નિષિદ્ધ એટલે હરામ છે (જુઓ, લેવય. અધ્યાય ૧૧ : ૭–૮ અનુવાદ અધ્યાય ૧૪ : ૮ અને યશાયા અ. ૬૫: ૩–૪ અને ૬૬ : ૧૭. એ ઉપરાંત નવા કરારમાં ડુક્કરની અપવિત્રતા વિષે જુઓ, મત્તય અ. ૭: ૬ અને બીજો પેત્ર અ. ૨ : ૨૨ યહુદીઓ એ નિયમ પાળે છે પણ ખ્રિસ્તીઓની કહેવત પુરાણની વાત પુરાણમાં એના જેવી છે. એ અધર્મ નથી એમ કોણ કહેશે.

‡ સ્થાન એટલે જે જગાએ લોકો આશિર્વાદ દાયક સમજી પરમેશ્વર સિવાય બીજા કોઇને આહુતી અને બલીદાન આપે છે તે જગા જેમકે દેવી દેવતાનાં સ્થાન અથવા દેવળ અથવા માટીનો ઢગલો અથવા ઝાડ અથવા કબર અથવા એવીજ એકાદ બીજી જગા.

કાપવામાં આવ્યું હોય તે (પણ નિષિદ્ધ છે;) અને એ (પણ વર્જ્ય છે) કે (ભાગમાંના જનાવરનું માંસ જુવા તરીકે) તીરનાં * (ફાંસા) વડે તમે માંહોમાંહે વહેંચી લેવું; (કારણ) એ પાતક છે. (ઓ મુસલમાનો!) હવે નાસ્તિક લોકો તમારા ધર્મ તરફથી નિરાશ થયા, (કારણ તમારામાં અને તેમનામાં સમાધાન થવું શકય નથી, અને તેઓ તમારી સાથે સખત વેર બાંધશે.) તો તમે તેમનાથી બ્હીતા નહિ; પણ મારાથી બ્હીઓ. આજ મિતિએ હું તમારો ધર્મ તમારે માટે પરિપૂર્ણ કરી ચુકયો છું, અને મેં તમારા ઉપર મારો ઉપકાર સંપૂર્ણ કર્યો; અને મે તમારે માટે (આજ) ઇસ્લામ ધર્મ પસંદ કર્યો છે. પછી જે કોઈ ભુખથી વ્યાકુળ થાય (અને) પાપ તરફ તેની વૃત્તિ ન હોય (અને નિરૂપાયે શાસ્ત્ર નિષિદ્ધ વસ્તુ ખાય) તો નિઃસંશય પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૩. (ઓ પયગંબર! લોક) તને પુછે છે

* અરબ લોક ફાંસાને ઠેકાણે કંઇ તીર બનાવી મુકતા હતા અને તે મારફત જાતજાતનો જુગાર રમતા હતા. દાખલા તરીકેઃ-તેમણે ઉંટ 'ઝબે' એટલે ઇશ્વરને અર્પણ કરી બળીદાન આપ્યું · અને તેજ તીરોથી તેનું માંસ વ્હેંચી લીધું અથવા પરદેશ જતાં તેજ તીરોથી જોતિષ પ્રમાણે શુકન જોવાતા હતા. પરમેશ્વરે જુગાર ગમે તે જાતનો હોય અને ગમે તે કારણને લીધે હોય તેને એકદમ નિષિદ્ધ ઠરાવ્યો છે. ફાંસો નાંખી ફાલ કિંવા શુકન જોવા એ પણ એક પ્રકારનો જુગારજ છે. કુરઆનમાના શબ્દમાં આ સઘળા પ્રકારનો સમાવેશથાય છે. ભાષાંતરમાં પુર્વાપાર સંબંધ ઉપર લક્ષ રાખી એકજ ખાસ વાત એટલે માંસ વ્હેંચવું એટલુંજ લેવામાં આવ્યું છે.

કે કઇ કઇ વસ્તુની છુટ આપવામાં આવી છે ? ( તો તું તેમને) સમજાવી દે કે (ખાવાની સઘળી) પાક ચીજોની તમને છુટ આપવામાં આવી છે. અને શિકારી જનાવરો જેમને તમે શિકાર માટે કુતરાને શીખવો છો તેમ શીખવી તૈયાર કર્યા હોય, (અને શિકારની રીત) જેવી તમને પરમેશ્વરે શીખવી મુકી છે તેવીજ તમે તેમને શીખવી હશે તો (એ શિકારી જનાવરો) જે (શિકાર) તમારે માટે પકડી રાખે (અને જે ઝબે કરવા અગાઉજ મરી જાય) તો તે તમે (બેલાશક) ખાઓ; પણ (એટલી ફકત ખબરદારી રાખજો કે જેમ ઝબે કરતી વખતે પરમેશ્વરનું નામ લેવો છો તેમજ શિકારી જનાવર છોડતી વખતે) તેના ઉપર પરમેશ્વરનું નામ લેતા જજો અને પરમેશ્વરથી બ્હીતા રહો (કે તેના હુકમ વિરૂદ્ધ તમે કોઇપણ શાસ્ત્ર નિષિદ્ધ વસ્તુ ખાતા નહિ;) કારણ પરમેશ્વર ઘણોજ જલદી હિસાબ લેશે. (તો ત્યાંની જવાબદારીનો વિચાર રાખજો) ૪. આજે (સઘળી) પાક વસ્તુની તમને છુટ આપવામાં આવી છે. અને જે લોકોને પુસ્તક મળ્યા છે તેમનું ખાવાનું (તમારે ત્યાં પણ તે વર્જ્ય નહિ હોય તો) તમને હલાલ છે; અને તમારૂં ખાવાનું તેમને હલાલ છે. અને મુસલમાન સ્ત્રીઓમાંની સ્વતંત્ર* સ્ત્રીઓ અને તમારી અગાઉ જે લોકોને પુસ્તક આપવામાં આવી ચુકયું છે તેમનાંમાંની પણ સ્વતંત્ર સ્ત્રીઓ (તમારે માટે) હલાલ છે; એવી શરતે કે તમે તેમના

* એટલે જે સ્ત્રીઓ સ્વતંત્ર હોઇ લગ્ન મારફત લોકો સાથે પતિ પત્ની જેવો સંબંધ મેળવવા ઇચ્છા કરતી હોય તે સ્ત્રીઓ.

સ્રીધન તેમને હવાલે કરો (અને) તમારો હેતુ (તેમને) વિવાહના બંધનમાં આણવાનો હોય; જગજાહેર રીતે બદકર્મ કરવાનો અને ચોરીછુપીથી ઉપસ્રી રાખવાનો હોવો ન જોઇએ. અને જે કોઈ વિશ્વાસ(ની આ વાત માનવા)ને ના પાડે તો તેનું કરેલું (મુકેલું સઘળું) ફોગટજ; અને પરલોકમાં પણ તે નુકસાન ખમનારાઓમાંનો થશે. ૫. ઓ મુસલમાનો! જ્યારે તમે નિમાઝમાં ઉભા રહેવાને તૈયાર થાઓ, ત્યારે તમે તમારૂં મ્હોડું ધુઓ અને કોણી સુધીના તમારા બન્ને હાથ પણ, અને (પાણી હાથમાં લઇ) તમારી ડોકી ચોળો, અને કાંડા સુધી તમારા પગ પણ (ધુઓ). અને જો તમે (સ્રી સમાગમને લીધે અગર હદબહાર કામવાસનાને લીધે વીર્ય પતન થવાથી) અપવિત્ર થયા હો, તો (સ્નાન કરી) સારી રીતે સ્વચ્છ થાઓ અને જો તમે આજારી હો અથવા પ્રવાસમાં હો અથવા તમારામાંનો કોઇ વાડામાં જઇ આવ્યો હોય અગર તમે સ્રીઓ સાથે સમાગમ કર્યો હોય, અને તમને પાણી નહિ મળે; તો સ્વચ્છ માટી (લઇ તેના)થી તયમ્મુમ* કરો એટલે તેનાથી તમારા મ્હોડાં અને હાથ ચોળો. પરમેશ્વર તમને કોઇ પણ જાતની અડચણમાં મુકવા

* તયમ્મુમની રીત એવી છે કે બન્ને હાથીલીઓ અને સઘળી આંગળીઓ ખુલ્લી ઉઘાડી કરી સ્વચ્છ માટી ઉપર અથવા બીજી એક'દ વસ્તુ જેમાંથી ધુળ ઉડી શકે એમ હોય તે ઉપર મારવી અને જેમ મ્હોડું ધોઇએ છીએ તેમ ધુળથી ભરેલા હાથ એક વખત મ્હોડાં ઉપર ફેરવવા અને ફરીથી બીજી વખત તેવીજ રીતે માટી ઉપર હાથ મારી એ પ્રમાણે કોણી સુધી બન્ને હાથ ઉપર ચોળવા.

ઇચ્છતો નથી; ઉલટું તે તમને સ્વચ્છ અને પવિત્ર રાખવા ઇચ્છે છે; અને (તેમજ) એ પણ (ઇચ્છે છે) કે તમારા ઉપર પોતાનો ઉપકાર પૂર્ણ કરવો, કે કદાચિત તમે (તેનો) આભાર માનો. ૬. અને પરમેશ્વરે તમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનું સ્મરણ કરો; અને જે કરાર બંધન (પુરૂં કરવાનું પોતાના પયગંબર મારફત) તેણે તમારી પાસેથી પાકું વચન લીધું છે તે પણ (યાદ કરો કે); જ્યારે (તેણે તમને ઇસ્લામ ધર્મ સ્વીકારવાને કહ્યું ત્યારે) તમે બોલ્યાં કે (ઓ અમારા પાલનકર્ત્તા! અમે તારી આજ્ઞા) સાંભળી અને માન્ય કરી; અને પરમેશ્વર (ની અવગણના) થી બ્હીતા રહો; ખરેખર પરમેશ્વર અંતઃકરણમાંની (ગુપ્ત) વાતો પણ જાણે છે. ૭. ઓ મુસલમાનો! પરમેશ્વર માટે ન્યાયની રીતે સાક્ષી તરીકે દૃઢ અને તૈયાર રહો, અને લોકોની અદાવત તમને આ (ગુન્હો કરવા) ને ઉશ્કેરનાર થાય નહિ કે તમે (વ્યવહારમાં) ન્યાય નહિ કરો. (તેમ નહિ, તો દરેક સ્થિતિમાં) ન્યાયથી વર્તો; કારણ (ન્યાયથી વર્તવું) એ (પરમેશ્વરથી) બ્હીને ચાલવાની ઘણીજ પાસે પાસે છે. અને તમે જે કંઇ કરો છો તેથી પરમેશ્વર માહીતગાર છે. ૮. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામ પણ કર્યાં, તેમને પરમેશ્વરે અભિવચન આપ્યું છે કે (પરલોકમાં) તેમને માટે ક્ષમા અને ભારે બદલો છે. ૯. અને જે લોકોએ (સદ્ધર્મ સ્વીકારવાની) ના પાડી અને અમારી નિશાનીઓને પાખંડ કહી, તે નરકવાસીઓ છે. ૧૦. ઓ મુસલમાનો! પરમેશ્નરે તમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનું સ્મરણ કરો; કે જ્યારે કેટલાક લોકોએ તમારા

ઉપર હાથ* નાંખવાનો ઈરાદો કર્યો ત્યારે પરમેશ્વરે તમારી તરફથી તેમના હાથ હટાવી લીધા અને પરમેશ્વરથી બ્હીતા રહો. અને મુસલમાનોને જોઇએ કે તેમણે પરમેશ્વર ઉપરજ ભરોસો રાખવો. ૧૧. અને પરમેશ્વર (અગાઉ પણ) બનીઇસરાઇલો (પાસેથી આજ્ઞા પાલન) નું વચન લઇ ચુકયો છે. અને અમે (એટલે પરમેશ્વરે) તેમનામાંનાજ બાર સરદાર (તેમના ઉપર) નીમ્યા. અને પરમેશ્વરે (બનીઇસરાઇલોને એ પણ) કહ્યુ કે હું ખરેખર તમારી સાથે છું. જો તમે નિમાઝ પઢશો અને જકાત આપશો અને મારા પયગંબરો ઉપર વિશ્વાસ રાખશો અને તેમને મદદ કરશો અને (જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે) ખુશ દીલથી પરમેશ્વરને ધીરતા રહેશો; તો હું અવશ્ય તમારાં પાપ તમારી ઉપરથી દુર કરીશ, અને જારૂર તમને (સ્વર્ગની) એવી વાડીઓમાં (લઈ જઇ) દાખલ કરીશ કે જેની નીચે (થઇને) નદીઓ વ્હેતી હોય. એ પછી પણ તમારામાંથી જે કોઇ અસ્વીકાર કરશે તો (પકકું સમજજો કે) તે ખરેખરજ સરળ માર્ગથી રખડી ગયો છે. ૧૨. પછી તેજ

* યાહુદીઓએ એ મુસલમાનોને મૂર્તિપૂજક સમજી મારી નાંખ્યા હતા. હઝરત પયગંબર સાહેબ જ્યારે તેમનાં રકતપાત માટે દંડની માંગણી કરવા ગયા ત્યારે યાહુદીઓએ દ્રવ્ય દંડ આપવા કબુલ કર્યું અને તેમને એક ભીંત નીચે બેસાડી કહ્યું કે અમે તેની વ્યવસ્થા કરી આવીએ છીએ. તેમણે જઈ માહોમાંહે એવી મસલત કરી કે ઉપરથી ચકકીના પાટને પાડી તેમને કચડી નાંખવા. પયગંબર સાહેબને પ્રકટીકરણને યોગે તેમનાં કપટની ખબર મળી અને તેઓ પોતાના લોકો સાથે પેહલેથીજ નીકળી ચાલતા થયા આ વાકયમાં એ વાતનોજ ઈશારો છે.

લોકોએ પોતપોતાનું વચન ભંગ કરવાને લીધે, અમે તેમને શાપિત કરી નાંખ્યા અને તેમનાં અંતઃકરણ કઠોર કરી નાંખ્યા; કારણ તેઓ (તોરાતના) શબ્દોને તેમની જગાએથી (એટલે મૂળ અર્થથી) ફેરવી નાંખે છે. અને તેમને જે ઉપદેશ કરવામાં આવ્યો હતો તેમાંથી એક (મહત્વનો) ભાગ (એટલે કલિયુગના પયગંબર મોહમંદ ઉપર વિશ્વાસ રાખવાનું) તેઓ વિસરી ગયા. અને (ઓ પયગંબર? હવે તેમની એ અવસ્થા થઇ ગઇ છે કે) તેમનામાંના થોડા એક લોકો સિવાય બાકી સઘળાની (કોઇને કોઇ) ચોરીની* બાતમી તને મળતીજ રહે છે; તો તું તે લોકો (સાથે તકરાર ઉપસ્થિત કરતો નહિ, પણ તેમ)ના અપરાધ માફ કર અને (તેમને) દરગુજર કર; કારણ કે પરમેશ્વર પરોપકાર કરનારાઓને પ્રીય (કરી) રાખે છે. ૧૩. અને જે લોકો કહે છે, કે અમે ખ્રિસ્તી છીએ તેમની પાસેથી પણ અમે (એવીજ રીતે) પાકું વચન લીધું હતું. તેમને જે ઉપદેશ કરવામાં આવ્યો હતો તેમાંથી એક (મહત્વનો) ભાગ (એટલે કલિયુગના પયગંબર મોહમંદ ઉપર વિશ્વાસ રાખવાનું) તેઓ પણ વિસરી ગયા તો (તેમની શાસન

* ચોરી એટલે કલિયુગના પયગંબર વિષેના ભવિષ્ય અને બીજા ઇશ્વિરી નિયમ છુપાવવા એવો અર્થ છે. એવી પરિસ્થિતિ છતાં પણ હઝરત પયગંબર સાહેબે પોતાની સત્તાના સમયમાં પણ યાહુદી તેમજ ખ્રિસ્તીઓને હેરાન કર્યાં નહિ. ઉલટું ઇશ્વિરી આજ્ઞા પ્રમાણે તેમનો અપરાધ માફ કર્યો અને તેમને દરગુજર કરી. તેથીજ ઇસ્લામ એ ખરી શાંતિ જાળવી રાખનાર ધર્મ છે.

માટે) અમે તેમનામાં કયામતના દિવસ સુધી વૈમનસ્ય* અને દ્વેષ (નો અગ્નિ) સળગાવી દીધો અને આખરે (કયામતને દિવસે) પરમેશ્વર તેમને તેઓ જે જે કંઈ (જગતમાં) કરતા હતા તે વિદિત કરશે. ૧૪. ઓ ગ્રંથધારી લોકો! તમારી પાસે અમારો પયગંબર (મોહમંદ) આવી ચુકયો છે, (અને દિવ્ય) પુસ્તકમાંથી જે કંઈ તમે છુપાવતા રહ્યા તેમાંથી ઘણું ખરૂં તો તે તમને સ્પષ્ટ કરી કહે છે. અને ઘણી ખરી (વાતો એવી પણ છે કે તે તે વિષે તમારી મનોવૃતિ દુખાય નહિ એટલા માટે જાણી જોઈને) અખાડા કરે છે. ટુંકમાં પરમેશ્વર પાસેથી તમારી પાસે (સન્માર્ગ) પ્રકાશ અને સુબોધક કુરઆન આવી ચુકયું છે. ૧૫. જે લોકો પરમેશ્વરની મરજીનું અનુકરણ કરે છે તેમને પરમેશ્વર કુરઆન મારફ્ત સલામતીનો રસ્તો બતાવે છે; અને પોતાની મરજીથી તેમને(નાસ્તિકપણાના) અંધકારમાંથી કાઢી (વિશ્વાસના)

---

* કુરઆનના બીજા પુષ્કળ ભવિષ્યવાદમાના આ પણ એક અગત્યનો અને મહાન ભવિષ્યવાદ છે કે તે હમણાના કાળમાં ખરો પડતો આપણે જોઇએ છીએ. યુરોપીઅન સઘળા ખ્રિસ્તી હોઈ તેમનામાં ૪૫૦ પંથ છે; અને તેમનામાં માંહોમાંહે જબરદસ્ત વૈમનસ્ય અને દ્વેષ નિત્ય સળગતોજ રહે છે. આ સિવાય આખી દુનીયા ઉપર જો કે તેમની સત્તા છે તો પણ ઇંગ્લંડ, ફ્રાંસ, રશીયા, અમેરીકા, ઓસ્ટ્રીયા અને જર્મની એ સઘળામાં હમેશાં અદેખાઇ હોય છેજ. એથી કોઈ પણ વખતે તેઓ એકદિલ થઈ શકતા નથી; અને ઐતિહાસીક માહિતીને આધારે તેમની પરસ્પર હેરાનગતી પણ મનુષ્યને ન શોભે એવી હદ ઉપરાંતની હતી એમ દેખાઈ આવે છે. (જુઓ History of Inquisition.)

પ્રકાશમાં આણે છે અને તેમને સરળ માર્ગે દોરવે છે. ૧૬. જે લોકો કહે છે કે 'મર્યમ'નો પુત્ર ખ્રિસ્ત એજ પરમેશ્વર છે. કંઈ સંશય નથી કે તેઓ નાસ્તિક થઇ ગયા. (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે (વારૂં એ તો બતાવો) કે જો પરમેશ્વર, મર્યમનો પુત્ર ખ્રિસ્ત અને તેની માતુશ્રી અને જેટલા લોકો ભૂતળ ઉપર છે તે સઘળાનો નાશ કરવા ઇચ્છે, તો એવો કોણ છે કે જેની પરમેશ્વર સામે કંઈપણ સત્તા ચાલતી હોય? અને આકાશ અને પૃથ્વી અને જે કંઇ તે બન્નેની વચમાં છે તે સઘળા ઉપર પરમેશ્વરનુંજ રાજ્ય છે. તે જે ઇચ્છે છે તે નિર્માણ કરે છે. અને પરમેશ્વર સર્વશક્તિમાન* છે. ૧૭. અને યાહુદી અને ખ્રિસ્તી એમ પ્રતિપાદન કરે છે કે અમે પરમેશ્વરનાં દીકરાઓ અને તેના વહાલાંઓ છીએ (ઓ પયગંબર! તું તેમને) કહે (કે જો તમે પરમેશ્વરનાં દીકરાંઓ અને વહાલાઓ છો) તો પછી તે તમારા પાપ માટે તમને (વખતો વખત) શિક્ષાજ શા માટે કરે છે? (માટે તમે પરમેશ્વરનાં દીકરાઓ નહોતાં અને વહાલાઓ પણ નહોતાં) ઉલટું, પરમેશ્વરે જે (બીજાં મનુષ્ય) નિર્માણ કર્યા છે તેમાંનાંજ મનુષ્ય તમે પણ છો પરમેશ્વર જેને ઇચ્છશે તેને ક્ષમા કરશે અને જેને ઇચ્છશે તેને શિક્ષા કરશે. અને આકાશ અને પૃથ્વી અને જે કંઈ તેમની વચ્ચે છે તે

* એની સર્વ શકિતનું એક અદભૂત એ પણ છે કે તેણે ઇસુ ખ્રિસ્તને વગર બાપે નિર્માણ કર્યો. એનાથી પણ મોટું અદભૂત એ કે પરમેશ્વરે આદમને માબાપ બન્ને વિના પેદા કર્યાં. તો આને લીધે જેમ આદમને પરમેશ્વર કહેતા નથી તેમ ઇસુ ખ્રિસ્તને પરમેશ્વર કહેવા એ પણ નાસ્તિકપણાની નિશાની છે.

સઘળું પરમેશ્વરનાજ અખત્યારમાં છે. અને (સઘળાને) તેનીજ પાસે પાછા જવાનું છે. ૧૮. ઓ ગ્રંથધારી લોકો? પયગંબરોનું આવવું ઘણો વખત સુધી મુલતવી રહ્યા પછી, અમારો (આ) પયગંબર (મોહંમદ) તમારી પાસે આવ્યો કે જે (ઈશ્વરી હુકમ) તમને સ્પષ્ટ કરી કરી કહે છે, (અને અમે આ પયગંબર એટલા માટે મોકલ્યો) કે (કદાચિત કાલે તમે એમ કહેવા માંડશો કે અમારી પાસે તો કોઈ (તારણનું) શુભ વર્તમાન સંભળાવનારો આવ્યો નહિ અને (ઈશ્વરી શિક્ષાનો) કોઇ ભય સૂચવનાર પણ આવ્યો નહિ. તો હવે (તમને આ વાદની જગાજ રહી નથી; કારણ) તમારી પાસે શુભ વર્તમાન સંભળાવનાર અને ભય સૂચવનાર પણ આવી ચુકયો છે. અને પરમેશ્વર સર્વ શકિતમાન* છે. ૧૯. અને (ઓ પયગંબર! બનીઈસરાઈલોને એક વાત એ પણ યાદ દેવાડ કે) જ્યારે મુસાએ પોતાના લોકોને કહ્યું કે ઓ બંધુજનો! પરમેશ્વરે જે તમારા ઉપર ઉપકાર કર્યો છે તેનું સ્મરણ કરો; કે તેણે તમારામાંથીજ (કેટલાકને) પયગંબરો બનાવ્યા અને તમને બાદશાહો પણ બનાવ્યા; અને તમને (એવી એવી બક્ષીસો) આપી કે જે આખી આલમના લોકોમાંથી કોઇનેજ આપી નથી. ૨૦. ઓ મારા બાંધવો! (સૂરીઆની)† પવિત્ર ભૂમિ જે પરમેશ્વરે તમારા પ્રારબ્ધમાં લખી મુકી છે (કે તમે ત્યાં રાજ્ય કરશો) તેમાં (જઈ) દાખલ

* તેથીજ તે પયગંબર અથવા પ્રેષિત મોકલવાને પણ સમર્થ છે.

† સુરીયા અથવા સીરીયા પ્રાંતની ભૂમિને પવિત્ર એટલા માટે કહે છે કે ત્યાં પુષ્કળ પયગંબરો અને ધર્મ પ્રવર્તકો થઈ ગયા છે અને તેઓ ત્યાંજ સમાધિસ્થપણ થયા છે.

થાઓ; અને (શત્રુની સાથેના સામનામાં) પીઠ ફેરવી પાછા હટો નહિ; (કારણુ એમ કરશો) તો ઉલટું તમેજ નુકસાનમાં આવી જશો. ૨૧. તે (લોકો) કહેવા લાગ્યા કે એ મુસા! તે (પ્રાંતમાં તો મોટા જબરદસ્ત (રાક્ષસી) લોક (રહે) છે. અને જ્યાંસુધી તેઓ ત્યાંથી નીકળી નહિ જશે ત્યાંસુધી અમે તો તે (પ્રાંત) માં કદીપણુ પગ મુકનાર નથી. હા (એ લોક) તેમાંથી જો નીકળી જાય તો અમે જરૂર (જઇ) દાખલ થઈશું. ૨૨. (પરમેશ્વરનો) ભય માનનારામાંથી બે પુરૂષ (યુશા અને કાલિબ) હતા, કે જેમના ઉપર પરમેશ્વરે (પોતાની ખાસ) મહેરબાની કરી (અને તેમને હિંમત આપી) તેઓ કહેવા લાગ્યા (કે દુશ્મનના શરીરનાં બંધારણુનો વિચાર કરતા નહિ. તેઓ મનના ઘણુા બ્હીકણુ છે); તેમના ઉપર (ચઢાઈ કરી પવિત્ર ભૂમિના) દરવાજામાં તો (એક વખત) દાખલ થાઓ, પછી જ્યારે તમે તેમાં દાખલ થયા કે નિઃસંશય તમેજ વિજયી છો. અને જો તમે વિશ્વાસુ હશો, તો પરમેશ્વર ઉપરજ ભરોસો મુકો. ૨૩. તેઓએ કહ્યું એ મુસા! જ્યાં સુધી તેમાં તે (શત્રુ) છે ત્યાં સુધી અમે તો કદીપણુ તેમાં પગ પણુ મુકનાર નથી. હા, તું અને તારો પાલનકર્ત્તા (બન્ને) જાઓ અને (તે લોકો સાથે) લડો; અમે તો અહીંજ બેઠા છીએ. ૨૪. (આ ઉપરથી મુસાએ) વિનંતી કરી કે એ મારા પાલનકર્ત્તા! જાતે પોતે હું અને મારો ભાઈ (હારૂન) સિવાય બીજા કોઇ ઉપર મારો જોરો ચાલતો નથી. તો (શિક્ષા કરતાં) અમારામાં અને આ આજ્ઞાનો ભંગ કરનાર લોકોમાં તફાવત રાખ; (કે અમે પણુ તેમના પેટામાં આવી જઇએ નહિ.) ૨૫. (આ ઉપરથી

પરમેશ્વરે) ફરમાવ્યું, ઠીક તો તે દેશ તેમને ચાલીસ વર્ષ સુધી વર્જ્ય રહેશે; પૃથ્વી ઉપર જંગલમાં તેઓ ભટકતા રહેશે. તો તું આજ્ઞાનો ભંગ કરનાર લોકો (ની સ્થિતિ) માટે કંઇપણ ખેદ કરતો નહિ. ૨૬. અને (ઓ પયગંબર ! તું આ લોકોને આદમના બન્ને પુત્ર (હાબીલ અને કાબીલ) નો ખરેખરો હેવાલ વાંચી સંભળાવ; કે જ્યારે બન્નેએ (પરમેશ્વરને) અર્પણ કરવાને કહાડયા અને તે બન્નેમાંથી એકનું (એટલે હાબીલનું અર્પણ) માન્ય થયું અને બીજા (એટલે કાબીલ) નું માન્ય થયું નહિ; ત્યારે (કાબીલ અદેખાઈના આવેશમાં ભાઈને) કહેવા લાગ્યો કે હું જરૂર તને કતલ કરી નાંખીશ. તેણે જવાબ આપ્યો કે પરમેશ્વર તો કેવળ (તેને) બ્હીને* ચાલનારાનુંજ (અર્પણ) માન્ય કરે છે. ૨૭. જો મને મારી નાંખવાના હેતુથી તું મારા ઉપર હાથ ચલાવશે, તો હું તને મારી નાંખવાના માટે તારા ઉપર મારો હાથ ચલાવનાર નથી. કારણ કે હું સકળ જગતનો પાલનકર્ત્તા એવો જે પરમેશ્વર તેનો ભય રાખું છું. ૨૮ હું એમ ઇચ્છું છું કે (પહેલ થાય તો તારી તરફથીજ થાય અને) તું મારૂં પાપ અને તારૂં પોતાનું પાપ(બન્ને તારાજ)માથા ઉપર લે, અને નરકવાસીઓમાં (જઇ સામીલ) થા. અને જુલમી લોકોની એજ શિક્ષા છે. ૨૯. છતાં પણ તેના (એટલે કાબીલના) જીવે તેને પોતાના ભાઇને

* આ જવાબમાં હાબીલનો ઉદ્દેશ એ બતાવવાનો જરા પણ નહોતો કે હું ઈશ્વરને બ્હીને ચાલનાર છું. ઉલટું તેનો હેતુ એ જણાવવાનો હતો કે તમારૂં અર્પણ માન્ય થયું નહિ તેમાં મારો કંઇ દોષ નથી, તમેજ ઇશ્વરથી બ્હીને ચાલવાને બદલે એવી એકાદ વાત કરી હશે કે જે કારણે પરમેશ્વરે તમારૂં અર્પણ માન્ય કર્યું નહિ.

મારી નાંખવા રાજી (અને પ્રવૃત્ત) કર્યો. (ટુંકમાં) આખરે તેણે તેને મારી નાંખ્યો; અને (પોતેજ) ખોટમાં આવી ગયો. ૩૦. તે પછી પરમેશ્વરે એક કાગડો મોકલ્યો; તે જમીન ખણવા લાગ્યો; હેતુ એ કે તેણે તેને (એટલે કાબીલને) એ બતાવવું કે તેણે પોતાના ભાઇની લાજ (એટલે તેના પ્રેત)ને કેવી રીતે ઢાંકવી. (સારાંશ કાગડાને જમીન ખણતાં જોઇ) તે કહેવા લાગ્યો. હાય હાય! મને અફસોસ! હું આ કાગડા* જેટલો પણ (હોંશીયાર) હોત, તો હું મારા ભાઇની ફજેતી (એટલે પ્રેત)ને માટીની આડ તો કરી હોત! શું એટલો બધો હું અસમર્થ થયો? સારાંશ તે (પોતાનાં કૃત્ય માટે ઘણોજ) પશ્ચાતાપ કરવા લાગ્યો. ૩૧. આજ (વૃતાંત)ના લીધે અમે બનીઇસરાઇલોને લેખી હુકમ આપ્યો કે જે કોઈ એકાદ જીવને બદલે નહિ અથવા મુલકમાં અનર્થ ફેલાવવાની (શિક્ષા)

* હાબીલ અને કાબીલ એ બન્ને હઝરત આદમ પયગંબરના પુત્ર હતા. કાબીલ ખેતી કરતો અને હાબીલ બકરાં પાળતો. આ બન્નેએ પરમેશ્વરને અર્પણ કરવા જુદી જુદી વસ્તુ કાઢી કાબીલે રદ્દી માળ અર્પણ કરવા માટે મુકયો અને હાબીલે પોતાનાં ટોળામાં-જે સારામાં સારી બકરી હતી તે આપી. કાબીલનું અર્પણ નામંજુર થયું અને તે નામંજુર થવા લાયકજ હતું. અને હાબીલનું અર્પણ માન્ય થયું, એટલે તે કાળના સંપ્રદાય પ્રમાણે આકાશમાંથી અગ્નિએ આવી તેને બાળી નાંખી કાબીલે ગુસ્સાના ઉભરામા અને અદેખાઇથી ભાઇને મારી નાંખ્યો અને તેનાં પ્રેતને પીઠ પર લાધી ફરવા લાગ્યો; કારણ જમીન ઉપર થએલું એવું તે પહેલુંજ મૃત્યુ હતું. આખરે કાગડા પાસે માટીમાં દાટવાનું શીખી લીધું અને તેને પોતાની સ્થિતિ માટે ભારે દુઃખ થયું.

તરીકે પણ નહિ (તો વિનાકારણ) કોઇને પણ મારી નાંખે; તો (તેનાં સંબંધમાં એમ સમજવામાં આવશે કે) જાણે તેણે સઘળાં મનુષ્ય માત્રને મારી નાખ્યાં છે. અને જેણે કોઇનો જીવ બચાવી લીધો તો તેણે જાણે કે સર્વ મનુષ્ય માત્રના જીવ બચાવી* લીધા છે. અને બનીઈસરાઇલો પાસે અમારા પયગંબરો ખુલ્લે ખુલ્લા ચમત્કાર લઇને આવી પણ ચુકયા છે. પછી આ પછી પણ તેમાંના ઘણાખરા (લોક) મુલકમાં અનર્થ કરતા ફરે છે. ૩૨. જે લોકો પરમેશ્વર અને તેના પયગંબર સાથે લડે છે અને ફીસાદ (કરવા)ના હેતુથી મુલકમાં દોડતા ફરે છે. તેમની સજા તો માત્ર એજ છે કે તેમની (શોધી શોધીને) કતલ કરવામાં આવે અથવા તેમને સુળી ઉપર ચડાવવામાં આવે અથવા તેમના હાથ અને તેમના પગ ઉલટા સુલટા કાપી નાંખવામાં આવે અથવા તેમને દેશવટો આપવામાં આવે. આ તો આ લોકમાં તેમની ફજેતી થઇ અને (એ સિવાય) પરલોકમાં તેમને માટે મોટી શિક્ષા (તૈયાર) છે. ૩૩. પરંતુ (ઓ મુસલમાનો!) જે લોકો તમે તેમના ઉપર કાબુ મેળવો તે પહેલાંજ પશ્ચાતાપ કરે; તો (તેમને છેડતા નહિ, અને) જાણજો કે પરમેશ્વર (લોકોના અપરાધ) ક્ષમાકર્તા (અને) દયાળુ છે. ૩૪. ઓ મુસલમાનો! પરમેશ્વરથી બ્હીઓ અને (તેવીજ રીતે) તેના સુધી (પહોંચવા)નું સાધન† શોધતા રહો; અને તેના માર્ગમાં

---

* કારણ સારૂં હોય કે નરસું. એકના આરંભ કરવાથી બીજાને તેમાં ઉત્તેજન મળે છે.

† સર્વથી મોટું સાધન હઝરત પયગંબર સાહેબનું છે. તેવીજ રીતે જે સત્પુરષો પયગંબરને પગલે ચાલે છે તેમનું અનુકરણ કરવું

જીવતોડ મહેનત કરો કે કદાચિત તમે (તમારી મુરાદમાં) સફલ થાઓ ૩૫. જે લોકોએ નાસ્તિકપણું સ્વીકાર્યું તેમની પાસે જમીન ઉપર જે (કંઈ પણ માલમતા) હોય તે બધીને બધી અને તેની સાથે તેટલી બીજીપણ જો હોય કે કયામતના દિવસની શિક્ષાથી તેમને તે આપી છુટવાનું બની શકે; (તોપણ આ બદલો) તેમના તરફથી માન્ય કરવામાં આવનાર નથી. અને તેમને માટે દુઃખદાયક શિક્ષા (તૈયાર) છે. ૩૬. તેઓ ઇચ્છશે કે નરકાગ્નિમાંથી નીકળી જવું; પણ તેમનાથી ત્યાંથી નીકળી શકાવાનું નથી; અને તેમને કાયમની શિક્ષા છે. ૩૭. અને (ઓ મુસલમાનો !) પુરૂષ ચોરી કરે અને સ્ત્રી ચોરી કરે તો તેમનાં (તે) કૃત્ય માટે (તફાવત વિના) બન્નેના (જમણા*) હાથ કાપી નાંખો, આ શિક્ષા (તેમને માટે) પરમેશ્વર તરફથી (ઠરેલી) છે. અને પરમેશ્વર પરમ સમર્થ (અને વ્યવહાર શાસ્ત્ર) જ્ઞાની છે. ૩૮. જે કોઇ પોતાના અપરાધ પછી પશ્ચાતાપ કરે. અને (પોતાનાં આચરણ) સુધારે, તો ખરેખર પરમેશ્વર તેનો પશ્ચાતાપ માન્ય કરે છે. કારણ પરમેશ્વર (સેવકોના અપરાધનો) ક્ષમા કરનાર (અને) દયાળુ છે. ૩૯. (ઓ વાચક શ્રોતા! ચોરનો પશ્ચાતાપ માન્ય થવાથી આશ્ચર્ય કરતો નહિ.) શું તું જાણતો નથી કે આકાશ અને પૃથ્વી ઉપર

---

એ પણ મહાન પયગંબરનાંજ અનુકરણ કરવા સરખું છે. માટે કોઈ પીર અથવા ગુરૂ કરે તો તે પયગંબરના પગલે ચાલનારજ હોવો જોઇએ જેથી કંઈ ફાયદો થાય.

* જમણા હાથની અહી જે બંદી કરવામાં આવી છે તે અમે હદીસ એટલે પયગંબર સાહેબના વચન સંગ્રહમાંથી લીધી છે.

પરમેશ્વરનીજ હુકુમત છે. તે જેને ઈચ્છશે તેને શિક્ષા કરશે અને જેને ઈચ્છશે તેને ક્ષમા કરશે અને પરમેશ્વર સર્વ શક્તિમાન છે. ૪૦. ઓ પયગંબર ! જે લોકો નાસ્તિકપણા તરફ ત્વરાથી દોડતા જાય છે તેમને લીધે તું દિલગીર થતો નહિં; (એ બે પ્રકારના લોક છે.) કેટલાક તો એવા (દાંભિક) છે કે તે પોતાને મ્હોડે તો કહે છે કે અમે વિશ્વાસ રાખ્યો અને તેમણે અંતઃકરણથી (બીલકુલ) વિશ્વાસજ રાખ્યો નથી; અને કેટલાક યાહુદી લોકો છે કે તે (ખોટી) ખોટા વાતથી કર્ણસુખ* મેળવતા ફરે છે; (અને) કર્ણસુખ મેળવતા ફરે છે (તો) જે લોકો (હજી) તારી પાસે પણ આવ્યા નથી એવા બીજા (બીજા) લોકો માટેજ. (તોરાતમાંના હુકમ, દાખલા તરીકે પથરાના માર સંબંધી હુકમના) શબ્દોને તેની જગા (એટલે અર્થ નકકી થયા પછી ત્યાં)થી તે ફેરવ ફેરવ કરે છે. તેઓ (લોકોને) કહે છે કે જો (મોહમદ પાસેથી પણ, અમે જે કહીએ છીએ) એજ હુકમ

* પયગંબર સાહેબ અને તેમના ધર્મ બાબત જે લોકો કાનો કાન ગુપચુપ વાતો કરવામાં હર્ષ લેતા હતા, અને એ ખોટી ગુપચુપ વાતો પોતાનેજ સારી લાગે માટેજ નહિ પણ જે લોકોને પયગંબર સાહેબ સાથે હજી કશો સંબંધ હતો નહિ તેમને જઈ સંભળાવતા હતા. એમ કરવાનો હેતુ એ કે તે લોકોના મનમાં હઝરત પયગંબર વિષે શ્રદ્ધા ઉત્પન્ન થાય નહિ અને તેમના સહવાસમાં આવવા અગાઉજ ઇસ્લામ ધર્મ વિષે તેમની દ્વેષ બુદ્ધિ તીવ્ર થાય. હાલમાં પણ એવીજ પ્રકારની ખોટી વાતો ઘડી કાઢવામાં ખ્રિસ્તી પાદરી પણ આગળ પાછળ જોતા નથી. પરમેશ્વર એવા લોકોમાં ન્યાય બુદ્ધિ જાગૃત કરો અને તેમને સન્માર્ગ બતાવો. આમીન !

તમને આપવામાં આવશે, તો તે (માન્ય કરી) લો; અને જો તમને ચોકસ તેજ હુકમ નહિ આપવામાં આવે તો (તે વિષે) સાવચેતી રાખો. અને (ઓ પયગંબર! જેને પરમેશ્વર (અધર્મની) કસોટી ઉપર અજમાવી જોવા ઈચ્છે છે, તેને માટે પરમેશ્વર આગળ તારો કંઈપણ જોરો ચાલી શકનાર નથી. એ તે લોકો છે કે પરમેશ્વર પણ તેમનાં અંતઃકરણને (પાપની ગંધથી) શુદ્ધ કરવા ઈચ્છતો નથી. આ લોકોની ઇહલોકમાં પણ ફજેતી છે અને પરલોકમાં પણ તેમને માટે ભારે (સખત) શિક્ષા છે. ૪૧. (એ લોકો ખોટી) ખોટી વાતનું કર્ણસુખ મેળવતા ફરે છે અને હરામનો માલ ખાઈ ચટ કરી જાય છે. તો (ઓ પયગંબર!) જો એ લોકો (પોતાના કજીયાનો નિવેડો કરાવવા) તારી પાસે આવે, તો (તને અધિકાર છે, ગમે તો,) તું તેમનો માંહોમાંહે ફેંસલો કર, અથવા તેમની બાબતમાં (વચ્ચે પડવા) થી દુર રહે. અને જો તું તેમની બાબતમાં (વચ્ચે પડવા) થી દુર રહેશે, તો તેઓ તને કોઈપણ તરેહનું નુકસાન પહોંચાડી શકનાર નથી. અને જો તું ફેંસલો આપે તો તેમનામાં ન્યાયથી ફેંસલો કરજે. કારણ કે પરમેશ્વર ન્યાય કરનારા ઉપર પ્રીતી રાખે છે. ૪૨. અને (એ લોક) કેવી રીતે તારી પાસે નિવેડો કરાવવા માટે આવે છે? અને ખરૂં જોતાં, ખુદ તેમની પાસે તોરાત છે કે જેમાં ઈશ્વરી આજ્ઞા છે. પછી આ બાદ પણ તેઓ (ઇશ્વરાજ્ઞાથી) મ્હોં ફેરવે છે અને એમને (મૂળથી) વિશ્વાસ (છેજ) નહિ. ૪૩. નિઃસંશય અમેજ તોરાત (પુસ્તક) પ્રગટ કર્યું; કે તેમાં (હર-તરેહનાં) બોધ વચનો અને (વિશ્વાસનો) પ્રકાશ છે. (પરમેશ્વરના) આજ્ઞાધારક (સેવકો) એવા જે (બની ઈસરાઈલોના) પયગંબરો

તેઓ પણ તેનેજ અનુસરી યાહુદીઓને હુકમ આપતા આવ્યા છે; અને (તેમજ પયગંબરો સિવાય, યાહુદીઓના) ગુરૂ (એટલે સાધુસંત) અને વિદ્વાનો પણ. કારણ કે તેઓ ઈશ્વરી પુસ્તકનાં સંરક્ષક ઠરાવવામાં આવ્યા હતા; અને તે તેનું પ્રત્યક્ષ સંરક્ષણ કરતા પણ રહ્યા. તો (ઓ હાલના વખતના યાહુદીઓ !) લોકોથી બ્હીતા નહિ, પણ મારોજ ભય રાખો; અને મારાં મહા વાકયો (આ લોકની) ક્ષુલ્લક કિમતે વેચતા નહિ. અને જે કોઈ પરમેશ્વરે પ્રકટ કર્યું છે તે (પુસ્તક) અનુસાર હુકમ ન આપે તો એજ લોક નાસ્તિક* છે. ૪૪. અને અમે તોરાતમાં યાહુદીઓને લેખી

* ૪૧ થી ૪૪ વાકયનાં પ્રકટીકરણનું મૂળ કારણ એવું છે કે મદીના પાસેના સાસેના ખૈબર શહેરના બે આબરૂદાર પૈસાવાળા સ્ત્રી પુરૂષોએ જારકર્મ કર્યું. તેમના શાસ્ત્રમાં વ્યભિચારની શિક્ષા પથ્થરના માર વડે મારી નાંખવાની હતી. પરંતુ બન્ને અપરાધીઓની આબરૂને લીધે તેમને તેનો મોટો વિચાર થઈ પડયો હતો. આ વખતે મદીનામાં પયગંબર સાહેબની સત્તા જામતી હતી. અને પરધર્મી લોક પણ પોતાના ઘણાખરા ઝઘડા નિકાલ માટે તેમની પાસે લાવતા હતા. આ વાતની ચર્ચા લોકોમાં પણ ચાલતીજ હતી. તેમના પક્ષકારોએ આ બાબત પયગંબર સાહેબ આગળ એવી આસ્થાથી લાવી મુકી કે એવણ પણ અપરાધીઓનો પક્ષ લઇ લેશે. તે આ વિચારમાં હતા કે પ્રથમ પયગંબર સાહેબનો મત જાણી લેવો અને સમાધાન થયા પછી આ બાબત તેમની આગળ મુકવી. આખરે આ આબત તેમની પાસે ગઇ અને તેમણે તેજ પથરાના મારનો હુકમ સંભળાવ્યો અને તોરાત પુસ્તકનો હવાલો આપ્યો. તોરાત મંગાવવામાં આવતાં યહુદીઓ તે હુકમ છુપાવવા લાગ્યા. પણ આખરે તેમની એ ચોરી પકડાઇ; અને આ સઘળા ઠપકાનું કારણ પણ એજ છે.

હુકમ આપ્યો હતો કે જીવને બદલે જીવ અને આંખને બદલે આંખ અને નાકને બદલે નાક અને કાનને બદલે કાન અને દાંતને બદલે દાંત અનેજખમનાં બદલા (તેવાજ જખમ). પછી જે કોઈ (પોતાના ઉપર જુલમ થવા પછી) બદલો લેવાનું માફ કરી દેશે તો તે તે (ના પાપ) નું પ્રાયશ્ચિત થશે. અને જે કોઈ પરમેશ્વરે પ્રગટ કર્યું છે તે (પુસ્તક) પ્રમાણે હુકમ નહિ આપે, તો એજ લોક અન્યાયી* છે. ૪૫. અને આ પછી આ (પયગંબરો)નેજ પગલે અમે મર્યમના પુત્ર ઈસાને ચલાવ્યો; કારણ તે પોતાના (વખતમાં) અગાડીથીજ જે તોરાત હતું તેની સત્યતા દર્શાવતો હતો. અને અમે તેને ઇંજીલ પણ આપ્યું કે જેમાં (હરતરેહના) બોધ અને (સન્માર્ગ) પ્રકાશ પણ હતો. અને તોરાત જે તેના (પ્રગટી કરણના કાળની) પહેલાંથીજ (અસ્તિત્વમાં) હતું તેની (આ ઇંજીલ) સત્યતા દર્શાવે છે. અને તે (પોતે પણ પરમેશ્વરથી) બ્હીને ચાલનારા માટે સન્માર્ગ અને બોધ છે. ૪૬. અને ઇંજીલવાળાને (ખ્રિસ્તી થવાના સંબંધને લીધે) જોઈએ કે

* આની પાછળના વાકયનાં પ્રકટીકરણનું મૂળ કારણ યહુદીઓમાં ઉઘાડી પડેલી વ્યભિચારની બાબત હતી. તેઓમાં અપરાધી આબરૂદાર હતા એટલે પથરાના મારનો હુકમ અમલમાં લાવવામાં તોરાતના હુકમને તેઓ તુચ્છકારી કહાડતા હતા. અને આ વાકયમાં વેર અથવા બદલાનો હુકમ છે; અને એ નિયમ સર્વને લાગુ છે. પછી અપરાધી કોણ અને કેવી પદવીના છે એનો કંઈપણ વિચાર ન રાખતાં તેને શિક્ષા કરવી જોઇએ. એવીજ રીતે પથરાના મારનો હુકમ પણ સઘળાને સરખોજ લાગુ હતો પરંતુ યહુદીઓ દરેક કામમાં ઐહિક લોભ વચમાં લાવતા હતા.

પરમેશ્વરે તેમાં જે (હુકમ) રજુ કર્યા છે તેને અનુસરીનેજ તેમણે હુકમ આપતા જવા. અને જે કોઇ પરમેશ્વરે પ્રકટ કરેલા (હુકમ) પ્રમાણે હુકમ નહિ આપશે, તો એજ લોકો આજ્ઞાનો ભંગ કરનારા* છે. ૪૭. અને (ઓ પયગંબર !) અમે તને પણ સત્યથી (ભરેલું) પુસ્તક પ્રકટ કર્યું કે જે તેના (પ્રકટ થવાની વેળાની) અગાડીનાં જે પુસ્તકો (આસ્તિત્વમાં) છે તેમની સત્યતા પણ બતાવે છે. અને તેમના સંરક્ષક† પણ છે. તો જે કંઇ પરમેશ્વરે (તને) પ્રકટ કર્યું છે, તું પણ તે પ્રમાણેજ તે લોકોને હુકમ આપ; અને જે સત્ય વાત તને (પરમેશ્વર તરફથી) પોહોંચી છે તે છોડી, તું તેમની મનોવાસનાનું અનુકરણ કરતો નહિ. અમે (વખતો વખત)

* આ વાકયમાં યહુદી અને ખ્રિસ્તી લોકોને એટલા માટે ઠપકો આપવામાં આવ્યો છે કે તેઓ યહુદી અને ખ્રિસ્તી હોવાનો દાવો કરે છે. પણ પોતાનાં દિવ્ય પુસ્તકો તોરાત એટલે જુના કરાર અને ઈંજીલ એટલે શુભ વર્તમાનમાંના હુકમો અમલમાં લાવતા નથી, હકીકત પ્રમાણે કૃત્ય કરતા નથી. ખરૂં જોતાં તેમને જોઇતું હતું કે જો તેઓ યાહુદી અને ખ્રિસ્તી હોવાના દાવાદાર છે તો તેમણે ઇશ્વરી પુસ્તકના નિયમ પાળવા જોઇએ. પણ તેઓનો દાવો માત્ર મ્હોડાનોજ છે; તેનું પ્રમાણ નથી. તેમનાં કૃત્ય ઉપરથી તેમના દાવાની સત્યતા સાબીત થતી નથી.

† કુરઆનને તેની અગાડીનાં પુસ્તકોના સંરક્ષક કહ્યું છે એટલે કે કુરઆન આ પુસ્તકોમાં કોઈ તરેહનાં ફેરફાર કરવાનું વાજબી સમજતો નથી. તેથી કરીનેજ કુરઆનમાં જે લોકોને પુસ્તક મળ્યા છે એટલે ગ્રંથધારી લોકોને તેમણે પોતાનાં પુસ્તકોમાં કરેલા ફેરફાર અને ઉથલપાથલ વિષે વારંવાર સખત રીતે ઠપકો આપવામાં આવ્યો છે.

તમારામાંથી પ્રત્યેક (સમાજ) માટે એક શાસ્ત્ર અને (ખાસ) એક સંપ્રદાય ઠરાવ્યો. અને જો પરમેશ્વર ઇચ્છતે તો તે તમો સઘળાને એકજ (ધર્મના) અનુયાયી કરતે, પરંતુ (જુદાં જુદાં શાસ્ત્ર મોકલવામાં) આ ઉદ્દેશ (રહ્યો) છે કે જે હુકમ (તમારી પરિસ્થિતિને અનુકૂળ વખતો વખત) તેણે તમને આપ્યા તેમાં તમને (વખતો વખત) કસી જોવા. તો (મુસલમાનો!) તમે (સાંપ્રતકાળના ઇસ્લામી શાસ્ત્ર પ્રમાણે) સારાં કામો તરફ ઉતાવળે દોડી જાઓ. (કારણ) તમો સઘળાંને પરમેશ્વર પાસેજ પાછા જવાનું છે. તો જે જે બાબત તમે લોકો (જગતમાં) મતભેદ કરતા રહ્યા છો, તે તમને તે (સઘળા)ની હકીકત વિદિત કરશે. ૪૮. (સારાંશ, ઓ પયગંબર! તું તારા ધર્મ શાસ્ત્ર ઉપર દૃઢ રહે;) અને પરમેશ્વરે જે (પુસ્તક તને) પ્રકટ કર્યું છે તેને અનુસરીનેજ તે લોકોને હુકમ આપ, અને તેમની ઇચ્છાઓ પ્રમાણે ચાલતો નહિ અને તેમ(ના દાવપેચ)ની બાબતમાં ચેતતો રહે કે રખેને જે (પુસ્તક) પરમેશ્વરે તને પ્રકટ કર્યું છે તેના કોઇ હુકમથી એ લોક તને ભમાવે. પછી જો (એ લોક તારાથી) ફરી જાય, તો જાણજે કે પરમેશ્વરજ એવું ઇચ્છે છે કે તેમનાં કંઇ પણ પાપને લીધે તે તેમના ઉપર એકાદ દુઃખ આણે. અને નિઃસંશય માણસોમાંના ઘણાખરાં આજ્ઞાનો ભંગ કરનારા છે. ૪૯. તો શું તેઓ (આ વખતે) અજ્ઞાન*

* ઇસ્લામની પહેલાંનો સમય મૂર્તિપૂજક અરબ લોકો માટે અજ્ઞાન કાળ કહેવાય છે કારણ સૌથી પહેલું પુસ્તક જે આ અરબ લોકોમાં પ્રકટ થયું તે આજ કુરઆન છે. આની પહેલાં તેમને ખબરજ ન હોતી કે પરમેશ્વર ખરેખર શું છે અને તે શું ઇચ્છે છે.

સમયના હુકમની ઈચ્છા ધરાવે છે? અને જે લોક આકીનથી વિશ્વાસ રાખે છે તેમને માટે પરમેશ્વર કરતાં વધારે ઉત્તમ હુકમ આપનાર (બીજું) કોણ હોઈ શકે? ૫૦. ઓ મુસલમાનો! તમે યહુદી અને ખ્રિસ્તીઓને મિત્ર* બનાવતા નહિ. (એ

* હઝરત પયગંબર સાહેબે લોકોને ઈસ્લામ ધર્મનું શિક્ષણ આપી મુસલમાનોની એક નવી સમાજ સ્થાપી. આ ધર્મમાં મોટે અવાજે ઇશ્વર એક હોવાના મતની તાકીદ અને સમર્થન થાય છે. એથી કરી મુસલમાનોનો ધર્મમત યહુદી, ખ્રિસ્તી તથા મૂર્તિપૂજક અરબ વગેરેના મત સાથે મળતો નહિ હતો. જ્યારે પયગંબર સાહેબે પુષ્કળ પ્રમાણો આપી સમજાવ્યા ત્યારે થોડાએક લોકોએજ વિશ્વાસ રાખ્યો. પણ બાકીનાઓએ દેશમાં વૈરભાવ પૈદા કરવા કમર કસી. જ્યાં સુધી મુસલમાની સમાજ કમજોર હતી અને તેમની સંખ્યા ઓછી હતી ત્યાં સુધી સામાવાળાઓએ હેરાન કરવામાં કંઇ પણ કસર મુકી નહિ. એમ છતાં પણ મુસલમાનો સહન કરતા અને તેમની દરકાર કરતા નહિ; પણ નરમાશથી સમજાવ્યા કરતા. પરંતુ છાણાના દેવને લાકડાંની પૂજા મળવીજ જોઇએ. એટલે મુસલમાનો પોતાનું બળ એકત્ર કરી જેવાને તેવો જવાબ આપવા લાગ્યા. ટુંકમાં લડાઇ શરૂ થઇ અને સંપ્રદાય પ્રમાણે તે વર્ષો સુધી ચાલુ રહી. એ વાત જગજાહેર છે કે બન્ને પક્ષમાંથી લડાઈ થાય છે, અને તે હોંસાતોસીની નહિ પણ તરવારની લડાઇ એટલે તેઓ એક બીજાનો જીવ લેવા તૈયાર હોય છે. આવી હકીકતમાં એક પક્ષના લોકોએ સામા પક્ષના લોકો સાથે સ્નેહ રાખવો એ પોતાના પક્ષના નાશનું કારણ થઇ શકે છે. એથી યાહુદી અને ખ્રિસ્તીઓ સાથે દોસ્તી રાખવાની મનાઈ તે સમય માટેનીજ હતી. આ લશ્કરી બંદોબસ્ત પ્રત્યેક દેશમાં અને દરેક રાજાને કરવો પડે છે અને તેનો સંબંધ જગતની લડાઇ તથા ઝગડા સાથે છે. ધર્મ સંબંધી વિરોધ એટલે મતાંતર એ બીજી વાત છે. વધારે ખુલાસા માટે જુઓ અધ્યાય ૭૨.

લોક તમારા વિરોધમાં) એક બીજાના દોસ્ત છે. અને તમારામાંથી જે કોઇ એમને દોસ્ત બનાવશે; તો નિઃસંશય તે પણ તેમનામાંનોજ (એક) છે. નિઃસંશય પરમેશ્વર એવા જાલિમ લોકોને સન્માર્ગ દેખાડતો નથી. ૫૧ તો (ઓ પયગંબર !) જે લોકોના અંતઃકરણમાં (અવિશ્વાસનો) રોગ છે, તેમને તું જોશે કે તેઓ આ (યાહુદી તથા ખ્રિસ્તીઓને દોસ્તદાર બનાવવા)માં (ઘણી) ઉતાવળ કરે છે; તેઓ કહે છે કે અમને આ બાબતની બ્હીક લાગી રહી છે કે રખેને (એવું થાય કે ઘેર બેઠાં) અમારા ઉપર એકાદ કાલચક્ર આવી પડે. પણ (કેટલાક દિવસ જતાં,) જલદીથીજ, પરમેશ્વર (મુસલમાનોનો) વિજય અથવા (બીજો) કંઈ હુકમ પોતાની તરફથી આણી આપશે. તો (તે વખતે આ દાંભિકો ઇસ્લામનું ઉપરીપણું અને તેની સત્યતા વિષે) પોતાના મનમાં જે (ખરાબ વિચારો) સંતાડી રાખતા હતા તે માટે પશ્ચાતાપ કરતા થશે. ૫૨. અને (આથી તેમનું દાંભિકપણું મુસલમાનોના જોવામાં આવશે; ત્યારે) મુસલમાનો (આ તેમની સ્થિતિની દયા લાવી પોતપોતામાં) કહેવા લાગશે કે શું આજ તે લોકો કે જે (ઉપર ઉપરથી) ભારે જોરથી પરમેશ્વરના (કડાકડ) સોગન ખાતા (અને અમને કહેતા) કે અમે તમારી સાથે છીએ ? (અને અંદરખાને યાહુદીઓની મદદ માટે મહેનત કરતા) તેથી તેમનું સઘળું કરેલું (મુકેલું) ફોગટ ગયું અને તેઓ (સાફ) તોટામાં આવી પડયા. ૫૩. ઓ મુસલમાનો ! તમારામાંથી જે કોઇ પોતાના (ઇસ્લામ) ધર્મથી ફરી જશે તો (પરમેશ્વર તેની લેશમાત્ર પણ પરવા કરતો નથી; તે) એવા લોકોને લાવી હાજર કરશે કે જેમના

ઉપર તે પ્રીતિ રાખતો હોય અને જેઓ તેના ઉપર પ્રીતિ રાખતા હોય. તેઓ મુસલમાનો સાથે નમ્ર (અને) નાસ્તિકો સાથે ઉગ્ર (હોઇ) પરમેશ્વરના માર્ગમાં પોતાના જીવ લડાવશે અને કોઇપણ નિંદા કરનારની નિંદાનો (કંઈપણ) ભય રાખનાર નથી. આ પણ પરમેશ્વરની (એક) કૃપા છે. જેને તે ઇચ્છશે તેને તે આપશે. અને પરમેશ્વર (દયાનો ઘણો) ઉદાર (અને સઘળાની સ્થિતિથી) વાકેફ છે. ૫૪. (ઓ મુસલમાનો!) તમારા દોસ્ત (ખરૂં કહીએ તો) એજઃ- પરમેશ્વર અને પરમેશ્વરના પયગંબર અને મુસલમાનો કે જે નિમાઝ પઢે છે અને જકાત આપે છે અને જે (સઘળો વખત પરમેશ્વર આગળ) નમન કરતા રહે છે. ૫૫. અને જે કોઇ પરમેશ્વરને તથા પરમેશ્વરના પયગંબરને તથા મુસલમાનોને દોસ્ત રાખશે તો (તે પરમેશ્વરના પક્ષનો છે; અને) ખરેખર પરમેશ્વરના પક્ષનીજ બોલબાલા છે. ૫૬. ઓ મુસલમાનો! જેમણે તમારા ધર્મને હાંસી અને રમત બનાવી મુકયો છે, એટલે (યાહુદી તથા ખ્રિસ્તી) કે જેમને તમારી અગાઉ પુસ્તક આપવામાં આવ્યું છે તેમને તથા નાસ્તિકોને (તમારા) મિત્ર બનાવતા નહિ. અને જો તમે (ખરા) મુસલમાનો છો તો પરમેશ્વરથી બ્હીતા રહો. ૫૭. અને જ્યારે તમે (નિમાઝની બાંગ* પોકારી લોકોને) નિમાઝ માટે બોલાવો છો,

* મદીનામાં એક ખ્રિસ્તી હતો તે બાંગ પોકારતી વખતે કહેતો કે બળી મુવો તે જુઠું બોલનાર. એક દિવસે તેના ચાકરે ઘરમાં અગ્નિ લાવી સળગાવ્યો, અને આગે ભડકો લીધો ત્યારે ખ્રિસ્તિ પોતાના કુટુંબ સહિત ઘરમાંજ બળી ભસ્મ થયો. આ પમેશ્વરના નામની હાંસીખેલ કરવાની શિક્ષા તે જુઠાને તેના કહેવા પ્રમાણેજ મળી.

ત્યારે એ લોક નિમાઝને હાંસી કાઢે છે અને રમત ગણે છે. (અને) આ (ગેરવાજબી કાર્ય એમનાથી) એટલા માટે (થાય છે) કે એ એવા (બેવકુફ) લોકો છે કે (બિલકુલ) સમજતા નથી. ૫૮. (ઓ પયગંબર! યાહુદીઓને) પુછ કે ઓ ગ્રંથધારી લોકો! અમો (મુસલમાનો) માં તમે શું દોષ કહાડો છો? એજની કે અમે પરમેશ્વર ઉપર અને જે (કુરઆન) અમને પ્રકટ થયું છે તે ઉપર અને જે (પુસ્તક એની) અગાઉ પ્રકટ થઈ ચુકયાં છે તે ઉપર, વિશ્વાસ રાખ્યો છે; અને એ કે તમારામાંના ઘણાખરા આજ્ઞાનો* ભંગ કરનારા છે? ૫૯. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે વારૂ, હું તમને (ખરેખર એવા દોષવાળા) દેખાડું કે જે પરમેશ્વર આગળ આ (તમારા કલ્પિત નિંદાપાત્ર લોકો) કરતાં પણ કંઈ ઘણાજ ખરાબ બદલાને પાત્ર ઠરે? (ખરેખર દોષપાત્ર) તેઓ (છે કે) જેમને પરમેશ્વરે શાપિત કર્યા અને તે તેમના ઉપર કોપાયમાન થયો; અને કેટલાક (ને કદરૂપા બનાવી તેમ) ને તેણે વાંદરા તથા ડુક્કર બનાવ્યા; અને તેમણે (પરમેશ્વરને છોડી) શેતાન (ના ભમાવવાથી વાછરડા) ની પૂજા કરી. તો એ લોક (એટલે તમે) દરજ્જામાં (અમારા કરતા પણ કેટલા બધા) ખરાબ અને સરળ માર્ગથી ઘણાજ (દુર) રખડી ગએલા (એવા ઠર્યા!) ૬૦. અને (મુસલમાનો!) જ્યારે આ લોક તમારી પાસે આવે છે, ત્યારે તેઓ કહે છે કે અમે વિશ્વાસ રાખ્યો, પણ ખરૂં

* મતલબ કે તમારામાંના ઘણાખરા લોક આજ્ઞાનો ભંગ કરનારા છે તેથી અમે તમારી આંખમાં ખુંચીએ છીએ; એમાં અમારો શો દોષ?

જોતાં, તેઓ નાસ્તિકપણાને સાથે લઈ આવ્યા હતા અને તે નાસ્તિકપણાનેજ સાથે લઈ બહાર નિકળી ગયા. અને જે (દ્વેષભાવ તેઓ મનમાં) છુપાવતા હતા તે પરમેશ્વર સારી પેઠે જાણે છે. ૬૧. અને (ઓ પયગંબર!) તું તેમનામાંથી ઘણાખરાને જોશે કે પાપકર્મ (એટલે જુઠાણું) તથા જુલમ તથા હરામનો માલ ખાવો એના ઉપર તેઓ એકદમ તૂટી પડે છે. અર્થાત એ લોકો જે (કામો) કરે છે તે ઘણાજ દુષ્ટ છે! ૬૨. એમને એમના રબ્બી (એટલે સાધુસંત) તથા પંડિતો, જુઠું બોલવાની તથા હરામનો માલ ખાવાની શા માટે મનાઈ કરતા નથી? (તેમના સાધુસંત તથા શાસ્ત્રી) જે (ઉપેક્ષા તથા અવગણના) કરે છે તે ખરેખર (બહુ) ખરાબ છે! ૬૩. અને યાહુદીઓ કહે છે કે પરમેશ્વરના હાથ (આજકાલ) તંગ* છે. તેમનાજ હાથ તંગ થાઓ અને તેમના (આ) બોલવા માટે તમને (પરમેશ્વરનો) શાપ લાગો-પરમેશ્વર હાથનું તંગ નથી); ઉલટું, તેના બન્ને હાથ ઉદાર છે. તે કેમ ઇચ્છે છે તેમ ખરચ કરે છે. અને (ઓ પયગંબર! આ લોક તારી સાથે મત્સર તથા દ્વેષ

* પયગંબર સાહેબને ધર્મયુદ્ધ તથા જીહાદના સરંજામ માટે અથવા સ્વદેશ ત્યાગ કરી આવેલા મુસલમાનોના ખરચ માટે અથવા મુસલમાનોના સાર્વજનિક કામ માટે ફંડ કરવાની જરૂર લાગી ત્યારે યાહુદીઓ મુસલમાનોને ટાણો મારવા લાગ્યા કે તેમનો પરમેશ્વર કંગાળ થઇ ગયો છે. બીજું એમ કે યાહુદીઓ જ્યારે પેયગંબરનો અસ્વીકાર કરવા લાગ્યા ત્યારે પરમેશ્વરે તેમના નિર્વાહિના સાધનની બાબતમાં તેમના ઉપર તંગી કરી તેથી તેઓ પરમેશ્વરને કંગાળ કહેવા લાગ્યા, આ પણ તોફાનીપણું છે.

રાખે છે. માટે આ કુરઆન) જે તારા પાલનકર્ત્તા પાસેથી તને પ્રકટ થયુ છે તે અવશ્ય તેમનામાના ઘણા લોકોની શિરજોરી તથા નાસ્તિકપણું વધારવા કારણભૂત થશે. અને (આજ મત્સરની સજા છે કે (અમે તેમના માંહોમાંહે વૈમનસ્ય તથા દ્વેષભાવ નાંખી દીધો છે; (કે તે) કયામતના દિવસ સુધી (નીકળનાર નથી). જ્યારે જ્યારે તેઓ લડાઈનો અગ્નિ સળગાવે છે, ત્યારે ત્યારે પરમેશ્વર તે હોલવી નાંખે છે; અને તેઓ મુલકમાં ફિસાદ કરતા ફરે છે. અને પરમેશ્વર ફિસાદખોરોને પ્રીય રાખતો નથી. ૬૪. અને જો ગ્રંથધારી લોકોએ વિશ્વાસ રાખ્યો હોત અને (પરમેશ્વરથી) બ્હીઆ હોત તો અમે તેમના ઉપરથી તેમના અપરાધો અવશ્ય કહાડી નાંખત અને અમે તેમને (સ્વર્ગના) પરમ સુખવાળા બાગોમાં જરૂર દાખલ કરત. ૬૫. અને જો એ લોક તોરાત અને ઇંજીલ અને જે (પુસ્તકો) એમના પાલનકર્ત્તા તરફથી એમને પ્રકટ થયાં છે તે, કાયમ રાખત (અને તે પ્રમાણે વર્તત) તો જરૂર (અમે એમને એવી બરકત આપી હોત કે એમના) ઉપરથી (અન્ન વૃષ્ટિ થાત) અને એમના પગ નીચેથી (રેલછેલ ચાલત; અને એઓ ખુશાલ) ખાત. તેમનામાંના કેટલાક લોક નેમસ્ત પણ છે; અને એમનામાંના ઘણાખરા તો (દુરાચરણી છે અને) તેઓ જે કંઇ કરે છે તે ઘણુંજ ખરાબ છે. ૬૬. ઓ પયગંબર! જે (હુકમ) તને તારા પાલનકર્ત્તા તરફથી પ્રકટ થયા છે તે તું (જેવાને તેવા લોકોને) પહોંચાડી દે. અને જો તું (એમ) નહિ કરે તો (સમજવામાં આવશે કે) તેં પરમેશ્વરનો (કોઇપણ) સંદેશો (લોકોને) પહોંચાડયો નથી.

અને પરમેશ્વર તને લોકો (ના ત્રાસ) થી સુરક્ષિત* રાખશે. કારણ કે, પરમેશ્વર, જે લોકો નાસ્તિકપણું કરે છે તેમને (એવો) માર્ગજ બતાવનાર નથી (કે તારા ઉપર હાથ કરી શકે). ૬૭. (ઓ પયગંબર ! યાહુદી અને ખ્રિસ્તીઓને) કહે કે ઓ ગ્રંથધારી લોકો ! જ્યાં સુધી તમે તોરાત અને ઇંજીલ અને જે (પુસ્તકો) તમારા પાલનકર્ત્તા તરફથી તમને પ્રકટ થયા છે તે કાયમ (નહિં) રાખશો ત્યાં સુધી (ધર્મ, જેનો તમે દાવો કરો છો તેની સાથે) તમને કંઇપણ કામ નથી. અને (ઓ પયગંબર ! જે અર્થે આ લોકો તારો દ્વેષ કરે છે તે અર્થે આ કુરઆન) જે તને તારા પાલનકર્ત્તા તરફથી પ્રકટ થયું છે તે તેમનામાંના ઘણા ખરાની શિરજોરી અને (તેવીજ રીતે તેમનાં) નાસ્તિકપણાનો વધારો કરવામાં અવશ્ય કારણભૂત થશે. તો જે નાસ્તિક છે તે લોકો (ની પરિસ્થિતિ) માટે તું (બિલકુલ) ખેદ કરતો નહિ. ૬૮. એમાં શંકા નથી કે જેઓ મુસલમાન છે તેઓ અને જેઓ યાહુદીઓ છે તેઓ અને સાબીઓ† અને ખ્રિસ્તીઓ (એમાંથી) જે કોઇ પરમેશ્વર ઉપર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખશે અને સારાં કામો પણ કરશે. તો (કયામતને દિવસે) એવાં લોકોને (કોઇ

* આ મહાવાક્ય પ્રકટ થયું ત્યાં સુધી હઝરત પયગબર સાહેબ પોતાની સાથે રક્ષક અને પહેરાવાળા રાખતા; પણ આ ઇશ્વરી આશ્વાસન પ્રકટ થતાં તેમણે સઘળાને રજા આપી. પરમેશ્વર ઉપર એટલી બધી તેમની દૃઢ નિષ્ઠા હતી આ વાત કુરઆન ઇશ્વર પ્રણીત છે તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

† પાનું ૩૭-૩૮ અધ્યાય ૨:૬૨ માં આ મહાવાક્ય પુરેપુરૂં આવ્યું છે. વધારે ખુલાસા માટે તે ઉપરની ટીકા જુઓ.

તરેહની) બ્હીક રહેનાર નથી અને તેઓ (કોઇ પ્રકારે) દુઃખી પણ થનાર નથી. ૬૯ (બનીઇસરાઇલો જો સત્ય સ્વીકારવાની ના પાડે તો એ કંઇ નવી વાત નથી. પુર્વે પણ) અમે (આ) બનીઈસરાઈલો (એટલે એમના વડીલો) પાસેથી પાકું વચન લઇ ચુકયા છીએ (કે તોરાત ઉપર દ્રઢ રહેવું) અને અમે એમની પાસે (ઘણા) પયગંબરો પણ મોકલ્યા. (પણ) જ્યારે કદી કોઈ પયગંબર એમની પાસે એવો હુકમ લઈ આવ્યો કે એમના મનને ગમતો નહોતો ત્યારે તેઓએ કેટલાકને પાખંડી કહ્યા અને કેટલાકને મારી નાંખ્યા. ૭૦ અને તેઓએ ધાર્યું કે (એમ કરવાથી) કંઇપણ આફત આવશે નહિ. અને (આ તેમની ખોટી કલ્પનાને લીધે) તેઓ આંધળા અને બહેરા થઈ ગયા (કે તેમણે નહિ સરળ માર્ગ જોયો કે નહિ સત્ય વાત સાંભળી). ત્યારબાદ (પણ એક વખત તેમણે પશ્ચાતાપ કર્યો અને) પરમેશ્વરે તેમનો પશ્ચાતાપ માન્ય કર્યો. એમ છતાં તેમનામાંના ઘણાખરા (ફરીથી) આંધળા અને બહેરા બન્યા; અને (આ વેળાના યહુદીઓ પણ) જે કંઈ કરતા રહ્યા છે તે પણ પરમેશ્વર જુએ છે. ૭૧. જે લોકો કહે છે કે મર્યમનો પુત્ર ખ્રિસ્ત એજ પરમેશ્વર છે, તેઓ (આમ બોલવાથી) નિઃસંશય નાસ્તિક થઇ ગયા. અને ખ્રિસ્ત (એમ) પ્રતિપાદન કરતો હતો કે ઓ બનીઈસ-રાઈલો! તમે પરમેશ્વરનીજ ઉપાસના કરો; કારણ તે મારો પણ પાલનકર્તા છે અને તમારો પણ પાલનકર્તા (છે. અને) એમાં સંશય નથી કે જે કોઈ પરમેશ્વરનો (કોઇને પણ) ભાગીદાર ઠરાવશે તો પરમેશ્વર તરફથી તેને સ્વર્ગ હરામ (નિષિદ્ધ) થઈ ચુકયું, અને તેનું ઠેકાણું નરકાગ્નિ છે. અને

(આવા) જુલમી લોકોનો કોઈપણ મદદગાર નથી. ૭૨. જે લોકો કહે છે કે પરમેશ્વર (આજ) ત્રીપુટીમાંનો (એક) ત્રીજો છે, તે પણ (આમ બોલવાથી) નિઃસંશય નાસ્તિક થઈ ગયા! અને ખરૂં જોતાં એકજ પરમેશ્વર સિવાય બીજો કોઇ ઉપાસ્ય (એટલે પરમેશ્વર) છેજ નહિ. અને (પરમેશ્વરના સંબંધમાં) જે (ગમે તે વાતો) આ લોકો બોલે* છે તેનાથી જો એ લોકો અટકશે નહિ તો ખચિત તેમનામાંથી જે લોકો નાસ્તિકપણું કરતા રહેશે; તેમને દુઃખદાયક શિક્ષા પહોંચશેજ પહોંચશે. ૭૩. તો શા માટે (આટલું સમજાવ્યા છતાં પણ) તેઓ પરમેશ્વર આગળ પશ્ચાતાપ કરતા અને ક્ષમા માગતા નથી? અને ખરૂં જોતાં, પરમેશ્વર (ઘણોજ) ક્ષમાવંત (અને) દયાળુ છે. ૭૪. મર્યમનો પુત્ર ખ્રિસ્ત માત્ર એક પયગંબર છે એટલુંજ. તેની અગાઉ પણ (અનેક) પયગંબરો થઇ ગયા છે. અને એની માતુશ્રી (મર્યમ પરમેશ્વરની એક) સાત્વિક (સેવિકા) હતી.

* આ જગાએ ખ્રિસ્તિઓના અનેક પંથમાંથી બે પંથના મત આપ્યા છે. એક પંથ ખ્રિસ્ત યેશુને પરમેશ્વર સમજતો હતો અને બીજો એવી અજબ રીતે પરમેશ્વરને માનતો હતો કે પરમેશ્વર અને યેશુ અને પવિત્ર આત્મા આ ત્રણેમાં પરમેશ્વરત્વ છે. એટલે એમાંના દરેક જણ પરમેશ્વર છે. પરમેશ્વરે આનું ખંડન કરી કહ્યું કે આ સઘળા નાસ્તિક મતો છે. પરમેશ્વર તો એકજ છે. સત્યપંથી કહેડાવનારા ખ્રિસ્તીઓની વ્યાખ્યા પ્રમાણે પરમેશ્વર એટલે સત્વ, પુત્ર એટલે જ્ઞાન અને પવિત્ર આત્મા એટલે જીવન, એમ જો માની ચાલીએ તોપણ તેમનું અસ્તિત્વ જુદુ જુદુ હોવાથી તે એક થઇ શકે નહિ, જુઓ મત્તય ૨૭:૪૬ અને યોહાન ૧૬:૭.

(બીજાં માણસોની માફક એ) બન્ને(માય દીકરા) અન્ન* ખાતા હતા. (ઓ પયગંબર!) જો તો ખરો કે અમે (અમારા) પ્રમાણો આ લોકોને કેવાં સ્પષ્ટ કરી કરી કહીએ છીએ! પણ તેમ છતાં જો! કે (શેતાનના ભમાવવાથી) આ લોકો કયાંને કયાં ઉલટા ભટકતા જાય છે! ૭૫. (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે શું તમે પરમેશ્વર સિવાય એવી વસ્તુની પૂજા અર્ચા કરો છો કે જેના અખત્યારમાં તમારૂં નુકસાન કે નફો (કંઇજ) નથી? (અખત્યાર તો એક તરફજ; તેમને તમારા નફાનુકસાનની ખબર પણ નથી). અને પરમેશ્વરજ એવો છે કે (તે સઘળાનું) સાંભળે છે (અને સર્વ કંઇ) જાણે છે (અને સઘળો અખત્યાર પણ તેનોજ છે.) ૭૬. (ઓ પયગંબર! આ લોકોને કહે કે હે ગ્રંથધારી લોકો! તમે તમારા ધર્મમાં નાહક (અમસ્તી) અતિશયોક્તિ કરતા નહિ; અને જે લોકો (તમારી) અગાઉ ભમાઇ ચુકયા છે અને જેમણે ઘણા ખરાને ભમાવી મુકયા છે અને (એવી રીતે) સરળ માર્ગ ઉપરથી ભટકી ગયા છે તે લોકોના (એટલે પોતાના વડીલોના મનની) ઇચ્છાઓનું અનુકરણ કરતા નહિ. ૭૭. બનીઈસરાઇલોમાંથી જે લોકોએ નાસ્તિકપણું કર્યું, તેમના ઉપર દાઉદની† અને મર્યમના

---

* મતલબ કે બન્નેને ભુખ લાગતી હતી અને અન્નની ઇચ્છા થતી હતી; અને પરમેશ્વર તો નિરપેક્ષ અને બેપરવા હોવો જોઇએ.

† દાઉદ કિંવા દાવિદના મ્હોડે આયલામાંના લોકો ઉપર શબ્બાથનો અનાદર કરવાને લીધે શાપ થયો.

પુત્ર ઈસાની* જીભથી (પરમેશ્વરનો) શાપ થયો. આ (શાપ તેમના ઉપર) એટલા માટે (થયો) કે તેઓએ આજ્ઞા ભંગ કીધો અને તેઓ મર્યાદા બહાર જતા હતા. ૭૮. જે ખરાબ કામ તેઓ (એક વખત) કરવા માંડતા હતા તેનાથી તેઓ દુર થતા નહોતા. અર્થાત એ લોકો જે કામો કરતા હતા તે (ઘણુંજ) ખરાબ છે. ૭૯. (ઓ પયગંબર!) તું આ (યહુદીઓ)માંથી ઘણા ખરાને જોશે કે તેઓ નાસ્તિકો સાથે મિત્રતા રાખે છે. અલબત તેમણે પોતાને માટે જે આગળ કર્યું તે (ઘણુંજ) ખરાબ છે; કારણ (તેનું પરિણામ આ થયુ કે આ લોકમાં પણ) પરમેશ્વર તેમનાથી નાખુશ થયો અને (પરલોકમાં પણ) તેઓ સઘળો વખત શિક્ષામાંજ રહેશે. ૮૦. અને જો (એ લોક) પરમેશ્વર ઉપર તથા (પોતાના) પયગંબર (મુસા) ઉપર અને જે (પુસ્તક) તે (પયગંબર)ને પ્રકટ થયું તે ઉપર વિશ્વાસ રાખતા હોત, તો તેઓ નાસ્તિકોને મિત્ર નહિ બનાવતે. પરંતુ એમનામાંના ઘણા ખરા આજ્ઞાનો ભંગ કરનારા છે. ૮૧. (ઓ પયગંબર!) મુસલમાનો સાથે વેરભાવ રાખવાના સંબંધમાં યહુદીઓ અને મૂર્તિપૂજકોને તું સઘળા લોકોમાં વધારે સખત જોશે, અને મુસલમાનો સાથે દોસ્તી રાખવાના સંબંધમાં સઘળા લોકોમાં જે લોકો કહે છે કે અમે ખ્રિસ્તી છીએ તેમને તું વધારે નજીક જોશે.

* મર્યમના પુત્ર ઇસા અથવા યેશુને મ્હોડે, જે લોકોએ તેમને માટે આવેલી થાળીના ચમત્કાર ઉપર વિશ્વાસ રાખ્યો નહિ તેમના ઉપર શાપ થયો. બાઇબલમાં આને જે (Table) મેજ કહ્યું છે તે મોટી ભુલ છે. કારણ હઝરત ઇસા એશીયાના રહીવાસી હતા અને તે વખતે મેજ ઉપર જમવાનો ચાલજ ન હોતો

(મુસલમાનો તરફ ખ્રિસ્તીઓની) આ (વૃત્તિ) આ કારણને લીધે છે કે તેમનામાંની કેટલીક ઉપાધ્યાય મંડળી અને (મઠવાસી) સાધુ સંત છે; અને (તેમજ) એ કે એ લોકો અહંકાર* કરતા નથી. ૮૨.

* એટલે યાહુદી લોકો જેમ અહંકાર કરતા હતા તેમ ખ્રિસ્તી ગર્વિષ્ટ ન હોતા. તેઓ નમ્ર સ્વભાવના હોઈ વિચાર કરવાની છુટ મળતાં સત્ય સ્વીકારવા તૈયાર હતા. પરંતુ પાદરીઓના હદપારના અંકુશને લીધે તેમને વિચાર કરવાની છુટ મળતી નથી. એથીજ તેઓ અધર્મને ધર્મ સમજી બેઠા છે. જગતનાં સંસ્કૃતીના સમયમાં આ પરિસ્થિતી. કાયમ રહે એટલે સઘળું ઘોટાળો અને અંધેરજ છે એમ સમજવું જોઇએ. પાદરીઓની સત્તા એટલી બેઠી છે કે તે કરે તે સવાવીસ. તેમની વિરૂદ્ધ કોઇ ખરો મત પણ પ્રતિપાદન કરે તો બીચારો ધમ વિરૂદ્ધ (Heretic) ઠરે છે. પણ અગાઉ ખ્રિસ્તી ઉપાધ્યાય તથા સાધુ સંતોની વાત ઘણી ખરી આવી ન હોતી, તેથીજ ઘણા ખ્રિસ્તીઓ મુસલમાન થયા. અને જેઓ ઇસ્લામનો અભ્યાસ કરે છે અને સમજે છે તેઓ હજી પણ મુસલમાન થયા કરે છે.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૭ મો.

### સૂરતુલ—માઇદઃ ( ચાલુ. )

અને જ્યારે(તે લોક કુરઆન) જે (અમારા આ) પયગંબર (મોહંમદ)ને પ્રકટ થયું છે તે સાંભળે છે, ત્યારે (ઓ વાચક શ્રોતા!) તું તેમની આંખોને જોઈશ કે તે આંસુ ઢાળે* છે;

* આ વાકયો હબશી એટલે ઇથિઓપીયાના ખ્રિસ્તી રાજા નજ્જાશી અને તેના દરબારી લોક જેઓ ખ્રિસ્તી હતા તેમના સંબંધમાં પ્રકટ થયાં છે. વાત એમ છે કે હઝરત પયગંબર સાહેબે જ્યારે ઇસ્લામના ઉપદેશની શરૂઆત કરી ત્યારે પયગંબરના કુટુંબમાના કુરેશી લોક ઘણા ઉશ્કેરાઇ ગયા; કારણ કે ઇસ્લામ ધર્મનો ઉપદેશ કરવાથી તેમના પૂર્વજોના ધર્મને આડખીલી થતી હતી. પહેલાં પહેલાં તો તેમણે ધમકાવી તથાં ડરાવી ઇચ્છયું કે એ વાત ૧ દાબી દેવી. પરંતુ પયગંબર સાહેબ તો એક સરખો ઉપદેશ કરતા અને લોકો પણ એક બે કરતાં ઇસ્લામની દિક્ષા લેવા લાગ્યા. ત્યારે કુરેશી લોકોએ બીજાં કુટુંબોને ઉશ્કેરાવી અને ભમાવી સર્વ મળી મુસલમાનોને અનેક પ્રકારે હેરાન કરવાનું શરૂ કર્યું. પયગંબર સાહેબ પોતાના કાકા અબુતાલબના રક્ષણમાં હતા, અને તે કુરેશીઓના સરદાર લોકોમાંના હોવાથી સામા પક્ષવાળા લોક પયગંબરને કંઇ કહી શકયા નહિ. પરંતુ બીજા મુસલમાનોને ઘણી મુશ્કેલી પડી અને તે વખતે પયગંબર સાહેબમાં પણ એટલી તાકત ન હોતી કે તેમનું સંરક્ષણ કરી શકે. આખરે નિરૂપાય થઈ તેમણે પરવાનગી આપી કે ઇથિઓપીયાના સદાચરણી, ન્યાયી, અને પ્રજાવત્સલ રાજા

એટલા માટે કે તેમને સત્ય વાતની ઓળખ થઇ છે. (કુરઆન સાંભળી) તેઓ પ્રાર્થના કરવા લાગે છે કે ઓ અમારા પાલનકર્તા! અમે વિશ્વાસ રાખ્યો છે. તો (સત્યધર્મની) સાક્ષી પુરનારાઓ સાથે તું અમને પણ લખી રાખ. ૮૩. અને અમને શું (દીવાનાપણું લાગી ગયું) છે કે પરમેશ્વર ઉપર અને જે સત્ય વાત અમારી પાસે આવી છે તેના ઉપર તો અમે વિશ્વાસ નહિ રાખીએ; અને એવી ઉમેદ રાખીએ કે અમારો પાલનકર્તા અમને સદાચરણી લોકોની સાથે (સ્વર્ગમાં લઈ જઇ) દાખલ કરે? ૮૪. તો તેમના આ

---

નજ્જાશીના રાજ્યમાં મુસલમાનોએ જઇને રહેવું. ટુંકમાં પ્રથમ ૧૧ પુરૂષો અને ૪ સ્ત્રીઓએ ત્યાં આશ્રય લીધો. આ પહેલી હિજરત એટલે સ્વદેશ ત્યાગ કહેવાય છે. આ લોકોમાં પયગંબર સાહેબની પુત્રી રૂકિયા અને તેમના પતિ હઝરત ઉસ્માન બિન અફ્ફાન અને પયગંબરના ફોઇના છોકરા ઝુબેર બિન અવામ્મ પણ હતા. બીજી વખતે પયગંબરના કાકાના છોકરા જાફર તય્યાર બિન અબુતાલિબ બીજા મુસલમાન સ્ત્રીપુરૂષો સાથે ત્યાં પહોંચ્યા. સ્ત્રીઓ અને છોકરાંઓ સિવાય ૮૨ માણસો એકઠાં થયાં. ત્યાં પણ કુરેશી લોકોએ તેમને સુખેથી રહેવા દીધા નહિ; અને નજ્જાશી પાસે જઇ ચાડી કરવા લાગ્યા કે એઓ અધર્મી હોઇ તમારા દેશમાં ફિસાદ ફેલાવવા માટે આવ્યા છે. એ તમારા ઇસુ ખ્રિસ્તને પણ માનતા નથી. આ ઉપરથી નજ્જાશીએ મુસલમાનોને બોલાવ્યા. હઝરત જાફર સઘળાની તરફથી વકીલ થયા અને તેમણે કુરઆનના કંઇ અધ્યાય અને ખાસ કરીને મર્યમનો અધ્યાય સંભળાવી પોતાના ધર્મ મત નજ્જાશીને જાહેર કર્યા. તે અને તેના દરબારીઓ કુરઆન સાંભળી રડી પડયા અને તેમણે ઇસ્લામની સત્યતા કબુલ કરી; અને તેઓ અને નજ્જાશી મુસલમાન થયા.

કહેવા માટે પરમેશ્વરે તેમને (સ્વર્ગના) એવા બાગો આપ્યા કે જેની નીચેથી (પાણીની) નદીઓ વહે છે; (અને તેઓ) ત્યાં સદા રહેશે. અને (ખરા દીલથી) સારાં કામ કરનારાનો આજ બદલો છે. ૮૫. અને જે લોકોએ (સત્ય ધર્મ એટલે ઇસ્લામનો) અસ્વીકાર કર્યો અને અમારી નિશાનીઓને પાખંડ કહી, એજ નરકવાસીઓ છે. ૮૬. ઓ મુસલમાનો! પરમેશ્વરે જે ચોખ્ખા પદાર્થ તમારે માટે અનિષિદ્ધ—હલાલ ઠરાવ્યા છે તે તમે (પોતાને માટે) નિષિદ્ધ—હરામ કરતા નહિ; અને મર્યાદા બહાર જતા નહિ. કારણ, પરમેશ્વર મર્યાદા બહાર જનારાને પસંદ કરતો નથી. ૮૭. અને પરમેશ્વરે જે તમને હલાલની અને ચોખ્ખી રોજી આપી છે તેમાંથી તમે (બેધડક) ખાઓ અને પરમેશ્વર જેના ઉપર તમે વિશ્વાસ રાખો છો તેનો ભય રાખો. ૮૮. તમારી સોગનમાં જે નિરર્થક* છે તે માટે પરમેશ્વર કંઇ તમને પકડનાર નથી. પણ (હા) પાકા સમ ખાઓ (અને પછી તે નહિ પાળો) તો પરમેશ્વર તે માટે તમને પકડશે. તો આ (પાકા સમ તોડવા) નું પ્રાયશ્ચિત. દશ ગરીબ ગુરબાંને મધ્યમ પ્રકારનું ભોજન કે જે તમે તમારા કુટુંબને ખાવા આપો છો, તે આપવું એ છે; અગર તે-(જ દશ ગરીબ ગુરબાં) ને કપડાં લતાં આપવાં; અગર એક ગુલામને† છૂટો કરવો. પછી જેને (આમાંથી કંઇ) મળી શકે

* નિરર્થક સમ એટલે આગળના કંઇ વૃતાંત ઉપરથી જો ખરૂં કહીએ તો તે ખરી નથી તો પણ તેને ખરી સમજી સમ ખાવા અથવા જેનો સંકલ્પ અને ઇરાદો નહિ હોય છતાં મ્હોંમાંથી નીકળી જાય તે સમ.

† ગુલામ મુસલમાન હોય કે મૂર્તિપૂજક હોય તેને છોડી મુકવો એ સમ તોડવાનું પ્રાયશ્ચિત છે. માણસોને અગાઉથી ચાલતી

નહિ તો ત્રણ દિવસના ઉપવાસ પાળવા. જ્યારે તમે કંઈ સમ ખાઓ (અને તેમાં બરાબર નહિ ઉતરો) ત્યારે આ તમારા સમનું પાયશ્ચિત છે. અને તમે પોતાના સમ (પુરા કરવા)ની સંભાળ રાખો. એવીજ રીતે પરમેશ્વર પોતાના હુકમ તમને સ્પષ્ટ કરી કહે છે કે કદાચિત તમે (તેનો) આભાર માનશો; (કે તે તમને અદબ શિખવે છે.) ૮૯. ઓ મુસલમાનો! ખરેખર દારૂ અને જુગાર અને મૂર્તિઓના સ્થાન અને (શુકન જોવાનાં) બાણ (એમાંનું દરેક કામ) માત્ર નાપાક શેતાની કામ છે; માટે તેનાથી દુર રહો કે કદાચિત તમે (તમારા હેતુમાં) સફળ થઈ જાઓ. ૯૦. શેતાન તો એટલુંજ ઇચ્છે છે કે દારૂ અને જુગાર* વડે તમારામાં તેણે શત્રુતા અને દ્રેષ નાંખવા; અને તમને પરમેશ્વરનું નામ સ્મરણ કરવાથી અને નમાઝ પઢવાથી અટકાવવા; તો શું (શેતાનના છળ પ્રપંચ સમજાયા પછી, હજી પણ) તમે પાછા હઠશો (કે નહિ)? ૯૧. અને તમે પરમેશ્વરની આજ્ઞા માનો અને પયગંબરની આજ્ઞા માનો; અને (હુકમનો અનાદર કરવાથી)

આવેલી ગુલામગીરીમાંથી મુકત કરવાના હેતુથી પરમેશ્વરે કુરઆનમાં બીજાં અનેક કામના પ્રાયશ્ચિત તરીકે આ નિયમ દાખલ કરી દીધો છે. તેથી ગુલામગીરી ઉપર દાબ બેસતાં તે ધીમે ધીમે નષ્ટ થાય.

* પ્રાચીન કાળમાં અરબ લોકોનો એવો રિવાજ હતો કે તે પાસાને બદલે બાણ વાપરતા. બાણ ઉપરથી તેઓ શુકન જોતાં અને ખાસ કરીને તેમાંજ જુગાર ખેલતા અને હારજીત કરતા. આપણા હિન્દુસ્તાનમાં બાણની જગાએ માત્ર પાસા છે. સોકટાંના અને રમલના પાસા નાંખવા એ ગમે તેમ પણ એક જાતનો જુગારજ છે. અને જુગાર ગમે તેવો હોય તો પણ તે નિષિદ્ધ છે.






બ્હીતા રહો. આ પછી પણ જો તમે (ઇશ્વરની આજ્ઞા તરફથી) મ્હોડું ફેરવશો તો જાણજો કે અમારા પયગંબર ઉપર(નું કર્તવ્ય અમારા હુકમ) ખુલ્લે ખુલ્લા પોહોંચાડવાનું છે એટલુંજ. (માટે નહિ માનવાથી તમે તમારૂંજ નુકસાન કરશો.) ૯૨. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામો પણ કર્યાં, તો જે કંઈ (મનાઈ હુકમ થયા અગાઉ) તેઓ ખાઈ પણ ચુકયા હોય, તેમાં તેમની ઉપર (કોઈ પણ જાતનુ) પાપ નથી. જે અર્થે તેમણે (હરામ પદાર્થ વિષે) સાવચેતી* રાખી અને વિશ્વાસ આણ્યો અને સારાં કામો કર્યાં; પછી ફરીથી તેઓ (નિષિદ્ધ પદાર્થ વિષે) સાવચેત રહ્યા અને વિશ્વાસ રાખ્યો; પછી પણ (હરામ વિષે) તેમણે સાવચેતી રાખી અને પરોપકાર કર્યાં; તે અર્થે (પરમેશ્વર તેમને તેમનો બદલો આપશે.) અને પરમેશ્વર (ખરા ભાવથી) સુકૃત્ય† કરનારાઓને પસંદ કરે છે. ૯૩.

* આમાં વિશ્વાસ અને સાવચેતીનું જે અનેક વખત વર્ણન કરવામાં આવ્યું છે તેથી મનુષ્યનું પરમેશ્વર તરફનું કર્તવ્ય તથા તેના પોતાના વિષેનુ કર્તવ્ય અને બીજા લોકો સાથેનો સંબંધ આ ત્રણ વાતો તરફ ઇશારો જણાય છે.

† દારૂ અથવા મદ્યપાન મુસલમાનોમાં એકેજ વખતે નિષિદ્ધ થયાં નહિ. પણ તે ખરાબ અને તુચ્છકારી કહાડવા જેવું હોવા વિષે વખતો વખત મહાવાકયો પ્રકટ થતાં હતાં. જે લોકો તે સમયે વધારે સમજદાર હતા તેઓ શરૂઆતથીજ આગળ પાછળ જોઇ ચાલતા હતા. જ્યારે જ્યારે દારૂની નિંદા વિષે એકાદ વાકય પ્રકટ થતું ત્યારે ત્યારે લોકો તે વિષે ખબરદારી રાખતા. આવી રીતે વારંવાર કરવાથી કેટલાકો સમજવા લાગ્યા હતા કે આખરે દારૂ નિષિદ્ધ ઠરાવવામાં આવશે, અને થયું પણ એમજ. હઝરત ઉમર જેવા પ્રતાપશાળી




ઓ મુસલમાનો! એક (નાની સરખી) વાત એટલે શિકાર, જેના લગી તમારા હાથ અને તમારા ભાલા પહોંચી શકે તેના ઉપરથી પરમેશ્વર તમારી (આજ્ઞા ધારકપણા વિષે) ખાસ કસોટી કરી જોશે; એટલા માટે કે પરમેશ્વરે જાણી લેવું કે કોણ (એવો છે કે) જોયા* વિના પણ તેની બ્હીક રાખે છે. પણ આ (મનાઈ) પછી જે કોઈ હદ બહાર જશે તો તેને માટે દુઃખદાયક શિક્ષા (તૈયાર) છે. ૯૪. ઓ મુસલમાનો! જ્યારે તમે એહરામ (એટલે હજનો પોશાક) ધારણ કર્યો હોય, ત્યારે શિકારને મારતા નહિ. અને તમારામાંનો જે

---

પ્રહસ્થને પણ ઘણી વખત એનો અંદેશો આવતો; અને તેઓ પ્રાર્થના કરતા કે ઓ પરમેશ્વર! મદ્યપાન વિષે અમને તું સ્પષ્ટ હુકમ આપ. ત્યારે આ વાક્ય પ્રકટ થવાથી મદ્યપાન નિષિદ્ધ ઠર્યું. આમાં સાવચેતી રાખી અને વિશ્વાસ રાખ્યો એ શબ્દો વારંવાર આવેલા છે તે ઉપરથી એવો અર્થ નીકળે છે કે જેમ જેમ દારૂનાં માઠાં પરિણામ વર્ણવવામાં આવ્યાં તેમ તેમ લોકો તે વિષે સાવચેત રહેવા લાગ્યા. જુગારનું પણ લગભગ એમજ થયું. આ ઉપરથી એ પણ દેખાઈ આવ્યું કે દારૂ અને બીજાં દુર્વ્યસનો એકદમ કોઇનાથી પણ છોડાતાં નથી એટલે પરમેશ્વરે માનવ સ્વભાવ ધ્યાનમાં લઈ ધીમે ધીમે નિષિદ્ધ કરી અટકાવ્યાં.

* એટલે એકાદ માણસને હાથે શિકાર લાગે અને તે હજનાં વસ્ત્રનું માન રાખી તે શિકાર નહિ મારે તો તે પોતાના વિશ્વાસની કસોટીમાં બરાબર ઉતર્યો કહેવાય. કારણ શિકાર તેના હાથમાં છતાં પરમેશ્વરની બ્હીક એટલે તેની આજ્ઞા તરફ આદર બુદ્ધિ જોકે તેણે પરમેશ્વરને જોયો નહિ તો પણ તેના મનમાં આવી શિકારને મારવાથી તે અટક્યો. તો જેમ જેમ ઈશ્વરી આજ્ઞા થાય તેમ તેમ તે પાળવી એજ ઈસ્લામી કર્તવ્ય છે.

કોઇ જાણી જોઇને શિકારને મારશે તો (તેનો) બદલો જેવાં જનાવરને તેણે માર્યું છે, ચોપગાં જનાવરોમાંથી તેના જેવુંજ (જનાવર) કે જે તમારામાંથી બે મુનસફ ઠરાવે તે (આપવું પડશે; અને એ) બલીદાન કાબામાં પહોંચાડવું જોઇશે; અથવા પ્રાયશ્ચિત (એટલે તેની કિંમતમાં જેટલાં) ગરીબગુરબાં (ની વ્યવસ્થા થાય તેટલાં) ને ભોજન કરાવવું અથવા આ (ગરીબગુરબાંની સંખ્યા) જેટલા અપવાસ પાળવા એ છે; એટલા માટે કે તે પોતાનાં કર્મના માઠા પરિણામનો સ્વાદ ચાખે. અગાઉ જે થઇ ગયું તેની પરમેશ્વરે માફી આપી છે, અને જે કોઇ ફરીથી (એવાં કામ કરશે તો) પરમેશ્વર તેની પાસેથી (આજ્ઞાનો ભંગ કરવા માટેનો) બદલો વાળી લેશે. અને પરમેશ્વર સમર્થ (અને) બદલો લેનારો પણ છે. ૯૫. સમુદ્રમાંના શિકારની અને સમુદ્રમાંના ખાવાના પદાર્થની (જે શિકાર વિના હાથ લાગે તેની એહરામની સ્થિતિમાં પણ) તમને છુટ આપવામાં આવે છે કે જેથી તમને ફાયદો પોહોંચે અને (બીજા) મુસાફરોને પણ (ફાયદો થાય.) અને જંગલનો શિકાર જયાં સુધી તમે હજનાં વસ્ત્ર ધારણ કરેલાં હોય ત્યાં સુધી તમને નિષિદ્ધ છે. અને પરમેશ્વર જેની પાસે તમો (સઘળા) ને એકત્ર થઇ જવાનું છે તેનાથી બ્હીતા રહો. ૯૬. પરમેશ્વરે કાબાના પવિત્ર ધામને માણસો માટે (શાંતિ અને સમાધાન) જાળવી રાખવાનાં કારણ (તરીકે) ઠરાવ્યું છે; અને (તેવીજ રીતે) પવિત્ર મહીનાને અને (હજના) બળીદાન(ના જનાવરો)ને અને જે (જનાવરો) ને બલીદાન માટે ખાસ કરી તેની નિશાની દાખલ તેમના ગળામાં) માળા

બાંધી છોડી છે તે (જનાવરો) ને પણ. એ એટલા માટે કે તમે જાણી લ્યો કે જે કંઈ આકાશમાં અને જે કંઈ પૃથ્વીમાં છે તે (સઘળું) પરમેશ્વર જાણે છે; અને એ કે પરમેશ્વર સર્વજ્ઞાની* છે. ૯૭. તમે જાણજો કે પરમેશ્વર શિક્ષામાં પણ (ઘણો) કડક છે; અને એ પણ કે પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૯૮. પયગંબરના ઉપર (ઇશ્વરાજ્ઞા) પહોંચાડવા સિવાય બીજું કંઈ નથી. અને જે કાંઈ તમે લોકો જાહેરપણે કરો છો અને જે કાંઈ છુપી રીતે કરો છો તે (સઘળું) પરમેશ્વર જાણે છે. ૯૯. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે મલીન† (એટલે અશુદ્ધ) અને સ્વચ્છ (એટલે શુદ્ધ પદાર્થ, દરજ્જામાં) સરખા થઇ શકતા નથી; અને (પછી) જો કે મલીન પદાર્થની રેલછેલ તને મોહકજ લાગે.

---

* કાબાને શાંતતાવું ધામ ઠરાવવું અને હાજી એટલે યાત્રાળુ લોકોના અને બલીદાનના જનાવરોનાં સંરક્ષણનો હુકમ આપવો અને ઝીલ્કાદ, ઝીલ્હજ, મોહર્રમ અને રજબના ચાતુર્માસને સાર્વજનિક શાંતિના મહિના ઠરાવવા એ સઘળી પૂર્વ વ્યવસ્થા પરમેશ્વરનાં સર્વજ્ઞાનનાં પ્રમાણ છે. કારણ એમાં હજારો છુપા ભેદો તથા યુકિતઓ છે. એમાં વળી મક્કાનું વસાવવું અને તેની આબાદી તથા શોભા અને અરબ જેવા જંગલી લોકોમાં એવી યુકિતથી શાંતિ કાયમ કરવી એ પણ છે.

† મલીન અને સ્વચ્છ એ શબ્દોમાં નાસ્તિકપણા અને વિશ્વાસનો ઇશારો છે. જગતમાં લોકો પુષ્કળ નાસ્તિકપણાનાં કામ કરે તોપણ પરમેશ્વર આગળ નાસ્તિક અને અધર્મી લોકો તિરસ્કાર પાત્ર અને તુચ્છ છે એટલું તો ખરૂંજ. મલીન અને સ્વચ્છ એ શબ્દો પદાર્થ વિષે વાપરતાં તેનો અર્થ નિષિદ્ધ–હરામ અને નિષિદ્ધ નહિ એટલે હલાલ એવો થાય છે.

તો ઓ બુદ્ધિવંત લોકો! તમે પરમેશ્વરથી બ્હીતા રહો કે કદાચિત તમે (તમારા મનોરથમાં) સફળ થાઓ. ૧૦૦. ઓ મુસલમાનો! તમે (ઘણી ખરી) વાતો (સ્પષ્ટ કરી) પુછો નહિ; કારણ જ્યારે તમને તે જાહેર કરવામાં આવશે ત્યારે તે તમને ખરાબ લાગવા માંડશે. અને કુરઆન પ્રકટ થાય છે, એવી વખતે વાતની (ઘણી) પુછપરછ કરશો તો તે તમને જાહેર પણ કરવામાં આવશે; (પછી તમે ખરાબ માનશો. એથી હવે,) પરમેશ્વરે તે (કૃત્યો)ની માફી આપી છે. અને પરમેશ્વર ક્ષમાવાન (અને) સૌમ્ય છે. ૧૦૧ તમારી અગાઉ પણ લોકોએ એવીજ વાતો (પોતાના પયગંબરોને) પુછી છે; પછી (જ્યારે તેમને તે કહેવામાં આવી ત્યારે) તેઓ તે (પ્રમાણે અમલ કરવા) ના પાડવા* લાગ્યા. ૧૦૨.

* આ વાકયના સ્પષ્ટીકરણ બાબત શાહ અબ્દુલ કાદિર સાહેબ લખે છે: એટલે તમે જાતે થઇ પયગંબર સાહેબને પુછતા નહિ કે આ વસ્તુ શાસ્ત્રાનુસાર છે કે નહિ; એ કામ કરવું કે નહિ. તો પછી તેમણે જે કંઈ ફરમાવ્યું હોય તે પ્રમાણે અમલ કરો અને જેની આજ્ઞા થઈ નથી તેની છુટ છે એમ જાણો. આથી ધર્મ પ્રમાણે ચાલવું રહેલું થશે. અને જો દરેક વાતનો ઉત્તર આવશે તો ધર્માચરણ કઠણ થઇ જશે. પછી જેમ અગાઉના લોક તે પ્રમાણે વર્તી શકયા નહિ તેમ તમે પણ વર્તી શકનાર નથી. ત્યાર પછી નાસ્તિકોના રીતરિવાજ કહ્યા એટલે તે પુછવાની જરૂરજ રહે નહિ. પરમેશ્વરે જે કંઈ કહ્યું નથી તે આધાર વિનાનું છે. એવીજ રીતે નિરર્થક વાત પુછવી એ પણ વ્યર્થ છે. કોઇએ પુછ્યું કે મારો બાપ કોણ હતો; અથવા મારી સ્ત્રી ઘેર શું કરે છે? તો તેનો પયગંબર જવાબ આપશે; અને જો ખરેખર માઠો જવાબ આપે તો પછી તે માણસને પસ્તાવવું પડે.






'બહીરા' અને 'સાઈબા' અને 'વસીલા' અને 'હામી'* (એમાંથી) કંઇપણ પરમેશ્વરે મુકરર કર્યું નથી. ઉલટું, જેઓ નાસ્તિક થયા છે તેઓ પરમેશ્વર ઉપર ખોટાં (ખોટાં) કુભાડ રચે છે. અને તેમમાંના ઘણાખરા અક્કલ રાખતા નથી. ૧૦૩. અને જયારે તે (લોકો) ને કહેવામાં આવે છે કે જે (કુરઆન) પરમેશ્વરે પ્રકટ કર્યું છે તે તરફ અને (પરમેશ્વરના) પયગંબર તરફ આવો (અને જે હુકમ તે આપે તે માન્ય કરો. તેના જવાબ તરીકે) તેઓ કહે છે કે જે (માર્ગ) ઉપર અમે અમારા વડીલોને (ચાલતા) જોયા છે તેજ (માર્ગ) અમને બસ છે; અને જો કે તેમના વડીલો કંઇજ

* બહીરાં એટલે કાન ફાટી ગએલી હોય એવી ઉંટણી કે જે મૂર્તિને નામે કાન ચીરીને છોડી દેવામાં આવતી; પછી તેનો કોઈ દુધ દોહોતું નહતું, 'સાઇબા' એક ઉટડી વા કોઇ ઢોર કે જેની પાસે કોઇ પણ જાતની ચાકરી કરાવવામાં આવતી નહિ અને તેને બીડમાં ચરવા સારૂ છોડી મુકતા. 'વસીલા' એટલે જે ઉંટણીને પહેલી વેતર થાય ત્યારે તે બે માદાં થાય તે; તેને શુભ સમજી છોડી દેવામાં આવતું. 'હામી' એટલે નર ઉંટ જેનાથી કેટલાંક બચ્ચાં થઈ ગયાં હોય; અને જીંદગીના છેવટના ભાગમાં તેને છોડી મુકવામાં આવે તે. આ અને એવાજ કંઇ રીત રિવાજને અરબ લોકોએ પોતાના ધર્મનો એક અંશ બનાવી મુકયો હતો. હિંદુસ્તાનમા પણ હિંદુ લોક ગાય બળદ વગેરેને દેવને અર્પણ કરી છોડી મુકે છે. વળી અહીના આગ્રાની મુસલમાનોમાં પણ આ કદાચ હોય. તો તેમણે આ ધર્મ વિરૂદ્ધ રિવાજ એકદમ છોડી દેવો જોઇએ. કારણ પરમેશ્વરે એવી નિરર્થક અને નકામી બાબતની મનાઇ કરી છે.

જાણતા નહોતા અને સરળ માર્ગ ઉપર પણ રહ્યા નહોતા તોપણ શું (એ લોક તેમનુંજ અનુકરણ કરશે)? ૧૦૪ ઓ મુસલમાનો! તમે તમારી પોતાની ખબરદારી રાખો. જે અર્થે તમે સરળ માર્ગ ઉપર છો, તે અર્થે કોઇપણ ભમો (તેના ભમવાથી) તમને (કંઇ) નુકસાન પહોંચી શકતું નથી. તમો સઘળાને પરમેશ્વર પાસે પાછા ફરી જવાનું છે; (તમે જ્યારે તેની પાસે જશો) ત્યારે તમે જે કંઈ (જગતમાં) કરી રહ્યા છો. તે(ના સારા નરસા)ની તે તમને ખબર આપશે. ૧૦૫. ઓ મુસલમાનો! જ્યારે તમારામાંથી કોઇ એકાદ જણને મૃત્યુ આવે (અને તે મૃત્યુ પત્ર કરવા માંડે) તો મૃત્યુ લેખ કરતી વખતે તમારી વચ્ચે સાક્ષી(નો આ કાયદો હોવો જોઇએ કે) તમારામાંના બે ન્યાયી (માણસો)ની (સાક્ષી) હોવી જોઇએ અથવા જો તમે પૃથ્વી ઉપર પ્રવાસ કરતા હો અને (પ્રવાસમાંજ) મૃત્યુનું સંકટ તમારા ઉપર આવી પડે. (અને મુસલમાન સાક્ષીદાર સહેજમાં પ્રાપ્ત ન થાય;) તો તમો (મુસલમાનો) સિવાય બે બીજા (સાક્ષીદારો પણ ચાલશે. પછી) જો તમને (તેમની સત્યતા માટે કોઈ જાતની) શંકા આવે. તો તમારે તે બન્નેને (અસરની*) નમાઝ પછી રોકી રાખવા; પછી તે બન્નેએ પરમેશ્વરના સમ ખાઇ (પ્રતિજ્ઞાપૂર્વક) કહેવું કે અમને સત્ય કહેવા માટે કંઇપણ બદલો લેવો નથી; પછી (જેની અમે સાક્ષી પુરીએ તે અમારો) સગો કેમ હોય નહિ! અને અમે પરમેશ્વરને લગતી

---

* અસરની નમાઝ ત્રીજે પહોરે થાય છે. પયગંબર સાહેબે પણ એવીજ હકીકતમાં સાક્ષીદાર પાસેથી એ નમાઝ પછી સમ લેવડાવ્યા હતા.

સાક્ષી દાબી રાખવાના નથી. એમ કરીશું તો નિ:સંશય અમે (પરમેશ્વરના) ગુન્હેગાર થઇશું. ૧૦૬. પછી જો (સાક્ષી આપ્યા પછી) એવું જણાઇ આવે કે બન્ને (સાક્ષીદાર ખોટી સાક્ષી આપવાના) ગુન્હાને પાત્ર ઠર્યા તો (તેમના ખંડન માટે) તેમની જગાએ બીજા બે (સાક્ષીદાર) એવા લોકોમાંથી (સાક્ષી પુરવાને) ઉભા રહેવા જોઇએ કે જેમનો હક (તે બન્ને સાક્ષીદારોમાંથી દરેક જણે લેવા ઈચ્છયો હતો (અને એ નવા સાક્ષીદારો ફરીયાદી પક્ષના) પાસેના સગા* હોવા જોઇએ); પછી (આ નવા સાક્ષીદારોએ) પરમેશ્વરના સમ ખાવા કે પહેલા બન્ને (સાક્ષીદારો)ની સાક્ષી કરતાં અમારી સાક્ષી વિશેષ ખરી છે અને અમે (સાક્ષી આપવામાં કોઈપણ રીતે) વધારીને કહ્યું નથી. એવું કર્યું હોય તો અમે નિ:સંશય જુલમી છીએ. ૧૦૭. આવી (જાતના સમ)થી એ વધારે સંભવિત છે કે લોકો (પરલોકની બ્હીકને લીધે) યથાસ્થિત†

* આ શરત એટલા માટે છે કે પાસેનાં સગા મૈયતની પાસે હોવાને લીધે તેની માલમત્તા સારી રીતે ઓળખતા હોય.

† મૌલાના શાહ અબ્દુલ કાદિર સાહેબ લખે છે કે હઝરત પયગંબર સાહેબના વખતમાં એક મુસલમાન વેપાર માટે ગયો અને વાટમાં મરવા જેવો થઇ ગયો. તે વેળા તેણે કાફલામાંના બે ખ્રિસ્તી ગૃહસ્થોને પોતાની માલમત્તા સોંપી અને કહ્યું કે આ મારા વારસોને આપજો. તેઓ જ્યારે તે માલમત્તા તેના વારસોને આપવા લઈ આવ્યા ત્યારે તેમાં તેઓએ એક કટોરો દીઠો નહિ. તે સોનાનો નકસીવાળો હતો. તે તેમણે માંગ્યો ત્યારે તે બન્નેએ સોગન ખાધા કે મરનારે અમને આ સિવાય બીજું કંઇજ આપ્યું નહોતું. પછી વારસોને તે કટોરો સોની પાસેથી મળ્યો. તપાસ કરતાં માલમ પડ્યું કે તે ચાંદીનો હતો અને તે સોનાથી રસેલો હતો, અને તે પેલા ખ્રિસ્તીઓએ લાવી વેચ્યો






સાક્ષી આપશે; અથવા (દુનીયાની શરમથી) બ્હીશે કે એવું નહિ થાય કે અમારા) સમ સામાવાળાના સમ પછી (૨૬ બાતલ કરવામાં આવે. અને એ મુસલમાનો!) તમે પરમેશ્વર(ની અવગણુના)થી બ્હીતા રહો અને (તેનો હુકમ સારી રીતે) સાંભળો. અને પરમેશ્વર આજ્ઞાનો ભંગ કરનારા લોકોને સરળ માર્ગ દેખાડતો નથી. ૧૦૮. જે દિવસે પરમેશ્વર પયગંબરોને એકઠા કરી પુછશે કે તમને (તમારા અનુયાયીઓ તરફથી) શો જવાબ મળ્યો. ત્યારે તેઓ કહેશે કે (અમને અમારી હયાતી સુધીનો અહેવાલ ખબર છે. અને તે પણ લોકોનો જાહેર અહેવાલ; આ સિવાય) અમને કંઇ જ્ઞાન નથી. નિઃસંશય, ગેબી વાતો તો તુંજ સારી પેઠે જાણે છે. ૧૦૯. તે દિવસે (આ હકીકત પણ બનશે કે) પરમેશ્વર ફરમાવશે કે એ મર્યમના પુત્ર ઇસા! મેં તારા ઉપર અને તારી માતુશ્રી ઉપર જે જે ઉપકાંર કર્યાં છે તેનું તું સ્મરણ કરઃ કે જ્યારે મેં પવિત્ર આત્મા (એટલે જીબ્રઈલ) મારફત તને સબળ કર્યો (એ એક; બીજું એ કે જ્યારે તું છેક

હતો. તેમના ઉપર જ્યારે આ બાબત સાબીત થઈ ત્યારે તેઓ કહેવા લાગ્યા કે મૈયતે પોતાની હૈયાતીમાં આ કટોરો અમને વેચ્યો હતો અને તેણે એની કિંમત પણ લીધી હતી. પછી વારસોમાં જે બે ઘણુા નજદીકના સગા હતા તેઓએ સઘળાની તરફથી સોગન ખાધા કે તેણે કટોરો વેચ્યાની અમને ખબર નથી; અને મરનારના હાથની યાદી પણ નીકળી કે જેમાં તેના માલમાં કટોરો હોવાનું લખ્યું હતું. આખરે ખ્રિસ્તીઓ પાસેથી તે પાછો લેવામાં આવ્યો. આવી એ પણ સિદ્ધ થાય છે કે મુસલમાનો અને ખ્રિસ્તીઓ વચ્ચે ધર્મમાં ભેદ છતાં પણ સ્નેહ સંબંધ હતો અને તેમજ પરધર્મીઓની સાક્ષી લેવામાં હરકત નથી.



ખાવતો હતો અને) પારણાંમાં ઝુલતો હતો તે વખતે અને મોટો થયો ત્યારે (એ બન્ને સ્થિતિમાં) તું લોકો સાથે એક સરખી રીતે) સંભાષણ કરતો હતો. અને (ત્રીજું) જ્યારે મેં તને લખવાનું અને ડહાપણ(ની વાતો) અને તોરાત અને ઇંજીલ (એ સઘળું) શીખવ્યું. અને (ચોથું) જ્યારે તું મારી આજ્ઞાથી માટીમાંથી પક્ષીના આકાર જેવું બનાવતો અને પછી તેમાં ફુંક મારતો ત્યારે તે મારી આજ્ઞાથી પક્ષી* થઇ જતો. અને (પાંચમું) તું જન્મના આંધળા અને કોઢવાળાને મારી આજ્ઞાથી સારા કરી નાંખતો. અને (છઠું) જ્યારે તું મારી આજ્ઞાથી મુએલાને (જીવતું કરી કબરમાંથી) કહાડી ઉભું કરતો. અને (સાતમું) જ્યારે મેં બનીઇસરાઇલોને તારા (ઉપર હાથ ઉગામવા)થી અટકાવ્યા કે જે વખતે તું તેમની પાસે ચમત્કાર લઇ આવ્યો તે વખતે તેમનામાંના જે લોક (તારી પયગંબરીને માનવાની) ના પાડતા હતા તેઓ (ચમત્કાર જોઇ) કહેવા લાગ્યા કે આ તો ખુલ્લે ખુલ્લું જાદુજ છે. ૧૧૦. અને (આઠમું) જ્યારે મેં 'હવારી' † લોકોને ઇશારત કરી કે

* આ અને બીજા કેટલાક ચમત્કાર ઇસુ ખ્રિસ્ત તરફથી નાનપણામાં બન્યા હતા. અને હમણાનો નવો કરાર જે બીજા ૧૫૦ તેવાજ કરારોમાંથી એક છે.તે ઘણો પાછળથી થએલો અને એક તરફો હોવાને લીધે ઇસુ ખ્રિસ્તના બાલ્યાવસ્થાનું તેમાં કંઇ પણ વર્ણન ન હોવાથી તે અપૂર્ણ છે તેને ખ્રિસ્તનું પૂર્ણ જીવનચરિત્ર પણ કહી શકાતું નથી. એથી આ વાત તેમાં નથી એ વાસ્તવિકજ છે અને આ દોષ છુપાવવા માટે બીજા ખરાં પુસ્તકોને પણ પાદરીઓ બનાવટી કહે છે. આ કેટલો બધો હઠવાદ!

† પાનું ૧૭૧ અધ્યાય ૩ : ૫૨ ઉપરની ટીપ જુઓ.

તમે મારી ઉપર અને મારા પયગંબર (ઇસા) ઉપર વિશ્વાસ રાખો ત્યારે તેઓએ કહ્યું કે અમે વિશ્વાસ રાખ્યો; અને (ઓ પરમેશ્વર!) તું આ વાતનો સાક્ષી રહેજે કે અમે આજ્ઞાંકિત (સેવકો) છીએ, ૧૧૧. (ઓ પયગંબર! તું એ વાત પણ લોકોને યાદ દેવાડ કે) જ્યારે હવારી લોકોએ વિનંતિ કરી કે ઓ મર્યમના પુત્ર, ઇસા! શું તારા પાલનકર્તાથી આ થઈ શકશે કે તે અમારા ઉપર આકાશમાંથી (ભોજનની) એક થાળી ઉતારે? (ઈસાએ) કહ્યું, જો તમે (ઈશ્વરનાં સામર્થ્ય અને મારી પયગંબરી ઉપર) વિશ્વાસ રાખો છો, તો પરમેશ્વરથી બ્હીતા રહો. (અને આવી ગેરવાજબી માંગણી કરતા નહિ, કારણ તેમાં એક તરેહની પરીક્ષાનો હેતુ દેખાઈ આવે છે.) ૧૧૨. તેઓએ કહ્યું. (પરીક્ષા એ અમારો મૂળમાં હેતુજ નથી. પણ,) અમે ઇચ્છીએ કે (પ્રસાદ તરીકે) તે (થાળી)માંથી કંઈ ખાઇએ અને (તારી પયગ'બરીના સંબંધમાં) અમારાં અંતઃકરણનું (પુરેપુરૂં) સમાધાન થાય અને (અનુભવથી) જાણીએ કે નિઃસંશય તેં અમારી આગળ (પયગંબરીનો) ખરો દાવો કર્યો હતો, અને અમે આ (તારી થાળીના ચમત્કાર)ના સાક્ષી રહીએ. ૧૧૩. (આ ઉપરથી) મર્યમના પુત્ર ઇસાએ (પ્રાર્થના કરી.) કહ્યું કે ઓ પરમેશ્વર! ઓ અમારા પાલનકર્તા! તું અમારા ઉપર આકાશમાંથી (ભોજનની) એક થાળી ઉતાર; કે એ (થાળીનું ઉતરવું) અમને એટલે અમારી આગળના તથા પાછળના (સર્વ લોકો) માટે એક તહેવાર ઠરે, અને (એ) તારી પાસેથી (અમારે માટે તારી પરમ સામર્થ્યની એક) નિશાની થાય અને તું અમને (તારા ઔદાર્યની થાળીમાંથી) અન્નદાન

આપ; અને તું (સઘળા) અન્નદાતાઓમાં ઉત્તમ (અન્નદાતા) છે. ૧૧૪. પરમેશ્વરે કહ્યું, (ઘણું સારૂં) નિઃસંશય, હું તે (થાળી) તમો લોકો ઉપર ઉતારીશ, પણ તમારામાંથી જે કોઇ ત્યાર પછી પણ (મારાં પરમ સામર્થ્યની) ના પાડતો રહેશે તો હું તેને એવી (સખત) શિક્ષાની સજા કરીશ કે આખી દુનીયામાં હું કોઇને પણ તેવી શિક્ષા આપનાર નથી. ૧૧૫. અને (કયામતને દિવસે એ બાબત પણ આગળ આવશે કે) તે દિવસે પરમેશ્વર (ઇસાને) પુછશે કે ઓ મર્યમના પુત્ર, ઇસા! શું તેં લોકોને આ વાત કહી હતી કે પરમેશ્વર સિવાય મને અને મારી માતુંશ્રીને પણ બે પરમેશ્વર માનો? (ઇસા અરજ કરશે કે ઓ પ્રભુ!) તું પરમ પવિત્ર છે. મને યોગ્યજ નથી કે જે બાબત (બોલવા)નો મને કાંઇ પણ હક નથી, તે બાબત હું (તારા સંબંધમાં) બોલીશ? મેં જો એવુંજ કહ્યું હોય તો મારૂં કહેવું તને અવશ્ય માહિત થયુંજ હશે. કારણ, તું તો મારા અંતઃકરણમાંની (પણ) વાત જાણે છે; પણ હું તારાં અંતઃકરણની વાત જાણતો નથી, ગેબી (અદૃષ્ટ) વાતો તુંજ સારી પેઠે જાણે છે. ૧૧૬. તેં જે મને હુકમ આપ્યો હતો, માત્ર તેજ આ લોકોને કહી દીધો; કે પરમેશ્વર જે મારો પાલનકર્તા અને તમારો પાલનકર્તા છે તેનીજ ભક્તિ કરો. અને જ્યાં સુધી હું તેમનામાં (હાજર) રહ્યો ત્યાં સુધી હું તેમની (સ્થિતિ) ઉપર નજર રાખતો હતો. પછી જ્યારે તેં મને (આ દુનીયામાંથી) ઉંચકી લીધો, ત્યારે તુંજ તેમનો નીગેબાન હતો. અને તું સર્વસાક્ષી છે. ૧૧૭. તેમને શિક્ષા કરશે તો (તું મુખત્યાર છે.) એ તારા સેવકો છે. અને જો

તું તેમને ક્ષમા કરશે તો (તારો કોઇ હાથ પકડી શકવાનું નથી; કારણ) નિઃસંશય તુંજ (સર્વમાં) સમર્થ અને સત્યસંકલ્પ છે. ૧૧૮. (ઇસા-ઈસુની એ વિનવણી સાંભળી) પરમેશ્વર (ખુલ્લે ખુલ્લું) કેહેશે કે આ તેજ દિવસ છે કે ખરા (સેવકો)ને તેમનું ખરાપણું ફાયદો આપશે. તેમને માટે એવા (સ્વર્ગીય) બાગો છે કે જેની નીચે (પાણીની) નદીઓ વહે છે; (અને તેઓ) તેમાં હમેશાં રહેશે. પરમેશ્વર તેમના ઉપર ખુશ અને તેઓ પરમેશ્વર ઉપર ખુશ; આ છે મોટું સાર્થક! ૧૧૯. આકાશ અને પૃથ્વી અને જે કંઈ એમની વચ્ચે છે તે (સઘળા) ઉપર પરમેશ્વરનીજ હકુમત છે. અને તે સર્વ શક્તિમાન છે. ૧૨૦.



# અધ્યાય ૬ ઠો.

## સૂરતુલ—અન્આમ.



આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો. એમાં ૧૬૬ આયાત અથવા મહાવાક્યો છે. એનું નામ સૂરતુલ—અન્આમ એટલે ઢોર અથવા ચોપગાં જનાવરોનું પ્રકરણ; એવું પડવાનું કારણ એ કે એમાં ઢોરો સંબંધી અને મક્કાના મૂર્તિપૂજક લોકોમાંના અજ્ઞાનકાળના રીતરિવાજ સંબંધી વિધિ નિષેધાત્મક (એટલે હલાલ હરામ વિષે) નિયમ છે. આ સિવાય મૂર્તિની સાથે નિકટ સંબંધ જાળવી રાખવા માટે જે જનાવરો તેને અર્પણ કરવામાં આવતાં હતાં તે પદ્ધતીનું પણ એમાં ખંડન છે.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું શરૂ કરૂં છું.)



સર્વ સ્તુતિ, પરમેશ્વર જેણે આકાશ અને પૃથ્વી નિર્માણ કર્યાં અને (જુદી જુદી જાતના) અંધકાર* અને

---

* અંધકાર કેટલાક પ્રકારના થઇ શકે છે. રાતનો સાધારણ અંધકાર, વાદળના પુષ્કળ ઘેરાવાથી થતો અંધકાર સાધારણ વાદળાંથી કોઇ કોઈવાર થતો અંધકાર, ગ્રહણ વખતનો અંધકાર, ભોંય તળીયાનો અંધકાર, પડદા વગેરે નાંખી બનાવેલો અંધકાર, સમુદ્રની વચમાં રહેલો અંધકાર અને સૌથી મોટો કુમાર્ગનો અંધકાર કે જે પણ ઘણી જાતનો હોય છે; એથીજ કદાચ અંધકાર શબ્દ બહુ વચનમાં હશે. અને પ્રકાશ જેનો અર્થ સદ્બોધ અથવા સન્માર્ગ છે તે એકજ છે. આમાં માગી અથવા પાર્સી દ્વૈતમતનું ખંડન છે કે પ્રકાશ અને અંધકાર બન્નેનો બનાવનાર એક પરમેશ્વરજ છે. તે સૌનો આદિકારણ છે માટે આ બન્ને અનાદી કે સ્વતંત્ર નથી. તેમાં મુખ્ય તો પ્રકાશજ છે અને અંધકાર એક ઉપાધી છે.






પ્રકાશ બનાવ્યાં; તેનેજ (યોગ્ય) છે. આ ઉપરાંત પણ, નાસ્તિકો (પરમેશ્વર સિવાય બીજી વસ્તુને) પોતાના પાલનકર્તાની બરોબરની લેખે છે! ૧. તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે તમો (લોકો)ને માટીમાંથી નિર્માણ કર્યા; અને પછી (દરેકને માટે આયુષ્યનો) એક સમય નિમી આપ્યો અને એક કાળ (કયામતના દિવસનો છે કે જેનો વખત કોઇનેજ ખબર નથી; પણ તે) તેની પાસે નકકી છે. તોપણ તમે (લોક તેના પરમેશ્વર હોવા બાબત) શંકા રાખો છો! ૨. અને (શું) આકાશમાં અને (શું) પૃથ્વીમાં તેજ પરમેશ્વર (ઉપાસ્ય) છે તમારી છાની અને તમારી ખુલ્લી (વાતો) એ (સઘળું) તે જાણે છે. અને જે કંઈ તમે કરો છો તે પણ તેને ખબર છે. ૩. અને એમના પાલનકર્તા (એકજ હોવા)ના પ્રમાણમાંથી કોઇપણ પ્રમાણ આ લોકોની પાસે આવતું નથી કે (તરતજ) તેઓ તેનાથી (પોતાનું) મ્હોડું ફેરવી મુકે છે. ૪. સારાંશ. જયારે સત્ય(પૂર્વક કુરઆન પણ) તેમની પાસે આવ્યું. ત્યારે તેને પણ તેઓએ પાખંડજ કહ્યું. તો એ લોક જે વાતની ચેષ્ટા* કરે છે તેની હકીકત તેમને આગળ જતાં (કળી) આવશે ૫. શું આ લોકોએ (એ બાબતનું) અવલોકન કર્યું નથી કે અમે તેમની અગાઉ એવી કેટલીક પેઢીઓનો નાશ કરી નાંખ્યો

* કુરઆનમાં ઈસ્લામ ધર્મના વિજય અને નાસ્તિકોના નાશ વિષે ભવિષ્ય વચન પ્રકટ થતું ત્યારે નાસ્તિક લોક તેની હાંસી કરતા. પરમેશ્વરે ચોખ્ખે ચોખ્ખું કહ્યું કે થોડાજ સમયમાં તેઓ આની હકીકતથી માહિતગાર થઇ જશે.




કે જેનો અમે પૃથ્વી ઉપર એવો (મજબૂત) પાયો* બાંધ્યો હતો કે (ઓ નાસ્તિકો!) અમે (હજી પણ) તમારો તેવો પાયો બાંધ્યો નથી અને અમે (પાણીની એટલી વૃષ્ટી કરી કે ઉપરથી) તેમના ઉપર ધોધમાર વરસાદ વરસાવ્યો અને તેમની નીચે (મોટી મોટી) નદીઓ વહેતી કરી. પછી અમે તેમનાં પાપના શાસન અર્થે તેમનો નાશ કર્યો અને તેમના (નષ્ટ થયા) પછી અમે બીજી પેઢીઓ પેદા કરી. ૬. અને (ઓ પયગંબર!) જો અમે કાગળ ઉપર (તયાર લખેલું) પુસ્તક તારા ઉપર ઉતારીએ અને એ લોક પોતાને હાથે તેને સ્પર્શ પણ કરી જુએ તોપણ જે લોકો નાસ્તિક છે તેઓએ એજ કહેયું હોત કે આતો ફકત ખુલ્લે ખુલ્લું જાદુજ છે. ૭. અને (નાસ્તિકો) કહે છે કે આ (પયગંબર) ઉપર કોઇ દેવદૂત† કેમ નહિ ઉતર્યો? અને જો અમે દેવદૂતને મોકલત તો ખરેખર બખેડાનો નિકાલજ આવી જાત (કારણ દેવદૂતના આવવા પછી પણ જો તેઓ નહિ માનત તો જરૂર તરતજ શિક્ષા થાત અને પછી તેમને (કોઇ તરેહનો) વખતજ આપવામાં નહિ આવત ૮. અને જો અમે કોઈ દેવદૂતને (પયગંબર) બનાવીએ તો તેને પણ અમે મનુષ્યજ બનાવીએ (કારણ કે એમનામાં

* પાયો મજબૂત બાંધવો એટલે કે તે લોકોને મુલકમાં સત્તાવાન બનાવવા. પરમેશ્વરે તેમને ખેતર અને ઘરબાર વગેરે હર તરેહની મિલકત આપી હતી અને તે સુખેથી પોતાની જીંદગી પુરી કરતા હતા.

† નાસ્તિકોનો હેતુ એવો હતો કે કોઇ દેવદૂતને પયગંબર કરી મોકલવામાં આવે તો તેઓ માને.

દેવદૂતોને જોવાની શકિત નથી) અને જે ભ્રાંતિ (એ લોકો હમણાં) રાખે છે તેજ ભ્રાંતિ અમે (તે વખતે) તેમના (મન)માં ભરાવીએ૯. અને (ઓ પયગંબર!) તારી અગાઉ પણ પયગંબરોનો ઉપહાસ કરવામાં આવી ચુકયો છે. તો જે લોકોએ પયગંબરોનો ઉપહાસ કર્યો, તે લોકોને જે શિક્ષા)ની તેઓ હાંસી કરતા હતા (આખરે) તેજ શિક્ષાએ આવી પકડયા. ૧૦. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે તમે પૃથ્વી ઉપર ફરો. અને પછી જુઓ કે (પયગંબરોને) જુઠા કહેનારાઓનો અંત કેવો થયો! ૧૧. (ઓ પયગંબર! આ લોકોને) પુછ કે જે કંઇ આકાશોમાં અને પૃથ્વીમાં છે તે (સઘળું) કોનું છે? (પછી તેમના જવાબની રાહ જોવાની જરૂર નથી તુંજ (તારે*) કહી દે કે (એ સઘળું) પરમેશ્વરનું છે. તેણે (જાતે રહી લોકો ઉપર) દયા કરવાનો પોતાના મન સાથે નિયમ કર્યો છે. તે તમને કયામતના દિવસ સુધી કે જે(ના આવવા)માં કંઇપણ શક નથી, અવશ્ય એકઠા કરી રહેશે (પરંતુ ગમે તેટલું સમજાવો) જે લોકો પોતે પોતાનું નુકસાન કરે છે, તે તો વિશ્વાસ રાખનાર નથી. ૧૨. અને જે કંઈ રાત(ના અંધકાર)માં અને દિવસ(ના પ્રકાશ)માં (આ પૃથ્વી ઉપર) વસે છે તે સઘળું તે (પરમેશ્વર)નુંજ છે. અને તે (સઘળાનું) સાંભળે છે અને (સર્વ કંઈ) જાણે છે. ૧૩. (ઓ પયગંબર! તું આ લોકોને) પુછ કે પરમેશ્વર જે આકાશ અને પૃથ્વીનો સરજનાર છે, તેના સિવાય શું (બીજા કોઇને હું મારો)

* પોતેજ પુછવું અને પોતેજ જવાબ દેવો એટલે તમારા સવાલનો બીજો કંઇ જવાબજ થઇ શકતો નથી. નાસ્તિક પણ લાચાર થઈ એજ કહેનાર.






મુરબ્બી બનાવું? અને તે (સઘળાને) ખાવાનું આપે છે અને તેને કોઇ ખાવાનું આપતું નથી, (કારણ તે પવિત્ર અને નિરપેક્ષ છે. ઓ પયગંબર! એઓ આ સવાલનો શો ઉત્તર આપશે; તુંજ એમને) કહી દે કે મને તો આ હુકમ મળ્યો છે કે (માત્ર એકજ પરમેશ્વરને) જેઓ આધીન થાય છે તેઓમાં હું પહેલો થાઉં અને (તેણે મને ફરમાવ્યું છે કે) ખબરદાર તું મૂતિપૂજકોમાં (શામેલ) થતો નહિ, ૧૪. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે જો હું મારા પાલનકર્તાના હુકમનું ઉલ્લંઘન કરીશ, તો મને (કયામતના) મહાન દિવસની શિક્ષાની (ઘણીજ) બ્હીક લાગે છે. ૧૫. તે દિવસે જેમના (માથા) ઉપરથી શિક્ષા ટળી જાય, તો તેના ઉપર ખરેખર પરમેશ્વરે (મોટીજ) દયા કરી. અને એજ ખુલ્લે ખુલ્લું સાર્થક છે. ૧૬. અને (ઓ માનવ!) જો પરમેશ્વર તને (કોઇ તરેહનું) દુઃખ પહોંચાડે તો તેના સિવાય કોઇ પણ તે (દુઃખ)નું નિવારણ કરનાર નથી; અને જો તે તને (કોઈ જાતનો) ફાયદો પહોંચાડે તો તે સર્વ શકિતમાન છે. ૧૭. અને તેજ પોતાના સેવકો ઉપર પ્રબળ સત્તાધારી* છે. અને તેજ બુદ્ધિમાન (અને) ખબરદાર છે. ૧૮. (ઓ પયગંબર! આ લોકોને ) પુછ કે સાક્ષીની દૃષ્ટીએ મોટો (વિશ્વાસ લાયક સાક્ષી) કોણ? (એઓ ઉત્તરજ શું આપશે! તુંજ તારે તેમને) કહી દે કે મારી અને તમારી વચ્ચે (મોટો વિશ્વાસ લાયક) સાક્ષી પરમેશ્વર છે. અને આ કુરઆન મને એ માટે પ્રકટ

* પ્રબળ સત્તાધારી એ 'કાહિર' શબ્દનો અર્થ છે. કારણ સર્વ પ્રજા સર્વસ્વ તેનાજ તાબામાં છે અને તેની આગળ કોઇનું કંઇ ચાલતુંજ નથી. સઘળા લાચાર છે




કરવામાં આવ્યું છે કે તેથી કરીને હું તમને અને જેને (આની બાતમી) પહોંચે * તેને (ઈશ્વરી શિક્ષાથી) બ્હીવડાવું. શું તમે ખાતરીથી આ વાતની સાક્ષી આપો છો કે પરમેશ્વરની સાથે બીજા ઉપાસ્ય (દેવ પણ) છે? (ઓ પયગંબર! તું તેમને) કહે કે (તમારે જોઈએ તો તેવી સાક્ષી પુરો) હું તો (આ વાતની) સાક્ષી આપતો નથી. (તું એ લોકોને) કહે કે તે તો માત્ર એકલોજ ઉપાસ્ય છે (થયું.) અને જે વસ્તુને તમે (પરમેશ્વરનો) ભાગીદાર ઠરાવો છો હું તો તે(ના ભાગીદાર હોવાનું માનવા)થી નિર્દોષ છું. ૧૯. જે લોકોને અમે પુસ્તક આપ્યું છે (એટલે યહુદી અને ખ્રિસ્તી) તેઓ જેમ પોતાનાં છોકરાંઓને ઓળખે છે તેમ (અમારા) આ (મોંહમદ પયગંબર)ને પણ ઓળખે† છે. (પરંતુ) જેઓ (પોતાને હાથે) પોતાનું નુકસાન કરે છે; તેઓ તો (કોઈ પણ રીતે) વિશ્વાસ રાખનાર નથી. ૨૦. અને જે કોઇ પરમેશ્વર ઉપર ખોટાં તોહમતો રચશે અથવા તેની નિશાનીઓને પાખંડ કહેશે. તેના કરતાં વધારે જુલમગાર (બીજું) કોણ? (અને) ખરેખર જુલમગાર લોકોનું (કોઈપણ પ્રકારે) સાર્થક થનાર નથી. ૨૧. અને (એક) દિવસ એવો થશે કે તે

* આ ઉપરથી સિદ્ધ થાય છે કે પયગંબર સાહેબનો સંદેસો ફક્ત અરબોને માટેજ નથી પણ તે દુનિયામાં જેને જેને પહોંચે તે સઘળાંને માટે છે એટલે સર્વ જગતને માટે છે.

† એટલા માટે કે અગાઉના દિવ્ય પુસ્તકોમાં આ પયગંબરની પયગંબરી વિષે ભવિષ્ય વચન છે. પરંતુ યહુદી અને ખ્રિસ્તીઓ મનમાં દ્વેષ રાખી વડીલોના સંપ્રદાયનો પક્ષ તાણી એ ભવિષ્ય વચનનો કંઇ ને કંઇજ અર્થ કહાડે છે. અને ખુબી તો એ છે કે જે અર્થ એઓ કહાડે છે તે બરાબર બંધ બેસતો પણ નથી.

દિવસે અમે તે સઘળાઓને (અમારી હઝુરમાં) એકઠા કરીશું; અને પછી જે લોકો (બીજા ખોટાં ઉપાસ્યોને અમારા) સાથી ઠરાવતા હતા તે લોકોને અમે પુછીશું કે જેમને તમે (પરમેશ્વરના ભાગીયાઓ) સમજતા હતા તે તમારા (ઠરાવેલા) ભાગીદારો કયાં છે ? ૨૨. તથાપિ આ સિવાય તેમનું (બીજુ) જુઠાણું કયું હશે; તેઓ કહેશે કે અમને અમારા પાલન-કર્ત્તા પરમેશ્વરના સમ છે, કે અમે તો (કોઇને પણ તેના) ભાગીદાર બનાવતા નહોતા. ૨૩. (ઓ પયગંબર !) જો તો ખરો, (એ લોક) કેવા પોતાની વિરૂદ્ધ પોતેજ ખોટું બોલવા લાગ્યા ? અને તેઓ જે જે બનાવટી વાતો રચતા હતા તે (સઘળી) તેમની પાસેથી જતી રહી છે. ૨૪. અને (ઓ પયગંબર !) તેમનામાંના કેટલાક એવા પણ છે કે તે તારી (વાત) તરફ કાન દે છે; અને તેમનાં અંતઃકરણ ઉપર અમે (દુરાગ્રહ અને ગફલતના) પડદા નાંખી દીધા છે અને તેમના કાનમાં બહેરાપણું; કે તેઓ તારૂં બોલવું સમજી શકે નહિ. અને જો તેઓ (આખી દુનીયાની) એકેએક નિશાની (એટલે ચમત્કાર) પણ જોઇ લેશે તોપણ તેઓ તેના ઉપર વિશ્વાસ રાખનાર નથી. (તેમના દુરાગ્રહની હદ) એટલે સુધી (ગઇ છે) કે જ્યારે તેઓ તારી પાસે આવે છે ત્યારે તેઓ તારી જોડે તકરાર કરે છે. (આ) નાસ્તિક લોકો (કુરઆન સાંભળી) કહેવા લાગે છે કે (કુરઆનમાં બીજું મુકર્રુજ શું છે ?) આ તો માત્ર પ્રાચીન લોકોની વાર્તાઓ સિવાય બીજું કંઈ નથી. ૨૫. અને એ લોકો કુરઆન (સાંભળવા) થી (બીજાઓને) મના કરે છે અને પોતે પણ તેનાથી દૂરજ રહે છે. અને તેઓ (આવાં તોફાનીપણાને લીધે) માત્ર

પોતાનીજ પાયમાલી કરી લે છે; અને (અજબ છે કે એ વાત) તેઓ સમજતા નથી. ૨૬. અને (ઓ પયગંબર !) જો તું (તેમને) એવી સ્થિતિમાં જોશે (તો તો ઘણુંજ સારૂં) કે જ્યારે તેઓને નરકાગ્નિ ઉપર (લાવી) ઉભા કરવામાં આવશે અને તેઓ (તેને જોઇને) કહેવા લાગશે કે પરમેશ્વર કરે, અને અમને (પાછા દુનીયામાં) ફરીથી મોકલવામાં આવે ! એટલે અમે અમારા પાલનકર્તાની નિશાનીઓને પાખંડ કહીશું નહિ અને વિશ્વાસુ લોકોમાંના થઇશું. ૨૭. (તો પણ તેમનો આ પશ્ચાતાપ ખરા મનથી નથી;) એટલુંજ નહિ પણ જે (બેઇમાની) ને તેઓ પૂર્વે છુપાવતા હતા, તે (હવે) ખુલ્લી તેમની આગળ આવી; (અને તેને જોઇ તેઓ ખેદ પ્રદર્શિત કરવા લાગ્યા.) અને જો તેઓને (જગતમાં) પાછા મોકલવામાં આવશે, તો જે વાતની તેમને મનાઈ કરવામાં આવી હતી તે તેઓ ફરીથી કરશેજ કરશે. અને કંઈ શક નથી કે તેઓ જુઠા છે. ૨૮. અને (નાસ્તિકો એમ પણ કહે છે કે આ જે અમારૂં આ દુનીયામાંનું આયુષ્ય છે તે સિવાય બીજું કંઈ (આયુષ્યજ) નથી; અને એ પણ (ખરૂં) નથી કે અમને (મરણ બાદ કદીપણ) પાછા ઉઠાવવામાં આવશે ! ૨૯. અને (ઓ પયગંબર !) જો તું (તેમને એવી વખતે) જોશે (તો ઘણુંજ સારૂં,) કે જ્યારે એ લોકોને પોતાના પાલનકર્તા સમક્ષ (લાવી) ઉભા કરવામાં આવશે, (અને તે તેમને) પુછશે, શું આ (તમારૂં જીવતા ઉઠવું હજી પણ) ખરૂં નથી? તેઓ જવાબ દેશે કે હા, અમને અમારા પાલનકર્તાના સમ, (ખરૂં તો છેજ. એ ઉપરથી પરમેશ્વર) ફરમાવશે કે તમે જે (દુની-





યામાં આ વાતની) ના પાડયા કરતા હતા (તો હવે) તેના શાસન તરીકે શિક્ષાનો સ્વાદ ચાખો. ૩૦. જે લોકોએ (કયામતને દિવસે) પરમેશ્વરની નજરોનજર (મુલાકાત) થવાને પાખંડ ગણ્યું, નિઃસંશય તે લોકો છેકજ નુકસાનમાં પડયા. (એમનું ના પાડવું) ત્યાં સુધીજ (છે) કે (જ્યાં સુધી કયામતનો દિવસ આવ્યો નથી.) જ્યારે ઓચિંતો તે વખત તેમના (માથા) ઉપર આવી લાગશે, ત્યારે તેઓ એવા ઉદ્ગાર કહાડશે કે હાય! હાય! અમારી કોતાઈ ઉપર કે જે કયામતના દિવસ બાબત અમારા તરફથી થઈ! (એમ તેઓ કહેતા જશે), અને પોતાનાં (પાપના) બોજા પોતાની પીઠ ઉપર ઉપાડયા હશે. જુઓ! (કેટલો બધો એ) ખરાબ બોજો કે એ લોકો ઉંચકી ઉંચકીને ફરતા હશે. ૩૧. અને આ લોકોનું આયુષ્ય તો માત્ર એક ખેલ અને તમાશોજ છે. અને જે લોકો (પરમેશ્વરથી) બ્હીને ચાલે છે તેમને માટે તો પરલોકમાંનું ધામ ઉત્તમ છે. તો શું તમો લોકોને (એટલી પણ) અક્કલ નથી? ૩૨. (ઓ પયગંબર!) અમે એ વાત જાણી બેઠા છીએ કે એ લોકો (તારી સાથે) જે જે વાત કરે છે તે ખચીત તને દુઃખ આપે છે. પણ (તારે સહનશીલ રહેવું જોઈએ; કારણ) તેઓ ખરેખર તને જુઠો* કહેતા નથી. પરંતુ (આ) જુલમગાર લોકો (ખરૂં જોતાં) પરમેશ્વરની નિશાનીઓનો ઇનકાર કરે છે. (તો તે તેમની પાસેથી બદલો લેશે). ૩૩. અને તારી અગાઉ પણ પયગંબરોને જુઠા કહે-

* કારણ પયગંબર સાહેબનો ખિતાબ 'અમીન' એટલે પ્રમાણિક પેહેલેથીજ જાણીતો હતો તેથી તે લોકો તેમને જુઠા કહેતા નહોતા પણ ખરેખર તેઓ પરમેશ્વરના કુરઆનનો ઇનકાર કરતા હતા.

વામાં આવ્યા છે. તો તેમના ઉપર જે જુઠા આરોપ મુકવામાં આવ્યા તે અને તેમને જે ઇજા કરવામાં આવી તે તેમણે (મુંગે મ્હોડે) સહન કર્યા; એટલે સુધી કે અમારી મદદ તેમની પાસે આવી પહોંચી. અને પરમેશ્વરના શબ્દોને કોઇ પણ બદલનાર નથી. અને ખરેખર પયગંબરોના અહેવાલ* તો તારા સુધી આવી ચુકયા છે. ૩૪. અને જો આ (નાસ્તિકો)ની શિરજોરી તને ભારે લાગે, અને એ તારાથી બની શકે કે જમીનની અંદર ને અંદર એકાદ સુરંગ શોધી કહાડે અથવા આકાશમાં એકાદ સીડી (મુકેલી ખોળી કહાડે) અને (એ યુક્તિથી) કોઈ એકાદ (ફરમાસુ) ચમત્કાર† તેમને લાવી બતાવે; (તો બને તેટલું કરી જો; પણ એનાથી કંઇજ થઇ શકવાનું નથી.) અને જો પરમેશ્વરની ઇચ્છા હોત તો તે આ સઘળાઓને સરળ માર્ગ ઉપર એકઠા કરી નાંખતે. તો ખબરદાર! તું અજ્ઞાની લોકોમાંનો થઇ જતો નહિ (કે જેથી તું કવખતેજ તેમની શિક્ષાની ઉતાવળ કરે ) ૩૫. ખરેખર જે લોકો (મનથી તારો ઉપદેશ) સાંભળે છે તેજ (તો) તે માન્ય પણ

* એટલે પરમેશ્વર હમેશાં પોતાના પયગંબરોનો મદદગાર રહ્યો છે. એ પરમેશ્વરની ટેવ છે અને તે ટેવ બદલાતી નથી. તો તમારે પૂર્વકાળમાં થઇ ગએલા પયગંબરોના અહેવાલથી સંતોષ પકડતાં શીખવું જોઇએ કે પરમેશ્વર તમારી પણ મદદ કરશે અને ઇસ્લામ ધર્મને સરસાઈ અને ઉન્નતિ આપશે.

† એટલે ચમત્કાર બતાવવા એ તારા અખત્યારમાં નથી; તેવીજ રીતે તે લોકોનો વિશ્વાસ એ પણ કંઇ ચમત્કારનું અવશ્યક પરિણામ નથી. એ સંભવિત છે કે ફરમાસુ ચમત્કાર જોઇને પણ એ લોકો સંશયમાંજ રહે.

કરે છે. અને (એ નાસ્તિકો તો જાણે) મુએલા* (છે કે) એમને પરમેશ્વર (કયામતને દિવસે) †ઉઠાડશે; પછી તેની તરફજ તેઓને ફરીથી લઈ જવામાં આવશે. (ત્યારે તેઓ માનશે, પણ તે વખતનું માનવું કંઈ ઉપયોગી થનાર નથી). ૩૬. અને (નાસ્તિકો) કહે છે કે આ (દાવો કરતા પયગંબર) તરફ તેના પાલનકર્તા તરફની એકાદ નિશાની (એટલે ચમત્કાર જેવો અમે કહીએ તેવો) કેમ પ્રકટ થાય નહિ! (ઓ પયગંબર! તું તેમના જવાબમાં) કહે કે પરમેશ્વર નિશાની (એટલે ફરમાસુ ચમત્કાર) પ્રકટ કરવાને પણ સમર્થ છે. પરંતુ આમાંના ઘણાખરા (પરમેશ્વરના વિચાર) જાણતા નથી. ૩૭. અને પૃથ્વી ઉપર એવું એકે પ્રાણી (ચાલતું ફરતું) નથી અને તેમજ બન્ને પાંખો વડે ઉડતું એકે પક્ષી નથી કે જે તમારા લોકોની માફક જુદા જુદા જાતી-સમૂહ ન હોય (જાળવી રાખેલા ગુપ્ત) પુસ્તકમાં (સર્વની નોંધ છે,) અમે કંઈપણ વસ્તુ(ના લખવા)માં બિલકુલ કસુર કરી નથી. પછી (કયામતને દિવસે સઘળાજ) પોતાના પાલનકર્તાની હજુર એકત્રો હાજર કરવામાં આવશે. ૩૮. અને જે લોક અમારી નિશાનીઓને પાખંડ કહે છે તે(મનો દાખલો એટલે જાણે કે) અંધારામાં

* નાસ્તિકોને મુએલા એટલા માટે કહ્યા છે કે તેમને ધર્મ સંબંધી હમેશ બેદરકારી અને વિચારશુન્યતા રહે છે. તેમજ તેમનામાં ખરૂં ચૈતન્ય પણ રહ્યું નથી કે સત્ય મળેથી તેને વળગી રહે.

† આનો અર્થ એટલોજ નીકળે છે કે કયામતને દિવસે મનુષ્ય અને પ્રાણી એ સઘળાં ફરી જીવતાં કરી ઉઠાડવામાં આવશે.

બ્હેરા* અને મુંગાજ (હોય) પરમેશ્વર જેને ઇચ્છશે તેને ગેરરસ્તા† ઉપર ઉતારશે અને તે જેને ઇચ્છશે તેને સરળ માર્ગ ઉપર લાવી મુકશે. ૩૯. (ઓ પયગંબર! એમને) પુછ કે વારૂ તમે શું ધારો છો કે જો પરમેશ્વર તરફની શિક્ષા તમારી આગળ આવી પુગશે (અથવા એમ લઇને ચાલો કે આજ ક્ષણે કયામતનો) સમય તમારી આગળ આવી ઉભો રહેશે. તો પછી, જો તમે (તમારા અનેકેશ્વર વાદના દાવામાં) ખરા હશો તો શું (તે વખતે પણ) પરમેશ્વર સિવાય બીજા કોઇને બોલાવવા માંડશો? ૪૦. (બીજા કોઇને નહિ) પણ ઉલટું તે (એક પરમેશ્વર)નેજ બોલાવશો પછી જે (સંકટ નિવારણ) માટે તમે તેને બોલાવશો જો

---

* બ્હેરા અને મુંગા અંધારામાં હોવાથી તેમની ખરા માર્ગ ઉપર આવવાની આશાજ નથી. કારણ, બહારથી જો કોઇ તેમને માર્ગ બતાવશે તો તે બ્હેરા હોવાથી સાંભળશે નહિ; અને જાતે તેના મનમાં પુછવાનો વિચાર થાય તો તે મુંગો છે એટલે કોઇને પુછી શકશે નહિ. આ સિવાય અંધારાને લીધે તેમની આંખે પણ કંઇ દેખાતું નથી.

† હઝરત પયગંબર સાહેબનું સાંત્વન કરવાનો એવો હેતુ દેખાય છે કે લોકોને સરળ માર્ગ ઉપર લાવવા એ તમારા અખત્યારમાં નથી. બીજે ઠેકાણે કહ્યું છે કે પરમેશ્વર ઇચ્છે તો મનુષ્યને બદલે પૃથ્વી ઉપર દેવદૂત એટલે ફરશતાઓને લાવી વસાવે :કારણ તેમના સ્વભાવથીજ તેમને પાપ કરવાની પ્રેરણાજ થતી નથી. પરંતુ પરમેશ્વરે પોતાની પવિત્ર ઇચ્છાથી માનવોને ખરા ખોટાનો તફાવત બતાવ્યો અને આ બાબત સત્તા પણ આપી કે જોઇએ તો તેમણે ખરો માર્ગ લેવો અથવા ખોટે માર્ગે ચાલવું, ગેરમાર્ગે ઉતારવા અને સરળ માર્ગે લગાડવાનો અર્થ આ છે.

તેની મરજી હશે તો તે તેનું નિવારણ કરી નાંખશે, અને જે (દેવો)ને તમે (પરમેશ્વરના) ભાગીદાર બનાવો છો, (તે વખતે તે સઘળાંને) તમે ભુલી જશો. ૪૧. અને (ઓ પયગંબર!) તારી અગાઉ જે લોકો થઇ ગયા છે તેમની પાસે પણ અમે પયગંબર મોકલી ચુકયા છીએ. પછી (જ્યારે તેમણે પયગંબરનું કહ્યું નહિ માન્યું ત્યારે) અમે તેમને દારીદ્રતામાં અને દુઃખમાં સપડાવ્યા; એટલા માટે કે તેઓ કદાચ (નમ્ર થઈ અમારી સમક્ષ) આજીજી કરે. ૪૨. તો જ્યારે તેમના ઉપર અમારી શિક્ષા આવી હતી, ત્યારે તેમણે (નમ્ર થઇ) શા માટે આજીજી કરી નહિ; (કે જેથી અમે શિક્ષા ટાળી નાંખી હોત,) પરંતુ (તેઓ આને લીધે નમ્ર થયા નહિ કે) તેમનાં અંતઃકરણો કઠોર થઇ ગયાં હતાં. અને તેઓ જે (કુકર્મ) કરતા હતા તે શેતાને (તેમની નજરમાં) સુશોભિત* બનાવી દેખાડયાં હતાં. ૪૩. પછી જે (સંકટ) મારફત તેમને શિખામણ આપવામાં આવી હતી તેને જ્યારે તેઓ વિસરી ગયા ત્યારે અમે પણ (તેમને ફસામણમાં નાંખવા માટે) તેમના ઉપર હરતરેહનાં (ઐહિક સુખના) દરવાજા ખુલ્લા કરી નાંખ્યા; એટલે સુધી કે તેમને જે (સુખ) આપવામાં આવ્યું હતું તે ભોગવી જ્યારે તેઓએ આનદ મેળવ્યો, ત્યારે એકાએક અમે તેમને (શિક્ષામાં) પકડયા. અને શિક્ષા આવતાંજ તેઓ નિરાશ થઈ ગયા. ૪૪. અને જુલમગાર લોકોનો જડમૂળથી વંશ કપાયો અને સકળ

* એટલે તેઓ ખોટું કરતા હતા અને તે તેમને સારૂં લાગતું. મનુષ્યની એ સ્થિતિ ભારે જોખમવાળી છે. કારણ આ સ્થિતિએ પહોંચ્યા પછી માણસને સુધરવાની આશા રહેતી નથી.

જગતનો પાલનકર્તા જે પરમેશ્વર તેનો (મોટો) આભાર (કે બખેડોજ પુરો થઈ ગયો.) ૪૫. (ઓ પયગંબર ! આ લોકોને) પુછ કે વારૂં, તમે શું ધારો છો જો પરમેશ્વર તમારા કાન અને તમારી આંખો લઇ લે અને તમારા અંતઃકરણો ઉપર મોહોર મારી દે, તો પરમેશ્વર સિવાય બીજો કોણ ઉપાસ્ય (દેવ) છે કે તે તમને આ (બક્ષીસ ફરીથી) લાવી આપે ? (ઓ પયગંબર !) જો ! અમે કેવાં (અમારાં સામર્થ્યનાં) પ્રમાણો તરેહ તરેહથી વર્ણવીએ છીએ ? આમ છતાં પણ એ લોકો મ્હોડું ફેરવીને ચાલતા થાય છે. ૪૬. (ઓ પયગંબર ! આ લોકોને) પુછ કે વારૂં તમે શું ધારો છો ! જો ઈશ્વરી શિક્ષા ઓચિંતી અથવા ખુલ્લી રીતે તમારી ઉપર આવે, તો શું આજ્ઞાનો ભંગ કરનારા લોકો સિવાય (બીજા કોઇનો) નાશ કરવામાં આવશે ? ૪૭. અને પયગંબરોને અમે ફક્ત આ માટે મોકલીએ છીએ કે (તેઓ સદાચરણી લોકોને ઈશ્વરની પ્રસન્નતાના શુભ વર્તમાન સંભળાવે અને (દુરાચરણીઓને તેની શિક્ષાની) ચેતવણી આપે. તો પછી જેણે વિશ્વાસ રાખ્યો અને (પોતાની સ્થિતિ) સુધારી, એવા લોકોને (કયામતના દિવસે) કોઈ તરેહનો ભય રહેનાર નથી અને તેઓ દુઃખી પણ થનાર નથી. ૪૮. અને જે લોકોએ અમારી નિશાનીઓને પાખંડ કહી તેમના આજ્ઞા ભંગના શાસનાર્થ (અમારી) શિક્ષા તેમને પહોંચી વળશે. ૪૯. (ઓ પયગંબર ! આ લોકોને) કહે કે હું તમને નથી કહેતો કે મારી પાસે પરમેશ્વર(ના રાજ્ય)ના ખજાના છે અને હું ગેબ-અદ્રષ્ટ પણ જાણુતો નથી અને હું તમને કહેતો નથી કે હું (કોઈ) દેવદૂત છું. હું તો જે (હુકમ) મને પ્રકટ કરવામાં આવે

છે તે પ્રમાણેજ માત્ર ચાલું છું. (ઓ પયગંબર! આ લોકોને) પુછ કે વારૂં! આંધળો* અને દેખતો શું (બન્ને) સરખા થઈ શકે છે? તો શું તમે (લોકો એટલો પણ) વિચાર કરતા નથી? ૫૦. અને (ઓ પયગંબર!) જે લોકો આ વાતની બ્હીક રાખે છે કે (કયામતને દિવસે) તેમને પોતાના પાલનકર્તાની હજુર લાવી હાજર કરવામાં આવશે. (અને તે વખતે) પરમેશ્વર સિવાય નહિ કોઇ તેમનો દોસ્ત થશે અને નહિ કોઈ મધ્યસ્થ; એવા લોકોને કુરઆન મારફત (ઈશ્વરી શિક્ષાની) ચેતવણી આપ. નવાઈ નથી કે એ લોકો (તારી ચેતવણીને લીધે પરમેશ્વરથી) બ્હીને ચાલવા માંડશે. ૫૧. અને (ઓ પયગંબર! જે લોકો પોતાના પાલનકર્તાના દર્શનની ઇચ્છા રાખી સવાર સાંજ તેનીજ પ્રાર્થના કરે છે તેમને (તું તારી પાસેથી) હાંકી મુકતો નહિ. તે(મના કર્મ) ની જવાબદારી કોઇપણ રીતે તારે માથે નથી અને તારી જવાબદારી કોઇપણ રીતે તેમને માથે નથી કે (જવાબદારીની ધાસ્તીને લીધે) તું તેમને કાઢી મુકે (એમ કરશે) તો તું જુલમગાર લોકોમાંનો થઇશ. ૫૨. અને એવીજ રીતે (સ્થિતિના તફાવતને લીધે) અમે તેમનામાંના કેટલાકને (બીજા) કેટલાકો સાથે અજમાવી જોયા; એટલા માટે કે (શ્રીમંતો ગરીબોને જોઈ) કહેવા લાગે કે આજ શું તે (નીચ) લોકો કે જેમના ઉપર પરમેશ્વરે અમારામાંથી (ઇસ્લામ સ્વીકારવાની સુબુદ્ધી આપી પોતાની,) કૃપા કરી છે? (આ લોકોએ એટલું તો

---

* આંધળાનો અર્થ અહીં નાસ્તિક જે પરમેશ્વરને માનતો નથી તે; અને દેખતો એટલે જે પરમેશ્વરને માને છે અને તેનો આજ્ઞાંકિત રહે છે તે.

સમજવું જોઈતું હતું કે) શું પરમેશ્વર કૃતજ્ઞ* લોકો (ની સ્થિતિ) થી સંપૂર્ણ રીતે વાકેફ નથી ? ૫૩. અને (ઓ પયગંબર !) જે લોકો અમારી નિશાનીઓ ઉપર વિશ્વાસ રાખે છે, તેઓ જ્યારે તારી પાસે આવતા જાય ત્યારે (તું તેમનું મન મેળવવા માટે) કહે કે (પરમેશ્વર તરફથી) તમને શાંતિ (ની ખુશખબર) હોય ! (અને) તમારા પાલનકર્તાએ (સેવકો ઉપર) દયા કરવાનો પોતાને માટે નિયમ કરી રાખ્યો છે; કે જો કોઇ તમારામાંથી અજ્ઞાનપણામાં એકાદું પાપ કરી બેસે પછી (તે કર્યાબાદ) પશ્ચાતાપ કરે અને (પોતાની

* શરૂઆતમાં ઘણા ગરીબ લોકોએ ઇસ્લામ ધર્મનો અંગીકાર કર્યો હતો. અને નિયમ પણ એવોજ હોય છે કે સત્ય વાત ગરીબ લોકોજ એકદમ માને છે; કારણ જગતનું ઐશ્વર્ય અને અભિમાન તેમના માર્ગમાં આડખીલી નાંખતા નથી; નાસ્તિક લોકો આ બાપડાની બહારની સ્થિતિ જોઈ તેમનો તિરસ્કાર કરતા હતા અને તેઓ પયગંબર સાહેબને આગ્રહ કરતા કે એમને પોતાની પાસે નહિ બેસવા દો, તો અમે આવીએ. શું એ લોકો અને શું એમનો ધર્મ ! પરમેશ્વરે તેના જવાબમાં, પયગંબર સાહેબને સમજાવ્યું કે એ લોક જેવા બહારથી છે તેવાજ અંદરથી પણ પરમેશ્વરની મરજી મેળવવા ઇચ્છે છે. તમે તેમની બહારની રીતભાત ઉપરથી તેમના મનમાં રમતા વિચારનું અનુમાન કહાડશો તો તમે કંઇ અદૃષ્ટજ્ઞાની તો નથી. જો તેમનામાં કોઇ ખરેખરજ પોકળ વિશ્વાસના પણ હોય તો તે જાણે અને તેનું કામ જાણે. અને નાસ્તિક અથવા અવિશ્વાસુનો આક્ષેપ એવી રીતે ઉડાવ્યો કે ઐહિક વૈભવ અને દાદમાદ કશા વિસાતમાં નથી. મોટી દોલત કહીએ તો ઇસ્લામની ઇશ્વરે આપેલી બક્ષીસ અને તે જે તેની કિમત જાણે છે તેને આપવામાં આવે છે; પછી તે શ્રીમંત હોય કે ગરીબ.

સ્થિતિ) સુધારે તો (પરમેશ્વર તેને ક્ષમા કરશે; કારણ,) તે ક્ષમાવાન (અને) દયાળુ છે. ૫૪. અને એવીજ રીતે અમે (અમારી) નિશાનીઓ તપસીલવાર વર્ણવીએ છીએ (કે લોકો તે સમજે) અને એ કે પાપી લોકોનો માર્ગ (સઘળાને) જાહેર થઇ જાય ૫૫. (ઓ પયગમ્બર ! આ લોકોને) કહી દે કે પરમેશ્વર સિવાય જે (દેવો) ને તમે (જરૂર પડતાં) બોલાવો છો તેમની મારે ભક્તિ કરવી એ વાતની મને મના કરવામાં આવી છે. (આ લોકોને) કહે કે હુ તમારી ઇચ્છા પ્રમાણે તો ચાલતો નથી. એમ કરીશ તો પછી હું ખરેખર ભમાઈ ગયો અને સન્માર્ગી લોકોમાંનો પણ નહિ રહ્યો. ૫૬. (આ લોકોને) કહે કે હું તો મારા પાલનકર્તા (ના ધર્મ) ના ધોરીમાર્ગ ઉપર છું; અને તમે તેને પાખંડ કહો છો ! જે (શિક્ષા)ની તમે ગડબડ મચાવી મુકો છો તે મારી પાસે (એટલે મારા અખત્યારમાં) નથી. પરમેશ્વર સિવાય બીજા કોઇનોજ અખત્યાર નથી. તે સત્ય (સત્ય વાત) નિવેદન કરે છે. અને તે સઘળા ફેસલા કરનારાઓમાં ઉત્તમ (ફેંસલો કરનાર) છે. ૫૭ (આ લોકોને) કહે કે જે (શિક્ષા વિષે તમે ઉતાવળ કરો છો તે જો મારી પાસે (એટલે મારા અધિકારમાં) હતે તો મારી અને તમારી વચ્ચે (જે) વાદ વિષય (છે તે કયારનોજ) પુરો થઈ ગયો હોત. અને પરમેશ્વર જુલમગાર લોકો(ની સ્થિતિ)થી સારી પેઠે વાકેફ છે. ૫૮. અને તેનીજ પાસે ગેબ એટલે અદ્રષ્ટની કુંચીઓ છે. કે તે તેના સિવાય કોઇ જાણતોજ નથી. અને જે કંઈ ખુશકી અને જળમાં છે તે પણ તેજ જાણે છે. અને એક પાન પણ (ઝાડ ઉપરથી)

ખરતું નથી કે જે તે જાણતો ન હોય અને ધરતીના (જુદી જુદી જાતના) અંધકાર(ના પડદા)માં એવો એકે દાણો નથી, તેમજ એવી એકે લીલી અથવા સુકી વસ્તુ નથી, કે જે સ્પષ્ટ પુસ્તક (એટલે લૌહે મહફૂઝ)માં (લખેલ) ન હોય ૫૯. અને (ઓ લોકો!) તેજ એવો (પરમ સમર્થ) છે કે જે રાતે (ઉંઘમાં એક લેખે) તમારો પ્રાણ હરી* લે છે; અને જે કંઇ તમે આખા દિવસમાં કર્યું હોય છે તે પણ તે જાણે છે. પછી દિવસે તે તમને ઉઠાડી ઉભા કરે છે; એટલા માટે કે (રાત દિવસના અનુક્રમથી જીવન-કાળ (જે તેના જ્ઞાન પ્રમાણે) ઠરેલો (છે તે એક દિવસે) પુરો થાય. પછી (આખરે) તેનીજ પાસે તમો (સર્વ) ને પાછા જવાનું છે. ત્યારે જે કંઇ તમે (જગતમાં) કરી રહેલા છો (તેનું સારૂં નરસું પરિણામ) તે તમને વિદિત કરશે. ૬૦. અને તેજ પોતાના સેવકોઉપર પ્રબળ સત્તાધારી છે. અને તે તમો લોકો ઉપર પહેરાવાળા (દુતો) મોકલી આપે છે; એટલે સુધી કે જ્યારે તમારામાંનો કોઇએકને (ખરેખરજ) મરણ આવે છે. ત્યારે અમારા મોકલેલા (દુતો)

---

* નિદ્રાવસ્થામાં પચેંદ્રિય બહારથી જોવામાં બેકાર થઇ જાય છે, તો પણ જીવ તો બાકી રહે છે; અને અંદરની ઇંદ્રીઓ પોતાનું કામ કરે જાય છે કે જેથી કરી મનુષ્યને સ્વપ્ના આવે છે. નિદ્રામાં પાંચ ઇંદ્રીઓ બેકાર અને નિરૂપયોગી થાય છે એ મરણ નથી, પરંતુ તેમાં મૃત્યુની સ્થિતિ સાથે ઘણું સરખાપણું તો અવશ્ય છેજ. તેથીજ કહેવાય છે કે ઉંઘતો અને મુએલો બરાબર! એનેજ અનુસરીને અમે આ ભાષાંતર કર્યું છે.

તેનો પ્રાણ (સંપૂર્ણ રીતે) હરણ* કરે છે અને તેઓ (હુકમ બજાવવામાં કંઈપણ) કસુર કરતા નથી. ૬૧. બાદ (એવીજ રીતે સર્વ લોક) પરમેશ્વર જે તેમનો ખરો મુરબ્બી; તેની પાસે (જગતમાંથી) પાછા બોલાવી લેવામાં આવે છે. સાંભળી મુકો કે તેનોજ હુકમ (ચાલે) છે, અને તે સઘળામાં વધારે જલદ હિસાબ લેનાર છે. ૬૨. (ઓ પયગંબર! આ લોકોને) પુછ કે જમીન અને સમુદ્રના (તિમિર) અંધકારમાથી † કોણ તમારો છુટકો કરે છે કે તમે (આવે સમયે) આજીજી કરી (કરી) અને મુંગા (મુંગા) તેની પ્રાર્થના કરો છો? (અને એવી પ્રતિજ્ઞા કરો છો કે) જો પરમેશ્વર અમને આ (સંકટ)માંથી પાર ઉતારશે તો અમે જરૂર (તેના) આભાર

* ચોવીસમાં ભાગના બીજા રૂકુઅ-ખંડમાં એવુંજ એક વાક્ય છે. તેનું ભાષાંતર આ પ્રમાણે છે:-"લોકોના મરણ સમયે પરમેશ્વર તેમના પ્રાણને પોતાની પાસે બોલાવી લે છે, અને જે લોક મુઆ નથી (તેમના પ્રાણને પણ) તેમના ઉંઘવાને વખતે (પરમેશ્વર પાસે બોલાવવામાં આવે છે;) જેમના સંબંધમાં (પરમેશ્વર) મૃત્યુનો હુકમ આપી ચુકયો છે તેમને (તો પોતાની પાસે) રોકી રાખે છે. અને બાકી (ઉંઘનારા)ને એક નિયમિત કાળ સુધી ફરીથી જગતમાં મોકલી દે છે." ખરેખરજ મૃત્યુ અને 'સંપૂર્ણ રીતે પ્રાણ હરણ કરવા' એ પ્રમાણે જે ભાષાંતર કર્યુ છે તેનો ઉદ્દેશ સદરહુ વાકય ઉપરથી પૂર્ણપણે લક્ષમાં આવશે.

† અંધકાર પણ એક જાતની શિક્ષા છે. તેના આવવાથી જગતનાં કામો બંધ પડે છે; અંધકાર પણ જુદી જુદી જાતના છે. રાતનો અંધકાર, તોફાન, વાદળ અને ગ્રહણને લીધે થનારો અંધકાર કબરનો અથવા મરણોત્તર સ્થિતિનો.

માનનારા (સેવકો) બની રહીશું. ૬૩. (ઓ પયગંબર! એઓ તેનો શું જવાબ આપશે? તુંજ તેમને) કહે કે આ (અંધકાર)માંથી અને હરેક કલેશમાંથી પરમેશ્વરજ તમારો છુટકો કરે છે. બાદ (એમ છતાં પણ) તમે (પરમેશ્વરના) ભાગીદાર ઠરાવો છો! ૬૪. (ઓ પયગંબર! એમને) કહે કે તેજ (પરમેશ્વર) આ બાબતમાં સમર્થ છે કે તમારી ઉપલી બાજુએથી અથવા તમારા પગ નીચેથી એકાદ શિક્ષા તમારે માટે મોકલી આપશે અથવા તમને (ભિન્ન ભિન્ન) પક્ષ કરી (એક બીજા સાથે) ગુંચવણમાં લાવી મુકશે અને તમારામાંથી કેટલાકને કેટલાકની લડાઇનો સ્વાદ ચખાડશે. (ઓ પયગંબર!) જો તો ખરો! કે અમે (અમારી) નિશાનીઓને કેવી કેવી તરેહથી ફેરવી ફેરવી વર્ણવીએ છીએ કે લોકો કદાચ તે સમજે. ૬૫. અને કુરઆનને તારા લોકોએ પાખંડ કહ્યું; અને ખરૂં જોતાં તે સત્ય (પુસ્તક) છે, (ઓ પયગંબર! આ લોકોને) કહે હું તમારા ઉપર (કંઇ રક્ષક જેવો તો) અધિકારી નથીજ; (કે હું તમને નાસ્તિપણું નહિ કરવા દઉં) ૬૬. પ્રત્યેક ભવિષ્ય વચન (ની સત્યતા)નો એક વખત (ખાસ) મુક્કરર છે; અને આગળ (કેટલોક વખત પછી મારૂં સત્ય) તમને માહિત* થઇ

* એટલે મારૂં કામ તમોને ઇશ્વરી હુકમ પહોંચના કરવાનું છે. હું તમારા વિશ્વાસ માટે જુમેદાર નથી; અને કયામતના અહેવાલ અને ઇહલોક અને પરલોકની શિક્ષાના સંબંધમાં જે ભવિષ્ય વચન હું પરમેશ્વરના કહેવાથી કહું છું તે પોતાને નિયમિત વખતે થશેજ થશે. તે વખત પહેલાં તમારી બડબડથી તે વહેલું થઇ શકતું નથી. અને બનાવ બનતી વખતે તમને ખબર પડી જશે કે જે જે હું તમને કહેતો હતો તે સઘળું ખરૂં હતું.

જશે. ૬૭. અને જ્યારે એવા લોકો (કોઇ ઠેકાણે તારા જોવામાં આવે કે જેઓ અમારી નિશાનીઓ(ની નિંદા અને મશ્કરી કરવા)માં મચી રહે છે ત્યારે તું તેમની પાસેથી એક બાજુએ થઇ જજે; એટલે સુધી કે તેઓ (અમારી નિશાની સિવાય) બીજી કંઇ બાબતમાં મચી રહે અને જો શેતાન તને (અમારો આ હુકમ કોઇ વખત) ભુલાવી દે તો સ્મરણ થયા પછી (એવા) અન્યાયી લોકો સાથે તું (કદીપણ) બેસતો નહિ. ૬૮. અને જે લોકો (પરમેશ્વરથી) બ્હીને ચાલે છે તેમના ઉપર એવા (નકામા) લોકોના (કર્મના) હિસાબની કશીજ જવાબદારી નથી. તો પણ (તેમને) ઉપદેશ કરવો (જરૂરનો છે) કે (એ બોલ કહેવાથી) તેઓ પણ કદાચિત (પરમેશ્વરથી) બ્હીને ચાલવા લાગે. ૬૯. અને જેમણે પોતાના ધર્મને ખેલ અને તમાશો બનાવી મુકયો છે અને ઈહલૌકિક જીંદગીએ તેમને ભુલાવામાં નાખ્યા છે એવા લોકોને તું (તેમની સ્થિતિ ઉપર) છોડી દે. અને (તક જોઇ) કુરઆન મારફત (તેમને) સમજાવતો રહે કે (એમ ન થાય કે) કોઈ મનુષ્ય (કયામતને દિવસે) પોતાના કર્મના બદલા તરીકે આપત્તીમાં પીડાય; કે (તે વખતે) પરમેશ્વર સિવાય તેનો કોઇ મુરબ્બી થનાર નથી અને સિફારસ કરનાર પણ નથી; અને (જેટલો) બદલો (સંભવનીય છે) તે જો તે સઘળુંજ આપે તો પણ (એકે બદલો) તેની પાસેથી લઇ લેવામાં આવશે નહિ. એજ તે લોકો છે કે જે પોતાના કર્મને લીધે આપત્તીમાં પીડાયા. એમને પીવા માટે ઉકળતું પાણી (મળશે) અને દુઃખદાયક શિક્ષા થશે (તે જુદી); કારણ તેઓ નાસ્તિક-પણું કરતા હતા. ૭૦. (ઓ પયગંબર ! આ લોકોને) પુછ,

શું (તમે એવું ઇચ્છો છો કે) અમે (મુસલમાનોએ) પરમેશ્વરને છોડી આવા (ખોટા દેવતાઓ) ને (પોતાની મદદે) બોલાવવા કે જે અમને નફો પણ પહોંચાડી શકતા નથી અને નુકસાન પણ પહોંચાડી શકતા નથી? અને જ્યારે પરમેશ્વર અમને સરળ માર્ગ બતાવી ચુકયો, ત્યારે શું તે પછી અમે અમારે પાછલે પગે (નાસ્તિકપણા તરફ) ફરવી જશું? (અને) તેના જેવા (થઇશું) કે જેને વળગણથી શેતાનો (ચારે તરફ) જંગલ અરણ્યમાં હેરાન (કરી ગમે તેમ) ભટકાવતા ફરે છે? તેના સાથીઓ તેને સરળ માર્ગ તરફ બોલાવે છે કે આવ (આ બાજુએ) અમારી પાસે. (ઓ પયગંબર! એઓ તેનો શું ઉત્તર આપશે? તુંજ તેમને) કહે કે પરમેશ્વરનો (બતાવેલો) માર્ગ તેજ ખરેખર સરળ માર્ગ છે અને અમો (મુસલમાનો) ને (એજ) આજ્ઞા મળી છે કે અમારે સકળ જગતના પાલન-કર્તા એવા (પરમેશ્વર) નાજ આજ્ઞાંકિત થઇ રહેવું. ૭૧. અને (તેણે અમને આજ્ઞા કરી છે કે) નમાઝ પઢો અને પરમેશ્વરથી બ્હીતા રહો; અને તેજ એવો (પરમ સમર્થ) છે કે જેની હજુરમાં તમને (સઘળા લોકોને કયામતને દિવસે) એકઠા કરવામાં આવશે. ૭૨. અને તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે (કંઈ) સત્ય સંકલ્પથીજ આકાશો અને પૃથ્વી નિર્માણ કર્યાં. અને જે દિવસે તે (કયામતના સંબંધમાં) ફરમાવશે કે થા, પછી તે (તેજ વખતે) થઇ જશે. ૭૩. તેનું ફરમાવવું ખરૂં છે. (એટલે કયામતનો દિવસ આવશેજ). અને જે દિવસે સૂર (એટલે મોટી સરણાઇ) ફુંકવામાં આવશે તે દિવસે તેનીજ હકુમત હશે. (તે) અદૃષ્ટ અને દૃષ્ટ (એ સઘળા) નો જાણનાર છે. અને તેજ યુક્તિવાન (અને સઘળી

વસ્તુનો) માહિતગાર છે. ૭૪. અને (ઓ પયગંબર! તે સમય યાદ કર કે) જ્યારે ઈબ્રાહીમે પોતાના પિતા 'આઝર' ને પુછ્યું, શું, તું મૂર્તિઓને ઉપાસ્ય (દેવ) માને છે? હું તો તને અને તારા લોકોને ચોખ્ખી ભૂલમાં (પડેલા) જોઉં છું. ૭૫. અને (જે પ્રમાણે અમે ઈબ્રાહીમનાં મનમાં આ પ્રેરણા ઉત્પન્ન કરી) તેજ પ્રમાણે અમે ઇબ્રાહીમને આકાશો અને પૃથ્વીની રાજયવ્યવસ્થા બતાવવા લાગ્યા; અને એ એટલા સારૂં કે તે (આકીનથી) વિશ્વાસ રાખનારા લોકોમાંનો થઈ જાય. ૭૬. પછી જ્યારે તેના ઉપર રાત ફરી વળી, ત્યારે તેને એક તારો નજરે પડયો (અને તેને જોઈ) તે કહેવા લાગ્યો કે આજ મારો પાલનકર્તા છે, બાદ જ્યારે તે અસ્ત પામી ગયો, ત્યારે તે બોલ્યો કે અસ્ત પામનારાઓને હું પસંદ કરતો નથી (કે મારે તેને પરમેશ્વર માનવો!) ૭૭. બાદ જ્યારે તેણે ચંદ્રને ચકચકીત પ્રકાશતો જોયો ત્યારે તે કહેવા લાગ્યો કે આજ મારો પાલનકર્તા છે. પછી જ્યારે તે પણ અસ્ત પામ્યો, ત્યારે તે બોલ્યો કે જો મને મારો પાલનકર્તા સરળ માર્ગ નહિ બતાવે તો નિઃસંશય હું પણ આડે માર્ગે ભટકનારા લોકોમાંનો થઇ જઇશ. ૭૮. બાદ જ્યારે તેણે સુર્યને ચકચકીત પ્રકાશતો જોયો, ત્યારે તે કહેવા લાગ્યો, આજ મારો પાલનકર્તા; (કારણ) આ (સઘળામાં) વધારે મોટો પણ છે. પછી જ્યારે તે પણ અસ્ત પામ્યો. ત્યારે તે (પોતાના લોકોને સંબોધી) બોલ્યો કે ઓ મારા લોકો! જે (વસ્તુ)ને તમે (પરમેશ્વરના) સાથી માનો છો, હું તો તેનાથી (બિલકુલ) જુદોજ * છું. ૭૯.

* હઝરત ઇબ્રાહીમ પયગંબરનું-ઇશ્વર તેમને ધન્યવાદ અને

હું તો એકનોજ થઇ રહી મેં મારૂં મ્હોડું જેણે આકાશો અને પૃથ્વી નિર્માણ કર્યાં તે (પરમ પવિત્ર પરમેશ્વર)નીજ તરફ ફેરવ્યું છે; અને હું તો મૂર્તિપૂજકોમાંનો નથીજ. ૮૦. અને તેના લોકો તેની સાથે (આ બાબત ઉપર) વાદ વિવાદ કરવા લાગ્યા. (ત્યારે ઈબ્રાહીમે) કહ્યું, શું તમે મારી સાથે પરમેશ્વર (એક હોવા) વિષે વાદવિવાદ કરો છો? અને ખરૂં જોતાં, તે તો મને (પોતાના એક હોવાનો) સરળ માર્ગ બતાવી ચુકયો છે. અને જે (મૂર્તિ)ને તમે તેનો સાથી માનો છો તેનાથી હું કંઇ બ્હીતો (કરતો) નથી (કે તે મને કંઈ નુકસાન કરશે.) હા, પણ મારા પાલનકર્તાજ (મરૂં) કંઇ (નુકસાન કરવા) ઇચ્છે; (તો તેની મરજી.) મારા પાલનકર્તાના જ્ઞાનમાં પ્રત્યેક વસ્તુ સમાયેલી છે. તો શું તમે (આ બાબત) મનન કરતા નથી? ૮૧. અને જે (વસ્તુ)ને તમે (પરમેશ્વરના) ભાગીદાર બનાવો છો તેનાથી મારે કેમ બ્હીવું? અને ખરૂં જોતાં, તમે તો આ બાબતથી (બિલકુલ) બ્હીતા નથી કે તમે એવી વસ્તુને પરમેશ્વરની ભાગીદાર બનાવી કે જેના ઉપાસ્ય હોવા વિષે કોઇ પણ પ્રમાણ પરમેશ્વરે તમારે માટે મોકલ્યું નથી. તો (અમો) ઉભય પક્ષમાંથી કયો પક્ષ શાંતિ (અને સમાધાનમાં રહેવા)ને વધારે હકદાર છે? જો તમે જાણતા હો (તો તમે પોતેજ સમજી લો.) ૮૨. જે

શાંતિ બક્ષો-તારા, ચંદ્ર, અને સૂર્યને અસ્ત પામતા જોઈ એ કહેવું કે તેમનું અસ્ત થવું ઇશ્વરત્વને શોભતું નથી. એનો અર્થ એવો છે કે તારા ચંદ્ર અને સૂર્ય એ પરાધીન અને લાચાર હોઇ બીજાની ઇચ્છાને આધીન છે તેથી પરાધીન અને પરવશ વ્યકિત પરમેશ્વર થઈ શકતી નથી. હું આવી પાયા વગરની વાતો કરવાથી નિર્દોષ છું.






લોકોએ (પરમેશ્વર ઉપર) વિશ્વાસ રાખ્યો અને જેમણે પોતાના વિશ્વાસમાં બેઇન્સાફી* (એટલે અનેકેશ્વર મતવાદ)નું મિશ્રણ કર્યું નહિ એજ લોકો છે કે જે (ચિત્તની) શાંતિ (અને સમાધાન)ને પાત્ર છે અને એજ લોકો સન્માર્ગે પણ છે. ૮૩. અને આ અમારૂં (સુચવેલું) પ્રમાણ હતું કે તે અમે ઈબ્રાહીમને તેના લોકો સામે સાબેતી માટે આપ્યું અમે જેને ઈચ્છીએ છીએ તેને ઉંચે દરજ્જે ચડાવીએ. (ઓ પયગંબર !) નિઃસંશય તારો પાલનકર્તા બુદ્ધિમાન (હોઇ સર્વ કંઇ) જાણે છે. ૮૪. અને અમે 'ઇબ્રાહીમ'ને ઇસ્હાક (પુત્ર) અને યાકૂબ (પ્રપૌત્ર. એમ સંતાન) આપ્યાં; આ સઘળાઓને અમે સરળ માર્ગ બતાવ્યો. અને (એમની) અગાઉ 'નૂહ'ને પણ અમે સન્માર્ગ બતાવ્યો. અને તેનાજ વંશજોમાંથી 'દાઉદ' અને 'સુલેમાન' અને 'અય્યુબ' અને 'યૂસુફ' અને 'મૂસા' અને 'હારૂન' એ (સઘળા)ઓને (અમે સન્માર્ગ બતાવ્યો) અને (ખરા મનથી) સારાં કામો કરનારાઓને અમે એવાજ બદલા આપીએ છીએ. ૮૫. અને (એવીજ રીતે) 'ઝકરીય્યા'

* એક હદીસમાં છે કે જ્યારે આ વાકય પ્રકટ થયું ત્યારે કેટલાક સહાબા એટલે તે સમયના અનુયાયીઓએ હઝરત પયગંબરની રૂબરૂ અરજ કરી કે ઓ મહાગુરૂ! અમારામાં એવો કોણ છે કે જે થોડી અથવા ઘણી બેઇન્સાફી અને જુલમ પોતાના ઉપર કરતોજ નથી. પયગંબર સાહેબે કહ્યું કે તમે લુકમાન પયગંબરનો ઉપદેશ સાંભળ્યો નથી કે? તેમાં તેમણે પોતાના પુત્રને ઉદ્દેશી કહ્યું હતું 'ઓ પુત્ર! પરમેશ્વરને (કોઇનો) ભાગીદાર બનાવતો નહિ. કારણ (તેનો) ભાગીદાર બનાવવો એ મોટો અન્યાય છે. અહીં જુલમનો અર્થ બેઈન્સાફી અને અન્યાય એટલે અનેકેશ્વર મતવાદ થાય છે.




અને 'યાહ્યા' અને 'ઈસા' અને 'ઇલ્યાસ' એમને પણ; (કે એ) સઘળા (અમારા) પવિત્રાચરણી સેવકોમાંના છે. ૮૬. અને 'ઇસ્માઈલ' અને 'અલયસઆ' અને 'યૂનુસ' અને 'લૂત' આ (સઘળા)ને (પણ અમે સત્ય માર્ગ બતાવ્યો) અને સઘળાંને આખી દુનીયાના લોકો ઉપર શ્રેષ્ઠપણું આપ્યું, ૮૭ અને (એમનેજ માત્ર નહિ પણ) તેમના વડીલ અને તેમની સંતતી અને તેમના ભાઇબંધમાંથી (બીજા ઘણાખરાઓને) અને આ લોકોને અમે (અમારા સેવકોમાંથી) ચુંટી કહાડયા અને એમને (ધર્મનો) સરળ માર્ગ બતાવ્યો ૮૮. આ છે પરમેશ્વરનો સરળ માર્ગ; તે પોતાના સેવકોમાંથી જેને ઇચ્છશે તેને આ માર્ગની સુબુદ્ધિ આપશે. અને જો એ (પયગંબરો કોઇને પરમેશ્વરનો) ભાગીદાર બનાવતે તો એમણે જે કંઈ કર્યું (મુકર્યું) હતું તે (સઘળું) તેમની પાસેથી નષ્ટ થઈ જતે. ૮૯. (એ પયગંબરો) એવા લોકો છે કે જેમને અમે પુસ્તક પણ આપ્યું અને હકુમત* પણ (આપી) અને પયગંબરી (પણ આપી). માટે આ (મક્કાના નાસ્તિકો) જો આ (બક્ષીસ)ની કદર પણ નહિ જાણશે. તો (કંઇ ફીકર નથી;) અમે આ (બક્ષીસ આના કરતાં ઉત્તમ) એવા લોકો (એટલે મુસલમાનો)ને સોંપી છે કે તેઓ (આ નાસ્તિકોની માફક) આ (બક્ષીસ) પ્રત્યે અનુપકારી નથી. ૯૦. આ (પૂર્વ કાળના પયગંબરો) એવા

* કેટલાક પયગંબરોને પરમેશ્વરે પયગંરીની પદ્વીની સાથે સાથે રાજ્ય પણ આપ્યું હતું, અને જેમને રાજ્ય આપ્યું નહિ તેમને પણ પયગંબરીના સંબંધમાં એવી ઉંચા પ્રકારની હકુમત મળી હતી કે તેની આગળ જગતના રાજ્યની કંઇ વિશાત નહોતી.

લોકો છે કે જેમને પરમેશ્વરે સરળ માર્ગ બતાવ્યો તો (ઓ પયગંબર!) તેમનીજ પદ્ધતિનું (તું પણ) અનુકરણ કર. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે હું કુરઆન (સંભળાવવા માટે)નો તમારી પાસે કંઇ અવેજ માગતો નથી. આ કુરઆન આખી દુનીયાના લોકો માટે માત્ર એક બોધ છે એટલુંજ. ૯૧. અને (યહુદીઓએ) જેવી રીતે પરમેશ્વરની માન્યતા રાખવી જોઇતી હતી તેવી તેની માન્યતા રાખી નહિ; કારણ કે તેઓ (મુસલમાનો સાથે દ્વેષ રાખી) કહેવા લાગ્યા કે પરમેશ્વરે કોઈપણ મનુષ્યને (પુસ્તક જેવું) કંઇજ પ્રકટ કર્યું નથી. (ઓ પયગંબર! આ લોકોને) પુછ કે વારૂં, જે (તોરાત) પુસ્તક મુસા લઇ આવ્યો તે (પરમેશ્વરે પ્રકટ કર્યું નહિ તો) કોણે પ્રકટ કર્યું? (અને તે) લોકો માટે પ્રકાશ (છે કે તેના અજવાળામાં તેમણે ચાલવું) અને સદ્બોધ છે. (અને) તમે તેનાં (જુદાં જુદાં) પાના બનાવી મુકયાં છે. (તેમાંથી જે પાનું તમારી મતલબનું હોય) તે તમે (લોકોને) જાહેર કરો છો અને ઘણાં ખરાં (પાનાં જે તમારી મતલબની સામા હોય તે તમે લોકોથી) છુપાવો છો. અને (એજ પુસ્તક મારફત) જે વાતો નહિ તમે જાણતા હતા અને નહિ તમારા વડીલો, તે તમને શિખવવામાં આવી. (ઓ પયગંબર! એ એનો શો ઉત્તર આપશે? તુંજ તેમને) કહે કે (તે પુસ્તક) પરમેશ્વરેજ (પ્રકટ કર્યું હતું.) પછી તું તેમને છોડ, (આ) તેમના નિરર્થક ઉહાપોહમાંજ (ધર્મની બાબતમાં ભલે) તેઓ રમતા રહે. ૯૨. અને (તોરાત પ્રમાણે) એ (કુરઆન પણ) જે અમે પ્રકટ કર્યું છે તે (દિવ્ય) પ્રાસાદિક પુસ્તક છે. તે આના (પ્રકટ થવા) અગાઉ જે પુસ્તકો (અસ્તિત્વમાં) હતાં

તેની સત્યતા પણ બતાવે છે. અને (ઓ પયગંબર! આ અમે એટલા માટે પ્રકટ કર્યું છે કે તું મુખ્ય શહેર* (એટલે મક્કાના રહેવાસીઓ)ને અને જે કોઈ તેની આસપાસ વસે છે તેમને (ઇશ્વરી શિક્ષાની) ચેતવણી આપે. અને જે લોકો પરલોક વિષે (પૂર્ણ) વિશ્વાસ રાખે છે તે તો (અવશ્ય) આનો વિશ્વાસ રાખે છે; અને તે પોતાની નમાઝની પણ સંભાળ રાખે છે (કે તેનો વખત ટળે નહિ.) ૯૩. અને એવા માણસ કરતાં પણ વધારે જુલમગાર (બીજો) કોણ હશે કે જે પરમેશ્વર ઉપર ખોટા કુભાંડ રચે છે, અથવા એમ પ્રતિપાદન કરે છે કે મારી પાસે પ્રકટીકરણ આવ્યું છે અને વાસ્તવિક જોતાં, તેની તરફ કશુંજ કંઇ પ્રકટ કરવામાં આવ્યું નથી! અને (તેવીજ રીતે આના કરતા પણ વધારે જુલમગાર બીજો કોણ હશે કે) જે આવું વિધાન કરે છે કે (કુરઆન) જે (તમે કહોછો કે તે) પરમેશ્વરે પ્રકટ કર્યું છે (કહેશો તો)

* ઉમ્મુલકુરા એનો શબ્દશઃ અર્થ ગામની માતા અથવા મૂળ ગામ એવો થાય છે. મક્કા શહેરનું એક નામ ઉમ્મુલકુરા પણ છે. તે સમયે અજ્ઞાન, અનીતિ અને અધર્મનું આખી દુનીઆનું કેંદ્રસ્થાન કહીએ તો મક્કા શહેર હતું અને એની આસપાસ રહેનારાની વાતજ કરવાની નથી. અને એક વખત દુનીયાના આ મુખ્ય શહેરનો ઉદ્ધાર થયો એટલે આસપાસનાં સઘળાં રાષ્ટ્રોનો તેમજ આખા જગતનો ઉદ્ધાર થવાનો એ પરમેશ્વરના જ્ઞાનમાં નક્કીજ હતું. પછીજ હઝરત મોહમંદ પયગંબર સરખા મહાન પુરૂષને નિર્માણ કરી પરમેશ્વરે આ અધોગતીમાં પડેલા શહેરને ફરીથી જ્ઞાન, નીતિ અને ધર્મનું કેંદ્રસ્થાન બનાવ્યું. ત્યારે આ કલિયુગના પયગંબરને અખિલ જગતના ઉદ્ધાર માટે મોકલવામાં આવ્યા હતા.

તેવુંજ હું હમણા પ્રકટ કરીશ ? અને (ઓ પયગંબર!) તું જો (આ) જુલમગાર લોકોને એવી વખતે જોશે (તો ઘણુંજ સારૂં થશે) કે તેઓ મૃત્યુની વ્યથામાં (પડેલા) હોય અને દેવદૂતો (તેમના પ્રાણ હરણ કરવા માટે તેમની તરફ) પોતાના હાથ લંબાવે (અને કહેતા જાય) કે (ચાલો!) કહાડો તમારા પ્રાણ. આજે તમને બેઆબરૂની શિક્ષાની સજા આપવામાં આવશે; એટલા માટે કે તમે પરમેશ્વર વિષે અસત્ય બોલતા હતા અને તેનાં મહાવાકયો (સાંભળીને) અહંકાર કરતા હતા. ૯૪. અને (કયામતના દિવસે અમે તેમને ઉદ્દેશી કહીશું કે) પહેલી વખતે જેમ અમે તમને નિર્માણ કર્યો હતા તેમ એકલા એકલા તમે અમારી હજુર (આખરે) આવ્યાજ આવ્યા. અને જે કંઈ (સાજ સરંજામ) અમે તમને (જગતમાં) આપ્યો હતો તે (સઘળો,) તમે તમારી પાછળ મુકી આવ્યા અને તમારી સિફારસ કરનારાને અમે તમારી સાથે (કયાંયે) જોતા નથી કે જેમને તમે સમજતા હતા કે તેઓ તમારામાં (એટલે તમારૂં નિર્માણ કરવું. અન્નપાણી આપવું વગેરે બાબતોમાં પરમેશ્વરના) ભાગીદારો છે. (હવે) તમારા પરસ્પર હિત સંબંધ (સઘળા) તુટી ગયા અને જે દાવો તમે કરતા હતા તે (સઘળો) તમારી પાસેથી જતો રહ્યો. ૯૫. (આ દાણા અને ઠળીયા જે જમીનમાં ફુટી, તેમાંથી વૃક્ષ ઉગે છે તો) પરમેશ્વરજ (તે) દાણા અને ઠળીયાનો ઉકેલનાર છે (તેજ) સજીવને નિર્જિવમાંથી * કહાડે છે (જેમ કે, ઈંડામાંથી મરઘી); અને સજી-

* આનો બીજો અર્થ એ અધ્યાત્મિક જીવન ખોઈ દઈ જે લોકો નિર્જિવ થયા હતા તેમને પરમેશ્વર ફરીથી કુરઆન દ્વારા નવજીવન આપે છે. અને જે લોકોમાં પૂર્વે આત્મિક જીવન હતું






વમાંથી નિર્જિવનો કહાડનારો પણ (તેજ; જેમકે મરઘીમાંથી ઈંડાં. લોકો!) આજ (તમારો) પરમેશ્વર છે. પછી તમે ક્યાં ભટકતા ફરો છો? ૯૬. તેનાજ કરવાથી સવારનો પોહ ફાટે છે; અને તેણેજ વિશ્રાંતિ માટે રાત અને (વર્ષ મહિનાની) ગણત્રી માટે સૂર્ય અને ચંદ્ર બનાવ્યા છે. આ (તેજ) પરમ સમર્થ અને જ્ઞાની એવા (પરમેશ્વર)ની ગોઠવણ છે. ૯૭. અને તેજ એવો (પરમ સમર્થ) છે કે તેણે તમો લોકો માટે તારા બનાવ્યા; એટલા માટે કે તમે ખુશકી તથા જળ માર્ગના અંધકારમાં તે(ની નિશાની)એ સીધાં ચાલો. જે લોકો જાણે છે તેમને માટે તો અમે (અમારાં સામર્થ્યની) નિશાનીઓ સવિસ્તર વર્ણવી છે. ૯૮. અને તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે તમો (સઘળાં)ને એક જીવ (એટલે આદમ)માંથી પેદા કર્યા. તો પછી (દરેક જણ માટે) એક વેળા મુકરર છે (કે તે વખત સુધી તે જગતમાં રહેશે.) અને (તેવીજ રીતે મરણ પછી માટીમાં)સોંપાવા (એટલે પૂરવા)ની જગા પણ છે. જે લોકો સમજે છે તેમને માટે તો અમે (અમારાં સામર્થ્યની) નિશાનીઓ તપસીલવાર કહી ચુકયા છીએ. ૯૯. અને તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે આકાશમાંથી પાણી વરસાવ્યું. પછી (પાણીની વૃષ્ટી બાદ) અમેજ તે વડે દરેક પ્રકારની વનસ્પતીને પીલા ફુટાવ્યા; પછી પીલામાંથી લીલા (લીલા સાંઠા) કહાડી ઉભા કર્યા; તેમાંથી અમે હારોહાર ગુંથેલા દાણા નિપજાવીએ છીએ. અને (તેમજ) ખજુરીના ઝાડમાંથી તેના મહોરમાંથી ઝુમખા (ના ઝુમખા) જે (ભારને

તેમને તેમની ધર્મ પ્રત્યેની બેદરકારીના લીધે ફરીથી નિર્જિવ કરી નાંખે છે.




લીધે) ઝુકી પડે છે, અને દ્રાક્ષની વાડીઓ અને ઝૈતૂન–જીત-ફળ અને દાઢેમ (કે જે દેખાવમાં એક બીજાને) મળતાં અને સ્વાદમાં નથી મળતાં * (આમાંની દરેક ચીજને) જ્યારે ફળ આવે છે ત્યારે તેવું ફળ અને ફળનું પાકવું (એ જોવા જેવું છે; તે ઘણી બારીકાઈથી) જુઓ; નિઃસંશય જે લોક (પરમેશ્વર ઉપર) વિશ્વાસ મુકે છે તેમને માટે આ (સઘળી ચીજો)માં (ઈશ્વર સામર્થ્યની ઘણી) નિશાનીઓ (મળે) છે.૧૦૦. અને મૂર્તિપૂજકોએ જીન્નાતોને † પરમેશ્વરના ભાગીદાર બનાવી ઉભા કર્યા; અને ખરૂં જોતાં પરમેશ્વરેજ જીન્નાતોને પેદા કર્યા અને એ લોકોએ અજ્ઞાનતાથી પરમેશ્વર માટે છોકરાઓ અને છોકરીઓ (પોતાની તરફથી) ઘડી કહાડયા છે (પરમેશ્વર

* કહેવાની મતલબ એટલીજ કે ઝૈતૂન (Olive) હોય કે દાડમ હોય, પણ ફળ દેખાવમાં સરખાં હોય છે પણ સ્વાદમાં જુદાં પડે છે.

† જીન્નાત અથવા જીન્ન એ અરબી શબ્દનો ગુજરાતીમાં કોઇ શબ્દ છે એ મને તો ખબર નથી. કારણ તેનો અર્થ દેવ અને રાક્ષસની વચમાંની અદૃશ્ય સૃષ્ટિ એવો થાય છે. જીન્નાતમાં કેટલાક સદાચરણી હોય છે અને કેટલાક દુરાચરણી પણ હોય છે. તેથીજ કેટલાક ભાષ્યકારો તેમને અહીં દેવદૂત સમજે છે કારણ મૂર્તિપૂજક અરબો તેની પૂજા અર્ચના કરતા હતા. કેટલાક ભૂત, પિશાચ અથવા અસુર એવો અર્થ પણ કરે છે; કારણ તેમના ભમાવવાથી તેઓ મૂર્તિપૂજક બની તેના ભકત થયા હતા. માજી એટલે અગ્નિપૂજક પારસીઓના ધર્મ સંપ્રદાયનો સાર જોતાં તેઓ શેતાનને એક પ્રકારનો કર્તાહર્તા માનતા હતા અને એમ પ્રતિપાદન કરતા કે ખરાબ તેટલું શેતાન એટલે અહરમન કરે છે અને સારૂં તેટલું પરમેશ્વર એટલે યઝદાન કરે છે. એમ છતાં 'દૈવત' શબ્દમાં ઉપરના અર્થનો કંઈ બોધ થતો હોવાથી અમે આ જીન્ન' શબ્દનો અર્થ દૈવત લીધો છે (જુઓ અધ્યાય. ૫૫.)

તરફ) જે જે વિશેષણો આ લોકો લગાડે છે તેનાથી તે પવિત્ર અને મહાન છે. ૧૦૧. (તેજ આ અદ્દભૂત) આકાશોનો અને પૃથ્વીનો ઉત્પાદક છે. જે અર્થે તેની કદી કોઇ (જન્મની) સોબતણુજ થઇ નહિ તે અર્થે તેને સંતતિ તો કયાંથી હોય ? અને તેણેજ દરેક વસ્તુ નિર્માણ કરી અને તે દરેક વસ્તુ (ની સ્થિતિ) થી વાકેફ છે. ૧૦૨. (ઓ લોકો !) આજ પરમેશ્વર તમારો પાલનકર્તા છે. તેના સિવાય બીજો ઉપાસ્ય (દેવ) નથી. (તેજ) પ્રત્યેક વસ્તુનો નિર્માણ કરતા (છે) તો તમે તેનીજ ભક્તિ કરો. અને તેજ દરેક વસ્તુનો નિયંતા છે. ૧૦૩. (લોકોની) દૃષ્ટિ* તેને જાણી શકતી નથી પણ તે (લોકોની) દૃષ્ટિને (સારી પેઠે) જાણે છે. અને તે સૂક્ષ્મદર્શી (અને સર્વ વાતનો) જાણકાર છે. ૧૦૪. (ઓ લોકો !) તમારા પાલનકર્તા તરફથી સ્પષ્ટ પ્રમાણો તમારી પાસે આવી ચુકયાં છે. તો પછી (હવે) જે કોઈ જોશે (અને સમજશે) તો તે તેના પોતાનાજ (લાભ) માટે છે; અને જે (જાણી બુજીને) આંધળો થઇ જશે તો (તેનું માઠું પરિણામ) તેનીજ આગળ આવશે. અને (ઓ પયગંબર ! આ લોકોને કહે કે) હું તમો (લોકો) નો કંઈ રખેવાળ નથીજ. ૧૦૫. અને એવીજ રીતે અમે (અમારી) નિશાનીઓ (તરેહ તરેહથી) ફેરવી ફેરવીને વર્ણવીએ છીએ કે નાસ્તિકો તેનાં પ્રમાણ

---

* કહેવાનું એટલુંજ કે પરમેશ્વર આંખે જોઇ શકાય એવો નથી પણ તે સઘળાની નજર જુએ છે એટલે જે પ્રમાણે મનુષ્યનું કોઇપણ કામ પરમેશ્વરથી ગુપ્ત નથી તેજ પ્રમાણે મનુષ્યની નજર કયાં જાય છે તે પણ તેને ખબર છે. પરંતુ જો પરમેશ્વર જાતે દર્શન આપવા ઇચ્છે તો તે સેવકોને તેની પાત્રતા પણ આપશે.

સ્વીકારે). અને એ કે તેમને એમ કહેવાની જરૂર પડે કે તેં (અમને કુરઆન) વાંચી સંભળાવ્યું (અને સમજાવ્યું); અને એ કે જે લોકો સમજ ધરાવે છે તેમને અમે (કુરઆન) સ્પષ્ટ કરી સમજાવ્યું. ૧૦૬. (ઓ પયગંબર ! કુરઆન) જે તારા પાલનકર્તા તરફથી તને પ્રકટ કરવામાં આવ્યું છે તેનાજ (સદ્બોધ) પ્રમાણે ચાલ્યો જા, પરમેશ્વર સિવાય બીજો કોઇ ઉપાસ્ય નથી અને તું મૂર્તિપૂજકોથી દૂર રહેજે. ૧૦૭. અને જો પરમેશ્વર ઇચ્છશે તો તેઓ (કોઇને પરમેશ્વરનો) સાથી ઠરાવશે નહિ. અને અમે તને તેમના ઉપર (કંઇ) રખેવાળ નિમ્યો નથી; અને તું તેમનો રક્ષક પણ નથી (કે તું તેમને ભમવા નહિ દે) ૧૦૮. અને (મુસલમાનો!) જે લોકો પરમેશ્વર સિવાય (બીજાઓને ઉપાસ્ય તરીકે, ગરજ પુરી પાડવા માટે) બોલાવે છે(એટલે તેમની પૂજા અર્ચના કરે છે)તેમને અપશબ્દ*

* અહીં પરમેશ્વરે લોકોને એક ઘણો મહત્વનો ઉપદેશ કર્યો છે. તે એ કે કોઇએ પણ કોઇના ઉપાસ્ય દેવને પછી જોઇએ તો તે મૂર્તિ કેમ નહિ હોય, તોપણ અપશબ્દ કહેવા નહિ. કારણ એમ કરવાથી તે લોકોને પણ આજ્ઞાનતા ને લીધે ગુસ્સો આવે અને તે પરમેશ્વરને પણ અપશબ્દ લગાડે. શિઆ પંથમાંના જે લોકો સહાબા એટલે પયગંબરના કેટલાક સોબતીઓને અપશબ્દ લગાડે છે તેમણે આ ઈશ્વરી મહા વાકયમાંથી બોધ લેવો જોઇએ. કારણ જે ધર્મમાં અપશબ્દ બોલવા એ પુણ્યફળદાયક હોય - તેમને મોમિન એટલે વિશ્વાસુ કહેવા એ કેટલું શોભે છે તેનો તેમણેજ વિચાર કરવો; કારણ એમ કરવાથી તે જાતે રહીને પોતાના માનિતાઓને સામી બાજુ તરફથી ગાળ ખવાડે છે અને એનો પાપ પ્રથમ અપરાધ અથવા ગાળ બોલનારા ઉપરજ રહે છે.

કહેતા નહિ કે એ લોકો પણ દ્વેષના આવેશમાં અજ્ઞાનથી પરમેશ્વરને (વિના કારણુ) અપશબ્દ કહેવા લાગે. એવીજ રીતે અમે પ્રત્યેક જનસમૂહનાં કર્મ તેમને સુશોભિત કરી બતાવ્યાં છે. પછી (આખરે) આ સઘળાઓને પોતાના પાલનકર્તા પાસે પાછા જવાનું છે. તો જેવાં જેવાં કર્મો તેઓ (જગતમાં) કરતા હતા (તેનું સારૂં નરસુ પરમેશ્વર) તેમને વિદિત કરશે. ૧૦૯. અને (મક્કાના નાસ્તિકો) પરમેશ્વરના (ઘણા) આકરા સોગન ખાઈ (ખાઇ મુસલમાનોને) કહે છે કે જો (તેમના કહેવા પ્રમાણે) એકાદ ચમત્કાર તેમની આગળ આવે તો તેઓ જરૂર તેના ઉપર વિશ્વાસ રાખશે (ઓ પયગંબર ! તું મુસલમાનોને) સમજાવી કહે કે ચમત્કાર માત્ર પરમેશ્વર પાસેજ છે (એટલે તેનાજ અધિકારમાં છે). અને મુસલમાનો!) તમે લોકો શું જાણો કે એ લોક ખરેખર ચમત્કાર* આવે તોપણ વિશ્વાસ રાખનાર નથી. ૧૧૦. અને જેવી રીતે તેમણે કુરઆન ઉપર પહેલી વખત વિશ્વાસ રાખ્યો નહોતો, તેવીજ રીતે અમે તેમનાં અંતઃકરણો અને તેમની આંખો પણ ફેરવી† નાંખીશું કે તેઓ ચમત્કાર જોઇને પણ વિશ્વાસ રાખનાર નથી અને અમે તેમને તેમની શિરજોરી (ની સ્થિતિ)માં રહેવા દઈશું કે તેઓ ભટકતાજ રહે. ૧૧૧.

* હઝરત પયગંબર સાહેબે પુષ્કળ ચમત્કાર બતાવ્યા તેમાંનો કુરઆન એ પણ એક મહાન ચમત્કાર હતો. પરંતુ અહીં પરમેશ્વરના જ્ઞાનમાં એ તો નક્કીજ હતું કે એ લોક ચમત્કાર જોઇને પણ વિશ્વાસ રાખનાર નથી; એવોજ પ્રકાર હઝરત ઇસુ ખ્રિસ્તની બાબતમાં પણ બન્યો હતો. (જુઓ લુક અધ્યાય ૧૬:૩૧) આ ઉપરથી પયગંબર સાહેબ ચમત્કાર બતાવવા અસમર્થ હતા એમ ઠરાવવું ગાંડપણજ છે.

† અંતઃકરણ ફેરવાયું એટલે સરળ વાત પણ સમજાય નહિ અને આંખ ફેરવાય એટલે કંઇ સુઝે પણ નહિ. તેથીજ ખાસ ચમત્કાર થાય કે નહિ થાય તે બધું સરખુંજ.

# પવિત્ર કુરઆન.

## ભાગ ૮ મો.

### સૂરતુલ–અન્આમઃ ( ચાલુ. )

અને જો અમે (આકાશમાંથી) તેમની તરફ દેવદૂતો પણ મોકલ્યા હોત અને મુએલા (લોકો) એ પણ તેમની સાથે વાત કરી હોત અને જેટલી વસ્તુઓ (તેમની નજર આડે) છે (દાખલા તરીકે નરક સ્વર્ગ વગેરે) તે સઘળી જથાબંધ તેમની સમક્ષ લાવી એકઠી કરી હોત; તો પણ તેઓ એવા નહોતા કે ઈશ્વરી સંકલ્પ* સિવાય વિશ્વાસ રાખે. પરંતુ તેમનાંમાંના ઘણાખરા (ઇશ્વરી સંકલ્પથીજ) અજાણ્યા છે.૧૧૨. અને (ઓ પયગંબર ! જે પ્રમાણે એ મક્કાના નાસ્તિકો તારી સાથે વેર બાંધે છે) તેજ પ્રમાણે અમે દુરાગ્રહી અને તોફાની માણસોને તેમજ જીન્નાતોને (પયગંબરોની સહનશીલતા અજમાવવા માટે) પ્રત્યેક પયગંબરનો એકેક દુશ્મન બનાવ્યો હતો; કે ભૂલથાપ આપવાના હેતુથી તેઓ એક બીજાના મનમાં શૃંગારિક જૂઠી વાતો ભરાવતા રહે. અને (ઓ પયગંબર !) જો તારા પાલનકર્તાએ ઈચ્છયું હોત તો એ

* ઈશ્વરી સંકલ્પ એ છે કે પરમેશ્વરે મનુષ્યને સારાં નરસાંની સમજ આપી; અને ફકત સમજજ નહિ પણ અખત્યાર અને અધિકાર પણ આપ્યો કે તેઓ ખરાબ રસ્તો છોડી દે. અને સારે માર્ગે ચાલે. સારાં નરસાંની સમજ અને અધિકારને લીધેજ માણસ પોતાનાં કર્મ માટે જવાબદાર ઠરે છે.

લોકોએ તેમ કર્યું ન હોત. તો તું એમને અને એમનાં ખોટાં કુભાંડને (પરમેશ્વર ઉપર) છોડી દે. (એટલે તે એમને સમજી લેશે.) ૧૧૩. અને (આ તોફાનીયાઓનું એક બીજાને ભમાવવું) એટલા માટે (હતું) કે જે લોકો પરલોક ઉપર વિશ્વાસ રાખતા નથી તેમનાં મન તે (વાત) તરફ વળે અને એ કે તે લોકો એમની વાત પસંદ કરે; અને જે (બદ) કર્મો એઓ (જાતે) કરે છે તે તેઓ પણ કરે. ૧૧૪. (ઓ પયગંબર! તું આ લોકોને પુછ,) શું (તમે એ ઇચ્છો છો કે) મારે (મારી અને તમારી વચ્ચે) પરમેશ્વર સિવાય (બીજો) કોઇ પંચ શોધવો? અને ખરૂં જોતાં, તેજ એવો (પરમ પવિત્ર) છે કે જેણે તમો લોકો પાસે (આ) પુસ્તક મોકલ્યું કે તેમાં (દરેક જાતની) તપસીલ છે. અને (ઓ પયગંબર!) જે લોકોને અમે પુસ્તકો આપ્યાં છે તેઓ આ વાત પણ (સારી પેઠે) જાણે છે કે કુરઆન પણ તારા પાલન-કર્તા તરફથીજ સત્ય પૂર્વક પ્રકટ થયું છે. તો (ઓ પયગંબર! ખબરદાર!) તું (કયાંય) શંકા રાખનારા (લોકો) માંનો થઈ જતો નહિ. ૧૧૫ અને તારા પાલનકર્તાનો બોલ* (એટલે ઇસ્લામના ઉત્કર્ષનો વાયદો) સત્ય રીતે અને ન્યાય-પૂર્વક પરીપૂર્ણ થયો. કોઇ પણ એવો નથી કે તેના હુકમોને બદલી નાંખે! અને તેજ (સઘળાનું) સાંભળે છે (અને સર્વ કંઇ) જાણે છે. ૧૧૬. અને (ઓ પયગંબર!)

* એટલે અનાદિકાળમાં ઇશ્વરી સંકલ્પ એવો થયો હતો કે કલિયુગમાં એક પયગંબરનો જન્મ અરબ દેશમાં થાય અને તેને એવું કુરઆન પ્રકટ થાય કે તે સર્વ જગતને સન્માર્ગ બતાવવા સમર્થ હોય, પરમેશ્વરનો આ હેતુ કુરઆન દ્વારા પરિપૂર્ણ થયો.

ઘણાખરા લોક પૃથ્વી ઉપર એવા છે કે જો તું તેમના કહ્યા પ્રમાણે ચાલશે તો તેઓ તને પરમેશ્વરના માર્ગ ઉપરથી બ્હેકાવી મુકશે. એઓ તો કેવળ (પોતાના) માનસિક તર્ક* પ્રમાણેજ ચાલે છે; અને માત્ર તર્કવિતર્કજ (બેઠા બેઠા) લડાવ્યા કરે છે; (થયું). ૧૧૭. જે લોકો પરમેશ્વરના માર્ગ ઉપરથી ભમાઇ ગયા છે નિ:સંશય તારો પાલનકર્તા તેમને સારી પેઠે જાણે છે, અને જેઓ સરળ માર્ગ ઉપર છે તેમને પણ તેજ સારી પેઠે જાણે છે. ૧૧૮. પછી જો તમો (લોકો)ને તેના હુકમો ઉપર વિશ્વાસ છે; તો જે (ઝબે કરેલા પ્રાણી) ઉપર પરમેશ્વરનું નામ લેવામાં આવ્યું હોય તેમાંથીજ તમે ખાઓ (અને મૂર્તિપૂજકોના ભોળવવાથી મુડદાર ખાવા તરફ નજર દોડાવતા નહિ). ૧૧૯. અને જે (ઝબે કરેલાં પ્રાણી) ઉપર પરમેશ્વરનું નામ લેવામાં આવ્યું હોય તેમાંથીજ તમે નહિ ખાઓ તેનું કારણ શું? અને ખરૂં જોતાં જે (વસ્તુઓ) પરમેશ્વરે તમને (હરામ) નિષિદ્ધ કરી છે તેનું તેણે તમને સવિસ્તર વર્ણન કર્યું છે, (અને તેમાં મુડદારનો પણ સમાવેશ થાય છે). પરંતુ જે (વસ્તુ નિષિદ્ધ તો છે પણ ભુખ વગેરેને લીધે) તમે તે (ખાવા)ની બાબત લાચાર થઈ જાઓ (તો તે પણ નિષિદ્ધ નથી). અને ખરેખર ઘણાખરા લોકો તો જ્ઞાન વગર (ખામુખા) પોતાના મનની ઇચ્છા પ્રમાણે (લોકોને) ભમાવતા રહે છે. (ઓ પયગંબર!) જે લોકો (ધર્મશાસ્ત્રની)

* એટલે એ લોકો, પોતાના મૂર્તિપૂજક પૂર્વજોનો જે ધર્મ તેજ ખરો ધર્મ, વગેરે એ વિષે પોતાનાજ મનની કલ્પના અને તર્ક લડાવતા હતા.

મર્યાદા બહાર નીકળી જાય છે. તેમની (સ્થિતિ)થી તારો પાલનકર્તા સારી પેઠે વાકેફ છે. ૧૨૦ અને (લોકો!) તમે ખુલ્લાં પાપ તેમજ ગુપ્ત* પાપ એ (સઘળા)નો ત્યાગ કરો. જે લોક પાપ કરે છે તેમને તેમનાં કરેલાં પાપનો બદલો જલદીજ આપવામાં આવશે. ૧૨૧. અને જે (ઝબે કરેલાં પ્રાણી) ઉપર પરમેશ્વરનું નામ લેવામાં આવ્યું નહિ હોય તેમાંથી તમે ખાતા નહિ. અને (તેમાંથી ખાવું) એ ખરેખર આજ્ઞાનો ભંગ કરવું છે. અને ખરેખર શેતાનો તો પોતાના દોસ્તોના મનમાં એ સૂચના કર્યાજ કરે છે કે તેમણે તમારી સાથે વિતંડવાદ† કરવો અને જો તમે તેમનું કહ્યું માન્યું તો

* અહીં એવો ઇશારો થાય છે કે નિષિદ્ધ અને મના કરેલા પદાર્થ ચોરી છુપીથી પણ ખાવા નહિ.

† વાત એમ છે કે મૂર્તિપૂજક અને અનેક દેવ મતવાદી લોકો મુએલું જનાવર ખાતા હતા; અને તેમ હમણાં પણ આપણા હિંદુસ્તાન દેશમાં ઘણા લોક મુડદાર એટલે પોતાની મેળે મરી ગયેલું અને ઇશ્વરને અર્પણ નહિ કરેલું અથવા ધર્મશાસ્ત્ર પ્રમાણે નિષિદ્ધ જનાવરો ખાય છે. અને મુસલમાનોને પરમેશ્વરે મુડદાર જનાવરો નિષિદ્ધ કર્યાં છે. તેથી મૂર્તિપૂજક લોકો મુસલમાનો સાથે ખોટી તકરાર કરતા કે મુડદાર એટલે જે જનાવરોને પરમેશ્વરે માર્યાં હોય તે ખાવા માટે તમે આટલી સાવચેતી રાખો છો. અને પોતે મારેલાં હોય તે વગર અડચણે ખાઇ જાઓ છો! કેટલાક મુસલમાનોને ઝબે કરેલાં જનાવર શાસ્ત્રાનુસાર અને શુદ્ધ શા માટે અને મુડદાર જનાવર નિષિદ્ધ-હરામ શા માટે એ સમજાતું નથી; પણ ખરું જોતાં ઝબે નહિ કરેલાં જનાવરનું માંસ વૈદકશાસ્ત્ર પ્રમાણે ઘણુંજ નુકસાન કારક છે. કારણ કે લોહી જેમાં દરેક જાતનું વિષ રહેલું છે તે જનાવરના શરીરમાં રહી જવાથી તેનું માંસ વિષારી થઇ જાય છે અને

(એમ સમજવામાં આવશે કે) નિઃસંશય તમે પણ (પરમેશ્વરના) ભાગીદાર માનનારાજ છો. ૧૨૨. અને જે (મનુષ્ય પૂર્વે) મરી ગએલો હતો, પછી અમે તેને સજીવન કર્યો અને તેને એક પ્રકાશ આપ્યો કે તે તેના પ્રભાવથી લોકોમાં (સારી રીતે) ચાલે ફરે છે, તે શું એના જેવો* થઈ શકે છે કે જેની ઉપમા એવી છે, કે તે (નાના વિધ) અંધકારમાં (ઘેરાઈ પડયો) છે કે જેમાંથી તે નીકળી શકતો નથી? (જે પ્રમાણે આ લોકો આહારના વિધિ નિષેધ સંબંધી વિતંડવાદ કરે છે) તેજ પ્રમાણે

ઝબે કરવાથી ગળામાં આવેલી મોટી રક્તવાહિની (Main artery)ની રગો કપાઈ સઘળુ વિષ બહાર નીકળી આવે છે; એટલે તે માસ શુદ્ધ અને હલાલ થાય છે. તેનો જીવ જલદી નીકળી જવાથી તે જનાવરને ત્રાસ ઓછો થાય છે અને હિંસા થતી નથી. ઝટકાથી મારવાથી ત્રાસ થઈ હિંસા ઘડે છે. પરમેશ્વરે તે શા માટે ખવાય નહિ તેનું કારણ આપ્યું નહિ; કારણ વૈદકનાં તત્વ સમજવાં એ દરેક જણનું કામ નથી. પરંતુ સરળ રીતે એટલુંજ માત્ર કહ્યું કે મુસલમાનોને કારણ શોધવાની શી જરૂર છે? પરમેશ્વરની આજ્ઞા બસ છે. મુસલમાનો જનાવરો ઝબે કરે છે તેમાં બે બાબત છે. એક તો એવી રીતે ઝબે કરવાથી વૈદકશાસ્ત્ર પ્રમાણે તેનો મોટો ઉપયોગ થાય છે; અને તેમાં કંઇ હિત છે. બીજું એ કે પરમેશ્વરનું નામ લઈ શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે ઝબે કરવાથી હિંસા થતી નથી અને ઇશ્વરને અર્પણ કરવાથી, અનેક દેવમતવાદ અને મૂર્તિપૂજા અને બુદ્ધિમાન માણસોને નહિ શોભે એવા મતોનું ખંડન થાય છે; અને ઝબે કરેલાં જનાવર ઇશ્વરના નામને અર્પણ થવાથી તેને આગળ જતાં સદ્દગતી પ્રાપ્ત થાય છે.

* પરમેશ્વરે આ સરખામણી નાસ્તિકોની આપી; કારણ નાસ્તિક અને શ્રદ્ધાવાન મુસલમાન એ બન્ને બરાબર થઇ શકતા નથી.

(આ નાસ્તિકોને જે કંઇ પણ તેઓ કરે છે તે સારૂંજ (સારૂં) દેખાય છે. ૧૨૩. અને (જે પ્રમાણે એ લોક સદ્ધર્મની વિરૂદ્ધ ખટપટ કરે છે) તેજ પ્રમાણે અમે દરેક વસ્તીમાં મોટામોટા લોકો પેદા કર્યા કે તેઓજ તે વસ્તીમાંના પાપી પણ હતા; એટલા માટે કે તેમણે તે વસ્તીમાં ફંદફીતુર ફેલાવવાં. અને જેટલાં ફંદફીતુર તેઓ ફેલાવે છે તેટલાં પોતાને માટેજ (તેઓ ફેલાવે છે;) પણ (એ સૂચન) તેમની સમજમાં આવતું નથી. ૧૨૪. અને જ્યારે તેમની પાસે (કુરઆનનું) કોઈ મહાવાક્ય આવે છે, ત્યારે તેઓ કહે છે કે જેવી (પયગંબરીની પદવી) પરમેશ્વરના પયગંબરોને આપવામાં આવી છે તેવી જ્યાં સુધી અમને પણ નહિ આપવામાં આવશે ત્યાં સુધી અમે તો કદી પણ વિશ્વાસ રાખનાર નથી. (પણ) પરમેશ્વર જે જગાએ પોતાની પયગંબરી(ની અમાનત સોંપી) આપે છે, તે (જગાનું સુરક્ષિતપણું અને વિશ્વાસનીયતા પણ) તે સારી પેઠે જાણે છે. જે લોકો (સ્વચ્છંદીપણાના) અપરાધી છે તેમને જલદીથીજ તેમના પ્રપંચ અને ફંદફીતુર માટે પરમેશ્વર આગળ હલકાઈ અને સખત શિક્ષા પહોંચશે. ૧૨૫. તો જે કોઇને પરમેશ્વર ઇચ્છે છે કે તેણે તેને સરળ માર્ગ દેખાડવો તો તેની છાતી ઇસ્લામ (સ્વીકારવા) માટે ખુલ્લી કરે છે. અને જે કોઇને તે ઇચ્છે છે કે તેણે તેને ભોળવવો. તો તે તેની છાતી સાંકડી અને સંકુચિત કરી નાંખે છે; જાણે કે તેને (જબરદસ્તીથી) આકાશમાં ચઢવું પડે છે. જે લોકો વિશ્વાસ રાખતા નથી તેમની ઉપર એવીજ રીતે પરમેશ્વર ધિક્કાર નાંખે છે. ૧૨૬. અને (ઓ પયગંબર !) આ (ઇસ્લામ ધર્મજ) તારા પાલનકર્તાનો માર્ગ છે, સીધો (માર્ગ.) જે લોકો મનન (અને વિચાર)

કરે છે તેમને માટે તો અમે (અમારી) નિશાનીઓ વિગતવાર વર્ણવી ચુકયા છીએ. ૧૨૭. તેમના પાલનકર્તા આગળ તેમને માટે શાંતિ (અને સુખ) ધામ (એટલે સ્વર્ગ તૈયાર) છે. અને (જગતમાં) જે (સારાં કામો) તેઓ કરતા રહ્યા તેના બદલામાં તેજ તેમનો (હરેક પ્રકારે) મુરબ્બી થશે. ૧૨૮. અને જે દિવસે પરમેશ્વર (મનુષ્ય અને જીન્નાત) એ સઘળાને (પોતાની હજુરમાં) એકઠા કરશે (અને શેતાનોને ઉદ્દેશી કહેશે કે) હે જીન્નના* મંડળ! માણુસોમાંથી તો તમે ઘણાને તમારા કરી લીધા; અને માણુસોમાંથી (જે લોકો જગતમાં) શેતાનોના દોસ્ત (બની ગએલા હતા તેઓ) કહેશે કે એ અમારા પાલનકર્તા! (જગતમાં) અમે એક બીજા પાસેથી લાભ† મેળવતા રહ્યા; અને (કર્મ ફળ ભોગવવાનો) જે કાળ તેં અમારે માટે નક્કી કરી આપ્યો હતો, તે અમારી મુદ્દતે અમે આવી પહોંચ્યા છીએ. (હવે શો હુકમ થાય છે? તે વખતે પરમેશ્વર) હુકમ કરશે કે તમારાં (સર્વનાં) ઠેકાણાં નરકાગ્નિ છે; તેમાંજ સઘળો વખત રહેશો;

---

* અહીં જીન્નાત એટલે શેતાન અથવા મનુષ્યના મનમાં ખરાબ બાબતની પ્રેરણા કરનારી ભૂત સૃષ્ટિ થાય છે.

† શેતાનોએ ભમાવી જે માણુસોને પોતાનાં કર્યાં હતાં તે શેતાનો તરફથી એવો ઉત્તર આપશે કે તેમાં તેઓ પોતાનો અપરાધ સ્પષ્ટપણે કબૂલ કરશે કે અમે એક બીજા પાસેથી લાભ લેતા રહ્યા; એટલે અમે તેમની સાથે હતા તેથી તેમનો સમૂહ વધ્યો અને તેઓ અમારા ઉપર હુકમ ચલાવતા રહ્યા; અને અમે એ લાભ લીધો કે જગતમાં ચેન મજા કરી અને સર્વ પ્રકારનાં પાપ કર્યાં, અહીંયા સુધી કે હિસાબ આપવાનો વખત આવી પહોંચ્યો.

પછી (આગળ) પરમેશ્વરની (એટલે અમારી) મરજી, (ઓ પયગંબર!) નિઃસંશય તારો પાલનકર્તા બુદ્ધિમાન (અને સઘળાની [સ્થતિથી) વાકેફ છે. ૧૨૯. અને એવીજ રીતે અમે કેટલાક જુલમી લોકોને બીજા કેટલાકોમાં શામેલ* કરી દઇશું; તેઓ (જગતમાં) જે કરતા હતા તેના બદલામાં (આ છે.) ૧૩૦ (પછી હું જીન્નાત તેમજ માણુસ બન્નેને સંબોધી પુછીશ કે) ઓ જીન્નાત અને માણુસોના સમૂહ! શું તમારી પાસે તમારામાંથીજ પયગંબરો આવ્યા નહિ કે તેઓ તમને મારા નિયમ કહે અને તમારો આ (કયામતનો) દિવસ નજરો નજર થવા વિષે તમને બ્હીવડાવે? તેઓ કહેશે કે અમે જાતેજ અમારી વિરૂદ્ધ સાક્ષી પુરીએ છીએ; (એટલે અમારો ગુન્હો કબુલ કરીએ છીએ.) અને (ખરેખરજ) આ જગતના આયુષ્યે તેમને ફસામણુમાં મુકયો અને (હવે) તેમણે જાતે પોતાની વિરૂદ્ધ સાક્ષી પુરી (એટલે કબુલ કર્યું) કે નિઃસંશય તેઓ નાસ્તિક હતા. ૧૩૧. (ઓ પયગંબર! પયગંબરોને મોકલી પ્રમાણુ સિદ્ધ કરવા) એ એટલા માટે છે કે તારો પાલનકર્તા ગામનાં ગામ જોર જુલમથી નાશ કરનારો નથી; (કે એક તરફ તેનો નાશ કરી નાંખે અને (બીજી તરફ) ત્યાંના

* એટલે જે પ્રમાણે અમે કયામતને દિવસે માણુસોને અને તેમને ભમાવનાર શેતાનોને નરકમાં એક જગાએ એકઠા કરીશું તેજ પ્રમાણે બીજા જુલમી લોકોને પણ તેમના જેવા લોકોની સાથે નરકમાં એકઠા કરીશું. એટલે નાસ્તિક. મૂર્તિપૂજક અને મોટા લોકઅને જે લોકોતેમના કબ્જામાં આવી જાય છે તેમને તેમની સાથે રાખીશું.

રહેવાસીઓ (ઇશ્વર ઇચ્છા તરફથી) ગાફેલ રહે. ૧૩૨. અને (લોકોએ) જેવાં કર્મ કર્યાં છે તે (કર્મો)-નુસારજ દરેકના દરજાઓ થશે અને જે કંઈ (લોકો જગતમાં) કરે છે તેનાથી તારો પાલનકર્તા અજાણ નથી. ૧૩૩. અને (તેવીજ રીતે) તારો પાલનકર્તા અપેક્ષારહિત (અને) કરૂણામય છે. જો તે ઇચ્છશે તો તમને (સઘળાંને) (આ લોકમાંથી ઉંચકી) લઈ જશે અને જેમ તે બીજા લોકોના વંશમાંથી (આખરે) તમને પેદા કરી ચુકયો છે તેમજ તમારી પાછળ તે જેને ઇચ્છશે તેને તમારી જગાએ લાવશે. ૧૩૪. ખરેખર જે (કયામતના દિવસ)નો તમો (લોકો)ને વાયદો કરવામાં આવે છે તે નિઃસંશય કરીને અવશ્ય આવશેજ. અને તમે (પરમેશ્વવને એ બાબત કરવાને) ફરજ પાડી શકનાર નથી, (કે તેણે કયામતનો દિવસ થવા દેવો નહિ.) ૧૩૫. (ઓ પયગંબર!) આ (લોકોને) કહે કે ઓ મારા લોકો! તમે તમારા ગજા પ્રમાણે કર્મ કરો; હું પણ ખરેખર કર્મ કરૂં છું. પછી આગળ તમને ખબર પડશે કે પરલોકનું (ઉત્તમ) પરિણામ કોને (પ્રાપ્ત) થાય છે? (પણ) એમાં શંકાજ નથી કે જુલમી* લોક (કોઇપણ રીતે) સફળ થનાર નથી. ૧૩૬. અને (એ નાસ્તિક લોકો) પરમેશ્વરે જે ખેતરો અને ઢોર ઢાંખર ઉત્પન્ન કર્યા તેમાં પણ પરમેશ્રનો એક હિસ્સો ઠરાવે છે. તે પોતાની કલ્પના પ્રમાણે કહે છે (શું) કે આટલું પરમેશ્વરનું અને આટલું

* જુલમનો મૂળ અર્થ હકની પાયમાલી એવો થાય છે. તેથી જુલમી એટલે હકની પાયમાલી કરનાર, પછી તે હક પરમેશ્વરનો હોય કે માણુસનો હોય.

અમારા સાથીઓનું; (એટલે જે ઈષ્ટ મૂર્તિઓને અમે પરમેશ્વરનો ભાગીદાર માનીએ છીએ તેમનું). બાદ (તેમનું વર્તન એવું હોય છે કે) જે (હિસ્સો) તેમના (ઠરાવેલા) ભાગીદારોનો હોય છે તે પરમેશ્વરને પહોંચતો નથી; અને જે (હિસ્સો) પરમેશ્વરનો હોય છે તે તેમના (ઠરાવેલા) ભાગીદારોને પહોંચી જાય છે! (એ લોકો) જે (હિસ્સાની બાબત) હુકમ* લગાડે છે તે કેટલો બધો ખરાબ છે! ૧૩૭. અને એવીજ રીતે ઘણા ખરા મૂર્તિપૂજકોને તેમના પોતાના (ઠરાવેલા) ભાગીદારોએ † ખુદ તેમનાંજ છોકરાં મારી નાંખવાં એ (તેમની નજરમાં) સારૂં કરી બતાવ્યું છે; એટલા માટે કે (આખરે) તેઓ તેમને (સતત) પાયમાલીમાં ઉતારે અને તેમનો ધર્મ તેમને ભ્રમિત કરી નાખે; (કે તેમને સરળ માર્ગજ સૂઝે નહિ.) અને પરમેશ્વર ઇચ્છતે તો એ લોકો આ (નિર્દયપણાનુ

* મૂર્તિપૂજક અરબો જે ભોગ ચડાવતા તેમાં એક ભાગ પરમેશ્વરનો પણ રાખતા; અને બાકીનો મૂર્તિનો. આગળ ઉપર જ્યારે તેમને જ્ઞાન થયું કે પરમેશ્વરને અર્પણ કરેલા જનાવર મોટા તાજા છે એટલે તે બદલી મૂર્તિને અર્પણ કરતા. પરંતુ મૂર્તિને અર્પણ કરવાના ઉત્તમ ભોગ પરમેશ્વરને અર્પણ કરતા નહોતા. કારણ તેમને મૂર્તિની પ્રસન્નતા જોઇતી હતી. તેથીજ તેનો તેઓ વધારે વિચાર કરતા હતા.

† પરમેશ્વર સિવાય જે મૂર્તિઓને અથવા પુજારીઓને અથવા શેતાનને તેઓ પરમેશ્વરના ભાગીયાઓ માનતા હતા તે મૂર્તિપૂજકો પુજારીઓની ઉશ્કેરણીને લીધે પોતાના બચ્ચા મૂર્તિ આગળ બળીદાન આપતા એટલે જીવતા મારી નાંખતા; અને તેને મોટું પુણ્ય ગણતા હતા. એવી ભોળી સમજુતી અને ખરાબ રીવાજોથી તેમનો ધર્મ તેમને ગુંચવણ ભરેલો થઇ જતો.

કામ) કરતે નહિ. (ઓ પયગંબર!) એમને અને એમનાં જુઠાણાને (પરમેશ્વર ઉપર) છોડી દે. (તે તેમને સમજી લેશે.)૧૩૮. અને (એ લોક એમ પણ) પોતાના તર્કથી કહે છે કે આ (અમુક) ઢોરઢાંખર અને (અમુક) ખેતર પવિત્ર * (અને અસ્પર્શ્ય) છે; કે જેને અમે ઇચ્છીએ તેના સિવાય બીજું કોઇ તેને ચાખી શકતું નથી. અને (કેટલાક) ઢોર (એવાં) છે કે તેમની પીઠ (ઉપર સ્વારી કરવાની અને ભાર લાધવા)ની મનાઇ કરવામાં આવી છે; અને (કેટલાક) ઢોર (એવાં) છે કે તે(ને ઝબ્બે કરતી વખતે તેના) ઉપર તેઓ પરમેશ્વરનું નામ લેતા નથી. અને (આ નકામા ટાહેલાંનો સંબંધ પરમેશ્વરસાથે બતાવે છે; તો) પરમેશ્વર ઉપર (આ તેમનો) ખોટો આરોપ છે. જે જે ખોટા આરોપો આ લોકો રચે છે તેની પરમેશ્વર તેમને જલદીથીજ સજા આપશે. ૧૩૯. અને તેઓ (એમ પણ) કહેતા હતા કે (અમે જે ઢોરઢાંખર મૂર્તિઓને અર્પણ કરી મુકયાં છે) તે ઢોરના પેટમાં જે (બચ્ચું આવશે અને તેમાં જીવ) હશે તો તે માત્ર અમો પુરૂષો(ને ખાવા) માટે છે અને અમારી સ્ત્રીઓને (તે ખાવું) નિષિદ્ધ છે. અને જો તે (બચ્ચું) મુએલું અવતરે તો (સ્ત્રીપુરૂષો સઘળાંજ) તે (ખાવા)માં ભાગીદાર છે. (પણ) પરમેશ્વર તેમને તેમના આ (ખોટા) વર્ણન

---

* મૂર્તિપૂજકોના ધર્મમત પ્રમાણે એમ પણ છે કે જનાવરને જ્યારે મૂર્તિને ચહડાવવામાં આવે છે. ત્યારે તે એક ખાસ પ્રકારનો ભોગ થાય છે અને તે મૂર્તિના પૂજારી સિવાય કોઇનાં પણ ખાવામાં આવતો નથી. તેથીજ તેને પવિત્ર એટલે બીજા કોઇથી નહિ ખવાય. તેના કારણે તે બીજાઓને મના થયેલ છે. આ વાકયમાં એજ બાબતનો ઈશારો છે.

માટે જલદીથીજ સજા કરશે. નિઃસંશય તે સત્યસંકલ્પ (અને) જ્ઞાની છે. ૧૪૦. જે લોકોએ મૂર્ખ સમજથી અજ્ઞાનતામાં પોતાનાં છોકરા મારી નાંખ્યા, તે ખરેખરજ (ભારે નુકસાનમાં આવી પડયા છે. અને પરમેશ્વરે તેમને જે (પેટ ભરવા માટે) આપ્યું હતું તે તેમણે પરમેશ્વર ઉપર ખોટા આરોપ રચી (પોતાને માટે) નિષિદ્ધ (એટલે હરામ) કરી મુકયા. નિઃસંશય એ લોકો (સત્ય માર્ગ ઉપરથી) ભમાઇ ગયા અને તેઓ સરળ માર્ગ ઉપર આવનાર પણ નહોતા. ૧૪૧. અને તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે બાગબગીચા પેદા કર્યો, (તેમાંનાં કંઈક) માંડવા ઉપર ચહડાવેલાં (જેવાં કે દ્રાક્ષના વેલા) અને (કેટલાંક) નહિ ચહડાવેલાં; અને ખજુરીનાં ઝાડો અને ખેતરો જેનાં ફળો જુદા જુદા (પ્રકારનાં) હોય છે. અને ઝૈતૂનના ફળ અને દાડેમ (આ કંઈ દેખાવામાં આકૃતિમાં અને સ્વાદમાં એક બીજાને) મળતાં છે અને (કંઇ) મળતાંયે નથી. (ઓ લોકો!) આ (ઝાડો) જ્યારે ફળ આપશે ત્યારે તમે તેનાં ફળમાંથી (બેલાશક) ખાઓ. અને (એ ઉપકારના બદલામાં) તે કાપો (અથવા તોડો) તે દિવસે પરમેશ્વરનો હક્ક (એટલે જકાત તેમાંથી) આપતા જાઓ. અને ઉડાવી નાંખતા નહિ; કારણ કે ઉડાવી નાંખનારાને પરમેશ્વર ચાહતો નથી. ૧૪૨. અને (તેજ પરમેશ્વરે) ઢોરઢાંખરોમાં (કેટલાંક ઉંચી કાઠીનાં) ભાર ખેંચનારાં (પેદા કર્યાં, જેવા કે ઉંટ) અને (કેટલાંક) જમીનને વળગી રહેનારાં (જેના ઉપર ભાર લાધવામાં આવતો નથી, જેવાં કે બકરાં મેઢાં. ઓ લોકો!) પરમેશ્વરે તમને જે (ખાવાનું) આપ્યું છે તેમાંથી (બેલાશક) ખાઓ; અને શેતાનને પગલે ચાલતા

નહિ કારણ કે તે તમારો ખુલ્લેખુલ્લો દુશ્મન છે. ૧૪૩. (પરમેશ્વરે આ ઢોર નર અને માદા એવાં) આઠ પ્રકાર(નાં પેદા કર્યાં છે;) મેંઢાંમાં (નર માદા એમ) બે અને બકરાંમાં (નર માંદા એમ) બે. (હવે ઓ પયગંબર! આ લોકોને) પુછ કે (પરમેશ્વરે મેંઢાં અને બકરાંના) બન્ને નરને નિષિદ્ધ ઠરાવ્યાં છે કે બન્ને માદાને ? અથવા(આ)બન્ને માદાના ગર્ભાશયમાં જે (બચ્ચાં) સમાયેલા છે તેને ? જો તમે (તમારા દાવામાં ખરા છો તો મને (આનો) જ્ઞાનપૂર્વક આધાર બતાવો. ૧૪૪. અને ઉંટમાનાં (નર અને માદા એમ) બે અને બળદમાંના (નર અને માદા એમ) બે; (હવે ઓ પયગંબર ! આ લોકોને) પુછ કે (પરમેશ્વરે ઉંટ અને બળદ) બન્ને નરને નિષિદ્ધ કર્યો છે કે બન્ને માદાને ? અથવા (આ) બન્ને માદાના ગર્ભાશયમાં જે (બચ્ચાં) સમાયેલાં છે તેને ? અથવા જે વખતે પરમેશ્વરે તમને આ (વસ્તુ હરામ કરવા) ની તાકીદ કરી હતી તે વખતે તમે જાતે (ત્યાં) હાજર હતા? તો જે માણુસ લોકોને ભમાવવા* માટે જ્ઞાન વગર પરમેશ્વર ઉપર ખોટા આરોપ મુકે છે તેના કરતાં વધારે જુલમગાર બીજુ કોણ થશે ? નિઃસંશય પરમેશ્વર આજ્ઞાનો ભંગ કરનાર લોકોને સન્માર્ગની બુદ્ધિ આપતો નથી. ૧૪૫. (ઓ

* મૂર્તિપૂજક અરબોમાં ઉંટ, બળદ, મેંઢાં અને બકરાં એટલાં ચારજ ઢોર હલાલ કરવાના અને ભોગ અને બલીદાન આપવાના કામમાં આવે એવાં હતાં અને એમાંજ તે લોકોએ ગમે તેવી અને ખોટી રીતભાત ભેળી નાંખી હતી. તેથીજ પરમેશ્વરે આ બાબતનો ખુલાસો કરી આપ્યો; અને મૂર્તિપૂજકોની ભ્રાંતિ અને ખોટી રીતભાતનો ઉપર ઉલ્લેખ આવી ગયો છે.

પયગંબર! આ લોકોને) કહે કે (જે વસ્તુને તમે નિષિદ્ધ કહો છો તે વસ્તુમાંથી) કોઈ ખાનાર કંઈ ખાશે તો મારી પાસે જે દિવ્ય પ્રકટીકરણ આવ્યું છે તેમાં તો હું તેને કંઇપણ વસ્તુ નિષિદ્ધ હોય એવી જોતો નથી. પરંતુ એટલુંજ કે (પોતાની મેળે) મુએલું હોય અથવા ઢોળાયલું લોહી અથવા ડુક્કરનું માંસ હોય, તો નિઃસંશય એ વસ્તુ અશુદ્ધ છે; અથવા તેવીજ રીતે (જે જનાવર) આજ્ઞા ભંગ કરવાનું કારણભૂત થાય કે (કાપતી વખતે તેના ઉપર) પરમેશ્વર સિવાય બીજા કોઇનું નામ લેવામાં આવ્યું હોય તે. એમ છતાં પણ જે કોઈ (ભુખથી) નિરૂપાય થાય (અને તે) આજ્ઞા ભંગ કરવાનો (ઈરાદો રાખતો) નહિ હોય અને (અગત્યની મર્યાદાનું) ઉલ્લંઘન પણ કરનાર ન હોય (તે આ અશુદ્ધ વસ્તુઓ પૈકી કંઇ ખાઈ જાય); તો (ઓ પયગંબર!) તારો પાલનકર્તા નિઃસંશય ક્ષમા કરનાર (અને) દયાળુ છે. ૧૪૬. અને યહુદીઓને અમે સઘળાં નખવાળાં (પ્રાણી હરામ) નિષિદ્ધ કરી નાંખ્યાં હતા; અને (તેવીજ રીતે) અમે બળદ અને બકરા બન્નેની ચરબી પણ તેમને નિષિદ્ધ કરી નાંખી હતી. પણ જે (ચરબી) તેમની પીઠ ઉપર વળગેલી હોય અથવા આંતરડાં ઉપર અથવા હાડકાં સાથે મળેલી હોય તે (નિષિદ્ધ નહોતી. આ નિર્બંધ મુકવાથી) અમે તેમની શિરજોરી માટે તેમને શિક્ષા કરી હતી; (કે તેમને ઉપજીવીકાની તાણ પડે). અને અમે ખચિતજ ખરૂં કહીએ છીએ. ૧૪૭. (ઓ પયગંબર!) આમ છતાં પણ જો આ લોકો તને જૂઠો કહે તો (એમને) કહે કે તમારો પાલનકર્તા ઘણોજ) વ્યાપક દયાનિધિ છે, અને (તેથીજ હજી તમને

શિક્ષા પહોંચી નથી; પણ એ ક્યાં સુધી ?) પાપી લોકો ઉપરથી તેની શિક્ષા હમેશ ટાળવામાં આવશે નહી. ૧૪૮. (પરમેશ્વરના) ભાગીદાર માનનારાઓ એમ પણ પ્રતિપાદન કરશે કે જો પરમેશ્વરે ઇચ્છયું હોત તો અમે (કોઇને તેનો) ભાગીદાર માન્યો ન હોત અને (તેમજ) અમારા વડીલોએ પણ નહિ. અને અમે કોઇ (શુદ્ધ) વસ્તુને (પોતે અમારે માટે) નિષિદ્ધ ઠરાવ્યું ન હોત. એવીજ રીતે જે લોકો એમની અગાઉ થઈ ગયા છે તે (પયગંબરોને) પાખંડી કહેતા હતા; એટલે સુધી કે (આખરે) તેઓએ અમારી શિક્ષાનો સ્વાદ ચાખ્યોજ (ચાખ્યો. ઓ પયગંબર ! આ લોકોને) પુછ, શું તમારી પાસે કંઇ જ્ઞાનનો આધાર પણ છે કે તે અમારે (બતાવવા) માટે કહાડશો (અને બહાર મુકશો) ? (આધાર તો તમારી પાસે કંઇજ નથી.) તમે માત્ર વ્હેમ ઉપર ચાલો છો, અને કેવળ અનુમાનજ લડાવો છો ! ૧૪૯. (ઓ પયગંબર! એમને) કહે કે (તમે હાર્યા, અને પરમેશ્વરની દલીલ* (તમારી બાબતમાં) પુરતી સિદ્ધ થઈ. પછી જો

* મક્કાના નાસ્તિકો જ્યારે પ્રમાણ આપી સાબીત કરવા અશક્ત થતા ત્યારે તેઓ ઈશ્વિરી સંકલ્પની વાત આગળ લાવતા. પરંતુ તેઓ મરજી અને સંકલ્પમાં તફાવત સમજી શકતા ન હોતા. પરમેશ્વરે આ જગાએ મરજી અને સંકલ્પનો ભેદ ઉત્તમ પ્રકારે બતાવ્યો છે; કે જે પરમેશ્વરની મરજી હતી તે પયગંબર મારફતે પ્રકટ કરવામાં આવી. અને લોકોને અખત્યાર આપવામાં આવ્યો કે તેમણે સારો માર્ગ ગૃહણ કરવો અથવા ખરાબ રસ્તો લેવો. દુષ્ટ લોકોએ ખરાબ રસ્તે લઇ પયગંબરોને જૂઠા કહ્યાં તેથી તેઓ અપરાધી ઠર્યા અને તેમની બાબતમાં પરમેશ્વરનાં પ્રમાણ સંપૂર્ણ

તેણેજ ઇચ્છયું હોત તો તેણે તમો સઘળાને (સદ્ધર્મનાં) માર્ગે દોર્યા હોત. ૧૫૦. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે આ (જે ચીજો તમે નિષિદ્ધ કહો છો તે) પરમેશ્વરે નષિદ્ધ કરી છે એમ જે લોકો સાક્ષી આપે તેવા તમારા સાક્ષીદારોને લાવી હાજર કરો. પછી જ્યારે (તેઓ સાક્ષી લાવે અને તેઓ તે પ્રમાણે) સાક્ષી પણ પૂરે ત્યારે તું તેમની સાથે સાક્ષી પૂરતો નહિ; અને એવા લોકોના મનની ઇચ્છા પ્રમાણે ચાલતો નહિ કે જેઓએ અમારી નિશાનીઓને જૂઠી કહી છે અને જેઓ છેવટ(ના દિવસ) ઉપર વિશ્વાસ રાખતા નથી અને તેઓ (બીજા ખોટા ઉપાસ્યોને) પોતાના પાલનકર્તાની બરોબર સમજે છે. ૧૫૧. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે (અહીં) આવો, હું તમને તમારા પાલન-કર્તાએ નિષિદ્ધ કરેલી છે તે ચીજો વાંચી સંભળાવું. (તે એ) કે તમે કોઇ પણ વસ્તુને પરમેશ્વરના ભાગીદાર બનાવતા નહિ અને માબાપ સાથે પરોપકાર કરતા રહો અને ગરી-બાઈ (આવવાની બ્હીક)થી પોતાનાં બાળકોની હત્યા કરતા નહિ. (કારણ) અમેજ તમને પણ (ખાવાનું) આપીએ છીએ અને તેમને પણ. અને નિર્લજપણાની વાતો જે જાહેર હોય

રીતે સિદ્ધ થયાં. ઇશ્વરી સંકલ્પનો આની સાથે કંઇજ સંબંધ નથી. ઇશ્વરી સંકલ્પ એક જુદીજ વાત છે. એમાં શક નથી કે પરમેશ્વર ઇચ્છે તો સઘળાજ સરળ માર્ગે ચાલે, પણ તેની ઇચ્છા એમ થઇ કે લોકોએ પોતાની મરજી પ્રમાણે સરળ માર્ગ સ્વીકારવો. પણ લોકોનાં કર્મ સાથે ઇશ્વરી સંકલ્પને સંબંધ નથી. ઉલટું તેમનોજ સંકલ્પ તે બાબત કામ કરે છે; એટલે ઇશ્વરી સંકલ્પ એવો હતો કે લોકોએ પોતાના સંકલ્પ પ્રમાણે સારૂં નરસું જોઇએ તે કરવું.

અને જે ગુપ્ત હોય તેમાંથી કોઈની પાસે પણ જતા નહિ; અને જીવ જે(નું મારવું) પરમેશ્વરે હરામ-નિષિદ્ધ કર્યું છે. તેની હત્યા કરતા નહિ; પણ સત્ય કારણને* લીધેજ માત્ર. પરમેશ્વરે જેનો તમને હુકમ આપ્યો છે તે આ (બાબત છે;) કે કદાચ તમેં (દુનીયાદારીના વ્યવહારની રીત) સમજો. ૧૫૨. અને અનાથ બાળકના માલ પાસે પણ જતા નહિ; પણ એવીજ રીતે માત્ર કે તે (તેને માટે) ઉત્તમ હોય; જ્યાં સુધી કે તે પોતાની ભરજવાનીએ પહોંચે. અને ન્યાયપૂર્વક પુરેપુરૂં માપ અને (પુરેપુરૂં) તોલ આપજો. અમે કોઇ પણ માણસ ઉપર તેની શકિત ઉપરાંત બોજો નાંખતા નથી, અને (સાક્ષી પૂરતાં તથા ન્યાય આપતાં) જ્યારે પણ તમે બોલો ત્યારે (મુકદમામાંના પક્ષકાર) જો કે તમારા સંબંધીજ હોય તો પણ ન્યાયજ કરો; અને પરમેશ્વરનો કરાર પુરો કરો. પરમેશ્વરે જે (વાત)ની તમને આજ્ઞા કરી છે તે (વાત) આ છે; કે કદાચ તમે બોધ લો. ૧૫૩. અને (તેણે) એ પણ (ફરમાવ્યું છે) કે આજ મારો માર્ગ સરળ છે તો તમે તેનુંજ અનુકરણ કરો; અને (બીજા ભળતાજ) માર્ગો ઉપર જતા નહિ; કારણ એ પરમેશ્વરના માર્ગ ઉપરથી (ભમાવી) તમને છુટા છુટા કરી મુકશે. (ટુંકમાં,) પરમેશ્વરે જે (બાબત)નો તમને હુકમ આપ્યો છે (તે સઘળી બાબતો) આ છે; કે કદાચ તમે (પરમેશ્વરથી) બ્હીને ચાલો. ૧૫૪. બાદ (એક બાબત એ પણ છે કે) અમે મુસાને (તોરાત) પુસ્તક આપ્યું કે તેથી કરીને જે કોઈ સારાં કામો કરે તેના ઉપર અમારી બક્ષીસ પુરેપુરી થાય; અને તેમાં દરેક

* જેમ કે વેર લેવું વગેરે.

બાબતની તપસીલ, અને (લોકો માટે) સદ્દબોધ અને દયા છે. (અને એ પુસ્તક મુસાને એ હેતુથી આપવામાં આવ્યું હતું) કે લોકો (તે વાંચી સાંભળી આખરે) પોતાના પાલનકર્તાને મળવાનો (પાકકો) વિશ્વાસ રાખે. ૧૫૫. અને એ પુસ્તક (એટલે કુરઆન પણ જે) અમેજ પ્રકટ કર્યું છે, (તે) એક પ્રાસાદિક (પુસ્તક) છે. તો તેનાજ (હુકમ) પ્રમાણે ચાલો અને પરમેશ્વરથી બ્હીતા રહો; નવાઈ નથી કે તમારા ઉપર દયા કરવામાં આવે. ૧૫૬. (અને ઓ અરબ મૂર્તિ-પૂજકો! અમે આ પુસ્તક એટલા માટે પ્રકટ કર્યું છે) કે (રખેને કાલે) તમે એમ કહેવા લાગશો કે અમારી અગાઉ (યહુદી અને ખ્રિસ્તી,) ફકત એ બેજ લોકસમૂહને પુસ્તક મોકલવામાં આવ્યું હતું, અને અમે તો તેમના વાંચનથી ખરેખર બિલકુલ અજાણુજ હતા. ૧૫૭. અથવા (રખેને) તમે એમ કહેશો કે જો અમને પુસ્તક આપવામાં આવ્યું હોત તો અમે જરૂર આ (યહુદીઓ અને ખ્રિસ્તીઓ) કરતાં પણ વધારે સરળ માર્ગ ઉપર હોતે. હવે તો તમારા પાલનકર્તા તરફથી તમારી પાસે સ્પષ્ટ પ્રમાણ અને સદ્દબોધ અને દયા (એ સઘળાં) આવી ચુકયાં છે. તો પછી એવા મનુષ્ય કરતાં જાસ્તી જુલમગાર કોણ થશે કે જે પરમેશ્વરની નિશાનીઓને પાખંડ કહેશે અને તેનાથી મ્હોં ફેરવશે? જે લોકો અમારી નિશાનીઓથી મ્હોં ફેરવે છે તેમને અમે તેમનું મોઢું ફેર-વવા માટે જલદીથીજ ખરાબ મારની શિક્ષા કરીશું. ૧૫૮. (ઓ પયગંબર!) શું એ લોકો આ વાતનીજ રાહ જુએ છે કે (તેમના પ્રાણ કહાડવા માટે) દેવદૂતો તેમની પાસે આવી હાજર થાય અથવા તારો પાલનકર્તા (ખુદ) તેમની પાસે

આવે અથવા તારા પાલનકર્તાનાં કેટલાક ચિન્હો (એટલે* કયામતના દિવસનાં મોટાં ચિન્હો) જાહેર થાય? (પણ) જે દિવસે તારા પાલનકર્તાનાં કેટલાક ચિન્હો (એટલે કયામતના દિવસનાં મોટાં ચિન્હો) જાહેર થશે, તે દિવસે જે માણસે આ અગાઉ વિશ્વાસ રાખ્યો નહિ, અથવા વિશ્વાસ(ની સ્થિતી)માં જેણે કંઈ ભલાઈ મેળવી લીધી નહિ; હવે તેના વિશ્વાસ રાખવાથી તેને કંઈજ ફાયદો થનાર નથી. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે (જો તમે આ વાતની રાહ જુઓ છો તો વારૂ) રાહ જુઓ અમે (મુસલમાનો) પણ રાહ † જોઈએજ છીએ. ૧૫૯. (ઓ પયગંબર!) જે લોકોએ પોતાના ધર્મમાં ફૂટ પાડી અને પંથ‡

* અર્થાત પરમેશ્વરે સમજાવવામાં કંઇ બાકી રાખ્યું નહિ. પયગંબર મોકલ્યા અને પુસ્તકો પણ પ્રકટ કર્યાં; એમ છતાં પણ લોકો સમજતા નથી, તેથી એમ લાગે છે કે એ લોક જે વખતે વિશ્વાસનો કંઈ ઉપયોગ થાય નહિ તે વખતે વિશ્વાસ રાખશે; એટલે મરતી વખતે અથવા કયામતની લગભગ અથવા કયામતને દિવસે ઉઠયા પછી.

† એટલે ખરા ખોટાનો ફેંસલો કરવાનું કયામતના દિવસ ઉપર રાખી તેનીજ રાહ જુઓ છો. તો અમે પણ કયામતનીજ રાહ જોઇએ છીએ. પરંતુ અમારી અને તમારી રાહ જોવામાં તફાવત એટલોજ કે તમને તેના આવવાની ખાતરી નથી પણ અમને તેની પાકી ખાતરી છે. તમે તેને રમત સમજી બેઠા છો અને અમે તેને ભયંકર પ્રસંગ માનીએ છીએ.

‡ આ વાકય યહુદીઓ અને ખ્રસ્તીઓ માટે પ્રગટ થયું છે. પણ ભારે દુઃખની વાત તો એ છે કે નાની નાની વાતોમાં અમે મતભેદ કરીએ છીએ; અને કેટલીક વેળા તેનું ખરાબ પરિણામ પણ અમને ભોગવવું પડે છે. તેમ છતાં પણ તેનાથી હટી જતા નથી.

પંથ થઈ ગયા; તને તેમની (ભાંજગડ) સાથે કંઈ કામ નથી. ખરેખર તેમની બાબત માત્ર પરમેશ્વર ઉપરજ છે. (તે તેમનો હિસાબ લેશે). બાદ જે કંઈ (જગતમાં) તેઓ કરતા હતા (તેનું સારૂંનરસું) તે તેમને ખબર કરશે. ૧૬૦. જે મનુષ્ય (કયામતને દિવસે) પુણ્ય લઈને આવશે તો તેનાથી દસગણું તેને (પુણ્ય પ્રાપ્ત) થશે. અને જે પાપ લઈને આવશે તો ફક્ત તેટલીજ શિક્ષા તેને કરવામાં આવશે; અને લોકો ઉપર (કોઇ પણ જાતનો) જુલમ કરવામાં આવશે નહિ. ૧૬૧. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે મને તો ખરેખર મારા પાલનકર્તાએ સરળ માર્ગ બતાવી દીધો છે; કે તેજ ઠેઠ ખરો ધર્મ છે. (એટલે) ઈબ્રાહિમનો ધર્મ કે તે એકજ (પરમેશ્વર)નો થઇ રહ્યો હતો; અને તે મૂર્તિપૂજકોમાંનો નહોતો. ૧૬૨. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે મારી નમાઝ અને મારી (અક્ષય) ભક્તિ, અને મારૂં જીવવું અને મારૂં મરવું (એ સઘળું) પરમેશ્વર જે સકળ જગતનો પાલાનકર્તા છે તેનેજ માટે છે. ૧૬૩. કોઇપણ તેનો ભાગીદાર નથી, અને મને એવોજ હુકમ આપવામાં આવ્યો છે; અને હું (તેના) આજ્ઞાધીન* (સેવકો)

---

મુસલમાનોમાં પણ શિઆ અને સુન્ની એવા પંથ પડવાનું કારણ ધાર્મિક નહિ પણ રાજકીય હતું તેને ધર્મનું સ્વરૂપ આપવું એ ભુલ છે. હવે જ્યારે રાજકીય બાબત જતી રહી ત્યારે આ મતભેદ રહેવું ખરા મોમિનોને અણછાજતું છે.

* મુસલમાન ફારસી શબ્દ છે; અને એ અરબી શબ્દ મુસ્લિમ ઉપરથી લેવામાં આવ્યો છે, એનો અર્થ આજ્ઞાધીન અથવા આજ્ઞાંકિત થાય છે.

માંનો પહેલો (આજ્ઞાધીન) છું. ૧૬૪. (ઓ પયગંબર! એમને) પુછ કે (તમારી આ મરજી છે કે) મારે પરમેશ્વર સિવાય બીજો કોઇ પાલનકર્તા શોધવો? અને ખરૂં જોતાં તેજ સર્વ વસ્તુનો પાલનકર્તા છે. અને પ્રત્યેક જણ (જે કંઇ પાપ પુણ્ય) મેળવે છે તે તેનીજ આગળ આવશે; અને કોઈપણ ભાર ઉચકનાર કોઈ બીજા(ના પાપ)નો બોજો (પોતાના ઉપર) ઉપાડશે નહિ. બાદ તમો (સઘળાં)ને તમારા પાલનકર્તા પાસે પાછું ફરવાનું છે. (જ્યારે તમે તેની હજુરમાં હાજર થશો,) ત્યારે (જગતમાં) જે (જે બાબત)માં તમે મતભેદ કરતા હતા તે (સર્વ) તે તમને વિદિત કરશે; (કે કોણ સત્ય માર્ગ ઉપર અને કોણ અસત્ય માર્ગ ઉપર હતું). ૧૬૫. અને તેજ એવો (પરમ-સમર્થ) છે કે જેણે ભૂલોકમાં તમને (પોતાના) પ્રતિનિધિ બનાવ્યા છે (કે તમે જગતની વસ્તુઓ ઉપર તમારી સત્તા ચલાવો); અને તેણે તમારામાં (વભવ, સામર્થ્ય અને અધિકારના સંબંધમાં) કેટલાકોના કેટલાકો ઉપર દરજ્જાઓ વધાર્યા; એટલા સારૂ કે તેણે જે (બક્ષિસ) તમને આપી છે તેમાં તમારી (કૃતજ્ઞતા અને આજ્ઞાંકિતપણાની) પરીક્ષા કરે. (ઓ પયગંબર! નિ:સંશય તારો પાલનકર્તા જલ્લદ શિક્ષા કરનાર છે; અને એમાં પણ શક નથી કે તે ક્ષમાવાન (અને) દયાળુ પણ છે. ૧૬૬.



## અધ્યાય ૭ મો.

### સૂરતુલ–આઅ્‌રાફ.



આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો છે. એમાં ૨૦૬ મહાવાક્યો એટલે આયાત છે. આઅ્‌રાફ એટલે સ્વર્ગ અને નરક એ બેની વચ્ચે જે તટ અથવા આડ છે તે. આ શબ્દ આ અધ્યાયના ૪૬ માં વાક્યમાં આવ્યો છે તે ઉપરથી આ પ્રકરણનું નામ આઅ્‌રાફ પડયું.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું શરૂ કરૂં છું).



અ. લ. મ. સ. (અલેફ્–લામ–મીમ–સૉદ.) ૧. (ઓ પયગંબર! આ) પુસ્તક તને એટલા માટે મોકલવામાં આવ્યું છે કે તું તેની મારફત (નાસ્તિકોને ઇશ્વરી શિક્ષાની) બ્હીક બતાવે અને વિશ્વાસુને બોધ આપે; તો આ (પુસ્તક)ને લીધે તારા મનમાં (કોઇ પણ તરેહનો) સંકોચ થવો જોઇએ નહિ. ૨. (ઓ લોકો! આ કુરઆન) જે તમારા પાલનકર્તા તરફથી તમને પ્રકટ થયું છે. તેનાજ (સદ્બોધ) પ્રમાણે તમે ચાલ્યા જાઓ; અને પરમેશ્વર સિવાય (તમે તમારા મગજમાં કલ્પેલા) મુરબ્બીઓનું (એટલે ઉપાસ્યોનું) અનુકરણ કરતા નહિ. (પણ) તમે લોકો ઘણોજ થોડો વિચાર કરો છો! ૩. અને કેટલાક ગામો એવા છે કે તેનો અમે નાશ કરી નાંખ્યો, (કારણ લોકોએ અમારી આજ્ઞાનો ભંગ કર્યો); એટલે રાતને સમયે તે ગામોના ઉપર અમારી શિક્ષા આવી પડી અથવા

(એવે વખતે કે) બપોરે તેઓ આરામ લેતા હતા ૪. પણ જે વખતે અમારી શિક્ષા તેઓના ઉપર આવી પડી તે વખતે તેમનાથી આ સિવાય બીજું કંઈજ બોલાયું નહિ કે તેઓ કહેવા લાગ્યા કે અમેજ જુલમગાર હતા. ૫. (અને જ્યારે કયામતનો દિવસ આવશે) ત્યારે જે લોકોની પાસે પયગંબરો મોકલવામાં આવ્યા હતા તેમને અમે જરૂર પુછીશું* અને (ખુદ) પયગંબરોને પણ અવશ્ય પુછીશું. ૬. બાદ જે વસ્તુસ્થિતિ અમને (સારી પેઠે) માહીત છે, તે પણ અમે તેમને ખાસ વર્ણવીશું. અને અમે (તેમને હાથે કર્મ થતાં હતાં તે વખતે) કંઇ ગેરહાજર (થઇ ગયા) ન હોતા. ૭. અને (કર્મનું) તોલ તે દિવસે (તદ્દન) ખરૂં (નકકી) થશે. પછી જે(નાં સારાં કામ)નું તોલ ભારે થશે, તેજ લોકો (પોતાના મનની ઇચ્છામા) સફળ થશે. ૮. અને જે(નાં સારાં કામ)નું વજન હલકું થશે એજ લોકો તે છે કે જેમણે જાતેપોતેજ પોતાનું નુકસાન કર્યું; કારણ તેઓ અમારાં મહાવાકયો સાથે અન્યાય કરતાં હતા. ૯. અને (ઓ માનવ લોકો!) ખરેખર અમે તમને પૃથ્વી ઉપર (રહેવાને અને ત્યાં સત્તા ચલાવવાને) શકિતમાન કર્યાં અને તેમાંજ તમારે માટે અમે ભરણ પોષણનાં સાધનો પણ મુકયાં; (છતાં) તમે જરા જેટલોજ આભાર માનો છો! ૧૦. અને ખરેખર અમેજ તમને (એટલે

* કર્મનો જવાબ દરેક માણસ પાસે લેવામાં આવશે, પછી તે પયગંબર હોય કે બીજો કોઇ હોય. પયગંબરને પુછવામાં આવશે કે ઇશ્વરી સંદેશો પહોંચાડવામાં તેમણે કેવો અને કેટલો પ્રયત્ન કર્યો હતો; અને તેમના અનુયાયીઓને પુછવામાં આવશે કે તેમણે પયગંબરનો ઉપદેશ કેટલે સુધી પાળ્યો અને તે પ્રમાણે ચાલ્યા!

તમારા પિતા 'આદમ'ને) નિર્માણ કર્યા અને પછી અમેજ તમારૂં (એટલે તમારા પિતા 'આદમ'નું) રૂપ ઘડી કહાડયું ત્યાર બાદ અમે દેવદૂતોને ફરમાવ્યું કે તમે 'આદમ'ને નમન કરો; તેજ વખતે (સઘળાઓએ) નમન કર્યું. પણ ઈબ્લીસ, એ નમન કરનારાઓમાં (સામેલ) થયો નહિ. ૧૧. (પરમેશ્વરે ઈબ્લીસને) પુછયું કે જયારે મેં તને હુકમ આપ્યો ત્યારે તને કઇ વસ્તુએ અટકાવ કર્યો કે તું (આદમ આગળ) નમ્યો નહિ? તેણે કહ્યું, હું એના કરતાં શ્રેષ્ઠ છું. (કારણ કે,) મને તેં અગ્નિમાંથી ઉત્પન્ન કર્યો છે અને તેને તેં માટીમાંથી પેદા કર્યો છે. ૧૨. (આ ઉપરથી પરમેશ્વરે) ફરમાવ્યું (કે તારી આ શેખી છે). તો સ્વર્ગમાંથી નીચે ઉતર. કેમકે તને એ શોભતું નથી કે તારે સ્વર્ગમાં (રહી) શેખી મારવી. માટે (અહીંથી) બહાર નીકળ. ખરેખર (હજારો) ક્ષુલ્લકમાંનો (એક ક્ષુલ્લક) તું પણ છે. ૧૩. તે અરજ કરવા લાગ્યો કે જે દિવસે (સઘળા) લોકોને (ફરીથી સજીવન કરી) ઉઠાડવામાં આવશે તે દિવસ સુધી તું મને અવકાશ આપ. ૧૪. (પરમેશ્વરે) કહ્યું (જા, કબૂલ) તું અવકાશ અપાયલાઓ પૈકી છે. ૧૫. (આ ઉપરથી શેતાને) કહ્યું કે જેવી રીતે તેં મને ભમાવી નિરાશ કર્યો છે. તેવીજ રીતે હું પણ તારા સરળ માર્ગ ઉપર મનુષ્ય જાતિને માટે તાકીને નકકી બેસી રહીશ. ૧૬. પછી હું ખચ્ચીતજ તેમની પાસે તેમની આગળથી આવીશ અને તેમની પાછળથી (આવીશ.) અને તેમની જમણી તરફથી (આવીશ) અને તેમની ડાબી બાજુથી (આવીશ; અને ગમે તેમ કરી તેમને ભમાવી મુકીશ.) અને તું ઘણાખરાં માણસોને (તારા) આભારી જોઈશ નહિ. ૧૭. (પરમેશ્વરે) ફરમાવ્યું

કે સ્વર્ગમાંથી નીકળ. (બહાર જા; કારણ તું) તુચ્છ (અને દરબારમાંથી) બહિષ્કૃત થએલો (છે.) મનુષ્ય માત્રમાંથી જે કોઈ તારૂં અનુકરણ કરશે, હું નિઃસંશય (તારા અને તેમનાથી એટલે) તમો સઘળાથી જહન્નમ ભરી નાંખીશ. ૧૮. અને (મેં આદમને કહ્યું કે) ઓ 'આદમ'! તું અને તારી પત્નિ ('હવ્વા') સ્વર્ગમાં રહો; અને જ્યાંથી તમારે જોઇએ ત્યાંથી બન્ને ખાઓ(પીઓ). પણ આ (ઘઉંના) છોડ પાસે ફરકતા પણ નહિ. (એમ કરશો) તો તમે (જાતેજ તમારૂં) નુકસાન કરશો. ૧૯. બાદ શેતાને બન્ને (પતી પત્નિ)ને ફોસલાવ્યાં એટલા માટે કે તેણે તેમની કાયા જે તેમની (નજર)થી ઢાંકેલી હતી તે તેમને ખુલ્લી કરી બતાવવી. અને તે (પેલા બન્નેને) કહેવા લાગ્યો કે તમારા પાલનકર્તાએ આ ઝાડ(નું ફળ ખાવા)ની તમને જે મનાઇ કરી છે, તે ગમે તેમ હો, પણ તેનું કારણ એજ છે કે કંઇ (એમ નહિ થાય કે) તમે બન્ને દેવદૂત બની જાઓ અથવા બન્ને સતત (જીવતાં) રહો.૨૦. અને તે સોગન ખાઈ ખાઇ તેમને કહેવા લાગ્યો કે નિઃસંશય હું તમને (સારી) સલાહ આપનારાંપૈકીનો છું. ૨૧. સારાંશ, ભૂલથાપ આપી તેણે તેમને (જે ઝાડનું ફળ મના થયેલ હતું તે ખાવા તરફ) વાળ્યા. એટલે તેમણે તે ઝાડ(નું ફળ) ચાખ્યું કે તરતજ તે બન્નેને પોતાની કાયા ખુલ્લી દેખાવા લાગી; અને તેઓ સ્વર્ગ(ના બાગ)નાં પાંદડાં પોતાનાં (શરીર) ઉપર ચોંટાડવા મંડયા. અને તેમના પાલનકર્તાએ તેમને મોટેથી ધમકાવ્યા. કે મેં તમને આ ઝાડ (ખાવા)ની મનાઇ નહિ કરી હતી? અને શું તમને કહી મુકયું નહોતું કે શેતાન તમારો ખુલ્લેખુલ્લો દુશ્મન છે? ૨૨. તે બન્ને કહેવા

લાગ્યા કે ઓ અમારા પાલનકર્તા! અમે જાતેજ અમારા ઉપર જુલમ* કર્યો; અને જો તું અમને ક્ષમા નહિ કરશે અને અમારા ઉપર દયા નહિ કરશે. તો અમે બિલકુલ નુકસાન ભોગવનારાઓમાંના થઇ જઇશું. ૨૩. (આ ઉપરથી પરમેશ્વરે) ફરમાવ્યું કે (તમે પતિ પત્ની અને શેતાન, ત્રણે સ્વર્ગમાંથી) નીચે ઉતરી પડો. તમે એક એકના શત્રુ છો. અને તમને (મનુષ્ય જાતિને) એક નિયમિત સમય (એટલે મરણ)સુધી પૃથ્વી ઉપર રહેવું (પડશે;) અને (તમારાં ગુજરાનનાં) સાધનો પણ (ત્યાં સંચી મુકયાં છે). ૨૪. (પરમેશ્વરે એ પણ) ખુલ્લું કરી કહ્યું કે તમે પૃથ્વી ઉપરજ જીંદગી ગુજારશો અને ત્યાંજ મરશો અને ત્યાંથીજ (કયામતને દિવસે ફરીથી) બહાર કહાડી ઉભા કરવામાં આવશો. ૨૫. ઓ આદમનાં છોકરાંઓ!

---

* આ શબ્દો વડે આદમ અને હવ્વાએ પોતાનો ગુન્હો કબુલ કર્યો અને પશ્ચાતાપ કરી પરમેશ્વરની દયા અને ક્ષમા માગી. એજ પ્રમાણે બાઇબલમાં ઉત્પત્તિ અધ્યાય ૩ : ૯-૧૨ માં પણ આ બેઉ જણાએ ગુન્હો પોતાને માથે વ્હોરી લીધો છે અને પશ્ચાતાપ કર્યો છે. કારણ આદમે કહ્યું છે કે 'હું નગ્ન છું' એમ જાણી બીધો અને લપાઇ ગયો? (જુઓ ઉત્પત્તિ ૩ : ૧૦) એટલે હું અપરાધી છું એમ સમજી મને બ્હીક લાગી અને શરમ અને ખેદ ઉત્પન્ન થતાં હું દબાઇ ગયો. આ તેમનો પશ્ચાતાપ થયો અને પશ્ચાતાપથી પાપનું ક્ષાલન થાય છે એ બાઇબલમાં તેમજ કુરઆનમાં માન્ય છે. તો આદમનું મૂળ પાપ એવું કંઇ રહ્યું નહિ. એટલે મનુષ્ય મૂળથીજ પાપી છે એમ ખ્રિસ્તી પાદરીઓનું માનવું ભૂલ ભરેલું અને આધાર વિનાનું છે. ખ્રિસ્તે આ માટેજ નાના બાલકોને આકાશના રાજ્યમાં વસવા યોગ્ય જણાવ્યા કારણ બચ્ચાઓ પાપ રહિત છે એટલે તેઓ આકાશના રાજ્યમાં મોટા છે. (મેથ્યુ. અધ્યાય ૧૮ : ૫-૬.)

અમે તમારે માટે (એવા) પોશાક મોકલ્યા છે કે જે તમારી એબ ઢાંકશે અને શણગાર પણ (થશે). અને (ઇશ્વરના) ભયનો પોશાક* આ (સઘળા પોશાકમાં) સૌથી ઉત્તમ છે. એ (એટલે પોશાકનું બનવું) પરમેશ્વરનાં (સામર્થ્યની) નિશાનીઓમાંની (એક) છે; કે કદાચ લોક (આ વાતનો) વિચાર કરે. ૨૬ ઓ આદમનાં છોકરાંઓ! શેતાને જેમ તમારા માબાપ (આદમ અને હવ્વા) ને સ્વર્ગમાંથી કહેડાવ્યાં, અને તેમનો (સ્વર્ગીય) પોશાક તેમના (શરીર) ઉપરથી ઉતરાવી નાંખ્યો કે તેથી કરી તેમની કાયા તેમને (ખુલ્લી કરી) બતાવવી; તેમજ (જુઓ! કયાં) તે તમને (ઇશ્વરી માર્ગ ઉપરથી) ભમાવી નહિ મુકે. (ટુંકમાં, શેતાનના ભમાવવાની બાબત સાવચેતી રાખો). કારણ કે તે અને તેના સાથીઓ તમને, જ્યાંથી† તમે તેમને જોતા નથી ત્યાંથી જુએ છે. અમે ખરેખર શેતાનને એવા લોકોનો દોસ્ત બનાવ્યો છે કે જે લોકો વિશ્વાસ રાખતા નથી. ૨૭. અને (તેઓ એવા ઉદ્ધત છે કે) જ્યારે તેઓ એકાદ નિર્લજપણાનું કામ કરી બેસે છે ત્યારે તેઓ કહે છે કે અમે અમારા વડીલોને આજ (માર્ગ) ઉપર (ચાલતાં) જોયા છે; અને પરમેશ્વરે અમને તેની પરવાનગી આપી છે. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે પરમેશ્વર નિર્લજપણાના કામની

* બહારનો પોશાક કેટલેક અંશે શરીરના ભાગ અને દોષ ઢાંકે છે અને પરમેશ્વરથી બ્હીને ચાલવાથી અંતરના ભાગ અને દોષ એટલે અનીતિ ભરેલા વચારો દૂર થાય છે.

† એટલે શેતાન માણસના મનમાં તરેહ તરેહના ભ્રમ અને શંકા ઉપસ્થિત કરે છે; પણ માણસ એ શેતાનને જોઇ શકતો નથી.

પરવાનગી આપતો નથી. તો શું જે વાતનું તમને જ્ઞાન નથી તે (અમસ્તી કુભાંડની) વાત તમે પરમેશ્વરને માટે બોલો છો ? ૨૮. (ઓ પયગંબર ! આ લોકોને) કહે કે મારા પાલનકર્તાએ તો (હમેશાં) વાજબી (અને રાસ્ત કૃત્યો)નો હુકમ આપ્યો છે. અને (તેણે એવી આજ્ઞા આપી છે કે) પ્રત્યેક નમાઝને વખતે તમે (સઘળા પરમેશ્વર તરફ) તમારૂં મ્હોડું સીધું રાખો અને શુદ્ધ ભાવથી તેનીજ આજ્ઞા પાળવા તરફ નજર રાખી તેને બોલાવો. જેમ તમને તેણે પ્રથમ (પેદા) કર્યા હતા તેમજ તમે ફરીથી પાછા જશો. ૨૯. તેણેજ એક લોકસમૂહને સરળ માર્ગની બુદ્ધિ આપી; અને એક લોકસમૂહ એવો છે કે આડે માર્ગે ભટકવાને પાત્ર ઠર્યો. ખરેખર આ લોકોએ પરમેશ્વરને છોડી શેતાનોને (પોતાના) મિત્ર બનાવ્યા. અને (એમ છતાં પણ) તેઓ સમજે છે કે તેઓ સરળ માર્ગ ઉપર છે. ૩૦. ઓ આદમનાં છોકરાંઓ ! પ્રત્યેક નમાઝને વખતે તમારા શણગાર(વાળા અને સભ્યતાનાં વસ્ત્રો) પેહરતા રહો; અને તમે ખાઓ અને પીઓ; અને ઉડાઉપણું કરતા નહિ. કારણ કે, પરમેશ્વર ઉડાઉપણું કરનારને પ્રીય ગણતો નથી. ૩૧. (ઓ પયગંબર ! આ લોકોને) પુછ કે પરમેશ્વરે હલાલ ઠરાવેલી) ભૂષણ(ની જણસો) જે પોતાના સેવકો માટે પેદા કરી છે તે અને ખાવાપીવાના ચોખ્ખા પદાર્થો કોણે હરામ–નિષિદ્ધ* કર્યાં છે ? (તેઓ આનો શું ઉત્તર આપવાના

* મતલબ કે સૃષ્ટિ અને તેમાં જે કંઈ છે તે સઘળું માણસજાત માટે નિર્માણ કરવામાં આવ્યું છે. પછી તે નાસ્તક હોય કે આજ્ઞાંકિત એટલે મુસલમાન. શાસ્ત્રમાં કહેલી ભૂષણની

છે! તુજ તેમને) સમજાવી દે કે જે લોકોએ આ જગતના આયુષ્યમાં વિશ્વાસ રાખ્યો; તેમનેજ કયામતને દિવસે આ (બક્ષિસો) ખાસ કરીને (આપવામાં આવશે.) એવીજ રીતે અમે અમારા હુકમો જે લોકો જાણે બુઝે છે તેમને માટે સવિસ્તર વર્ણવીએ છીએ. ૩૨. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે મારા પાલનકર્તાએ માત્ર નિર્લજપણાના કામોનો નિષેધ કર્યો છે; (પછી) તે (નિર્લજ કામો) જાહેર હોય કે ગુપ્ત હોય; અને (તેવીજ રીતે) પાપનો અને નાહક (અને વિના કારણની) દાંડાઇનો; અને આ વાતનો કે પરમેશ્વરે જેના સંબંધમાં કંઈપણ પ્રમાણ મોકલ્યું નહિ એવા કોઇનેપણ તમે પરમેશ્વરનો ભાગીદાર બનાવો; અને એ કે જે વાતનું તમને જ્ઞાન નથી તે વાત તમે પરમેશ્વર વિષે બોલો. ૩૩. અને દરેક પ્રજા(ના મટી જવા) નો એક કાળ (નિયમિત) છે. પછી જ્યારે તેમનો કાળ આવી પહોંચે છે ત્યારે (તેનાથી) તેઓ એક ઘડી પણ નથી પાછળ રહી શકતા કે નહિ (એક ઘડી) આગળ જઇ શકતા. ૩૪. ઓ આદમનાં છોકરાંઓ!* જ્યારે કદી તમારામાંથીજ (મારા)

---

વસ્તુઓ તથા ખાવાપીવાના શુદ્ધ પદાર્થનો કોઇને પણ પ્રતિબંધ નથી. પણ કયામતને દિવસે નાસ્તિકોને આ બક્ષિસો મળવાની નથી એટલે જે કોઇ મુસલમાન થઈ આ શાસ્ત્રોકત ભૂષણની વસ્તુઓ તથા ખાવા પીવાના શુદ્ધ પદાર્થ જાતે પોતે તજશે તો તે પરમેશ્વરની મરજી વિરૂદ્ધ કામ કરે છે એમ કહેવાશે.

* આની પહેલાં આટલું અધ્યાહાર સમજવું જોઇએ (જ્યારે અમે આદમને આજ્ઞા ભંગ કરવા માટેની શિક્ષા તરીકે સ્વર્ગમાંથી કહાડયો ત્યારે તેના વંશજોના આત્માઓને એકઠા કરી એ પણ ખુલ્લું કહ્યું હતું કે).

પયગંબરો તમારી પાસે આવે અને મારાં હુકમ તમને વાંચી સંભળાવે, ત્યારે (તેમનું કહ્યું માનજો, કારણ) જે કોઇ (તેમના કહ્યા પ્રમાણે પરમેશ્વરનો) ભય રાખશે અને (પોતાની સ્થિતિ) સુધારશે; તો (કયામતને દિવસે) તેને (કશાનોજ) ભય રહેનાર નથી અને તે (કોઇ રીતે) દુઃખી પણ થનાર નથી. ૩૫. અને જે લોકો અમારી નિશાનીઓને પાખંડ કહેશે અને તેનાથી અહંકાર કરશે તેજ નરકવાસી થશે. તેઓ નિરંતર તેમાંજ રહેશે. ૩૬. ત્યારે જે કોઈ પરમેશ્વર ઉપર ખોટા (ખોટા) આરોપો મુકશે અથવા તેની નિશાનીઓને પાખંડ કહેશે તેના કરતાં બીજું વધારે જુલમગાર કોણ થશે. એજ લોકો છે કે તેમને (તેમના પ્રારબ્ધ) લેખમાંથી તેમનો(અન્ન પાણી વગેરેનો) ભાગ મળશે; અહીં સુધી કે જ્યારે અમારા દૂતો તેમનો પ્રાણ હરણ કરવા માટે તેમની આગળ આવી હાજર થશે, ત્યારે તેઓ (તેમને) પુછશે કે તમે જેને પરમેશ્વર સિવાય (ગરજ પુરવા) બોલાવતા હતા તેઓ (હવે) ક્યાં છે? તો તેઓ કહેશે કે તેઓ તો અમારી પાસેથી (ક્યાંક) ગેબ થઈ ગયા છે અને પોતેજ પોતાની વિરૂદ્ધ સાક્ષી પુરશે (એટલે કબૂલ કરશે) કે નિઃસંશય તેઓ નાસ્તિક હતા. ૩૭. (આ ઉપરથી પરમેશ્વર તેમને) ખુલ્લે ખુલ્લું કહેશે કે જીન્નાત અને મનુષ્ય જાતમાંની બીજી (નાસ્તિક) પ્રજાઓ જેઓ તમારી પહેલાં થઇ ગઇ છે તેમનામાં (સામેલ થઇ) તમે પણ નરકાગ્નિમાં જઈ દાખલ થાઓ. (જો કે એ સઘળાજ લોકો નરકમાં જશે. તો પણ તેઓ એક બીજાના એવા તો શત્રુ રહેશે કે) જ્યારે કદી પણ એક પ્રજા (નરકમાં) જશે. ત્યારે તે પોતાની બ્હેન (એટલે બીજી પ્રજા)ને શ્રાપ આપશે; એટલે સુધી કે જ્યારે સઘ-

બીજી એક પછી એક નરકમાં ભેગા થશે, ત્યારે તેમનામાંની છેલ્લી પ્રજા તેમનાથી પહેલી પ્રજા વિષે એવા ઉદ્ગાર કહાડશે કે એ અમારા પાલનકર્તા! આજ લોકોએ અમને ભમાવ્યા. તો તું તેમને નરકાગ્નિની બેવડી શિક્ષા કર. (આ ઉપરથી પરમેશ્વર) ફરમાવશે કે (તમારામાંથી) દરેકને માટે બેવડી (શિક્ષા છે.) પરંતુ તમને (આનું કારણ) ખબર* નથી.૩૮. અને (આ સાંભળી) તેમનામાંના પહેલા લોકો પોતાની પછીના લોકોને કહેશે કે હવે તમને (શિક્ષાની વધઘટના સંબંધમાં) અમારા ઉપર કોઈ પણ રીતે સરસાઇ રહી નથી. તો (જે પ્રમાણે અમે અમારાં કર્મના બદલામાં બેવડી શિક્ષાનો સ્વાદ ચાખીએ છીએ તેજ પ્રમાણે તમે પણ) તમારાં પાપને માટે (બેવડી) શિક્ષાનો સ્વાદ ચાખો. ૩૯. એમાં સંશય નથી કે જે લોકોએ અમારી નિશાનીઓને

* એટલે જો તમારા અગાઉના લોકોએ એકાદ ખરાબ કામનો દાખલો બેસાડયો કે તેને લીધે તમે ભમી ગયા, તો તમે તેમની પરિસ્થિતિ જોઈ સારો ધડો કેમ લીધો નહિ? ખરાબ કામનો દાખલો બેસાડવો એ તેમની ચુક અને તેમની પરિસ્થિતિ જોઇ સારો ધડો નહિ લેવો એ તમારો અપરાધ છે. બન્ને સરખાજ. નઠારો દાખલો બેસાડવા માટે તેઓ બેવડી શિક્ષાને પાત્ર એટલા માટે થયા કે તેમણે પોતે ખરાબ કામ કર્યું અને બીજાને પણ તેમ કરવા ઉત્તેજન આપ્યું; અને તમને બેવડી શિક્ષા એટલા માટે થઈ કે તમે ખરાબ કામ કર્યું અને પાછળ થઇ ગએલા લોકોની પરિસ્થિતિ જોઇ જાગૃત થયા નહિ. ઉલટું આંધળાની માફક તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા અથવા તો તમારી અગાઉના લોકોએ તમારે માટે ખરાબ દાખલો બેસાડયો તેમ તમે પણ પાછળ આવનારા માટે ખરાબ દાખલો બેસાડયો.

પાખંડ કહી અને તેનાથી મગરૂર થઇ મ્હોં ફેરવ્યું તેમને માટે આકાશના દરવાજા ઉઘાડવામાં * આવનાર નથી અને તેઓ સ્વર્ગમાં પણ દાખલ થનાર નથી; એટલે સુધી કે ઉંટ સોયના † નાકામાં પેસી (નહિ) જાય. અને અપરાધીઓને અમે એવીજ શિક્ષા કરીએ છીએ. ૪૦. તેમને માટે નરકાગ્નિનું બીછાનું થશે અને તેમની ઉપર (તે અગ્નિનુંજ) ઓઢવાનું (થશે.) અને શિરજોર લોકોને અમે એવીજ શિક્ષા કરીએ છીએ. ૪૧. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને (યથા શકિત) સારાં કામો પણ કર્યાં-(અને) અમે કોઇ પણ મનુષ્ય ઉપર તેની શકિત બહારનો બોજો નાંખતાજ નથી.- તેઓજ સ્વર્ગવાસીઓ છે; કે તેઓ તેમાં નિરંતર રહેશે. ૪૨. અને જે કંઇ તેમના મનમાં (એક બીજા તરફથી (આ દુની-

* આના બે અર્થ થઈ શકે છે. એક તો એ કે તેમના આત્માને આકાશ ઉપર જવા દેવામાં આવશે નહિ; અથવા એ કે તેમનાં કર્મો તેમજ તેમની પ્રાર્થના પરમેશ્વર આગળ માન્ય થશે નહિ. જો કે પરમેશ્વર સર્વત્ર છે તો પણ તેના પરાત્પર પ્રભાવને લીધે એમજ ધારવામાં અને કહેવામાં આવે છે કે પરમેશ્વર આકાશમાં બીરાજે છે.

† એટલે ઉંટ કદી સોયના નાકામાં પેસી ગયો નથી તેમ પેસી શકતો નથી, તે પ્રમાણે નાસ્તિકો સ્વર્ગમાં દાખલ થઈ શકનાર નથી. પૂર્વતરફના લોકોમાં અરબી, હિબ્રુ વગેરે ભાષામાં આ એક કહેવત છે. ગમે તેવું અશકય કામ કરવું એટલે સોયના નાકામાં પેસી જવું એમ બોલવાનો પ્રચાર છે. પ્રાચીન અરબી સાહિત્ય તેમજ મેથ્યુએ લખેલા શુભવર્તમાનમાં પણ આ કહેવત છે. (જુઓ મેથ્યુ અધ્યાય ૧૯:૨૪.)

યામાંની) ખુન્નસ હશે તે પણ અમે કહાડી નાંખીશું. તેમની નીચે થઇને (પાણીની) નદીઓ વહેતી હશે; અને તેઓ બોલવા માંડશે કે જેણે અમને આ (સ્વર્ગનો માર્ગ) બતાવ્યો તે પરમેશ્વરનો (મોટો) આભાર! અને જો પરમેશ્વર અમને સરળ માર્ગની બુદ્ધિ નહિ આપતે તો અમે (કોઇ પણ પ્રકારે સ્વર્ગનો) માર્ગ (શોધીને) પણ મેળવ્યો ન હોત. ખરેખર અમારા પાલનકર્તાના પયગંબરો સત્ય (ધર્મ) લઇ આવ્યા હતા. અને તે લોકોને પોકારીને કહેવામાં આવશે કે આજ તે સ્વર્ગ કે તમે (જગતમાં) જે કર્મો કરતા હતા તેના પ્રભાવથી તમને તેના વારસ* ઠરાવવામાં આવ્યા છે. ૪૩. અને સ્વર્ગવાસી લોકો નરકવાસી લોકોને પોકારશે (અને પુછશે) કે અમારા પાલનકર્તાએ અમોને જે વચન આપ્યું હતું તે અમે તો ખરૂં જોયું; તો શું (તમને) તમારા પાલનકર્તાએ જે વચન આપ્યું હતું તે તમે પણ ખરૂં જોયું. (કે નહિ) ? તેઓ કહેશે; હા! એટલામાં એક પોકારનાર (દૂત) તેમની વચ્ચે બુમ પાડીને કહેશે કે જુલમી લોકો ઉપરજ પરમેશ્વરનો શ્રાપ છે. ૪૪. કે જેઓ પરમેશ્વરના માર્ગથી (લોકોને) અટકાવતા હતા. અને (લોકોના મનમાં ભ્રમ ઘાલી) તેમાં વાકુંચુકું શોધતા હતા અને તેઓ છેવટના દિવસની પણ

* વારસ એટલા માટે કે પરમેશ્વર તરફથી આપણા સઘળાના પિતા આદમને સ્વર્ગનું વતન આપવામાં આવ્યું હતું. તેમને હાથે એક અપરાધ થયો અને સ્વર્ગમાંથી તેમને નીકળી જવું પડયું. એટલે સ્વર્ગ અમારૂં વડીલોપાર્જિત વતન છે. જે કોઈ અમારામાં વિશ્વાસુ અને સદાચરણી હશે તે તેને મળશે. ઇશ્વર અમને સુબુદ્ધિ આપો! આમીન!

ના પાડતા હતા. ૪૫. અને (સ્વર્ગવાસી અને નરકવાસી) એ બન્નેની વચ્ચે એક આડો પડદો હશે (અને તેનું) નામ 'આઅરાફ' (હશે;) અને (તે) 'આઅરાફ' ઉપર કેટલાક લોકો (એવા) હશે કે તેઓ (સ્વર્ગવાસી અને નરકવાસીમાંથી) દરેકને (તેઓએ જગતમાં જોએલી) તેમની મુદ્રા ઉપરથી ઓળખી કહાડશે; અને સ્વર્ગવાસીઓને પોકારી કહેશે કે તમને સલામ (એટલે શાંતિ) હોજો, (આઅરાફવાળા લોકો પોતે હજી) સ્વર્ગમાં ગયા નથી; પણ તેઓ (સ્વર્ગમાં જવાની) ઉમેદ રાખે છે. ૪૬. અને જ્યારે તેમની નજર નરકવાસીઓ તરફ ફેરવવામાં આવશે. ત્યારે (તેમની ખરાબ સ્થિતિ જોઇ પરમેશ્વર આગળ) તેઓ પ્રાર્થના કરવા માંડશે કે એ અમારા પાલનકર્તા! (આ) જાલિમ લોકો સાથે તું અમને (ભેળી) મૂકતો નહિ. ૪૭. અને 'આઅરફ'વાળા (લોકો), કેટલાક (નરકવાસી) લોકો કે જેમને (તેઓએ જગતમાં જોએલી) તેમની મુદ્રા ઉપરથી ઓળખતા હશે, તેમને મોટેથી બૂમ પાડી કહેશે કે તમારી ભેગી કરેલી પુંજી પણ કંઇ તમારા કામમાં આવી નહિ અને તમે (જગતમાં) જે શેખી મારતા હતા તે પણ (તમારા કામમાં આવી નહિ). ૪૮. અને (તેઓ સ્વર્ગવાસી લોકોને આંગળીવડે દેખાડી નરકવાસીઓને પુછશે કે) શું આજ પેલા લોકો કે જેમના સંબંધમાં તમે સોગન ખાઇ કહેતા હતા કે પરમેશ્વર તેમના ઉપર (પોતાની) દયા કરનારજ નથી? (એ તો સ્વર્ગમાં આવી દાખલ થયા; અને તેમને હુકમ મળી ગયો કે) તમે સ્વર્ગમાં ચાલ્યા જાઓ; (અહીં) તમને (કોઇ તરેહનો) ભય રહેનાર નથી અને તમે (કોઈ રીતે) દુઃખી પણ થનાર નથી. ૪૯. અને નરકવાસીઓ

મોટેથી બુમ પાડી પાડી સ્વર્ગવાસીઓને કહેશે કે અમારા ઉપર થોડુંક પાણી રેડી દો અથવા તમને પરમેશ્વરે જે (વિપુલ અન્ન) આપ્યું છે તેમાંથી કંઈ અમને પણ આપી દો. તેઓ કહેશે કે પરમેશ્વરે સ્વર્ગનાં અન્ન પાણી નાસ્તિકો માટે નિષિદ્ધ કરી નાંખ્યાં છે. ૫૦. કારણ એ લોકોએ પોતાના ધર્મને હાંસી અને રમત બનાવી મુકયો હતો અને આ જગતનાં આયુષ્યે તેમને છેતરપીંડીમાં નાંખ્યું હતું. જેમ એ લોકો (જગતમાં) પોતાના આ દિવસની મુલાકાત ભુલી ગયા હતા અને અમારી નિશાનીઓનો ઇનકાર કરતા રહ્યા તેમ આજે (કયામતને દિવસે) અમે તેમને (મુદ્દામ) વિસરી જઈશું. ૫૧. અને અમે આ (મક્કાના લોકો)ને કુરઆન પણ પહોંચતું કર્યું છે (અને) તેમાં જ્ઞાનપૂર્વક (દરેક બાબતની) તપસીલ પણ આપી; (અને તે) વિશ્વાસ રાખનારા લોકો માટે સદ્‌બોધ અને દયા છે.૫૨. (જે કંઇ અભિવચન અને તાકીદ આ પુસ્તકમાં છે) તેના સ્પષ્ટીકરણ (થવા) ની શું આ લોકો રાહ જુએ છે? (પણ) જે દિવસે તેનું સ્પષ્ટીકરણ (પ્રત્યક્ષ) આવી જશે; તે દિવસે જે લોકો પહેલાંથીજ તેને ભુલી ગયા હતા તેઓ કબુલ કરશે કે નિઃસંશય અમારા પાલનકર્તાના પયગંબરો–પ્રેષિતો–સત્ય લઇ આવ્યા હતા. એટલે (તે વખતે તેમને આ વાતની પણ તલાસ હશે કે) શું અમારો કોઇ મધ્યસ્થ પણ છે કે (આજે) અમારી (તરફથી) દરમ્યાનગીરી કરશે? અથવા અમને (જગતમાં) પાછા ફેરવવામાં આવશે કે જેથી જે કર્મ અમે (અગાઉ) કરતા હતા તેનાથી ઉલટાં (ધાર્મિકપણાનાં) કૃત્ય કરીએ? નિઃસંશય આ લોકોએ પોતેજ પોતાનું નુકસાન કર્યું, અને જે જે

બનાવટો તેઓ કરતા હતા તે (સઘળી) તેમની પાસેથી ગુમ થઇ ગઇ. ૫૩. (ઓ લોકો!) નિઃસંશય તમારો પાલનકર્તા તેજ (એવો) પરમેશ્વર છે કે જેણે છ દિવસમાં આકાશો અને પૃથ્વી નિર્માણ કર્યાં; અને પછી તે ('અર્ષ' એટલે) મહા સિંહાસનારૂઢ થયો. તેજ રાત વડે દિવસને ઢાંકી દે છે; (જાણે કે) રાત દિવસની પાછળ ઝડપથી ચાલી આવે છે. અને (તેણેજ) સૂર્ય ચંદ્ર અને નક્ષત્રો (નિર્માણ કર્યાં) કે જે (સઘળાં) તેની આજ્ઞાને આધીન છે. (ઓ લોકો) જુઓ! પરમેશ્વરનીજ (અખિલ) સૃષ્ટિ છે અને (પરમેશ્વરનોજ) હુકમ. પરમેશ્વર જે આખી દુનીયાનો પાલનકર્તા તેજ (મોટો) આશિર્વાદદાયક છે. ૫૪. (ઓ લોકો!) તમે તમારા પાલનકર્તાનું નમ્રતાથી અને મુગા મુગા આવાહન કરો; (કારણ કે તે ભક્તિ મર્યાદાનું) ઉલ્લંઘન* કરનારાને પસંદ કરતો નથી. ૫૫. અને પૃથ્વી(ની વ્યવસ્થા)માં સુધારો થયા પછી તેમાં ફિસાદ ફેલાવતા નહિ. અને (શિક્ષાના) ભયથી અને (કૃપાની) આશાથી પરમેશ્વરની પ્રાર્થના કર્યા કરો; (કારણ કે) પરમેશ્વરની દયા (મનોભાવથી) સારાં કામ કરનારાની (ઘણીજ) નજીક છે. ૫૬.

* એટલે સેવકોને હમેશાં પોતાના સ્વામી એટલે પરમેશ્વરની કૃપા તથા દયાની અપેક્ષા રહે છે. જો તે પોતાની ગરજ પરમેશ્વર આગળ જાહેર કરવામાં સંકોચ કરે તો તેમાં એક જાતની તેની બેપરવાઇ દેખાય છે; અને તે સેવકપણાથી ઉલટું છે. ભક્તિ મર્યાદાનો એક માર્ગ રઝા અને તસ્લીમ' એટલે નિવૃત્તિ માર્ગ છે. એમાં મનુષ્ય ઇશ્વર આજ્ઞાને પૂર્ણપણે આધીન થઇ, પોતાની મનોવાસના દબાવી પરમેશ્વરે દોરી આપેલા માર્ગે ચાલે છે. આ નિવૃત્તિ માર્ગમાં પણ કર્મ છુટતાં નથી.

અને તેજ એવો (પરમસમર્થ) છે કે જે દયા(ના વરસાદ)ની અગાઉ વાયરો મોકલે છે કે તેથી તે (લોકોને વરસાદ આવ-વાની) ખુશ ખબર આપે; એટલે સુધી કે જ્યારે (પવન) ભારે (પ્રચંડ) વાદળાંને ઉંચકી લઈ જાય છે, ત્યારે અમે એવી એકાદ વસ્તી તરફ કે જે(સુકાઈ ગયાથી જાણે કે) મુએલી પડી હોય, તે (વાદળાં)ને હાંકી લઇ જઇએ છીએ પછી (ત્યાં) વાદળામાંથી પાણી વરસાવીએ છીએ અને પછી પાણી વડે દરેક જાતની ફળફળાદી (જમીનમાંથી) કહાડીએ છીએ, એવીજ રીતે અમે (કયામતને દિવસે) મુએલાંને (જમીનમાંથી) કહાડી ઉભા કરશું; (અમે અમારાં સામર્થ્યની નિશાનીઓ એટલા માટે વર્ણવીએ છીએ) કે તમે લોક કદાચ (આ વાત ઉપર) મનન કરો; (અને કયામતને દિવસે મુએલાના જીવતા થઈ ઉઠવા ઉપર વિશ્વાસ રાખો).૫૭. અને જે વસ્તી(ની જમીન) ઉત્કૃષ્ટ છે, તેનો પાક પણ તેના પાલનકર્તાના હુકમથી (ઉત્કૃષ્ટજ) નિપજે છે. અને જે (વસ્તીની જમીન) નિકૃષ્ટ છે તેનો પાક પણ થોડો (નિકૃષ્ટ)જ નિકળે છે. એવીજ રીતે અમે (અમારા સામર્થ્યનાં) પ્રમાણો જે લોકોના મનમાં કૃતજ્ઞતા વાસ કરે છે તેમને ફેરવી ફેરવીને કહીએ* છીએ. ૫૮.

---

* ઉપરના વાકયમાં પાણી અને જમીનના પાકનો દાખલો એ ઉદ્દેશથી આપ્યો છે કે કુરઆનના પ્રકટીકરણને લીધે કેટલાકને બોધ મળે છે અને તે સત્ય માર્ગે લાગે છે. અને કેટલાક એ માર્ગ ઉપરથી ભમી જાય છે. એટલે કુરઆન એ જાણે વરસાદનું સ્વચ્છ અને નિર્મળ પાણી છે, તે પાણી સઘળે પડે છે અને જમીનની યોગ્યતા પ્રમાણે તેમાં ફળ થાય છે. તેજ પ્રમાણે કુરઆન બોધ દાયક છે; પણ જેનામાં બોધ ગ્રહણ કરવાની પાત્રતા છે તેજ માત્ર તેમાંથી બોધ લે છે.

નિઃસંશય અમેજ 'નૂહ' ને તેના લોકો પાસે (પયગંબર કરી) મોકલ્યો. પછી તેણે (લોકોને સમજાવી) કહ્યું કે એ મારા લોકો! તમે પરમેશ્વરનીજ ભક્તિ કરો; (કારણ,) તેના સિવાય બીજો કોઈ તમારે માટે ઉપાસ્ય નથી. (અને જો તમે મારૂં કહ્યું નહિ માનશો તો) મને તમારે માટે (કયામતના) મહા (ભયંકર) દિવસની શિક્ષાનો (ભારે) અંદેશો રહે છે. ૫૯. (આ ઉપરથી) તેના લોકોમાં જે મોટા લોકો હતા તેઓ કહેવા લાગ્યા કે અમારી નજરમાં તો તું ખુલ્લે ખુલ્લા ભ્રમમાં (પડેલો દેખાય) છે. ૬૦. (આ ઉપરથી 'નૂહે') કહ્યું, એ મારા લોકો! મારામાં ભ્રમ (ભરેલી કોઇપણ વાત) નથીજ. પરંતુ હું તો સકળ જગતના પાલનકર્તા તરફથી મોકલેલો (એક પયગંબર) છું. ૬૧. તમને હું મારા પાલનકર્તાનો સંદેશો પહોંચાડું છું અને તમને સારી સલાહ આપું છું; અને હું પરમેશ્વર તરફથી એવી (એવી) વાતો જાણું છું કે જે તમે જાણતા નથી. ૬૨. અને શું તમે આ વાત માટે આશ્ચર્ય ચકિત થાઓ છો કે તમારામાંનાજ એકાદ પુરૂષની (એટલે મારી)મારફતે તમારા પાલનકર્તાનો બોધ(દાયક આદેશ તમને) પહોંચ્યો; એટલા માટે કે તે તમને (ઇશ્વરી શિક્ષાથી) બ્હીવડાવે, અને (તેવીજ રીતે) તમે (પરમેશ્વરના કોપથી) સાવચેત રહો, અને એ કે (આખરે) તમારા ઉપર દયા કરવામાં આવે? ૬૩. એટલું થતાં પણ, લોકોએ તેને પાખંડી કહ્યો. ત્યારે અમે ('નૂહ')નો અને તેની સાથે જે લોક વહાણમાં હતા તેમને (તોફાનમાંથી) તાર્યાં; અને જે લોકોએ અમારી નિશાનીઓને પાખંડ કહી હતી તેમને અમે ડુબાવી દીધા; (કારણ) તે લોકો (નાસ્તિકપણાને લીધે) આંધળા (થઈ ગયા)હતા. ૬૪.

અને (અમેજ) 'આદ'(ના લોકો) પાસે તેમના બંધુ 'હૂદ'ને (પયગંબર કરી મોકલ્યો.) તેણે (લોકોને સમજાવી) કહ્યું કે ઓ મારા બાંધવો! તમે પરમેશ્વરનીજ ભક્તિ કરો; (કારણ કે) તેના સિવાય બીજો કોઇ તમારો ઉપાસ્ય (દેવ) નથી. તો શું તમે (પરમેશ્વરના કોપથી) બ્હીતા નથી? ૬૫. (આ ઉપરથી) તેના લોકોમાંથી જેઓ નાસ્તિક હતા તે મોટા લોકો કહેવા લાગ્યા કે અમે તો નિઃસંશય તને મૂર્ખપણામાં (ગરક) જોઇએ છીએ; અને (તેમજ) નિઃસંશય અમે તને જુઠો સમજીએ છીએ. ૬૬. (હૂદે) કહ્યું, બંધુઓ! મારામાં મૂર્ખાઇ(ની કંઇપણ વાત) છેજ નહિ; પરંતુ હું તો સકળ જગતના પાલનકર્તા તરફથી મોકલવામાં આવેલો (એક પયગંબર) છું ૬૭. તમને હું મારા પાલનકર્તાનો સંદેશો પહોંચાડું છું અને હું તમારો એક (ખરો) પ્રમાણિક હિતેચ્છું છું. ૬૮. અને શું તમે આ વાત માટે આશ્ચર્ય ચકિત થાઓ છો કે તમારામાંનાજ એકાદ પુરૂષની (એટલે મારી) મારફતે તમારા પાલનકર્તાનો બોધ (દાયક આદેશ) તમને પહોંચ્યો; એટલા માટે કે તે તમને (ઇશ્વરી શિક્ષાથી) બ્હીવડાવે અને (પરમેશ્વરના તે ઉપકારનું) સ્મરણ કરો કે જ્યારે તેણે તમને 'નૂહ'ના લોકો પછી (તેમના) પ્રતિનિધિ બનાવ્યા અને શરીરની વૃદ્ધી પણ તમને (બીજા કરતાં) વધારે આપી. તો પરમેશ્વરની બક્ષિસનું સ્મરણ કરો; કે કદાચ તમે (તમારા મનોરથમાં) સફળ થાઓ. ૬૯. તે લોકોએ ('હૂદ'ને) પુછયું, શું તું અમારી પાસે એટલા માટે (પયગંબર થઇ) આવ્યો છે કે અમારે એકલા એકજ પરમેશ્વરની ભક્તિ કર્યા કરવી, અને જે (મૂર્તિઓ)ને અમારા વડીલો

પૂજતા હતા તે (સઘળી)ને અમારે છોડી દેવી? ત્યારે જો તું ખરો હોય તો, જે (શિક્ષા)થી તું અમને બ્હીવડાવે છે તે તું અમારી સામે લાવ. ૭૦. ('હૂદે') જવાબ આપ્યો કે (બસ! જાણજો કે કઇ ક્ષણે) તમારા પાલનકર્તા તરફથી તમારી ઉપર શિક્ષા* અને કોપ આવી પડયોજ, શું તમે મારી સાથે (મૂર્તિઓનાં કલ્પિત) નામો વિષે તકરાર કરો છો કે જે નામો પણ (સાર્થ તો નહિજ અને તે) તમે અને તમારા વડીલોએ પાડી મુકયાં છે. (અને) પરમેશ્વરે તે(મના ઉપાસ્ય થવા) માટે કોઈ પણ આધાર મોકલ્યો નથી, (ઠીક!) તો તમે (શિક્ષાની) વાટ જુઓ; હું પણ તમારી જોડે રાહ જોઉં છું. ૭૧. આખરે અમે અમારી કૃપાથી 'હૂદ'ને અને તેની સાથે જે લોકો હતા તેમને તાર્યા. અને જે લોકો અમારી નિશાનીઓને પાખંડ કહેતા હતા તેમના વંશ સુદ્ધાંની અમે જડ કાપી નાખી; અને તેઓ વિશ્વાસ રાખનારા નહોતા. ૭૨. અને (અમેજ) 'સમૂદ'(ના લોકો)પાસે તેમના ભાઇ 'સાલેહ' ને (પયગંબર કરી મોકલ્યો). તેણે (જઇ લોકોને) સમજાવ્યું કે ભાઇઓ! તમે પરમેશ્વરનીજ ભક્તિ કરો; (કારણ) તેના સિવાય બીજો કોઈપણ તમારો ઉપાસ્ય (દેવ) નથી. ખરેખર તમારા પાલનકર્તા તરફથી તમારી પાસે એક સ્પષ્ટ પ્રમાણ આવી ચુકયું છે; કારણ, આ પરમેશ્વરની (મોકલેલી) સાંઢણી તમારે માટે એક ચમત્કાર છે. એને છૂટી ફરવા દો એટલે પરમેશ્વરની પૃથ્વી ઉપર (જયાં જોઇએ ત્યાં) તે ચરશે, અને કોઇપણ પ્રકારનું નુકસાન પહોંચાડવાની બુદ્ધિથી તેને અડકતા પણ

* અપવિત્રતા અથવા મલીનતા જે મૂર્તિઓને વળગી રહ્યાથી અને સાચા પરમેશ્વરને છોડી દેવાથી જડી હતી તે જાણે એક શિક્ષા છે.

નહિ; (જો તેને કોઈ તરેહનું નુકસાન પહોંચાડશો) તો તમને દુઃખદાયક શિક્ષા પકડી પાડશે. ૭૩. અને (પરમેશ્વરના તે ઉપકારનું) સ્મરણ કરો કે જ્યારે તેણે તમને 'આદ' ના (લોકોની) પાછળ (તેમના) પ્રતિનિધિ બનાવ્યા; અને (તેમજ) તમને પૃથ્વી ઉપર એવી રીતે વસાવ્યા કે તમે તેના મેદાનોમાં* તો (મોટી મોટી) હવેલીઓ ઉભા કરો છો અને પર્વતોને કોરી (કોરી) ઘરો બનાવો છો. તો પરમેશ્વરની (આ) બક્ષિસોનું સ્મરણ કરો; અને દેશમાં ફિસાદ ફેલાવતા ફરતા નહિ. ૭૪. 'સાલેહ' ના લોકોમાંના જે મોટા લોકો ગર્વિષ્ટ હતા તેઓ, જે લોકો નબળા ગણવામાં આવતા હતા એવાને (એટલે) તેમનામાંના જેઓએ વિશ્વાસ રાખ્યો હતો તેમને, પુછવા લાગ્યા, કે તમને ખાતરીથી ખબર છે કે 'સાલેહ' ખરેખરજ પોતાના પાલનકર્તા તરફથી મોકલવામાં આવેલો (પયગંબર) છે ? તેઓએ ઉત્તર આપ્યો કે જે હુકમ આપી તેને અમારી તરફ મોકલવામાં આવ્યો છે તે ઉપર અમારો તો (પૂર્ણ) વિશ્વાસ છે. ૭૫. (આ ઉપરથી) જેમને (પોતાની ઐહિક સંપત્તિનું) અભિમાન હતું તેઓ કહેવા લાગ્યા કે જે બાબત તમે વિશ્વાસ રાખ્યો છે, તેનો અમે તો અસ્વીકાર કરીએ છીએ. ૭૬. ટુંકમાં, તેઓએ સાંઢણીને (જાંગ ઉપરની નસ તોડી) કાપી નાંખી અને પોતાના પાલનકર્તાના હુકમનું ઉલ્લઘંન કર્યું અને કહ્યું કે ઓ 'સાલેહ' ! જે (શિક્ષા)થી તું અમને બ્હીવડાવતો હતો તે (શિક્ષા) જો તું (ખરેખર)

* એક અર્થ એ પણ થઈ શકે છે કે નરમ માટીમાંથી હવેલીઓ ઉભી કરે છે.

પયગંબર હોય તો અમારી સામે લાવ. ૭૭. પછી તેઓને ધર્તીકંપે આવી સપડાવ્યા, અને તેઓ પોતાના ઘરમાં (જેમ બેઠા હતા તેમજ) બેઠા (ને બેઠાજ) રહી ગયા. ૭૮. (જ્યારે 'સમૂદ' આગળ શિક્ષા રજુ થઈ ગઈ) ત્યારે 'સાલેહ' તેમની પાસેથી નીકળી ચાલતો થયો અને (જતી વખતે તેમને ઉદ્દેશી) કહ્યું * કે, ઓ મારા લોકો! મેં તો મારા પાલનકર્તાનો સંદેશો તમને પહોંચાડી દીધો હતો અને તમને સારી સલાહ પણ આપી હતી; પરંતુ (તમને કંઇ એવી અવદશા આવી ગઇ હતી કે) તમે હિતચિંતકોને પણ (તમારા) દોસ્ત સમજતા નહોતા. ૭૯. અને (ઓ પયગંબર!) 'લૂત'†(નાં વૃત્તાંત)નું (સ્મરણ કર) કે જ્યારે

---

* લોકોનો નાશ થઇ ગયા પછી હઝરત પયગંબર સાહેબનું તેમને ઉદ્દેશી બોલવું એ એક માનવ સ્વભાવની પ્રવૃત્તિ છે. તેઓ જીવતા છે એમ ધારી તેમના ઉપર તેમણે દોષ મુકયો કે જો તેઓએ મારૂં કહ્યું સાંભળ્યું હોત તો તેઓ આ દશાએ પહોંચત નહિ. લગભગ એવીજ એક વાત આપણા પયગંબર સાહેબ આગળ પણ આવી હતી કે બદ્રની લડાઇમાં જ્યારે મક્કાના મૂર્તિપૂજકોનો પરાભવ થયો, અને ઘણા માર્યા ગયા અને ઘણા બંદીવાન થયા ત્યારે તેમણે મુએલાંના શબને સંબોધી કહ્યું કે તમારા પાલનકર્તાએ તમને વચન આપ્યું હતું તે તમે ખરૂં પામ્યું ને?

† હઝરત લૂત એ હઝરત ઇબ્રાહીમ પયગંબરના ભત્રિજા હતા. ઇબ્રાહીમ પયગંબર જ્યારે બાબીલોનથી સીરીયા પ્રાંતમાં જવા નીકળ્યા ત્યારે તેમણે તેમને હઝરત લૂતને સદૂમા શહેરમાં ઉતાર્યા; અને તે લોકોને ઉપદેશ કરતા ૨૯ વર્ષ તેમનામાં રહ્યા. તેઓએ તેમને સારાં કામો કરવાનો ઉપદેશ કર્યો અને ખરાબ કામથી દૂર રહેવા આગ્રહ કર્યો તે લોકોનું ઘણુંજ નિર્લજપણાનું કામ સૃષ્ટિ

તેણે પોતાના લોકોને (જઇ) કહ્યું, કે તમે લોક એટલું નિર્લજપણું કરો છો કે આખી દુનીયામાં તમારી અગાઉ કોઈએ પણ એવું નિર્લજપણું કર્યુંજ નથી. ૮૦, કે તમે સ્ત્રીઓને છોડી કામવાસના તૃપ્ત કરવા પુરૂષો પાસે જાઓ છો! (સ્ત્રીઓ હોવા છતાં તમને આની જરૂર નથી;) પણ તમે લોકો કંઈ છોજ (મર્યાદાનું) ઉલ્લંઘન કરનારા. ૮૧. અને ('લૂત'ના) લોકોનો જવાબ માત્ર એજ હતો કે તેઓ (માંહોમાંહે) કહેવા લાગ્યા કે તમે આ લોકોને તમારી વસ્તીમાંથી કહાડી બહાર કરો (કારણ કે) એ એવા લોકો છે કે જે (ઘણા) પવિત્ર અને સ્વચ્છ બનવા ઈચ્છે છે. ૮૨. બાદ અમે 'લૂત'ને અને તેનાં કુટુંબને (શિક્ષામાંથી) તાર્યો પણ તેની એક સ્ત્રી પાછળ રહી જનારાઓમાં રહી ગઇ ૮૩. અને અમે તેમના ઉપર (પથ્થરનો) વરસાદ વરસાવ્યો તો (ઓ પયગંબર! જરા) જો તો ખરો! પાપીઓનું પરિણામ કેવું આવ્યું? ૮૪. અને (અમેજ) 'મદયન' (ના લોકો) તરફ તેમના ભાઈ 'શોએબ'ને (પયગંબર કરી મોકલ્યો). તેણે (જઇ લોકોને) સમજાવ્યા કે ઓ બાંધવો! તમે પરમેશ્વરની ભકિત કરો; તેના સિવાય તમારો બીજો કોઈ ઉપાસ્ય (દેવ) નથી. તમારા પાલનકર્તા તરફથી તમારી પાસે સ્પષ્ટ પ્રમાણ આવી ચુકયું છે. તમે માપ અને તોલ પુરેપુરૂં કરતા રહેજો; અને લોકોને તેમની જણસો (જે તેઓ ખરીદે છે તે) ઓછી આપતા નહિ. અને દેશના

---

ક્રમ વિરૂદ્ધ પુરષો જોડે મૈથુન કરવું તે હતું. તે કામથી તેઓ દૂર થયા નહિ. એટલે પરમેશ્વરે તેમના ઉપર આકાશમાંથી પથ્થરનો વરસાદ વરસાવ્યો અને તેમનો નાશ કરી નાંખ્યો.

સુધારા પછી તેમાં તમે બગાડ કરતા નહિ. જો તમે વિશ્વાસુ છો તો આ (સુવ્યવહારની પદ્ધતિ, જે હું તમને શીખવું છું તે) તમારે માટે (ઘણી) ઉત્તમ છે. ૮૫. અને તમે (પુણ્યના) દરેક માર્ગ ઉપર (બેસી) જે કોઇ પરમેશ્વર ઉપર વિશ્વાસ મુકે છે તેને ધાક બતાવો છો અને પરમેશ્વરના માર્ગ (ઉપર ચાલવા)થી (તેને અટકાવો છો અને પરમેશ્વરના માર્ગમાં વાંકુચુંકું શોધો છો તો તમે હવે (એમ) બેસતા* નહિ. અને (પરમેશ્વરનો પેલો ઉપકાર) યાદ કરો કે જ્યારે તમે (સંખ્યામાં) ઓછા હતા, ત્યારે પરમેશ્વરે (તમારા વેલાનો વિસ્તાર કરી) તમારો મોટો જનસમાજ

---

* પરમેશ્વરે બીજા પયગંબરોપાસેથી આજ બોધ વચન બોલાવ્યું છે; એમાં એમના ચમત્કારનો પણ મજકુર છે. એ ચમત્કારો તેમની પયગંબરીની પદવીનું પ્રમાણ હતું. પરંતુ હઝરત શોએબ પયગંબરનો કોઇપણ ચમત્કાર આખા કુરઆનમાં કોઈ પણ જગાએ આપ્યો નથી. આ ઉપરથી ભાષ્યકારોએ કઈ ચમત્કાર હઝરત શોએબના ન હોય તેમ ગણ્યું છે જેમકે, હઝરત મુસા પયગંબરની લાકડી જે તેમને તેમના સસરા હઝરત શોએબેજ આપી હતી. હઝરત શોએબના વિધાનમાં 'સ્પષ્ટ પ્રમાણ' એવા જે શબ્દ છે તેનો ઇશારો કદાચ હઝરત મુસાની આ લાકડી સંબંધી હોય, અથવા તેનો અર્થ હજરત શોએબનું શિક્ષણ હશે કે માપ અને તોલ પુરેપૂરાં કરવાં ફિસાદ અને તોફાનીપણાં કરવાં નહિ, લોકોને પરમેશ્વરના માર્ગથી અટકાવ નહિ કરવો અને પરમેશ્વરનો માર્ગ વાંકોચુંકો કરવાની ઇચ્છા કરવી નહિ, આ સઘળી બાબતો એવી છે કે જેને કોઇપણ વિચારી અને ન્યાયબુદ્ધિવાળો મનુષ્ય પ્રમાણ સિવાય પણ માન્ય કરશે. પ્રત્યક્ષને પ્રમાણ કેવું? તેજોમય સૂર્યને પણ પ્રમાણ સૂર્યજ છે

બનાવ્યો. અને (આ વાત ઉપર પણ) નજર કરો કે ફિસાદ-ખોરોનું કેવું પરિણામ આવ્યું! ૮૬. અને જે (ધર્મશાસ્ત્ર) આપી મને તમારી પાસે મોકલવામાં આવ્યો છે તે(ની સત્યતા) ઉપર જો તમો લોકોમાંથી એક પક્ષ વિશ્વાસ રાખે છે અને બીજા પક્ષને વિશ્વાસ બેસતો નથી, તો (મુગા મુગા) ધીરજ રાખી બેસો; એટલે સુધી કે પરમેશ્વર અમારી (તમારી) વચ્ચે નિવેડો કરી નાંખે; અને તે સઘળા નિવેડો કરનારામાં ઉત્તમ (નિવેડો કરનાર) છે. ૮૭.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૯ મો.

### સૂરતુલ—આઅરાફ: (ચાલુ.)

(આ ઉપરથી) 'શોએબ'ના લોકોમાં જે મોટા લોકો (ઐહિક વૈભવ ઉપર) ગર્વિષ્ઠ હતા તેઓએ કહ્યું કે ઓ 'શોએબ'! અમે તને અને જેમણે તારી પેઠે વિશ્વાસ રાખ્યો છે તેમને અમારી વસ્તીમાંથી બહાર કહાડી મુકીશુંજ એ નક્કી; અથવા (એમજ થશે કે) તમે લોકો (પરિણામે) અમારા ધર્મમા પાછા આવશોજ. ('શોએબે') કહ્યું, શું જો અમે (તમારો ધર્મ ખરા મનથી) નાપસંદ કરતા હોઇએ તોપણ (જબરદસ્તીથી તમારા ધર્મમાં આવી મળીએ)? ૮૮. જે અર્થે પરમેશ્વરે અમને તમારા આ (ખોટા) ધર્મમાંથી બચાવ્યા તે અર્થે જો આ પછી પણ અમે તમારા ધર્મમાં પાછા આવીએ તો નિઃસંશય (એનો એજ અર્થ થશે કે) અમે પરમેશ્વર ઉપર જુટો આરોપ મુકીએ અને અમને તો એ યોગ્ય નથી; કે અમે તમારા ધર્મમાં પાછા આવીએ પરંતુ પરમેશ્વર જે અમારો પાલનકર્તા તેનીજ ઇચ્છા હશે તો (કંઇ અમારૂં જોર નથી.) અમારો પાલનકર્તા જ્ઞાનથી પ્રત્યેક વસ્તુને વ્યાપી રહ્યો છે. પરમેશ્વર ઉપરજ અમારો ભરોસો છે, ઓ અમારા પાલનકર્તા! અમારી વચ્ચે અને અમારા લોકોની વચ્ચે (જે ગુંચવણ આવી પડી છે તેનો તુંજ) સત્ય સત્ય નિવેડો કર; અને તું સઘળા નિવેડો કરનારા-

ઓમાં ઇત્તમ (નિવેડા કરનાર) છે. ૮૯. અને 'શોએબ' ના લોકોમાં જે મોટા લોકો (તેની પયગંબરીનો) અસ્વીકાર કરતા હતા તેઓ (માંહોમાંહે) બોલ્યા કે જો તમે 'શોએ-બ'ના કહ્યા પ્રમાણે ચાલશો તો એમાં સંશય રાખતા નહિ કે તમે તો છેકજ નુકસાનમાં આવી ગયા. ૯૦ ટુંકમાં આ લોકોને ધર્તીકંપે આવી પકડયા; અને તેઓ પોતાનાં ઘરમાં * (જેમ બેઠા હતા તેમજ) બેઠા (ને બેઠાજ) રહી ગયા. ૯૧. જે લોકોએ 'શોએબ' ને પાખંડી કહ્યો તેઓ (એવા મટી ગયા) કે જાણે તે વસ્તીમાં કદી વસ્યાજ નહોતા. જે લોકોએ 'શોએબ' ને પાખંડી કહ્યો તેઓજ નુકસાન ખમનારા થયા. ૯૨. ('શોએબ'ના લોક જયારે ઈશ્વરી શિક્ષાથી હલાક થઈ ગયા) ત્યારે 'શોએબ' તેમની પાસેથી નીકળી ચાલતો થયો અને (ચાલતાં ચાલતાં તેમને સંબોધી) કહેવા લાગ્યો કે ઓ મારા બાંધવો ! મેં તો તમને તમારા પાલન કર્તાના સંદેશા પહોંચાડી દીધા હતા અને તમને સારી સલાહ પણ આપતો રહયો (પણ તમે માન્યું નહિ તે નહિજ) જે લોકોએ (મારો ઉપદેશ) માન્યો નહિ (હવે) તેમના માટે હું ખેદ કેવી રીતે પ્રદર્શિત કરી શકું ? ૯૩. અને જે કોઇ ગામમાં અમે કોઇ પયગંબર મોકલ્યો (અને ત્યાંના લોકોએ તેનું કહ્યું માન્યું નહિ એટલે ત્યાંના રહેનારાઓને અમે દરીદ્રતા અને વિપતીમાં સપડાવ્યા કે એ લોક કદાચ (અમારી આગળ) આજીજી કરે. ૯૪. પછી અમે (એમને)

* ધર્તીકંપને લીધે એટલો પણ વખત તેમને મળ્યો નહિ કે તેઓ ઘરમાથી બહાર નીકળી જાય.

દુઃખને ઠેકાણે સુખ બદલી આપ્યું; એટલે લગી કે તેઓ સારી રીતે આબાદ થયા, અને કહેવા લાગ્યા કે (એવાં) દુઃખ અને સુખ તો અમારા વડીલો ઉપર પણ વિત્યા હતા; (એટલે એ માત્ર કાળયોગ છે. આ વિપરીત વિચારના લીધે) અમે તેમને અચાનક (શિક્ષામાં) પકડયા; અને તેમને (આનો) ભાસ* પણ થયો નહિ. ૯૫. અને જો (આ) ગામોના લોકો (પરમેશ્વર ઉપર) વિશ્વાસ રાખતે અને (તેનાથી) બ્હીને ચાલતે, તો અમે આકાશ અને પૃથ્વીના આશિર્વાદ(ના દરવાજા) તેમને માટે અવશ્યજ ખુલ્લા કરી નાંખતે. પરંતુ તે લોકોએ (અમારા પયગંબરોને) પાખંડી કહ્યા. એટલે જે જે કર્મો તેઓ કરતા હતા તેના લીધે અમે તેમને (શિક્ષામાં) પકડયા. ૯૬. તો (ઓ પયગંબર !) શું (તારી આ) વસ્તીઓના રહેવાસીઓ આ વાતથી નિર્ભય છે કે તેમની ઉપર અમારી શિક્ષા રાતોરાત આવી પડે અને તેઓ (ઉંઘતાને) ઉંઘતાજ રહે ? ૯૭. શું (તારી આ) વસ્તીઓના રહેવાસીઓ આ બાબત પણ નિશ્ચિંત છે કે તેમની ઉપર અમારી શિક્ષા ધોળે દહાડે આવી પડે; અને તેઓ રમત ગમતમાં (મસ્ત) હોય ? ૯૮. તો શું તેઓ પરમેશ્વરના દાવપેચથી નિર્ભય થઇ ગયા છે ?

---

* માણુસને જગતમાં પાપની શિક્ષા થાય છે અને તેની તેને ખબર પણ પડે છે ત્યારે તે પશ્ચાતાપ કરશે એવી આશા રહે છે. પરંતુ જ્યારે તેને તેનો ભાસ પણ થતો નથી ત્યારે બ્હીક રહે છે કે તે અવશ્ય નાશ પામશે. જેમ કે, કોઇ એકાદ માણુસ ઝેર ખાય અને તે ઓકી નાંખે તો તેના જીવવાની આશા રહે છે. પણ જો તે ઝેર પચી જાય છે તો તેનું કામજ પુરૂં થઇ જાય છે·

પણ જે લોકોનો (આખરે) નાશ થનાર છે તેજ લોકો માત્ર પરમેશ્વરના દાવપેચથી તદ્દન નિર્ભય થઈ જાય છે. ૯૯. જે લોકો પૃથ્વીના રહેવાસીઓ (ના નાશ થયા) પછી પૃથ્વીના વારસ થાય છે, તેમને શું આ વાતથી પણ બોધ થયો નથી, કે જો અમે ઇચ્છીએ તો (અગાઉના રાષ્ટ્રો પ્રમાણે) એમના પાપોને લીધે એમના ઉપર પણ સંકટ નાંખીએ? (પણ એ લોકો ધડો લેનારા નહોતાજ,) અને અમે તેમનાં અંતઃકરણ ઉપર મોહર મારીએ છીએ; એટલે એ લોક (ઉપદેશની વાત) સાંભળતાજ નથી.૧૦૦. (ઓ પયગંબર! આજ તે ગામો છે કે જેનું વૃતાંત અમે તને સંભળાવીએ છીએ (કે કદાચ તારી પ્રજા કર્તવ્ય કરવા પ્રેરાય) અને ખરેખર તેમના પયગંબરો તેમની પાસે ચમત્કાર પણ લઈ આવ્યા; પણ એ લોકો (એવા સ્વભાવના) નહોતા કે જે વાતને તેઓ અગાઉ પાખંડ કહી ચુકયા તેનો (ચમત્કાર જોઇ) તેઓ વિશ્વાસ રાખે. નાસ્તિકોના અંતઃકરણો ઉપર પરમેશ્વર એવીજ રીતે મોહર મારી મુકે છે. ૧૦૧. અને અમે તો એમનામાંના ઘણાખરામાં કોઈ કરાર* (પાળવાનો બિલકુલ વિચારજ) જોયો નહિ. અને અમે તો એમનામાંના ઘણાખરાને આજ્ઞાનો ભંગ કરનારાજ જોયા. ૧૦૨. બાદ (જે પયગંબરોનો અહેવાલ ઉપર કહેવામાં આવ્યો) તેની પછવાડે અમે 'મુસા' ને અમારા ચમત્કાર આપી ફિરઔન અને તેના દરબારી મંડળ પાસે મોકલ્યા; ત્યારે તે લોકોએ

* કરાર એટલે નૈસર્ગિક કરાર; કારણ દરેક માણસ પોતાની નિસર્ગદત્ત બુદ્ધ વડેજ પરમેશ્વરને માને છે અને પછી પણ તે કરાર ઉપર દૃઢ રહેતો નથી; અને ઇશ્વરી આજ્ઞા પાળવામાં આનાકાની કરે છે.

ચમત્કાર પ્રત્યે (ઘણું) ઉદ્ધતપણું દર્શાવ્યું. તો (ઓ પયગંબર! જરા) જો, કે ફિસાદખોરોનો કેવો અંત આવ્યો? ૧૦૩. અને મુસાએ (ફિરઆનને સંબોધી) કહ્યું કે ઓ 'ફિરઔન'! હું સકળ જગતના પાલનકર્તા તરફથી મોકલેલો (પયગંબર) છું. ૧૦૪. મારૂં કર્તવ્યકર્મ એ છે કે સત્ય વિના બીજી કોઇ પણ વાત પરમેશ્વર બાબત કહેવી નહિ. ખચીતજ હું તમો લોકો પાસે તમારા પાલનકર્તા તરફથી ચમત્કાર લઇ આવ્યો છું. તો (ઓ ફિરઔન!) બનીઇસરાઇલોને મારી સાથે મોકલ. ૧૦૫. ('ફિરઔને') કહ્યું, જો તું (ખરેખરજ) કંઈ ચમત્કાર લઇ આવ્યો હોય (અને) જો તું (તારો દાવો કરવામાં) ખરો હોય તો તે (ચમત્કાર) લાવી બતાવ. ૧૦૬. આ ઉપરથી 'મુસા'એ પોતાની લાકડી નાંખી દીધી; કે તરતજ જુઓ તો તે એક ચોકસ અજગર છે. ૧૦૭. અને તેણે પોતાનો હાથ (બહાર) કહાડયો; તો જુઓ કે તે પ્રેક્ષકોની નજરમાં સફેદ ચળકાટ મારે છે. ૧૦૮. (આ ઉપરથી) ફિરઆનના લોકોમાં જે (તેના) દરબારી હતા, તે (માંહોમાંહે) કહેવા લાગ્યા કે આ તો મોટો ઉસ્તાદ જાદુગર છે! ૧૦૯. તે ઇચ્છે છે કે તમો (સઘળા) ને તમારા મુલકમાંથી કહાડી મુકે તો (હવે તમે લોકો) શું સલાહ આપો છો? ૧૧૦. (આખરે) સઘળાએ મળી (ફિરઔનને) કહ્યું કે મુસા અને તેના ભાઈ ('હારૂન' ની બાબત) ને (હમણા) પડતી મુકી દે અને (ચારે બાજુએ) શહેરોમાં કેટલાક હરકારા રવાના કર; ૧૧૧. કે દરેક ઉસ્તાદ જાદુગરને (એકઠા કરી) તેઓ તારી હજુરમાં લાવી હાજર કરે. ૧૧૨. તાત્પર્ય કે જાદુગરો 'ફિરૈઔન' પાસે હાજર થયા; (અને)

કહેવા લાગ્યા કે જો અમે (મુસા ઉપર) વિજયી થયા તો અમને (સરકારમાંથી મોટી) બક્ષિસ (મળવીજ જોઇએ.) ૧૧૩. (ફિરઔને) કહ્યું, હા! અને (માત્ર બક્ષિસજ નહિ. પણ) તમે જરૂર (રાજદરબારમાં) ખાસ નજીક રહેનારા (લોકો) માંના (હો તેમ) લેખાશો. ૧૧૪. (આ ઉપરથી) જાદુગરોએ ('મુસા' ને) કહ્યું કે એ 'મુસા'! કાંતો તું (તારી લાકડી સઘળાના દેખતાં) નાંખી દે. (કે તે અજગર બની જાય;) અને કાંતો (કહેતો હોય તો) અમેજ (અમારી લાકડીઓ અને દોરીઓ) નાંખી દઇએ (કે સઘળીજ સાપ બની જાય.) ૧૧૫. (મુસાએ) કહ્યું. (ઠીક, ચાલો પહેલાં) તમેજ નાંખો. પછી જ્યારે તેઓએ (પોતાની લાકડીઓ અને દોરીઓ) નાંખી દીધી, ત્યારે જાદુના જોરે તેઓએ લોકોની નજર બાંધી લીધી; (એટલે પ્રેક્ષકોને સાપને સાપજ નજરે પડવા લાગ્યા;) અને તેમણે તે (સઘળાઓ)ને દહેશત ઘાલી દીધી અને (ઘણુંજ) મોટું જાદુ (કરી) આણ્યું. ૧૧૬. અને (તે વખતે) અમે 'મુસા'ને આદેશ મોકલ્યો કે તું પણ તારી લાકડી (મેદાનમાં) નાંખી દે. ('મુસા'એ લાકડી નાંખી દીધી) કે તરતજ જુઓ તો જાદુગરોએ જે જુઠા જુઠા (સાપના સોંગ ઢોંગ) ઉભા કર્યા હતા, તે (સઘળા)ને તે (લાકડી અજગર બની) ગળી જાય છે. ૧૧૭. એટલે સત્ય (સઘળાઓને) સાબીત થઈ ગયું અને જે કંઇ જાદુગરોએ કર્યું હતું તે (સઘળું) બાતલ થઇ ગયું. ૧૧૮. પછી (ફિરઔન અને તેના લોકો) આ અખાડામાં હાર્યા અને હલકા થઇ પાછા ફર્યા. ૧૧૯. અને જાદુગરો સાષ્ટાંગ નમસ્કાર કરતા નીચે નંખાઇ ગયા. ૧૨૦. (અને) તેઓ કહી છુટયા

કે અમે સકળ જગતના પાલનકર્તા ઉપર વિશ્વાસ રાખ્યો.૧૨૧. (એટલે] 'મુસા' અને 'હારૂન'ના પાલનકર્તા ઉપર. ૧૨૨. 'ફિરઔને' કહ્યું, શું હું તમને પરવાનગી આપું તે પહેલાંજ તમે પેલા ('મુસા'ના પરમેશ્વર) ઉપર વિશ્વાસ મુકયો? ગમે તેમ હોય, આ તમારૂં (અને 'મુસા'નું) કાવતરૂં છે કે (માંહોમાંહે મળી જઈ) તમે (આ) શહેરમાં (આવી) આ પ્રપંચ રચ્યો છે; એટલા માટે કે તમે અહીંના રહેવાસીઓને (એટલે અમો સઘળાને) આ શહેરમાંથી કહાડી મુકાવો; (અને તમારી હકુમત જમાવો.) તો (જરા ધીરજ રાખો,) તમને (તમારા કર્મનું પરિણામ હમણાંજ) થોડા વખતમાં ખબર પડી જશે.૧૨૩. તમારા હાથ અને તમારા પગ હું સામસામા* કપાવીશ અને ત્યાર બાદ તમને સઘળાને સુળી ઉપર ચહડાવીશ ત્યારેજ રહીશ.૧૨૪. તેઓ કહેવા લાગ્યા (કે અમે તારી આ ધમકીથી બ્હીતા નથી;) અમે (મરણ પામી) અમારા પાલનકર્તા પાસે પાછા જવાનાજ.૧૨૫. અને તેં અમારામાં શું દોષ જોયો? એજ ને કે જ્યારે અમારા પાલનકર્તાના ચમત્કારો અમારી સમક્ષ (બની) આવ્યા ત્યારે અમે તેના ઉપર વિશ્વાસ મુકયો? (અને હવે અમારી કેવળ એજ પ્રાર્થના છે કે) ઓ અમારા પાલનકર્તા! તું અમારા ઉપર સહનશીલતાનો વરસાદ વરસાવ અને મુસલમાન (એટલે તારા આજ્ઞાંકિત) રાખી તું અમને (જગતમાંથી) ઉંચકી લે. ૧૨૬. અને 'ફિરઔન'ના લોકોમાંના સરદારોએ (ફિરઔનને) કહ્યું કે, તું શું મુસા અને તેના લોકોને એવીજ સ્થિતિમાં રહેવા દેશે કે તેઓ

* એટલે, દાખલા તરીકે, જમણો હાથ અને ડાબો પગ કાપવામાં આવે તો શરીર નકામું થઇ જાય છે.

દેશમાં ફિસાદ ફેલાવે અને તે તને અને તારા (ઠરાવેલા) ઉપાસ્ય દેવતાઓને* તજી દે? (ફિરઔને) કહ્યું, (નહિ.) અમે હમણાજ તેમના છોકરાં (એટલે પુરૂષ સંતતી) ને (શોધી કહાડી) ઠાર મારીશું અને તેમની સ્ત્રીજાતિ (એટલે છોકરીઓ) ને (તમારી સેવા માટે) જીવતી† મુકીશું. અને અમે તેમના ઉપર (હરેક રીતે) સત્તાધીશ છીએ. ૧૨૭. (આ સાંભળી) મુસાએ પોતાના લોકોને કહ્યું, પરમેશ્વર પાસે મદદ માગો અને (મુગા મુગા) સહન કરો. દેશ તો (બધો) પરમેશ્વરનોજ છે; તે પોતાના સેવકોમાંથી જેને ઇચ્છે છે તેને તેનો વારસ બનાવી દે છે. અને (ઉત્તમમાં ઉત્તમ) પરિણામ તો (પરમેશ્વરને) બ્હીને ચાલનારાનુંજ છે. ૧૨૮. તેઓ કહેવા લાગ્યા કે અમારી પાસે તારા આવવા અગાઉ અને તેમજ તારા આવ્યા પછી અમને (ફિરઆનને હાથે) ઇજાજ (ઇજા) પહોંચાડવામાં આવી છે. મુસાએ કહ્યું. હવે તે સમય પાસે આવી લાગ્યો છે કે તમારો પાલનકર્તા તમારા

* ફિરઔન ઉર્ફે ફેરો પોતાને મોટો ઉપાસ્ય દેવ સમજતો હતો; અને ચારે તરફ લોકો પુજા કરે તે માટે તેણે નાની ન.ની મૂર્તિઓ બનાવી દીધી હતી. કેટલાકો કહે છે કે તે પોતાનીજ પ્રતિમાની પુજા કરાવતો હતો.

† છોકરાઓને ઠાર મારવા અને છોકરીઓને જીવતી રાખવી એ પ્રમાણે હઝરત મુસાના જન્મ સમયે બન્યું હતું; પછી ફિરઔને વચમાં જુલમથી હાથ ખેંચી લીધો હતો. હવે જાદુગરોએ વિશ્વાસ મુકયો એટલે ફિરઔને પોતાનો અગાઉનો જુલમ ફરીથી શરૂ કર્યો. પહેલાંનો જુલમ હઝરત મુસાનો જન્મ અટકાવવા માટે હતો અને હમણાનો બની ઇસિરાઇલોનું જોર ભાંગવાના હેતુથી હતો

શત્રુનો નાશ કરશે અને તમને મુલકમાં (તેના) પ્રતિનિધિ બનાવશે અને પછી જોશે કે તમે કેવાં કેવાં કામો કરો છો ? ૧૨૯. અને અમે 'ફિરઔનના લોકોને (પ્રતિવર્ષ પડતા) દુકાળથી અને ફળફળાદીની અછતથી પીડયા; કે કદાચ તે લોકો બોધ લે. ૧૩૦. પણ જ્યારે તેઓને કંઇ ફાયદો મળતો ત્યારે તેઓ કહેતા કે આ અમારો (હક) છે (અને અમારે લીધેજ છે); અને જો તેમના ઉપર કંઈ દુઃખ આવી પડયું, તો તેઓ (તેને) મુસા અને જે કોઇ તેની સાથે હતા તેમનું અપશુકન સમજતા. જુઓ ! તેમનું અપશુકન તો માત્ર પરમેશ્વર પાસે (તેમના પ્રારબ્ધમાં લખાઈ ચુકયું) હતું; પરંતુ તેમનામાંના ઘણાઓને (આ હકીકત) માહીત નહોતી.* ૧૩૧. અને '(ફિરઓન' ના લોકોએ મુસાને) કહ્યું કે તું જે (ગમે તે) નિશાની પણ અમારી આગળ લાવશે કે તેને યોગે તું અમારા ઉપર તારૂં જાદુ ચલાવી શકે. તો (સારી પેઠે સમજજે કે) અમે તારો (કોઈપણ રીતે) વિશ્વાસ રાખનારજ નથી. ૧૩૨. પછી અમે તેમના ઉપર તોફાન મોકલ્યું; અને (તેવીજ રીતે) તીડ, અને જુંઓ અને દેડકાં અને લોહી; (આ સઘળા) જુદા જુદા ચમત્કાર† હતા. આ છતાં પણ તે લોકો એંઠમાં

* કુરઆનનાં વાકયમાં વર્તમાનકાળ છે. પણ આ વૃત્તાંત પ્રાચીન કાળનું છે અને તે હઝરત પયગંબરને ઉદ્દેશી કહેવામાં આવ્યું છે. એટલે આ કાળભેદ દૂર કરવા માટે ભાષાંતરમાં અમે ભૂતકાળ રાખ્યો છે.

† શાહ અબ્દુલ કાદિર સાહેબ લખે છે કે 'હઝરત મુસા અને ફિરઆન વચ્ચે ચાલીસ વર્ષ સુધી દુશ્મનાવટ રહી; અને તે પણ એટલીજ વાત ઉપર કે બનીઇસરાઇલોને પોતાને દેશ જવા દેવા. પણ ફિરઔને તેમ કરવા માન્યું નહિ, ત્યારે હઝરત મુસાના

રહ્યા અને તેઓ પાપી લોક હતા. ૧૩૩. અને જ્યારે (જ્યારે) તેમના ઉપર શિક્ષા આવી પડતી ત્યારે (ત્યારે) તેઓ કહેતા કે એ 'મુસા'! તને પરમેશ્વરે (પ્રાર્થના માન્ય કરવાનો) જે વાયદો કરી રાખ્યો છે તેના આધાર ઉપર તું તારા પાલનકર્તા પાસે અમારે માટે પ્રાર્થના કર. જો તું અમારા ઉપરથી (આ) શિક્ષા ટાળી દેશે, તો અમે જરૂર તારા ઉપર વિશ્વાસ રાખીશું અને બની-ઇસરાઈલોને પણ તારી સાથે જરૂર મોકલી દઈશું. ૧૩૪. પછી જ્યારે અમે, તેમને જે વખત પુરો કરવાનો હતો તે અમુક વખત સુધી તેમના ઉપરથી શિક્ષા ટાળી દીધી ત્યારે તેઓએ તરતજ વચન ભંગ કર્યો. ૧૩૫. (મતલબ કે) આખરે અમે તેમની પાસેથી (તેમનાં તોફાનીપણાનો) બદલો લીધો; એટલે આ અપરાધના શાસન તરીકે, કે તેઓ અમારી નિશાનીઓને જૂઠી કહેતા અને તે તરફ બેદરકાર હતા;-અમે તેમને સમુદ્રમાં ગર્ક* કરી નાંખ્યા. ૧૩૬. અને (સીરીયા દેશની)

---

શ્રાપથી તેના ઉપર આ સંકટ આવ્યાં; નાઇલ નદીમાં પૂર આવ્યું, ખેતર, બાગ અને ઘરો નાશ પામ્યા તીડ ઝાડપાન ખાઇ ગયાં; લોકોના શરીર ઉપર અને કપડાંમાં જુંઓ પડી; અને એવી રીતે દરેક વસ્તુમાં દેડકા પસરી ગયા અને પાણીનું લોહી બની ગયું. પણ ફિરઔને માન્યું નહિ તે નહિજ.

* શાહ અબ્દુલ કાદિર સાહેબ લખે છે કે આ સઘળાં સંકટો તેમના ઉપર એક એક અઠવાડીયાને અંતરે આવ્યાં. પ્રથમ હઝરત મુસા ફિરઓનને સ્પષ્ટ કહેતા કે પરમેશ્વર તમારા ઉપર અમુક સંકટ નાંખશે; અને તેમજ થતું. પછી તે આજીજી કરી હઝરત મુસાની ખુશામત કરતો; અને તેમની પ્રાર્થના અને દુઆથી સંકટનું નિવારણ થતું. પછી તેઓ પાછા નાસ્તિક થઇ જતા. આખરે

જે જમીનને અમે (બહુ ફળદ્રુપ થવાનો) આશિર્વાદ આપ્યો હતો, (આખરે) તેની પૂર્વ અને પશ્ચિમના અમે એવા લોકોને વારસ બનાવ્યા કે જે (ફિરઔનની પાસે) દુર્બળ ગણાતા હતા. અને (ઓ પયગંબર!) બનીઇસ્રાઈલોએ (ફિરઔ-નનો જોર જુલમ મુગા મુગા રહી) સહન કર્યો, એથી તારા પાલ-નકર્તાનું શુભ વચન * (જે તેણે) બની-ઈસરાઇલો(ને આપ્યું હતું તે તેમ)ના સંબંધમાં પરિપૂર્ણ થયું. અને જે (જુલમી) વર્તણુક ફિરઆન અને તેના લોકો(બની-ઇસરાઇલો તરફ) ચલા-વતા હતા; અને જે (મોટી મોટી) ઉંચી ઈમારતો (તેમની પાસેથી વેઠમાં) બંધાવતા હતા; (એ સઘળું) અમે તોડી પાડયું. ૧૩૭. અને અમે બની-ઇસરાઇલોને સમુદ્રપાર પહોંચાડી દીધા; તો તેમનું એવા લોકોની પાસેથી જવાનું થયું કે જે પોતાની મૂર્તિ(ઓની પૂજા)ને વળગી રહ્યા હતા. (તેમને જોઇ બની-ઈસરાઇલો 'મુસા'ને) કહેવા લાગ્યા કે ઓ 'મુસા'! આ લોકોના જેવા દેવ છે (એવોજ) એક દેવ તું અમને પણ બનાવી આપ (મુસાએ) ઉત્તર આપ્યો કે તમે (ઘણા)

---

તેમનામાં મરકી ફાટી નીકળી, એટલે મધ્યરાત સુધીમાં શહેરમાં દરેક પુરૂષનો પહેલો પુત્ર મરી ગયો. તેઓ પોતાના મરણ પામેલાઓના શોકમાં ડુબી ગયા; અને હઝરત મુસા પોતાના માણસોને લઈ શહેરમાંથી બહાર નીકળી ગયા. બાદ કેટલેક દિવસે ફિરઔને તેમની પુંઠ પકડી અને રાતા સમુદ્ર ઉપર જઈ તેમને મળ્યો. અહીં આ લોકો સુરક્ષિત પાર નીકળી ગયા પણ ફિરઓન પોતાની સેના સાથે ડુબી ગયો.

* શુભ વચન એટલે સીરીયા દેશ ઉપર બની ઇસરાઇલોની સત્તા બેસશે એ વચન.

અજ્ઞાની લોકો છો. ૧૩૮. આ (મૂર્તિપૂજક) લોકો જે (ધર્મ)માં છે તેની ધુળધાણી થનાર છે; અને જે (જે) કર્મો આ લોકો કરતા આવ્યા છે તે સઘળા નિરર્થક છે. ૧૩૯. (મુસાએ એ પણ) કહ્યું શું (તમે એમ ઇચ્છો છો) કે પરમેશ્વર સિવાય બીજો કોઈ ઉપાસ્ય મારે તમારે માટે શોધી આણુવો? અને ખરૂં જોતાં, તેણેજ તમને સકળ જગતના લોકો ઉપર ઉપરીપણું આપ્યું છે. (તો તેના ઉપકારનો બદલો આજ કે?)૧૪૦. અને (ઓ બનીઈસરાઈલો! તે સમય યાદ કરો કે) જ્યારે અમે તમને ફિરઔનના લોકો પાસેથી બચાવ્યા, કે જેઓ તમને (એટલે તમારા વડીલોને) ખરાબમાં ખરાબ દુઃખ પહોંચાડતા હતા; તમારા છોકરાઓને (શોધી શોધી) કતલ કરતા, અને તમારી સ્ત્રીઓ (એટલે છોકરી જાત) ને (પોતાની સેવા કરવા) જીવતી રાખતા; અને એમાં તમારા પાલનકર્તા તરફથી (તમારી સહનશીલતાની) મોટી (સખ્ત) પરીક્ષા હતી. ૧૪૧. અને અમે મુસાને ત્રીસ રાતનો વાયદો કર્યો; અને અમે દશ (રાત તેમાં વધારી તે)થી ત્રીસને પુરી ચાળીસ) કરી નાંખી; અને મુસાના પાલનકર્તાનો (ઠરાવેલ) વાયદો ચાળીસ * રાતનો

* હઝરત મુસા પયગંબરને પરમેશ્વરે વાયદો કર્યો હતો કે તમે તૂર પર્વત ઉપર આવી એક મહિના સુધી ઇશ્વરોપાસના કરો, એટલે અમે તમને તોરાત પુસ્તક આપીએ. જે પ્રમાણે આપણા પયગંબર સાહેબ–પરમેશ્વર તેમને ધન્યવાદ અને શાંતિ બક્ષો–પયગંરીનું કામ ચાલુ કરવા અગાઉ 'હિરા' નામની ગુફામાં એકાંતમાં બેસી ધ્યાન ધરતા હતા તેવાજ પ્રકારનો એકાંતવાસ કદાચ આ પણ હોય. પરમેશ્વરે એક મહિનાને બદલે ચાળીસ દિવસ કર્યા કે હઝરત મુસા પૂર્ણ રીતે પોતાના મનની શુદ્ધિ કરી શકે. ટુંકમાં ચાળીસ દીવસ પુરા થયા પછી તેમને તોરાત પુસ્તક મળ્યું અને તેઓ તૂર પર્વત ઉપરથી નીચે આવ્યા.

(એમ) પુરો થઈ ગયો. અને મુસા (તુર પર્વત ઉપર જતાં) પોતાના ભાઇ 'હારૂન'ને કહી ગયો કે તું મારા લોકોમાં મારા પ્રતિનિધિ તરીકે રહેજે અને (તેમનામાં) સંપ (કાયમ) રાખજે અને ફિસાદખોરોના રસ્તે ચાલતો નહિ. ૧૪૨. અને જ્યારે 'મુસા' અમારા વાયદા પ્રમાણે (તુર પર્વત ઉપર) હાજર થયો અને તેના પાલનકર્તાએ તેની સાથે સંભાષણ કર્યું, ત્યારે (મુસાએ) વિનંતિ કરી કે એ મારા પાલનકર્તા! મને તું (તારૂં) દર્શન આપ; કે હું તને (એક નજર) જોઉં. (પરમેશ્વરે) કહ્યું કે તું મને કદીજ જોઇ શકશે નહિ, પણ હા, (જો એવીજ ઉમેદ હોય તો સામેના આ) પર્વત તરફ જો (કે હું મારા અદભૂત સામર્થ્યથી તે ઉપર બિરાજમાન થઇશ). પછી જો (આ પર્વત) તેની જગાએ સ્થિર રહે તો (માત્ર જાણજે કે) મને પણ તું જોઇ શકશે. પછી જ્યારે તેના પાલનકર્તાએ પર્વત ઉપર (પોતાનું) જાજવલ્ય સ્વરૂપ પ્રકટ કર્યું; ત્યારે (ધતીંકંપ થયો અને પરમેશ્વરે) તેના ચુરેચુરા કરી નાંખ્યા અને 'મુસા' મૂર્છિત થઈ પડયો. બાદ જ્યારે તે શુદ્ધીમાં આવ્યો ત્યારે એમ બોલવા લાગ્યો કે (એ જગતના પાલનકર્તા!) તું પવિત્ર છે; મેં (દર્શનની જે ગેરવાજબી માગણી કરી હતી તે માટે) તારી રૂબરૂ હું પશ્ચાતાપ કરૂં છું. અને (તારા ઉપર) વિશ્વાસ રાખનારાઓમાં પહેલો (વિશ્વાસુ સેવક) હું છું. ૧૪૩. (પરમેશ્વરે) ફરમાવ્યું કે એ 'મુસા'! મેં તને મારી પયગંબરી અને સંભાષણ વડે (બીજા) લોકોમાંથી ચુંટી કહાડયો; માટે જે (તોરાતનો લેખ) મેં તને આપ્યો છે તે લે અને આભાર માનનારામાંનો થા. ૧૪૪. અને અમે (તોરાતની) પાટીઓ પર 'મુસા'(નાં આચરણ) માટે હરતરેહનો બોધ અને દરેક વાતની તપસીલ લખી આપી

હતી; તેથી (અમે 'મુસા'ને આજ્ઞા કરી કે તું) આ (તોરાત પુસ્તક)ને દૃઢપણે પકડી રાખ. (એટલે તે પ્રમાણે આચરણ કર;) અને તારા લોકોને પણ કહે કે આ (પુસ્તક)માંની સૌથી સારી * વાતો તેમણે પકડી લેવી; (અને તેમને એ પણ સમજાવી દે કે) હું તમને જલદીથીજ આજ્ઞાનો † ભંગ કરનારાનું ઘર પણ બતાવી દઈશ; (કે તે કેવું ઉજજડ થાય છે!) ૧૪૫. જે લોક વિના કારણ પૃથ્વીમાં મગરૂર થઈ ફરે છે, તેમને હું મારા હુકમોથી દુરજ રહેવા દઇશ; અને (તેમના અંતઃકરણ એવાં કઠોર કરી નાંખીશ કે) જો તેઓ (આખા જગતમાના) એકેએક ચમત્કાર જોશે તો પણ તેઓ તે ઉપર વિશ્વાસ રાખશે નહિ. અને જો તેઓ સરળ માર્ગ જોઇ લેશે છતાં પણ તેઓ તેને (પોતાના) માર્ગ તરીકે સ્વીકારશે નહિ. અને જો ભુલનો માર્ગ તેઓ

* જે કામો કરવાનો હુકમ છે તે સઘળાં સારાં કામો છે, અને જેની મનાઈ છે તે ખરાબ કામો છે.

† ભાષાંતરમાં અમે જે અર્થ સ્વીકાર્યો છે તે જોતાં આજ્ઞાનો ભંગ કરનારાનું ઘર એટલે ઇજીપ્ત દેશના લોકોનું ઘર છે. કારણ તેમના જોર જુલમને લીધે બની ઇસિરાઇલોને ઇજીપ્ત દેશ છોડવાની જરૂર પડી અને પછી તે પણ ઉજડ થયો. અથવા આજ્ઞાનો ભંગ કરનારાનું ઘર એટલે સીરીયા દેશ જેને માટે બનીઇસિરાઇલોને વચન આપવામાં આવ્યું હતું પણ તે હઝરત મુસાની હયાતીમાં નહિ પણ તેમના મરણ બાદ તેમના હાથમાં આવ્યો. પહેલા અર્થમાં એક જાતનો બોધ છે અને બીજામાં ખુશ ખબર છે. ખુશખબરનો અર્થ લેવામાં ભાષાંતર આ પ્રમાણે થશેઃ-આજ્ઞાનો ભંગ કરનારાનું ઘર પણ બતાવી દઇશ. (અને તમે તેમાં રેહઠાણ કરશો).

જોશે તો તેઓ તેને માર્ગ તરીકે સ્વીકારશે. આ (આડી વર્તણુક તેમનામાં) એ કારણે (ઉત્પન્ન થઇ) કે તેમણે અમારી નિશાનીઓને પાખંડ કહી અને તેની તરફ બેપરવા રહ્યા.૧૪૬. અને જે લોકોએ અમારી નિશાનીઓને તથા છેવટ(ના દિવસ)ના નજરેનજર થવાને ખોટું માન્યું તેમનું કરેલું મુકેલું (સઘળું) નિષ્ફળ ગયું. તેઓ જે (જે ખરાબ) કર્મો (જગતમાં) કરતા હતા તેના સિવાય (બીજો કંઇ) બદલો તેમને આપવામાં આવશે કે ?૧૪૭. અને મુસાના (તૂર પર્વત ઉપર ગયા) પછી તેના લોકોએ પોતાના દરદાગીના (ગાળી નાંખી) તેનું એક એવું વાછરડું બનાવ્યું કે તે એક (નિર્જીવ) સરીર હોઇ તેમાંથી વાછરડાના બોલવા જેવો અવાજ (આવતો; અને તેઓ તેની પૂજા કરવા લાગ્યા.) (મૂર્ખાઓએ) શું એટલું પણ જોયું નહિ કે તે તેમની સાથે વાત પણ કરી શકતું નથી અને તેમને (ધર્મનો એકાદ) માર્ગ પણ બતાવી શકતું નથી? (ગમે તેમ પણ એ લોકો વાછરડાને (ભક્તિ માટે) લઈ બેઠા; અને (એમ કરવાથી તેઓ પોતેજ પોતાના ઉપર) જુલમ કરતા રહ્યા. ૧૪૮. અને જ્યારે તેમણે કરેલું મુકેલું સઘળું તેમની આગળ આવ્યું, (અને તેમને પુષ્કળ પશ્ચાતાપ * થયો;) અને તેમણે પોતાને (સરળ માર્ગ ઉપરથી) ભટકી

* "સોકેતા ફી અયદી હિમ" અરબી વાકયનો લાક્ષણિક અર્થ એવો થાય છે કે 'તેમને પુષ્કળ પશ્ચાતાપ થયો; પણ શબ્દશઃ અર્થ એવો છે કે 'તેમના હાથમાં પાડવામાં આવ્યો' એટલે તેમનું કરેલું મુકેલું કરતલામલકવત એમની આગળ આવ્યું આ વાક્યનું સંપૂર્ણ સ્પષ્ટીકરણ થતાં કોઇ જાતનો ભ્રમ રહે નહિ માટે અમે બન્ને અર્થ આપ્યા છે.

ગયેલા જોયા; ત્યારે તેઓ કહેવા લાગ્યા કે જો અમારો પાલનકર્તા અમારા ઉપર દયા નહિ કરે અને અમને ક્ષમા નહિ કરે તો નિઃસંશય અમે ખોટમાં આવી જઈશું. ૧૪૯. અને જ્યારે મુસા (તૂર પર્વત ઉપરથી) સંતાપ અને ખેદથી ખીન્ન થઈ પોતાના લોકો તરફ પાછો ફર્યો, ત્યારે (તે લોકોને સંબોધી) બોલ્યો કે મારા (ગયા) પછી મારી પાછળ તમે (વાછરડાની ભકિત શરૂ કરી) એ (ઘણું) ખોટું કર્યું. શું તમે લોકો તમારા પાલનકર્તાના હુકમ પહેલાંજ ઉતાવળ કરી બેઠા અને 'મુસા'એ (સંતાપના આવેશમાં) પાટીઓ* ફેંકી દીધી; અને પોતાના ભાઇ (હારૂન)નું માથું (એટલે તેના વાળ) પકડી તેને પોતાની તરફ ખેંચવા લાગ્યો. (આ ઉપરથી હારૂને) કહ્યું કે ઓ મારા સહોદર (ભાઈ!) લોકોએ મને દુર્બળ જાણ્યો અને તેઓ મને લગભગ જીવતોજ મારી નાંખવાના હતા! તો (મને શરમીંદો કરી) તું શત્રુને મારા ઉપર હસાવતો નહિ; અને મને (આ) જુલમગાર લોકોમાં સામેલ કરતો નહિ. ૧૫૦. (આ ઉપરથી સાવચેત થઇ મુસાએ પરમેશ્વર આગળ) પ્રાર્થના કરી કે ઓ મારા પાલનકર્તા! તું મને અને મારા ભાઇને ક્ષમા કર, અને અમને (બન્નેને) તારી દયા(ની છાયા)માં લે; અને તું સઘળા દયા કરનારાઓમાં ઘણોજ દયાળુ છે. ૧૫૧. (પરમેશ્વરે કહ્યું કે ઓ મુસા!) જે લોકો વાછરડાને (ભકિત માટે) લઇ બેઠા છે તેમને જલદીથીજ

* આ તકતાઓ કે પાટીઓ શાનાં બનાવેલાં હતાં તે વિષે મોટો મતભેદ છે. પણ એટલું તો નકકીજ છે કે એમાં દશ ઇશ્વરી આજ્ઞા અને જુનો કરાર લખેલાં હતાં, અને દરેક તકતો દશ બાર હાથ લાંબો હતો.

તેમના પાલનકર્તાનો કોપ પહોંચી વળશે અને આ દુનીયાની જીંદગીમાં ફજેતી (થશે તે જુદીજ,) અને ખોટાં કુભાંડ રચનારાને અમે એવીજ શિક્ષા કરીએછીએ! ૧૫૨. અને જે લોકોએ ખરાબ કામો કર્યાં અને પછી તે બાદ પશ્ચાતાપ કર્યો અને વિશ્વાસ રાખ્યો; તો નિઃસંશય તારો પાલનકર્તા તે (પશ્ચાતાપ) બાદ અલબત ક્ષમાવાન (અને) દયાળુ છે. ૧૫૩. અને જ્યારે મુસાનો ગુસ્સો શાંત થયો, ત્યારે તેણે (તોરાતની) પાટીઓ (જમીન ઉપરથી) ઉંચકી લીધી અને તોરાતના લેખમાં જે લોકો પોતાના પાલનકર્તાથી બ્હીએ છે તેમને માટે (પૂર્ણ) સદબોધ અને વિપુળ) દયા છે. ૧૫૪. અને મુસાએ અમારાં વચન (પ્રમાણે હાજર કરવા) માટે પોતાના લોકોમાંથી સિતેર * માણસો ચુંટી કહાડયાં. પછી જ્યારે તેમને ધર્તીકંપે આવી સપડાવ્યા, ત્યારે (મુસાએ) વિનંતી કરી કે

* હઝરત મુસાએ વાછરડાની પૂજા કરવા માટે પશ્ચાતાપ કરનારા પોતાના લોકોમાંથી સિત્તર માણસોને ચુંટી કહાડયાં અને તેમને તેઓ તૂર પર્વત ઉપર લઇ ગયા. તે લોકોએ ત્યાં પરમેશ્વરને બોલતો સાંભળ્યો. તેમણે હઝરત મુસાને એવી દરખાસ્ત કરી કે જ્યાં સુધી અમે પરમેશ્વરને અમારી આંખે જોઇએ નહિ ત્યાં સુધી અમે તારા બોલવા ઉપર ભરોસો કરનાર નથી કે પરમેશ્વરજ તારી સાથે વાત કરે છે. આ ઉદ્ધતપણાની શિક્ષા તરીકે તેમના ઉપર વિજળી પડી અને તેઓ નાશ પામ્યા. હઝરત મુસાએ પ્રાર્થના કરી કે ઓ પરમેશ્વર! આ લોક બુદ્ધિ વિનાના છે તેમના ઉપર દયા કર. ત્યારે પરમેશ્વરે તેમને ફરીથી સજીવન કર્યા. એ લોકો શા માટે ગયા તે બાબત જો કે મતભેદ છે તો પણ વાકય સંબંધ ઉપરથી એટલું જણાય છે કે તેઓ વાછરડાની પૂજા કરવા માટે પશ્ચાતાપ કરવા સારૂ ગયા હતા.

ઓ મારા પાલનકર્તા! જો તું ઇચ્છતે તો આ લોકોને અને તેમજ મારો તું પહેલાંથીજ નાશ કરી નાંખતે. અમારામાંથી જે લોકો મૂર્ખ છે; તેઓ જે (ખરાબી) કરી બેઠા છે તેની શિક્ષા તરીકે શું તું અમારો નાશ કરી નાંખે છે? આ સઘળું માત્ર તારી કસોટી (અને લીલા) છે. એ (કસોટી) વડે જેને તું ઇચ્છશે તેને ભમાવશે અને જેને ઈચ્છશે તેને સન્માર્ગ ઉપર લાવી મુકશે. તુંજ અમારો મુરબ્બી છે; માટે તુંજ અમને ક્ષમા કર અને અમારી ઉપર દયા કર, અને તું સઘળા ક્ષમા કરનારાઓમાં ઉત્તમ (ક્ષમા કરનારો) છે. ૧૫૫. અને આ લોકમાં અને પરલોકમાં (આ બન્ને)નું કલ્યાણ તું અમારે માટે લખી નાંખ; ખરેખર અમે તારીજ તરફ વળ્યા છીએ (પરમેશ્વરે) કહ્યું કે મારી જે શિક્ષા છે તેથી જેને હું ઇચ્છું છું તેને (પાત્ર સમજી) પીડું છું; અને મારી જે દયા છે તે (પાત્ર અપાત્ર એવી) સઘળી વસ્તુઓમાં વ્યાપી રહેલી છે. તો જે લોકો મારાથી બ્હીને ચાલશે અને ઝકાત આપશે અને જેઓ મારી નિશાનીઓ ઉપર વિશ્વાસ રાખશે તે લોકોનાં નામ ઉપર હું તે (ખાસ કરીને) નોંધી રાખીશ. ૧૫૬. (આમાં મારો હેતુ તે સમયના એવા ગ્રંથધારી લોકો માટે છે કે) જેઓ (મારા આ) મોકલેલા નિરક્ષર*

* નિરક્ષર એ 'ઉમ્મી' શબ્દનો અર્થ છે. નિરક્ષર હોવું એ બીજા સર્વ લોકો સારૂ દૂષણ છે પણ ઇસ્લામના પ્રકાશક હઝરત મોહમદ પયગંબર માટે એ મોટું ભૂષણ હતું તેમને નહિ વાંચતાં આવડતું હતું કે નહિ લખતાં છતાં દિવ્ય પ્રકટીકરણ મારફત તેઓ મોટા મોટા વિદ્વાન અને બહુ શ્રુત લોકોને ઐહિક અને પારલોકિક જ્ઞાન અને વ્યવસ્થા શીખવી ગયા.

ભવિષ્યવાદી (મોહંમદ)નું અનુકરણ કરે છે અને જે(ની ખુવાતી) તેમને પોતાની પાસે 'તોરાત' અને 'ઇંજીલ'માં * લખેલી મળે છે. તે તેમને ભલું (તેજ કરવાને) કહે છે અને તેમને ખરાબ કામની મનાઈ કરે છે; અને તે તેમને માટે શુદ્ધ વસ્તુ હલાલ ઠરાવે છે અને અશુદ્ધ વસ્તુ તેમને માટે હરામ કરે છે; અને (સખત નિયમોનો) બોજો જે તે લોકો(ના માથા) ઉપર (લાધેલો) હતો તે અને જે બેડીઓ † તેમના ઉપર (નંખાએલી) હતી તે સઘળી તે તેમના ઉપરથી ઉતારી લે છે. પછી જે લોકોએ આ (મોહંમદ પયગંમર) ઉપર વિશ્વાસ રાખ્યો અને તેને ટેકો આપ્યો અને તેને મદદ કરી અને (બોધરૂપી) જે પ્રકાશ (એટલે કુરઆન) તેની સાથે મોકલવામાં આવ્યો છે તેની પાછળ પાછળ ચાલ્યા તેજ લોકો (પોતાના હેતુમાં) સફળ થાય છે.૧૫૭.

* તોરાત એટલે જુનો કરાર અનુવાદ અ ૧૮:૧૫-૧૮ અને અ. ૩૩:૨. ઇંજીલ એટલે નવો કરાર, મત્તય અ. ૧૩:૩૧ અને અ. ૨૧:૩૪-૪૦ માર્ક અ. ૧૨:૧ લૂક અ. ૨૦:૯ યોહાન અ. ૧૪:૧૫.૧૬ અને અ. ૨૬, ૩૦ અને અ. ૧૬:૭ માં હઝરત મોહંમદ પયગબરનું નામ કંઇક ગુણ ગુણ સાથે આવ્યું છે તે જુઓ.

† તોરાત વાંચવાથી જણાય છે કે હઝરત મુસાના શાસ્ત્ર પ્રમાણે નમાઝ, અપવાસ શુદ્ધીકરણ (તહારત) અને યજ્ઞ (કુરબાની) વગેરેના નિયમ ઘણા સખત હતા. ટુંકમાં કપડાં ઉપર મલીચ પદાર્થ પડવાથી તે ભાગ કાપી નાંખવો અને શરીરને લાગવાથી તેટલો ભાગ છોલી નાંખવો એવી આજ્ઞા હતી. યહુદીઓના યજ્ઞ વગેરેનાં સંસ્કાર એટલા સખત છે કે કોઇ નીરલોજ યહુદીઓના ધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રાણી હલાલ કરી શકતો હોય.

(ઓ પયગંબર! તું લોકોને) કહે કે ઓ લોકો! હું તમો સઘળા * પાસે તે પરમેશ્વરનો મોકલેલો (આવ્યો) છું કે જેનું આકાશો અને પૃથ્વી ઉપર (અખિલ) રાજ્ય છે. તેના સિવાય બીજો કોઇ ઉપાસ્ય (દેવ) નથી; તેજ જીવાડે છે અને મારે છે પણ તેજ. તો (ઓ લોકો!) પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખો અને તેના મોકલેલા નિરક્ષર ભવિષ્યવાદી (મોહંમદ) ઉપર પણ; કે જે (જાતે પણ) પરમેશ્વર ઉપર અને તેના શબ્દો ઉપર વિશ્વાસ રાખે છે અને તમે તેનું અનુકરણ કરો કે કદાચ તમે સરળ માર્ગ ઉપર આવી જાઓ. ૧૫૮. અને 'મુસા'ના લોકોમાંના કેટલાક લોકો (એવા પણ) છે કે જેઓ સત્ય વાતનો માર્ગ બતાવે છે અને સત્યને અનુલક્ષીને (લોકવ્યવહારમાં) ન્યાય કરે છે. ૧૫૯. અને અમે બનીઇસરાઇલોના ભાગ પાડી બાર કુળ (એટલે વાસ્તવિક એટલાં) રાષ્ટ્રો બનાવ્યાં. અને જ્યારે મુસા પાસે તેના લોકોએ (પીવાને) પાણી માગ્યું, ત્યારે અમે મુસાને પ્રકટીકરણ મારફત ઇશારત કરી કે તું તારી લાકડી પેલા (સામેના) પત્થર ઉપર માર. (લાકડી મારતાં વારજ) પત્થરમાંથી બાર ઝરા ખળાખળ ફુટી નીકળ્યા. પ્રત્યેક કુળસમુહે પોતપોતાની પીવાની જગ્યા ઓળખી લીધી. અને અમે બનીઈસરાઇલો

* હઝરત મોહંમદ પયગંબરનું વિધાન સર્વ માટે છે એ વાત આ ઉપરથી પુરેપુરી સિદ્ધ થાય છે તેથી તેમાં જાત અને વર્ણની કોઈ મર્યાદા અપાતી નથી. જેમ ઇસ્લામ વિશ્વવ્યાપી છે તેમ બીજા કોઇ પણ ધર્મ ગ્રંથમાં વિશ્વધર્મ હોવાનો દાવો જોવામાં આવતો નથી; વળી તેવીજ રીતે ઇસ્લામમાં કોઇપણ અસ્પૃશ્ય ગણાતો નથી.

ઉપર વાદળનો છાંયડો કર્યો અને તેમને માટે મન્ના અને સલ્વા ઉપરથી ઉતાર્યાં; (અને તેમને પરવાનગી આપી) કે આ શુદ્ધ આહાર જે અમે તમને આપ્યો છે તેમાંથી તમે ખાઓ. અને તે લોકોએ (જે આજ્ઞાનો ભંગ કર્યો એટલે પરવાનગી સિવાય તેઓ તે એકઠું કરવા લાગ્યા તો તે આજ્ઞાભંગથી) અમારૂં કંઈ નુકસાન કર્યું નહિ. પરંતુ તેઓએ પોતાનુંજ નુકસાન કર્યું; (એટલે છેવટે મન્ના અને સલ્વાનું આવવું પણ બંધ થઈ ગયું). ૧૬૦. અને જ્યારે બનીઇસરાઇલોને હુકમ કરવામાં આવ્યો કે આ (અરીહા) ગામમાં જઈ રહો અને તેના (ઉત્પન્ન)માંથી જ્યાંથી તમારે જોઇએ ત્યાંથી ખાઓ; અને મ્હોડેથી 'હિત્તતુન'*—ક્ષમા ક્ષમા કહો અને સાષ્ટાંગ નમસ્કાર કરતા દરવાજામાં દાખલ થાઓ; (એમ કરશો) તો અમે તમારા અપરાધો ક્ષમા કરી દઇશું. (અને) જે લોકો (ખરા મનથી અમારા હુકમ) સારી પેઠે બજાવશે તેમને અમે (અમારી તરફથી કંઈ) વધારે પણ આપીશું. ૧૬૧. તેમનામાંના જે લોકો તોફાની હતા તેઓ, જે (ક્ષમાનો) બોલ તેમને કહેવામાં આવ્યો હતો તે બદલી બીજુંજ કંઇ બોલવા લાગ્યા; ત્યારે તેઓ જે તોફાનીપણું કરતા હતા તેના લીધે અમે તેમને માટે આકાશમાંથી શિક્ષા મોકલી. ૧૬૨. અને (ઓ પયગંબર!) બની-ઈસરાઇલોને (યાદ દેવાડવા માટે તેમને) જે ગામ દરીયા કાંઠે આવેલું હતું તેનો (જરા)

---

* આ શબ્દ 'હિત્તતુન' એટલે ક્ષમા ક્ષમા એવો હતો પણ તેને બદલે તે લોકો હિત્તતુન એટલે ધઉં બોલવા લાગ્યા. કારણ તેમના દુર્ગુણી અને તોફાની વર્તનને લીધે તેમને અધ્યાત્મિક વાતની મજા નહિ લાગવાથી આ લોકો ક્ષણભંગુર વસ્તુ તરફ વળ્યા.

જાહેવાલ તો પુછ કે જ્યારે (તેમના વડીલો) શબ્બાથમાં* માર્યાદાનું ઉલ્લંઘન કરવા લાગ્યા; જ્યારે તેમના શબ્બાથને દિવસે તેમની માછલીઓ (પાણીમાંથી) માથું બહાર કાઢી તેમની સામે આવતી હતી; અને તેઓ શબ્બાથ પાળતા નહિ હતા તે દિવસે માછલીઓ તેમની પાસે ફરકતી પણ નહોતી. એ લોકો આજ્ઞાનો ભંગ કરતા હતા તેથી અમે પણ એવીજ રીતે તેમની અજમાયશ કરી જોતા હતા. ૧૬૩. અને જ્યારે તેમનામાંના એક સમૂહે (જે બીજા લોકો શબ્બાથને દિવસે શિકાર કરવાની મનાઈ કરતા હતા તેમને) કહ્યું કે જે લોકોનો પરમેશ્વર નાશ કરનાર છે અથવા તેમને કડક શિક્ષાથી પીડનાર છે એવા લોકોને તમે (ફોગટ) શા માટે ઉપદેશ કરો છો? તેમણે જવાબ આપ્યો કે (અમે તો) તમારા પાલનકર્તા આગળ (અમને) દોષ મુક્ત કરી લેવાના હેતુથી (ઉપદેશ કરીએ છીએ); અને (એ પણ ઉદેશ છે) કે કદાચ એ લોક (પરમેશ્વરથી) બ્હીને વર્તે. ૧૬૪. પણ જ્યારે (આ આજ્ઞાભંજક લોકો) તેમને જે ઉપદેશ કરવામાં આવ્યો હતો ને ભુલી ગયા; ત્યારે જે લોકો ખરાબ કામની મનાઈ કરતા હતા તેમને અમે બચાવી લીધા અને જે લોકો (જાણી જોઈને) જુલમ કરતા રહ્યા તેમને તેઓએ આજ્ઞાનો જે ભંગ કર્યો હતો તેના શાસનાર્થ અમે સખત શિક્ષામાં પકડયા. ૧૬૫. પછી જ્યારે જે કામની તેમને મનાઈ કરવામાં આવતી હતી તેમાં તેઓ મર્યાદા બહાર ગયા. ત્યારે અમે તેમને ફરમાવ્યું

* શબ્બાથ એટલે શનિવારનો દિવસ જે યહુદીઓ પવિત્ર ગણે છે; અને તે દિવસે કંઈપણ કામ કરતા નથી જુઓ પાનું ૪૦ ઉપરની ટીપ.

કે માણસોમાંથી નીકળી ગએલા એવા (તુચ્છ) વાનરો બની જાઓ. (અને તેઓ વાનરો જેવા બની ગયા.) ૧૬૬. અને (ઓ પયગંબર !) બની ઈસરાઇલોને તે સમય યાદ દેવાડ કે) જ્યારે તારા પાલનકર્તાએ (તેમને) સ્પષ્ટ કહ્યું હતું કે તે તેમના ઉપર કયામતના દિવસ સુધી એવા લોકોને (અધિકારી) નીરધી મોકલશે કે જે તેમને (ખરાબમાં) ખરાબ દુઃખ પહોંચાડતા રહેશે. (ઓ પયગંબર!) નિઃસંશય તારો પાલનકર્તા ખરેખર શિક્ષા પણ ઘણી જલ્લદ કરે છે; અને નિઃસંશય તે ક્ષમાવાન (અને) દયાળુ પણ છે. ૧૬૭. અને અમે બની-ઈસરાઇલોને ટુકડીઓ ટુકડીઓ કરી પૃથ્વીમાં (ચારે તરફ) વિખેરી નાંખ્યા. તેમનામાંના કેટલાએક તો સદાચરણી હતા અને તેમનામાંના કેટલાએક તેથી ઉલટા હતા. અને અમે તેમને સુખ અને દુઃખ એ (બન્ને) રીતે અજમાવ્યા કે કદાચ તેઓ (અમારા તરફ) વળે. ૧૬૮. પણ તેમની પછી એવા (નકામા) વંશજો તેમની જગાએ આવ્યા કે જેઓ (વડીલોની જગાએ તોરાત) પુસ્તકના વારસ બન્યા. (પણ તેઓની ચાલ એવી છે કે ઇશ્વરી આજ્ઞામાં ફેરફાર કરવાના બદલામાં તેમને) આ કનિષ્ઠ જગતની કોઇપણ જણસ (મળે તો તે વિના આનાકાનીએ) સ્વીકારે છે. અને (તેમની નજરમાં આ પાપનું કંઇ મહત્વજ હોતું નથી એટલે) તેઓ કહે છે કે અમને (આ પાપની) ક્ષમા* મળીજ જશે. અને જો

* યહુદી ફીર્કે બની-ઇસરાઇલો પ્રતિપાદન કરે છે, કે અમારો પરમેશ્વર સાથેનો સંબંધ ઘણો નિકટનો છે અને કહે છે કે 'અમે પરમેશ્વરનાં છોકરાંઓ અને તેના વાહલાંઓ છીએ; અને કંઈ અમુક દિવસ સિવાય નરકાગ્નિનો અમને સ્પર્શ પણ થનાર નથી.' આથી

એવીજ જાતની એકાદ (ક્ષુલ્લક) વસ્તુ (ફરીથી) તેમની આગળ આવી જાય તો તે પણ તેઓ લઇજ લેશે. શું તે લોકો પાસેથી (તોરાત) પુસ્તકમાંનુ (લખેલું) વચન લેવામાં આવ્યું નથી કે તેમણે સત્ય સિવાય બીજું કંઈજ પરમેશ્વરના સંબંધમાં બોલવું નહિ? અને જે કંઈ તે (પુસ્તક) માં છે તે તેમણે વાંચી લીધું. અને જે લોકો (પરમેશ્વરથી) બ્હીને ચાલે છે તેમને માટે પરલોકનું ઘર (આ જગત કરતાં પણ) ઉત્તમ છે. (ઓ બની-ઈસરાઇલો!) તમે શું (એટલું પણ) સમજતા નથી? ૧૬૯. અને (બની-ઇસરાઈલોમાંના) જે લોકો (તોરાત) પુસ્તકને દ્રઢપણે વળગી રહે છે અને નમાઝ પઢે છે તો એવા સદાચરણી લોકોનો બદલો અમે ફોગટ જવા દઇશું નહિ. ૧૭૦. અને (ઓ પયગંબર! તું તારા વખતના યહુદીઓને તે કાળ પણ યાદ દેવાડ કે) જ્યારે અમે તેમના (વડીલો) ઉપર પર્વતને એવી રીતે લાવી લટકાવ્યો, કે જાણે તે એક છત્તર હોય. અને તેઓ નક્કી સમજ્યા કે આ (પર્વત) તેમના ઉપર (હમણા) પડશેજ. (અને અમે હુકમ આપ્યો કે આ તોરાત પુસ્તક) જે અમે તમને આપ્યું છે તેને દ્રઢ રીતે પકડી રહો અને તેમાં જે કંઇ (લખ્યું) છે તે સ્મરણમાં

તેમના ખોટા દાવાને લીધે તેઓ તોરાત પુસ્તકમાં ફેરફાર કરવાને હિમ્મતવાન થયા હતા. આ વાકયનો અર્થ એવો છે કે ક્ષમા મળશે એવા ભરોસા ઉપર તેમણે તોરાતમાં જે ફેરફાર કર્યો તે વગર કામની હિમ્મતને લીધેજ હતો. આગળ ઉપર પણ એ પુસ્તક તેમના હાથમાં સુરક્ષિત રહેવાનું કહ્યું છે. કંઇ પણ લાંચ તેમની આગળ આવી કે મોઢામાં પાણી છુટવાનું.

રાખો; (કારણ એમ કરવાથી) નવાઈ નથી કે તમે (ઈશ્વરથી) બ્હીને ચાલશો. ૧૭૧. અને (ઓ પયગંબર! આ લોકોને તે વખત પણ યાદ દેવાડ કે) જ્યારે તારા પાલનકર્તાએ 'આદમ'ના છોકરાઓમાંથી એટલે તેમની પીઠમાંથી તેમનો વંશ (બહાર કહાડી) લીધો અને તેમના વિષે ખુદ તેમનેજ સાક્ષી બનાવ્યા. (એવી રીતે કે તેણે તેમને પુછયું) શું હું તમારો પાલનકર્તા * નથી? તે (સર્વ) બોલ્યા, હા. અમે (આ વાતના) સાક્ષી છીએ; (અને અમે આ હેતુથી એ કર્યું કે) રખે કયામતને દિવસે તમે કહેવા લાગો કે અમે તો આ (વાત)થી ગાફેલજ હતા; (વળી અમને કોઇએ કંઇ કહ્યું નહિ.) ૧૭૨. અથવા તમે એમ કહેવા લાગો કે પહેલેથીજ અમારા વડીલોએ (પરમેશ્વરના) સાથી માન્યા અને અમે તેમના વંશજો હતા (કે) તેમની પાછળથી (જગતમાં આવ્યા. વડીલોને જેમ કરતાં જોયા તેમજ અમે પણ કરવા લાગ્યા.) તો (ઓ પરમેશ્વર! પહેલેથી) ચુક કરનારાઓએ જે (ચુક) કરી તેના (અપરાધ) માટે શું તું અમારો નાશ કરી નાંખે છે? ૧૭૩.

---

* પરમેશ્વર અમો માનવોને પોતાના પયગંબરો મારફત વખતો વખત આ અનાદિકાળનો કરાર યાદ દેવાડે છે. વળી તેણે માણસની મનોવૃત્તી પણ એવી કરી છે કે તેને પોતાનેજ સમજાય છે કે પરમેશ્વર છે અને તે એકજ છે; એ બાબત કંઇ પ્રમાણની જરૂર નથી. મનુષ્યનું અંતઃકરણ આપોઆપ સાક્ષી પુરે છે અને એ વિચાર આપોઆપ તેના મનમાં ઉત્પન્ન થાય છે. ટુંકમાં માનવ સૃષ્ટિની રચનાજ એવી થઇ છે કે તે પરમેશ્વરના અસ્તિત્વની ના પાડી શકતો નથી. ગમે તેવા માથાના ફરેલ લોકોને પણ સંકટ સમયે પરમેશ્વરનું સ્મરણ થયા વિના રહેતું નથી.

અને અમે એવીજ રીતે (અમારી) નિશાનીઓનું સવિસ્તર વર્ણન કરીએ છીએ કે કદાચ એ લોકો (અમારી તરફ) વળે. ૧૭૪. અને (ઓ પયગંબર ! તું) આ લોકોને અમે જે મનુષ્યને * અમારા ચમત્કાર આપ્યા હતા અને તેણે તે કાંચળી ફેંકી દીધી; કે તરતજ શેતાન તેની પાછળ પડયો (અને તેણે તેને ભમાવ્યો.). ત્યારે તે ભમેલા (લોકો) માં જઈ સામેલ થયો, એવા તે માણુસની હકીકત વાંચી

* આ એવા એક માણુસ માટે ઇશારો છે કે તે એક મોટો ઇશ્વર ભકત હતો. ભાષ્યકારો લખે છે કે તેનું નામ 'બલઅમે બાઉર' હતું. દુર્દૈવે કરી તેનાથી કંઇ પાપ થયું. જે જે ચમત્કાર તેને પ્રાપ્ત થયા હતા તે સર્વ તેની પાસેથી લઇ લેવામાં આવ્યા; જાણે કે પરમેશ્વરની ખુશનુદીની તેને જે ખિલત મળી હતી તે તેણે ઉતારી નાંખી અને જે ચમત્કાર ઉપર જગતની માન્યતાનો આધાર હતો તે પણ નાશ પામી ગઇ તેના મનમાંથી પરમેશ્વરનો ભય જતો રહ્યો અને તે સર્વ રીતે હલકાઇ પામેલો પુરૂષ થઈ ગયો. ધોબીનો કુતરો નહી ઘરનો કે નહિ ઘાટનો તેના જેવો તે થયો. બરાબર આજ સ્થિતિ યાહુદીઓની થઈ કેમકે ઇશ્વરની આજ્ઞાનો ભંગ કરવા માટે તેમનું આ દુનીયામાંનું રાજ્ય ગયું અને પરલોક વિષેની પાયમાલી એથી પણ વધારે થઈ. કુતરાની જીભ બહાર કહાડવાનો જે મજકુર છે તેમાં તુલનાત્મક સામ્ય નથી. પણ કુતરાના હીનપણા અને ક્ષુલ્લકપણાની સ્થિતિનું વર્ણન છે. જીભ બહાર કહાડવાથી સમજાય છે કે તેના ઉપર મોટું સંકટ આવી પડયું છે અથવા તેને તરસ લાગી છે અને એ દુ:ખ તે જીભ બહાર કહાડી દર્શાવે છે. એટલે તે માણુસ કુતરાના જેવો તુચ્છ થઇ ગયો. અને તે એકલોજ નહિ પણ જે યહુદીઓએ પરમેશ્વરની નિશાનીઓને પાખંડ ગણી તેઓ પણ તેવાજ તુચ્છ થયા.

સંભળાવ. ૧૭૫. અને જો અમે ઇચ્છયું હોત તો તેજ (ચમત્કારના) પ્રતાપે અમે તેને ઉચ્ચપદ આપ્યું હોત. પરંતુ તે આ દુનીયા (ની અધોગતી) તરફજ ઝુકી રહ્યો અને પોતાની મનોવાસના પ્રમાણે વર્તવા લાગ્યો. એટલે તેની ઉપમા કુતરાની ઉપમા જેવી થઇ ગઈ; કે જો તું તેની ઉપર હુમલો કરશે તો તે જીભ બહાર કહાડશે. અથવા તું તેને (તેનીજ સ્થિતિ ઉપર) છોડી દેશે તો પણ તે જીભ બહાર કહાડશે. જે લોકોએ અમારી નિશાનીઓને જુઠી ગણી કહાડી તે લોકોની આજ ગતિ છે. તો (ઓ પયગંબર !) એ વાતો (એ લોકોને) નિવેદન કર કે કદાચ એ લોક વિચાર કરે. ૧૭૬. જે લોકોએ અમારી નિશાનીઓને પાખંડ ગણી તેમની (કેટલી બધી) ખરાબ સ્થિતિ છે ! અને (તેમના આ પાખંડ ગણવાથી) તેઓ પોતે પોતાનુંજ નુકસાન કરતા રહ્યા છે. ૧૭૭. પરમેશ્વર જેને સન્માર્ગની બુદ્ધિ આપશે તેજ સન્માર્ગે લાગેલો અને જેને તે ભમાવી* નાંખશે તેજ લોકો

---

* કુરઆનમાં જ્યાં જ્યાં આ પ્રકારનો મજકુર આવે છે. અને એવાં સ્થળ પુષ્કળ છે કે જેમાં પરમેશ્વરે સન્માર્ગ અને કુમાર્ગ દેખાડવાનું પોતાનું કામ જણાવેલ છે. તેનો મુખ્ય હેતુ આ છે કે પયગંબર સાહેબે નાસ્તિકોના અસ્વિકારથી દલગીર થવું નહિ અને સમજવું કે એ બન્ને માર્ગ પરમેશ્વર તરફથીજ નક્કી થયા છે. તે જેને ઇચ્છે છે તેને સરળ માર્ગ બતાવે છે અને જેને ઇચ્છે છે તેને ભમાવે છે; એટલે કે પરમેશ્વર ધારે તો મનુષ્યના બદલે તે દેવદૂત પેદા કરે અને તેમની પ્રકૃતિ અને સ્વભાવમાં નાસ્તિકપણા તથા પાપનો અંશ પણ ન હોય. પરંતુ તેણે એક હેતુથી જેનું પ્રયોજન તેજ સારી પેઠે સમજે છે માણસને સારાસારનો વિચાર તથા વિવેક

નુકસાન ભોગવનારા છે.૧૭૮. અને ખરેખર અમે ઘણાખરા જીન્નો-દૈવત અને માણસો 'જહન્નમ' માટેજ નિર્માણ કર્યા છે. તેમને અંતઃકરણો છે, (પણ) તેઓ તે વડે સમજવાનું કામ લેતા નથી. અને તેમને કાન છે (પણ) તેઓ તે વડે સાંભળવાનું કામ લેતા નથી. (ટુંકમાં) એ લોકો ચોપગાં જનાવર સરખા છે, બલ્કે (તેમના કરતાં પણ) તેઓ વધારે બ્હેકેલા છે. એજ તે લોકો છે કે જેઓ (ધર્મ તરફ બિલકુલ) બેદરકાર છે. ૧૮૯. અને પરમેશ્વરના (સઘળાજ) અતિ સુંદર નામો છે. માટે તેના નામો લઈ તેને (જે મરજીમાં આવે તે નામે) બોલાવો. અને જે લોક તેના નામો સાથે નાસ્તિકપણું* કરે છે તેમને (તેમનીજ સ્થિતિ ઉપર) છોડી દો; તેઓ જે જે કંઇ કરે છે તેનો બદલો તેમને જલદીથીજ આપવામાં આવશે. ૧૮૦ અને અમે જે (સૃષ્ટિ) નિર્માણ કરી છે તેમાં એવી પણ એક પ્રજા છે કે જેઓ સત્યનોજ માર્ગ બતાવે છે અને તેનેજ અનુસરીને (લોકોની બાબતમાં) ન્યાય પણ

---

કરવાની શકિત આપી અને તેને સ્વતંત્ર કર્તા ભોક્તા બનાવ્યો, કે જોઇએ તો તેણે પુણ્ય અને વિશ્વાસનો માર્ગ સ્વીકારવો અને જોઇએ તો પાપ, નાસ્તિકપણા અથવા અવિશ્વાસનો માર્ગ લેવો. પુણ્યશીલ અને વિશ્વાસુ અથવા પાપી અને અવિશ્વાસુ બનવું એ મનુષ્યનું કામ છે. મનુષ્યને વિચારશક્તિ અને અધિકાર આપવાં એ પરમેશ્વરનું કામ છે.

* નામ સાથે નાસ્કિપણું કરવાની અનેક રીત છે. તેમાં એક એ કે જે વિશેષણો પરમેશ્વરનેજ યોગ્ય છે તે બીજા કોઇને લગાડવાં, જેમ કે પ્રભુ, અન્નદાતા સર્વશકિતમાન સર્વજ્ઞાની વગેરે પરમેશ્વર સિવાય બીજા કોઇને લગાડવાં એ નાસ્તિકપણું છે.

કરે છે. ૧૮૧. અને જે લોકોએ અમારી નિશાનીઓને પાખંડ કહી, અમે તેમને, ખબર પણ પડે નહિ એવી રીતે ધીમે ધીમે (નરકાગ્નિ તરફ) ખેંચી લઇ જઇશું. ૧૮૨. અને હું તેમને (જગતમાં) ઢીલ આપું છું; મારો દાવ ખચિત ઘણોજ પાકો (દાવ) છે. ૧૮૩. અને શું આ લોકોએ વિચાર કર્યો નથી કે એમના સોબતી (એટલે અમારા આ મોહંમદ પયગંબર)ને કોઇ તરેહનું દીવાનપણું છેજ નહિ? તે ખુલ્લે ખુલ્લી રીતે (લોકોને ઈશ્વરી શિક્ષાનો) ભય દેખાડનારો છે એટલુંજ. ૧૮૪. અને શું આ લોકોએ આકાશ અને પૃથ્વીની રાજ્યવ્યવસ્થાનું અને પરમેશ્વરે નિર્માણ કરેલી એકાદ વસ્તુનું પણ અવલોકન કર્યું નહિ? અને તેમજ આ વાતનું પણ કે નવાઇ નથી કે તેમનો (મરણ) કાળ પાસે આવી લાગ્યો હોય! તો હવે (આટલું સમજાવ્યા) પછી પણ બીજી એવી કઇ વાત છે કે જેના ઉપર તેઓ વિશ્વાસ રાખશે? ૧૮૫. જેને પરમેશ્વર બહેકાવશે તેને કોઇપણ સન્માર્ગ દેખાડનારો નથી. અને પરમેશ્વરજ આ (નાસ્તિકો)ને (તેમની સ્થિતિ ઉપર) છોડી દે છે કે તેઓ પોતાની શીરજોરી અને જક્કીપણામાંજ ભટકતા ફરે. ૧૮૬. (ઓ પયગંબર! લોકો) તને (કયામતની) ઘડી વિષે પુછે છે કે શું તે કયારે થવાની છે? તું (તેમને) જવાબ આપ કે તેનું જ્ઞાન તો માત્ર મારા પાલનકર્તાનેજ છે. તેજ માત્ર તેને તેના (નિયમિત) વખતે ખુલ્લો કરી બતાવશે (તે એક ઘણી) ભારે બાબત છે કે આકાશ અને પૃથ્વી ઉપર (બનશે. કયામતની) ઘડી તદ્દન એકાએકજ તમો લોકો આગળ આવી પડશે. (ઓ પયગંબર!)

એ લોકો તને (કયામતનો અહેવાલ એવા આગ્રહથી) પુછે છે કે જાણે તું તેની શોધમાંજ મચી રહ્યો હોય (અને તને તેના વખતની ખબર હોય! તું તેમને) કહે કે કયામતનું જ્ઞાન તો ફક્ત પરમેશ્વરનેજ છે. પરંતુ ઘણા ખરા લોકો સમજતા નથી. ૧૮૭. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે મારો પોતાનો કંઈ નફો કે કંઈ નુકશાન પણ મારા અખત્યારમાં નથી. (હું ઘણી બાબતોની ઇચ્છા કરૂં છું) પરંતુ જે પરમેશ્વર ઇચ્છે છે તેજ (થાય છે). અને જો હું અદૃશ્ય ગેબની (વાત) જાણતો હોત તો મેં મારો ઘણો ખરો ફાયદો કરી લીધો હોત; અને મને (કોઈ જાતનું) નુકસાન પણ પહોંચત નહિ. હું તો જે લોકો વિશ્વાસ રાખે છે તેમને નરકાગ્નિનો ભય દેખાડનારો અને (સ્વર્ગની) સુવાર્તા સંભળાવનારો છું, એટલુંજ. ૧૮૮. (ઓ લોકો!) તેજ એવો (પરમસમર્થ) છે કે જેણે તમને એક તન મન (એટલે આદમ)માંથી નિર્માણ કર્યા અને તેમાંથીજ તેણે તેનું જોડું બનાવ્યું કે જેથી કરી પુરૂષ સ્ત્રીની સાથે (પ્રેમથી) સુખચેનમાં રહે. પછી જ્યારે તે તેણીને બાઝી પડે છે ત્યારે તેણી એક હલકો ગર્ભ ધારણ કરે છે; અને પછી તેણી તે (ગર્ભ)ને લઈ ફરે છે. પછી જ્યારે તે (ગર્ભ) ભારે થઈ જાય છે ત્યારે (પતી પત્નિ) એ બન્ને પરમેશ્વર જે તેમનો પાલનકર્તા (છે) તેનું આવાહન કરે છે કે (ઓ પરમેશ્વર!) જો તું અમને (જીવતું) પુરૂં છોકરૂં આપે તો અમે ખરેખર (તારો) ઉપકાર) માનનારાઓમાંના થઈશું. ૧૮૯. પછી જ્યારે (પરમેશ્વર) તેમને (જીવતું) પુરૂં છોકરૂં આપે છે; ત્યારે પરમેશ્વરે તેમને જે (સંતતિ) આપી

હતી તેમાં (બીજાઓને) પરમેશ્વરના ભાગીદારો* બનાવવા માંડે છે. પણ જેને તેઓ (પરમેશ્વરનો) જોડીદાર માને છે તેનાથી પરમેશ્વર (ઘણો) મહાન છે! ૧૯૦. શું તેઓ એવા (કલ્પિત ઉપાસ્યોને એટલે દેવો)ને પરમેશ્વરના જોડીદાર બનાવે છે કે જેઓ કોઇ પણ વસ્તુ નિર્માણ કરી શકતા નથી; અને તેમને પોતાને પણ(પરમેશ્વરે) નિર્માણ કરેલા છે ? ૧૯૧. અને આ (જોડીદાર માનનારાઓ)ની મદદ કરવાનું સામર્થ્ય તેમનામાં નથી અને તેઓ પોતે પણ પોતાને મદદ કરી શકતા નથી. ૧૯૨. અને જો તમે તેમને સરળ માર્ગ તરફ બોલાવશો, તો તેઓ (નિર્જીવ હોવાને લીધે) તમારા કહ્યા પ્રમાણે ચાલી શકનાર નથી. (તો તેઓ બીજાને માર્ગ શું બતાવી શકવાના હતા ?) તમે તેમને બોલાવો તો શું અગર ચુપચુપ રહો તો શું. (આ બન્ને વાત) તમારે માટે તો સરખીજ છે. ૧૯૩. (ઓ મૂર્તિપૂજકો!) તમે પરમેશ્વર સિવાય જે લોકોને (તમારી મદદે) બોલાવો છો, તેઓ પણ તમારા જેવાજ સેવકો છે. તમે તેમને બોલાવી જુઓ; પછી જો તમે (તેમને જોડીદાર માનવામાં) ખરા છો તો તેમણે તમારી ફરીઆદ સાંભળવી જોઇએ. ૧૯૪. તેમને શું એવા પગ છે કે જે વડે તેઓ ચાલે છે? અથવા તેમને એવા હાથ છે કે જે વડે

* એટલે તેમને સંતાન થયું કે તેઓ કહેવા લાગે છે કે અમુક દેવ કે પીરની માનતા લીધી હતી તેણે આ સંતાન આપ્યું. કોઇ કોઈ વાર તે તેનું નામ પણ પીરબક્ષ, સાલારબક્ષ કાલીપ્રસાદ એવાં પીર કે દેવનાં નામ રાખે છે. હદીસમાં પયગંબરનું વચન છે કે લોકોના નામમાં અબ્દુલ્લા એટલે ઇશ્વરદાસ અને અબ્દુર્રહમાન એટલે પરમ દયાળુ પરમેશ્વરનો દાસ એ બે નામ પરમેશ્વરને ઘણાં પસંદ છે.

તેઓ (કંઈ વસ્તુ) પકડે છે? કે તેમને એવી આંખ છે કે જે વડે તેઓ ભાળે છે? અથવા તેમને એવા કાન છે કે જે વડે તેઓ સાંભળે છે? (ઓ પયગંબર! આ લોકોને) કહે કે તમે તમારા (ઠરાવેલા) સાથીદારોને (તમારી મદદે) બોલાવી લો. ત્યાર બાદ (સઘળા મળી) મારા ઉપર તમારો દાવ ચલાવો, અને મને (જરા પણ) વખત આપતા નહિ.૧૯૫. પરમેશ્વર જેણે આ પુસ્તક (એટલે કુરઆન) પ્રકટ કર્યું છે તેજ મારો હિમાયતી છે. અને તેજ (સઘળા) સદાચરણી સેવકોની (મદદ અને) હિમાયત કરે છે. ૧૯૬. અને તેના સિવાય જે (ઉપાસ્યો)ને * તમે (તમારી મદદે) બોલાવો છો તેમનામાં તમને મદદ કરવાનું સામર્થ્ય નથી અને તેઓ જાતે પોતાને પણ મદદ કરી શકતા નથી. ૧૯૭. અને જો તમે તેમને સરળ માર્ગ તરફ બોલાવશો, તો તેઓ (તમારૂં કંઈ પણ) સાંભળનાર નથી. અને (ઓ વાંચક તથા શ્રોતા! દેખાવમાં) તેઓ તને એવા જણાય છે કે (જાણે) તે તારી તરફ (એકી નજરે) જુએ છે; પણ ખરૂં જોતાં, તે જોતા (કરતા કંઇજ) નથી. ૧૯૮. (ઓ પયગંબર!) ક્ષમાશીલતા સ્વીકાર અને (લોકોને) સારાં કામ (કરવાને) કહે અને અજ્ઞાની લોકોથી દૂર રહે. ૧૯૯. અને જો શેતાન તરફથી (વેર વગેરે લેવાની) ઉશ્કેરણી તારા (મન)માં પેદા થાય. તો તું પરમેશ્વરનો આશ્રય માંગ; (કારણ) તે (સઘળાનું) સાંભળે છે (અને સઘળું) જાણે છે. ૨૦૦. જે લોકો (પરમેશ્વરનો) ભય રાખે છે તેમને જ્યારે પણ શેતાન તરફનો એકાદ વિચાર

* અહીં ઉપાસ્ય એટલે મૂર્તિ એવો અર્થ છે. પછી તે ગમે તેની હોય તે સંબંધી કંઇ તકરાર નથી.

સ્પર્શ કરે છે, ત્યારે તેમને (ઈશ્વરી આજ્ઞાનું) સ્મરણ થઈ જાય છે (એટલે તેમની આંખ ઉપરથી પ્રમાદનાં પડળ દૂર થઈ જાય છે;) કે તરતજ તેઓ (સન્માર્ગ) જોવા માંડે છે. ૨૦૧. અને પેલા (નાસ્તિકો)ના બાંધવ (એટલે શેતાનો) તેમને ભૂલના માર્ગ તરફ ખેંચી તાણીને ચલાવે છે; પછી (તેમનો નાશ કરવામાં) મણા રાખતા નથી. ૨૦૨. અને (ઓ પયગંબર !) જ્યારે તું આ લોકો પાસે એકાદ (ખાસ મતલબનું કુરઆનનું) મહાવાકય લાવતો નથી. ત્યારે તેઓ (પોતાના પહેલેથી બાંધેલા ખોટા વિચાર પ્રમાણે) કહે છે કે તેં એ પણ (તારી તરફથી) કેમ રચ્યું* નહિ ? તું (તેમને) કહે કે હું તો (મારી તરફથી કંઈજ રચતો નથી; ઉલટું,) મારા પાલનકર્તા તરફથી જે કંઈ મને પ્રકટ કરવામાં આવે છે તે પ્રમાણેજ હું ચાલુ છું. (ઓ લોકો !) આ (કુરઆન) સુદ્ધબુદ્ધની વાતો છે (કે જે) તમારા પાલનકર્તા તરફથી (આવી છે;) અને જે લોકો (આ ઉપર) વિશ્વાસ રાખે છે તેમને માટે તે સદ્‌બોધ અને દયા છે. ૨૦૩. અને (ઓ લોકો !) જ્યારે કુરઆન વંચાતું હોય ત્યારે (ઘોંઘાટ કરતા નહિ, પણ) ધ્યાન રાખી સાંભળો અને છાનામાના બેસો; નવાઈ નથી કે (તેના પ્રસાદથી) તમારા ઉપર દયા કરવામાં આવે. ૨૦૪. અને (ઓ પયગંબર !) તું તારા મનમાંને મનમાં નમ્રતાપૂર્વક

* જે પ્રમાણે લોકો પયગંબર સાહેબ પાસેથી ખાસ ચમત્કાર માગતા હતા તેજ પ્રમાણે કુરઆનના ખાસ મહાવાકય પણ માગતા હતા. પરમેશ્વરે પયગંબર સાહેબ મારફત જવાબ આપ્યો કે પયગંબર સાહેબ પોતાની તરફથી કુરઆન રચતા નથી. તો તે તમારી માગણી કેવી રીતે પુરી કરે ? તેમ કરવું એ પરમેશ્વરનુંજ કામ છે.

અને બ્હીતાં (બ્હીતાં) મોટા શબ્દે નહિ (પણ મંદસ્વરે) સવાર સાંજ, તારા પાલનકર્તાનું સ્મરણ કર. અને (તેનું સ્મરણ કરવા તરફ) બેદરકાર થતો નહિ. ૨૦૫. જે (દેવદૂતો) તારા પાલનકર્તા પાસે છે તેઓ પણ તેની ભક્તિસેવા કરવાથી અહંકાર કરતા નથી; તેઓ તેનીજ પવિત્રતા વર્ણવે છે અને તેની આગળ સાષ્ટાંગ† નમસ્કાર કરે છે. ૨૦૬.

† આ મહાવાકય વાંચ્યા પછી સિજદો એટલે પરમેશ્વર આગળ સાષ્ટાંગ નમસ્કાર કરવું ઘટે છે; કે જેથી કરી જેમ આત્મા પરમેશ્વરને આધીન થાય છે તેમ શરીર પણ લીન થઇ તેને આધીન થાય.



# અધ્યાય ૮ મો.

## સૂરતુલ–અન્ફાલ.



આ અધ્યાય મદીના શહેરમાં પ્રકટ થયો. એમાં ૭૫ આયાત મહા વાકયો છે. એનું નામ સૂરતુલ–અન્ફાલ એટલે લડાઇમાં મળેલી લૂટનું પ્રકરણ પડવાનું કારણ એ કે બદ્રની લડાઇમાં મળેલી લૂટની વહેંચણી સંબંધી મુસલમાનોને એકબીજા ઉપર એક તરેહનું ગુમાન આવ્યું, દરેક ઇસમ પોતાને વધારે મોટા હિસ્સાનો હકદાર સમજતો હતો; કારણ કે તેણે પોતાના વિચાર પ્રમાણે લડાઇમાં અધિક પ્રયત્ન કર્યો હતો. પણ પરમેશ્વરે તેમને સમજાવ્યું કે તમને જે વિજય મળ્યો છે અથવા લૂટનો માલ હાથ આવ્યો છે તે તમારા પ્રયત્નને લીધે નહિ પણ માત્ર પરમેશ્વરની કૃપાથીજ થયું છે. લૂટનો સઘળોજ માલ પરમેશ્વર અને તેના પયગંબરનો છે. જેને જેટલું આપવામાં આવે તેણે તેટલું ખુશીથી લેવું અને તે પરમેશ્વર અને પયગંબર તરફથી ઇનામ છે એમ સમજવું. એ પ્રમાણે લૂટની વહેંચણી થઈ અને ઝઘડો મટયો.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું શરૂ કરૂં છું.)



(ઓ પયગંબર ! મુસલમાન સિપાઇ) તને લૂટના માલ વિષે પ્રશ્ન કરે છે. (તું તેમને) કહી દે કે લૂટનો માલ તો પરમેશ્વર અને પયગંબરનો છે. તેથી તમે લોક (લૂટના માલની વહેંચણી માટે ઝગડો કરો નહિ અને) પરમેશ્વર (ના કોપ) થી બ્હીતા રહો; અને તમારો પરસ્પર વ્યવહાર

દુરૂસ્ત કરો અને જો તમે (ખરા) મુસલમાનો છો તો પરમેશ્વર અને તેના પયગંબરનો હુકમ માનો. ૧. ખરા) મુસલમાનો માત્ર તેઓજ છે કે જ્યારે પરમેશ્વરનું નામ લેવામાં આવે છે, ત્યારે તેઓનાં અંતઃકરણ ભયભીત થઇ જાય છે; અને જ્યારે પરમેશ્વરનાં મહાવાકયો તેમને વાંચી સંભળાવવામાં આવે છે, ત્યારે તે તેમનો વિશ્વાસ વધારે છે; અને (દરેક સ્થિતિમાં) તેઓ પોતાના પાલનકર્તા ઉપરજ ભરોસો મુકે છે. ૨. અને તેઓ નમાઝ પઢે છે; અને અમે તેમને જે કંઇ આપ્યું છે તેમાંથી (પરમેશ્વરને માર્ગે) ખરચ કરે છે. ૩. એઓજ ખરેખર વિશ્વાસુ છે. એમને માટે એમના પાલનકર્તા આગળ (મોટા મોટા) દરજાઓ છે; અને (પાપની) ક્ષમા અને ઇજ્જત આબરૂની રોજી છે. ૪. (અને ઓ પયગંબર! આ લોકોમાં) જેવો (બદ્રની લડાઇ વખતે હઠીલાઈ ભરેલો વાદવિવાદ શરૂ થયો હતો તેવોજ આ લૂટના માલ સંબંધી થયો છે;) કે તારા પાલનકર્તાએ (લડાઇની બે બાજુમાંથી) ખરી (બાજુ) લઇ તને તારા ઘરમાંથી નીકળવાને પ્રવૃત્ત કર્યો. અને ખરૂં જોતાં, મુસલમાનોનો એક પક્ષ (તારા નીકળીને ઉભા રહેવાથી તે વખતે પણ) નાખુશજ હતો. ૫. (કારણ) તે લોકો (સત્ય વાત) જાહેર થયા પછી તારી સાથે સત્ય વાતમાં ઝગડો કરવા મંડયા (અને હબક ખાઇ પાછળ હટવા લાગ્યા.) જાણે કે તેમને (બળાજબરીથી) મૃત્યુ તરફ હડસેલવામાં આવતા હોય અને તેઓ (મૃત્યુને નજરો નજર) જોતા હોય. ૬. અને (ઓ મુસલમાનો! આ તે વખત હતો કે) જ્યારે પરમેશ્વર તમો (મુસલમાનો)ને વચન આપતો હતો કે (મક્કાના મૂર્તિપૂજકોના) બે પક્ષમાંથી

(કોઇ પણ) એકજ (પક્ષને સામસામા મળી તમે લડશો તો તે) તમારા હાથમાં આવી જશે. અને તમે એવું ઇચ્છતા હતા કે નિઃશસ્ત્ર (છે તે) તમારા હાથમાં આવે. અને પરમેશ્વરની મરજી એવી હતી કે તે પોતાના શબ્દો (હુકમ) વડે સત્ય (ધર્મ) જાહેર કરે અને નાસ્તિકોનો સમૂળો નાશ કરી નાંખે; ૭. એટલા માટે કે તે સત્યને સત્ય અને અસત્યને અસત્ય કરી બતાવે; પછી જો કે (તે) પાપી ચંડાળોને પસંદ પડતું ન હોય ૮. આ તે વખત હતો કે તમે (મુસલમાનો) તમારા પાલનકર્તા આગળ ફરીયાદ કરતા હતા; તો તેણે તમારી દાદ સાંભળી (અને કહ્યું) કે હું લાગલાગટ એક હજાર દેવદૂતો સાથે તમારી મદદ કરીશ. ૯. અને આ (દૂતોની મદદ) જે પરમેશ્વરે કરી તે માત્ર (તમને) ખુશ કરવા માટે (કરી) અને વળી એટલા માટે કે તેથી કરી તમારા અંતઃકરણો સમાધાન પામે. અને (આમ પણ) વિજય તો પરમેશ્વર તરફથીજ છે. પરમેશ્વર પરમસમર્થ (અને) સત્યસંકલ્પ છે. ૧૦. (આ તે વખત હતો કે જ્યારે) પરમેશ્વર પોતાની તરફથી (તમો મુસલમાનોની) સલામતી (તથા અભય) ને માટે તમારી ઉપર નિદ્રા ફેલાવતો હતો અને આકાશમાંથી તમારા ઉપર પાણી વરસાવતો હતો કે તેથી કરીને તે તમને પાક કરે અને શેતાનની નાપાકી (અમંગળપણું) તમારાથી દૂર કરી નાંખે; અને એટલા માટે કે તે તમારા મનને મજબૂત કરે અને તે (પાણી) વડેજ (લડાઇના રેતાળ મેદાનમાં તમારા) પગ ઠેરવી રાખે ૧૧. (ઓ પયગંબર! આ તે વખત હતો કે) જ્યારે તારો પાલનકર્તા દૂતોને ફરમાવતો હતો કે હું તમારી સાથે છું; માટે તમે

મુસલમાનોને હિમ્મત આપો. હું જલદીથીજ જેઓ નાસ્તિક છે તેમના મનમાં દહેશત ઘાલીશ. (ઠીક) તો લગાવો (આ નાસ્તિકોની) ગરદનો ઉપર અને લગાવો તેમના (આંગળાંના) પ્રત્યેક ટેરવા ઉપર. ૧૨. આ એ બાબતની શિક્ષા છે કે તેમણે પરમેશ્વર અને તેના પયગંબર સાથે વિરોધ કર્યો. અને જે કોઈ પરમેશ્વર અને તેના પયગંબર સાથે વિરોધ કરશે. (તેને એવીજ શિક્ષા મળશે; કારણ) પરમેશ્વર શિક્ષા (કરવા) માં ઘણો સખત છે. ૧૩. (ઓ નાસ્તિકો! તમારે માટે) આજ (શિક્ષા) છે; તો એનો (જરા) સ્વાદ ચાખો; અને (જાણજો) કે (આખરે) નાસ્તિકોને નરકાગ્નિની શિક્ષા (થવાની) છે. ૧૪. ઓ મુસલમાનો! જ્યારે (લડાઈના હેતુથી) ટોળાબંધ (થઈ આવેલા) નાસ્તિકો સાથે તમારા (લશ્કરનો) ભેટો થશે, ત્યારે તેમને પીઠ બતાવતા નહિ. ૧૫. અને જે કોઇ તે દિવસે (એવે પ્રસંગે) નાસ્તિકોને પોતાની પીઠ બતાવશે, તો (સમજજો કે) તે પરમેશ્વરના કોપમાં આવી ગયો અને (આખરે) તેનું ઠેકાણું 'જહન્નમ' થશે, અને તે (ઘણીજ) ખરાબ જગા છે; પણ તે લડાઇ કરવા માટે પાછો ફરે અથવા (નાસ્તિકોની સામેથી પોતાના) પક્ષમાં જઇ મળે (તો હકરત નહિ.) ૧૬. પણ (મુસલમાનો!) તમે નાસ્તિકોને મારી નાંખ્યા નથી. પરંતુ તેમને પરમેશ્વરે મારી નાંખ્યા. અને (ઓ પયગંબર!) જ્યારે તેં (ધૂળ ફેંકી ત્યારે તેં તે) ફેંકી નહોતી. પણ પરમેશ્વરે ફેંકી હતી. (એટલા માટે કે નાસ્તિકપણાનો પાયો તે ડગમગાવી મુકે) અને એ કે મુસલમાનોને પોતાની તરફથી કસોટી ઉપર મુકી સારી બક્ષીસ (એટલે યશ) આપે. નિઃસંશય પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને

સઘળું) જાણે છે. ૧૭. આ બાબત (સારી રીતે સાંભળી રાખ) અને (જાણી લે કે) ખરેખર પરમેશ્વર નાસ્તિકોના કાવતરાં*

* પાંચમા વાક્યથી અહીં સુધી બદ્રની લડાઈના વૃત્તાંતનું દિગ્દર્શન છે. એનો ટુંકમાં અહેવાલ એવો છે કે હઝરત મોહંમદ પયગંબર સાહેબ–પરમેશ્વર તેમને ધન્યવાદ અને શાંતિ બક્ષો–મક્કાના નાસ્તિકોના ત્રાસથી લાચાર થઈ મદીનામાં આવી રહ્યા હતા; અને મુસલમાનોમાંથી જેને જેને તક મળતી તે પણ ત્યાં ચાલ્યો આવતો હતો. એમ છતાં પણ નાસ્તિક લોકો મુસલમાનોને સુખેથી બેસવા દેતા નહિ. અને તોફાનની શરૂઆત થઇ ગઇ હતી. એટલામાં પયગંબર સાહેબને ખબર થઇ કે મૂર્તિપૂજક કુરેશીઓની વણજાર સીરીયા દેશમાંથી વેપારી માલ લઈ મક્કે જાય છે. પયગંબર સાહેબે વિચાર કર્યો કે આગળના બંદોબસ્ત માટે અને નાસ્તિકોનું જોર તોડી પાડવા માટે મુસલમાનોએ યુદ્ધબળ અને હિમ્મત બતાવવાની આ ઉત્તમ તક છે; અને તે વણજાર ઉપર ચડાઇ કરવાના વિચારથી મુસલમાનોને લઇ નીકળ્યા. તે તરફ મક્કાના રઇશોને પોતાના કાફલાની અને મુસલમાનોના ઇરદાની બાતમી મળી, એટલે અબુજહલ પ્રચંડ સૈન્ય એકઠું કરી વણજારની મદદે નીકળ્યો. વણજારે સમુદ્રકાંઠાનો માર્ગ લીધો અને મુસલમાનોના મારામાંથી બચી ગયા પરંતુ અબુજહલ બદ્ર લગી ચાલ્યો આવ્યો. તે વખતે મુસલમાનોમાં મતભેદ ઉત્પન્ન થયો. કટલાકે કહ્યું કે અમે તો વણજાર ઉપર હુમલો કરવા માટે આવ્યા હતા તો આપણે તેનીજ પુઠ પકડવી જોઇએ, અને પયગંબર સાહેબને એ ઘટતું દેખાતું હતું કે દુશ્મન છાતી ઉપર ચડી આવે છે તેને અટકાવવો જરૂરનો છે. આખરે પયગંબર સાહેબના સમજાવવાથી અબુજહલ સાથે લડાઇ કરવાનું નક્કી થયું; અને મુસલમાનો જો કે સંખ્યામાં થોડા હતા અને તેમની પાસે શસ્ત્ર વગેરે સામગ્રી પુરતી નહોતી તો પણ પરમેશ્વરે તેમને નાસ્તિકો ઉપર વિજયી કર્યા. આ બદ્રની લડાઇનું

કમજોર કરનાર છે. ૧૮. (ઓ મક્કાના રહેવાસીઓ) તમે જે જય માગતા હતા, (કે જે કોઇ સત્ય માર્ગે હોય તેનો જય થાય,) તો (લો) જય પણ તમારી સામે આવી ઉભો છે; (એટલે મુસલમાન વિજયી થયા. તો પછી ઇસ્લામ

વૃત્તાંત થયું. હવે ઉપરનાં વાક્યોમાં આવેલા શબ્દો વિષે વિવેચન કરવું જરૂરનું છે. (પહેલું) 'સત્ય વાત પ્રગટ થયા પછી' એનો અર્થ એટલોજ કે લોકોને ખબર પડી હતી કે પયગંબર સાહેબ ખરેખરજ પરમેશ્વરના પયગંબર છે અને તેઓ જેમ કહે છે તેમ ઇસ્લામની સત્તા નાસ્તિકો ઉપર ચાલશે ત્યારે અબુજહલની ફોજની સામે થવામાં પયગંબરની મરજી વિરૂદ્ધ ફરી જવું એ તેમને માટે યોગ્ય નહોતું. (બીજું.) એ કે દેવદૂતોનો ઉલ્લેખ એટલે મુસલમાનોનાં સાંત્વન માટે પરમેશ્વરે દૂતોની મદદ આપી હતી; પહેલાં એક હજાર પછી ત્રણ હજાર અને તે પછી પાંચ હજાર દૂતોનું આવવું એ એક બહારનું જાહેર કારણ છે, નહિ તો પરમેશ્વરની અમસ્તી આજ્ઞાજ બસ હતી. (ત્રીજું). ઉંઘનું ઝુકણુ અને વરસાદનો મજકુર છે. મનની અસ્વસ્થતા દૂર કરવા માટે મુસલમાનોને થોડી ઉંઘ આવવા લાગી અને કેટલાકને સ્વપ્નું આવતાં સ્નાન કરવાની જરૂર લાગી. પછી રાતના વરસાદ પડ્યો અરેબીઆમાં વરસાદની જરૂર છે અને ખાસ કરીને જ્યારે અબુજહલે બદ્રના તળાવનો કબજો લીધો હતો. વરસાદ નહિ આવે તો મુસલમાનોની તરસ છીપતે નહિ. પણ વરસાદ આવતાં એટલે સઘળા નાહી ધોઇ સાફ તાજા થયા; અને પાણીની ફીકર રહી નહિ. તેમણે શત્રુ સાથે લડી તેનો પરાભવ કર્યો; પયગંબરે મુઠીભર ધુળ નાંખી તે સઘળા નાસ્તિકોની આંખમાં પડવાથી તેઓ આંધળા થયા, અને ૩૧૩ માણસોએ ૧૦૦૦ નો ઘાણ કાઢી નાંખ્યો આ પયગંબર સાહેબનો ચમત્કાર હતો. આ લડાઇથી નાસ્તિકોની ખોડ ભાંગી અને મુસલમાનોની હિંમત વધી ગઇ.

સ્વીકારવામાં તમને શી અડચણ છે?) અને જો (હવે પછી ઇસ્લામ(ના વિરોધ)થી અટકી રહેશો તો તે તમારે માટે ઉત્તમ છે. પણ જો ફરીથી (ઇસ્લામનો વિરોધ) કરશો તો અમે પણ ફરીથી (ઇસ્લામીઓને મદદ) કરીશું. અને તમારો જથો જો કે બહુ મોટો હશે તો પણ તે તમને કંઈપણ કામ આવવાનો નથી. અને એ (પણ જાણજો) કે પરમેશ્વર ખરેખર વિશ્વાસુ–મુસલમાનોની સાથેજ છે. ૧૯. ઓ મુસલમાનો! પરમેશ્વર અને તેના પયગંબરનો હુકમ માનો અને તેના (હુકમ) તરફથી મોઢું ફેરવતા નહિ; અને (અમારો હુકમ તો) તમે સાંભળોજ છો. ૨૦. અને જે લોકોએ (મોઢેથી) કહી દીધું કે અમે સાંભળ્યું અને ખરૂં જોવા જઈએ, તો તેઓ સાંભળતા (કંઇજ) નથી, એવા લોકો જેવા તમે થતા નહિ. ૨૧. પરમેશ્વર આગળ સર્વ પ્રાણીઓમાં ખરાબ (પ્રાણી આ નાસ્તિક છે;) બહેરાં, મુગાં એવા કે જેઓ (કંઇ) સમજતા નથી. ૨૨. અને જો પરમેશ્વરે એમનામાં (કંઇ પણ) સારાપણું જાણ્યું હોત તો તેણે તેમને સાંભળવાની યોગ્યતા પણ આપી હોત; પણ જો તે તેમને સાંભળવા દેશે તો તેઓ મ્હોંડું ફેરવી ઉલટા ફરી જશે. ૨૩. ઓ મુસલમાનો! જ્યારે (અમારો આ) પયગંબર (મોહંમદ) તમને એવા (ધર્મ) તરફ બોલાવે કે જે તમારામાં (નવું) ચૈતન્ય આણે ત્યારે તમે પરમેશ્વર અને પયગંબરના હુકમ (એકાગ્રચિતે સાંભળો અને) માન્ય કરો; અને જાણજો કે પરમેશ્વર (એવો પરમ સમર્થ છે કે તે) માણસની અને તેના અંતઃકરણ(ના ઈરાદા)ની આડે આવી જાય છે. અને એ પણ (જાણજો) કે (આખરે) તમો (સઘળા)ને તેની હજુરમાં એકઠા હાજર કરવામાં આવશે. ૨૪.

અને તમારામાંથી જે લોકોએ જુલમ કર્યો છે. તેમનેજ ખાસ કરીને જે ફિતુર* લાગુ પડનાર નથી (પણ જે સઘળાનેજ લાગુ પડવાનું છે) એવા ફિતુરથી સાવચેત રહો. અને જાણજો કે પરમેશ્વર શિક્ષાની બાબત ઘણો કડક છે. ૨૫. અને (તે સમય) યાદ કરો કે જ્યારે તમે (મુસલમાનો, મક્કાના) ભૂપ્રદેશમાં થોડાજ હતા (અને) નિર્બળ ગણાતા હતા; (અને) એ વાતથી બ્હીતા હતા કે રખે લોકો તમને જોર જુલમથી પકડી કયાંયે ઉંચકી લઈ જશે; ત્યારે પછી પરમેશ્વરે (તમને 'મદીના'માં) આશ્રય આપ્યો અને પોતાની મદદથી તમને સબળ કર્યો અને તમને સારા સારા પદાર્થ ખાવાને આપ્યા; (આ સઘળા ઉપકાર એટલા માટે) કે તમે કદાચ આભાર માનવા લાગો. ૨૬. ઓ મુસલમાનો! પરમેશ્વર અને પયગંબર સાથે દગલબાજી † કરતા નહિ અને તમારી પોતાની અમાનત (વસ્તુ)માં (પણ) દગલબાજી કરતા નહિ; અને તમે તો (દગલબાજીનાં માઠાં પરિણામથી) વાકેફ છો. ૨૭.

---

* કયામતની શિક્ષા તે દિવસે થવાનીજ છે; તે તો એક દૂર નહિ થઇ શકે એવું સંકટ છે. પણ જગતમાં આ ફિતુર શું ઓછું હતું કે મુસલમાન લોકો બદ્રની પહેલી લડાઇમાં હાર ખાતે તો નાસ્તિકો મુસલમાનોને જીવતા જવા દેત નહિ.

† મુસલમાનો અને નાસ્તિકો વચ્ચે લડાઈ ચાલુ થઇ ત્યાં સુધી મુસલમાનોનાં કુટુંબ મક્કામાં હતાં. મદીનામાં લડાઇની મસલત ચાલતી હતી તેની નાસ્તિકોને ખબર પડે નહિ એ જરૂરનું હતું. મુસલમાનોમાંજ તે ખબર અનામત રહેવી જોઇએ. પણ ધન અને સંતતિના વિચારને આધીન થઇ અહીંની ગુપ્ત મસલત જાહેર કરવી એ પરમેશ્વર અને તેના પયગંબર સાથે દગલબાજી કરવા બરાબર છે.

અને જાણજો કે તમારૂં ધન તથા સંતતિ માત્ર એક (ઐહિક) મોહપાશ છે. અને તેમજ એ કે પરમેશ્વર (એવો) પરમ પવિત્ર છે કે) તેની પાસે (સદાચરણી લોકોને) મોટો બદલો (પ્રાપ્ત) થશે. ૨૮. ઓ મુસલમાનો ! જો તમે પરમેશ્વરથી બ્હીતા રહેશો તો તે તમારે માટે એક ભેદસૂચક* ચિન્હ પેદા કરશે અને તમારાં પાપ તમારા ઉપરથી દૂર કરી નાંખશે અને (આખરે) તમને ક્ષમા પણ કરશે. અને પરમેશ્વર મહા કૃપાનિધી છે. ૨૯. અને (ઓ પયગંબર ! તે સમય યાદ કર કે) જ્યારે નાસ્તિકો તારા ઉપર દાવ ચલાવવા જોતા હતા, કે તેઓ તને (બંદીખાનામાં) પૂરી રાખે અગર તને જીવથી મારી નાંખે અથવા તને દેશ બહાર કાઢી મૂકે અને (પરિસ્થિતિ એવી હતી કે) નાસ્તિકો (પોતાનો) દાવ ચલાવતા હતા અને પરમેશ્વર (પોતાનો) દાવ ચલાવતો હતો. અને પરમેશ્વર, સર્વ દાવ ચલાવનારાઓમાંં ઉત્તમ (દાવ ચલાવનાર) છે. ૩૦.

---

* ભેદસૂચક ચિન્હ પેદા કરવો એટલે તમે પુણ્ય અને ધાર્મિક-પણામાં બીજા લોકો ઉપર શ્રેષ્ઠત્વ ભોગવશો અથવા તમે શત્રુ ઉપર સત્તા ચલાવશો; કે જેથી તમારી અને તેમની વચ્ચે ચોકસ ફરક જણાઇ આવે.

† આ આખા વાક્યમાં, હઝરત પયગંબરના જીવન ચારત્રના એક મોટા મશહુર વૃતાંત-સ્વદેશ ત્યાગ એટલે હિઝરત તરફ ઇસારે છે. ટુંકમાં કહીએ તો મક્કાના નાસ્તિકો શરૂઆતથીજ ઇસ્લા-મના વિરોધી હતા. અને બની શકે તેટલો ઇસ્લામનો પ્રસાર થતો અટકાવતા હતા. પણ જે દીવો પરમેશ્વર રોશન કરે છે તેને કોણ હોલવી શકે છે? જે કોઈ ફુંક મારશે તેનું મોડું બળશે. નાસ્તિકોએ મુસલ-નોને બ્હીવડાવ્યા, ધમકાવ્યા, હેરાન કર્યા પણ ઈસ્લામ તો દિવસે

અને જ્યારે અમારાં મહા વાકયો આ નાસ્તિકોને વાંચી સંભળાવવામાં આવે છે, ત્યારે તેઓ કહે છે કે (હા) અમે સાંભળી લીધાં; જો અમે ધારીએ તો અમે પણ આના જેવુંજ (કુરઆન) બોલી બતાવીએ. આ તો માત્ર પ્રાચીન લોકોની કથાઓ છે! ૩૧. અને (ઓ પયગંબર! તે સમય યાદ કર કે) જ્યારે આ નાસ્તિકોએ પ્રાર્થના કરી કે ઓ પરમેશ્વર! જો આ (ઇસ્લામ

---

દિવસે વધતોજ ચાલ્યો. આખરે સઘળા નિરૂપાય થઇ 'દારૂન્નદવા' નામે જગામાં એકઠા થયા. 'દારૂન્નદવા' એ આપણા મોટાં શહેરોમાં જેમ ટાઉન હોલ અથવા મ્યુનિસિપલ હોલ છે તેવી જગા મક્કામાં હતી. દરેક જાતની પંચાયત ત્યાંજ મળતી. ટુંકમાં દરેક જણે પોતપોતાના વિચારો ત્યાં જણાવ્યા, કોઇએ હદપાર કરવાનું સુચવ્યું; કોઇએ કેદ કરવા જણાવ્યું કે તેમની પાસે કોઈ આવી શકે નહિ, અને કોઇએ એવી સલાહ આપી કે તેમને જીવતા મારી નાંખવા. પુષ્કળ વાતાઘાટ થઈ એવું ઠર્યું કે પુષ્કળ લોકોએ એકઠા મળી તોફાન કરવું અને તેમને એકદમ મારી નાંખવા; અને જે કોઇ તેમના સગાવહાલ તેમના ખૂન માટે બદલો માગે તો તેમને પૈસા આપી રાજી કરવા. હઝરત પયગંબરને જ્યારે આ હકીકતની ખબર પડી ત્યારે હઝરત અલીને પોતાની જગાએ સુવાડી હઝરત અબુબકરને લઈ થૌર નામના પર્વતની ગુફામાં જઇ ભરાયા. દુશ્મનો આખી રાત પયગંબર સાહેબના ઘરને ઘેરો ઘાલી બેઠા હતા. સવાર થતાં જોયું તો પયગંબર સાહેબનો પત્તો નહિ. જેને તેઓ પયગંબર સમજતા હતા તેઓ હઝરત અલી નીકળ્યા. એટલે તેઓ મધમાંખીની પેઠે ચારે દિશાએ શોધ કરવા નીકળી પડયા. જે ગુફામાં હઝરત પયગંબર સાહેબ હતા ત્યાં પણ કેટલાકો આવ્યા; પરંતુ પરમેશ્વરે તેમને આંધળા કરી નાંખ્યાં. હઝરત પયગંબર સાહેબે ત્રણ રાત આજ ગુફામાં કાઢી પછી આડે રસ્તે નીકળી મદીને પહોંચ્યા.

ધર્મ) એજ સત્ય (ધર્મ) છે (અને) તારી તરફથી (પ્રકટ થયો છે), તો તું અમારી ઉપર આકાસમાંથી પથ્થર (નો વરસાદ) વરસાવ અથવા અમારી ઉપર (બીજી કંઇ) દુઃખદાયક શિક્ષા લાવી નાંખ. ૩૨. અને (ઓ પયગંબર !) પરમેશ્વર એવો (અસભ્ય) નથી કે તું આ લોકોની અંદર (હાજર) હોય, અને (તારા હોવા છતાં) તે તેમને શિક્ષા કરે ! અને પરમેશ્વર એવો (દયાહીન પણ) નથી કે (કેટલાક) લોક (પરમેશ્વર પાસે પાપની) ક્ષમા* માગે છે, એમ છતાં તે, તે (સઘળાઓ)ને શિક્ષા કરે ! ૩૩. અને હવે (તું સ્વદેશ ત્યાગ કરી મદીનામાં ચાલ્યો આવ્યો છે, તો) આ મક્કાના નાસ્તિકોને શો હક છે કે એમણે 'મસ્જીદે હરામ' (એટલે કાબાગૃહમાં જવા)થી (મુસલમાનોને) અટકાવ કરવો અને પરમેશ્વરે તેમને શિક્ષા કરવી નહિ ? અને ખરૂં જોતાં, એઓ (જો તેના મુતવલ્લી એટલે વ્યવસ્થાપક થવાનો હક જણાવે છે તો પણ ન્યાયની રીતે) તેના હકદાર નથી. તેના હકદાર તો માત્ર (પરમેશ્વરથી) બ્હીને ચાલનારા† લોકજ છે. પરંતુ આ (નાસ્તિકો)માંથી ઘણાખરા

* હઝરત પયગંબર સાહેબ જેવા ઉદાર મનવાળા તે લોકોમાં હાજર રહેવાના પ્રતાપે અને તેમજ મુસલમાનોની ક્ષમા યાચનાના પ્રભાવે મક્કાના નાસ્તિકો પણ શિક્ષામાંથી બચી ગયા.

† કાબાગૃહની સ્થાપના હઝરત ઇબ્રાહીમ પયગંબરે કરી હતી, અને કુરેશી નાસ્તિક લોકો તેમનાજ વંશના હતા. આજ કારણથી તેઓ પોતાને કાબાગૃહના મુતવલ્લી અથવા સનદી વ્યવસ્થાપક અથવા રક્ષક સમજતા હતા. જેને મરજીમાં આવે તેને અંદર આવવા દેતા અને જેને મરજીમાં આવે તેને અટકાવતા. એઓ નાસ્તિક હોવાને

(આ વાત) સમજતા નથી. ૩૪. અને 'કાબા'ગૃહ આગળ સીસોટી વગાડવા અને તાળીઓ* પાડવા સિવાય બીજી તેમની નમાઝજ શી હતી! તો (ઓ નાસ્તિકો!) તમે જે નાસ્તિકપણું કરતા આવ્યા છો, તેના બદલામાં હવે શિક્ષાનો સ્વાદ ચાખો. ૩૫. એમાં સંશય નથી કે જે લોકો નાસ્તિક છે તેઓ પોતાનું ધન (એટલા માટે) ખરચે છે કે તેમણે (લોકોને) પરમેશ્વરના માર્ગ ઉપર (જતા) અટકાવવા. પણ એ લોકો દ્રવ્યનો (એવીજ રીતે) ખરચ કર્યા કરશે; એમ છતાં (આખરે એજ દ્રવ્ય) તેમને માટે ખેદનું કારણ થશે; (તેઓ ખરચ પણ કરશે અને) પછી† જેર પણ થશે. અને

---

લીધે પરમેશ્વરે તેમના વ્યવસ્થાપક તરીકેના હક નામંજુર કર્યા; કારણ ઈબ્રાહીમ જેમણે કાબા સ્થાપ્યું હતું તેઓ પાકા એકેશ્વરવાદી હતા. અને આ મક્કાના રહીસો કટ્ટા મૂર્તિપૂજક અને અનેકેશ્વરવાદી હતા. આટલો ધર્મ સંબંધમાં મતભેદ હોવા છતાં વંશપરંપરાનો હક શા કામનો?

* જે પ્રમાણે આપણા હિંદુસ્થાન દેશમાં હિંદુ લોકો પૂજા અર્ચના કરતી વખતે મંદીરમાં ગાય છે તથા વાજીંત્ર વગાડે છે અને નાચે છે અને તેવીજ રીતે જેમ ખ્રિસ્તી લોકો પણ દેવળમાં કરે છે તે પ્રમાણે તે સમયના મક્કાના નાસ્તિક રહીસો સીસોટી વગાડતા અને તાળીઓ પાડતા હોય એ સંભવનીય છે.

† નાસ્તિકો મોટો ખરચ કરી લોકોને ભોજન તથા ઉજાણીઓ આપી પોતાની બાજુએ વાળતા હતા અને એવી રીતે લોકોને સદ્ધર્મ સ્વીકારવામાં આડખીલી કરતા. પરંતુ તેઓ ગમે તેટલો ખરચ કરે તોપણ આખરે તે સઘળો ફોગટ જશે અને તેમને આ કામમાં યશ મળનાર નથી અને તેમને એ માટે ભારે ખેદ કરવો પડશે. કુરઆનમાંના અનેક અદ્દભૂત ભવિષ્ય વચનમાંનું આ પણ એક છે. કારણ પછી થોડાજ વખતમાં મક્કા ઉપર મુસલમાનોને જય મળ્યો અને ઉપર કહેલી વાત સચોટ બની.

જેઓએ નાસ્તિપણું કર્યું હશે તે (સઘળાઓ) ને (કયામતને દિવસે) 'જહન્નમ' તરફ એકઠા હાંકી લઈ જવામાં આવશે. ૩૬. એટલા માટે કે પરમેશ્વરે દુષ્ટોને સારાથી જુદા કરવા અને દુષ્ટોને એક બીજા ઉપર મુકી તે સઘળાનો (એક) ઢગલો કરવો, પછી તે (ઢગલો ને ઢગલો) જહન્નમમાં ફેંકી દેવો. એજ લોકો છે કે જેઓ ખોટમાં રહેશે. ૩૭. (ઓ પયગંબર!) જે લોક નાસ્તિક છે તેમને કહે કે જો તેઓ (હમણા પણ તેમના તોફાનીપણાથી) પાછા ફરશે તો જે કંઇ થઈ ગયું હોય તેની તેમને ક્ષમા કરવામાં આવશે; અને જો તેઓ ફરીથી (તોફાન) કરશે, તો પહેલાના લોકોનો રસ્તો થઈ ગયો છે; (તેવુંજ પરિણામ એમનું પણ આવશે,) ૩૮. અને (મુસલમાનો!) નાસ્તિકોની સાથે લડતા રહો; એટલે સુધી કે ફંદફિતુર (નામ માત્રનું પણ બાકી) રહે નહિ. અને ધર્મ સર્વસ્વ પરમેશ્વરનોજ રહે. પછી જો (એ લોકો ફિસાદ કરવાથી) પાછા હટી જશે તો જે કંઇ એ લોકો કરશે તે પરમેશ્વર જુએ છે, (અને તેને અનુસરીનેજ તે તેમને બદલો આપશે.) ૩૯. અને જો તેઓ બદલાઈ જશે તો (મુસલમાનો!) તમે સમજજો કે પરમેશ્વર તમારો મુરબ્બી છે. તે (કેટલો) ઉત્તમ મુરબ્બી અને ઉત્તમ મદદગાર છે! ૪૦.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૧૦ મો.

### સૂરતુલ—અન્ફાલ. ( ચાલુ. )

અને તમે એ જાણી રાખજો કે જે ચીજ તમે (લડાઇમાં) લૂટી લાવશો. તેનો પાંચમો હિસ્સો પરમેશ્વરનો તથા પયગંબરનો અને (પયગંબરના) સગાવહાલાંનો તથા અનાથ બાળકોનો અને ગરીબગુરબાંનો અને વટેમાર્ગુઓનો છે; જો તમે પરમેશ્વર ઉપર અને જે (ગેબી મદદ) અમે અમારા સેવક (મોહંમદ)ને નિર્ણાયક દિવસે (એટલે બદ્રની લાઇમાં કે) જે દિવસે (મુસલમાનો અને નાસ્તિકોની) બન્ને ફોજો એક બીજાની સામસામી આવી ગઇ હતી તે દિવસે મોકલી હતી, તે (ગેબી મદદ) ઉપર વિશ્વાસ રાખતા હશો તો (તમારે આ વહેંચણી પ્રમાણે અમલ કરવો જોઈશે.) અને પરમેશ્વર સર્વ શકિતમાન છે. (અને મુસલમાનોનો આ વિજય પણ તેનાજ સામર્થ્યને લીધે થયો.) ૪૧. આ તે વખત હતો કે જ્યારે તમે (મુસલમાનો રણભૂમિના) આ તરફની કોર ઉપર હતા અને તેઓ (નાસ્તિકો) પેલીમેરની કોર ઉપર હતા; અને (કાફલાના) સ્વાર (દરીયા કિનારે) તમારાથી નીચેની બાજુએ (હટીને ઉભા) હતા અને જો તમે (બન્ને પક્ષોએ પહેલેથીજ) માંહોમાંહે (લડાઇનો) ઠરાવ કર્યો હોત, તો તમારા(માંથી ગમે તે એક પક્ષ) તરફથી ખરેખર કરારનો ભંગ થયો હોત. પરંતુ (પરમેશ્વરે તમને એક બીજા સાથે અચાનક અથડાવ્યા)





એટલા માટે કે પરમેશ્વરને જે કંઇ કરવું મંજુર હતું તે તેણે પુરૂં કરી બતાવવું હતું. અને એ કે જે કોઇ નાશ પામે તે પ્રમાણ સિદ્ધ થયા પછી નાશ પામે અને જે જીવે તે પ્રમાણ સિદ્ધ થયા પછી જીવે. અને નિઃસંશય પરમેશ્વર જરૂર (સઘળાનું) સાંભળે છે (અને સર્વ કંઈ) જાણે* છે. ૪૨. (ઓ પયગંબર? તેજ સમયનું વૃત્તાંત આ પણ છે કે) જ્યારે પરમેશ્વરે તને સ્વપ્નમાં નાસ્તિક થોડા કરી દેખાડયા અને જો તે તને તે (નાસ્તિકો) વધારે કરી બતાવતે, તો તમો (મુસલમાનો)ની હિંમત જરૂર ખૂટી જતે; અને (લડાઇની) બાબતમાં પણ તમે જરૂર માંહોમાંહે વાંધો ઉઠાવતે (કે લડવું કે નહિ?) પરંતુ પરમેશ્વરે (તમને નામર્દાઈની નામોશીમાંથી) બચાવ્યા. નિઃસંશય તે (લોકોના) મનની અંદરની વાતથી પણ વાકેફગાર છે. ૪૩. અને (આજ લડાઈમાં) જ્યારે તમે

* બદ્રની લડાઈ અચાનકજ થઇ હતી. ઉભય પક્ષમાંથી કોઇનો લડવાનો વિચાર નહોતો. એક તરફથી મુસલમાન લોકો કુરેશી લોકોના કાફલા ઉપર ચઢી આવ્યા અને બીજી તરફથી અબુજહલ એ કાફલાને બચાવવા સારૂં ઉપડયો. કાફલો મુખ્ય માર્ગ છોડી એક બાજુથી નીકળી ગયો. દૈવયોગે અન્ને લશ્કરનો સામસામા મેળાપ થયો, અને મુસલમાનોનો વિજય થયો. આ લડાઇ નહિ થઈ હોત તો દરેક પક્ષ પોતાની શ્રીસીઆરી માર્યા કરતે અને પોતાનેજ પ્રબળ સમજતે. ઇસ્લામના સત્યની ચોકસ સાબેતી અને પ્રમાણ તરીકે નાસ્તિકોને કહવામાં આવતું કે હઝરત પયગંબર સાહેબના હાથે તેમનો નાશ થશે તેની સાબેતી બદ્રની લડાઇના વિજયથી પુરેપુરી થઇ. એટલે ત્યાર પછી લડાઈ થતાં સઘળાઓએ જોઈ લીધું કે ખરેખર પ્રબળ કોણ હતું અને પરમેશ્વર કઇ બાજુએ મદદગાર તરીકે હતો.




(બન્ને પક્ષવાળા) એક બીજાની પાસે આવી સામસામા થયા ત્યારે (પરમેશ્વરે) નાસ્તિકોને તમે મુસલમાનોની નજરમાં થોડા* કરી દેખાડયા; અને નાસ્તિકોની નજરમાં તમો મુસલમાનોને થોડા કરી દેખાડયા એટલા માટે કે પરમેશ્વરને જે કંઇ કરવાનુ મંજુર હતું તે તેણે પુરૂં કરી બતાવવું હતું. અને આખરે (સઘળાં) કામોનો આધાર પરમેશ્વર ઉપરજ આવીને ઠરે છે. ૪૪. ઓ મુસલમાનો! જ્યારે તમે (નાસ્તિકોના) કોઈ સૈન્યની સામે આવી જાઓ, ત્યારે દૃઢ ઉભા રહો અને પરમેશ્વરનું (એક ધ્યાનથી) ઘણું સ્મરણ કરો; કે (આખરે) કદાચ તમે (તમારા મનોરથમાં) સફળ થાઓ. ૪૫. અને તમે પરમેશ્વર અને તેના પયગંબરનો હુકમ માનો અને માંહોમાંહે ઝગડો કરતા નહિ, કારણ (માંહોમાંહે ઝગડો કરવાથી) તમારી હિમ્મત ખૂટી જશે અને તમારો ઉત્સાહ જતો રહેશે; અને (તેથી કરીને લડાઇનાં સંકટ) સહન કરો. નિઃસંશય પરમેશ્વર સહનશીલ લોકોની સાથે છે. ૪૬. અને જે લોકો ફીસીઆરી મારી અને લોકોની આગળ ડોલ બતાવી પોતપોતાના ઘરમાંથી નીકળી ઉભા રહ્યા; અને (ચાલ જુઓ તો એવી કે લોકોને) પરમેશ્વરના માર્ગે જતાં

* પાના ૧૫૬ ઉપરના અધ્યાય ૩: ૧૩ ના મહાવાકયના મજકુરથી આ વાકય વિરૂદ્ધ ભાવનું હોય એમ દેખાય છે. પણ ખરી હકીકત તેવી નથી. કારણ બદ્રની લડાઈ શરૂ થયા પહેલાં, નાસ્તિકોને લડાઇ કરવામાં ઉત્તેજન મળે એટલા માટે મુસલમાન લશ્કર હતું તેના કરતાં પણ તેમને ઓછું દેખાતું હતું; પણ લડાઇ શરૂ થતાંજ તેઓ તેમને બમણા દેખાયા અને તેમના મનમાં મુસલમાન દુશ્મનની દહેશત પેસી ગઇ, અને પયગંબરે આપેલા આશ્વાસન પ્રમાણે મુસલમાનોને જય મળ્યો.

અટકાવ કરે છે; એવા (નાસ્તિક) લોકો જેવા તમે થતા નહિ. અને જે કંઈ પણ એ લોકો કરે છે તે પરમેશ્વરના (જ્ઞાનની) હદમાં છે. ૪૭. અને જ્યારે શેતાને તે (નાસ્તિકો)નાં કર્મો તેમને (સારા) સુશોભિત કરી બતાવ્યાં અને (તેમને) કહ્યું કે આજ દીને લોકોમાં કોઇ એવો (શુરવીર) નથી કે જે તમારા ઉપર વિજયી થઇ શકે; અને હું પણ તમારી મદદપર છું. પછી જ્યારે બન્ને ફોજો એક બીજાની નજરે પડી. ત્યારે તે ઉલટે પગે ચાલતો થયો અને કહેવા લાગ્યો કે હું તમારાથી અળગો છું. તમે જે (દૂતો) જોતા નથી તે મને ખરેખર દેખાય છે. નિઃસંશય હું પરમેશ્વરથી બ્હીઉં છું. અને પરમેશ્વર (શિક્ષા (કરવા)માં ઘણો કડક છે. ૪૮. (આ તે સમય હતો કે) જ્યારે દાંભિક લોકો અને જે લોકોના અંતઃકરણમાં (નાસ્તિકપણાનો) રોગ હતો તેઓ કહેતા હતા કે આ (મુસલમાનો)ને તેમના ધર્મે ફસામણમાં મુકયા છે; (પણ મુસલમાન ફસામણમાં નહોતા; કારણ તેમને પરમેશ્વર ઉપર ભરોસો છે.) અને જે કોઇ પરમેશ્વર ઉપર ભરોસો મુકશે (તે મનનો દૃઢ થવાનોજ. કારણ તેની કુમક માટે) પરમેશ્વર ખરેખર પરમ સમર્થ (અને) સત્યસંકલ્પ છે. ૪૯. અને (ઓ પયગંબર!) તું જો એવી વખતે નાસ્તિકોની સ્થિતિ) જોશે તો (ઘણું સારૂં થશે કે) જ્યારે દૂતો (આ) નાસ્તિકોનાં પ્રાણ હરણ કરે છે (અને) તેમનાં મ્હોડાં ઉપર અને પીઠ ઉપર (લાત થપ્પડના) પ્રહાર કર્યા જાય છે અને (કહ્યા જાય છે કે લો,) ધગધગતા નરકાગ્નિની શિક્ષા ચાખો. ૫૦. (ઓ નાસ્તિકો! જે સખતાઇ તમારા ઉપર કરવામાં આવે છે) આ તમારા તે (પાપ કર્મો) નો બદલો છે કે જે તમારે હાથે પહેલીથીજ આગળ મોકલવામાં

આવ્યાં છે. અને (તમે આ શિક્ષાને પાત્ર છો; કારણ કે) પરમેશ્વર (પોતાના) સેવકો ઉપર કોઇ પણ પ્રકારનો જુલમ કરતો નથી. ૫૧. (ઓ નાસ્તિકો!) 'ફિરઔન'ના લોકોની અને તેમની અગાઉ જે લોકો થઇ ગયા છે તેમની જેવી ગત (થઇ તેવીજ ગત તમારી પણ થઈ;) કે તેમણે પરમેશ્વરની નિશાનીઓ નાકબૂલ કરી; એટલે પરમેશ્વરે તેમને તેમનાં પાપકર્મ માટે પકડયા. નિઃસંશય પરમેશ્વર ઘણો બળવાન (હોઇ) શિક્ષા (કરવા)માં ઘણો સખ્ત છે. ૫૨. આ (શિક્ષા તે લોકોને) એટલા માટે (કરવામાં આવી) કે જે બક્ષિસ પરમેશ્વરે કોઈ પણ પ્રજાને આપી હોય, જ્યાં સુધી તે લોકો જાતે પોતાના અંગે રહેલી યોગ્યતા બદલશે નહિ ત્યાં સુધી પરમેશ્વર (એવો) નથી કે તેમાં (કંઇ) ફેરફાર કરે; અને (વળી) એટલા માટે કે પરમેશ્વર (સર્વનું) સાંભળે છે. (અને સર્વ કંઇ) જાણે* છે. (અને તેઓ તેની દૃષ્ટિએ શિક્ષાને પાત્ર હતા.) ૫૩. (ઓ નાસ્તિકો!) 'ફિરઔન'ના લોકોની અને તેમની અગાઉ જે લોકો થઈ ગયા છે તેમની જેવી ગત (થઇ તેવીજ ગત તમારી પણ થઈ;) કે તેમણે પોતાના પાલનકર્તાની નિશાનીઓને પાખંડ ગણી; તેથી અમે તેમનો તેમનાં પાપકર્મો માટે નાશ કરી નાંખ્યો અને 'ફિરઔન'ના

* આ સ્થળે પરમેશ્વરને એ કહેવાનું છે કે નાસ્તિકોને શિક્ષા કરવાનાં બે કારણ થયાં, તે એ કે લોકોએ પોતે પરમેશ્વરની બક્ષિસને તરછોડી કાઢી. બીજું એ કે પરમેશ્વર સઘળાનું સાંભળે છે અને સઘળાની સ્થિતિથી વાકેફ છે. તેમા નાસ્તિકોની વાત પણ તે સાંભળતો હતો અને તેમના મનમાંના દુષ્ટ હેતુ જાણી શકતો હતો; આથી તેણે નાસ્તિકોને શિક્ષાને પાત્ર સમજી શિક્ષા કરી.

લોકોને ગર્ક કરી નાંખ્યા. અને (એ) સઘળા(જ ઘણા) તોફાની લોકો હતા. ૫૪. પરમેશ્વર આગળ સર્વ પ્રાણીઓમાં* ખરાબ જે લોકો નાસ્તિકપણું કરે છે તેઓજ છે, તેઓ (કોઈ પણ પ્રકારે) વિશ્વાસજ રાખનાર નથી; ૫૫. (એટલે) જે લોકો સાથે તેં (સુલેહનો) કરાર કર્યો છે પછી તેઓ હરદમ પોતાનો કરાર તોડી નાંખે છે અને તેઓ (વચન ભંગ કરવાનાં માઠાં પરિણામથી) બ્હીતા નથી. ૫૬. પછી જો તું આવા લોકોને લડાઈમાં પકડી પાડે તો તું (તેમના ઉપર એવું જોર કાઢ કે) તેમનામાં ભંગાણ પડાવી જે લોકો તેમની પાછળ હોય તેમની પણ દાણાદાણ કરી નાંખ; કે કદાચ એ લોકો (પરાજયથી બ્હીને) બોધ લે. ૫૭. અને જો તને કોઇપણ લોકો તરફથી દગલબાજીની બ્હીક હોય, તો તેજ† ન્યાયે (તેમનો કરાર ઉલટો) તેમનાજ ઉપર ફેંકી દે. નિઃસંશય પરમેશ્વર વિશ્વાસ-ઘાત કરનારાંને પ્રીય ગણતો નથી. ૫૮. અને નાસ્તિકોએ

* આ ઠેકાણે નાસ્તિકોને સઘળાં પ્રાણીઓમાં ખરાબ પ્રાણી કહ્યા છે. બીજી જગાએ કહ્યું છે કે 'એ લોકો ચોપગાં જનાવર જેવા છે' ઉલટું તેના કરતાં પણ વધારે બેહેંકેલા. જનાવરોમાં વિવેચક બુદ્ધિ હોતી નથી એટલે તેઓ વિચાર કરતા નથી. નાસ્તિકોને તે બુદ્ધિ છે તો પણ તેઓ વિચાર કરતા નથી અને તેથીજ તેઓ વિશ્વાસ પણ રાખતા નથી. બુદ્ધિનો ઉપયોગ કરે તો અવશ્ય તેઓ વિશ્વાસ પણ રાખે. માટે તેઓ સૌથી ખરાબ પ્રાણી હોઈ પશુમાં તેમની ગણત્રી થાય છે.

† તેજ ન્યાયે અથવા સમસમાન ન્યાયે એટલે નાસ્તિકો સાવધ નહોવાથી એકાએક તેમની સાથે થએલો તહ તોડવો નહિ. કારણ કે એ દગલબાજી છે તો તેમને સ્પષ્ટ કરી કહો કે હવે પછી તમારી અને અમારી વચ્ચે સલાહ નથી. એટલે બન્નેને લડાઇની તૈયારી કરવાનો વખત મળે.





એમ સમજવું નહિ કે તેઓ (અમારા સપાટમાંથી) આગળ છટકી ગયા. તેઓ કદીપણ (અમને) હરાવી શકનાર નથી. ૫૯. અને (ઓ મુસલમાનો ! સૈનિક) બળથી અને ઘોડા બાંધી રાખવાથી જેટલું તમારાથી બની શકે તેટલું નાસ્તિકોની (સામે થવા) માટે તૈયારી રાખો; કારણ એમ કરવાથી તમે પરમેશ્વરના શત્રુ ઉપર તેમજ તમારા પોતાના શત્રુ ઉપર (તમારો) ધાક બેસાડી દેશો, અને (તેવીજ રીતે) તેમના સિવાય બીજાઓના ઉપર પણ કે જેમને તમે ઓળખતા નથી; (પણ) પરમેશ્વર તેમની (સ્થિતિ)થી (સારી પેઠે) જાણીતો છે. અને તમે પરમેશ્વરને માર્ગે જે કંઇપણ ખરચશો; તે તમને પુરેપુરૂં ભરી આપવામાં આવશે; અને (કોઈપણ રીતે) તમારો હક મારીો જશે નહિ. ૬૦. અને (ઓ પયગંબર !) જો (નાસ્તિકો) સંપ તરફ વળે તો તું પણ તેની તરફ વળ અને પરમેશ્વર ઉપર ભરોસો રાખ. કારણ, તેજ (સઘળાનું) સાંભળે છે (અને સર્વ કંઇ) જાણે છે. ૬૧. અને જો તેમનો ઉદ્દેશ તારી સાથે દગો કરવાનો હોય તો પણ (તું બિલકુલ દરકાર રાખતો નહિ) પરમેશ્વર તને બસ છે. (ઓ પયગંબર !) તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે પોતાની મદદથી અને મુસલમાનો મારફત તને સબળ કર્યો; ૬૨. અને તેણે મુસલમાનોનાં મનમાં પરસ્પર પ્રીતિ ઉત્પન્ન કરી. જો તું પૃથ્વીમાં જે (ખજાનાઓ) છે તે સઘળા ખરચી નાંખતે તો પણ તું તેમનાં મનમાં પ્રીતિ પેદા કરી શકતે નહિ. પરંતુ પરમેશ્વરેજ તેમનામાં પ્રીતિ ઉત્પન્ન કરી. નિઃસંશય તે ઘણો સામર્થ્યવાન (અને) બુદ્ધિવાન છે. ૬૩. ઓ પગયંબર ! પરમેશ્વર અને મુસલમાન

 

લોકો જે તને અનુસરી ચાલે છે તેઓ તારે માટે બસ છે. ૬૪. ઓ પયગંબર! તું મુસલમાનોને (નાસ્તિકો સાથે) લડવાને પ્રોત્સાહન આપ; કે જો તમો (મુસલમાનો) માંથી સહનશીલ (અને શાંત મનના) એવા વીસ પણ હશે, તો તે બસો (નાસ્તિકો) ઉપર જય મેળવશે. અને જો તમો (મુસલમાનો) માં (એવા) સો હશે તો તે હજાર નાસ્તિકો ઉપર જય મેળવશે; કારણ, આ (નાસ્તિકો) એવા લોક છે કે જે (પરલોકનાં ફળને) સમજતા નથી; (જેથી કરીને તેઓ પ્રાણ અર્પણ કરવાને આંચકે છે). ૬૫. (ઓ મુસલમાનો!) હવે પરમેશ્વરે તમારા ઉપરથી (પોતાના હુકમનો બોજો) હલકો કરી નાંખ્યો; અને તેણે જાણી લીધું કે તમારામાં (હજી) નબળાઈ છે. તો તમારામાંથી સહનશીલ (એવા) સો હશે તો તેઓ બસો (નાસ્તિકો) ઉપર જય મેળવશે. અને જો તમારામાં (એવા) હજાર હશે, તો તેઓ પરમેશ્વરના હુકમથી બે હજાર (નાસ્તિકો) ઉપર જય મેળવશે. અને પરમેશ્વર (યુદ્ધના સંકટમાં) સહનશીલ (એવા લોકો)નો સાથી છે. ૬૬. પયગંબર જ્યાં સુધી દેશમાં (નાસ્તિકો સાથે) ઝનુની લડાઈ કરી વિજયી થાય નહિ, ત્યાં સુધી તેની પાસે કેદીઓ (પુષ્કળ સંખ્યામાં) રહે એ તેને યોગ્ય નથી. (ઓ મુસલમાનો!) તમે આ દુનીયાની માલમતાની આકાંક્ષા રાખો છો, અને પરમેશ્વર (તમને) પરલોક (અને તે સંબંધી સુખ આપવા) ઇચ્છે છે. અને પરમેશ્વર સામર્થ્યવાન (અને) બુદ્ધિવાન છે. ૬૭. જો પરમેશ્વર તરફથી (તમારા આ અપરાધની માફીનો) લેખી હુકમ પહેલેથીજ આવી ન ચુકયો હોત તો જે કંઇ તમે (બદ્રના કેદીઓ પાસેથી તેમને છોડી

દેવાના બદલામાં) લીધું છે તે (અપરાધ)ને લીધે જરૂર તમારી ઉપર મોટી શિક્ષા આવી પડત. ૬૮. પણ (ખેર,) જે કંઈ તમને લૂટમાં મળ્યું છે તે હલાલનું અને શુદ્ધ સમજી ખાઓ; અને પરમેશ્વર (ના કોપ)થી બ્હીતા રહો (અને તેની ક્ષમાની આશા રાખો; કારણ,) ખરેખર પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૬૯. ઓ પયગંબર! (બદ્રના) કેદીઓ જે (અદ્યાપિ) તમારા (મુસલમાનોના) હાથમાં છે, તેમને તું સમજાવ કે જો પરમેશ્વર એમ અનુભવે કે તમારા અંતઃકરણમાં સારાપણું છે, તો જે (માલ) તમારી પાસેથી (ખુંચવી) લેવામાં આવ્યો છે તેના કરતાં પણ ઉત્તમ તે તમને આપશે; અને તમારા અપરાધ પણ ક્ષમા કરશે. અને પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૭૦. અને (ઓ પયગંબર!) જો એ લોક તારી સાથે દગલબાજી કરવા ઇચ્છે તો અગાઉ પણ તેઓ પરમેશ્વર સાથે દગલબાજી કરી ચુકયા છે; તેથી (તેની શિક્ષા તરીકે) તેણે તેમને (તારા) તાબામાં મુકી દીધા છે. અને પરમેશ્વર (સઘળાની સ્થિતિથી) વાકેફ (અને) યુક્તિવાન* છે. ૭૧.

* બદ્રની લડાઇમાં શત્રુનાં સિત્તેર માણસો પકડાયાં હતાં, અને તેઓ મુસલમાનોના સગાવહાલાં હતા. મુસલમાનોમાં હજી સુધી રાજ્યપદ્ધતીની સ્થાપના થઈ નહોતી, એટલામાં કેદીઓની આ બાબત આગળ આવી. પયગંબર સાહેબે પોતાના સાથીઓને પુછ્યું કે કેદીઓનું શું કરવું, કેટલાકોએ એવો મત આપ્યો કે ખંડણી લઈ તેમને છોડી મુકવા, એટલે એ લોક ધીમે ધીમે ઇસ્લામની ખુબી સમજી મુસલમાન થઈ જશે. પયગંબર સાહેબનું મન પણ અતિ દયાર્દ્ર હોવાથી તેમનો વિચાર પણ એવોજ થયો; અને ખંડણી લઇ બંદીવાનોને છોડી દીધા. પરંતુ કેટલાકનો

જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને (ધર્મને માટે) સ્વદેશ ત્યાગ કર્યો અને પરમેશ્વરને માર્ગે પોતાનું ધન અને પોતાનું તન મન (ખરચી) નાંખી જીહાદ–ધર્મયુદ્ધ કર્યું; અને જે લોકોએ ('મુહાજીરીન' એટલે સ્વદેશ ત્યાગ કરનારાઓને) આશ્રય આપ્યો અને (તેમને) મદદ કરી; એજ લોક એક બીજાના વારસ છે. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો પણ (ધર્મને માટે) સ્વદેશ ત્યાગ કર્યો નહિ, તો તમો (મુસલમાનો)ને તેમના વારસા સાથે કંઈપણ કામ નથી; એટલે લગી કે સ્વદેશ ત્યાગ કરી તેઓ પણ (તમારામાં નહિ) આવશે. પણ, જો ધર્મ(ની બાબત)માં તેઓ તમારી મદદ માગે, તો તમને (તેમને) મદદ કરવાનું જરૂરનું છે; પરંતુ તમારી અને જેમની વચ્ચે (સલુકાઈનો) કરાર હોય એવા લોકોની સામા માત્ર નહિ. અને જે કંઇપણ તમે કરો છો તે પરમેશ્વર જુએ છે. ૭૨. અને જેઓ નાસ્તિક છે તેઓ એક

અભિપ્રાય એવો હતો કે એ લોકો મુસલમાનોના કટ્ટા દુશ્મન છે. એક વખત તેઓ છુટયા કે ફરીથી ફીસાદ કરશે; હમણા તેઓ આપણા સપાટામાં આવ્યા છે તો તેમનો નાશ કરવો એજ ઉચિત છે. પરમેશ્વરે પણ આજ અભિપ્રાય પસંદ કર્યો, પરંતુ જે કંઇ થવાનું હતું તે થઇ ગયું હતું. આથી એટલું થયું કે મુસલમાનોને પોતાની ભૂલ સમજાઇ અને તેઓ જાગૃત થયા. બહારથી જોતાં તે હુકમ સખત લાગે છે; પણ જ્યાં સુધી કોઇ માણસ પોતે લડાઇમાં હાજર નથી હોતો ત્યાં સુધી તે શત્રુના અદાવતનો અંદાજ બાંધી શકતો નથી અને વખતનું પ્રયોજન પણ જાણી શકતો નથી. એમાં શંકા નથી કે સિત્તેર માણસોનો જીવ બચાવવો એ દેખીતું દયાનું કામ છે; પણ એ સિત્તેર ફિસાદખોરો કદાચ સિત્તેર હજાર માણસોનું ખુન કરી નાંખે. ટુંકમાં આ હુકમ અંગ્રેજીમાં જેને માર્શલલૉ અથવા

બીજાના વારસ છે, (તેમને એકબીજાનો વારસો લેવા દો;) જો તમે એમ નહિ કરશો, તો દેશમાં ફીતુર* (ફેલાઈ જશે) અને ભારે ફિસાદ થશે. ૭૩. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સ્વદેશ ત્યાગ કર્યો અને પરમેશ્વરને માર્ગે જીહાદ-ધર્મ યુદ્ધ કર્યું; અને જે લોકોએ ('મુહાજીરીન' એટલે સ્વદેશ ત્યાગ કરનારાઓને) આશ્રય આપ્યો અને (તેમને) મદદ કરી; એજ લોકો પાકા મુસલમાનો છે. એમને માટે (પાપની) ક્ષમા અને ઇજ્જત આબરૂની રોજી છે. ૭૪. અને જે લોકોએ પાછળથી વિશ્વાસ રાખ્યો અને તેમણે સ્વદેશ ત્યાગ કર્યો; અને

---

લશ્કરી કાયદો કહે છે તેજ જાતનો છે. અને તેનું પ્રયોજન સૈન્યના અધિકારીઓજ સમજે છે. જ્યારે મુસલમાનોને તેમની ભૂલ બતાવવામાં આવી ત્યારે તેઓ બીધા કે સઘળું કરેલું ફોગટ ગયું. એટલા માટે લૂટના માલ વિષે જે ધિક્કારવા લાયક વિચાર તેમને આવ્યા હતા તેનું પણ નિરાકરણ પરમેશ્વરે કરી નાંખ્યું.

* તમે મુસલમાનો જો નાસ્તિકોને એકબીજાનો વારસો નહિ લેવા દો અને સગપણને કારણે તમારો હક આગળ કરો, તો જેમ આજ લગી ધર્મને કારણે નાસ્તિકો સાથે ઝગડા થતો હતો તેમ હવે વારસાને લીધે અદાવત થશે અને ઝઘડો વધશે. પરંતુ જો 'વિલાયત' એટલે વારસો, આનો અર્થ મદદ અને 'અવલિયા' એટલે વારસદાર, આનો અર્થ મદદગાર કરવામાં આવે તો તેનો ખુલાસો એમ કરવામાં આવશે. જો તમે મુસલમાનો માંહોમાંહે એક બીજાને મદદ નહિ કરો તો દુશ્મન લોકો ગરીબ મુસલમાનોને, જેઓ નાસ્તિકોમાં ઘેરાઈ રહેલાં છે તેમનો કોઇ મદદગાર નથી એમ સમજી હેરાન કરશે અને ધર્મને કારણે જે લડાઈ સળગી છે તેની પરંપરા ચાલુજ રહેશે.

તમો (મુસલમાનો)ના સમાગમમાં રહી ધર્મયુદ્ધ પણ કર્યું; તો તેઓ પણ તમારામાંનાંજ છે. અને કુટુંબીઓ* પરમેશ્વરના લેખી હુકમ અન્વય (પારકા લોકો કરતાં) એક બીજા(ના વારસા)ના વધારે હકદાર છે. નિઃસંશય પરમેશ્વર સર્વજ્ઞાની છે; (તેમજ વળી વારસાની વ્યવસ્થાથી તે ખાસ વાકેફ છે.) ૭૫.

* શરૂઆતમાં જ્યારે મુસલમાનો સ્વદેશ ત્યાગ કરી મદીનામાં આવી રહ્યા ત્યારે પયગંબર સાહેબે મુહાજરીન એટલે સ્વદેશ ત્યાગ કરનારા મક્કાનિવાસી અને અનસાર એટલે મદદગાર મદીનાનિવાસીઓ એમની વચ્ચે બંધુત્વ સ્થાપ્યું હતું અને એકબીજાને એકબીજાના વારસ પણ ઠરાવ્યા હતા, કારણ મુહાજરીન લોકોને પૈસા સંબંધી અડચણ પડતી હતી. પછી જ્યારે ઇસ્લામનો વિજય થયો અને મુહાજરીન લોકોને પરમેશ્વરે શ્રીમંત બનાવ્યા ત્યારે માત્ર કુટુંબમાંજ વારસાનો કાયદો ચાલુ રહ્યો; અને સ્વદેશ ત્યાગી અને મદદગારના પરસ્પર વારસાનો કાયદો તહકુબ થયો.






# અધ્યાય ૯ મો.

## સૂરતુ–તૌબા.





આ અધ્યાય મદીનામાં પ્રકટ થયો. એમાં ૧૨૯ આયાત એટલે મહાવાકયો છે. હઝરત પયગમ્બર સાહેબને વખતો વખત જે વાકયોનું પ્રકટીકરણ થયું તેમાં આ સર્વથી છેવટનો અધ્યાય છે. આ અધ્યાયની શરૂઆતમાં બિસ્મિલ્લા' એટલે:- પરમ દયાળુ અને કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું). એ દયામય મંગળાચરણ આવ્યું નથી. તેનું કારણ એ કે બધા અધ્યાયોની રચના પયગંબર સાહેબને હાથે થઇ છે; અને દરેક અધ્યાયની શરૂઆત બતાવવા માટે આ શબ્દો વાપર્યા છે. પયગંબર સાહેબના સાથીદારોને કુરઆનના અધ્યાયની ગોઠવણ કરતી વખતે ખાતરી થઇ નહોતી કે આ અધ્યાય સ્વતંત્ર અધ્યાય છે કે તેનાં વાકયો બીજા અધ્યાયના ભાગ તરીકે લેવાનાં છે. પરંતુ આ અધ્યાયના વાકયોનો અર્થ પાછલા 'સૂરતુલ અન્ફાલ' અધ્યાયના વાકયોને અર્થમાં મળતો આવવાથી આ અધ્યાય અન્ફાલની પછીજ મુકવામાં આવ્યો. પણ વધારે ચોકસીથી જોતાં આ અધ્યાયની શરૂઆતમાં 'બિસ્મિલ્લા' શબ્દો લખેલા નથી; એટલે કે બીજા અધ્યાય પ્રમાણે આને જુદોજ અધ્યાય ગણવામાં નહિ આવે. ધન્ય! ધન્ય! આ સાત્વિક લોકોએ આ ઇશ્વરવાણીનું એટલે સુધી સંરક્ષણ કર્યું કે અધ્યાયના વર્ગીકરણમાં પણ પોતાનો અભિપ્રાય ચલાવ્યો નહિ. તો પછી તેનાં વાકયોમાં ઉથલપાથલ અથવા ફેરફાર કરવાની તો વાતજ કયાં? આ અધ્યાયનું નામ સૂરતુ-ત્તૌબા એટલે પશ્ચાતાપનું પ્રકરણ એવું છે.




જે મૂર્તિપૂજકો સાથે તમે (મુસલમાનોએ સુલેહનો) કરાર કરી મુકયો હતો, (હવે) પરમેશ્વર અને તેના પયગંબર તરફથી તેમને અભય વચન (મળ્યું) છે.૧. તો (હે મૂર્તિપૂજકો! સાર્વજનિક શાંતિના) ચાર મહિના દેશમાં તમે ફરતા ફરો; અને એટલું જાણી રાખજો કે તમે પરમેશ્વરને (કોઇ પણ રીતે) હરાવી શકનાર નથી; અને એ કે (આખરે) પરમેશ્વર નાસ્તિકોને (મુસલમાનોને હાથે જગતમાં) ફજેત કરશેજ. ૨. અને મોટા* હજ્જ-મહાયાત્રાને દિવસે, પરમેશ્વર અને તેના પયગંબર તરફથી લોકોને (સમજાવવા માટે સદરહુ) જાહેરનામું પોકારવામાં આવે છે કે પરમેશ્વર મૂર્તિપૂજકોથી અલગ છે અને (તેવીજ રીતે) તેના પયગંબર પણ.-તો (ઓ મૂર્તિપૂજકો!) તમે જો પશ્ચાતાપ કરો તો તે તમારે માટે બહુ સારૂં છે. અને જો (હવે પણ પરમેશ્વર અને પયગંબર તરફથી) મ્હોંડું ફેરવી મુકશો; તો જાણજો કે તમે પરમેશ્વરને (કોઇપણ રીતે) હરાવી શકનાર નથી; અને (ઓ પયગંગર!) નાસ્તિકોને દુઃખદાયક શિક્ષાની ખુશ ખબર સંભળાવી દે. ૩. પણ જે મૂર્તિપૂજકો સાથે તમે (મુસલમાનોએ સલુકાઇનો) કરાર કરી મુકયો હતો, પછી તેમણે (તે પાળવામાં) તમારી સાથે કંઈપણ કસર રાખી નથી અને તેમણે કોઇ એકાદને તમારી

* લોકોમાં એમ મશહુર છે કે શુક્રવારે હજ્જ-યાત્રા થશે એટલે તે હજ્જે-અકબર ઉર્ફે મોટી કિંવા મહાયાત્રા છે. પરંતુ શાસ્ત્રમાં તેને માટે આધાર નથી. શાસ્ત્રમાં ગમે તે હજને હજ્જે-અકબર કહેવામાં આવે છે. કારણ કે એક પ્રકારની હજ 'ઉમરા' પણ છે. પણ તે તીર્થ પ્રમાણે ગમે ત્યારે પણ થઇ શકે છે. તેથી ઉલટું હજ્જે અકબરમાં લોકોનો મોટો જમાવ થાય છે.

વિરૂદ્ધ ટેકો પણ આપ્યો નથી તો તે અપવાદરૂપે છે. તો તેમનો ઠરાવ તેમની (સાથે જે મુદ્દત નક્કી કરવામાં આવી હતી તે) મુદ્દત સુધી પુરો કરો. કારણ જે લોકો (વચન ભંગ ન થાય તે માટે) સાવચેતી રાખે છે તેમને પરમેશ્વર પ્રીય ગણે છે. ૪. પછી જ્યારે (શાંતિ અને) આદરભાવના મહિના નિકળી જાય ત્યારે મૂર્તિપૂજકોને જ્યાં કંઇપણ તમે મળો ત્યાં તેમને મારી નાંખો અને તેમની ધરપકડ કરો અને તેમને ઘેરી લેવો અને દરેક ભરાઇ રહેવાના જગ્યાએ તેમને તાકીને બેસી રહો. પછી જો તે લોકો પશ્ચાતાપ કરે અને નમાઝ પઢે અને જકાત આપે તો તમે તેમનો રસ્તો ખુલ્લો કરો. (એટલે તેમની આડે આવતા નહિ). કારણ, પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૫. અને (ઓ પયગંબર !) મૂર્તિપૂજકોમાંથી જો કોઇ માણસ તારો આશ્રય માગે, તો તું તેને આશ્રય આપજે; અહીં સુધી કે તે (શાંત મને) ઇશ્વરવાણી સાંભળી (અને સમજી) લે. ત્યારબાદ તું તેને તેની સલામત જગાએ (પાછો) પહોંચતો કરજે. આ (છૂટ તે લોકને આપવી) એટલા સારૂ (જરૂરનું) છે કે એ લોકો (ઇસ્લામની હકીકતથી) વાકેફ નથી. ૬. પરમેશ્વર પાસે અને તેના પયગંબર પાસે મૂર્તિપૂજકોનો (સલુકાઇનો) ઠરાવ (વિશ્વાસનીય) કેમ થાય; (કારણ તેમણે વચનનો ભંગ કરી પોતે જાતેજ રહીને પોતા ઉપરનો ભરોસો ઉઠાવી નાંખ્યો) ? પરંતુ જે લોકો સાથે તમે (મુસલમાનોએ) 'મસ્જીદેહરામ' (એટલે કાબાગૃહ) આગળ ('હુદૈબિયાં'માં સુલેહનો) ઠરાવ* કર્યો હતો; (અને તેમણે

* શરૂઆતમાં ઇસ્લામ એટલો બધો કમજોર હતો કે મુસલમાનોને પોતાનો દેશ છોડી હબશ એટલે એબિસિનિયામાં જઈ

**હજી સુધી તે તોડયો નથી) તો જ્યાં સુધી તે લોકો તમારી સાથે સીધા રહે ત્યાં સુધી તમે પણ તેમની સાથે સીધા રહો, કારણ કે જે લોકો (વચન ભંગ ન થાય તે માટે) સાવચેત રહે છે તેમને પરમેશ્વર પ્રીય ગણે છે. ૭. (મૂર્તિપૂજકોનો ઠરાવ) કેવી**

---

આશ્રય લેવો પડયો. અને પયગંબર પણ મક્કામાં રહી શકયા નહિ; એટલે નિરૂપાય થઈ મદીનામાં જઈ રહ્યા. અહીં આવ્યા બાદ સ્વધર્મનું સ્વાતંત્ર્ય દૃઢ કરવા માટે અને પોતાના સંરક્ષણ માટે લડાઇઓ શરૂ થઇ. હિજરી સનના છઠ્ઠા વર્ષમાં પયગંબર સાહેબે 'ઉમરા' એટલે તીર્થયાત્રા કરવા માટે મક્કે જવાનો વિચાર કર્યો. કુરેશી મૂર્તિપૂજકોએ તેમને આગળ પગલું ભરવા દીધું નહિ; અને પયગંબર સાહેબે પોતાના સાથીદારો સાથે હુદેબીઆ મુકામે પડાવ નાંખ્યો; અને મક્કાવાસીઓ સાથે સમાધાન કરવાની વિષેની વાતચીત શરૂ થઇ. આખરે ઘણી મુશ્કેલીથી સમાધાન થયું. પણ તે એટલું અપયશ ભરેલું હતું કે પયગંબર સાહેબને 'ઉમરા' કર્યા વિના પાછા ફરવું પડયું; અને એવું ઠર્યું કે મુસલમાનોએ આવતે વર્ષે આ યાત્રા પુરી કરવી. પણ એ શરતે કે તેમણે તલવાર મ્યાનમાં રાખી મક્કામાં દાખલ થવું. ત્રણ દિવસ કરતાં વધારે દહાડા રહેવું નહિ, અને લડાઇ દશ વર્ષ તહકુબ રાખવી. દરમીઆન મક્કાવાસીઓમાંથી કોઇ મુસલમાનોને જઇ મળે તો તેને પાછો મોકલી આપવો; અને કોઈ મુસલમાન પોતાનો ધર્મ છોડી મક્કે જાય તો મુસલમાનોએ તેને માટે માંગણી કરવી નાહ. આ સમાધાનની સૂચના પણ પયગંબર સાહેબ તરફથી થઇ હતી. અને તેની શરત ઉપરથી દેખાતું હતું કે મુસલમાનોએ દબાઇ જઇ સમાધાન કર્યું હતું. આ બાબતમાં એક વાત એવી પણ હતી કે કોઇપણ પક્ષે સામા પક્ષના મળતીઆઓ સાથે લડવું નહિ. તેમ તેમના શત્રુને મદદ પણ કરવી નહિ. મુસલમાનોને આ સમાધાન પસંદ નહોતું. એ માત્ર પયગંબર સાહેબનીજ

રીતે (વિશ્વાસ કરવા લાયક થઈ શકે?) અને (તેમની હકીકત એવી છે કે) જો (આ લોકો) તમો (મુસલમાનો) ઉપર ઉપરીપણું મેળવે, તો તેઓ તમારા સંબંધમાં સગપણનું માન જાળવશે નહિ અને (તેમજ) ઠરાવનું પણ નહિ. તેઓ પોતાની મ્હોંડા(ની વાતો) થી તમને ખુશ (ખુશ) કરી નાંખે છે. અને તેમનાં અંતઃકરણ (તે વાતો) ના પાડે છે. અને તેમનામાં ઘણાખરા (એવા છે કે જેઓ પોતેજ કંઈ કહે છે અને પોતેજ તેમાંથી) નીકળી નાસે છે. ૮. એ લોકો (જગતના વૈભવને ભૂલી)

---

દયાળુ વૃત્તિ અને દૂરદષ્ટિને લીધેજ સંપ થયો હતો પરંતુ કુરેશી લોકોના અંગમાં દ્વેષબુદ્ધિ ખીલેલી હતી; તે ખુલ્લા નહિ પણ અંદર ખાનેથી મુસલમાનો વિરૂદ્ધ ખટપટ કરતા હતા. આ ધાંધલમાં ત્રણ વર્ષ નીકળી ગયાં. એ દરમીઆન મુસલમાનોનું સૈન્ય બળવાન થયું અને તેમણે ઘણાંખરાં અરબ કુટુંબોને વશ કરી લીધાં. પયગંબર સાહેબની ઇચ્છા એવી હતી કે આખા અરબી દ્વિપકલ્પમાં મુસલ-નોનો અધિકાર રહે. એટલે હિજરી સનના ૯ મા વર્ષમાં પયગંબરે મક્કા શહેરમાં હજના દિવસે હઝરત અબુબકર અને હઝરત અલીને મોકલી એવું જાહેર કર્યું કે આજ પછી મૂર્તિપૂજકો સાથે અમો મુસલમાનોને કઇ સંબંધ નથી. જેમની સાથે સંપ છે અને તેમણે સંપની શરતોનો ભંગ કર્યો નથી તેમની સાથે સંપની મુદત સુધી સંપ ચાલુ રહેશે; તેમના સિવાય જેમણે સંપની શરતો તોડી છે અથવા જેમની સાથે સંપજ નથી તેમને ચાર મહિનાનો વખત આપવામાં આવે છે. આ સમયમાં તેમણે મુસલમાનોની તાબેદારી સ્વીકારવી અથવા લડાઈ કરવા તૈયાર રહેવું. આ અધ્યાયના વાક્ય ઉપરથી મુસલમાનો તરફથી એક પ્રકારની સખતાઇ થતી હોય એમ દેખાય છે. પણ જે સમાજને વીસ વર્ષ સુધી હેરાનગતી દુઃખ બેશરમી અને જુલમ સોસવા પડયા હતાં અને હમણાં પરમેશ્વર તેમને રક્ષણ

પરમેશ્વરની નિશાનીઓના બદલામાં જુજ (ઐહિક) કિંમત મેળવી પરમેશ્વરના માર્ગ ઉપરથી (લોકોને) અટકાવવા લાગ્યા. એ લોકો જે કામો* કરે છે તે (કેટલાં બધાં) ખરાબ છે! ૯. કોઈપણ મુસલમાનના સંબંધમાં તેઓ સગપણનો વિચાર રાખતા નથી અને નહિ (પોતાના) ઠરાવનો; અને એજ લોકો મર્યાદાનું ઉલ્લંઘન કરનારા છે. ૧૦. તો (મુસલમાનો!) જો એ લોક (નાસ્તિકપણા અને મૂર્તિપૂજા માટે) પશ્ચાતાપ કરે અને નમાઝ પઢે અને જકાત આપે, તો ધર્મમાં તેઓ તમારા ભાઈઓ છે. અને જે લોકો સમજુ છે તેમને માટે અમે (અમારી) નિશાનીઓ સવિસ્તર વર્ણવીએ છીએ. ૧૧. અને જો એ લોકો કરાર કર્યા પછી પોતાના સમ તોડી નાંખે અને તમારા ધર્મને મ્હેણા મારે તો (આ) નાસ્તિકપણાના આગેવાનોના સમ કંઇપણ (વિશ્વાસપાત્ર) નથી; તેથી તમે તેમની સાથે (સારી પેઠે) લડો; કે એ લોક કદાચ (પોતાના તોફાનીપણાથી) પાછા હટે. ૧૨. (ઓ મુસલમાનો!) શું તમે એવા લોકો સાથે

કરવાનું સામર્થ્ય આપે તો અમે સમજી શકતા નથી કે તે શત્રુ સાથે આ હુકમથી વધારે શું કરી શકે? બગાડ છે પણ દરેક બાબતમા ન્યાય અને શાંતિ દેખાઇ આવે છે. છેતરપંડી, દગો દાવપેચ બિલકુલ નથી.

* આ જાતનો દોષ બહુ અંશે યહુદીઓને આપવામાં આવ્યો છે. કારણ તે લોકો તૌરાત પુસ્તકમાં ફેરફાર કરવામાં ઘણી ધીટાઈ વાપરતા હતા. પરંતુ અહીં પૂર્વાપર સંબંધ ઉપરથી તેઓ મૂર્તિપૂજક હોવા જોઇએ એમ દેખાય છે. ટુંકમાં મઆલિમુત–તન્ઝીલ નામનાં કુરઆનનાં ભાષ્યમાં લખ્યું છે કે અબુ સુફયાન પોતાની હીમાયત કરનાર લોકોને ખાવાનું આપી અને તેમને પંપાળી ઇસ્લામધર્મ સ્વીકારવાથી અટકાવ કરતો હતો.

(સઘળું સામર્થ્ય ખરચી) લડશો નહિ કે જેઓએ પોતાનાં સમ તોડયાં અને પયગંબરને કાઢી મુકવાનો ઇરાદો કર્યો અને તમારી સાથે (વિરોધ પણ) પ્રથમ તેમણેજ શરૂ કર્યો? શું તમે તે લોકોથી બ્હીઓ છો? જો તમે વિશ્વાસુ છો તો પરમેશ્વરને (એથી પણ) વધારે હક છે કે તમે તેનાથી બ્હીઓ. ૧૩. આ લોકો સાથે તમે (બેલાશક) લડો; પરમેશ્વર તમારે હાથે એમને શિક્ષા કરશે અને એમને ફજેત કરશે અને એમના ઉપર તમને જય આપશે અને મુસલમાન સમાજનાં અંતઃકરણ શાંત કરશે. ૧૪. અને તેમનાં મનમાં (નાસ્તિકો તરફથી) જે ગુસ્સો (ભરાયો) છે તે(ના આવેશ) પણ તે કાઢી નાંખશે. અને પરમેશ્વર જેનો જોઇએ તેનો પશ્ચાતાપ માન્ય કરે છે; અને પરમેશ્વર (સઘળાંની સ્થિતિથી) જાણકાર (અને) સત્યસંકલ્પ છે. ૧૫. (ઓ મુસલમાનો!) શું તમે એમ ધારો છો કે તમને (આમસ્તા) છોડી મુકવામાં આવશે; અને હજી પરમેશ્વરે એવા લોકોને (સંકટમાં સારી રીતે કસી) જોયા સુદ્ધાં નથી કે તમારામાંથી જેઓ ધર્મયુદ્ધ કરશે અને પરમેશ્વર અને તેના પયગંબર અને મુસલમાન લોકો સિવાય બીજા કોઇને જીવજાન મિત્ર તરીકે નહિ સ્વીકારશે? અને જે કંઈ તમે લોકો કરો છો તેની (સઘળી) ખબર પરમેશ્વરને છે. ૧૬. મૂર્તિપૂજકોને કંઈ હક નથી કે તેમણે (પોતાના જેવા નાસ્તિકોથી) પરમેશ્વરની મસ્જીદો આબાદ રાખવી અને (પોતાના આચારવિચારથી) પોતેજ પોતાની વિરૂદ્ધ નાસ્તિકપણાની સાક્ષી પૂર્યા કરવી. એજ લોકો છે કે જેમનું કરેલું મુકેલું (સઘળું) અફળ ગયું અને એજ લોકો નિરંતર નરકાગ્નિમાં રહેનાર છે. ૧૭. (ખરૂં જોતાં)

જેણે પરમેશ્વર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખ્યો અને નમાઝ પઢી અને જકાત આપ્યા કરી અને જેણે પરમેશ્વર સિવાય કોઇનીજ બ્હીક રાખી નહિ, તેજ માત્ર પરમેશ્વરની મસ્જીદો આબાદ રાખે છે. એવા લોકો માટે ઉમેદ રાખવામાં આવે છે કે તેઓ (આખરે) એવા લોકોમાં (જઇ સામેલ) થશે કે જેઓ સત્ય માર્ગે દોરવાયલા છે. ૧૮.
શું તમે લોકોએ 'હાજી' લોકોને પાણી પાવું અને સન્માનનીય મસ્જીદ (એટલે 'કાબા' ગૃહ) આબાદ રાખવું એ વાતોને જે મનુષ્ય પરમેશ્વર ઉપર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખે છે અને પરમેશ્વરના માર્ગમાં યુદ્ધ કરે છે, તેની (સેવા) જેવીજ ગણો છો? પરમેશ્વર આગળ એ (લોક) સરખા* નથી. અને પરમેશ્વર જુલમગાર લોકોને સરળ માર્ગ બતાવતો નથી. ૧૯.
જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને (ધર્મ માટે) સ્વદેશનો ત્યાગ કર્યો અને પોતાનું ધન અને પોતાનું તનમન† ખરચી પરમેશ્વરના

* હઝરત અબ્બાસ, પયગંબર સાહેબના પિત્રાઈ કાકા હતા. પણ તેમણે મક્કા શહેર જીતાયું ત્યારેજ વિશ્વાસ રાખ્યો. હઝરત અલી પયગંબર સાહેબના પિત્રાઇ ભાઇ તથા જમાઇ હતા. એમણે સઘળામાં પ્રથમ વિશ્વાસ રાખ્યો. પયગંબર સાહેબની સાથે સ્વદેશનો ત્યાગ કર્યો અને ધર્મને માટે યુદ્ધ પણ કર્યું. એથીજ હઝરત અલીની ઇસ્લામ ધર્મ માટેની સેવા અધિક હતી; પણ નજદીકનું સગપણ હઝરત અબ્બાસનું હતું. આ ઉપરાંત હાજી લોકોને પાણી પાવું અને કાબાગૃહની સેવા ચાકરી કરવી એમા પણ તે પોતાની પ્રતિષ્ઠા સમજતા. આ વાકયમાં ઇસ્લામની સેવા ચાકરીની શ્રેષ્ઠતા વર્ણવી છે.

† તનમન ખરચવા એટલે જાતે પોતે લડાઇમાં સામેલ થવું અને ધન ખરચી નાંખી યુદ્ધ કરવું એટલે ધર્મયોદ્ધાના ખરચખુંટણ માટેની જવાબદારી લેવી.

માર્ગમાં યુદ્ધ કર્યું, (તે લોકો) પરમેશ્વરના આગળ દરજ્જામાં સર્વથી મોટા છે; અને એજ (પોતાનું) સાર્થક પણ કરી લેનારા છે. ૨૦. એમનો પાલનકર્તા એમને પોતાની તરફથી દયા અને સુપ્રસન્નતાની અને આવા બાગો (માં રહેવા) ની ખુશખબર આપે છે કે જેમાં તેમને હમેશનું સુખ (પ્રાપ્ત) થશે. ૨૧. (અને એ લોકો) તે બાગમાં હમેશાં રહેશે. નિઃસંશય પરમેશ્વર આગળ (પુણ્યનું) મોટું ફળ (મળે) છે. ૨૨. ઓ મુસલમાનો! જો તમારા બાપો અને તમારા ભાઇઓ વિશ્વાસ કરતાં નાસ્તિકપણાને પ્રીય ગણે, તો તમે તેમને (તમારા) દોસ્ત કરતા નહિ. અને જે કોઇ તમારામાંથી તેમની સાથે મિત્રાચારી રાખે; તો એજ લોકો પરમેશ્વર આગળ આજ્ઞાનો ભંગ કરનારા છે. ૨૩. (ઓ પયગંબર! તું મુસલમાનોને સમજાવી) કહે કે જો તમારા વડીલો અને તમારાં છોકરાં છૈયાં અને તમારાં ભાઇઓ અને તમારી સ્ત્રીઓ તથા તમારા કુટુંબીઓ અને તમે જે કમાયા હો તે ધનદોલત તથા વેપાર ધંધો જેમાં મંદી થવાનો તમને અંદેશો રહે છે તે અને આબાદ ઘરો જે(માં રહેવા)નું તમને ગમે છે (એ સઘળું) પરમેશ્વર અને તેના પયગંબર અને પરમેશ્વરના માર્ગમાં યુદ્ધ કરવું તેના કરતાં પણ તમને વધારે પ્રીય હોય તો (જરા) રાહ જુઓ; એટલે સુધી કે જે કંઈ પરમેશ્વરને કરવું છે તે (તમારી આગળ) લઈ આવે. અને પરમેશ્વર (પોતાની) આજ્ઞાનો*

* આ વાક્યમાં શરૂઆતના મુસલમાનો માટે ઘણી સખ્તાઇ હોય એમ ઉપલક જોનારને કદાચ દેખાય; પણ તેમ બિલકુલજ નહોતું. કારણ માણસને આખરે મેળવવું જોઇએ એવુંજ ઇશ્વરપ્રેમ






**ભંગ કરનારા લોકોને સન્માર્ગની બુદ્ધિ આપતો નથી. ૨૪. (ઓ મુસલમાનો!) પરમેશ્વર અનેક સ્થળે તમને મદદ કરી ચુકયો છે, અને (ખાસ કરીને) 'હુનૈન'* (ની લડાઈ)ને**

---

તેને નિત્ય નજર આગળ રાખી પછી પ્રપંચ સંબંધી કામો જોવામાં અડચણુ નથી; પણુ જે કોઇ પરમેશ્વર અને તેના પયગંબર અને ઇશ્વરધર્મનું સંરક્ષણુ ના કરતાં જગતના વૈભવ વધારે પ્રીય ગણે તો તે આજ્ઞાનો ભંગ કરનારા તરીકે ગણવામાં આવશે. ગોત્ર સંબંધી દરકાર નહિ કરતાં મુસલમાનો ઇશ્વરની આજ્ઞા ઉપર દઢ રહ્યા તેથીજ તેમનો સમાજ જોરપર આવ્યો અને નાસ્તિકોનાં ટોળેટોળાં મુસલમાન થઇ ગયા. આવી રીતે મુસલમાનોને ઘણો વખત ગોત્ર સંબંધ ત્યાગ કરવાનું કારણ રહ્યું નહિ.

* હુનૈન એ મક્કા અને તાએફની વચમાં એક સ્થળ છે. મક્કા જીત્યા પછી પયગંબર સાહેબને એવી બાતમી મળી કે નાસ્તિક લોકો લડાઇ કરવા માટે હુનૈન મુકામે એકઠા થાય છે. ત્યારે પયગંબર સાહેબ જાતે મુહાજીરીન એટલે સ્વદેશ ત્યાગી અને અન્સાર ઉર્ફે મદદગાર મળી દશ હજાર મુસલમાન અને બે હજાર મક્કામાંનાં નવા મુસલમાનોનું લશ્કર લઇ તેમના ઉપર ચડાઇ કરી. સૈન્યને પર્વતની એક ખીણમાં થઇને જવાનું હતું. રસ્તો સાંકડો હોવાને લીધે થોડાં થોડાં માણુસો જઇ શકતાં હતાં; અને હવાજન જાતના લોકો ખીણુની પાસે મુસલમાનોને તાકીને બેસી રહ્યા હતા. લાગ જોઇ તેઓ તેમના ઉપર તુટી પડયા અને મુસલમાનોના પગ ઉખડી ગયા. મક્કેથી નીકળતાં કેટલાક મુસલમાનોને એવો ગર્વ હતો કે અમે હવે એટલા બધા છીએ કે નાસ્તિકો ઉપર અમે જરૂર વિજય મેળવીશું. આ ગર્વ એક રીતે નાશકારક હતો અને તેથીજ પરાજય થઇ મુસલમાનોને તેની શિક્ષા મળી. હુનૈનમાં જો કે પહેલાં પરાભવ થયો. અને તે એટલો સખત હતો કે લોકો પયગંબર સાહેબને મુકી નાસી પણુ ગયા. તોપણુ હઝરત અબ્બાસ પયગંબરની સાથેજ હતા. તેમનો અવાજ ઘણો મોટો હતો. તેમણે મોટેથી બુમ પાડતાંજ મુસલમાનો ફરી એકઠા થયા અને લડાઇ જીત્યા.




દિવસે કે જ્યારે તમારી (ફોજની) મોટી સંખ્યાએ તમને ગર્વિષ્ટ કરી મુકયા (કે અમે ઘણા છીએ); છતાં તે (સંખ્યા) તમને કંઈજ કામ લાગી નહિ. અને જમીન (આટલી) વિશાળ છતાં પણ તે તમને સાંકડી લાગવા માંડી. ત્યાર પછી તમે પીઠ ફેરવી નાસવા માંડયું. ૨૫. પછી પરમેશ્વરે પોતાના પયગંબર અને (તેમજ) મુસલમાનો ઉપર પોતાની શાંતિ મોકલી, અને (તમારી કુમકે દૂતોનાં) એવાં સૈન્યો મોકલ્યાં કે જે તમને દેખાતાં નહોતાં અને (આખરે) નાસ્તિકોને તેણે શિક્ષા કરી. અને નાસ્તિકોનું એજ ફળ છે. ૨૬. તો આ પછી પરમેશ્વર જેને ઈચ્છશે તેનો પશ્ચાતાપ માન્ય કરશે. અને પરમેશ્વર ક્ષમાવાન (અને) દયાળુ છે.૨૭. ઓ મુસલમાનો! મૂર્તિપૂજકો (કેવળ) ગલીચ છે, તો આ વરસ પછી, તેમણે પૂજ્ય મસ્જીદ (એટલે કાબાગૃહ)ની પાસે પણ ફરકવું નહિ. અને જો (તેમની સાથે આપ લે અને વ્યવહાર બંધ થવાથી) તમને દરીદ્રતાની બ્હીક લાગે તો (પકકો વિશ્વાસ રાખજો કે) પરમેશ્વર ઇચ્છશે તો તે તમને પોતાની ઉદારતાથી જલદીથીજ શ્રીમંત કરશે. નિઃસંશય પરમેશ્વર (સઘળાના મનના વિચાર) જાણે છે (અને) સત્ય સંકલ્પ છે. ૨૮. પુસ્તક* આપવામાં

* યહુદી અને ખ્રિસ્તીઓને પુસ્તક આપવામાં આવ્યું હતું તેવા લોકોમાં ગણવામાં આવ્યા છે; પણ અબદુર્રહમાન બિન ઓફના હઝરત ઉમરની હજુરમાં ખાત્રીપૂર્વક કહેવા પ્રમાણે હઝરત મોહમંદ પયગંબરે બહરૈનના હજર નામના ગામમાંના પારસી લોકોને પણ (હઝરત ઇબ્રાહીમ પયગંબરને પ્રકટ થએલો દિવ્ય આજ્ઞાલેખ અગર તેવાજ કોઈ પુસ્તક ઉપર તેમના ધર્મની સ્થાપના હતી માટે) પુસ્તક આપવામાં આવેલા લોકોમાં ગણ્યા છે. મુસલમાનોને જે






આવેલા લોકોમાંના જેઓ પરમેશ્વરને (જેમ માનવો જોઈએ તેમ) માનતા નથી અને (તેવીજ રીતે) છેવટના દિવસને પણ નહિ; અને પરમેશ્વરે તથા તેના પયગંબરે જે (વસ્તુ) નિષિદ્ધ કરી છે તેને તેઓ નિષિદ્ધ સમજતા નથી અને સત્ય ધર્મનો અંગિકાર કરતા નથી, (મૂર્તિપૂજકો સિવાય)

---

આચરણની તથા વિવાહ સંબંધ વગેરેની છૂટ યહુદી તથા ખ્રિસ્તી લોકો સાથે છે તેજ તેમને પારસી લોકો સાથે પણ હોવી જોઇએ. (જુઓ તફસીરે બૈઝાવી). એ સઘળા એક પરમેશ્વરને અને છેવટના દિવસને માને છે; પણ જેમ માનવા જોઇએ તેમ માનતા નથી. કારણ, ખ્રિસ્તીઓ ત્રણ અથવા ત્રણ સ્વરૂપવાળા ઈશ્વરને માને છે અને ઇસુ ખ્રિસ્તને પરમેશ્વરનો પુત્ર કહે છે. યહુદીઓ કહે કે અઝરા અથવા ઓઝેરના સો વર્ષ મત દશામાં રહ્યા પછી પરમેશ્વરે તેને ફરી સજીવન કર્યો. ત્યારે બખ્તનસ્સર (Bnebuchadnazzar) બાદશાહના અમલમાં તૌરાત એટલે પવિત્ર શાસ્ત્ર નષ્ટ યા વિસ્મૃત થયું હતું તે અઝરાએ પોતાના સ્મરણ ઉપરથી ફરી રચ્યું. તેથીજ તે સમયના યહુદીઓને આશ્ચર્ય લાગતાં તેઓ ઓઝૈરને પરમેશ્વરનો પુત્ર માનવા લાગ્યા. બાકી રહ્યા પારસીઓ તેઓ કહે છે કે પરમેશ્વર સર્વશાક્તમાન છે; આ ઉપરાંત યઝદાન સત્ય અને પુણ્યનો નિર્માણ કરનાર અને સ્વતંત્ર મુરબ્બી છે. તથા અહરમન અસત્ય તથા પાપનો નિર્માણ કરતા અને સ્વતંત્ર મુરબ્બી છે એમ પણ માને છે. પરંતુ આવી પરસ્પર વિરોધી એવી બે સ્વતંત્ર વ્યક્તિઓને સૃષ્ટિની શરૂઆતમાં માનીએ તો સૃષ્ટિ એ બે પક્ષની બરાબર શક્તિની નજરે જોતાં બિલકુલ નિર્માણ થાયજ નહિ. પણ તે બન્નેમાં જે એક વધારે શક્તિવાળો છે અને જેના કારણે સૃષ્ટિ નિર્માણ થઇ છે. તેજ સૃષ્ટિનો સર્વશક્તિમાન કર્તા ઠરે છે અને અહરમન હારી ગયો એટલે તેની સ્વતંત્રતા નષ્ટ થઈ. તો સૃષ્ટિકર્તા પરમેશ્વર એકજ સર્વશક્તિમાન




એવા (લોકો) સાથે પણ તમે લડો; એટલે સુધી કે હલકા પડી જઇ તેઓ (પોતાને) હાથે જઝીયા ખંડ* આપે. ૨૯. અને યાહુદીઓ કહે છે કે 'ઓઝેર' પરમેશ્વરનો પુત્ર છે; અને ખ્રિસ્તીઓ કહે છે કે ખ્રિસ્ત પરમેશ્વરનો પુત્ર છે. એ તેમના પોતાના મોઢાનું કહેવું છે. તેઓ (પોતાની) અગાઉ જેઓ નાસ્તિક (થઈ ગયા) છે તેમનાજ બોલવાની લઢણ પકડી લે છે. પરમેશ્વર તેમનો નાશ કરો! (જુઓ તો) તેઓ (સન્માર્ગથી) કયાંના કયાંજ ભમતા ફરે છે!. ૩૦. આ લોકોએ

સ્વતંત્ર અને હરીફ વિનાનો છે. વળી બે સ્વતત્ર વ્યકિતઓ માનવા એ પરમેશ્વરના સર્વશકિતમાન હોવાની વિરૂધ્ધ છે. તો ખરેખર જોતાં આ લોકોએ પરમેશ્વરને માનવો જોઇએ તે પ્રમાણે માન્યો નથી; વળી તેમના છેવટના દિવસની માન્યતા પણ બરાબર નથી.

* પ્રાચીનકાળથી હમેશ એમ ચાલ્યું આવ્યું છે કે બાદશાહ કિંવા રાજા પોતાની રૈયત પાસેથી કર અથવા લાગા વસુલ કરે છે. પછી જે રાજા પુણ્યશાળી અને પ્રજાવત્સલ હોય છે તે રૈયતનો ફાયદો અને સુખ જેમાં હોય તેવાં કામો કરે છે. જેવાં કે રસ્તા, શાળા, ઇસ્પીતાલ વગેરે. પણ જે વિલાસી અને સ્વાર્થી હોય છે તે રૈયત પાસેથી જોર જુલમથી લીધેલી દોલત ઉડાઉપણે ખરચી નાંખે છે; એટલે તેનું રાજ્ય કમજોર અને રૈયત અસંતોષી થાય છે. તેની પાસે કંઈ લશ્કર કે પોલીસ હોતાં નથી તેમજ અપક્ષપાતી અને નિસ્પૃહી ન્યાયની અદાલતો પણ હોતી નથી. જઝીયા પણ આજ જાતનો કર હતો મુસલમાન બાદશાહો આ કર પરધર્મી રૈયત પાસેથી દેશમાં શાંતિ સ્થાપવા અને છુટીછવાઈ લડાઇથી તેમનું રક્ષણ કરવા માટે લેતા. મુસલમાનો પોતાનોજ ધર્મ પાળનારા હોવાથી બાદશાહો તેમને પોતાના સમજી દેશ રક્ષણનું કામ સોંપતા. તેમની પાસે નોકરી લેવામાં આવતી હોવાથી તેઓ જઝીયામાંથી મુકત હતાં. આવી જાતના કરને જુલમી ગણવો એ સમજુ માણસોનું કામ નથી.

પરમેશ્વરને છોડી પોતાના વિદ્વાનોને* તથા પોતાના સન્યાસીઓને અને 'મર્યમ'ના પુત્ર ખ્રિસ્તને પ્રભુ માન્યો. અને ખરૂં જોતાં, (અમારી તરફથી) તેમને એટલોજ હુકમ આપવામાં આવ્યો હતો કે તેમણે એકજ પરમેશ્વરની ભક્તિ કરવી; તેના સિવાય (બીજો) કોઈ ઉપાસ્ય નથી. તેઓ જેને (તેનો) ભાગીદાર માને છે તેનાથી તે પવિત્ર છે. ૩૧. તેઓ ઇચ્છે છે કે પરમેશ્વરના (ઇસ્લામ રૂપી) પ્રકાશને મ્હોંડેથી (ફુંક મારી) ઓલવી નાંખવો; અને પરમેશ્વરને એ મંજુર છે કે હરેક રીતે તે પોતાનો પ્રકાશ પરિપૂર્ણ કરી નાંખે; અને (પછી જોઈએ તે) તે નાસ્તિકોને અણગમતું જ લાગે! ૩૨. તેજ એવો (પરમ પવિત્ર) છે કે જેણે પોતાના પયગંબર (મોહંમદ)ને સદ્બોધ તથા સદ્ધર્મ આપી મોકલ્યો કે તે સર્વ ધર્મ ઉપર તેનું સર્વોપરીપણું જાહેર કરે;† અને (પછી જોઇએ તો) મૂર્તિ-

* યહુદી અને ખ્રિસ્તીઓએ પોતાના આગેવાનોના આદરસન્માનની કંઈ હદજ રાખી નહિ. લગભગ એજ સ્થિતિ હિંદુ કહેવામાં આવતા લોકોની પણ થઈ; પોતાના આગેવાનોના કામો અને વચનને તેઓ ઇશ્વરનોજ હુકમ હોય એમ માનતા. તેથીજ તેઓ પોતાના વિદ્વાનોને અને સન્યાસીઓને પ્રભુ માનતા, એમ પરમેશ્વરે બતાવ્યું છે. હાલના કેટલાક મુસલમાનો પણ એવીજ રીતે પીરની, ગુરૂની કે કબરની પૂજા કરે છે. તેમણે આ વાકયમાંથી બોધ લેવા યોગ્ય છે.

† ઘણા કાળ સુધી ઇસ્લામ ધર્મ આ દુન્યાના હકુમત તથા રાજ્યના સંબંધમાં સર્વોપરી ગણાતો હતો. હમણા જો કે તે સર્વોપરીપણું નથી તોપણ ઇસ્લામ ધર્મના સિદ્ધાંત તથા પ્રમાણ મજબુત અને અક્કલમાં ઉતરે એવાં હોવાથી તેનું સર્વોપરીપણું હજી રહ્યું છે; અનેપરમેશ્વર ધારે તો તે કયામતના દીવસ સુધી તેવુંજ રહેશે.

પૂજકોને અણગમતુંજ લાગે ! ૩૩. ઓ મુસલમાનો! (ગ્રંથધારી લોકોના) ઘણાખરા વિદ્વાનો તથા સન્યાસીઓ લોકોનો માલ અન્યાયથી ખાઇ જાય છે; અને પરમેશ્વરના માર્ગથી (લોકોને) અટકાવે છે. અને જે લોકો સોનુ અને ચાંદી એકઠાં કરે છે અને તેમાંથી પરમેશ્વરને માર્ગે (કંઇ) ખરચ કરતા નથી; તો (ઓ પયગંબર!) તેમને (કયામતના દિવસની) દુઃખદાયક શિક્ષાની ખુશખબર સંભળાવી દે. ૩૪. તે દિવસે તે (સોના તથા ચાંદી)ને 'જહન્નમ'ના અગ્નિમાં (મુકી) તપાવવામાં આવશે પછી તે વડે તેમનાં કપાળ અને તેમનાં પડખાં અને તેમની પીઠ ઉપર ડામ દેવામાં આવશે; અને (તેમને સ્પષ્ટ કહેવામાં આવશે કે) તમે તમારે માટે (જગતમાં) જે એકઠું કરતા હતા તે આજ છે. તો (આજે) તમે જે એકઠું કર્યું હતું તેનો સ્વાદ ચાખો. ૩૫. જે દિવસે પરમેશ્વરે આકાશ અને પૃથ્વી પેદા કર્યાં છે (ત્યારથીજ) પરમેશ્વર આગળ મહિનાની સંખ્યા પરમેશ્વરના પુસ્તક (એટલે સુસંરક્ષિત એવી ગુપ્ત પત્રિકા)માં બાર મહિના (લખેલા ચાલ્યા આવે) છે; તેમાંથી ચાર* (મહિના) પવિત્ર (અને સાર્વજનિક શાંતિના) છે. સરળ-ગણત્રી-ધર્મ આજ છે. તો (મુસલમાનો! સન્માન અને શાંતિના) આ (ચાર મહિના)માં (લડાઈ અને રક્તપાતથી આ મહિનાની બેહુરમતી કરી) તમારા પોતા ઉપર જુલમ કરતા નહિ, અને જેમ મૂર્તિપૂજક લોકો તમારી સાથે બધાં† મળીને લડે છે તેમ તમે પણ બધા મળીને તેમની

* ચાર મહિના એટલે શવ્વાલ ઝિલ્કાદ, ઝિલ્હજ્જ, અને મોહર્રમ.

† બીજો અર્થ એવો છે કે મુસલમાનો અને મૂર્તિપૂજકો વચ્ચે લડાઇ હરે તો મૂર્તિપૂજકો જેમ મુસલમાનો માટે વિચાર કરતા નથી તેમ કોઈ મુસલમાનોએ પણ મૂર્તિપૂજકોનો વિચાર કરવો નહિ.

સાથે લડો; અને જાણજો કે પરમેશ્વર (અત્યાચાર વિષે) સાવચેત* રહેનારાની સાથે છે. ૩૬. મહિનાઓને આગળ પાછળ† હટાવી દેવા એ પણ માત્ર નાસ્તિકપણાની પરાકાષ્ટાજ છે. કે જેથી કરીને નાસ્તિક લોકો (ધર્મથી ફરી) કુમાર્ગે દોરવાય છે. એક વર્ષે એક મહિનાને તેઓ અનિવિદ્ધ (હલાલ) સમજે છે અને તેનેજ બીજે વર્ષે નિષિદ્ધ (હરામ) માને છે; (આમાં તેમનો હેતુ આ હોય છે) કે પરમેશ્વરે જે (ચાર

* કુરઆનનાં કેટલાંક વાક્યો બીજાં વાક્યોનું સ્પષ્ટાકરણ કરે છે. એ એક સર્વમાન્ય નિયમ છે. એનો અર્થ એટલોજ કે એકજ મજકુર કુરઆનમાં અનેક જગાએ આવે છે; પણ કોઇ ઠેકાણે એક જાતના શબ્દો આવે છે તો બીજી જગાએ બીજાજ શબ્દો આવે છે. સઘળાને સાથે મુકી અર્થ બેસાડતાં યોગ્ય અર્થ ધ્યાનમાં આવે છે. અહીં 'મુત્તકીન' શબ્દના અનેક અર્થ થાય છે. પરંતુ પહેલા પ્રથમ જે અર્થ થાય છે તે બ્હીને ચાલનારા એવો છે; અને અમે (અત્યાચાર વિષે) સાવચેતી રાખનારા એવો અર્થ કર્યો છે. એનો આધાર અધ્યાય ૨ : ૧૯૪ મી આયત "પછી જે તમારા ઉપર (કોઇ જાતનો) અત્યાચાર કરે, તો જેવો અત્યાચાર તેણે તમારા ઉપર કર્યો હોય તેવોજ અત્યાચાર તમે પણ તેના ઉપર કરો. અને (અત્યાચાર કરવામાં) પરમેશ્વરથી બ્હીતા રહો અને જાણજો કે (તે વિષે) સાવચેત રહેનારાઓનોજ પરમેશ્વર સાથી છે.'

† ચંદ્રમા ઉપરથી ગણાતા મહિનામાં ઋતુને લીધે વધઘટ થયા કરે છે. જે મહિના એક વખત [illegible]માં આવે છે તેજ મહિના વખત જતાં ઉન્હાળામાં આવે છે. એથી કોઈ વખત એમ બને છે કે પૂજ્ય અને શાંતિના ચાર મહિના લડાઇના મોસમમાં આવે છે. એવા વખતે મૂર્તિપૂજકો પોતાની મરજી માફક મહિનાને આગળ પાછળ હટાવી નાંખતા; એની મનાઇ કરવામાં અવી છે. કારણ એમાં લોકો ફસાતા હતા.

મહિના) નિષિદ્ધ કર્યા છે તેની ગણુનાનો (આપણી ગણુના સાથે) મેળ કરી પરમેશ્વરે જે મહિના વર્જ્ય (હરામ) કર્યા છે તેજ તેમણે અવર્જ્ય (હલાલ) ઠરાવવા. તેમનાં બદકર્મો તેમને સારા સુશોભિત કરી દેખાડવામાં આવ્યાં છે. અને જે લોકો નાસ્તિકપણું કરે છે તેમને પરમેશ્વર સન્માર્ગની બુદ્ધિ આપતો નથી. ૩૭. ઓ મુસલમાનો! તમને શું થઈ ગયું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે પરમેશ્વરને માર્ગે (લડવા માટે) નીકળો;* ત્યારે તમે ભારે થઈ જમીન ઉપર બેસી જાઓ છો શું તમે પરલોકને બદલે આલોકનાં આયુષ્ય ઉપરજ સંતુષ્ટ થઈ બેઠા? (જો એમજ છે) તો (એ તમારી ભૂલ છે; કારણ કે) પરલોકના (ફાયદા) આગળ ઐહિક આયુષ્યનો ફાયદો ઘણોજ થોડો છે. ૩૮. જો તમે (બોલાવવામાં આવ્યા છતાં પણ પરમેશ્વરને માર્ગે લડવાને) નહિ નીકળો, તો પરમેશ્વર તમને ઘણી દુઃખદાયક શિક્ષા કરશે; અને તમારે બદલે બીજા લોકોને (પયગંબરની મદદે) લાવી હાજર કરશે; અને તમે તેનું કંઇ પણ બગાડી શકવાના નથી; અને પરમેશ્વર સર્વ શકિતમાન છે. ૩૯. જો તમે પયગંબરને મદદ નહિ કરો, તો (કંઇ ફીકર નહિ. પરમેશ્વર તેનો મદદગાર છે;) તેણેજ પોતાના પયગંબરની મદદ તે વખતે કરી હતી કે જ્યારે નાસ્તિકોએ તેને (એવો નિરાધાર કરી ઘરમાંથી) બહાર કાઢી મુકયો હતો (કે તેઓ ફકત બેજ જણ હતા અને) બેમાંનો બીજો (પયગંબર); તે વખતે એ બેઉ (સૌર પર્વતની) ગુફામાં હતા (અને) તે વખતે

* આ તબુકની લડાઇની હકીકત છે કે તેનાથી દાંભિકો મ્હોંડું ચૂકવતા હતા. આગળની ટીકા જુઓ.

પયગંબર પોતાના સાથી (અબુબકર)ને સમજાવતો હતો કે તું (કંઇ પણ) ખેદ (ચિંતા) કરતો નહિ; નિઃસંશય પરમેશ્વર આપણી સાથે છે. પછી પરમેશ્વરે પોતાના પયગંબર ઉપર પોતાની શાંતિ ઉતારી, અને તેને (દૂતોનાં) એવાં સૈન્યો મારફત ટેકો આપ્યો કે જેમને તમે લોકો જોઇ શકયા નહિ; અને તેણે નાસ્તિકોનો બોલ હેઠો પાડયો. અને (હમેશાં) પરમેશ્વરનોજ બોલ ઉપર છે. અને પરમેશ્વર સામર્થ્યવાન* (અને) બુદ્ધિમાન છે. ૪૦. (મુસલમાનો!) તમે હલકા (એટલે

* હઝરત પયગંબર સાહેબે પુરાં દશ વર્ષ મક્કામાં રહી ઇસ્લામ ધર્મનાં સિદ્ધાંત જાહેર કર્યાં અને તેમ કરતાં નાસ્તિકો તરફથી તેમને જાતજાતનાં સંકટો તથા દુઃખો ભોગવવાં પડયાં. એ સઘળુ તેમણે મુંગે મ્હોડે સહન કર્યું. એક વખત નાસ્તિકોએ તેમનો જીવ લેવાનો પણ મનસુબો કર્યો. જ્યારે તેમની ખાતરી થઇ કે લોકોના હાથમાંથી બચવું મુશ્કેલ છે. ત્યારે પયગંબર સાહેબે રાતના હઝરત અલીને પોતાના બીછાના ઉપર સુવાડી હઝરત અબુબકરને સાથે લઇ મક્કાથી ત્રણ માઇલને અંતરે સૌર અથવા થૌર નામના પર્વતની ગુફામાં જઈ સંતાઇ રહ્યા. પેલી તરફ નાસ્તિકોને ખબર પડતાંજ તેઓએ શોધ શરૂ કરી, પયગંબર સાહેબ જે ગુફામાં સંતાઇ બેઠા હતા ત્યાં નાસ્તિકો આવી ગયા. પણ પરમેશ્વરે તેમને આંધળા કરી નાંખેલા એટલે તેઓ પયગંબરને જોઇ શકયા નહિ. આ વખતનો ઉલ્લેખ છે કે જે વેળાએ હઝરત અબુબકર ગુફાના દરવાજા ઉપર નાસ્તિકોને ફરતા જોઇ ગભરાતા હતા અને પયગંબર સાહેબ તેમને દીલાસો આપતા હતા. આટલી બધી ઇશ્વરનિષ્ઠા તથા વિશ્વાસ પયગંબર સાહેબ સિવાય કોઇને પણ હોવાં શકય નથી. ટુંકમાં જયારે મક્કાની આસપાસ શોધ કરવાની ધામધુમ પુરી થઈ ત્યારે પયગંબર સાહેબ રાહદારીનો રસ્તો છોડી બીજી તરફથી મદીને






શસ્ત્ર વિનાના હો) કે ભારે (એટલે હથીયારબંધ) હો, તો પણ (પરમેશ્વરના માર્ગમાં લડવા માટે પયગંબર બોલાવે એટલે) નીકળી ઉભા રહેજો; અને તમારૂં ધન તથા તમારૂં તનમન વ્યય કરી પરમેશ્વરના માર્ગમાં જીહાદ કરો. જો તમે (જીહાદ એટલે ધર્મને માટે ભારે મહેનત અથવા યુદ્ધ કરવાની મૂળ નેમ) જાણતા હો તો આ તમારે માટે (ઘણું) ઉત્તમ છે. ૪૧. (ઓ પયગંબર!) જો તુર્તાતુર્ત ફાયદો હોત અને મુસાફરી પણ મધ્યમ રીતનીજ; (અને તું આ દાંભિકોને પોતાની સાથે આવવા બોલાવતે) તો એઓ (તરતજ) તારી પાછળ આવતે. પરંતુ તેમને પલ્લો લાંબો લાગ્યો. અને (તું તેમને પાછળ રહેવાનું કારણ પુછશે. તો એઓ) પરમેશ્વરના સોગન ખાઇ કહેશે કે જો અમાગથી બની શકતે તો અમે અવશ્ય તમો લોકોની સાથે નીકળી ઉભા રહેતે. એ લોકો (ખોટા સોગન ખાઈ પરલોકની શિક્ષાની દૃષ્ટિએ) પોતેજ પોતાનો નાશ કરી લે છે. અને પરમેશ્વર જાણે છે કે એ

નીકળી ગયા. આનેજ હિજરત કહે છે અને આ વખતથીંજ મુસલમાનોનો હિજરી સન ગણાય છે. જ્યાં સુધી તેઓ ગુફામાં રહ્યા ત્યાં સુધી તેમના ખાવા પીવા વગેરેનો બંદોબસ્ત અબુબકરને ત્યાંથી થયો હતો. હઝરત અબુબકરની આ મોટી સેવા ચાકરી ઘણી સ્મરણીય છે. કોઇપણ મુસલમાન તે ભૂલી જઈ શકનાર નથી. આ વાકયમાં દૂતોની મદદનો મજકુર છે. એમાં કંઇ આશ્ચર્ય નથી કે હિજરત એટલે સ્વદેશ ત્યાગ કરતી વખતે પણ દૂતો આવ્યા હશે અને તેમણે નાસ્તિકોને આંધળા કરી મુકયા હશે. કદાચ બદ્ર, હુનૈન અને ખંદકની લડાઇ માટે ઇશારો હોય. તેમાં પણ દૂતોનું આવવું અને સહાય કરવું એ સ્પષ્ટપણે કુરઆનથી સિદ્ધ છે.




લોકો અલબત જુઠા છે. ૪૨. (એ પયગંબર!) પરમેશ્વર તને ક્ષમા કરો! તેં તેમને (પાછળ રહી જવાની) પરવાનગીજ શા માટે આપી? તે વખત સુધી (રાહ જોઇ હોત) કે તને સાચા તેટલા (જુદા) જાહેર થઈ જતે અને જુઠાને (જુદા) જાણી લેતે. ૪૩. (એ પયગંબર!) જે લોકો પરમેશ્વર ઉપર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખે છે, તેઓ તારી પાસે આ વાતની પરવાનગી માંગતા નથી કે પોતાનું ધન તથા પોતાનું તનમન ખરચી જીહાદ કરવું (કે નહિ.) અને પરમેશ્વર (પોતાનાથી) બ્હીને ચાલનારાને સારી રીતે ઓળખે છે. ૪૪. (પાછળ રહી જવા માટે) તારી પાસે એવાજ લોકો ફક્ત પરવાનગી માગે છે કે જેઓ પરમેશ્વર ઉપર તથા છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખતા નથી અને તેમનાં અંતઃકરણ શંકાગ્રસ્ત થયાં છે. તો તેઓ પોતાની શંકામાંજ આના કાની કર્યા કરે છે (કે શું કરવું અને શું નહિ કરવું.) ૪૫. અને જો એ લોકો (મનથી ઘરમાંથી) બહાર નીકળવાનો ઇરાદો કરતે તો તેઓ તે માટે કંઇ તૈયારી કરતેજ કરતે. પરંતુ પરમેશ્વરને તેમની જગાએથી તેઓનું હાલવુંજ ના પસંદ હતું; એટલે તેણે તેમને આળસુ બનાવી દીધા. અને (જાણે તેમને) કહેવામાં આવ્યું હોય કે બીજા જેઓ (થાકી જઇ) બેઠા છે, તેમની સાથે તમો પણ બેસી રહો. ૪૬. જો એ લોકો તમો (મુસલમાનો) સાથે (સામેલ થઇ) નીકળતે તો પણ તેઓ તમારામાં ફક્ત બીજી વધારેજ ખરાબી કરતે; અને તમારામાં ફિસાદ ફેલાવવાના હેતુથી તમારામાં (અહીંથી તહીં અને તહીંથી અહીં) દોડા દોડ કરતા ફરતે; (તે જુદુંજ). અને (ગજબ એ છે કે) તમારામાં એવા પણ છે કે જેઓ

તેમનું સાંભળે છે. અને પરમેશ્વર તોફાની લોકોને સારી પેઠે ઓળખે છે. ૪૭. (ઓ પયગંબર!) તેઓએ અગાઉ પણ ફિસાદ કરવાનો ઈરાદો કર્યો અને તારા (બગાડવા) માટે કામોની ઉથલપાથલ કર્યા કરી; એટલે સુધી કે (ઈશ્વરની મદદનું) ખરૂં વચન આવી પહોંચ્યું અને પરમેશ્વરનો હુકમ પ્રબળ રહ્યો; અને તેઓ નાખુશજ થઈ રહ્યા. ૪૮. અને આ(જ દાંભિકો)માં તે (મૂર્ખ) પણ છે કે જે (તને) એવી દરખાસ્ત કરે છે કે મને (તું પાછળ રહેવાની) પરવાનગી આપ, અને મને (રોમન સૌંદર્યના) મોહપાશમાં ફસાવતો નહિ. જુઓ! એ લોકો મોહપાશમાં (આવીજ) પડયા; (પછી રોમન સૌંદર્યનો મોહપાશ નહિ તો પણ ઇશ્વર આજ્ઞાનો ભંગ કરવાનો પાશ તો ખરોજ). અને ખરેખર જહન્નમ-નરકાગ્નિ (સમસ્ત) નાસ્તિકોને* ઘેરી લે છે. ૪૯.

* હઝરત પયગંબર સાહેબના વખતમાં જે લોકો મુસલમાન થયા હતા તેઓ ઘણી સખત કસોટીમાં હતા. તે વખતે ઇસ્લામ શરૂઆતનીજ સ્થિતિમાં હતો, અને તેથીજ તે કમજોર, અશક્ત અને પરતંત્ર હતો. એટલાજ માટે તે સમયના મુસલમાનોનો દરજ્જો ઘણો ઉંચો હતો. પયગંબર સાહેબને ઘણી લડાઇઓ લડવી પડી હતી તેમાં છેલ્લી તબૂકની હતી. તબૂક, સીરીયા પ્રાંતનું એક શહેર હોઈ ત્યાં રોમન લોકોની સત્તા હતી. ધર્મે એ લોકો ખ્રિસ્તી હતા. એવી ખબર એક વખત શત્રુએ ફેલાવી કે અરબ દેશમાં દુકાળ પડયો છે અને પયગંબર સાહેબનો પણ દેહાંત થયો. આ સાંભળી રોમન બાદશાહને અરબ દેશ જીતવા અભિલાષા થઈ અને તેણે કેટલુંક લશ્કર પણ તે તરફ રવાના કર્યું. પયગંબર સાહેબને આ વાતની ખબર થતાંજ, દેશ જીતવા માટે નહિ તેમજ લડાઇ કરવા માટે નહિ પણ માત્ર રોમન લોકોની મગરૂરી તોડવા માટે તેમણે આ ચડાઇ કરી

(ઓ પયગંબર!) જો તને એકાદ ભલાઈ પહોંચે છે તો તે આ (દાંભિકો)ને ખોટું લાગે છે. અને જો તારા ઉપર એકાદ સંકટ આવી પડે તો તેઓ કહેવા લાગે છે કે (આજ વિચારે) અમે પહેલેથીજ અમારૂં કામ (ઠીક ઠાક) કરી લીધું હતું; અને (એમ કહી) તેઓ ખુશખુશ થતા (તારી પાસેથી ઉઠી) પાછા ચાલ્યા જાય છે. ૫૦. (ઓ પયગંબર! તું આ લોકોને) કહે કે જે કંઇ પરમેશ્વરે અમારે માટે લખી મુકયું છે તે સિવાય (બીજું કંઇ) સંકટ અમારા ઉપર આવી શકતું નથી. તેજ અમારો મુરબ્બી છે; અને મુસલમાનોને જોઇએ કે તેના ઉપરજ માત્ર તેમણે ભરોસો મુકવો. ૫૧. (હે પયગંબર!) તું આ લોકોને કહે કે તમે અમારે માટે બન્ને કલ્યાણકારી* વાતમાંની એક (નહિ તો બીજી)ની (ખામુખા)

મોસમ સારી ન હોતી; સખત ગરમી પડતી હતી. એક તરફ ખજુરની ફસલ તૈયાર હતી. એ ફસલ ઉપર મદીનાના લોકોનો આધાર હતો. તેમાં વળી હથીયાર તેમજ બીજો સરસામાન લઇ જવાનાં સાધનો પણ જોઇએ તેવાં ન હોતાં. એમ છતાં પયગંબર સાહેબની ઇચ્છા એવી હતી કે આ તરફથી ચડાઈ લઇ જતાં રોમન લોકો ગભરાઇ જશે. ટુંકમાં, લડાઇ વગેરે કંઇ થઇ નહિ પરંતુ કેટલાક દુરાગ્રહી દાંભિક-મુસસલમાનોએ પયગંબર સાહેબની સાથે જવા આનાકાની કરી; અને તે માટે તેઓએ ગતત જાતનાં બહાનાં કાઢયાં. વળી કેટલાકે એવું પણ બહાનું કાઢ્યું હતું કે રોમન લોકોનાં સૌંદર્યની એટલી બધી વાખવાખી છે કે એમ નહિ થાય કે આપણે તેમનાં સૌંદર્યના મોહપાશમાં ફસાઇ જઇએ. ગમે તેમ પણ નાસ્તિકોને નરકાગ્નિએ ઘેર્યા હતા.

* એટલે આપણી વચ્ચેની લડાઇનું પરિણામ અમારી બાબતમાં બે તરેહનાં થઇ શકે છે. જો અમે જય મેળવીએ તો અમે ગાઝી–વીરપુરૂષ અને માર્યા જઇએ તો શહીદ: એટલે ગમે તે દાવ પડે તો પણ તે મુસલમાનોના લાભમાંજ છે.

રાહ જુઓ છો ને? અને અમે તમારે માટે આ વાતની રાહ જોઇએ છીએ કે પરમેશ્વર તમને પોતાના તરફથી એકાદ શિક્ષામાં સપડાવે અથવા અમારે હાથે (તમને એકાદ શિક્ષા કરે!) તો (વારૂ) તમે પણ રાહ જુઓ; અમે પણ તમારી સાથે રાહ જોઇએ છીએ. ૫૨. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે તમે ખુશીથી ખરચ કરો કે નાખુશીથી; તમારાં દાન ધર્મ (પરમેશ્વર આગળ) કોઈ પણ રીતે માન્ય થનાર નથી; કારણ કે તમે આજ્ઞાનો ભંગ કરનારા લોકો છો. ૫૩. અને તેમનાં દાનધર્મ તેમની તરફથી કબુલ રાખવામાં તેમને કોઈ પણ નડતર થઈ નહિ, પરંતુ એજ કે તેમણે પરમેશ્વર અને તેના પયગંબર(ની આજ્ઞા પાળવા)ને ના પાડી, અને તેઓ નમાઝ પઢવા આવે છે તે પણ માત્ર અળસાઇનેજ; અને (પરમાર્થમાં) ખરચ કરે છે તે પણ માત્ર નાખુશ થઇનેજ. ૫૪. તો (હે પયગંબર!) તારે તેમનાં દ્રવ્યથી આશ્ચર્ય નહિ પામવું જોઇએ અને નહિ તેમની સંતતિથી (કે પરમેશ્વરે તેમના સંસારમાં બરકત શા માટે આપી મુકી છે! આ બરકત નહિ, પણ) પરમેશ્વર એમ ઈચ્છે છે કે ઐહિક જીંદગીમાં તે તેમને આ (દ્રવ્ય તથા સંતતિ) વડે શિક્ષા કરે અને (એ કે) તેમના પ્રાણ નીકળી જાય અને (તે વખતે પણ) એઓ નાસ્તિકજ રહે. ૫૫. અને (મુસલમાનો! આ દાંભિક લોક તમારી આગળ પરમેશ્વરના સોગન ખાય છે કે તેઓ પણ ખરેખર તમારામાંનાજ છે. અને ખરૂં જોતાં તેઓ તમારામાંના નથી; પરંતુ તેઓ એવા લોકો છે કે જેઓ (તમારાથી) બ્હીએ છે. ૫૬. જો કયાંયે તેમને આશ્રય મળશે અથવા (છુપાઇ રહેવા જેવી) ગુફા અથવા અંદર પેસી જઇ

બેસવાની (બીજી કોઇ) જગા (મળશે;) તો તેઓ દોરડાં તોડી તોડીને પણ તે તરફ દોડશે. ૫૭. અને (ઓ પયગંબર!) તેમનાંમાંના કેટલાક લોક એવા પણ છે કે જેઓ ખેરાત(નો માલ લોકોને વહેંચી આપવા)માં તારા ઉપર (અન્યાયનો) દોષ મુકે છે. પણ જો તેમને તેમાંથી (તેમની મરજી પ્રમાણે) આપવામાં આવે તો તેઓ સંતુષ્ટ થાય છે; અને જો તેમને તેમાંથી (તેમની ઈચ્છા પ્રમાણે) નાહ આપવામાં આવે તો (થઇ રહ્યું,) તેઓ તરતજ રીસાઈ બેસે છે. ૫૮. અને જે કંઈ પરમેશ્વરે તથા તેના પયગંબરે તેમને આપ્યું હતું તેમાંજ જો તેઓ સંતોષ માની રહેતે અને કહેતે કે અમને પરમેશ્વરજ બસ છે; (અને હવે નહિ આપ્યું તેથી શું થયું?) આગળ પરમેશ્વર પોતાની ઉદારતાથી અને તેમજ તેનો પયગંબર આપણને (પુષ્કળ) આપશે; ખરેખર અમે તો પરમેશ્વર તરફજ ધ્યાન રાખી બેઠા છીએ; તો (આ તેમને માટે ઘણું સારૂં થાત). ૫૯. ખેરાત (ઝકાત)નો માલ તો માત્ર ગરીબગુરબાંનો હક છે, અને અન્નને માટે મોતાજ એવા ગરજાઉનો તથા ખેરાત ઉપરના (નિમેલા) અમલદારોનો અને જે લોકોનાં અંતઃકરણ (ઇસ્લામ તરફ) વળેલાં હોય તેમનો (આવા કામમાં ખેરાત એટલે ઝકાત ખર્ચ કરવી;) અને (તેવીજ રીતે ગુલામોની) ગરદનો (બંધમુક્ત કરવા)માં, અને કરજદારો(નું કરજ ફેડવા)માં અને (તેમજ) પરમેશ્વરના માર્ગ (એટલે ધર્મના લડવૈયાઓ માટેના યુદ્ધ સરંજામ)માં અને વટેમાર્ગુ(ની વાટ ખરચી)માં. (આ હક) પરમેશ્વર તરફથી ઠરેલા (છે). અને પરમેશ્વર જ્ઞાની (તથા) બુદ્ધિમાન છે (કે યોગ્ય સ્થળે ખરચ કરવાનું ફરમાવે છે.) ૬૦. અને






આ (દાંભિકો)માંથી (કેટલાક) એવા પણ છે કે જેઓ પયગંબરને ઈજા કરે છે અને કહે છે કે આ (ગૃહસ્થ) કાન (નો કાચો) છે. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે કાન(ના* કાચા હોવું એ) તમારા હિતમાં છે. તે પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખે છે અને મુસલમાનો(ની વાત) ઉપર પણ વિશ્વાસ રાખે છે; અને તમારામાંથી જે લોકોએ વિશ્વાસ રાખ્યો છે તેમને માટે તો તે (સર્વોપરી) દયા(જ દયા) છે. અને જે લોકો પરમેશ્વરના પયગંબરને ઇજા કરે છે તેમને (કયામતને દિવસે) દુ:ખદાયક શિક્ષા (થવાની) છે. ૬૧. (મુસલમાનો! આ લોકો) તમારી રૂબરૂ પરમેશ્વરના સોગન ખાય છે; એટલા માટે કે તેમણે તમને રાજી કરી લેવા. અને ખરૂં જોતાં, પરમેશ્વર અને તેના પયગંબર વધારે હકદાર છે કે જો આ લોકો ખરા મુસલમાન હોય તો તેમણે (પરમેશ્વર અને પયગંબર) એ (દરેક)ને રાજી કરવા. ૬૨. શું તેમણે હજી સુધી એટલી વાત પણ જાણી નહિ કે જે કોઇ પરમેશ્વર અને તેના પયગંબર સાથે વિરોધ કરે છે, તેને માટે 'જહન્નમ'—નરકની આગ

* એટલે પયગંબર સાહેબનો પોતાનો મત કંઇજ નહોતો. જે કોઇ કંઇ કહેતું તેનો તેઓ વિશ્વાસ કરતા અને કાન(ના કાચા હોવું એ) તમારા હિતમાં છે એનો અર્થ એટલોજ છે કે મુસલમાનોનો વિશ્વાસ કરવો અને તેમને ખરા માનવા એ પયગંબરનો સ્વાભાવિક ગુણ છે; અને તે તમારા હિતમાં છે. પણ જો કોઇ વિશ્વાસનું બહાનું કાઢનારનાજ મનમાં ખરાબી હોય તો એ તેનો અપરાધ છે; કે તેણે પયગંબરને ખોટી બાતમી આપી અને પયગંબરે તેના બહારથી મુસલમાન હોવા ઉપર ભરોસો રાખી તેનો વિશ્વાસ કર્યો.




(તૈયાર) છે; ત્યાં તે સદા રહેશે. (અને) આ મોટી ફજેતી(ની વાત) છે. ૬૩. દાંભિક* લોકો (આ વાતથી પણ) બ્હીએ છે. કે રખેને (પરમેશ્વર તરફથી) મુસલમાનોને (પયગંબર મારફત) એવો એકાદ અધ્યાય પ્રકટ કરવામાં આવે કે જે તેમના મનમાં જે કાંઇ હોય તે મુસલમાનોને કહી દે. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે (વારૂ) તમે ઠઠ્ઠા મશ્કરી કરો; જે (વાત)થી તમે બ્હીઓ છો તે પરમેશ્વર ખુલ્લી કરશેજ (કરશે). ૬૪. અને (ઓ પયગંબર!) જો તું આ લોકોને પુછે (કે આ શું વાત હતી) તો તેઓ જરૂર આજ જવાબ આપશે કે અમે તો અમસ્તા ગપાં મારતા હતા અને રમતા હતા. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે તમારે ઠઠ્ઠા મશ્કરી કરવી હતી તો શું પરમેશ્વરનીજ તથા તેની નિશાનીઓની અને તેનાજ પયગંબરની? ૬૫. તમે કંઈ બહાનું કાઢતા નહિં; ખરૂં તો એ કે તમે વિશ્વાસ રાખ્યો છતાં નાસ્તિક થઈ ગયા. જો અમે તમારામાંના એક પક્ષને માફી આપીએ તો પણ બીજા પક્ષને અમે શિક્ષા કરીશુંજ; કારણ તેઓજ (મૂળે) અપરાધી† હતા. ૬૬. દાંભિક પુરૂષો અને

* દાંભિકોમાં કેટલાક અશ્રદ્ધાળુ હતા અને કંઇ ખાસ કારણને લીધે પોતે મુસલમાન નહિં છતાં પોતાને મુસલમાન તરીકે જણાવતા; અને કેટલાક વ્હેમી તથા દ્વીમુખી હતા. આ વાકયમાં આ બીજી જાતના દાંભિકોનો ઉલ્લેખ છે. તેઓ કોઈ કોઈ વેળા બ્હીતા પણ હતા, પણ ઈશ્વરી ધર્મનો ઉપહાસ તથા ઠઠ્ઠા મશ્કરી કરવાનું છોડતા નહિં હતા.

† જે દાંભિક લોકો ઉપહાસ કરતા હતા તેમનામાં કેટલાક તો એવા હતા કે જે વ્યવહાર માટેજ લોકોના દેખાદેખી હાંજી હાંજી કરી ડોકું ધુણાવતા. એમનો અપરાધ હલકો છે. અને કેટલાક ખરેખરજ

દાંભિક સ્ત્રીઓ એક બીજાના મળતીઆ* છે; તેઓ ખરાબ કામ (કરવા)ની (લોકોને) સલાહ આપશે અને ભલા (કામ કરવા)ની મનાઇ કરશે અને (પરમેશ્વરને માર્ગે ખરચ કરવાનો વખત આવે ત્યારે) પોતાના હાથ બંધ રાખશે. (વસ્તુસ્થિતિ એવી છે કે) આ લોકો પરમેશ્વરને ભૂલી ગયા, એટલે (જાણે તેના બદલામાં) પરમેશ્વર પણ તેમને ભૂલી† ગયો. કંઈ શક નથી કે દાંભિકો (ઘણાજ) શિરજોર છે. ૬૭. દાંભિક પુરૂષો તથા દાંભિક સ્ત્રીઓ તથા નાસ્તિક લોકોને માટે પરમેશ્વરે જહન્નમ-નરકાગ્નિનો વાયદો કરી મુકયો છે કે એ લોકો નિરંતર તેમાંજ રહેશે. તેજ તેમને માટે બસ છે. અને પરમેશ્વરે તેમને શ્રાપ આપ્યો છે અને તેમને માટે કાયમની શિક્ષા છે. ૬૮. (ઓ દાંભિકો!) તમારી અગાઉ જે લોકો થઈ ગયા છે તેમની જેવી સ્થિતિ (થઇ હતી. તમારી પણ તેજ સ્થિતિ થઈ) કે તેઓ તમારા કરતાં ઘણા બળવાન હતા, અને ધન દોલત તથા સંતતિમાં પણ વધારે હતા. તો તેઓ પોતાના ભાગનો (ઐહિક) ફાયદો લઈ ગયા. પણ જેમ તમારી અગાઉના લોકોએ પોતાના ભાગનો (ઐહિક) ફાયદો લીધો હતો; તેમજ તમે પણ પોતાનાં ભાગનો (ઐહિક) ફાયદો લીધો. અને જેવી નકામી વાતોમાં તે લોકો

ઇસ્લામ તરફ ખોટો અભિપ્રાય ધરાવતા હતા; એજ લોક મૂળે ઉપહાસ અને ઠઠ્ઠા મશ્કરી કરવામાં કારણભૂત હતા. અને તેઓજ પરમેશ્વર આગળ શિક્ષાને પાત્ર ઠર્યા. અહીં કોઇને માટે પણ ખુલ્લો ઉલ્લેખ કર્યો નથી; એથી સઘળાએ પોતપોતાની બાબતમાં જાગૃત અને સાવધ રહેવું યોગ્ય છે.

* એટલે આ સઘળાનો મત એકજ છે.

† પરમેશ્વર ભૂલી ગયો એટલે પરમેશ્વર તેમની દાદ લેનાર નથી.

ઉતરી પડતા હતા તેવીજ નકામી વાતોમાં તમે પણ ઉતરવા લાગ્યા. આજ (તે) લોકો (છે કે) આલોક તથા પરલોક (બન્ને)માં તેમનુ કરેલું મુકેલું (સઘળું) ફોગટ ગયું. અને એઓજ નુકસાનમાં રહ્યા. (તો દાંભિકો! તમારૂં પણ આજ પરિણામ આવવાનું છે). ૬૯. શું આ (દાંભિકો) પાસે તેમની અગાઉ જે લોકો થઈ ગયા છે તેમની ખબર આવી નથી? (એટલે) 'નૂહ'ના તથા 'આદ' અને 'સમૂદ'ના લોકોની અને 'ઇબ્રાહીમ'ના લોકોની તથા 'મદ્યન'ના રહેવાસીઓની અને ઉધા વાળેલા ગામોના (એટલે 'લૂત'ના લોકોનાં ગામોના) રહેવાસીઓની? આ (સઘળા)ના પયગંબરો એમની પાસે ખુલ્લે ખુલ્લા ચમત્કાર લઇ આવ્યા. (અને તેમણે બિલકુળ સાંભળ્યું નહિ અને ઇશ્વરની શિક્ષાના સપાટામાં સપડાઇ ગયા;) પણ પરમેશ્વર એવો નથી કે તેમના ઉપર જુલમ કરે; પરંતુ એ લોકો (પરમેશ્વરની અવગણના કરી) પોતેજ પોતાના ઉપર જુલમ કરતા હતા. ૭૦. અને મુસલમાન પુરૂષો અને મુસલમાન સ્ત્રીઓ એક બીજાના મિત્ર છે; તેઓ (લોકોને) ભલાઈ કરવા કહે છે અને બદીની મનાઇ કરે છે અને નમાઝ પઢે છે અને ઝકાત આપે છે અને પરમેશ્વર અને તેના પયગંબરના હુકમ પ્રમાણે ચાલે છે; એજ લોકો (એવા) છે કે જેમની (સ્થિતિ) ઉપર પરમેશ્વર જલદીથી દયા કરશે. નિઃસંશય પરમેશ્વર સામર્થ્યવાન (અને) બુદ્ધિવાન છે. ૭૧. વિશ્વાસુ પુરૂષો અને વિશ્વાસુ સ્ત્રીઓને પરમેશ્વરે (સ્વર્ગની) વાડીઓનો વાયદો કર્યો છે કે જેની નીચે થઇને (પાણીની) નદીઓ વહે છે (અને તેઓ) તેમાં હમેશ રહેશે; અને તેમજ પરમેશ્વરે (તેમને) હમેશ રહેનાર સ્વર્ગની વાડીઓમાં સારાં

(સારાં) ઘરોનો (વાયદો કર્યો છે.) અને પરમેશ્વરની સુપ્રસન્નતા (જે આ વાતથી પ્રાપ્ત થશે તે આ સઘળાં સુખ કરતાં પણ) ઘણીજ મોટી છે; એજ મોટું સાર્થક છે. ૭૨. ઓ પયગંબર! નાસ્તિકો સાથે (હથીયાર વડે) અને દાંભિકો સાથે (વાચાથી)* જીહાદ–ધર્મ યુદ્ધ કર અને તેમના ઉપર સખતાઈ કર; (કારણ એઓ આ સખતાઈને પાત્ર છે.) અને (અંતે) તેમનું ઠેકાણું જહેન્નમ–નરકાગ્નિ છે. અને તે (ઘણીજ) ખરાબ જગા છે! ૭૩. (આ દાંભિકો) પરમેશ્વરના સોગન ખાય છે કે તેઓ તો તે (અયોગ્ય) વાત બોલ્યાજ નથી. અને ખરૂં જોતાં તેઓ નાસ્તિકપણાના બોલ અવશ્ય બોલ્યા અને ઇસ્લામ સ્વીકાર્યા પછી નાસ્તિક થઇ ગયા; અને (પયગંબર સાથે દાંડાઇ કરવાનો પણ) તેમણે નિશ્ચય કર્યો પણ તેમાં તેઓ † ફાવી શકયા નહિ. અને એ લોકો ચીડાઇ શાથી ગયા આટલા ઉપરથીજને? કે પોતાની મહેરબાનીથી પરમેશ્વરે અને તેના પયગંબરે તેમને શ્રીમંત કરી નાંખ્યા;

* હથીયાર અને વાચાનું બંધન અમે પયગંબર સાહેબની વર્તણુક ઉપરથી લગાડયો છો કારણ તેમણે દાંભિકો સાથે નાસ્તિકોની પેઠે ધર્મયુદ્ધ કર્યું નહિ.

† દાંભિક લોકો પયગંબર સાહેબ તથા મુસલમાનો સાથે આડકત્રી રીતે અદાવત રાખતા હતા. હંમેશાં એવી તજવીજ કરતા કે જેથી તેમને નુકસાન પહોંચે. પણ કોઇપણ તજવીજ સફળ થતી નહિ. પાછળથી તેઓ મનમાં ઘણુંજ બળીને વાતો કરતા હતા અને તેમને પીડા કરતા. આ વાકયના ભાષ્ય–તફસીરમાં ભાષ્યકારોએ–મુફસ્સીરોએ દાંભિકોના અનેક તોફાનીપણાનો ઉલ્લેખ કર્યો છે. તેમાંથી એક અમે ભાષાંતરમાં સ્વીકાર્યો છે, જેમકે પયગંબર સાથે દાંડાઇ કરવાનો અને તેમને મદીનામાંથી કાઢી મુકવાનો.

પણ એ લોકો જો (હમણાં પણ) પશ્ચાતાપ કરે તો તે તેમને માટે ઉત્તમ થશે, અને જો તેઓ મ્હોં ફેરવે તો પરમેશ્વર તેમને આલોક તથા પરલોકમાં (ઘણીજ) દુઃખદાયક શિક્ષા કરશે; અને ભૂલોકમાં કોઈ પણ તેમનો હિમાયતી (થનાર) નથી તેમ નહિ મદદગાર. ૭૪. અને આ (દાંભિકો)માંના કેટલાક લોક એવા પણ છે કે જેમણે પરમેશ્વર સાથે ઠરાવ કર્યો હતો કે જો તે પોતાની કૃપાથી અમને (ધન દોલત) આપે તો અમે અવશ્ય દાન ધર્મ કરીશું અને જરૂર (પરમેશ્વરના) સદાચરણી (ભકતો) પૈકી થઈશું. ૭૫. પછી જ્યારે પરમેશ્વરે તેમને પોતાની કૃપાથી (ધન) આપ્યું, ત્યારે તેઓ તેમાં કૃપણપણું કરવા લાગ્યા, અને દુરાગ્રહ કરી (પોતાના ઠરાવથી) ફરી ગયા. ૭૬. પરિણામ એ આવ્યું કે તેઓ પરમેશ્વની નજરોનજર થાય તે દિવસ સુધી (એટલે કયામતના દિવસ સુધી) પરમેશ્વરે તેમના અંતઃકરણમાં દાંભિકપણું ઉત્પન્ન કર્યું; એટલા માટે કે તેમણે પરમેશ્વર સાથે જે વાયદો* કર્યો હતો તેમાં તેઓએ વિરોધ

* હઝરત પયગંબર સાહેબ-પરમેશ્વર તેમને ધન્યવાદ અને શાંતિ બક્ષો-એમના વખતમાં સઅલબા નામનો એક દાંભિક હતો. તેણે પયગંબર આગળ વિનંતી કરી કે મારી ધનદોલત તથા સંપત્તિ વધે માટે તમે પરમેશ્વર આગળ મારે માટે પ્રાર્થના કરો. પયગંબર સાહેબે તેને સમજાવી કહ્યું કે સંપત્તિ વધવાથી માણસ ગાફેલ થાય છે અને પોતાનું ખરૂં કામ એટલે આત્મોદ્ધાર કરવાથી ચુકે છે, તો છે તેમાંજ સંતોષ માની બેસ. તેણે પ્રતિજ્ઞાપૂર્વક ઠરાવ કર્યો કે મને વધારે સંપત્તિ મળે તોપણ હું ગાફેલ થઇશ નહિ. પણ ઇશ્વર તરફ કૃતજ્ઞ થઇ રહીશ અને તેના માર્ગે ખેરાત જકાત આપતો રહીશ.

કર્યો અને (વળી) એટલા માટે કે તેઓ જુઠું બોલતા હતા. ૭૭. શું તેમણે એટલું પણ જાણ્યું નહિ કે પરમેશ્વર તેમના છુપા ભેદો તથા તેમની છાની વાતો જાણે છે અને એ કે પરમેશ્વર અદૃષ્ટ-ગેબી વાતનો પણ મોટો જાણકાર છે ? ૭૮. આ (દાંભિક)જ છે કે જેઓ મુસલમાનોમાંના (પૈસાવાળા અને) રાજી ખુશીથી ખેરાત કરનારા લોકો ઉપર (ખોટું ડોળ ઘાલવાનો) દોષ મુકે છે. અને જે લોકોને જાતે કષ્ટ કર્યા સિવાય કંઈ મળતું નથી (અને એમ છતાં પણ જે કંઇ મળે છે તે પરમેશ્વરને માર્ગે ખરચ કરવાને તત્પર રહે છે) તેમના ઉપર પણ (ખાલી શેખાઇ કરવાનો આરોપ મુકે છે). વળી તેઓ તે (સઘળા)ઓને હસે* છે; પણ પરમેશ્વર† આ

પયગંબર સાહેબની પ્રાર્થનાને જોરે પરમેશ્વરે તે સઅલબાને ઢોરઢાંખરમાં તથા ખેતરમાં એટલી બરકત આપી કે તેનાં ઢોર મદીનાના જંગલમાં સમાયાં પણ નહિ; એટલે તે મદીના છોડી બહાર કોઇ ગામમાં જઇ વસ્યો. હવે તેને પોતાના કામકાજમાંથી એટલી પણ ફુરસદ નહિ મળતી કે પોતે પયગંબર સાહેબની હજુર આવી શકે અગર જુમ્આ એટલે શુક્રવારની નમાઝ અથવા જમાતમાં સામેલ થાય. પછી જ્યારે તેની પાસેથી જકાત બાકી વસુલ કરવા માટે તગાદો થયો ત્યારે તે બબડવા અને ધકેલપટ્ટી કરવા લાગ્યો. પછી એક વખત તે પયગંબર સાહેબ આગળ જકાત લઇને આવ્યો. પણ પયગંબરે તે માન્ય કરી નહિ; અને તેમની પાછળ થએલા તેમના ખલીફાએ પણ તે કર સ્વીકાર્યો નહિ એ સઅલબા હઝરત ઉસ્માન ખલીફાના અમલમાં મરણ પામ્યો

* મુસલમાન બે જાતના હતા; કેટલાક પૈસાવાળા અને કેટલાક ગરીબ. એઓ જ્યારે દાનધર્મ કરતા ત્યારે દાંભિકો બેઉ ઉપર હસતા. પૈસાવાળાને તેઓ કહેતા કે તમે લોકોમાં ખોટો ડોળ ઘાલો છો અને ગરીબ લોકોને મેણું મારતા કે તમે ખાલી ફીસીઆરી મારો છો

† એટલે પરમેશ્વર દાંભિકોની હાંશી મશ્કરીનો બદલો આપશે.

(દાંભિકો) ઉપર હંસે છે; અને તેમને માટે દુઃખદાયક શિક્ષા (તયારજ) છે. ૭૯. (ઓ પયગંબર !) તું તેમને માટે ક્ષમાની પ્રાર્થના કર અથવા તેમને માટે ક્ષમાની પ્રાર્થના કરતો નહિ; (એમને માટે સઘળું સરખુંજ). જો તું સિતેર*

* સિત્તેરનો અર્થ એટલી સંખ્યા નહિ પણ પુષ્કળ એવો થાય છે હઝરત પયગંબર સાહેબની સહીહ હદીસ–આધારભૂત વચન સંગ્રહમાં છે કે દાંભિકોના સરદાર અબ્દુલ્લા બિન ઉબે મરણ પામ્યો ત્યારે તેના છોકરાએ પયગંબર સાહેબ આગળ દરખાસ્ત કરી કે તેના શબને જનાઝામાં મુકયા પછી નમાઝ તેમણે કરવી. પયગંબર સાહેબ રાજી થયા અને નમાઝ કરવા ઉભા રહ્યા. અબ્દુલ્લા ભારે દાંભિક તથા ઇસ્લામ ધર્મનો કટ્ટો વેરી હતો અને તેને હાથે પયગંબર સાહેબ તેમજ મુસલમાનોને ભારે ઇજા પહોંચી હતી. હઝરત ઉમરે પયગંબર સાહેબને નમાઝ પઢતાં અટકાવ્યા અને આ આયત યાદ દેવાડી. પયગંબર સાહેબે કહ્યું કે ઇશ્વરે સિતેર વખત એટલા માટે કહ્યું કે દાંભિકો માટેની હું તારી પ્રાથના એટલે સુધી સાંભળનાર નથી. તેથી સિતેર કરતાં વધારે વખત હું પ્રાર્થના કરીશ એટલે કદાચ તે માન્ય થાય; એમ કહી તેમણે અબ્દુલ્લાના શબ ઉપર નમાઝ પઢાવી એટલુંજ નહિ પણ તેમણે તેના કફન માટે પોતાના શરીર ઉપરથી પહેરણ પણ આપ્યું. નમાઝ પઢાવ્યા બાદ "(ઓ પયગંબર !) જો એમનામાંથી કોઈ મરી જાય, તો તું કદીપણ તેના (શબ) ઉપર નમાઝ પઢતો નહિ અને તેની કબર ઉપર પણ જઇ ઉભો રહેતો નહિ." આ વાકય સાદર થયું. પયગંબર સાહેબના આ વર્તનથી કોઇએ એવું સમજવું નહિ કે તેઓ 'સિતેર' શબ્દનો અર્થ સમજ્યા નહોતા. પરંતુ વાત એ છે કે પયગંબર સાહેબ સંપુર્ણ રીતે દયાજ દયા હતા. તેમને માટે 'અને અમે તને સકળ જગતના લોકો માટે દયા(નું પુતળું) કરી મોકલ્યો છે! એવું કુરઆનનું વચન છે. ઉપેક્ષા અને ક્ષમા તો' તેમનો સ્વભાવજ હતો; અને

વખત તેમને માટે ક્ષમાની પ્રાર્થના કરશે, તો પણ પરમેશ્વર કદીપણ તેમને ક્ષમા કરનાર નથી. આ (તેમનાં એ કર્મની શિક્ષા) છે કે તેમણે પરમેશ્વર અને તેના પયગંબરનો અસ્વીકાર કર્યો; અને પરમેશ્વર (એવા) આજ્ઞાનો ભંગ કરનાર લોકોને સન્માર્ગની સુબુદ્ધિ આપતો નથી. ૮૦. જે (દાંભિકો)ને (ખુદ તેમનાજ દુરાગ્રહને લીધે) પાછળ રહેવા દેવામાં આવ્યા, તેઓ પરમેશ્વરના પયગંબરના (મત) વિરૂદ્ધ પોતાને ઘેર બેસી રહેવાથી ઘણા ખુશ થયા; અને પરમેશ્વરને માર્ગે પોતાનું ધન તથા પોતાનું તનમન અર્પણ કરી જીહાદ કરવાનું તેમને પસંદ પડયું નહિ. અને તેઓ (લોકોને) સમજાવવા લાગ્યા કે (આવી) ગરમીમાં (ઘરમાંથી) નીકળતા નહિ. (ઓ પયગંબર ! આ લોકોને) કહે કે ગરમી તો નરકાગ્નિની ઘણી સખત છે. તેઓ જો આટલું સમજતે તો (ઠીક હતું) ! ૮૧. માટે (એક

પરમેશ્વરની દયા તથા કરૂણાની પણ તેમને મોટી આશા હતી. પયગંબર સાહેબે પોતાના સ્વભાવ પ્રમાણે 'સિતેર' શબ્દનું નિમિત્ત કરી જગત માટે પોતે દયાનું પુતળું હતા એ સિદ્ધ કર્યું. અબદુલ્લાના કફન માટે પોતાનું જે પહેરણ એમણે આપ્યું હતું તે ખરેખર રીતે તો અબદુલ્લાએ કરેલા એક પ્રકારના ઉપરકાનો બદલો હતો, પયગંબર સાહેબના પીત્રાઈ કાકા હઝરત અબ્બાસ જ્યારે મુસલમાન થયા ત્યારે તેમનાં કપડાં બદલવાં પડયાં. તે શરીરે ઉંચા અને રૂષ્ટપુષ્ટ હતા અને અબદુલ્લાના પહેરણ સિવાય બીજા કોઇનું તેમને આવ્યું નહિ, ધન્ય કે તેઓ આટલા પહેરણનો ઉપકાર પણ વાળ્યા વિના રહ્યા નહિ. આજ વાતો પયગંબર સાહેબ વિષેનો અમારો વિશ્વાસ અને શ્રદ્ધા વધારે છે. જગતના ઇતિહાસમાં આવાં ઉદાહરણો ભાગ્યેજ મળે છે.

દિવસ એવો આવશે કે) એ લોકો હસશે થોડા અને રડશે ઘણા; (અને આ) તેઓ (જગતમાં) જે કર્મ કરતા હતા તેનો બદલો (છે). ૮૨. તો (ઓ પયગંબર !) જો પરમેશ્વર તને (લડાઇમાંથી) આ (દાંભિકો)ના કોઇપણ પક્ષ તરફ (સુખરૂપ) પાછો લઈ જાય અને (પછી કદી એ લોકો જીહાદ માટે) નીકળવાની તારી પાસે પરવાનગી* માગે; તો તું (તે વખતે તેમને) કહી દેજે કે તમે મારી સાથે (જીહાદ માટે) કદી નીકળશો નહિ અને મારી સાથે રહી કદીપણ કોઈ શત્રુ સાથે લડશોયે નહિ. ખરેખર તમે પહેલી વખત (ઘરમાં) બેસી રહેવામાં રાજી થયા તો (હવે પણ) પાછળ અટકી બેસનારાની સાથે (ઘરમાં) બેસી રહો. ૮૩. અને (ઓ પયગંબર !) જો એમનામાંથી કોઈ મરી જાય તો તું કદી પણ તેના (શબ) ઉપર નમાઝ પઢતો નહિ અને તેની કબર ઉપર પણ ઉભો રહેતો નહિ; (કારણ કે) તેમણે પરમેશ્વર તેમજ તેના પયગંબરનો અસ્વિકાર કર્યો; અને એઓ આજ્ઞાભંજક હતા તેવાજ મરી ગયા. ૮૪. અને એમની ધનદોલત અને એમની ઓલાદને લીધે તારે આશ્ચર્ય પામવું નહિ જોઇએ (કે પછી આ ઐહિક સંસારની વૃદ્ધિ એમને ત્યાં કેમ, હા, આ ઐહિક સંસાર–વૃદ્ધિ એટલા માટે છે કે) આ (ધન તથા ઓલાદ) વડે તેણે તેમને આ લોકમાંજ શિક્ષા કરવી; અને તેમના પ્રાણ નીકળી જાય અને (તે વખતે પણ) તેઓ નાસ્તિકજ રહે. ૮૫. અને (ઓ પયગંબર !) જ્યારે એકાદ અધ્યાય પ્રકટ કરવામાં આવે છે (અને તેમાં એવી

---

* એટલે તેઓ પરવાનગી માગે તો તેમને કહો કે તમે જુઠું બોલો છો અને તમારૂં અત્યાર લગીનું વર્તન આ વાતની સાક્ષી પુરે છે.

આજ્ઞા હોય છે) કે પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખો અને તેના પયગંબરની સાથે રહી 'જીહાદ' કરો; ત્યારે એમનામાંના (જેઓ) સામર્થ્યવાળાઓ (છે તેઓ) તારી પાસે પરવાનગી માંગે છે અને કહે છે કે અમને (અહીંજ) મુકી જા, કે (બીજા) બેસી રહેનારાઓ સાથે અમે પણ (ઘરમાં બેસી) રહીએ. ૮૬. એમણે સ્ત્રીઓ જે પાછળ (ઘરમાં બેસી) રહે છે, તેમની સાથે (પાછળ બેસી) રહેવાનું પસંદ કર્યું; અને એમના અંતઃકરણ ઉપર મોહર મારવામાં આવી; તેથી એ લોકો (જીહાદની ખુબીઓ કંઇજ) સમજતા નથી. ૮૭. પરંતુ પયગંબર અને જેમણે તેની સાથે (પરમેશ્વર ઉપર) વિશ્વાસ રાખ્યો છે (એ સઘળાઓએ) પોતાનું ધન તથા પોતાનું તનમન (પરમેશ્વરને માર્ગે) અર્પણ કરી જીહાદ-ધર્મયુદ્ધ કર્યું; એજ લોકો છે કે જેમને (આ લોક તેમજ પરલોક એ બન્નેનું) બધું શ્રેય મળશે; અને એઓજ (આખરે પોતાના મનોરથમાં) સફળ પણ થનાર છે. ૮૮. એમને માટે પરમેશ્વરે (સ્વર્ગના) બગીચાઓ તૈયાર કરી રાખ્યા છે કે જેની હેઠળ થઇને (પાણીની) નદીઓ વહે છે; (અને એઓ) તેમાં હમેશાં રહેશે. (અને) એજ મોટું સાફલ્ય છે. ૮૯. અને (ઓ પયગંબર!) ગામડીયા* લોકોમાંના પણ (કેટલાક) ખોટું બહાનું કાઢનારા (તારી પાસે બહાનું કાઢી)

* તબુકની લડાઇમાં જતી વખતે ગામડીયા અરબ એટલે બની-અસદ અને બની-ગતફાનનાં કુટુંબો કહેવા લાગ્યાં કે અમારી પાસે માલ થોડો છે પણ કુટુંબ મોટું છે; અને આમિર બીન તુફેલે કહ્યું કે અમે લડાઇમાં જઇએ તો બની-ત્તૈ અમારા કુટુંબને તથા ઢોર ઢાંખરને લુટી જશે. ખોટું બહાનું કાઢનારા આવી જાતના હતા.

આવ્યા કે તેમને પણ (પાછળ રહી જવાની) પરવાનગી આપવામાં આવે અને જે લોકો (ઇસ્લામનો ખોટો દાવો કરી) પરમેશ્વર સાથે તેમજ તેના પયગંબર સાથે, જુઠું બોલ્યા હતા, તેઓ (ઘેરજ) બેસી રહ્યા. (અને આવ્યા પણ નહિ. પણ ઓ પયગંબર!) તેમનામાંથી જેઓએ નાસ્તિકપણું કર્યું તેમને જલદીથીજ દુઃખદાયક શિક્ષા આવી પહોંચશે. ૯૦. (ઓ પયગંબર!) દુર્બળ અને દુઃખમાં પીડાતા અને જે લોકોને (લડાઇમાં) જે ખરચવું જોઈએ તે મળતું નથી તે લોકો, જે અર્થે (લડાઈથી પાછળ બેસી રહીને પણ) પરમેશ્વર તથા તેના પયગંબરનું ભલું ચિંત્યા કરે, તે અર્થે તેમના ઉપર (લડાઇમાં નહિ જવાથી કંઇ ગુન્હો નથી. (આ) સારાં કામ કરનારા ઉપર (દોષ મુકવા માટે)કંઈ માર્ગ નથી.અને પરમેશ્વર ક્ષમાવાન(અને) દયાળુ છે. ૯૧. અને આવા લોકો ઉપર પણ (દોષ મુકવા માટે કંઈ માર્ગ) નથી કે જે લોકો તારી પાસે જ્યારે (દરખાસ્ત લઈ) આવ્યા કે તું તેમને માટે સ્વારી(ની વ્યવસ્થા) કરી દે; ત્યારે તેં (તેમને) જવાબ આપ્યો કે મને તો કંઇ (સ્વારી) મળતી નથી કે હું તે ઉપર તમને સ્વાર કરાવું. (એ સાંભળી તે લોકો પોતાને ઠેકાણે) પાછા ફર્યા અને (લડાઇ માટે) જે ખરચવું જોઈએ તે તેમને મળ્યું નહિ એટલે ખેદ પામી તેમની આંખોમાંથી આંસુ વહેવા માંડયાં. ૯૨. ખરેખર આવા લોકો ઉપર (દોષ મુકવાને) માર્ગ છે કે જેઓ શ્રીમંત હોવા છતાં તારી પાસે (પાછળ રહી જવાની) પરવાનગી માગે છે. એમને સ્ત્રીઓ જે (ઘણું કરી પાછળ (ઘેર બેસી) રહે છે તેમની પાસે (પાછળ બેસી) રહેવાનું પસંદ પડયું છે; અને પરમેશ્વરે એમનાં અંતઃકરણ ઉપર મોહર લગાડી મુકી છે; તેથી આ (લોકો જીહાદની ખુબીઓ) જાણતા નથી. ૯૩.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૧૧ મો.

સૂરતુ-ત્તૌબા (ચાલુ.)



(મુસલમાનો) જ્યારે તમે (જીહાદમાંથી પાછા ફરી) દાંભિકોની તરફ પાછા જાઓ, ત્યારે (એ લોકો) તમારી આગળ (તરેહ તરેહનાં) નિમિત્ત કાઢશે. (તો; ઓ પયગંબર! એમને) કહી દે કે તમે નિમિત્ત આગળ કરતા નહિ; અમે (મુસલમાનો) કોઈપણ પ્રકારે તમારો વિશ્વાસ કરનાર નથી. પરમેશ્વરે તમારી (સઘળી) હકીકત અમને જણાવી દીધી છે. અને હજી તો પરમેશ્વર અને તેના પયગંબર તમારાં કૃત્યોને જોશે; પછી (આખરે) તમને એવા (પરમ સમર્થ પરમેશ્વર) તરફ પાછા ફેરવવામાં આવશે કે જે અદૃષ્ટ તેમજ દૃષ્ટ (બન્ને)નો જાણુકાર છે. પછી જે કંઇ તમે (જગતમાં) કરતા હતા, (તે સઘળું) તે તમને જાહેર કરશે. ૯૪. (મુસલમાનો) જ્યારે તમે (જીહાદમાંથી પાછા ફરી) એમની તરફ પાછા જાઓ, ત્યારે એ લોકો જરૂર તમારી આગળ પરમેશ્વરના સોગન ખાશે; એટલા માટે કે તમે તેમને છેડો નહિ; માટે તમે તેમની પાછળ પડતા નહિ; કારણ, એ લોકો મલીન છે. અને (આખરે) તેમનું ઠેકાણું 'જહન્નમ' છેઃ (અને આ) તેઓ (જગતમાં) જે કરતા હતા તેનો બદલો (છે). ૯૫. એ (લોકો) તમારી આગળ સોગન ખાશે કે તમે તેમના ઉપર રાજી થઇ જાઓ, પણ તમે

જો તેમના ઉપર રાજી થઈ જાઓ તો પણ પરમેશ્વર (આ) આજ્ઞાભંજક લોકો ઉપર રાજી થનાર નથી. ૯૬. ગામડીયા લોકો નાસ્તિકપણા અને દાંભિકપણામાં ઘણા સખત છે; અને તેઓ (જહાલપણાને લીધે) એનેજ લાયકના છે કે પરમેશ્વરે પોતાના પયગંબરને જે (પુસ્તક) પ્રકટ કર્યું છે તેમાંના હુકમ તેઓ (બિલકુલ) સમજે નહિ; અને પરમેશ્વર જ્ઞાની (તથા) બુદ્ધિવાન છે. ૯૭. અને ગામડીયા લોકોમાં કેટલાક(એવા પણ) છે કે જેઓ (પરમેશ્વરના માર્ગમાં) તેમને જે ખરચ કરવો પડે છે તેને (વિના કારણનો) દંડ સમજે છે; અને તેઓ તમો (મુસલમાનો) માટે (કાળ)ચક્રની રાહ જુએ છે. તો તેમના ઉપરજ (કાળનું) દુષ્ટ ચક્ર આવો! અને પરમેશ્વર (સઘળાનું) સાંભળે છે (અને સઘળું) જાણે છે. ૯૮. અને ગામડીયા લોકોમાંથી કેટલાક એવા પણ છે કે જેઓ પરમેશ્વર અને છેવટના દિવસ ઉપર વિશ્વાસ રાખે છે અને જે કંઇ (પરમાર્થમાં) ખરચ કરે છે તેને પરમેશ્વરની ખાસ હજુરમાં જવાનું તથા પયગંબરની દુઆનું સાધન સમજે છે. તો જુઓ! ખરેખરજ તે (ખરચ કરવો) તેમને માટે ખાસ હજુરી છેજ; કે (મરણ બાદ) પરમેશ્વર તેમને પોતાની દયા હેઠળ લેશે. નિઃસંશય પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૯૯. અને 'મુહાજીરીન'* અને 'અન્સાર'માંના જે લોકો (ઇસ્લામ સ્વીકા-

* પયગંબર સાહેબ નાસ્તિકોના હેરાન કરવાથી કંટાળી જઇ મક્કાથી મદીને ચાલ્યા ગયા. આવી રીતે પયગંબર સાહેબે સ્વદેશ ત્યાગ કર્યો તેને હિઝરત કહે છે. બીજા મુસલમાનો પણ પયગંબર સાહેબની આગળ પાછળ મદીનામાં એકઠા થઇ ગયા; આ વિદેશીય મુસલમાનોને મુહાજીરીન કહે છે. જે મદીનાના મુસલમાનોએ પરદેશી મુસલમાનોને પોતાને ત્યાં આશ્રય આપ્યો અને એવે વખતે ઇસ્લામની મદદ કરી તેમને અન્સાર એટલે મદદગાર કહે છે.

રવા) આગળ વધ્યા (અને) અગ્રગણ્ય થયા; અને (તેવીજ રીતે વિશ્વાસ રાખવામાં) જેમણે ખરી ખુબીથી તેમનું અનુકરણ કર્યું; તેમનાથી પરમેશ્વર સંતુષ્ટ થયો અને તેઓ પરમેશ્વરથી સંતુષ્ટ થયા. અને પરમેશ્વરે તેમને માટે (સ્વર્ગના એવી) વાડીઓ તયાર કરી રાખી છે કે જેની હેઠળ થઇને (પાણીની) નદીઓ વહેતી હોય; (અને એઓ) તેમાં નિરંતર રહેશે, એજ મોટું સાફલ્ય છે. ૧૦૦. અને (મુસલમાનો!) તમારી આસપાસ જે ગામડીયા લોકો છે તેમાંના (કેટલાક) દાંભિકો છે. અને ખુદ 'મદીના'ના રહેવાસીઓમાંના પણ (કેટલાક) દાંભિકપણા ઉપર અડીને બેઠા છે. (ઓ પયગંબર!) તું તેમને ઓળખતો નથી; અમે તેમને (સારી પેઠે) ઓળખીએ છીએ. તો હવે અમે (જગતમાં) તેમને બેવડી* શિક્ષા કરીશું; પછી (આખરે કયામતને દિવસે) તેમને ભારે (સખત) શિક્ષા તરફ ફેરવવામાં આવશે.૧૦૧. અને (વળી કેટલાક) બીજા લોકો છે કે તેઓએ પોતાના અપરાધ કબૂલ કર્યા; (અને તેઓએ) ભેળસેળ કામો કર્યાં; (કેટલાંક) ભલાં અને બીજાં (કેટલાંક) ખરાબ. નવાઇ નથી કે પરમેશ્વર તેમનો પણ પશ્ચાતાપ માન્ય કરશે. કારણ, પરમેશ્વર ક્ષમા કરનાર (અને) દયાળુ છે. ૧૦૨. (ઓ પયગંબર! આ લોકો પોતાના માલની જકાત આપે તો) એમના માલની ઝકાત લેતો જા, કારણ આ (ઝકાત સ્વીકારવા)થી તું તેમની

* બેવડી શિક્ષાનો અર્થ એવો પણ કદાચ થઇ શકે કે પહેલાં તો મુસલમાનોની નજરમા તેમના ઉપરથી ભરોસો ઉડી ગયો, પછી તેઓ આડકત્રી રીતે પાછળ રહેનારા નાસ્તિકોના સાથી થયા અને તેમની સાથે એઓ પણ દબાઇ ગયા.

(પાપમાંથી અંતરથી તેમજ બહારથી) શુદ્ધિ* કરે છે; અને તું તેમને (સારી) દુઆ દે. કારણ તારી દુઆ તેમને માટે (ચિત્તની) શાંતિ(નું † કારણભૂત) છે. અને પરમેશ્વર (સર્વનું) સાંભળે છે (અને સર્વ કંઇ) જાણે છે. ૧૦૩. શું એ લોકોને આ વાતની ખબર નથી કે પરમેશ્વરજ પોતાના સેવકોનો પશ્ચાતાપ માન્ય કરે છે અને તેજ ધર્માદા (કરેલો માલ) લે છે; અને એ કે પરમેશ્વર અતિ પશ્ચાતાપ માન્ય કરનાર (અને) દયાળુ છે. ૧૦૪. અને (ઓ પયગંબર! એમને) સમજાવી દે કે તમે (તમારે માટે) કર્મ કરતા રહો; પણ હજી તો પરમેશ્વર તમારાં કર્મો જોશે અને તેના પયગંબર તથા મુસલમાન એઓ પણ (જોશે.) અને (મરણ બાદ) જરૂર તમે એવા (પરમ સમર્થ પરમેશ્વર) પાસે પાછા લઇ જવામાં આવશો કે જે અદ્રષ્ટ તેમજ દ્રષ્ટ (બન્ને)નો જાણનાર છે. પછી જે કંઈ તમે (જગતમાં) કર્યું હશે, તે (સઘળુ) તે તમને જાહેર કરશે. ૧૦૫. અને (કેટલાક) બીજા લોકો છે કે પરમેશ્વરના હુકમની રાહ જોવામાં તેમનું કામ અટકી પડયું છે; (તેના

* તહારત અને તઝકીયા એ બેના અર્થ શુદ્ધ થાય છે; તેથી શુદ્ધિનો શબ્દ અહીં એક વખત આવ્યો છે. પણ તહારત એટલે બહારની શુદ્ધિ અને તઝકીયા એટલે અંતરની શુદ્ધિ એ ભેદ કાંઉસમાં જણાવેલો છે. અથવા તહારત એટલે પાપની ક્ષમા અને તઝકીયા એટલે વધારે થવું કારણ ઝકાત એટલે દાનધર્મથી પાપ મટી જાય છે અને ધન દોલતમાં બરકત-વધારો થાય છે.

† પયગંબરની દુવા શાંતિનું કારણ થાય છે; તેથીજ પયગંબરની શફાઅત એટલે મધ્યસ્થી પણ કેટલી બધી અસરકારક થશે એ સ્હેજ ધ્યાનમાં આવી જાય તેમ છે.

અખત્યારમાં છે) કે તે કાં તો તેમને શિક્ષા કરે કે કાં તો તેમનો પશ્ચાતાપ સ્વીકારે. અને પરમેશ્વર જ્ઞાની (અને) બુદ્ધિમાન છે. ૧૦૬. અને (એક પ્રકારના દાંભિક તેઓ પણ છે કે) જેઓએ આ હેતુથી એક મસ્જીદ* બનાવી ઉભી કરી

* ૧૦૭ થી ૧૧૦ મહાવાકય સુધીની શાહ અબદુલ કાદીર સાહેબે જે ટીકા કરી છે તેમાં જરૂરી સર્વ ઐતિહાસિક બાબત આવી ગઇ છે; તે અમે અહીં જેમની તેમ આપીએ છીએ;--હઝરત પયગંબર સાહેબ મક્કાથી હિજરત કરી એટલે સ્વદેશ છોડી આવ્યા ત્યારે તેઓ મદીના શહેરની બહાર બની અમર બિન ઔફનું એક ગામ હતું ત્યાં ઉતર્યા. ત્યાર પછી કેટલેક દિવસે મદીના શહેરમાં આશ્રય લીધો અને મસ્જીદે નબવી નામની મસ્જીદ બંધાવી. પ્રથમ જ્યાં તેઓ નમાઝ પઢતા હતા તે જીલ્લામાંના લોકોએ એક મસ્જીદ બંધાવી અને ત્યાં જમાત ઉભી કરી. એ મસ્જીદ, મસ્જીદે કુબા એ નામે મશહુર છે. પયગંબર સાહેબ ઘણું ખરૂં શનિવારે ત્યાં જતા અને નમાઝ પઢતા હતા. આજ સ્થળે કેટલાક દાંભિકોએ એવો વિચાર કર્યો કે ઉપર કહેલા લોકોની સામે એક બીજી મસ્જીદ બંધાવવી અને પોતાની જમાત જુદીજ ઉભી કરવી: અને અબુ આમિર નામનો ખ્રિસ્તી મઠવાસી જે ઇસ્લામની વિરૂદ્ધ ભાષણ આપતો હોવાથી કોઈ ઠેકાણે ચાલ્યો ગયો હતો. તેને પાછો બોલાવી તેને સરદાર એટલે ઇમામ ધર્માધ્યક્ષ નિમવો. આ લોકોએ પયગંબર સાહેબને વિનંતિ કરી કે તમે એક વખત અહીં નમાઝ પઢો, એટલે અમે અમારી જમાત સ્થાપીએ. પયગંબરને એમની દગાબાજીની ખબર ન હોતી એટલે તેમણે વચન આપ્યું કે તબુકની લડાઇમાંથી પાછા ફરતાં પ્રથમ ત્યાજ નમાઝ પઢીશું. પરમેશ્વરે અગાઉથીજ તેમને ચેતાવ્યા અને કુબાની મસ્જીદના લોકોની તારીફ કરી. મનુષ્યે સાવધ રહેવું જોઇએ કે બહારથી દેખાવમાં ભકિત હોય પણ અંદરથી દુર્વાસના અથવા કુવિચાર હોય તો તેવી ભકિતની સ્થિતિ આવીજ થાય છે.

કે (મુસલમાનોને) નુકસાન પહોંચે અને (પરમેશ્વર તથા પયગંબર સાથે) નાસ્તિકપણે વર્તાય અને મુસલમાનો વચ્ચે ફાટફુટ પડે અને જે પરમેશ્વર અને તેના પયગંબર સાથે અગાઉ લડી ચુકયો છે તેને આશ્રય મળે. અને (તેમને પુછવામાં આવશે ત્યારે) તેઓ સોગન ખાવા માંડશે કે અમારો તો નેકી સિવાય બીજો હેતુજ નહોતો; અને પરમેશ્વર સાક્ષી પુરે છે કે ખરેખર આ (લોકો) જુઠા છે. ૧૦૭. (તેથી ઓ પયગંબર!) તું તે (મસ્જીદ)માં કદી (જઈ) ઉભો પણ રહેતો નહિ. અર્થાત એક મસ્જીદની સ્થાપના પહેલા દિવસથીજ પરમેશ્વરના ડર ઉપર કરવામાં આવી છે તેનો અધિક હક છે કે તારે તેમાં ઉભા રહેવું (અને નમાઝ પઢવી). (કારણ કે) તેમાં એવા લોકો છે કે જેઓ સ્વચ્છ તથા ચોખ્ખા રહેવાનું પસંદ કરે છે; અને પરમેશ્વર સ્વચ્છ તથા ચોખ્ખા રહેનારા ઉપર પ્રીતિ રાખે છે. ૧૦૮. તો શું જે કોઇ પરમેશ્વરના ડર ઉપર અને (તેની) સુપ્રસન્નતા (ખુશનુદી) ઉપર પોતાની ઇમારતની સ્થાપના કરે તે સારો કે જે કોઇ (પાણીના વેગને લીધે) પોલા અને નરમ (પડી જઇ) ઘસી પડે એવી (નદીની) પાળના કાંઠા ઉપર પોતાની ઇમારતની સ્થાપના કરે અને પછી તે (ઇમારત ધબાક લઇને) તેના સહિત નરકાગ્નિમાં ગબડી પડે તે? અને પરમેશ્વર જુલમગાર લોકોને સરળ માર્ગની બુદ્ધિ આપતો નથી. ૧૦૯. તેમની (આ) ઇમારત જે તેમણે બાંધી છે તેને લીધે તેમના મનમાં હમેશાં વસવસો રહેશેજ; એટલે સુધી કે (આખરે આ ઈમારત જમીન દોસ્ત થવાથી) તેમનાં અંતઃકરણના ટુકડે ટુકડા થઈ જશે. અને પરમેશ્વર (સઘળાની સ્થિતિથી) વાકેફ (તેમજ) યુક્તિવાન છે. ૧૧૦.

પરમેશ્વરે મુસલમાનો પાસેથી તેમના પ્રાણ તથા તેમનાં ધન દોલત (એવા વચનથી) ખરીદી લીધાં છે કે તેને બદલે તેમને સ્વર્ગ (ની પ્રાપ્તિ) થશે. (એ લોકો તનમન તથા ધનની પરવા નહિ રાખતાં) પરમેશ્વરના માર્ગમાં લડે છે. (અને તેઓ લડે છે) ત્યારે (શત્રુઓને) મારી નાંખે છે અને (પોતે પણ વખતે) માર્યા જાય છે. આ પરમેશ્વરનું પાકું વચન છે અને તે પૂર્ણ કરવાનું તેણે પોતાને માટે અવશ્ય ઠરાવ્યું છે. (અને) આ (વચન) 'તૌરાત' તથા 'ઇંજીલ' તથા 'કુરઆન' (સઘળા)માં (લખી મુકયું છે.) અને પરમેશ્વર કરતાં પોતાના વચનમાં વધારે પુરો બીજો કોણ હોઇ શકે છે? તો (ઓ મુસલમાનો!) તમારો (આ) સોદો જે તમે પરમેશ્વર સાથે કર્યો છે તેની તમો ખુશી માનો; અને આ (વ્યવહાર જે તમે પરમેશ્વર સાથે કર્યો છે તેમાં તમારૂ) મોટું સાર્થક છે. ૧૧૧. (આજ લોકોમાં એવા ગુણો છે કે તેઓ) પશ્ચાતાપ કરનારા, ઇશ્વરોપાસના કરનારા, (તેની) સ્તુતિ (તથા ગુણ) ગાનારા. (પરમેશ્વરને માર્ગે) પ્રવાસ* કરનારા, વાંકા વળી વંદન (રૂકુ) કરનારા, સાષ્ટાંગ નમસ્કાર (સિજદા) કરનારા (એટલે નમાઝ પઢનારા), યોગ્ય કામની (લોકોને) સલાહ આપનારા, અયોગ્ય કામની મનાઇ કરનારા અને પરમેશ્વરે ઠરાવી આપેલી મર્યાદાનું સંરક્ષણ† કરનારા (છે.) અને (ઓ પયગંબર! એવા) મુસલમાનોને શુભ સમાચાર સંભળાવ. ૧૧૨. પયગંબર તથા

* જેવા કે ધર્મને કારણે યુદ્ધ કરનારા, હાજી-યાત્રાળુ-લોક તથા વિદ્યાર્થી વગેરે;

† મર્યાદાનું સંરક્ષણ કરવું એટલે તે મર્યાદાનું ઉલ્લંઘન નહિ કરવું અને તેની બહાર પગ નહિ મુકવો.

મુસલમાનોને (ઈશ્વરની આજ્ઞાથી) એમ જાહેર થયું કે મૂર્તિ-પૂજકો નરકવાસી છે, ત્યાર પછી (હવે) તેમને શોભતું નથી કે તેમણે એવા લોકો માટે ક્ષમા (માગવા)ની પ્રાર્થના કરવી; પછી (જોઇએ તો) તેઓ (તેમના) નિકટના સંબંધીઓ (કેમ નહિ) હોય? ૧૧૩. અને 'ઈબ્રાહીમે' પોતાના બાપ માટે ક્ષમાની (જે) પ્રાર્થના કરી હતી (તે તો) માત્ર તેણે પોતાના બાપને જે વચન આપ્યું હતું તે વચનને લીધેજ (કરી હતી), તેને પણ જ્યારે આ જાહેર થયું કે એ તો પરમેશ્વરનો દુશ્મન છે ત્યારે તે બાપ પાસેથી તદ્દન દુર થઇ ગયો. નિઃસંશય 'ઇબ્રાહીમ' કોમળ અંતઃકરણનો (તથા) દયાથી ભરપુર હતો. ૧૧૪. અને પરમેશ્વર એવો નથી કે કોઇ એક પ્રજાને સરળ માર્ગે દોર્યા પછી તેમને કુમાર્ગે*

* આ વાક્યના સંબંધમાં ભાષ્યકારોમાં મતભેદ છે. કેટલાકનો મત એવો છે કે આ વાક્ય આગલા વાક્યની પુરવણી છે. એમ હોય તો તેનો અર્થ એવો થશે કે મૂર્તિપૂજકો માટે જે ક્ષમાની પ્રાર્થનાની તમને મનાઇ કરવામાં આવી તે પહેલાં તમે કરી ચુકયા છો તે માટે હરકત નથી. કેટલાકોએ એને સ્વતંત્ર અને જુદુંજ વાક્ય ગણ્યું છે. તેઓ કહે છે કે કેટલાક ગામડીયા અરબો મદીનામાં આવ્યા અને ઇસ્લામની દીક્ષા લઇ પાછા ફર્યા. આ સમય સુધી દારૂ પીવાની મનાઇ કરવામાં આવી નહોતી તેમજ કાબાગૃહ તરફ કિબ્લાની દિશા પણ ફેરવવામાં આવી નહોતી. વળી બૈતુલ-મકદ્દિસ એટલે પેલેસ્ટાઇનમાં જેરૂસલેમની પવિત્ર મસ્જીદ તરફ મ્હોંડું ફેરવી નમાઝ પઢવામાં આવતી હતી. એ લોકો મદ્યપાન કરતા અને જેરૂસલેમ તરફ નમાઝ પઢતા હતા. ઘણો કાળ ગયા બાદ તેઓનું મદીનામાં આવવું થયું. ત્યારે તેમને માલુમ પડયું કે દારૂ મદ્યપાન વર્જ્ય ઠર્યું છે અને નમાઝની દિશા પણ બદલવામાં આવી

લઈ જાય; એટલે સુધી કે જે (બાબત) વિષે તેમણે સાવચેતી રાખવી જોઇએ તે (બાબત) તે તેમને ખુલ્લી કરી બતાવે. નિઃસંશય પરમેશ્વર સર્વજ્ઞાની છે. ૧૧૫. નિઃસંશય આકાશ તથા પૃથ્વીની બાદશાહી પરમેશ્વરનીજ છે. જીવાડે છે (પણ તેજ), અને મારે છે (પણ તેજ), અને (ઓ મુસલમાનો!) પરમેશ્વર સિવાય તમારો કોઇ દોસ્ત નથી તેમ કોઇ મદદગાર પણ નથી. ૧૧૬. પરમેશ્વરે ખરેખર પયગંબર ઉપર મોટીજ કૃપા કરી અને (તેવીજ રીતે) 'મુહાજીરીન' તથા 'અન્સાર' ઉપર પણ કે જેઓ અડચણની વખતે, તેમનામાંના એક પક્ષનાં મન લગભગ ડગમગવા લાગ્યાં હતાં તેમ છતાં પણ પયગંબરનેજ તાબે થઇ રહ્યા. ત્યારબાદ તેણે તેમના ઉપર પણ કૃપા કરી; (એટલે તેમને બચાવી લીધા). એમાં શંકા નથી કે પરમેશ્વર આ (સઘળાઓ) ઉપર અતિશય કરૂણામય (તથા) દયાળુ છે. ૧૧૭. અને (તેમજ) તે ત્રણે (જણા) ઉપર પણ કે જેઓ (પરમેશ્વરના હુકમની રાહ જોતાં) પાછળ છોડી દેવામાં આવ્યા હતા એટલે સુધી કે જ્યારે જમીન વિસ્તીર્ણ હોવા છતાં તે તેમને સાંકડી લાગવા માંડી અને તેઓ પોતાના જીવથી પણ તંગ આવી રહ્યા અને તેઓને લાગ્યું કે પરમેશ્વર (ના સપાટામાં)થી તેના સિવાય બીજા કોઇનોજ આશ્રય નથી; ત્યારે પછી પરમેશ્વરે તેમનો પશ્ચાતાપ એટલા માટે સ્વીકાર્યો;

છે. તે વખતે તેઓ ઘણા પશ્ચાતાપ કરતા પયગંબર સાહેબને કહેવા લાગ્યા કે અમે મોટી ભૂલ કરતા હતા. એ લોકોનાં મન શાંત કરવા માટે આ વાક્ય પ્રગટ થયું કે અજ્ઞાનપણામાં જે થયું હોય તે માફ છે.

કે (પશ્ચાતાપ સ્વીકારવાના ઉપકાર દાખલ તેઓ આગળ પણ) પશ્ચાતાપ કરતા રહે. નિ:સંશય પરમેશ્વર મોટો પશ્ચાતાપ* સ્વીકારનાર (અને) દયાળુ છે. ૧૧૮. ઓ મુસલ-

* તબુકની લડાઈ ઘણા કઢંગા સમયમાં થઈ હતી. ઉનાળાના દિવસ હતા. પલ્લો ઘણો લાંબો હતો. યુદ્ધ સામગ્રીની મારામારી અને ખજુરાંનો પાક તૈયાર થયો હતો. ખજુર ઉપરજ મદીનાવાસીઓની ઉપજીવીકાનો આધાર હતો. આ કારણોને લીધે લડાઈની બાબતમાં પાંચ પક્ષ પડી ગયા. પહેલો પક્ષ પયગંબર સાહેબ, મુહાજરીન અને અન્સાર. એમણે અડચણની જરા પણ દરકાર કરી નહિ અને બેધડક નીકળી તૈયાર થયા. બીજો પક્ષ આજ મુહાજરીન તથા અન્સારોમાં હતો તે લડવા માટે કચવાતો હતો; પણ આખરે તૈયાર થયો. ત્રીજો પક્ષ ફક્ત ત્રણ માણસોનો હતો, કઅબ બિન માલિક હિલાલ બિન ઉમય્યા અને મુરારા બિન રબીઅ; આ લોકો આળસમાં પાછળ રહી ગયા હતા. પયગંબર સાહેબ મદીનામાં પાછા ફર્યા ત્યારે એ લોકો પણ તેમની હજુરમાં હાજર થયા. જ્યારે તેમને પાછળ રહેવાનું કારણ પુછવામાં આવ્યું ત્યારે જે ખરી વાત હતી તે તેમણે કહી અને જણાવ્યું કે અમારો અપરાધ થયો છે. આજ ત્રણ માણસોની બાબત પયગંબર સાહેબે હુકમ આપ્યો હતો કે ઇશ્વરી પ્રકટીકરણની રાહ જુઓ. ઇશ્વરનો જેવો હુકમ થશે તેમ કરવામાં આવશે. ચોથો પક્ષ, દાંભિકોનો જેમની સારી હકીકત આ અધ્યાયમાં અત્યાર સુધી આવી ગઈ છે. આ લોકોએ નિમિત્ત અને બહાનાં કાઢયાં; તેથી તેમને ઠપકો પણ આપ્યો છે. પાંચમા પક્ષમાં એવા લોકો હતા કે જેઓ કોઇ કારણને લીધે જઈ શકયા નહિ. આ વાકયમાં પરમેશ્વરની કૃપાનો જે મજકુર છે તે કૃપા દરેકની સ્થિતિને અનુસરી જુદી જુદી છે. પયગંબર સાહેબ મુહાજરીન અને અન્સાર લોકો ઉપર પરમેશ્વરે એ કૃપા કરી કે જેથી તેમના વિચાર ડગમગ્યા નહિ. અને જેઓ કચવાતા હતા અને આમતેમ

માનો ! પરમેશ્વર (ના ક્રોધ) થી બ્હીઓ અને સત્યવાદી લોકો સાથે રહો. ૧૧૯. 'મદીના'ના લોકોને અને તેઓની આસપાસના જે ગામડીયા અરબ લોકો છે તેમને લાજમ ન હોતું કે પયગંબરના જીવની પરવા નહિ કરતાં તેઓ પોતાનાજ જીવની અભિલાષા રાખે; આ એટલા માટે કે આ (ધર્મયોદ્ધાઓ) ને પરમેશ્વરના માર્ગમાં કંઈ તરસ કે કંઇ મેહનત કે કઈ ભૂખનો ત્રાસ ભોગવવા પડે તો, અને જે મુકામ તેમના પગ હેઠળ કચડાઇ જવાથી નાસ્તિકોને ગુસ્સો ચઢે તેને તેઓ પગ હેઠળ કચડી ચાલે તો, અને શત્રુ પાસેથી (કદી) કંઈ લાભ મેળવી લે તો (ટુંકમાં સુખ અને દુઃખ એ બન્ને સ્થિતિમાં) આવા પ્રત્યેક કામના બદલામાં (પરમેશ્વર આગળ) તેમને માટે પુણ્ય કર્મ લખવામાં આવે છે. નિઃશંશય પરમેશ્વર (ઇસ્લામની સેવા) સારી પેઠે કરનારાઓનો બદલો ફોગટ જવા દેતો નથી. ૧૨૦. અને (એવીજ રીતે) ન્હાનો કે મોટો જે કંઇ ખરચ (પરમેશ્વરને માર્ગે) તેઓ કરે છે અને જે મેદાનોમાં તેમને રખડવું પડે છે, તે સઘળું (તેમનાં કર્મ પટમાં) તેમને નામે લખવામાં આવે છે; એટલા માટે કે પરમેશ્વર તેઓએ કરેલાં કર્મનો ઉત્તમમાં ઉત્તમ બદલો તેમને આપે. ૧૨૧. અને (એ પણ) લાજમ નથી કે મુસલમાનો સઘળાઓજ (લડાઇ સારૂ પોતપોતાના ઘરમાંથી) નીકળી પડે. તેમણે એમ શા માટે કર્યું નહિ કે તેમની દરેક ટોળીમાંથી

---

જોયા કરતા હતા તેમના ઉપર પણ કૃપા થવાથી તેઓ પયગંબર સાહેબની સાથે ગયા. અને કઅબ અને હિલાલ અને મરારા ઉપર પણ કૃપા થવાથી તેઓએ ગુન્હો કબૂલ કર્યો એટલે પરમેશ્વરે તેમને પશ્ચાતાપ કરવાની સુબુદ્ધિ આપી અને તે પશ્ચાતાપ માન્ય થયો.

કેટલાક જણાએ (પોતાના ઘરમાંથી) નીકળવું હતું અને તેમણે ધર્મનું જ્ઞાન મેળવવું હતું; એટલે જ્યારે તેઓ (ભણી ગણી) પોતાના લોકોમા પાછા આવે ત્યારે તેઓ તેમને (ઈશ્વરની અવગણનાની) ચેતવણી આપે; એટલે તે લોકો પણ કદાચ (ખરાબ કામ તરફથી) સાવધ રહે. ૧૨૨. ઓ મુસલમાનો! તમે તમારી નઝદીકના જે નાસ્તિકો* છે તેમની સાથે લડો; અને તેઓને તમારામાં ઉગ્રતા (અને શૈર્ય) માલમ પડવું જોઇએ; (અને કોઈના ઉપર અત્યાચાર કરતા નહિ); અને જાણજો કે જે લોકો (અત્યાચારથી) બચી રહે છે પરમેશ્વર તેઓની સાથે છે. ૧૨૩. અને જે વખતે કોઇ એકાદ અધ્યાય પ્રકટ કરવામાં આવે છે, તે વખતે દાંભિકોમાંના કેટલાક લોકો (એક બીજાને) પુછવા માંડે છે કે ઠીક, આ (અધ્યાય) એ તમારામાંથી કોનો વિશ્વાસ વધાર્યો? પણ જેઓ (પહેલેથીજ) વિશ્વાસ રાખે છે તેમનો આ (અધ્યાયે) વિશ્વાસ વધાર્યો અને તેઓ (પોતાનો) આનંદ પ્રદર્શિત કરે છે. ૧૨૪. અને જે લોકોના મનમાં (દાંભિકપણાનો) રોગ છે, તો તેમની (અગાઉની) મલિનતામાં આ અધ્યાયે બીજી એક મલીનતા ઉમેરી અને એ લોકો નાસ્તિકપણાની સ્થિતિમાંજ મરી ગયા. ૧૨૫. અને શું (એ લોકો એટલું પણ) અવલોકન કરતા નથી કે

* એટલે તમારા સંબંધીઓ અથવા પાડોસીએ; કારણ તમારી મેહેર તથા કાળજીના પ્રથમ હકદાર એઓજ છે અને પ્રથમ તેમનેજ સત્ય ધર્મ તરફ વાળવાનો પ્રયત્ન થવો જોઇએ. એમ કહેવામાં આવે છે કે આ વાકયમાં જે લોકોને માટે ખાસ કહેવામાં આવ્યું છે તે કુરૈઝા તથા નઝીર કુળના યાહુદી લોકો તથા ખૈબરના યાહુદી લોકો અથવા સિરિયા પ્રાંતના રોમન લોકો છે.

દર વર્ષે એક વખત અથવા બે વખત તેઓને સંકટમાં ફસી જોવામાં આવે છે; આમ છતાં પણ તેઓ પશ્ચાતાપ કરતા નથી; અને તેઓને બોધ પણ થતો નથી. ૧૨૬. અને જ્યારે કોઇ અધ્યાય પ્રકટ કરવામાં આવે છે, ત્યારે તેમનામાંથી એક બીજા સામે જોવા માંડે છે. (અને કહે છે) શું તમને કોઇ જોતું તો નથી? (એમ કહી, ઉઠી) તેઓ ચાલતા થાય છે. (એ લોકો પયગંબરની બેઠકમાંથી શું ફરી ગયા?) પરમેશ્વરે તેમનાં અંતઃકરણને (સદ્ધર્મ તરફથી) ફેરવી નાંખ્યા; એટલા માટે કે એ એવા લોકો છે કે જેમને બિલકુલજ સમજ નથી. ૧૨૭. (ઓ લોકો!) તમારી પાસે તમારામાંથીજ એક પયગંબર આવ્યો છે; તમે જે દુઃખ ભોગવો છો તેથી તેને ભારે લાગે છે (અને) તે તમારાં (કલ્યાણ) માટે બહુ આતુર છે; (અને તે) વિશ્વાસુ–મુસલમાનો તરફ અતિશય કરૂણામય (અને) દયાળુ છે. ૧૨૮. આમ છતાં પણ જો આ લોકો ફરી બેસે તો (ઓ પયગંબર! તું એમને સાફ) કહી દે કે મને પરમેશ્વર બસ છે; તેના સિવાય બીજો કોઈ ઉપાસ્ય નથી. હું તેના ઉપરજ ભરોસો રાખું છું અને અર્શ જે (સૃષ્ટિમાં સઘળાથી) મોટું છે તેનો પણ તેજ માલિક છે. ૧૨૯.



# અધ્યાય ૧૦ મો.

## સૂરતો-યૂનુસ.





આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો. એમાં ૧૦૯ મહા-



વાક્યો છે. હાલ જ્યાં મોસલ શહેર છે ત્યાંજ અથવા તેની નજદીકમાં નિનિવા અથવા નૈનિવા નામનું એક શહેર હતું. ત્યાંના લોકો મૂર્તિપૂજા કરતા અધર્મી થઈ ખરા ઇશ્વરી માર્ગથી ઘણે દૂર જઇ પડયા હતા; ત્યારે તેમને બોધ કરવા માટે તથા તેમના આચાર વિચાર સુધારવા માટે પરમેશ્વરે હઝરત યૂનુસ બિન મત્તી અથવા મત્તયને પયગંબર કરી મોકલ્યો. પરંતુ તેઓએ તેમનું કંઇજ સાંભળ્યું નહિ. ઉલટા તેઓ તેમને ઘણો હેરાન કરવા લાગ્યા એટલે યૂનુસ પયગંબરને તે શહેર છોડી ચાલ્યા જવાની જરૂર પડી. હઝરત યૂનુસે જતી વખતે સ્પષ્ટપણે આ લોકોને જણાવ્યું કે ચાલીસ દિવસમાં તમારો નાશ થશે. તેમની સુચના પ્રમાણે નિયમિત સમયે ભયાનક ચિન્હો દેખાવવા લાગ્યાં. આકાશ કાળા ભમ્મર વાદળાંથી ભરાઇ ગયું; તેમાંથી આગનો વરસાદ પડવા માડયો અને ચારે તરફ ધુમાડો ભરાઈ ગયો. આ સઘળાં ખરાબ ચિન્હ તેમનાંજ શહેર ઉપર આવી પડયાં; એટલે લોકોએ ગભરાઇ જઇ છોકરાં છૈયાં તથા ઢોર ઢાંખર સાથે ગામમાંથી નીકળી બેતર તરફ ચાલવા માંડયું; અને ત્યાં ગુણપાટ પહેરી લઇ તથા નાગા થઇ, પોતાને હાથે થએલાં પાપ માટે ખરા મનથી પશ્ચાતાપ કરી પરમેશ્વરને સષ્ટાંગ નમસ્કાર કરી ક્ષમાની યાચના કરવા લાગ્યા. તે સમયે પરમેશ્વરે દયાર્દ્ર થઇ તેમને ક્ષમા કરી; અને તેમના ઉપર ચડી આવેલું વાદળ વિખરાઇ ગયું. આ પ્રમાણે અહીં હઝરત યૂનુસ પયગંબરનું વૃત્તાંત આવેલું હોવાથી આ અધ્યાયને યૂનુસનું પ્રકરણ એવું નામ આપવામાં આવ્યું છે (જુઓ તફસીરે બૈઝાવી.)



પરમ દયાળુ અને કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું).



અ. લ. ર. (અલેફ્—લામ—રા.) આ એવાં પુસ્તકનાં મહા-વાકયો છે કે જેમાં શહાણપણની વાતો છે. ૧. શું લોકોને આ વાતથી આશ્ચર્ય થયું કે અમે તેમનામાંનાજ એક પુરૂષને એવો આદેશ મોકલ્યો કે તું લોકોને (ઈશ્વરની શિક્ષાનો) ડર બતાવ; અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો છે તેમને આ શુભ સમાચાર સંભળાવ કે તેમના પાલનકર્તા રૂબરૂ તેમનું ખરૂં મહત્વ થશે. નાસ્તિકો (એટલા બધા આશ્ચર્યચકિત થયા કે તેઓ) કહેવા લાગ્યા, ગમે તેમ પણ આ (માણસ) ખરેખર ખુલ્લે ખુલ્લા જાદુગર છે! ૨. (ઓ લોકો!) તમારો પાલનકર્તા તેજ પરમેશ્વર છે કે જેણે છ દિવસમાં આકાશો તથા પૃથ્વી નિર્માણ કર્યાં. બાદ દિવ્ય સિંહાસન* ઉપર તે બીરાજમાન થયો, (કે ત્યાંથીજ) તે દરેક કામની વ્યવસ્થા કરતો રહે છે. (તેના દરબારમાં) કોઈ (કોઇનો) શીફારસ કરનાર (થઇ શકતું) નથી; પણ તેની પરવાનગી થયા પછીજ માત્ર (તેમ થઇ શકે છે. ઓ લોકો!) આજ પરમેશ્વર તમારો પાલનકર્તા છે, તો તમે તેનીજ ભકિત કરો. શું તમે (આનો) વિચાર કરતા નથી? ૩. તેની

*દિવ્ય સિંહાસન 'અર્ષ' આ અરબી શબ્દનો અર્થ કર્યો છે. પરમેશ્વરે તે એટલું મોટું બનાવ્યું છે કે તે આખી સૃષ્ટિ ઉપર વ્યાપી રહે છે અને તે ઉપર સર્વવ્યાંપક પરમેશ્વર પોતાની સત્તા તથા પ્રાબલ્યને જોરે બીરાજે છે, એટલે કોઇપણ વસ્તુ તેની સત્તા તથા તાબામાંથી બહાર નથી. આ ઉપરથી સ્હેજ ઠરે છે કે પરમેશ્વર સર્વત્ર છે; અને તેનું કાંઇ ખાસ મર્યાદાવાળું સ્થળ છે એવું કહેવું દોષિત છે.

પાસે તમો સઘળાને પાછા જવાનું છે. પરમેશ્વરનો (આ) વાયદો ખરો છે. તેજ પ્રથમ (સૃષ્ટિ) પેદા કરે છે; પછી (લય પામ્યા બાદ પણ તેજ) તેને (કયામતને દિવસે) ફરીથી (જીવતા) કરશે; એટલા માટે કે જે લોકોએ વિશ્વાસ રાખ્યો તથા સારા કામો પણ કર્યાં તેમને (તેમનાં કર્મનો) બદલો ન્યાય પૂર્વક આપે; અને જે લોકો નાસ્તિક છે તેમને માટે તેઓ જે નાસ્તિકપણું કરતા હતા તેની શિક્ષા તરીકે તેમને પીવાનું ઉકળતું પાણી (મળશે;) અને દુઃખ-દાયક શિક્ષા. (તે જુદી.) ૪. તેજ (એવો પરમ સમર્થ) છે કે જેણે સૂર્યને પ્રકાશિત બનાવ્યો અને ચંદ્રને તેજસ્વી બનાવી તેની કલા * નિયમિત કરી; કે જેથી તમો લોકો વર્ષની ગણત્રી તથા હિસાબ જાણી શકો આ (સઘળું) પરમેશ્વરે માત્ર ખરા (ચોકસ) સંકલ્પથી બનાવ્યું છે. જે લોકો સમજે છે તેમને માટે પરમેશ્વર (પોતાનાં સામર્થ્યની) નિશાનીઓ સવિસ્તર વર્ણવે છે. ૫. જે લોકો (પરમેશ્વરનો) ડર રાખે છે તેમને માટે રાત તથા દિવસના અનુક્રમમાં † અને જે કંઈ પરમેશ્વરે આકાશમાં તથા પૃથ્વીમાં નિર્માણ કર્યું છે તેમાં (ઈશ્વરી સામર્થ્યની ઘણી) નિશાનીઓ (મળે) છે. ૬. જે લોકોને (મરણ બાદ) અમને મળવાની આશાજ નથી

* ચંદ્ર પોતાના દરરોજના ક્રમમાં જે પ્રદેશમાં ફરે છે તેને મન્જીલ એટલે કલા અથવા નક્ષત્ર કહે છે. એ જ્યોતિષ વિદ્યા સંબંધી છે.

† અનુક્રમમાં, રાત દિવસનું એક પછી એક આવવું અને શિઆળા તથા ઉનાળામાં તેનું નાના મોટાં થવું એ બન્ને વાતનો સમાવેશ થાય છે.






અને તેઓ આલોકના આયુષ્યમાંજ ખુશ છે; અને (હવે પછીના ભય નહિ રાખતાં) આ આયુષ્યમાંજ સંતોષ માને છે; અને જે લોકો અમારાં (સામર્થ્યની) નિશાનીઓ તરફથી ગાફેલ રહે છે: ૭. એજ લોકો (એવાં) છે કે તેઓ જે કર્મો કરે છે તેના બદલામાં તેમનું (છેવટનું) ઠેકાણું. નરકાગ્નિ થશે. ૮. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામો પણ કર્યાં તેમના વિશ્વાસના પ્રભાવને લીધે તેમને તેમનો પાલનકર્તા (મોક્ષનો) માર્ગ બતાવી દેશે; કે (તેઓ મરણ બાદ) પરમ સુખના બેહેશ્તની વાડીઓમાં (રહેશે અને) તેમની હેઠળ થઇને (પાણીની) નદીઓ વહેતી હશે. ૯. તે (બાગ)માં (પ્રવેશ થતાંજ) તેમનો જયઘોષ* 'સુબ્હાન કલ્લા હુમ્મા' (એટલે હે પરમેશ્વર! તું પવિત્ર છે;) અને તે (બાગ)માં તેમનો (એક બીજાનો) કુશળપ્રશ્ન 'સલામ' (એટલે શાંતિ!) એવો થશે. અને (જ્યારે તેઓ સ્વર્ગમાં

* આ વાકયમાં એ બાબતનું વિવેચન છે કે સ્વર્ગવાસીઓ જ્યારે સ્વર્ગમાં દાખલ થાય છે ત્યારે સ્વર્ગની ખુબી જોઇ આપોઆપ 'સુબ્હાન કલ્લા હુમ્મા' એવો જયઘોષ કરે છે. આ શબ્દો કોઇ સારી વસ્તુની તારીફ અથવા આનંદ પ્રદર્શિત કરતી વખતે ઉચ્ચારવામાં આવે છે. પછી તેઓ એક બીજાને કુશલ સમાચાર પુછશે એટલે એક બીજાને શાંતિ ઇચ્છશે, આ મનની સફાઇ તથા પરસ્પર પ્રેમ બતાવે છે. જ્યારે તેઓ પોતપોતાની જગાએ બેસી જશે ત્યારે પરમેશ્વરનોઉપકાર માનશે અને બોલશે 'અલ્હમ્દો લિલ્લાહે રબ્બિલ્ આલમીન,' અને એમ પણ બની.શકે છે કે સ્વર્ગની દરેક બક્ષિસ માટે તેઓ સુબ્હાનલ્લા' કહેશે અને તેનું સુખ ભોગવ્યા પછી ઉપકાર માટે 'અલ્હમ્દો લિલ્લાહે રબ્બિલ્ આલમીન' કહેશે.




સુખે બેસશે ત્યારે) તેમની છેવટની પ્રાર્થના 'અલ્હમ્દો લિલ્લાહે રબ્બિલ્ આલમીન' (એટલે સર્વ સ્તુતિ સકળ જગતનો પાલનકર્તા એવો જે પરમેશ્વર તેનેજ યોગ્ય છે) એ થશે.૧૦. અને જે પ્રમાણે ફાયદા સારૂ લોકો ગડબડ મચાવે છે (તેજ પ્રમાણે) જો પરમેશ્વર પણ તેમનાં કુકર્મ માટે(ની શિક્ષા તરીકે) તેમને નુકસાન પહોંચાડવા ગડબડ મચાવતે તો તેમનો અંતકાળ* (કયારનો) આવી ચુકયો હોત. અને જે લોકોને (મરણ બાદ) અમારી સાથે નજરોનજર થવાની (કંઇ પણ) બ્હીક નથી તેમને અમે છોડી દઇએ છીએ કે તેઓ પોતાની શિરજોરીમાંજ ભટકતા ફરે. ૧૧. અને જયારે માણસને (કોઇ પણ પ્રકારનું) દુઃખ પહોંચે છે; ત્યારે તે પોતાના પડખાભર (પડતાં) અથવા બેસતાં કે ઉઠતાં (ગમે તે સ્થિતિમાં) અમારી પ્રાર્થના કરે છે. પછી જયારે અમે તેનું દુઃખ તેની ઉપરથી દૂર કરી નાંખીએ છીએ ત્યારે તે એવો (બેદરકાર થઇ) ચાલતો થાય છે, કે જાણે તેને જે દુઃખ પડયું હતું તેના (નિવારણ) માટે તણે અમારી પ્રાર્થના (કદી) કરીજ નહોતી. જે લોકો (ભકિત) મર્યાદાની બહાર પગ મુકે છે તેમને, જે જે કર્મો તેઓ કરે છે તે એવીજ રીતે ભલાં† સુશોભિત કરી બતાવવામાં આવ્યાં છે. ૧૨. અને (ઓ લોકો!) તમારી અગાડી કેટલીક પેઢીઓ (એવી) થઈ ગઇ છે કે જયારે જયારે

* મતલબ કે અમે તેમનો કયારનો નાશ કરી નાંખ્યો હોત.

† એટલે વસ્તુસ્થિતિ જોતાં તેમનાં કર્મો ખરાબ છે. પણ પરમેશ્વરે તેમની મતિ એવી જડ કરી નાંખી છે કે તેજ કૃત્યો તેમની નજરમાં સુશોભિત તથા ભલાં દેખાય છે અને તેઓ સમજે છે કે અમે સારૂં કરીએ છીએ.

તેમણે અનર્થ કર્યો ત્યારે ત્યારે ખરેખર અમે તેમનો નાશ કરી નાંખ્યો. અને તેમના પયગંબરો તેમની પાસે ખુલ્લે ખુલ્લા ચમત્કાર પણ લઇ આવ્યા (તેમ છતાં પણ) તેઓએ વિશ્વાસ રાખ્યો નહિજ. અપરાધી લોકોને અમે આવીજ રીતે શિક્ષા કરીએ છીએ. ૧૩. તેમના (નાશ થયા) પછી અમે પૃથ્વી ઉપર તમો લોકોને (તેમના) પ્રતિનિધિ બનાવ્યા કે જેથી અમે જોઈ શકીએ કે તમે કેવાં કેવાં કર્મો કરો છો? ૧૪. અને (ઓ પયગંબર!) જ્યારે અમારા ખુલ્લે ખુલ્લા હુકમો આ લોકોને વાંચી સંભળાવવામાં આવે છે, ત્યારે જે લોકોને (મરણબાદ) અમારી સાથે નજરોનજર થવાની (જરા પણ) બ્હીક નથી તેઓ (તને) હુકમ ફરમાવશે કે આ સિવાય (બીજું) એકાદ કુરઆન લાવ અથવા એમાંજ ફેરફાર કરી નાંખ; તો (તું તેમને) કહેજે કે મારી એટલી મગદુર નથી કે હુ મારી તરફથી એમાં (કોઈ પણ જાતનો) ફેરફાર કરી શકું. મને જે કંઇ પ્રકટ કરવામાં આવે છે; તે ઉપરજ હું ચાલું છું. જો હું મારા પાલનકર્તાની નાફરમાની કરૂં તો મને (કયામતના) મોટા (કઠણ) દિવસની શિક્ષાની (ઘણી) બ્હીક લાગે છે. ૧૫. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે જો પરમેશ્વર ઇચ્છતે તો મેં આ (કુરઆન) તમને વાંચી સંભળાવ્યું ન હોત અને પરમેશ્વર પણ તે વિષે તમને જણાવતે નહિ. આ અગાઉ હું એક આયુષ્યપર્યંત તમારી વચ્ચે રહી ચુકયો છું (છતાં મેં કદી પણ પ્રકટીકરણનો ઉચ્ચાર પણ કર્યો નથી;) શું તમે (એટલું પણ) સમજતા નથી? ૧૬. આનાથી પણ વધારે જુલમગાર બીજો કોણ (હોઇ શકે) કે જે પરમેશ્વર ઉપર ખોટા (ખોટા) આરોપો મુકે અથવા






તેની નિશાનીઓને પાખંડ કહે? કંઈ શક નથી કે (આવા) અપધરાધીઓ (પોતાના મનોરથમાં) સફળ થનાર નથી.૧૭. અને (મૂર્તિપૂજક લોકો) પરમેશ્વર સિવાય એવી વસ્તુની ભકિત-પૂજા કરે છે કે જે તેમને નુકસાન પહોંચાડી શકતી નથી તેમ તેમને ફાયદો પણ પહોંચાડી શકતી નથી; અને તેઓ કહે છે કે (અમારા) આ (ઉપાસ્ય દેવો) પરમેશ્વર આગળ અમારી સિફારસ કરનારા છે. (ઓ પયગંબર! આ લોકોને) કહે, શું તમે પરમેશ્વરને એવી વસ્તુ(ના અસ્તિત્વ)ની ખબર આપો છો કે જેને તે નહિ (તો કયાયે) આકાશમાં જાણે છે કે નહિ પૃથ્વીમાં. એ લોકો જેને (તેનો) ભાગીદાર ઠરાવે છે તેનાથી તે પવિત્ર તથા મહાન છે. ૧૮. અને (શરૂઆતમાં) લોકો (ધર્મના) એકજ પંથ ઉપર હતા, મતભેદ તો તેમનામાં પછી (ઉત્પન્ન) થયો. અને (ઓ પયગંબર!) જો તારા પાલનકર્તા તરફથી (કયામતના દિવસનું) વચન પહેલેથીજ નહિ નીકળી ચુકયું હોત, તો જે બાબત આ લોકો મતભેદ કરે છે તેનો તેમની વચ્ચે (કયારનોએ) ફેસલો કરવામાં આવ્યો હોત. ૧૯. અને તેઓ કહે છે કે આ (પયગંબર મોહંમદ)ને તેના પાલનકર્તા તરફથી કોઈ પણ ચમત્કાર* (અમે ઇચ્છીએ છીએ તેવો) શા માટે આપવામાં

* ચમત્કારની સાથે-'અમે ઇચ્છીએ છીએ તેવો' એ શબ્દો એટલા માટે અમે ઉમેર્યા છે કે કુરઆન પોતેજ એક મહાન ચમત્કાર છે. સારાંશ, કુરઆનમાંજ એક સ્થળે એવું કહ્યું છે કે 'અને (કેટલાક લોક તારા સંબંધી કહે છે કે આ (માણસ) ઉપર તેના પાલનકર્તા તરફથી શા માટે ચમત્કાર ઉતર્યો નહિ? (ઓ પયગંબર! આ લોકોને) કહે કે ચમત્કાર તો પરમેશ્વરનીજ પાસે




આવ્યો નથી? તો (ઓ પયગંબર! આ લોકોને) કહે કે ગેબી બાતમી તો માત્ર પરમેશ્વરનેજ છે; તો તમે પણ (પરમેશ્વરના હુકમની) વાટ જુઓ. હું પણ તમારી સાથે વાટ જોનારાઓમાંનો છું. ૨૦. અને લોકોને દુઃખ પહોંચ્યા પછી જ્યારે અમે (તેમનું દુઃખ નિવારણ કરી અમારી) દયાનો સ્વાદ તેમને ચખાડીએ, ત્યારે ફકત તેઓ અમારી નિશાનીઓ(ના વિરોધ)માં પોતાના દાવપેચ લડાવે છે. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે (તમારા દાવપેચ કરતાં) પરમેશ્વરના દાવપેચ વધારે જલદ છે. (તે કહે છે કે) તમે જે જે દાવપેચ લડાવો છો તે (સઘળા) અમારા દૂતો લખી લે છે. ૨૧. તેજ (પરમેશ્વર) છે કે જે તમો લોકોને જમીન ઉપર તેમજ સમુદ્ર ઉપર હરવા ફરવા દે છે; (કેટલીક વેળા) જ્યારે તમે વહાણમાં (બેઠા) હોવ, અને તે (વહાણ) લોકોને અનુકૂળ પવનના પ્રભાવથી ઘસડી લઈ જાય છે અને લોકો તે (ના ચાલવા)થી ખુશી થાય છે; (એકાએક) વહાણને સખત તોફાનનો સપાટો લાગે છે અને દરેક બાજુએથી મોજાં તેમના ઉપર ચાલ્યાં આવે છે અને તેઓ (સારી પેઠે) સમજે છે કે તેઓ (ખરાબ રીતે) ઘેરાઇ ગયા છે; ત્યારે પરમેશ્વરનેજ માત્ર શુદ્ધભાવથી તાબે થઈ તેની પાસે

---

(એટલે તેનાજ અખત્યારમાં) છે અને હું તો સ્પષ્ટ રીતે માત્ર ચેતવણી આપું છું. (ઓ પયગંબર!) શું આ લોકો માટે (આ ચમત્કાર) બસ નથી કે અમે તને કુરઆન પ્રકટ કર્યું કે તે તેમને વાંચી સંભળાવવામાં આવે છે. જે લોકો વિશ્વાસ રાખનારા છે તેમને માટે આમાં (પરમેશ્વરની મોટી) મહેરબાની અને (તે ઉપરાંત) બોધ છે. (ભાગ ૨૧ મો અધ્યાય ૨૯: ૫૦-૫૧).

પ્રાર્થના કરવા માંડે છે; કે (ઓ જગદીશ્વર!) જો (તારી કૃપાને જોરે) તું અમને આ (સંકટ)માંથી તારશે તો અમે જરૂર (તારો મોટો) ઉપકાર માનનારા થઇશું. ૨૨. પછી જ્યારે તે તેમને (તે સંકટમાંથી) તારે છે. ત્યારે જુઓ! જમીન ઉપર (આવતાંજ) તેઓ એકદમ વિના કારણ તોફાન ચલાવવા માંડે છે. ઓ લોકો! તમારી શિરજોરી (એટલે તેનું માઠું પરિણામ) તમારાજ જીવ ઉપર (આવશે. એ પણ) આ જગતના (ક્ષણભંગુર) આયુષ્યનું સુખ ભોગવવું છે; (તો એની પણ મઝા ઉડાવી લો) આખરે તમને અમારી પાસેજ પાછા આવવાનું છે. (તે વખતે) જે કંઇ પણ તમે (જગતમાં) કરતા હતા, (તેનું સારા નરસાપણું) અમે તમને જણાવી દઇશું. ૨૩. આ દુનીયાની જીંદગીની ઉપમા માત્ર પાણીના જેવી છે કે જે અમે આકાશમાંથી વર્ષાવીએ છીએ; પછી જમીનનાજ પાક કે જે માણસો અને ચોપગાં જનાવરો ભક્ષ કરે છે તે તે (પાણી) સાથે મળી જાય છે (અને પાણી શોશી તે પ્રફુલ્લ થાય છે). એટલે લગી કે (ફસલનો વખત થતાં) જ્યારે જમીને પોતાનો શૃંગાર ધારણ કર્યો અને તે સુશોભિત થઈ; અને ખેતીકારોએ ધાર્યું કે (હવે) આપણે તે ઉપર સત્તાવાન થયા છીએ, (જ્યારે જોઇએ ત્યારે કાપી લઇશું. એટલામાં) રાતે અથવા દિવસે અમારો (શિક્ષારૂપી) હુકમ તેમને આવી લાગ્યો. પછી અમે તેની એવી (સમૂળ) કાપણી કરી નાંખી, કે જાણે ગઇ કાલે (ખેતરમાં પાકજ) નહોતો. જે લોકો (આવી વાતનો) વિચાર કરે છે તેમને (સન્માર્ગ બતાવવા) સારૂ અમે (અમારા સામર્થ્યના) પ્રમાણો આવીજ રીતે સવિસ્તર કહીએ છીએ. ૨૪. અને પરમેશ્વર (લોકોને)






શાંતિધામ (એટલે સ્વર્ગ) તરફ બોલાવે છે અને જેને ઇચ્છે છે તેને સરળ માર્ગે જવાની બુદ્ધિ આપે છે. ૨૫. જે લોકોએ (આલોકમાં) ભલાઈ કરી છે તેઓને માટે( પરલોકમાં પણ એવીજ) ભલાઇ છે અને કંઈ વિશેષ પણ; અને(પાપીઓ પ્રમાણે) તેમનાં મ્હોંડાં ઉપર નહિ કાળાશ પંથરાશે કે નહિ નામોશી, એજ લોકો સ્વર્ગવાસી છે; તેઓ સ્વર્ગમાં નિરંતર રહેશે. ૨૬. અને જે લોકોએ ખરાબ કામો કર્યાં છે, તો ખરાબનો બદલો તેવોજ (ખરાબ); અને (એ સિવાય) તેમનાં (મ્હોંડાં) ઉપર નામોશી પથરાઇ રહી હશે. પરમેશ્વર (ના મારા)થી કોઇ પણ તેમને બચાવનાર નથી. (તેમના મોઢાં એટલાં બધાં કાળાં થઇ જશે કે) જાણે અંધારી રાત (ની ચાદર) ના કકડા વડે તેમનાં મ્હોંડાં આચ્છાદિત કર્યાં હોય. એજ લોકો નરકવાસી છે અને તેઓ સર્વ કાળ નરકાગ્નિમાં રહેશે ૨૭. અને તે (કયામતને) દિવસે અમે આ સઘળાઓને (અમારી હજુરમાં) એકઠાં કરીશું, પછી જે લોકોએ (મૂર્તિને અમારા) ભાગીદારો બનાવ્યા હતા તેમને અમે કહીશું કે તમે તથા તમારા (ઠરાવેલા) ભાગીદારો (બન્ને જરા) તમારી જગાએ ઉભા રહો; પછી અમે તેમનામાં માંહોમાંહે ફાટફુટ કરીશું. અને તેમના ભાગીદારો* (તેમને) કહેશે કે (તમે જુઠા છો,) અમારી

*એટલે તેમની મૂર્તિને વાચા થતાં તે મૂર્તિપૂજકોને કહેવા લાગશે કે ખરી રીતે તમે તમારી દુષ્ટ વાસનાની પૂજા કરતા હતા અને મૂર્તિપૂજા તરફ તમને અમે નહિ પણ તમારા ધર્મભોળાપણાના વિચારે માત્ર વાળ્યા છે. આ પ્રમાણે તેમને આશા હતી તેવી સિફારસ કરવાને બદલે તે તેમના ઉપરજ ઠપકો મુકે છે. એમ પણ કહેવાય છે કે મૂર્તિપૂજક અરબ લોકો દૂતોની અથવા તેમના કલ્પિત પ્રતિમાની પૂજા અર્ચના કરતા હતા તે માટે અહીં ખાસ ઈશારો છે.




ભક્તિ કે પૂજા તમે કંઈપણ કરતાજ નહોતા. ૨૮. તો (હવે) અમારી અને તમારી વચ્ચે પરમેશ્વરજ સાક્ષી (તરીકે) બસ છે. ખરેખર અમે તમારી ભક્તિ કે પૂજા તરફ બિલકુલજ બેદરકાર હતા. ૨૯. (ટુંકમાં) ત્યાં દરેક માણસ (આગળની સામગ્રી તરીકે) તેણે જે કૃત્યો પહેલેથીજ મોકલ્યાં છે તેનો અનુભવ લેશે. અને સઘળા લોકોને તેમના ખરા માલેક, પરમેશ્વર પાસે પાછા લાવવામાં આવશે; અને જે જે કુભાંડ તેઓએ (જગતમાં) રચ્યાં હતાં તે સઘળાં તેમની પાસેથી નષ્ટ થઇ જશે. ૩૦. (ઓ પયગંબર! આ લોકોને એટલું તો) પુછ કે તમને આકાશમાંથી અને પૃથ્વીમાંથી ખાવાનું કોણ પુરૂં પાડે છે? અથવા (ખરી રીતે તમારા) કાન અને (તમારી) આંખ ઉપર કોની સત્તા છે? અને કોણ (એવો છે કે જે) જીવતાને* મુએલામાંથી કાઢે છે અને મુએલાને જીવતામાંથી કાઢે છે? અને (સૃષ્ટિ ઉપર) પ્રત્યેક કામની વ્યવસ્થા કોણ કરે છે? તેઓ (તરતજ) કહેશે કે પરમેશ્વર. પછી તું (તેમને) કહે, કે તમે આ છતાં પણ તેનાથી બ્હીતા નથી? ૩૧. તો આજ પરમેશ્વર તમારો ખરો પાલનકર્ત્તા છે. તો સત્ય (વાતનું જ્ઞાન થયા) પછી (તેને નહિ માનવો) એ ભૂલ નહિ તો બીજું શું છે? તો તમે લોકો ક્યાંને ક્યાંજ ફેરવાઈ જાઓ છો? ૩૨. (ઓ પયગંબર!) આ પ્રમાણે તારા પાલનકર્તાનું વચન (આ) આજ્ઞાનો ભંગ† કરનારા લોકો સંબંધી ખરૂં પડી

*જીવતાંને મુએલામાંથી કાઢવાનું ઉદાહરણ :ઇંડામાંથી સજીવ પક્ષી નીકળે છે તે છે અને મુએલાને સજીવમાંથી કાઢવા એટલે સજીવ પક્ષીમાંથી ઇંડું નીકળવું.

†મતલબ કે પરમેશ્વર એકજ છે એમ કહેવાની તેમજ વિશ્વાસ

ચુકયું છે કે એઓ કોઇપણ રીતે વિશ્વાસ રાખનાર નથી. ૩૩. (ઓ પયગંબર ! આ લોકોને) પુછ કે તમારા (નક્કી કરેલા) ભાગીદારોમાં કોઇ એવો છે કે જે પ્રથમ સૃષ્ટિ પેદા કરશે અને પછી (તેનો નાશ કરી) ફરીથી તે નિર્માણ કરશે ? (એઓ તેનો શું જવાબ આપવાના છે ? તુંજ તેમને) કહે કે પરમેશ્વરજ પ્રથમ સૃષ્ટિ પેદા કરે છે; અને (તેજ) તેને (નાશ કરી) ફરીથી નિર્માણ કરે છે. તો (હવે) તમે કયાં ઉલટા ચાલ્યા જાઓ છો ! ૩૪. (ઓ પયગંબર ! એમને) પુછ કે તમારા (નક્કી કરેલા) ભાગીદારોમાં કોઇ એવો પણ છે કે જે (ધર્મનો) સત્ય માર્ગ બતાવે છે. તો શું જે (ધર્મનો) સત્ય માર્ગ બતાવે છે તે આ બાબત વધારે હકદાર ઠરે છે કે તે(ના હુકમ)નું અનુકરણ કરવામાં આવે, કે જે એવો (લાચાર) છે કે જયાં સુધી બીજો કોઇ તેને માર્ગ નથી બતાવતો ત્યાં સુધી તેને પોતાને માર્ગ જડતો નથી તે ? તમો લોકોને શું થઇ ગયું છે ? તમે કેવા ફેંસલા કરો છો ? ૩૫. અને આ લોકોમાંના ઘણા તો માત્ર અનુમાન ઉપરજ ચાલે છે. પણ ખરેખર અનુમાન સત્ય આગળ કઈ કામમાં આવતું નથી. (અજ્ઞાનતાથી) જે જે કૃત્યો એ લોકો કરે છે તેનાથી પરમેશ્વર સારી પેઠે વાકેફ છે. ૩૬. અને આ કુરઆન એવી જાતનું (પુસ્તક) નથી કે પરમેશ્વર સિવાય (બીજું) કોઇ તે પોતાના તરફથી રચી શકે; એથી ઉલટું જે (પુસ્તકો) એના (પ્રકટીકરણ) પૂર્વે (ઉપલબ્ધ) હતા, (આ કુરઆન)

---

રાખવાની ના પાડવા માટે કંઇ પણ કારણ નથી. એમ છતાં પણ જેઓ વિશ્વાસ રાખતા નથી એ તેમનું નસીબ.

સકળ જગતના પાલનકર્તા તરફથી તેની સત્યતાની સાક્ષી પૂરે છે તથા (તેજ) પુસ્તકો(માંના હુકમો)ની તપસીલ છે; (અને એ દિવ્ય ઇશ્વરી પુસ્તક છે) તેમાં કંઈજ શક નથી, ૩૭. શું (એ લોકો કુરઆનને માટે એમ) કહે છે કે એ ખુદ પયગંબરે રચ્યું છે? તો (હે પયગંબર! તું તેમને) કહે કે જો તમે (તમારા કહેવામાં) ખરા છો (અને તમે કહો છો તેમ જો હું તે બનાવવા સમર્થ છું) તો (તમે પણ ભાષાથી જાણકાર તથા રસજ્ઞ હોવાથી) એના જેવોજ એક અધ્યાય તમે પણ રચી કાઢો; અને પરમેશ્વર સિવાય જેને (જેને) તમે (બોલાવી) શકો તવાઓને (તમારી મદદે) બોલાવી લો.૩૮. પણ (એ લોકો વિષયાંતર કરી) જે વાતના જ્ઞાન સુધી તેમનામાં પહોંચ નહોતી અને હજી તેનો ખરો અર્થ* તેમના અનુભવમાં આવ્યો નહોતો, તે વાતને પાખંડ કહેવા લાગ્યા. એવીજ રીતે જે લોકો એમની અગાઉ થઈ ગયા છે તેમણે પણ જુઠા આરોપ કર્યા. તો (ઓ પયગંબર!) જો! (તે) જુલમગાર લોકોનો અંત કેવો (ખરાબ) આવ્યો! ૩૯. અને

*મતલબ કે જે વાત તેમની સમજ શક્તિની બહાર છે; જેવી કે મરણ પછીની સ્થિતિ અથવા સૃષ્ટિની શરૂઆતનો અહેવાલ, તેની કેફીયત તેમનાથી સમજાય નહિ, ત્યારે પોતાનામાં ઓછી સમજ છે એમ કબુલ કરવાને બદલે તેઓ એવી વાતને પાખંડ કહેવા લાગ્યા. 'અને હજી તેનો ખરો અર્થ તેમના અનુભવમાં આવ્યો નહોતો' એટલે કે મરણ પછીનો અહેવાલ તેમને મરણ પછી પ્રકટ થશે અને શિક્ષાના સંબંધમા કેટલાંક વચનો જેનો આ દુનીયામાંજ અમલ થશે પણ જેનો હજી અમલ થયો નહોતો. પરંતુ માત્ર આટલીજ વાત ઉપરથી એને પાખંડ કહેવાનો કોઇને હક નથી.

તેમનામાંના કેટલાક લોકો એવા છે કે જેઓ (આગળ જતાં) કુરઆન ઉપર વિશ્વાસ મુકશે અને કેટલાક એવા છે કે જેઓ (આગળ જતાં પણ) તે ઉપર વિશ્વાસ મુકનાર નથી. અને (ઓ પયગંબર!) તારો પાલનકર્તા ફિસાદખોરોને સારી પેઠે ઓળખે છે. ૪૦. અને (ઓ પયગંબર!) જો (આટલું સમજાવ્યા છતાં પણ એ લોકો) તને પાખંડીજ કહે તો (તેમને) કહી દેજે કે મારૂં કર્મ મને અને તમારૂં કર્મ તમને; હું જે કર્મો કરૂં છું તેનાથી તમે અળગા છો અને તમે જે કર્મો કરો છો તેનાથી હું અળગો છું. ૪૧. અને (ઓ પયગંબર! તેમનામાં કેટલાક લોકો (એવા પણ) છે કે જેઓ તારી (વાત) તરફ કાન રાખી સાંભળે છે. (શું આથી તું એમ સમજે છે એ લોકો વિશ્વાસ રાખશે; અને) શું તું (આ) બહેરાઓને સંભળાવી શકશે? અને જો તેમને અકકલ નહિ હોય છતાં પણ? ૪૨. અને તેમનામાં કેટલાક લોક (એવા પણ) છે કે જેઓ તારી તરફ (તાકી તાકીને) જુએ છે. શું (એમના આવી રીતે તાકી તાકીને જોવા ઉપરથી તું એમ સમજે છે કે એ લોકો વિશ્વાસ રાખશે; અને શું) તું (આ) આંધળાઓને માર્ગ બતાવી શકશે? અને જો તેમને (કંઇ પણ) સૂઝતું નથી છતાં પણ? ૪૩. પરમેશ્વર લોકો ઉપર કિંચિત માત્ર પણ જુલમ કરતો નથી; પરંતુ લોકો (ઈશ્વરની અવગણના કરી) પોતેજ પોતાના ઉપર જુલમ કરે છે. ૪૪. અને જે દિવસે (પરમેશ્વર) લોકોને (પોતાની હજુર) એકઠા કરશે. (તે દિવસે તેમને એમ જણાશે) કે જાણે તેઓ (જગતમાં આખો દિવસ નહિ પણ) દિવસમાં (ઘણું) રહ્યા હોય (તો) માત્ર ઘડીભરજ; (અને તેઓ) માંહોમાંહે એક બીજાને

ઓળખશે પણ ખરા. જે લોકોએ પરમેશ્વરની નજરો નજર (થવાની વાત)ને પાખંડ કહી, તેઓ ભારે નુકસાનમાં આવી પડયા; અને તેમને (આ નુકસાનમાંથી બચવાનો) માર્ગ પણ સુઝયો નહિ. ૪૫. અને (ઓ પયગંબર!) જેમ જેમ (શિક્ષાના) વાયદા અમે આ લોકોને કરીએ છીએ, (તેમ તેમ) જોઇએ તો અમે તને તેમાંના કેટલાક (વાયદાનો અનુભવ કરાવી) બતાવીએ અથવા (તેનો અનુભવ થાય તે અગાઉજ) તને (જગતમાંથી) ઉપાડી લઇએ; (ગમે તે થાય તો પણ) તેમને અમારી પાસે પાછા આવવાનુંજ છે. આ ઉપરાંત જે જે કંઈ આ (લોકો) કરે છે તે પરમેશ્વર જુએ છે. ૪૬. અને દરેક પ્રજાનો એક પયગંબર થયો છે. પછી જ્યારે (કયામતને દિવસે) તેમનો પયગંબર (પોતાના લોકો સાથે અમારી રૂબરૂ) હાજર થશે; ત્યારે (તે) લોકો તથા પયગંબર વચ્ચે ઈન્સાફની રાહે ચુકાદો * આપવામાં આવશે. અને લોકો ઉપર (બિલકુલ) જુલમ કરવામાં આવશે નહિ. ૪૭. (ઓ મુસલમાનો! એ લોકો તમને) પુછે છે કે જો તમે ખરા છો તો આ (શિક્ષાનો) વાયદો કયારે (પુરો) થશે? ૪૮. • (ઓ પયગંબર! તું એમને) કહે કે મારો પોતાનો નફો નુકસાન પણ મારા અખત્યારમાં નથી પણ જે પરમેશ્વર ઈચ્છે (તેજ થાય છે. તેના અગાધ જ્ઞાનમાં) દરેક પ્રજા(ના દુનીયામાં રહેવા)નો એક વખત મુક્કરર છે. જયારે તેમનો (તે) વખત આવી પહોંચે છે ત્યારે (તેનાથી) એક ઘટકાભર

* કોઇ પણ ભવિષ્યવાદી અથવા પયગંબર એવો થઇ ગયો નથી કે જેને તેના વખતના કેટલાક લોકોએ પાખંડી કહ્યો નહિ હોય. ચુકાદો એટલે આવાજ મતાંતરોનો ચુકાદો એવો અર્થ છે.

પણ તેઓ પાછળ રહી શકતા નથી તેમ આગળ પણ જઈ શકતા નથી. ૪૯. (ઓ પયગંબર! આ લોકોને) પુછ કે વારૂ, જુઓ તો ખરા! જો પરમેશ્વરની શિક્ષા રાતે તમારી ઉપર આવે અથવા દિવસે (ગમે ત્યારે આવે તો પણ તે શિક્ષાજ છે; તો) પાપી લોકો તેને માટે શું કામ ઉતાવળ કરે છે? ૫૦ પછી શું જયારે તે (ખરેખર) આવી રજુ થશે; ત્યારેજ તેના ઉપર વિશ્વાસ રાખશો? (તે વખતે અમે તમને પુછીશું કે) શું હવે (તમારા ઉપર આવી પડી ત્યારે તમને વિશ્વાસ આવ્યો?) અને તમે તો (તેના આવવાનીજ શંકા કરી) તેને માટે ઉતાવળ કરી રહ્યા હતા ૫૧. બાદ (કયામતને દિવસે) આજ્ઞાનો ભંગ કરનારા લોકોને હુકમ આપવામાં આવશે કે હવે કાયમની શિક્ષાનો સ્વાદ ચાખો. આ જે શિક્ષા તમને કરવામાં આવે છે તે માત્ર તમારા પોતાનાંજ કર્મનો બદલો છે ને? ૫૨. અને (ઓ પયગંબર! આ લોકો) તારી પાસેથી એ જાણુવા માંગે છે કે (જે કાંઇ તું તેમને કહે છે) તે ખરેખરજ થશે કે? તું (તેમને) કહે કે, હાજ તો! મારા પાલનકર્તાના સોગન! તે ખચિત થશેજ થશે. અને તમે (પરમેશ્વરને) હરાવી શકનાર નથી. ૫૩. અને જે માણુસે (આ જગતમાં અમારી) આજ્ઞાનો ભંગ કર્યો છે તે જો (કયામતને દિવસે) જમીનની અંદરનો સઘળો (ખજાનો) જો તેના કબજામાં* હોય તો તે અવશ્ય (પોતાના જીવના) બદલામાં તે આપી છુટશે અને જયારે લોકો શિક્ષા (પોતાની નજરે) જોઈ લેશે, ત્યારે

* તેને આખી પૃથ્વી ઉપરનો ખજાનો મળવાનું અશકય છે છતાં પણ જો મળે તો તે પણ તેમની તરફથી સ્વીકારવામાં આવનાર નથી.

તેઓ પશ્ચાતાપ જાહેર* કરશે. અને લોકો (ના મતભેદના સંબંધ)માં ન્યાયની રીતે ચુકાદો આપવામાં આવશે, અને તેમના ઉપર (બિલકુલ) જુલમ કરવામાં આવશે નહિ. ૫૪. યાદ રાખજો કે જે કંઈ આકાશોમાં અને પૃથ્વીમાં છે તે (સઘળું) પરમેશ્વરનુંજ છે, (અને) યાદ રાખજો કે પરમેશ્વરનું (કયામતનું) વચન સત્ય છે. પરંતુ ઘણા લોકો તદ્દન જાણતા નથી. ૫૫. તેજ જીવાડે છે અને મારે છે; અને તેની પાસેજ તમારે (સઘળાને) પાછા જવાનું છે. ૫૬. અરે લોકો! (પ્રમાણ દાખલ) તમારા પાલનકર્તા તરફથી તમારી પાસે બોધ આવી ચુકયો છે, અને (તેવીજ રીતે) તમારાં અંતઃકરણમાં જે (શંકા) છે તેનું નિરાકરણ; અને વિશ્વાસુ લોકો માટે સદ્‌બોધ અને દયા. ૫૭. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે (આ કુરઆન પરમેશ્વરની કૃપા તથા તેની દયા છે. અને લોકોને) જોઈએ કે પરમેશ્વરની કૃપા તથા તેની દયા, એટલે આ (કુરઆન) મેળવી તેઓ ખુશ થાય; જે (જગતનો ફાયદો) એકઠો કરવા તેઓ પડયા છે તેના કરતાં આ (ઘણુંજ) શ્રેયસ્કર છે. ૫૮. (ઓ પયગંબર! આ લોકોને) કહે કે વારૂં જુઓ તો ખરા, પરમેશ્વરે તમારે માટે અન્ન

* અરબી ભાષામાં કેટલાક શબ્દોના પરસ્પર ઉલટા અર્થ થાય છે, તેવોજ શબ્દ 'અસર્ર' છે. 'ઇસરાર' ધાતુ ઉપરથી એનો અર્થ છુપાવવું અને જાહેર કરવું એવો થાય છે. અમે ભાષાંતરમાં જાહેર કરવું એવો અર્થ લીધો છે; એટલે તેઓ મ્હોડેથી કહેશે કે અમે ઘણો પશ્ચાતાપ કરીએ છીએ. અને છુપાવવું એ અર્થ લઇએ તો ભાષાંતર એવું થાય કે મનમાંને મનમાં પશ્ચાતાપ કરશે એટલે લજ્જાને લીધે મોડામાંથી શબ્દ પણ કાઢશે નહિ, મનમાંજ પશ્ચાતાપ કરશે.

મોકલ્યું તો હવે તમે તેમાંથી (કંઇ) નિષિદ્ધ અને (કંઇ) અનિષિદ્ધ ઠરાવવા લાગ્યા. (ઓ પયગંબર ! આ લોકોને) પુછ, શું પરમેશ્વરે તમને (આની) પરવાનગી આપી છે ? અથવા કે (તમારી તરફથી) પરમેશ્વર માટે બનાવટી વાતો ઉભી કરો છો. ૫૯. અને જે લોકો પરમેશ્વર ઉપર ખોટાં આળ મુકે છે તેઓ કયામતના દિવસને શું સમજી બેઠા છે ? એમાં સંશય નથી કે પરમેશ્વર લોકો ઉપર (અત્યંત) કૃપાવંત છે (કે તેમને તે એકદમ શિક્ષા કરતો નથી); પરંતુ ઘણા લોકો (તેનો) આભાર માનતા નથી. ૬૦ અને (ઓ પયગંબર !) તું ગમે તે સ્થિતિમાં (કેમ) હોય નહિ અને કુરઆનનું ગમે તે મહાવાકય (લોકોને કેમ) વાંચી સંભળાવતો નહિ હોય, અને (લોકો !) તમે કંઈ પણ કામ (કેમ) કરતા નહિ હો; પરંતુ (સર્વકાળ) જ્યારે તમે તે કામમાં મચેલાં રહો છો ત્યારે અમે તમને જોયા કરીએ છીએ. અને (ઓ પયગંબર !) તારા પાલનકર્તાથી રહેજ કંઇ પણ છુપું રહી શકતું નથી; નહિજ પૃથ્વીમાં કે નહિ આકાશમાં અને આ (રહેજ) કરતાં પણ વધારે નાની અથવા વધારે મોટી (સઘળી વસ્તુઓ) સ્પષ્ટ પુસ્તક (એટલે 'લૌહેમહફૂઝ)માં (નમુદ કરેલી) છે. ૬૧. યાદ રાખજો કે પરમેશ્વરના ખાસ દોસ્ત (એવી મોજમઝામાં છે કે કયામતને દિવસે) તેમને (કોઈ પણ જાતનો) ભય રહેનાર નથી અને તેઓ (કોઇ પણ રીતે) દુઃખીયે થનાર નથી. ૬૨. (એઓ) એવા (લોકો છે કે) જેમણે વિશ્વાસ રાખ્યો અને (પરમેશ્વરથી) બ્હીતા રહ્યા. ૬૩. એમને માટે આલોકનાં આયુષ્યમાં (શાંતિના)* શુભ સમાચાર છે અને પરલોકમાં

*જે મુસલમાનો પરમેશ્વર ઉપર પ્રેમથી વિશ્વાસ રાખી તથા

(મોક્ષના)–પરમેશ્વરના શબ્દોમાં કિંચિત માત્ર પણ ફરક પડતો નથી. એજ મોટું સાફલ્ય છે. ૬૪. અને (ઓ પયગંબર!) આ (નાસ્તિકો)ની (ઇશ્કેરનારી) વાતોથી તને ખેદ ઉત્પન્ન થવા દેતો નહિ. કારણ, સર્વ સામર્થ્ય* પરમેશ્વરમાંજ છે. તે (સઘળાનું) સાંભળે છે (અને સઘળું) જાણે છે. ૬૫. યાદ રાખજો કે જે (દેવદૂતો) આકાશમાં છે અને જે (લોકો) પૃથ્વી ઉપર છે (એ સઘળા) પરમેશ્વરનાજ (આજ્ઞામાં) છે. અને જે લોકો પરમેશ્વર સિવાય (પોતાના નક્કી કરેલા) ભાગીદારોને બોલાવે છે તેઓ (શું ખબર છે કે) કયા (માર્ગ) ઉપર ચાલે છે? તેઓ માત્ર વ્હેમ ઉપર ચાલે છે; અને કેવળ તર્કવિતર્ક લડાવ્યા કરે છે. ૬૬. (અરે લોકો!) તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે તમારે માટે રાત બનાવી કે તમે તેમાં વિશ્રાંતિ લો; અને દિવસ (બનાવ્યો) કે તમે (તેના પ્રકાશમાં) જોઇ શકો. એમાં સંશય નથી કે આ (રાત દિવસ બનાવવા)માં જે લોકો (અકલની વાતો લક્ષથી) સાંભળે છે. તેમને માટે (ઇશ્વરની સામર્થ્યની ઘણી) નિશાનીઓ છે. ૬૭. (કેટલાક) લોકો કહે છે કે પરમેશ્વર પુત્ર રાખે છે, (એ

તેનાથી ડરી ચાલે છે તેમને પોતાનું કર્તવ્ય કર્યાનો સંતોષ થાય છે એ શુભ વર્તમાનજ છે. વળી આજ કારણે તેને પરલોકમાં પણ મોક્ષ મળવાના ખુશ સમાચાર છેજ.

*અહીં આ બાબતનો ઇશારો છે કે આ વખતે નાસ્તિકો મુસલમાનોને ખરાબ સ્થિતિમાં જોઇ તેમને તુચ્છ સમજતા હતા. પણ પરમેશ્વર સર્વ શકિતમાન છે. તે જ્યારે એમને રાજ્ય અને આબરૂ આપશે ત્યારે એજ નાસ્તિકો તેમને માન આપવા માંડશે અને તેમની નજરમાં તેમનું મહત્વ વધશે.






બિલકુલ ખોટું છે); તે (સઘળી ખોડ કે દોષથી) પવિત્ર છે. તે (સંતતિ માટે) અપેક્ષા વિનાનો છે. જે કંઈ આકાશમાં તથા જે કંઇ પૃથ્વીમાં છે તે (સઘળું) તેનુંજ છે. (અરે લોકો!) તમારી પાસે આનું કંઈ પ્રમાણ નથી. તો શું તમે જાણુતા નથી એવી (ખોટી) વાતો તમે પરમેશ્વર સંબંધી બોલો છો? ૬૮. (ઓ પયગંબર! આ લોકોને) કહી દે કે જે લોકો પરમેશ્વર ઉપર ખોટાં આળ મુકે છે (તેઓ પોતાના અંતિમ હેતુમાં) સફળ થનાર નથી. ૬૯. આ લોકનો (થોડો સમયનો) ફાયદો છે (તો થોડા દિવસ ચેનમજા કરી લો.) પછી (આખરે) તેમને અમારી પાસેજ પાછા આવવાનુ છે. તે વખતે તેઓ જે નાસ્તિકપણું કરતા હતા તેની શિક્ષા તરીકે અમે તેમને અતિ કડક શિક્ષાનો સ્વાદ ચખાડીશું. ૭૦. અને (હે પયગંબર!) તું આ લોકોને 'નૂહ' (પયગંબર)નો અહેવાલ વાંચી સંભળાવ; કે જ્યારે તેણે પોતાના લોકોને કહ્યું, હે મારા બાંધવો! મારૂં રહેવું તથા પરમેશ્વરના મહા વાકયો(નો ઉલ્લેખ કરી) સમજાવવું જો તમને ભારે લાગે છે; તો હું પરમેશ્વરપરજ ભરોસો રાખું છું. પછી તમે તથા તમારા ભાગીદારો* (સઘળા) મળી તમારી (એક) વાત નક્કી કરાવી લો. એમ છતાં તમારી (તે) વાત તમારા (માંના કોઇના)થી ગુપ્ત રહે નહિ; (એટલે સઘળાને તે યોજના પાર પાડવા માટે યત્ન કરવાનું બની આવે;) બાદ (તમારે જે કંઇ કરવું

* ભાગીદાર એટલે તે લોકોના કલ્પિત દેવો કે મૂર્તિઓ જેને તેઓ પરમેશ્વરના રાજ્યમાં ભાગીદાર સમજતા હતા. પણ સર્વશકિતમાન પરમેશ્વરનો કોઈ ભાગીદાર છે એમ કહેવું એ ઇશ્વરની નિંદા કરવા બરાબર છે અને એ ખરેખરજ ઇશ્વરદ્રોહ છે.




છે તે) મારી વિરૂદ્ધ કરી મુકો અને મને અવકાશ આપતા નહિ. ૭૧. પછી જો તમે (મારા ઉપદેશ તરફથી) મ્હોંડું ફેરવી લ્યો, તો મેં તમારી પાસેથી કંઈ બદલો માગ્યો નહોતો; (કે તમે તેને દંડ સમજ્યા!) મારો બદલો તો માત્ર પરમેશ્વર ઉપરજ છે, અને (તેની તરફથીજ) મને આજ્ઞા કરવામાં આવી છે કે હું (તેની) આજ્ઞાને આધીન રહેનારાઓમાંનો (એક) થાઉં. ૭૨. (એટલું સમજાવવા છતાં પણ) લોકોએ તેને પાખંડી કહ્યો; ત્યારે અમે 'નૂહ' ને તથા જે લોકો તેની સાથે વહાણુમાં હતા તેમને (જલ પ્રલયમાંથી) તાર્યાં અને તેમને (તેમની) પાછળ રહેનારા બનાવ્યા. અને જે લોકોએ અમારી નિશાનીઓને જુઠી કહી તેમને અમે ડુબાવી દીધા. (હે પયગંબર!) જો તો ખરો; જે લોકોને (જલ પ્રલયનો) ડર બતાવવામાં આવ્યો હતો તેમનો કેવો (ખરાબ) અંત આવ્યો! ૭૩. બાદ 'નૂહ'ની પાછળ અમે (બીજા) પયગંબરોને તેમના (પોતપોતાન) લોકો તરફ રવાના કર્યાં અને એ પયગંબરો તેમને માટે ખુલ્લા ચમત્કાર પણ લઇ આવ્યા. આમ છતાં પણ જે વાતને એ લોકો પહેલેથી પાખંડ કહી ચુકયા હતા, તેનો તેમણે વિશ્વાસ કર્યો નહિ (તે નહિજ). એવીજ રીતે જે લોકો (ભક્તિ મર્યાદાનું) ઉલ્લંઘન કરે છે તેમના અંતઃકરણો ઉપર અમે મોહર લગાડી દઇએ છીએ. ૭૪. પછી આ (પયગંબરો) ની પાછળ અમે 'મુસા' તથા 'હારૂન' ને અમારી નિશાનીઓ (એટલે ચમત્કાર) આપી 'ફિરઔન' (ફેરો) અને તેના દરબારી લોકો પાસે રવાના કર્યા. ત્યારે તેઓએ અહંકાર કર્યો અને તેઓ પાપી લોકોજ હતા ૭૫. પછી જ્યારે તેમની પાસે અમારી તરફથી સત્ય

(એટલે ચમત્કાર) આવ્યું ત્યારે તેઓ કહેવા લાગ્યા; આ તો ખરેખર ખુલ્લેખુલ્લું જાદુજ છે! ૭૬. 'મુસા'એ કહ્યું કે જ્યારે સત્ય તમારી પાસે આવ્યું. ત્યારે શું તમે તે સંબંધી (આવા નિરર્થક શબ્દ) બોલો છો? શું આ જાદુ છે? અને જાદુગરોની એવી સ્થિતિ હોય છે કે તેમને (કદીજ) સફળતા મળતી નથી. ૭૭. તેઓ કહેવા લાગ્યા, શું તું આ હેતુથી અમારી પાસે આવ્યો છે કે જે (ધર્મ) ઉપર અમે અમારા વડીલોને (ચાલતા) જોયા તે (ધર્મમાં)થી તું અમને ફેરવી નાંખે? અને દેશમાં તમો બન્ને (ભાઇઓ)ની ચડતી થાય? અને અમે તો તમે બન્ને ઉપર વિશ્વાસજ રાખનાર નથી. ૭૮. અને ફિરઔને (પોતાના લોકોનો) હુકમ કર્યો કે દરેક ઉસ્તાદ જાદુગરને મારી હજુરમાં લાવી હાજર કરો. ૭૯. પછી જ્યારે જાદુગર લોકો (અખાડામાં) આવી હાજર થયા ત્યારે 'મુસા' તેમને (ઉદ્દેશી) કહેવા લાગ્યો કે તમારે જે નાંખી દેવાનું હોય તે (ચાલો મેદાનમાં) નાંખો. ૮૦. પછી જ્યારે તેઓએ (પોતાની દોરીઓ તથા લાકડીઓ સાપ બનાવી) નાંખી દીધાં ત્યારે 'મુસા'એ કહ્યું કે આ જે તમે (બનાવી) લાવ્યા છો તે જાદુ છે. (પણ) નિઃસંશય પરમેશ્વર તેને એક પળમાં નાબુદ કરી નાંખશે. કારણ પરમેશ્વર ફિસાદખોરોનાં કામને સુધારવા દેતો નથી. ૮૧. અને પરમેશ્વર પોતાના શબ્દ (ના પ્રભાવ) થી સત્યને સત્ય કરી બતાવશે; અને પછી (જોઇએ તો) પાપી લોકોને ખરાબજ લાગે! ૮૨. એમ છતાં 'મુસા' ઉપર માત્ર તેના લોકોની એક પેઢીએ વિશ્વાસ મુકયો; તે પણ 'ફિરઔન' અને તેના સરદારોથી બ્હીતાં બ્હીતાં, કે ('ફિરઔન') તેમના ઉપર કંઇ

સંકટ ન લાવી મુકે. અને (તેમની બ્હીક સકારણ હતી, કારણ કે) 'ફિરઔન' દેશમાં ખરેખર ઘણોજ મગરૂર થયો હતો; અને તે (લોકો ઉપર) અનર્થ ગુજારતો હતો. ૮૩. અને 'મુસા'એ (પોતાના લોકોને) સમજાવ્યું કે હે બાંધવો! જો તમે (ખરેખર) પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખો છો તો તમે આજ્ઞાધારક છો, એની એક શરત એવી છે કે તમે તેના ઉપરજ ભરોસો રાખો. ૮૪. આ ઉપરથી તેમણે જવાબ આપ્યો કે અમે પરમેશ્વર ઉપરજ ભરોસો રાખીએ છીએ; (અને તરતજ પ્રાર્થના કરી કે) હે અમારા પાલનકર્તા! અમને (આ) જુલમગાર લોકો(ના જુલમ)ની કસોટી બનાવતો નહિ. ૮૫. અને તું તારી દયા વડે અમને (આ) નાસ્તિક લોકો(ના સકંજા)માંથી છોડવ. ૮૬. અને અમે 'મુસા' તથા તેના ભાઈ ('હારૂન')ને સુચના કરી કે તમે બન્ને 'મિસર'માં તમારા લોકો(ને રહેવા) માટે ઘરો બનાવી લો; અને તમે (સઘળા લોકો) તમારાં (તેજ) ઘરોને મસ્જીદ મુકર્રર કરો. અને (ત્યાંજ વખતો વખત) નમાઝ પઢો; અને (હે 'મુસા'!) વિશ્વાસુ લોકોને (આ) શુભ વર્તમાન પણ સંભળાવી દે (કે હવે તમારા ઉદ્ધારનો સમય પાસે આવી લાગ્યો છે). ૮૭. અને 'મુસા'એ (પ્રાર્થના કરી) કહ્યું કે હે અમારા પાલનકર્તા! તેં 'ફિરઔન' તથા તેના સરદાર મંડળને આ દુનીયાના આયુષ્યમાં (મોટો) વૈભવ તથા ધન દોલત આપી ચુકયા છે; (અને) હે અમારા પાલનકર્તા! (આ સાધનો તેં તેમને) એટલા માટે (આપી ચુકયાં છે) કે તેઓ (લોકોને) તારા માર્ગ ઉપરથી ભમાવે;* તો હે અમારા પાલનકર્તા! તેમનાં

* એટલે લોકો તેમના ઐહિક વૈભવ તથા ધન દોલતથી ધોકામાં






ધનદોલતનો નાશ કરી નાંખ, તથા તેમનાં અંતઃકરણ કઠણ કરી નાંખ કે એ લોકો દુઃખદાયક શિક્ષા જોયા વિના વિશ્વાસ ધરે નહિ. ૮૮. (પરમેશ્વરે) ફરમાવ્યું કે તમે બન્ને (ભાઈઓ)ની પ્રાર્થના માન્ય થઈ; તમે બન્ને દૃઢ રહો અને જે લોકોને (બિલકુલ કશાનુંજ) જ્ઞાન નથી એવા લોકોના માર્ગ ઉપર ચાલતા નહિ. ૮૯. અને અમે બની–ઈસરાઇલોને સમુદ્રપાર ઉતારી દીધા. અને પછી 'ફિરઔને' તથા તેના લશ્કરોએ શિરજોર થઇ તથા અદાવતથી તેમનો પીછો પકડયો; એટલે સુધી કે જ્યારે 'ફિરઔન'(ના માથાં) ઉપર બુડી જવાય (એટલું પાણી) આવી પહોંચ્યું. ત્યારે તે કહેવા લાગ્યો કે હવે મને (પાકો) વિશ્વાસ આવ્યો કે જે (પરમેશ્વર) ઉપર 'બની–ઇસરાઇલો'એ વિશ્વાસ રાખ્યો છે તેના સિવાય બીજો કોઇ ઉપાસના કરવા યોગ્ય નથી; અને (હવે) હું પણ (તેનીજ) આજ્ઞાને તાબે થનારા લોકોમાંનો (એક) છું. ૯૦. (ત્યારે પરમેશ્વરે તેને ઠપકો આપી સ્પષ્ટ કહ્યું કે) શું હવે (આવી વખતે વિશ્વાસ)? અને (તારી સ્થિતિ એવી હતી કે આની) પૂર્વે તું બરાબર આજ્ઞા ભંગ કરતો રહ્યો અને તું ફિસાદખોરોમાંનો (એકજ ફિસાદખોર) હતો. ૯૧. પણ આજે (તારા આત્માને નહિ પરંતુ) તારા શરીરને અમે (પાણીમાં ડુબી જતું) બચાવી લઈશું; (એટલા માટે) કે જે લોકો તારી પાછળ (આવનાર) છે, તેમને માટે તું (બોધ-દાયક) નમુનો થાય અને ખરેખર ઘણા લોકો અમારી

આવી સમજે કે પરમેશ્વર તેમના નાસ્તિકપણાથી રાજી છે; અને આ લોકમાં તેમની સુખની સ્થિતી તેમને માટે ઈશ્વરની પ્રસન્નતાનો પુરાવો છે.




(સામર્થ્યની) નિશાનીઓ તરફથી ગાફેલ છે. ૯૨. અને અમે બની-ઈસરાઈલોને (સીરીયા પ્રાંતમાં) એક સારે ઠેકાણે લઈ જઈ વસાવ્યા અને તેમને સારા સારા પદાર્થ (ખાવાને પણ) આપ્યા. પણ બની-ઇસરાઈલોએ (ધર્મમાં) જે મતભેદ દાખલ કર્યો તે જ્ઞાન* થયા પછી (દાખલ કર્યો હતો. હે પયગંબર! દુનીયામાં) આ લોકો જે જે બાબતમાં મતભેદ કરતા રહ્યા છે, તે મતાંતરોનો ફેંસલો તારો પાલનકર્તા કયામતને દિવસે એમની વચ્ચે કરી નાંખશે. ૯૩. પણ (હે પયગંબર! આ કુરઆન) જે અમે તારા ઉપર મોકલ્યું છે, તેના સંબંધમાં જો (મનુષ્યની પ્રવૃત્તિ પ્રમાણે) તને કોઈપણ પ્રકારનો ભ્રમ† થાય તો તારી અગાઉ પણ (પુસ્તકો પ્રકટ થયા

* બની-ઇસરાઇલોએ ફિરઔનનું ડુબવું તથા તેના હાથથી પોતાનું બચાવવું પોતે જાતે જોયું હતું. તેથી તેમને યોગ્ય હતું કે આગળ ઉપર તેમણે કંઇપણ આનાકાની કરવી નહિ, કારણ હઝરત મુસાના પયગંબર થવાનું તેઓ સારી રીતે જાણતા હતા. એમ છતાં તેમનાં તોફાનીપણાની પરંપરા ચાલુજ હતી. તેઓને જરા જરા બાબતમાં હઝરત મુસાની સાથે મતભેદ પડતો, આ અહેવાલ સૂરતુલ બકરઃ એટલે પહેલા અધ્યાયમાં તેમજ બીજે સ્થળે સવિસ્તર આપવામાં આવ્યો છે. કોઇને કોઈ બાબતનું જ્ઞાન થયા પછી તે લોકોમાં મતભેદ ઉભો કરે તો તેના ઉપરજ મોટી જવાબદારી રહે છે.

† પયગંબરની ખરી હકીકત સમજવી એ પણ આપણી શક્તિની બહાર છે. પરંતુ કુરઆનમાં છે કે 'હું પણ તમારા સરખોજ મનુષ્ય છું, (મારા તથા તમારામાં ફક્ત એટલોજ ફરક છે કે) મને વહી' એટલે પ્રકટીકરણ થાય છે. હું પણ તમારા જેવોજ માણસ છું, એ ઉપરથી સાબીત થાય છે કે પયગંબર સાહેબમાં મનુષ્યના સર્વ સ્વાભાવિક ગુણ હોવાજ જોઇએ. તેમાં વળી તેમની સાથે

છે તે) પુસ્તકો જે લોકો વાંચે છે તેમને પુછી જો. (તેઓ સાક્ષી આપશે કે અગાઉ પણ લોકોને પ્રકટીકરણ થયું છે;) કંઈ પણ શક નથી કે તારા પાલનકર્તા તરફથી તારી પાસે સત્ય (પુસ્તક) આવ્યું' છે; તો તું (કદી પણ) શંકા રાખનારાઓમાંનો થતો નહિ. ૯૪. અને જે લોકોએ પરમેશ્વરની નિશાનીઓને પાખંડ કહી છે તેઓમાંનો પણ થતો નહિ; (એમ કરશે) તો (આખરે) તું પણ નુકસાન ખમનારાઓમાંનો (એક) થઇ પડશે. ૯૫. (હે પયગંબર!) જે લોકો (પોતાનાં કુકર્મને લીધે) તારા પાલનકર્તા(ની શિક્ષા)ના હુકમને પાત્ર ઠરી ચુકયા છે તેઓ (કોઇ પણ રીતે) વિશ્વાસ રાખનારજ નથી; ૯૬. અને જો (આખી દુનીયાના) એકે એક ચમત્કાર તેઓની સામે આવી જાય; એટલે સુધી કે તેઓ દુઃખદાયક શિક્ષા પણ (પોતાની નજરે) જુએ તેમ છતાં પણ. ૯૭. અને 'યૂનુસ'ના લોકોના (શહેર) સિવાય બીજું કોઇ શહેર એવું કેમ થયું નહિ કે (શિક્ષા રજુ થવા અગાઉ) તેણે વિશ્વાસ ધર્યો હોય અને તેનો વિશ્વાસ તેને ફળદ્રુપ થયો હોય! (કારણ કે) જ્યારે (યૂનુસના લોકોએ શિક્ષા આવે છે એમ જોતાં તરતજ) વિશ્વાસ રાખ્યો, ત્યારે અમે (આ) દુનીયાના આયુષ્યમાં

---

નિસર્ગ ક્રમ વિરૂદ્ધ આધ્યાત્મિક સંબંધ ઉત્પન્ન થવાથી તેમને માનવી સ્વભાવ પ્રમાણે આશ્ચર્ય થતું હતું. આશ્ચર્ય એ એક પ્રકારનો ભ્રમ છે અને ભ્રમ પણ જુદા જુદા પ્રકારનો છે. પહેલા વહેમ આવે છે પછી આશ્ચર્ય અને પછી વિવંચના. છેલ્લી સ્થિતિ એટલે લગી જાય છે કે તે વાત ખોટી પાડવા મથે છે. પરંતુ વહેમ અને આશ્ચર્ય પયગંબરના સંબંધમાં અસંભવિત નથી.

તેમના ઉપરથી ફજેતીની શિક્ષા દુર કરી; અને તેમને (અમુક) એક વેળા પર્યંત સુખ ભોગવવા દીધું. ૯૮. અને (હે પયગંબર!) તારો પાલનકર્તા ઈચ્છતે તો ખરેખર જેટલાં (માણુસો) આ ભૂલોકમાં છે તેમણે બધાંએજ વિશ્વાસ રાખ્યો હોત. તો શું તું લોકો ઉપર જોર જુલમ કરી શકે છે કે તેઓ (સઘળા) એજ (ખરા) વિશ્વાસુ બની જવું? ૯૯. અને પરમેશ્વરની આજ્ઞા સિવાય, પોતે વિશ્વાસ રાખવો એ કોઇના પણ અખત્યારમાં નથી, અને જે લોકો (ઇશ્વર એકજ છે તે સંબંધમાં) બુદ્ધિથી કામ લેતા નથી તેમના ઉપરજ (પરમેશ્વર મૂર્તિપૂજા તથા નાસ્તિકપણાની) મલીનતા નાંખે છે. ૧૦૦. (હે પયગંબર! આ લોકોને) કહે કે જે કંઇ આકાશમાં તથા પૃથ્વીમાં છે તેનું જરા અવલોકન કરો. (એટલે પરમેશ્વરનું અસ્તિત્વ તથા તેનું ઐક્ય તમને સ્પષ્ટ દેખાઈ આવશે.) અને જે લોકો વિશ્વાસજ રાખતા નથી તે લોકો માટે નિશાનીઓ તથા ચેતવણી કંઈ પણ કામ આવતાં નથી. ૧૦૧. (એ લોકો પણ) તેમની અગાઉ જે લોકો થઇ ગયા છે તેમના ઉપર જે (કાળ ચક્રના) દિવસ આવી ગયા હતા તેવાજ દિવસોની શું તેઓ રાહ જુએ છે? (એમજ હોય, તો હે પયગંબર! એમને) કહી દે કે ઠીક, તમે પણ રાહ જુઓ; હું પણ તમારી સાથે રાહ જોનારાઓમાંનો (એક) છું. ૧૦૨. બાદ (જ્યારે શિક્ષા રજુ થવાનો વખત આવી લાગે છે ત્યારે) અમે અમારા પયગંબરોને (શિક્ષામાંથી) બચાવી લઇએ છીએ. અને (તેવીજ રીતે) જે લોકોએ (તેમના ઉપર) વિશ્વાસ મુકયો હોય તેમને પણ; અમે અમારા ઉપર જુમ્મેદારી લીધેલી છે કે (એવા

વખતે) વિશ્વાસુ લોકોને બચાવી લઈશું. ૧૦૩ (હે પયગંબર ! આ લોકોને) કહે કે અરે લોકો! જો તમને મારા ધર્મના સંબંધમાં(કંઇ પણ જાતનો) સંશય હોય, (તો હું તમને સાફ કહી મુકું છું કે) પરમેશ્વર સિવાય જે (મૂર્તિ)ની તમે ઉપાસના કરો છો તેની હું ઉપાસના કરતો નથી. પરંતુ હું એવા પરમેશ્વરનીજ ઉપાસના કરૂં છું; કે જે (એવો પરમ સમર્થ છે કે) તમો (સઘળાના પ્રાણ)ને હરણ કરી (પોતાની પાસે બોલાવી) લે છે, અને મને (તેની તરફથી) આજ્ઞા કરવામાં આવી છે કે મારે (ખરા) વિશ્વાસુ લોકોમાંના (એક) થઇ રહેવું. ૧૦૪. અને (તેવીજ રીતે પરમેશ્વરે મને) એ પણ (ફરમાવ્યું છે) કે તું (આજ) ધર્મ તરફ પોતાનું મ્હોંડુ બરાબર સીધું રાખી સન્માર્ગી થઇને ચાલજો અને (મૂર્તિ વગેરેને પરમેશ્વરના) ભાગીદાર માનનારાઓમાંનો કદી પણ થતો નહિ. ૧૦૫. અને પરમેશ્વર સિવાય કોઇની પ્રાર્થના કરતો નહિ કે જે તને નફો કરી શકતો નથી તેમ તને નુકસાન પણ પહોંચાડી શકતો નથી. અને જો તું (એમ) કરશે તો તે વખતે તું પણ જુલમગાર લોકોમાંનો (એક) ગણાશે. ૧૦૬. અને જો પરમેશ્વર તને એકાદ દુઃખ પહોંચાડે. તો તેના સિવાય કોઈપણ તે (દુઃખ)નું નિવારણ કરી શકતો નથી; અને જો તે તને કોઈ તરેહનું ભલું કરવા ઇચ્છે તો કોઈપણ તેની ઉદારતાની આડે આવી શકનાર નથી. તે પોતાના સેવકોમાંથી જેને ઇચ્છશે તેને ફાયદો પહોંચાડશે. અને તે ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૧૦૭. (હે પયગંબર ! આ લોકોને) કહી દે કે અરે લોકો! (જે) સત્ય વાત (હતી તે) તમારા પાલનકર્તા તરફથી તમારી પાસે આવી ચુકી પછી જેણે સરળ માર્ગ સ્વીકાર્યો છે તે પોતાનાજ

(કલ્યાણ) માટે સ્વીકાર્યો છે; અને જે ભટકી ગયો છે, તે ભટકી જઇ પોતાનુજ નુકસાન કરે છે. અને હું કંઇ તમારો રખેવાળ* નથી. ૧૦૮. અને (હે પયગંબર!) તને જે પ્રકટીકરણ કરવામાં આવે છે તેજ પ્રમાણે આચરણ કરજે. અને પરમેશ્વર (તારી અને નાસ્તિકોની વચ્ચે) ફેંસલો કરે ત્યાં સુધી (તેમનું દુઃખ) સહન કરજે; અને તેજ (સઘળા) ન્યાય† છાણનારાઓમાં ઉત્તમ (ન્યાય છાણનાર) છે. ૧૦૯.

* મતલબ કે મેં કંઇ તમારા વિશ્વાસનો ઇજારો લીધો નથી, તેમજ હું કંઇ તે માટે જવાબદાર પણ નથી. મારૂં કામ તો ઇશ્વરી સંદેશો પહોંચતો કરવાનુંજ છે.

† જે ફેંસલા માટે વચન આપવામાં આવ્યું હતું તે ફેંસલો એવી રીતે જાહેર થયો કે હઝરત પયગંબર સાહેબ મક્કેથી મદીના ગયા અને ઇસ્લામનો વિજય શરૂ થયો. આગળ જતાં મુસલમાનોનું રાજ્ય કાયમ થઇ ગયું.



## અધ્યાય ૧૧ મો.

### સૂરતો—હૂદ.





આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો. એમાં ૧૨૩ આયાત અથવા મહાવાકયો છે. એમાં હઝરત હૂદ પયગંબરનું વર્ણન છે તેથી હઝરત હૂદનું પ્રકરણ એવું નામ આપવામાં આવ્યું છે.

પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું.)



અ. લ. ર. (અલેફ-લામ-રા), (ઓ પયગંબર ! લોકોને કહે કે આ કુરઆન એવું) પુસ્તક છે કે જે) બુદ્ધિમાન (અને) જ્ઞાની એવા (પરમેશ્વર) તરફથી (પ્રકટ થયું છે); એનાં મહાવાકયો (પ્રમાણ સિદ્ધ, સ્પષ્ટ અને ભ્રષ્ટ થવાથી બચાવવા માટે) મજબુત કરેલાં અને એ ઉપરાંત ખુબ સવિસ્તર રીતે વર્ણવેલાં છે. ૧. (તેનો ખુલાસો એવો છે) કે (લોકો !) પરમેશ્વર સિવાય બીજા કોઈની ઉપાસના કરતા નહિ. હું તેનીજ તરફથી તમને (તેની શિક્ષાનો) ભય દેખાડું છું અને (વિશ્વાસુઓને તેની સુપ્રસન્નતાનો) શુભ વર્તમાન સંભળાવું છું. ૨. અને (તેવીજ રીતે) એ કે તમે તમારા પાલનકર્તા પાસે (થએલા પાપ માટે) ક્ષમા માગો, અને પછી પશ્ચાતાપ કરી તેની તરફ વળો; (એમ કરશો) તો તે તમને એક નિયમિત વખત (એટલે મરણ) સુધી. (જગતમાં) ઉત્તમ સુખનો ઉપભોગ કરવા દેશે. અને જેણે






(કર્તવ્ય કરતાં) વધારે કર્યું હશે તેને તેનું વધારે (ફળ) આપશે. અને જો તમે (તેની આજ્ઞાથી) મ્હોંઢું ફેરવશો તો મને તમારા સંબંધમાં મોટા (સખત) દિવસ (એટલે કયામત)ની શિક્ષાનો (મોટો) અંદેશો લાગે છે. ૩. (કારણ) તમો (સઘળાને) પરમેશ્વર પાસેજ પાછા જવાનું છે; અને તે સર્વશક્તિમાન છે. ૪. (ઓ પયગંબર!) જો! આ (નાસ્તિક લોકો વાંકા વળી) પોતાની છાતી બેવડી* વાળી દે છે; એટલા માટે કે તેઓ પરમેશ્વરથી છુપાઈ રહે. જુઓ! (આ લોકો સુતી વખતે) જ્યારે પોતાનાં કપડાં ઓઢી લે છે, (તે વખતે પણ) પરમેશ્વરને (તેમનાં સઘળાં કામો) જે તેઓ છુપાઇને કરે છે અને જે તેઓ ખુલ્લી રીતે કરે છે તે (સઘળાં) માહીત થાય છે. નિઃસંશય તે અંતઃકરણના ગુપ્ત ભેદો પણ જાણે છે. ૫.

* મનુષ્યનો એવો નિયમ છે કે જ્યારે તે કોઇની નજર ચુકવવાનું ઇચ્છે છે ત્યારે તે પડદાની પાછળ ભરાઈ જાય છે અથવા દબાઈ જાય છે કે વાંકો વળી જાય છે, એવીજ રીતે નાસ્તિક લોકો પણ કરતા હતા. ઉપદેશ કરતી વખતે તેઓ પયગંબર સાહેબની રૂબરૂ હોય ત્યારે તેઓ વાંકા વળી જતા કે કદાચ પયગંબર સાહેબ તેમને જોઈ લે નહિ અને તેમને ઉદ્દેશી કંઇ બોલે નહિ.






# પવિત્ર કુરઆન.

## ભાગ ૧૨ મો.

### સૂરતો-હૂદ (ચાલુ.)



અને જેટલાં (પ્રાણી) પૃથ્વી ઉપર ફરતાં ફરે છે તે (સઘળાં)ને‌ા ખોરાક* માત્ર પરમેશ્વર ઉપરજ છે; અને તેજ તેમનું (જીવતાં જીવત) ઠેકાણું અને (મરણ પછી) તેમને (જમીનમાં) સોંપવાનું સ્થાન જાણે છે. સઘળું સ્પષ્ટ પુસ્તક (એટલે લૌહેમહફૂઝ)માં (નમૂદ કરેલું) છે. ૬. અને તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે આકાશો તથા પૃથ્વી છ દિવસમાં નિર્માણ કર્યાં; અને (તે વખતે) તેનું સિંહાસન પાણી† ઉપર હતું. (પણ

* પરમેશ્વરે સઘળાં પ્રાણીઓને અન્ન પાણી પુરૂં પાડવાની જે જુમ્મેદારી લીધી છે તે તેણે આ પ્રમાણે પુરી કરી, કે પૃથ્વીની સપાટી ઉપર, જળમાં કે જમીન ઉપર, પર્વત, અરણ્ય કે વસ્તીમાં અને પાણી કે હવામાં, ટુંકમાં જે પ્રાણી જ્યાં છે ત્યાં તેને માટે અન્ન પાણી પણ તૈયાર છે. પરંતુ તેની શોધ કરવી જરૂરની છે; અને પ્રત્યેક પ્રાણીની પરિસ્થિતિ પ્રમાણે શોધ કરવાની પણ જુદી જુદી રીત છે. કેટલાક લોકો આ બાબત ન સમજી તેની શોધ કરવામાં પાછી પાની કરે છે અને એને ઇશ્વરનિષ્ઠા સમજે છે; અને મનુષ્યને પ્રયત્ન કર્યા સિવાય કંઈ (મળતું) નથી, એ કુરઆનનું વચન ભૂલી જાય છે.

† તેનું સિંહાસન એટલે દયાસન જે ઉપરથી દરેક જાતનો પ્રસાદ મળે છે તે જીવ સૃષ્ટિને હિતાવહ એવા પાણી ઉપર હતું અને તે પાણી ઉપર દરેક જાતનું અનાજ પાકવાનો આધાર છે; એટલે તેણે તમારી સર્વ રીતે ઉત્તમ વ્યવસ્થા કરી.

તેણે જગત એ હેતુથી બનાવ્યું) કે તે તમે લોકોને અજમાવી જુએ કે તમારામાં કોનાં કામો સૌથી સારાં છે? અને (હે પયગંબર!) જો તું આ લોકોને કહેશે કે મરણ બાદ તમો (સઘળાને પાછા જીવતા) ઉઠાડી ઉભા કરવામાં આવશે, તો જે લોકો નાસ્તિક છે તેઓ (આ સાંભળી) જરૂર કહેશે કે આ (જે કંઇ તું અમને ઉપદેશ કરે છે તે) માત્ર ખુલ્લે ખુલ્લું જાદુ* છે. ૭. અને જો અમે આ (લોકો) ઉપરથી શિક્ષા (આવવાનું) અમુક કાળ સુધી મુલતવી રાખતા રહીએ, તો એ લોકો અવશ્ય કહેવા લાગશે કે કઇ વસ્તુ શિક્ષાની આડે આવે છે? જુઓ! જે દિવસે શિક્ષા એમની ઉપર આવશે, તે દીવસે તે એમની ઉપરથી કોઈના ટાળવાથી ટળનાર નથી; અને જે (શિક્ષા)ની એ લોકો ચેષ્ટા ઉડાવતા હતા, તે તેમના ઉપર ચોટી જશે. ૮. અને જો અમો મનુષ્યને અમારી મહેરબાની (નો સ્વાદ) ચખાડીએ અને પછી તે (બક્ષિસ) અમે તેની પાસેથી લઇ લઇએ તો (તે અમારી સામા ફરીયાદ કરવા લાગે છે; કારણ) તે (નાની સરખી વાતમાં) નિરાશ થઇ જનારો (તથા) અનુપકારી છે. ૯. અને જો તેના ઉપર એકાદ આપત્તિ આવી પડે અને તે પછી અમે તેને ખુશાલી (ની મજા) ચખાડીએ તો તે કહેવા લાગે છે કે (હવે) મારા ઉપરથી સઘળા દુઃખો ટળી ગયાં. કારણ કે, તે ઘણોજ (જલદી) ખુશ થનાર (તથા) શેખી ખોર છે. ૧૦. પરંતુ જે લોકો સહનશીલતા રાખે છે અને સારાં કામો કરે છે,

* એટલે જેવી રીતે જાદુગર ખોટા તથા નિરાધાર દાવા તથા પ્રતિજ્ઞા કરે છે, તેવીજ રીતે મુઆ બાદ પાછા જીવતા ઉઠવાને પણ તેઓ તેવુંજ સમજયા, અને આને પણ તેઓ જાદુજ કહેવા લાગ્યા.

(તેમની સ્થિતિ એવી હોતી નથી); એવોજ તે છે કે તેમને માટે (પરમેશ્વર રૂબરૂ) ક્ષમા તથા મોટો બદલો છે. ૧૧. તો (હે પયગંબર!) નવાઇ નથી કે જે કંઇ તને પ્રકટ કરવામાં આવે છે (તેમાંથી લોકોને સંભળાવતી વખતે) તું કેટલુંક છોડી દે અને તેને લીધે તારૂં અંતઃકરણ સંકુચિત થશે કે રખે એ લોકો (એમ) કહે કે આ (માણસ)ના ઉપર એકાદ ખજાનો કેમ નહિ ઉતર્યો અથવા (તેના ખરાપણા માટે) તેની સાથે (પરમેશ્વર તરફથી) એકાદ દેવદૂત કેમ નહિ આવ્યો? (હે પયગંબર!) તું તો (આ લોકોને ઈશ્વરી શિક્ષાની) ચેતવણી આપનાર છે એટલુંજ. અને દરેક વસ્તુનો પરમેશ્વરજ નિયંતા* છે. ૧૨. (હે પયગંબર!) શું (નાસ્તિક લોકો) કહે છે કે આ માણસે (એટલે તેં) કુરઆન પોતાના મનમાંથી રચ્યું છે? તો (આ લોકોને) કહે કે જો તમે (તમારા કહેવામાં) ખરા છો (કે મેં આ કુરઆન મારા મનમાંથી રચી કાઢયું છે) તો તમે પણ (ભાષા જાણો છો તો) એવીજ જાતના રચેલા (વધારે નહિ તો) દશજ અધ્યાય લઇ આવો; અને પરમેશ્વર સિવાય જેને (મદદ માટે) તમારાથી બોલાવી શકાય તેને બોલાવી લો. ૧૩. પછી જો (તમારા એ મદદગારો) તમારો કહ્યું નહિ કરી શકે, તો જાણજો કે (કુરઆન) પરમેશ્વરના જ્ઞાનથીજ પ્રકટ થયું છે; અને એ કે તેના સિવાય બીજું કોઈ ઉપાસના કરવા યોગ્ય નથી. શું (હવે (આ પ્રમાણ મળવા છતાં પણ) તમે ઈસ્લામ સ્વીકારો છો (કે નહિ)? ૧૪. (સારાં કામો કરનારાઓમાં) જેમનો હેતુ આ લાકિક આયુષ્ય તથા

* એટલે સઘળી વસ્તુ પરમેશ્વરનાજ અખત્યારમાં છે. તેનો પયગંબર ઉપર કંઇજ દોષ નથી.

ઐહિક ભૂષણ હોય છે, તેમનાં કર્મનો બદલો અમે (અહીંજ) જગતમાં તેમને ભરપૂર આપીએ છીએ. અને તેઓ જગતમાં (કોઇપણ રીતે) નુકસાનમાં* રહેતા નથી. ૧૫. (પણ) એ એવા લોકો છે કે જેમને માટે પરલોકમાં નરકાગ્નિ સિવાય બીજું કંઇજ નથી. અને તે લોકોએ જગતમાં જે (સારાં) કામો કર્યાં તે (પરલોકમાં સઘળાં) નિષ્ફળ થઈ ગયાં અને તેમનું કરેલું (સઘળુંજ) નિરર્થક (ગયું). ૧૬. શું જે લોકો પોતાના પાલનકર્તાના રાજમાર્ગ ઉપર હોય અને તેમની સાથે (સાથેજ) તેમનામાંનો એક સાક્ષી હોય (એટલે ખુદ તેમનું અંતઃકરણ તથા વિવેચક બુદ્ધિ) અને કુરઆનની અગાઉ (તેમને માર્ગ બતાવવા માટે) મુસાનું પુસ્તક હોય કે જે (તેમની સાક્ષી પુરનાર તથા ધર્મનો) માર્ગ બતાવનાર તથા (પરમેશ્વરની) દયા છે; (તો શું એવા લોકો કુરઆનનો અસ્વીકાર કરનારા થઇ શકે છે? બિલકુલજ નહિ. ઉલટું) એ લોક (ગમે તે થાય તો પણ) કુરઆન ઉપર વિશ્વાસ રાખે છે. અને (બીજા) જુદા જુદા મંડળોમાંથીં જે કોઈ

* એટલે તેઓ કંઇને કંઇ કમાય છે; જેવાં તેમનાં ખોટાં કર્મો તેવોજ નજીવો તથા ક્ષણભંગુર ફાયદો તેમને દુનીયામાં મળે છે.

† આ વાકયમાં ઘણોખરો ઇશારો યહુદીઓ માટે છે; અને જે યહુદી લોકો મુસલમાન થઇ ગયા હતા તેમના દાખલા આપી તેમને પુરેપુરૂ સાબીત કરવામાં આવે છે જેમકે જે યાહુદીઓ મુસલમાન થયા હતા તેમને ત્રણ બાબતને લીધે ઇસ્લામ અંગીકાર કરવાની જરૂર પડી. એક એ કે ઇસ્લામનાં મૂળતત્વો રહેલાં અને એવાં સાદાં છે કે તેમાં કોઇ પણ તરેહનો ગોટાળો નથી. બીજું, બુદ્ધિને માન્ય થાય એવો પુરાવો કે ઇસ્લામ બુદ્ધિ વિરૂદ્ધ કથાનુંજ શિક્ષણ






તેનો અસ્વીકાર કરશે તેનું વાયદાનું ઠેકાણું નરકાગ્નિ છે. તો (હે પયગંબર!) તું પણ કુરઆન વિષે (કોઈપણ જાતની) શંકા રાખતો નહિ. કંઈજ શંકા નથી કે તે સત્ય છે (અને) તારા પાલનકર્તા તરફથી (તને પ્રકટ થયું છે). પરંતુ ઘણા લોકો (એના ઉપર) વિશ્વાસ રાખતા નથી. ૧૭. અને જે પરમેશ્વર ઉપર ખોટા ખોટા આરોપ મુકશે તેના કરતાં વધારે જુલમગાર બીજું કોણ (હોઈ શકે)? એજ લોકોને કયામતને દિવસે) એમના પાલનકર્તાની સામે લાવવામાં આવશે અને સાક્ષીઓ* સાક્ષ પુરશે કે આજ (લોકો) છે કે જેમણે પોતાના પાલનકર્તા ઉપર મિથ્યા આરોપ મુકયા હતા. જુઓ! (આવા) અનર્થ કરનારાઓ ઉપર પરમેશ્વરનોજ શાપ છે. ૧૮. જેઓ પરમેશ્વરના માર્ગ ઉપરથી (લોકોને) અટકાવી રાખે છે અને તેમાં વાંકુચુકું (કરવા) ઇચ્છે છે; અને એજ છે કે જેઓ પરલોકને પણ માનતા નથી. ૧૯. એ લોકો પૃથ્વી ઉપર (પરમેશ્વરને) હરાવી શકયા નહિ

---

આપતો નથી. ત્રીજી વાત એ છે કે જે તૌરાત અથવા જુના કરારને યાહૂદીઓ માનતા હતા અને માને છે તેમાં હઝરત મોહમ્મદ પયગંબર વિષે ભવિષ્યવચનો હતાં અને હજી પણ છે; અને કુરઆન તથા તૌરાત બન્નેનાં મૂળતત્વો સરખાંજ છે. જો કંઈપણ મતભેદ છે તો તે સાંપ્રદાયિક તથા ગૌણ પ્રકારનો છે. જે યહુદીઓ મુસલમાન થયા નથી તેઓ પણ જો ત્રણ બાબતનો યથાર્થ વિચાર કરશે તો તેમને મુસલમાન થવાની જરૂર પડશેજ.

* સાક્ષી એટલે જે દેવદૂત કર્મનો હિસાબ લખે છે, અથવા માણસોના અવયવો જે કયામતને દિવસે માણસની વિરૂદ્ધ પુરાવો આપશે અગર પયગંબર એમ પણ થાય.









અને પરમેશ્વર સિવાય તેમનો કોઈ હિમાયતી પણ (ઉભો) થયો નહિ. (તો કયામતને દીને) તેમને બેવડી શિક્ષા થશે; કારણ (મત્સરને લીધે) તેઓ (ખરી વાત) સાંભળી શકતા નહિ હતા તથા (ખુદ) સરળ માર્ગ પણ તેમને સુઝતો નહોતો. ૨૦. એજ લોકો (એવા) છે કે જેઓએ પોતેજ પોતાનું નુકસાન કરી લીધું અને તેઓ (જગતમાં) જે જે બનાવટ કરતા હતા તે (સઘળું પરલોકમાં) તેમની પાસેથી નાબુદ થઇ ગયું. ૨૧. થયું. જરૂર એજ લોકો પરલોકમાં સઘળાઓમાં અધિક ખોટમાં રહેશે. ૨૨. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને (તે ઉપરાંત તેમણે) સારાં કામો પણ કર્યાં અને પોતાના પાલનકર્તા આગળ શિર નમાવતા રહ્યા; એઓજ સ્વર્ગવાસી લોકો છે (અને) એઓ સ્વર્ગમાં નિરંતર રહેશે.૨૩. (નાસ્તિક તથા મુસલમાનો એ) ઉભય પક્ષોની ઉપમા આંધળા તથા બહેરા અને દેખતા તથા સાંભળતા એમના જેવી છે. શું બેઉની સ્થિતિ એક સરખી થઇ શકે છે? શું ત્યારે તમે લોકો વિચાર કરતા નથી? ૨૪. અને અમેજ 'નૂહ'ને તેના લોકો પાસે (પયગંબર કરી) મોકલ્યો; (અને તેણે પોતાના લોકોને કહ્યું) કે હું ખરેખર તમને (ઈશ્વરી શિક્ષાની. ખુલ્લી ચેતવણી આપવા માટે (આવ્યો) છું; ૨૫. (અને હું તમને સમજાવું છું) કે પરમેશ્વર સિવાય (બીજા કોઇની) ઉપાસના કરતા નહિ. (એમ કરશો તો) મને તમારે વિષે એક દુઃખદાયક દિવસની શિક્ષાનો (ઘણોજ) ડર લાગે છે. ૨૬. આ ઉપરથી તેના લોકોમાંના જે સરદારો (તેને) માનતા નહોતા તેઓ કહેવા લાગ્યા કે અમને તુ માત્ર આમારા જેવોજ




માણસ દેખાય છે; અને અમારી નજરમાં જે લોકો અમારી વચ્ચે અતિ નીચ છે, તેઓજ માત્ર તારા અનુયાયી થઈ ગયા છે; (અને તેઓ અનુયાયી થઈ ગયા છે પણ અવિચારથી અને) ઉપલક દૃષ્ટિથી. અને અમે તમારા લોકોમાં અમારા કરતાં કંઈ શ્રેષ્ઠતા જોતા નથી; એટલુંજ નહિ પણ અમે તમને જુઠા સમજીએ છીએ. ૨૭. ('નૂહ') બોલ્યો, હે મારા બાંધવો! જુઓ તો ખરા, જો હું મારા પાલનકર્તાના રાજમાર્ગ ઉપર છું અને તેણે મને પોતાની તરફથી દયા (દાન એટલે પયગંબરી) આપી છે, પણ તે માર્ગ તમારાથી દેખાતો નથી; તો શું અમે તે (જબરદસ્તીથી) તમારાં ગળામાં ઘાલીએ છીએ? અને તમે (એવા છો કે) તે નાપસંદ કરતા જાઓ છો? ૨૮. અને હે મારા બાંધવો! હું આ (ઉપદેશ)ના બદલામાં તમારી પાસે કંઈ દ્રવ્ય માંગતો નથી; (કે તમે તેને ફોગટનો દંડ સમજો!) મારો બદલો તો માત્ર પરમેશ્વર ઉપરજ છે. અને જે લોકો વિશ્વાસ રાખી ચુકયા છે તેઓને હું (મારા પાસેથી) હાંકી પણ કાઢી શકતો નથી; કારણ તેઓ પણ પોતાના પાલનકર્તાથી મળનાર છે; (અને કદાચ તેઓ પરમેશ્વર આગળ ફરીયાદ કરશે.) પરંતુ હું તમને જોઉં છું કે તમે લોકો (વ્યર્થ) જહાલપણું (અડાણીપણું) કરો છો. ૨૯. અને હે મારા લોકો! જો હું આ (બાપડા વિશ્વાસુઓ) ને હાંકી પણ મુકું તો પરમેશ્વરની સામા મારી મદદે કોણ ઉભું રહેશે? શું તમે (એટલું પણ) સમજતા નથી? ૩૦. અને હું તમને (પ્રતિજ્ઞાપૂર્વક) કહેતો નથી કે મારી પાસે ઇશ્વરી ખજાનાઓ છે, અને (હું એવો પણ દાવો કરતો) નથી કે હું અદૃષ્ટ (વાત) જાણું છું અને

હું (મારી બાબતમાં) કહેતો નથી કે હું દેવદૂત છું. અને જે લોકો તમારી આંખોમાં તુચ્છ દેખાય છે તેમની બાબતમાં પણ હું એ કહી શકતો નથી કે પરમેશ્વર તેમના ઉપર (કદી) કૃપા કરનારજ નથી. તેમનાં મનની વાત પરમેશ્વરજ સારી પેઠે જાણે છે. (જો હું ફીસીઆરીમાં એવી વાતો ઉડાવું) તો એવી સ્થિતિમાં જુલમી લોકોમાંનો એક (જુલમી) હુંજ. ૩૧. તેઓએ કહ્યું, હે 'નૂહ'! તું અમારી સાથે ઝગડી ચુકયો છે અને ઝગડયો પણ પુષ્કળજ; જો તું ખરા (લોકો)માંનો છે તો જે (શિક્ષા)થી તું અમને બ્હીવડાવે છે, તે અમારા ઉપર લાવી મુક. ૩૨. (નૂહ) બોલ્યો કે પરમેશ્વરની મરજી હશે તો તેજ શિક્ષા પણ તમારી ઉપર લાવશે અને (પછી) તમે (તેને) હરાવી શકનાર નથી. ૩૩. અને હું તમારૂં (ગમે તેટલું પણ) હિત (કરવાનું) ઈચ્છું, પણ જો પરમેશ્વરનેજ તમને (સરળ માર્ગ ઉપરથી) ભમાવવાનું મંજુર છે તો મારો ઉપદેશ તમને (કંઇજ) ફાયદો કરશે નહિ. તેજ તમારો પાલનકર્તા છે; અને તેની પાસેજ તમારે પાછા જવાનું છે. ૩૪. (હે પયગંબર! જેવી રીતે 'નૂહ'ના લોકોએ 'નૂહ' ઉપર મિથ્યા આરોપ મુકયા હતા તેવીજ રીતે) શું (મકકાના નાસ્તિકો પણ તારા ઉપર મિથ્યા આરોપ કરે છે અને આક્ષેપ મુકે છે અને) કહે છે કે કુરઆન આ (માણસે એટલે તેંજ) જાતે બનાવ્યું છે. તું (એમને) જવાબ આપ કે જો કુરઆન મેં જાતે બનાવ્યું હોય, તો મારૂં પાપ મને; અને તમે જે (વૃથા મિથ્યા આરોપનું) પાપ કરો છો તેનાથી હું નિર્દોષ છું. ૩૫. અને 'નૂહ' પાસે પ્રકટી

કરણ મોકલવામાં આવ્યું કે તારા લોકોમાં જે લોકો વિશ્વાસ ધરી ચુકયા છે તેમના સિવાય હવે કદી પણ કોઇ વિશ્વાસ રાખનાર નથી. તો જેવાં જેવાં (બદકર્મો) એ લોકો કર્યા કરે છે, તેનું તું (કંઇ) ખોટું લગાડતો નહિ. ૩૬. અને અમારી નજર હેઠળ તથા અમારી પ્રેરણા પ્રમાણે તું એક વહાણ બનાવવા માંડ; અને જે લોકોએ અનર્થ કર્યો છે તેઓના સંબંધમાં તું મને કહેતો નહિ. કારણ એ લોકોને જરૂર ડુબાડી દેવામાં આવશે. ૩૭. ટુંકમાં, 'નૂહે' વહાણ બનાવવાનું શરૂ કર્યું; અને જ્યારે જ્યારે તેના લોકોમાંના સરદારો તેની પાસે થઇને જતા ત્યારે ત્યારે તેઓ તેની મજાક કરતા. 'નૂહ' (તેમની મશ્કરીના) જવાબમાં કહેતો કે જો (આજે) તમે અમને હંસો છો, તો જેમ તમે (અમને) હંસો છો તેમજ અમે (એક દિવસ) તમને હંસીશું. ૩૮. પછી થોડાજ વખતમાં તમને ખબર પડશે કે કોણા ઉપર એવી શિક્ષા આવે છે કે જે તેની (જગતમાં) ફજેતી કરશે; અને (કયામતને દિવસે) કાયમની શિક્ષા તેમને માથે પડશે; (તે જુદી). ૩૯. એટલે સુધી કે જ્યારે અમારી (શિક્ષાનો) હુકમ આવી પહોંચ્યો અને (ઇશ્વરી કોપની) ભઠ્ઠી ઉકળવા માંડી; ત્યારે અમે (નૂહને) આજ્ઞા કરી કે દરેક વર્ગ(નાં પ્રાણીઓ)માંથી (નર અને માદા એવાં) બબે જોડાં, તથા જેના સંબંધમાં (અમારો) શબ્દ અગાઉ નીકળી ચુકયો છે (કે તેમનો નાશ થશે) તેમના સિવાય, તું તારૂં (આખું) કટુંબ, અને (તે સિવાય બીજા) જે લોકોએ વિશ્વાસ રાખ્યો છે તે (સઘળા)ઓને વહાણમાં બેસાડી દે. અને તેની સાથે વિશ્વાસ પણ માત્ર થોડાઓએજ રાખ્યો હતો. ૪૦. અને ('નૂહે'

વહાણુ ઉપર ચડનારાઓને) કહ્યું "બિસ્મિલ્લાહે* મજરીહા વમુર્સાહા," એમ બોલતા તમે વહાણુ ઉપર ચડી જાઓ. નિઃસંશય મારો પાલનકર્તા ખરેખર ક્ષમાવાન (અને) દયાળુ છે. ૪૧. અને વહાણુ પર્વત જેવડાં (પ્રચંડ) મોજાંની અંદર ('નૂહ' અને) તે(ના સાથીદારો)ને લઇ ચાલી જાય છે. અને 'નૂહ'નો છોકરો (તેનાથી) જુદો પડી ગયો હતો તેને 'નૂહે' બુમ મારી કે હે મારા પુત્ર! અમારી સાથે વહાણુ ઉપર ચઢી બેસ અને નાસ્તિકોની સાથે રહેતો નહિ. ૪૨. તેણે કહ્યું, હું હમણાજ (તમારા દેખતાંજ તરતો) એકાદ પર્વતના આશ્રય હેઠળ જાઉં છું કે તે મને (પ્રલયના) પાણીમાંથી બચાવી લેશે. ('નૂહે') કહ્યું કે આજનો દિવસ પરમેશ્વરના હુકમ (એટલે કોપ)માંથી કોઈપણ બચાવનાર નથી; પણ પરમેશ્વરજ જેના ઉપર દયા કરશે (તેજ બચી શકશે). અને (બાપ દીકરો આ વાત કરતાજ હતા એટલામાં) તે બન્નેની વચમાં એક મોજું આવી અથડાયું; એટલે (બીજાઓની સાથે) 'નૂહ' નો છોકરો પણ બુડી ગયો. ૪૩.

* મુસલમાનોમાં દરેક વખતે 'બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ' અથવા ફકત 'બિસ્મિલ્લા' એટલે પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરને નામે અથવા ફકત પરમેશ્વરને નામે એમ કહેવાનો ચાલ છે. પરંતુ વહાણ ઉપર ચડતી વખતે આ વાકયને બદલે 'બિસ્તિલ્લાહે મજરિહા વમુર્સાહા' એટલે આ વહાણનું ચાલવું તથા ઉભા રહેવું પરમેશ્વરનાં નામથી છે. એ વાકય બોલવું જોઇએ અને નૂહે પણ એવોજ ઉદ્દગાર કહાડ્યો. એનો ભાવાર્થ એટલોજ કે સઘળું પરમેશ્વરના અખત્યારમાં છે. તે પોતાનાં નામના પ્રસાદથી વહાણને દરીયામાંથી સુખરૂપ પાર લાવશે.






અને હુકમ ફરમાવવામાં આવ્યો કે હે જમીન ! તું તારૂં પાણી શોષી લે; અને હે આકાશ ! તું થોભી જા; અને (ચડેલું) પાણી ઉતરી ગયું. અને (લોકોનું) કામ પુરૂં કરવામાં આવ્યું; અને વહાણ 'જુદી'* (પર્વત) ઉપર (જઈ) અટકયું. અને (જગતની ચારે દિશામાં) પોકારવામાં આવ્યું કે જુલમગાર લોકોને (ઈશ્વરી દયાથી) દૂર હઠાવવામાં આવ્યા. ૪૪. અને ('નૂહ'નો છોકરો હજી ડુબી ગયો નહોતો એટલે 'નૂહે' પોતાના પાલનકર્તાને મોટેથી બોલાવ્યા અને (તેની સેવામાં) અરજ કરી કે હે મારા પાલનકર્તા ! મારો પુત્ર પણ મારા કુટુંબમાં (સામેલ) છે; અને (મારાં કુટુંબને તારવા બાબતનું) તારૂં વચન સત્ય છે અને તું સર્વ અધિકારીઓમાં ઘણો મોટો અધિકારી છે. (તો તું મારા પુત્રને પણ તાર). ૪૫. (પરમેશ્વરે) ફરમાવ્યું કે હે 'નૂહ' ! તે (તારો પુત્ર) તારા કુટુંબમાં (સામેલ) નથી; કારણ તેનાં કૃત્યો સારાં નહોતાં. જે (બાબતની વસ્તુસ્થિતિ)નું તને જ્ઞાન નથી. તે બાબત તું મને પુછતો નહિ. હું તને સમજાવી કહું છું કે તું અજ્ઞાની † (લોકો)માંનો

* આ જૂદી પર્વતના સંબંધમાં અનેક ભાષ્યકારોએ અનેક વાતોનો ઉહાપોહ કર્યો છે. મજમઉલ્ બિહાર ગ્રંથનો કર્તા લખે છે કે દજલા એટલે ટાઇગ્રીસ તથા ફુરાત એટલે યુફ્રેટીસ નદીની વચમાં એક બેટ છે ત્યાં આ જૂદી પર્વત આવેલો છે.

† જેવી રીતે જગતમાં બાપને પોતાના પુત્ર માટે પ્રેમ હોય છે અને બાપ પોતાનાં બાળકનાં અપરાધને તેને માટેની પ્રીતિને લીધે હલકો સમજે છે અથવા તો તે તરફ આંખ આડા કાન કરે છે તેવીજ સ્થિતિ નૂહ પયગંબરની પોતાના પુત્રના સંબંધમાં હતી. આખર લગી તેનાં તારણ માટે પ્રાર્થના કરતા હતા. પરમેશ્વરે તેમને




થઈ જતો નહિ. ૪૬. 'નૂહે' વિનંતિ કરી કે હે મારા પાલનકર્તા! હું (એવી ઉદ્ધતાઇ કરવા કરતાં) તારો આશ્રય લઉં છું કે જે બાબતનું મને જ્ઞાન નથી, તે તને હું પુછું અને જો તું મારો અપરાધ ક્ષમા નહિ કરશે અને મારા ઉપર દયા નહિ કરશે તો હું (ભારે) નુકસાન ભોગવનારાઓમાંનો (એક) થઈ જઇશ. ૪૭. (જ્યારે જલ પ્રલય ઉતરી ગયો ત્યારે 'નૂહ'ને) એવી આજ્ઞા કરવામાં આવી કે હે 'નૂહ'! અમારી તરફની શાંતિ તથા આશિર્વાદ સાથે તું (વહાંણમાંથી) ઉતર; (અને આ આશિર્વાદ) તારા ઉપર તથા જે લોકો તારી સાથે છે તેમનાં પેઢીઓ ઉપર (હમેશાં) રહેશે. અને (તમો લોકોમાં આગળ જતાં બીજા એવા પણ) લોકો (પેદા) થશે કે જેમને અમે (જગતના ક્ષણિક) ફાયદાઓ પહોંચાડતા રહીશું, બાદ (તેમણે આજ્ઞાનો ભંગ કરવાને લીધે પરલોકમાં) અમારી તરફથી તેમને દુઃખદાયક શિક્ષા પોહોંચશે. ૪૮. (હે પયગંબર!) આ કંઈ ગેબી બાતમીઓ* છે કે જે અમે પ્રકટીકરણ મારફત તને પહોંચાડીએ છીએ. આ (કુરઆનનાં પ્રકટીકરણ) અગાઉ તું તે જાણનો નહોતો અને નહિ તારા લોકો. તો તું ધીરજ રાખ, (અને સમજી રાખ કે ઉત્તમ) પરિણામ (પરમેશ્વરથી) બ્હીને ચાલનારાનુંજ

જણાવ્યું કે તમે તેનાં કૃત્યનો ઇન્સાફ કરી શકતા નથી તથા તમને તેનાં પરિણામની પણ ખબર નથી કે તેને તારવામાં આવે તો તે કેવાં કેવાં ફિસાદ ઉભાં કરશે. જે વાત તમને દેખીતી સારી લાગે છે તેનુંજ પરિણામ ખરાબ છે.

* આ ગેબી બાતમી પણ કુરઆન ઇશ્વરપ્રણિત છે એનું પ્રમાણ છે. એમ છતાં મક્કાના નાસ્તિકો તેને પાખંડ કહેતા જાય છે તો તું તેનાથી થતી ઇજા ધીરજથી ખમતો જા.

છે. ૪૯. અને 'આદ' તરફ (અમે) તેમનાજ ભાઇ 'હૂદ'ને (પયગંબર કરી મોકલ્યા); તેણે (જઈ પોતાના લોકોને) સમજાવ્યા કે હે મારા બાંધવો! પરમેશ્વરનીજ ઉપાસના કરો; તેના સિવાય બીજું કોઈ તમારે માટે ઉપાસના કરવા યોગ્ય નથી. (અને તમે જે બીજાઓને પરમેશ્વરના ભાગીદાર ઠરાવો છો, તે) માત્ર તમે કુભાંડ રચો છો. ૫૦. ઓ મારા બાંધવો! આ (ઉપદેશ) માટે હું તમારી પાસે કંઇ બદલો માગતો નથી. મારો બદલો માત્ર જેણે મને નિર્માણ કર્યો છે તેના ઉપરજ (આધાર રાખે) છે. શું તમે (એટલી વાત પણ) સમજતા નથી? ૫૧. અને હે મારા બાંધવો! તમારા પાલનકર્તા પાસે (તમારા પાછલા અપરાધની) ક્ષમા માગો અને પછી (હવે પછીને માટે) તેની તરફ પશ્ચાતાપ કરતા વળો કે તે (તેના બદલામાં) તમારી ઉપર રેલછેલ વૃષ્ટી કરનારાં વાદળાં મોકલશે અને તમારા બળમાં બીજું બળ ઉમેરીને તે વધારશે; અને દાંડગાઇ કરી તમે (તેના તરફથી) મ્હોંડું ફેરવી નાંખતા નહિ. ૫૨. તેઓ કહેવા લાગ્યા, હે 'હૂદ'! તું અમારી પાસે એક પણ પ્રમાણ લઈ આવ્યો નથી; અને તારા કહેવાથી અમે અમારા ઉપાસ્ય (દેવો)ને મુકી દેનાર નથી; અને તારા ઉપર વિશ્વાસ પણ રાખનાર નથી. ૫૩. અમે માત્ર એટલુંજ કહીશું કે અમારા ઉપાસ્ય (દેવતા)માંથી કોઇએ તને કંઇ પણ ખરાબ રીતે પછાડયો છે (તેથીજ તું આવી ભળતીજ વાતો કરે છે.) 'હૂદે' ઉત્તર આપ્યો કે હું પરમેશ્વરને સાક્ષી રાખુ છું અને તમે પણ સાક્ષી રહો કે પરમેશ્વર સિવાય જેને તમે (તેના) ભાગીદાર ઠરાવો છો તે (બાબત) થી હું (તદ્દન) નિર્દોષ છું. ૫૪. તો તમે સઘળા મળી મારા સામે દાવપેચ લડાવો અને મને વખત

પણ આપતા નહિ. ૫૫. હું પરમેશ્વર ઉપરજ ભરોસો રાખું છું; (કારણ તે) મારો પાલનકર્તા (છે) અને તમારો પણ પાલનકર્તા (છે). જેટલાં પ્રાણી છે તે સઘળાંની ચોટલી* તેનાજ હાથમાં છે. નિઃસંશય મારો પાલનકર્તા (ન્યાયના) સરળ માર્ગ ઉપર છે. ૫૬. એમ છતાં પણ જો તમે લોકો (તેના તરફથી) ફરી બેસશો તો જે (હુકમ) આપી મને તમારી પાસે મોકલવામાં આવ્યો છે તે મેં તમને પહોંચતો કરી ચુકયો છે. અને મારો પાલનકર્તા તમારે બદલે બીજા લોકોને તમારી જગાએ લાવી બેસાડશેઃ અને તમે તેનું કંઇ પણ બગાડી શકનાર નથી. નિઃસંશય મારો પાલનકર્તા દરેક વસ્તુનો રક્ષણકર્તા છે. ૫૭. અને જ્યારે અમારી (શિક્ષાનો) હુકમ આવી પહોંચ્યો, ત્યારે અમે અમારી મહેરબાનીને લીધે 'હૂદ'ને તથા જે લોકોએ તેની સાથે વિશ્વાસ રાખ્યો હતો તેઓને બચાવ્યા, અને તે (સઘળા)ઓને અમે સખત શિક્ષામાંથી મુક્ત કર્યાં. ૫૮. અને (હે પયગંબર!) આ (ઉજડ થઈ ગએલો દેશ જે તું જુએ છે તેજ) 'આદ' (જાતના લોકોનો) છે; તેઓએ પોતાના પાલનકર્તાના હુકમનો અનાદર કર્યો અને તેના પયગંબરોની આજ્ઞાનો ભંગ કર્યો; અને દરેક શિરજોર તથા તોછડા (ઇશ્વરના દુશ્મન)ના હુકમ ઉપર

* એટલે ધર્મના જે માર્ગ ઉપર લોકો ચાલે એમ પરમેશ્વર ઇચ્છે છે તેજ સરળમાર્ગ છે. 'નાસિયા' એટલે કપાળ ઉપરના વાળ કિંવા ઝુલફાં એવો અર્થ છે. પરંતુ ગુજરાતીમાં એ શબ્દનો અર્થ ચોટલીથી બરાબર સ્પષ્ટ થાય છે. એટલે કોઇના વાળ અથવા ચોટલી પકડવી એટલે તેને પોતાના કબજામાં રાખવો એવો અર્થ થાય છે.

ચાલતાં રહ્યા. ૫૯. અને આ જગતમાં પણ શાપ તેમની પાછળ લગાડવામાં આવ્યો અને (તેવીજ રીતે) કયામતને દિવસે પણ. જુઓ! 'આદ'(ના લોકો) પોતાના પાલનકર્તાને અનુપકારી થયા; (તેની તેઓને શિક્ષા મળી). જુઓ ! 'આદ' જેઓ 'હૂદ'ના લોકો હતા તેઓને (ઈશ્વરની હુજુરમાંથી) દુર હાંકી કહાડવામાં આવ્યા. ૬૦. અને 'સમૂદ' તરફ (અમે) તેમનાંજ ભાઇ 'સાલેહ'ને (પયગંબર કરી મોકલ્યો). તે (પોતાના લોકોને) કહેવા લાગ્યો કે હે મારા બાંધવો? પરમેશ્વરનીજ ઉપાસના કરો; તેના સિવાય બીજું કોઇ તમારૂ ઉપાસ્ય નથી. તેણેજ તમને જમીન (ની માટી)માંથી બનાવી ઉભા કર્યા; અને તમને તેમાં વસાવ્યા. તો તેનીજ પાસેથી (પાછલાં પાપની) ક્ષમા માગો અને પછી (આગળને માટે) તેની તરફ પશ્ચાતાપ કરો. નિાસંશય મારો પાલનકર્તા (દરેકની) નઝદીક હોઇ, (સઘળાનું સાંભળે છે અને પ્રાર્થના) માન્ય કરે છે. ૬૧. તેઓ કહેવા લાગ્યા, હે 'સાલેહ!' આની પહેલાં તો અમારા લોકોમાં તારી તરફથી (મોટી મોટી) આશાઓ* રાખવામાં આવતી હતી (કે તું દરેક રીતે અમારી સાથે રહેશે). તો શું તું અમને જે (દેવતા) ઓને અમારા

---

* એટલે તારી અક્કલ હોંશીયારી તથા ગુણ જોઈ અમે તને અમારો રાજા બનાવવાનો વિચાર કર્યો હતો. તારી તરફથી અમને મોટી મોટી આશા હતી. ને સઘળી ધર્મ સંબંધમાં તારા વડીલોથી ઉલટો તારો વિચાર થએલો જોઈ નષ્ટ થઇ ગઇ. જે લોકોને પોતાના કુલાચાર માટે અભિમાન છે તેઓ પોતાની ભૂલ જોઇ તે છોડી દેવા હચુંપચું કરે છે અને તેથીજ સદ્ધર્મથી ભાગ્યહીન રહે છે. આજ સ્થિતિ હઝરત પયગંબરના સાહેબ લોકોની થઇ.

વડીલો પૂજતા આવ્યા છે તેમની પૂજા અર્ચા કરવાની મનાઇ કરે છે? અને જે (ધર્મ) તરફ તું અમને બોલાવે છે તેના સંબંધમાં અમે (મોટા) સંશયમાં પડયા છીએ (અને તેથી અમો ઘણા) મુંઝાઇએ છીએ. ૬૨. ('સાલેહે') જવાબ આપ્યો કે હે મારા બાંધવો! વાકે જુઓ તો ખરા! જો હું મારા પાલનકર્તાના રાજમાર્ગ ઉપર છું અને તેણે મારા ઉપર દયા કરી છે; અને પછી જો હું તેની આજ્ઞાનો ભંગ કરવા લાગું, તો એવો કોણ છે કે જે પરમેશ્વર સામે મારી મદદે ઉભો રહે? (આવી ગેરસમજુતીથી) તમે (ઉલટું) મારૂ વધારે નુકસાનજ કરો છો. ૬૩. અને હે મારા બાંધવો: આ પરમેશ્વરે (મોકલેલી) સાંઢણી તમારે માટે (મારા પયગંબરી)ની એક નિશાની છે; તો તેને (એજ સ્થિતિમાં) છુટી રહેવા દો, કે પરમેશ્વરની પૃથ્વી ઉપર (જોઇએ ત્યાં) તે ચરતી ફરે. અને તેને કોઇ જાતની ઈજા પહોંચાડતા નહિ; નહિ તો તમને તરતજ શિક્ષા આવી પકડશે. ૬૪. (આટલું સ્પષ્ટ કહ્યા છતાં પણ) લોકોએ તે સાંઢણીને મારી નાંખી. ત્યારે 'સાલેહે' કહ્યું કે (હવે) ત્રણ દિવસ પોત પોતાના ઘરમાં સુખચેન કરી લો; (પછી તમને શિક્ષા મળશેજ;) (પરમેશ્વરનો) આ વાયદો (કદીજ) ખોટો પડવાનો નથી. ૬૫. પછી જ્યારે અમારો (શિક્ષાનો) હુકમ આવી પહોંચ્યો ત્યારે 'સાલેહ'ને અને જે લોકોએ તેની સાથે વિશ્વાસ રાખ્યો હતો તેઓને અમે અમારી મહેરબાનીને લીધે તાર્યા અને તે દિવસની ફજેતીમાંથી (બચાવી લીધા. હે પયગંબર! તારો પાલનકર્તાજ નિઃસંશય બળવાન (તથા) સામર્થ્યવાન છે. ૬૬. અને જે લોકોએ અનર્થ કર્યો હતો તેમને (ભારે મોટી) ગર્જનાએ

આવી ઘેર્યો, એટલે તેઓ પોતાના ઘરમાં (બેઠા) બેઠાજ મરણ પામ્યા. ૬૭. (અને તેઓનો એવો નાશ થઈ ગયો કે) જાણે તેઓ ત્યાં (કદી) વસ્યાજ નહોતા. જુઓ! 'સમૂદે' પોતાના પાલનકર્તાનું માન્યું નહિ (અને તેઓ પોતાની શિક્ષાને પેહોંચ્યાં). જુઓ! 'સમૂદ'ને (ઇશ્વરની હુઝુરમાથી દૂર કહાડવામાં આવ્યો. ૬૮. અને (જયારે) અમારા દૂતો 'ઇબ્રાહીમ' પાસે શુભ સમાચાર લઈ આવ્યા (ત્યારે) તેઓએ ('ઇબ્રાહીમ'ને) સલામ કરી 'ઇબ્રાહીમે' પાછી સલામ કરી. પછી 'ઈબ્રાહીમે' (કંઇ પણ) વિલંબ નહિ કરતાં, એક વાછરડું (એટલે તેનું) ભુંજેલું (માંસ તમની આગળ) લાવી હાજર કર્યું. ૬૯. પછી જયારે તેણે જોયુ કે તેઓના હાથ ભોજન તરફ વળતાજ નથી, ત્યારે તે તેઓને અપરિચિત સમજ્યો અને મનમાં ને મનમાંજ તેમનાથી બ્હીધો.* તેઓએ કહ્યું (તું કોઈ પણ જાતની) બ્હીક રાખતો નહિ; અમે દેવદૂત છીએ અને) 'લૂત'ના લોકો તરફ મોકલવામાં આવ્યા છીએ; (કે તેમને તેઓની દુષ્ટ વાસનાની શિક્ષા કરીએ) ૭૦. અને (આ વાત થઈ તે વેળાએ) 'ઈબ્રાહીમ'ની પત્નિ ('સારા'

* દગોની રીત માટે એમ કહેવામાં આવે છે કે જેનું તેઓ અન્ન ખાય છે તેને દગો દેતા નથી; અને જેની જેની સાથે તેઓ દગો કરવાના હોય છે તેમને ઘેર એક કોળીઓ પણ ખાતા નથી. હઝરત ઇબ્રાહીમને એમના નાહ ખાવા માટે શંકા ઉત્પન્ન થઇ હશે. એટલે દૂતોએ ઇબ્રાહીમના મનનું સમાધાન કર્યુ અને કહ્યું કે અમારે નહિ ખાવાનું કારણ એ છે કે અમે આકાશવાસી દેવદૂત છીએ, અને અમે કંઇ ખાતા પીતા નથી. પરમેશ્વરની આજ્ઞા પાળવી એજ અમારૂં ખાવું પીવું.

પણ) ઉભી હતી, તેને (દુતોની વાતોથી) હસવું આવ્યું. ત્યારે અમે તેને (આજ દૂતોની મારફત પ્રથમ) 'ઇસ્હાક' (પુત્ર અને 'ઇસ્હાક' પછી યાકુબ' (પ્રપૌત્રના જન્મવા)ના શુભ વર્તમાન આપ્યા. ૭૧. તે કહેવા લાગી, હાય હાય! મારૂં દુર્દૈવ! શું (આ વયે) હું પુત્ર પ્રસવીશ? અને હું એક વૃદ્ધ સ્ત્રી છું અને આ મારો પતિ પણ વયોવૃદ્ધ છે. ખરેખર (અમારે ઘેર પુત્ર આવવો) એ તો (ઘણી) આશ્ચર્યકારક વાત છે? ૭૨. દેવદૂતોએ (તેને) કહ્યું. શું તને પરમેશ્વરના હુકમથી (આ બાબત કંઇ) આશ્ચર્ય લાગે છે? હે (પયગંબરી) કુટુંબના લોકો! તમારા ઉપર પરમેશ્વરની દયા તથા તેનો આશિર્વાદ હો! નિઃસંશય પરમેશ્વર સુસ્તુત્ય (તથા) મહિમાવાળો છે. ૭૩. પછી જ્યારે 'ઇબ્રાહીમ'(ના મનમાં)ની બ્હીક નીકળી ગઈ અને તેને (પુત્ર)ના શુભ સમાચાર પણ મળ્યા ત્યારે તે 'લૂત'ના લોકોના સંબંધમાં અમારી સાથે તકરાર કરવા લાગ્યો. ૭૪. નિઃસંશય, 'ઈબ્રાહીમ' (ઘણોજ) શાંત સ્વભાવનો, બહુ દયાળુ (અને પ્રત્યેક બાબતમાં પરમેશ્વર તરફ) વળનારો હતો. ૭૫. (અમે ફરમાવ્યું કે) હે 'ઈબ્રાહીમ'! તું આ (વિચાર) છોડી દે; તારા પાલનકર્તાનો (જે) હુકમ (હતો તે) આવી પહોંચ્યો છે અને તે લોકો ઉપર એવી શિક્ષા આવશે કે જે (ગમે તે થાય પણ) ટળી શકનાર નથી. ૭૬. અને જ્યારે આમારા દૂતો, 'લૂત' પાસે આવ્યા, ત્યારે તેમને માટે તેને (બહુ) ખરાબ* લાગ્યું અને તેનું હૃદય તેઓને લીધે ઘણુંજ

* લૂતને ખરાબ લાગવાનું કારણ એ હતું કે દૂત સુંદર છોકરાંઓનું રૂપ ધારણ કરી આવ્યા હતા અને ત્યાંના લોકો સ્ત્રીઓ કરતા નાનાં નાનાં છોકરાં ઉપરજ વધારે તુટી પડતા હતા.

સંકોચાઈ ગયું અને તે કહેવા લાગ્યો કે (આજનો) આ મહા સંકટનો દિવસ છે. ૭૭. અને 'લૂત'ના લોકો (છોકરાઓ આવવાનું સાંભળી દુષ્ટ વાસનાથી) દોડતા દોડતાં 'લૂત' પાસે આવ્યા. અને એ લોકો પહેલેથીજ ખરાબ કામો કરતા હતા. 'લૂત' (આ લોકોને આવતા જોયા એટલે તે) કહેવા લાગ્યો કે હે મારા બાંધવો, આ મારી દીકરીઓ (હાજર) છે; (તેમની સાથે તમે લગ્ન કરો;) એઓ તમારે માટે (શાસ્ત્રવિહિત તથા) વધારે શુદ્ધ છે. માટે (આ છોકરાઓ તરફ ઢુંકીને પણ જોતા નહિ, અને) પરમેશ્વરથી બ્હીઓ અને મારા પરોણાઓના સંબંધમાં મને ફજેત કરતા નહિ. શું તમારાંમાં કોઈપણ ભલો માણસ નથી? ૭૮. તેઓએ જવાબ આપ્યો કે તને તો ખબરજ છે કે અમને તારી દીકરીઓ સાથે કંઇપણ કામ નથી. અને અમે જે ઇરાદો રાખીએ છીએ તેનાથી તું સારી રીતે વાકેફ છે. ૭૯. 'લૂત' બોલ્યો કે (આજે) જો મને તમારી (સાંમે થવાની) તાકાત હોત અગર મેં કોઇ જબરદસ્ત સ્થંભનો આસરો લીધો હોત તો (ઠીક થાત)! ૮૦. (દૂતો) બોલ્યા કે હે 'લૂત'! અમે તારા પાલનકર્તાના મોકલેલા છીએ. એ લોકો કયારે પણ તારા લગી પહોંચી શકનાર નથી; તો તું તારાં છોકરાં છૈયાંને લઈ કંઇ રાત બાકી હોય એટલામાં નીકળી જા; અને (પછી) તમારામાંથી કોઇએ (પછવાડે) ફરી જોવું નહિ. પરંતુ તારી સ્ત્રી (જે પાછળ ફર્યા વિના રહેનાર નથી; અને) જે (શિક્ષા) તે લોકો ઉપર પડશે તે તેના ઉપર પણ જરૂર પડશે. તેમ(ની શિક્ષા)નો નિયમિત વખત સવારનો છે; તો શું સવાર(નો વખત) પાસે નથી? ૮૧. પછી જયારે અમારો






(શિક્ષાનો) હુકમ આવી પહોંચ્યો; ત્યારે (હે પયગંબર !) અમે (ઉલટાવી) તે (શહેરન)ના ઉપલા ભાગને તેનો નીચલો ભાગ કરી નાંખ્યો અને (ઉપરથી) તેના ઉપર થરના થર બાજેલા કાંકરા-માટીના ભુંજેલા પથ્થરનો વરસાદ વરસાવ્યો. ૮૨. (તે પથ્થરના ઉપર) તારા પાલનકર્તા પાસે નિશાની કરેલી હતી (કે તે આ લોકો ઉપર વર્ષાવવામાં આવે); અને એ (જગા આ) જુલમગાર (એટલે મક્કાવાસી નાસ્તિકો)થી (એટલી બધી) દૂર પણ નથી. (તો આ લોકોની સ્થિતિમાં પડેલા તફાવત ઉપરથી એમણે ધડો લેવો જોઈતો હતો). ૮૩. અને 'મદયન' તરફ અમે તેમના ભાઇ 'શોઐબ'ને (પયગંબર કરી મોકલ્યો). તેણે (તેઓને) કહ્યું, હે બાંધવો ! પરમેશ્વરનીજ ઉપાસના કરો; તેના સિવાય તમારો બીજો કોઇ ઉપાસ્ય (દેવ) નથી. અને તમે માપ તથા તોલમાં ઓછું કરતા નહિ. હું તમને સુખી સ્થિતિમાં જોઉં છું. (તો પછી માપ તોલમાં ઓછું કરવાની શી જરૂર છે ?) અને (એમ છતાં પણ આ કૃત્યથી પાછા નહિ હઠશો તો) મને તમારે વિષે એક એવા દિવસની શિક્ષાનો અંદેશો લાગે છે કે જે (તમો સઘળાને) આવી ઘેરશે. ૮૪. અને હે બાંધવો ? માપ તથા તોલ ન્યાયસર પુંપુરૂં આપજો અને લોકોને તેમની (ખરીદેલી) વસ્તુઓ ઓછી આપતા નહિ; અને પૃથ્વી ઉપર તુફાન કરતા ફરતા નહિ. ૮૫. જો તમે વિશ્વાસુ છો, તો પરમેશ્વરે (આપેલી) જે કંઈ સિલ્લક (વેપારમાંથી) રહે તેજ તમારે માટે ઉત્તમ છે. અને હું કંઇ તમારો રખેવાળ નથી ! (કે દરેકનું માપ તોલ જોતો ફરૂં). ૮૬. તેઓ કહેવા લાગ્યા કે હે 'શોઐબ' ! શું તારી નમાઝ તને એમ ફરમાવે છે કે




જે (મૂર્તિ)ને અમારા વડીલો પૂજતા આવ્યા છે તેને અમારે છોડી દેવી, અથવા અમારા માલમાં જે તરેહ(ની લુચ્ચાઇ કરવા)ની અમે ઈચ્છા કરીએ તેવી નહિ કરવી? ખચિત તુંજ માત્ર (વ્યવહારમાં) શાંત (તથા) ભલો* માણસ (રહ્યો) છે! ૮૭. ('શોએબે') કહ્યું, હે મારા બાંધવો! જુઓ તો ખરા! જો હું મારા પાલનકર્તાના રાજમાર્ગ ઉપર છું અને તે મને પોતાની તરફથી ઉત્તમ (એટલે હકહલાલનો) ખોરાક આપે છે (તો શું એ માર્ગ છોડી મારે તમારી માફક હરામની કમાઈ ખાવી?) અને હું એ (બિલકુલ) ઈચ્છતો નથી કે જે (કામ કરવા)ની હું તમને મનાઇ કરૂં છું, તે તમારાથી ઉલટા જઈ હુંજ કરવા માંડું? મારાથી બને ત્યાંસુધી હું તો (લોકોના વ્યવહારમાં) સુધારણા (થાય એમ) ઇચ્છું છું, એટલુંજ. અને મારૂં (આ હેતુમાં સફળ થવું માત્ર પરમેશ્વરના સહાય ઉપર છે. હું તેના ઉપરજ ભરોસો રાખું છું અને હું તેની તરફજ ફરૂં છું. ૮૮. અને હે બાંધવો! મારી વિરૂદ્ધ વેર બાંધી તમારે હાથે એવો કંઇ અપરાધ નહિ થાય કે જેવું સંકટ 'નૂહ'ના લોકો અથવા 'હૂદ'ના લોકો અથવા 'સાલેહ'ના લોકો ઉપર આવી પડ્યું છે તેવુંજ સંકટ (તે અપરાધ માટે) તમારા ઉપર પણ આવી પડે! અને 'લૂત'ના લોક (એટલે તેમનાં ખંડીએરો) તમારાથી

---

* તેમની મતલબ એ હતી કે શું તમારૂં ધાર્મિકપણું આની પરવાનગી નથી આપતું કે તમે અમને અમારા ધર્મ ઉપર રેહવા દો અને નમાઝ પઢવી એ પણ ધાર્મિકપણાની નિશાની છે તેથીજ તેમણે નમાઝનો મ્હેણો માર્યો. હમણા પણ એવે પ્રસંગે લોકો કહે છે કે તુંજ મોટો ધાર્મિક તથા પુન્યશાલ રહી ગયો છે!

(એવાં કંઈ) દૂર નથી. (તે જોઇનેજ તમો ઘડો લઇ શકશો). ૮૯. અને તમારા પાલનકર્તા પાસે (તમારાં પાછલાં પાપની) ક્ષમા માગો; અને (આગળને માટે) તેનીજ તરફ પશ્ચાતાપ કરતા ફરો. નિઃસંસય મારો પાલનકર્તા દયાળુ (તથા) અતિ પ્રેમાળ છે. ૯૦. તેઓએ કહ્યું. હે 'શોએબ'! જે વાત તું કહે છે તેમાંથી ઘણી તો અમે સમજી શકતા નથી; અને (સિવાય) અમે તને અમારા (લોકો)માં (ઘણોજ) નબળો જોઇએ છીએ. અને જો તારૂં કુટુંબ નહોત તો અમે તને (કયારનોયે) પથ્થરનો માર માર્યો હોત. અને (કુટુંબ સિવાય) અમારા ઉપર (કોઇપણ જાતનો) તારો દાબ નથી. ૯૧. ('શોએબે') જવાબ આપ્યો, હે બાંધવો! શું તમારા ઉપર પરમેશ્વરથી પણ વધારે દાબ મારાં કુટુંબનો થયો? અને તમે (તમારી ધારણામાં) પરમેશ્વરને તમારી પીઠ પાછળ નાંખી દીધો છે! નિઃસંશય જે કંઇ તમે કરો છો તે (સઘળું) મારા પાલનકર્તાનાં (જ્ઞાનની) વ્યાપ્તિમાં છે. ૯૨. અને હે બાંધવો! તમે તમારી જગાએ કર્મ કરો; હું (મારી જગાએ) કર્મ કરૂં છું. આગળ તમને જણાશે કે કોને એવી શિક્ષા થાય છે કે જે તેને (સર્વની નજરમાં) ફજેત કરશે, અને કોણ જુઠું છે. અને (તે સમયની તમે પણ) વાટ જુઓ; હું પણ તમારી સાથે વાટ જોઉં છું. ૯૩. અને જ્યારે અમારો (શિક્ષાનો) હુકમ આવી પહોંચ્યો, ત્યારે અમે અમારી મેહેરબાનીથી 'શોએબ'ને તથા જે લોકોએ તેની સાથે વિશ્વાસ રાખ્યો હતો તેમને બચાવી લીધા. અને જે લોકો આજ્ઞા ભંગ કરતા હતા, તેમને (ભયંકર) ગર્જનાએ આવી ઘેરી લીધા; એટલે તેઓ પોતાના ઘરમાં (જેમ બેઠા હતા તેમજ) બેઠાજ રહ્યા, ૯૪. (અને તેઓનો એવો નાશ થઈ ગયો કે)






જાણે તેમાં તેઓ (કદી) વસ્યાજ નહોતા. (લોકો!) જુઓ! જેમ 'સમૂદ'ને (ઈશ્વરની હજુરમાંથી) દૂર હાંકી કહાડવામાં આવ્યો હતો તેમ મદ્યન(ના લોકો પણ) દૂર હાંકી કહાડવામાં આવ્યા. ૯૫. અને અમે 'મુસા'ને 'ફિરઔન' તથા તેના દરબારીઓ તરફ અમારી નિશાનીઓ તથા સ્પષ્ટ પ્રમાણ સાથે (પયગંબર કરી) મોકલ્યો. એમ છતાં લોકો 'ફિરઔન'ના હુકમ પ્રમાણે ચાલ્યા; અને 'ફિરઔન'નો હુકમ કંઈ સન્માર્ગનો (હુકમ) નહોતો; ૯૬. ૯૭. કયામતને દિવસે, તે પોતાના લોકોની આગળ આગળ રહેશે અને તેમને નરકાગ્નિમાં લઇ જઈ દાખલ કરશે. અને જે (ઘાટ) ઉપર (એ લોકો જઇ) ઉતરશે (તે) ઘાટ (ઘણો) ખરાબ છે. ૯૮. આ (જગત)માં પણ તેમની પાછળ શાપ લગાડવામાં આવ્યો અને કયામતને દિવસે પણ જે (ઈનામ તેમને) આપવામાં આવશે (તે ઘણુંજ) ખરાબ ઈનામ (છે). ૯૯. (હે પયગંબર!)આ કેટલાક ગામોનું વૃત્તાંત છે કે જે અમે તને નિવેદન કરીએ છીએ. તેમાંથી (કેટલાક આ જગતમાં) કાયમ છે અને(કેટલાક તદન) જમીન દોસ્ત (થઇ ગયા) છે. ૧૦૦. અને અમે આ લોકો ઉપર (કોઇ પણ જાતનો) જુલમ કર્યો નહિ; પણ તેઓએ (અમારી આજ્ઞાનો ભંગ કરી) જાતેજ પોતાના ઉપર જુલમ કર્યો. (હે પયગંબર!) જ્યારે તારા પાલનકર્તા(ની શિક્ષા)નો હુકમ આવ્યો, ત્યારે પરમેશ્વર સિવાય જે ઉપાસ્ય દેવતાની તે લોકો (પ્રસંગ પડેથી) પ્રાર્થના કરતા હતા તેઓ તેમને કંઇજ કામ લાગ્યા નહિ. પણ (ઉલટા) તેઓએ તેમના નાશમાંજ વધારો કર્યો (કારણ તેમનીજ ઉપાસનાને લીધે તેમને શિક્ષા ભોગવવી પડી). ૧૦૧. અને (હે પયગંબર!)









જ્યારે શહેરના લોકો અનર્થ કરવા માંડે છે અને તારો પાલનકર્તા તેમને (શિક્ષામાં) ઘેરે છે, ત્યારે તેની પકડ એવીજ થાય છે. નિઃસંશય તેની પકડ (ઘણી) દુઃખદાયક (તથા) સખત છે. ૧૦૨. આ (વૃત્તાંત)માં જે કોઇ પરલોકની શિક્ષાનો ડર રાખે છે તેને માટે એક ધડો છે. આ (કયામતનો) એવો એક દિવસ થશે કે જેને માટે (સઘળા) લોકોને એકઠા કરવામાં આવશે; અને આ એવો દિવસ થશે કે જ્યારે (સઘળાઓને અમારી હજુરમાં) હાજર કરવામાં આવશે. ૧૦૩. અને અમે કેવળ એક અમુક કાળ સુધી તેને (કંઇ પ્રયોજનને લીધે) મુલતવી રાખીએ છીએ. ૧૦૪. જ્યારે તે દિવસ આવી પહોંચશે, ત્યારે (ભયને લીધે) ઇશ્વરની આજ્ઞા વિના કોઇ મનુષ્ય (એક શબ્દ પણ) બોલી શકનાર નથી. પછી (તે વખતે બે પ્રકારના લોકો હશે) તેમાંથી કેટલાક અભાગીયા અને કેટલાક ભાગ્યવાન.૧૦૫. તો જેઓ અભાગીયા છે તેઓ નરકાગ્નિમાં રહેશે (અને) ત્યાં તેઓ આરડશે અને રડારોળ કર્યા કરશે. ૧૦૬. અને જ્યાં સુધી આકાશો અને પૃથ્વી કાયમ* રહેશે ત્યાં સુધી તેઓ ત્યાંજ રહેશે; પણ (હે પયગંબર!) જેને તારો પાલનકર્તા (તારવા) ઇચ્છશે (તે બચશે. નિઃસંશય તારો પાલનકર્તા જે ચાહે છે તે તે અવશ્ય કરે છે. ૧૦૭. અને જે લોકો ભાગ્યવાન છે તેઓ સ્વર્ગમાં રહેશે; (અને) જ્યાં સુધી આકાશો અને પૃથ્વી કાયમ રહેશે ત્યાં સુધી બરાબર તેમાંજ રહેશે. પણ (હે પયગંબર!) જેને તારો પાલનકર્તા ઇચ્છશે

* જ્યાં સુધી આકાશો અને પૃથ્વી કાયમ છે. એ લોકોમાં પ્રચલિત રીત પ્રમાણે કહ્યું છે, કે ચિરકાળ એટલે લાંબો કાળ અથવા ઘણો વખત




તેને (તે શિક્ષા કરી વેહલે મોડે સ્વર્ગમાં દાખલ કરશે. આ સ્વર્ગ પરમેશ્વરની) એક બક્ષિસ છે કે જે કદી ઘટી પડે તેમ નથી. ૧૦૮. તો (હે પયગંબર!) આ મૂર્તિપૂજકો) જે (મૂર્તિ)ની પૂજાઅર્ચા કરે છે તેના સંબંધમાં તું કોઈપણ તરેહના સંશયમાં* પડતો નહિ. જેવી પૂજાઅર્ચા (અવિચારી પણે એમની) અગાઉ એમના વડીલો કરતા આવ્યા છે તેવી પૂજાઅર્ચા માત્ર (અવિચારીપણે) એ લોકો પણ કરે છે. અને અમે (કયામતને દિવસે શિક્ષામાંથી) તેમનો હિસ્સો તેમને ઓછો નહિ કરતાં પુરેપુરો આપીશું. ૧૦૯. અને અમે 'મુસા'ને (તૌરાત) પુસ્તક આપ્યું હતું; પણ તેમાં (લોકોનો) મતભેદ પડયો અને (હે પયગંબર!) જો તારા પાલનકર્તા તરફથી એક વાત પહેલેથીજ નહિ નીકળી ચુકી હોત (કે કયામતને દિવસેજ છેવટનો નિકાલ થશે), તો લોકોની વચ્ચે(ના મતભેદનો કયારનો) નિકાલ કરવામાં આવ્યો હોત. અને આ લોક (એટલે મક્કાના નાસ્તિકો પણ) કુર-આન વિષે એવા સંશયમાં (પડયા) છે કે જેથી (તેઓ) મુંઝાઇ ગયા છે. ૧૧૦. અને તારો પાલનકર્તા આ (સઘળાઓ)ને એમનાં કર્મનો બદલો જરૂર પુરેપુરો આપશે; કારણ જેવાં જેવાં કર્મો એ લોકો કરે છે તેનાથી તે

* મનુષ્યના સ્વભાવ પ્રમાણે તમને એવો શક નહિ આવવો જોઇએ કે આટલી બધી મૂર્તિપૂજા થાય છે: ત્યારે ઘણા લોકો એક અસત્ય વાત ઉપર એક મતના કેમ.થયા હશે! આગળ પરમેશ્વરે તેમને સમજાવી દીધા કે આ સઘળાઓ બકરાંનાં ટોળાંની માફક અંધ શ્રદ્ધાથી એક બીજાનું અનુકરણ કર્યા જાય છે અને તેમને એક રીતે ટેવ પડી ગઇ છે એટલે તેનું સારૂં નરસુ હોવું તેમના જોવામાં આવતું નથી.

વાકેફ છે. ૧૧૧. તો (હે પયગંબર!) જેવો તને હુકમ આપવામાં આવ્યો છે તે પ્રમાણે તું અને જે લોકો (મૂર્તિપૂજા અને નાસ્તિકપણા માટે) પશ્ચાતાપ કરી તારી સાથે (થયા) છે તે (સઘળા ઇસ્લામ ધર્મ ઉપર) દૃઢ રહો; અને મર્યાદાનું ઉલ્લંઘન કરતા નહિ. નિઃસંશય તમે લોકો જે કંઇપણ કરો છો તે પરમેશ્વર જુએ છે. ૧૧૨. અને (મુસલમાનો!) જે લોકોએ (અમારી) આજ્ઞાનો ભંગ કર્યો છે તેમની તરફ વલણ કરો નહિ; નહિ તો નરકાગ્નિ તમને આવી વળગશે. અને પરમેશ્વર સિવાય તમારા કોઇ મુરબ્બીઓ તો નથીજ; તો (આજ્ઞાનો ભંગ કરનારા તરફ વળવાથી તેમના તરફથી પણ) તમને મદદ આપવામાં આવશે નહિ. ૧૧૩. અને (હે પયગંબર!) દિવસના બન્ને છેડે (એટલે સવાર સાંજ) તથા રાતના પહેલા પહોરોમાં નમાઝ પઢજે. કારણ પુણ્યકર્મો પાપકર્મોને (ધોઇ) લઈ જાય છે. જે લોકો (પરમેશ્વરનું નામ) સ્મરણ કરનારા છે તેમને માટે આ (અમારો આદેશ એક રીતે) યાદ દેવારનાર છે. ૧૧૪. અને (હે પયગંબર! ભક્તિને લગતો પરિશ્રમ રાજીખુશીથી) સહન કર; કારણ પરમેશ્વર સારાં કૃત્ય કરનારાનું ફળ ફોગટ જવા દેતો નથી. ૧૧૫. ત્યારે શું જે લોકો તમારી અગાઉ થઇ ગયા છે તેમનામાં સારી સમજવાળા (એવા સૃષ્ટિના હિતેચ્છુ) થયા નથી કે તેઓ (લોકોને) દેશમાં તોફાન કરવાની મનાઇ કરે? (એવા લોકો હતા ખરા) પણ થોરા; (અને આ તેજ લોકો છે કે) જેઓને અમે શિક્ષામાંથી) બચાવી લીધા. અને જે લોકોએ આજ્ઞાનો ભંગ કર્યો હતો તેઓ તો તેમને જે (ઐહિક) સુખ સાધનો આપવામાં આવ્યાં હતાં તેની (ક્ષણિક મજા) પાછળ

પડી રહ્યા; અને એ લોકો કંઇ હતા પણ પાપીજ. ૧૧૬. અને (હે પયગંબર !) તારો પાલનકર્તા એવો (અન્યાયી) નથી કે જે (ગામોના) ગામો જુલમથી નાશ કરી નાંખે; અને ખરૂં જોતાં, ત્યાંના લોકો સદાચરણી પણ હોય. ૧૧૭. અને જો તારા પાલનકર્તાએ ઇચ્છયું હોત તો તેણે લોકોને એકજ મતના કર્યા હોત; પણ લોકો (માંહોમાંહે) હમેશાં મતભેદ કરતાજ રહેશે. ૧૧૮. પરંતુ જેના ઉપર તારો પાલનકર્તા દયા કરે (તેની વાત જુદી). અને એને માટેજ તેણે તેમને નિર્માણ કર્યા છે. અને (આજ મતભેદને લીધે) તારા પાલનકર્તાનું (તે) વચન પૂર્ણ થઇ રહેશે; કે હું જીન્નાત તથા માનવજાત સઘળાથી 'જહન્નમ' ભરી નાંખીશ. ૧૧૯. અને (હે પયગંબર ! બીજા) પયગંબરોના જેટલા વૃત્તાંતો અમે તને વર્ણવીએ છીએ તે વડે અમે તારા મનને દૃઢ કરીએ છીએ. અને આ (વૃત્તાંત)ની અંદર (એક તો જે) સત્ય વાત (હતી તે) તારા પાસે આવી છે; અને (આ સિવાય તેમાં) મુસલમાનો માટે બોધ અને સ્મૃતિ છે. ૧૨૦. અને (હે પયગંબર !) જે લોકો વિશ્વાસ રાખતા નથી તેમને તું કહે કે તમે તમારા સ્થિતી પ્રમાણે કર્મ કરો; અમે (મુસલમાનો) અમારા સ્થિતીનુસાર) કર્મ કરીએ છીએ. ૧૨૧. અને તમે પણ (પરમેશ્વરના હુકમની) વાટ જુઓ; અમે (મુસલમાનો) પણ ખરેખર વાટ જોઈએ છીએ. ૧૨૨. અને આકાશો તથા પૃથ્વીમાં (જે) અદષ્ટ (છે તેનું જ્ઞાન) પરમેશ્વરનેજ છે. અને દરેક કામનો મદાર આખરે તેના ઉપરજ જઈને ઠરે છે. તો (હે પયગંબર !) તેનીજ ઉપાસના કર અને તેના ઉપરજ ભરોસો રાખ. અને જે કંઇ તમે લોકો કરો છો, તેનાથી (હે પયગંબર !) તારો પાલનકર્તા અસાવધ નથી. ૧૨૩.



# અધ્યાય ૧૨ મો.

## સૂરતો—યૂસુફ.



આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો હતો એમાં ૧૧૧



આયાત અથવા મહાવાકયો છે. એમાં હઝરત યૂસુફ પયગંબરનું વૃત્તાંત આવેલું હોવાથી એનું નામ યૂસુફનું પ્રકરણ પડયું છે. હઝરત મોહંમદ પયગંબર સાહેબ ભણેલા નહોતા, અને તેમને પાછલા ઇતિહાસની કંઇ માહિતી નહોતી. એથી કરી તેમને નિરૂત્તર કરવા સારૂ યાહુદી લોકોની ઉશ્કેરણી તથા સુચનાથી મક્કાના મોટા મોટા કુરેશી લોકોએ હઝરત મોહંમદ પયગંબર પાસે એવી માંગણી કરી કે હઝરત યાકૂબ પયગંબરનું કુટુંબ સીરીયા દેશ છોડી મિસર (ઇજીપ્ટ)માં કેવી રીતે આવ્યું અને હઝરત યૂસુફની સવિસ્તર હકીકત શું છે એ તમે અમને કહો, ત્યારે સર્વજ્ઞાની પરમેશ્વરે આ અધ્યાય પ્રકટ કર્યો અને પોતાના પયગંબરની સત્યતા સિદ્ધ કરી બતાવી.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું શરૂ કરૂં છું.)



અ. લ. ર. (અલેફ—લામ—રા.) આ (અધ્યાય)* સ્પષ્ટ પુસ્તક (એટલે કુરઆન)નાં કેટલાંક મહાવાકયો છે. ૧. અમે કુરઆન અરબી ભાષામાં એટલા સારૂં પ્રકટ કર્યું છે કે તમે (અરબ લોકો તમારી તે માતૃભાષા હોવાથી બરાબર) સમજી શકો; (અને તમારી મારફત બીજા લોકો પણ સમજે). ૨.

* કુરઆનને સ્પષ્ટ કહેવાનું કારણ એટલુંજ કે તેમાં સમજ નહિ પડે અથવા બોધ નહિ થાય એવું કંઇજ નથી. બુદ્ધિ સ્વીકારે એવી વાતો તેમાં છે.






(હે પયગંબર!) અમે પ્રકટીકરણ મારફત તારા ઉપર આ અધ્યાય * મોકલી તને એક ઉત્તમમાં ઉત્તમ વાત સંભળાવીએ છીએ; અને તું આ (અધ્યાયના પ્રકટ થવા) અગાઉ (આ વાતથી) ખરેખરજ અજાણ હતો. ૩. એક વખતે 'યૂસુફે' પોતાના પિતા('યાકૂબ')ને કહ્યું કે હે મારા પિતા! મેં (સ્વપ્નમાં) અગીઆર નક્ષત્ર તથા સૂર્ય અને ચંદ્ર જોયાં છે. હું (શું) જોઉં છુ કે આ સઘળા મને સાષ્ટાંગ નમસ્કાર કરે છે. ૪. ('યાકૂબ') કહ્યું, હે મારા પુત્ર! તું તારૂં સ્વપ્ન તારા ભાઇઓને કહી બેસતો નહિ; રખે (તેઓ સાંભળી લે અને) તને (કોઇને કોઇ આપત્તિમાં) ફસાવવાની ખટપટ કરે. એમાં શંકા નથી કે શેતાન માણસનો ખુલ્લે ખુલ્લો શત્રુ છે. (તે તેને ભમાવ્યા વિના રહેનાર નથી). ૫. અને (જેવી રીતે તેં સ્વપ્નમાં જોયું છે) તેમ (થશે કે) તારો પાલનકર્તા તને (મારા વંશમાંથી) ચુંટી કાઢશે, અને તને (સ્વપ્નની) વાતનું ભવિષ્ય કહેવા શીખવશે; અને જે પ્રમાણે પરમેશ્વરે પોતાની બક્ષિસ અગાઉ તારા બન્ને વડીલો 'ઇબ્રાહીમ' તથા 'ઇસ્હાક' ઉપર પૂર્ણ કરી હતી તે પ્રમાણેજ તે તારા ઉપર અને 'યાકૂબ'ના (એટલે મારા) વંશજો ઉપર પૂર્ણ કરશે; ખરેખર તારો પાલનકર્તા (સઘળાની સ્થિતિથી) વાકેફ (તથા) બુદ્ધિમાન છે. ૬. (હે પયગંબર! યાહુદી લોકો) જેઓ (તારી પરીક્ષા કરવા સારૂ બની-ઇસરાઇલોના ઇજીપ્તમાં આવી વસવાનું કારણ). પુછે છે તેમને માટે 'યૂસુફ' અને તેના ભાઈઓ(ના અહેવાલ)માં

* અહી કુરઆન શબ્દ હોઇ તેનો અર્થ અધ્યાય કર્યો છે. કુરઆનના કોઈ પણ ભાગને કુરઆન કહેવાનો પ્રઘાત છે; અને એ આસપાસના સંબંધ ઉપરથી પણ સમજાય છે.




(ઈશ્વરી સામર્થ્યની) અલબત (ઘણી) નિશાનીઓ છે. ૭.
જ્યારે 'યૂસુફ'ના (સાવકા) ભાઈઓએ (આપસઆપસમાં)
કહ્યું કે ખરેખર, આપણા (સગા) ભાઈઓનો મોટો જથો છે,
છતાં પણ, 'યૂસુફ' અને તેનો (સગો) ભાઈ ('બિનયામીન')
આપણા પિતાને આપણા કરતાં વધારે પ્રીય છે. કંઈજ
સંશય નથી કે આપણા બાપ ખચિત ખુલ્લે ખુલ્લી ભુલમાં
છે. ૮. (એથી) 'યૂસુફ'ને મારી નાંખો અથવા તેને કંઈ
એવા પ્રદેશમાં (લઇ જઇ) ફેંકી દો કે તમારા બાપનું મુખ
ખાસ તમારી તરફજ (વળેલુ) રહે; અને ત્યારબાદ તમે
સદાચરણી લોકો થઇ જશો. ૯. તેમનામાંથી એક બોલનારો
બોલ્યો કે 'યૂસુફ'ને તમે જીવતો મારતા નહિ; અને જો
તમારે (એમજ) કરવું હોય તો તેને (લઇ જઈ એકાદ)
ઉંડા પાણી વિનાના કુવામાં નાંખી દો કે કોઈ વાટે જતો
કાફલો તેને ઉંચકી લે. ૧૦. (ત્યારે સઘળાએ મળી 'યાકૂબ'ને)
કહ્યુ, હે અમારા પિતા! આનું શું કારણ છે કે તું 'યૂસુફ'ના
સંબંધમાં અમારો વિશ્વાસ કરતો નથી; અને અમે તેના
(ખરા અંતઃકરણથી) હિતચિંતક છીએ. ૧૧. (તો) તું તેને
આવતી કાલે અમારી સાથે મોકલજો* કે તે (જંગલમાંની
ફળફળાદી) ખાય અને (જરા) ખેલે રમે; અને અમે તેને
સભાળનારા છીએજ. ૧૨. ('યાકૂબે') કહ્યું કે તમે એને
લઈ જાઓ એ મને કલેશ ઉત્પન્ન કરે છે અને હું એમ
પણ બ્હીઉં છું કે રખે તમે તેના તરફ બેદરકાર થઇ જાઓ અને

* હઝરત યૂસુફના ભાઇઓ જંગલમાં ઘેટાં બકરાં ચરાવવા જતા હતાં; એટલે આ બહાને તેઓએ યૂસુફને પણ લઇ જવાની ઇચ્છા બતાવી.

તેને વરૂ ખાઇ જાય. ૧૩. તેઓ કહેવા લાગ્યા કે જો એને વરૂ ખાઇ જાય અને અમે આટલા બધા છીએ તો પછી અમે (બિલકુલ) નકામાજ (ઠર્યાં) ૧૪. આખરે જ્યારે એ લોકો ('યાકૂબ'ની પરવાનગીથી) 'યૂસુફ'ને (પોતાની સાથે) લઈ ગયા અને સગળાએ તેને એક ઉંડા પાણી વિનાના કુવામાં નાંખી દેવા એક મતે ઠરાવ કર્યો. (એ ઠરાવ પ્રમાણેજ તેઓએ કર્યું) અને (તેજ વખતે) અમે 'યૂસુફને' આદેશ મોકલ્યો કે (મનમાં સંકોચ રાખતો નહિ; એક દિવસ એવો આવશે કે) તું એમને એમનાં આ કૃત્ય બાબત જણાવશે અને તેઓ (તને) ઓળખશે પણ નહિ. ૧૫. મતલબ કે એ લોકો ('યૂસુફ'ને કુવામાં નાંખી) કંઈ રાત પડતાં, રડતા રડતા પોતાના બાપ પાસે આવ્યા. ૧૬. (અને) તેઓ કહેવા લાગ્યા, હે અમારા પિતા ! અમે એક બીજા સાથે સરત દોડવા ગયા હતા અને 'યૂસુફ'ને અમે અમારા સામાન આગળ છોડી ગયા; એટલામાં વરૂ (આવી) તેને ખાઈ ગયું. અને જો અમે ખરૂ કહીશું છતાં તને અમારા (બોલવાનો) વિશ્વાસ આવવાનોજ નથી. ૧૭. અને તેઓ 'યૂસુફ'નાં બદન ઉપર જુઠું જુઠું લોહી પણ લગાડી લાવ્યા. 'યાકૂબે' (તેઓનુ બોલવું સાંભળી તથા લોહીથી તરબોળ થએલું બદન જોઇ) કહ્યું (યુસુફ'ને વરૂએ તો ખાધો નથી,) ઉલટું તમે તમારી (સચ્ચાઈ બતાવવા) માટે તમારા મનમાંથી એક વાત ઉપજાવી કહાડી છે. હશે, સબુરી સારી છે! અને તમે જે વર્ણન કરો છો તે(માં ખરૂ શું છે તે જાહેર થવા) માટે પરમેશ્વરનીજ મદદ માંગવામાં આવે છે. ૧૮. અને (કર્મધર્મ સંયોગથી) એક કાફલો (તે જગાએ) આવી પહોંચ્યો અને તેઓએ પોતાના જળ

ભરીઆને (પાણી લાવવા) મોકલ્યો. પછી તેણે પોતાની ડોલ (કુવા) અંદર ઉતારી કે તરતજ ('યૂસુફ' તેમાં બેસી ગયો; અને તેને બહાર કહાડવામાં આવ્યો ત્યારે) તેણે એવા ઉદ્ગાર કહાડયા. અહાહા! આ તો છોકરો છે! અને કાફલાવાળા-ઓએ 'યૂસુફ'ને વેપારી જણસ ઠરાવી સંતાડી રાખ્યો. અને (આ લોકોએ જાણ્યું કે કોઇનેજ ખબર નથી. પરંતુ 'યૂસુફ'નો અહેવાલ છુપાવવા માટે) જે (ખટપટ આ લોકો) કરતા હતા તે પરમેશ્વર સારી પેઠે જાણતો હતો. ૧૯. (એટલામાં ભાઇઓને 'યૂસુફ'ની ખબર મળી અને તેમણે તેને પોતાના ગુલામ તરીકે વેચ્યો). અને (કાફલાવાળાઓએ) જુજ કિમતે (એટલે) થોડાએક દિરમો પેટે તેને વેચાતો લીધો; અને તેઓ 'યૂસુફ'ને (ખરીદવા) માટે (મનમાં) આનાકાની* પણ કરતા હતા. ૨૦. અને (આખરે) 'મિસર'(ના લોકો)માંથી (અઝીઝે† મિસર) જેણે 'યૂસુફ'ને (કાફલાવાળા પાસેથી) વેચાતો

---

* આ વાકયનાં અર્થમાં કંઇ મતભેદ છે. કેટલાકો એમ અર્થ કરે છે કે કાફલાવાળાઓએ યૂસુફને ઓછી કિમતે ખરીદી લીધો; અને નાણાં ચુકવતી વખતે તેમને યૂસુફના ભાઇઓ સાથે તકરાર થઇ હતી એટલે તેઓ આ સોદાથી ખુશ નહોતા. અમે પણ આજ અર્થ લીધો છે. કેટલાકો એમ કહે છે કે ભાઇઓએ યૂસુફને ઓછી કિમતે વેચી નાંખ્યો; કારણ તેમને યૂસુફ રહે એ પસંદ નહોતું. ગમે તેમ તેમણે તેને કહાડયો ખરો. પરંતુ તેમને તે માટે ખરાબ લાગતું હતું કારણ આખરે તે તેમનો ભાઇજ હતો.

† અઝીઝે મિસર એટલે મિસર દેશનો નામદાર કિંવા હુજુરાની સરદાર; અઝીઝ તેનો ખિતાબ હતો. તેનું નામ ફિતફીર અથવા ઇતફીર હતું. તેની સ્ત્રીનું નામ ઝુલેખા મશહુર છે. તેને રાઇલ પણ કહેતા હતા.

લીધો હતો, તેણે પોતાની સ્ત્રી (ઝુલેખા)ને કહ્યું કે એને સારા આદરથી રાખજે; કદાચ તે (પોતાની સેવાથી) આપણને ઉપયોગી થાય. અથવા (કદાચ) તેને આપણે (આપણો) પુત્રજ કરી લઈએ. અને આવી રીતે અમે 'યૂસુફ'ની (મિસર) દેશમાં સ્થાપના* કરી. અને (મૂળ) હેતુ એ હતો કે અમારે તેને (સ્વપ્નની) વાતનું ભવિષ્ય† કહેતાં શીખવવું. અને પરમેશ્વર પોતાના હેતુને (અમલમાં મુકવા) સમર્થ છે. પરંતુ ઘણા લોકો (એ ગૂઢ વાત) જાણતા નથી. ૨૧. અને જ્યારે 'યૂસુફ' પોતાની ભરજુવાનીએ પહોંચ્યો, ત્યારે અમે તેને ડહાપણ આપ્યું અને (તેમજ) જ્ઞાન પણ, અને અમે સારાં કામો કરનારાઓને આવીજ રીતે (તેઓનાં સુકર્મોનો) બદલો આપીએ છીએ. ૨૨. અને (ઝુલેખા) જેણીના ઘરમાં 'યૂસુફ' હતો તેણીએ તેની પાસે(પોતાની)મનકામના(તૃપ્ત) કરી લેવા ઈચ્છા કરી અને (ઘરના) બારણા બંધ કરી દીધા; અને કહ્યું, તને ચલ આવ! (કહું છું ને?) 'યૂસુફે' કહ્યું, ત્રાહિ પરમેશ્વર! તે (તારો પતિ) મારો માલિક છે. તેણે મને સારી રીતે રાખ્યો છે; (હું તેના વિશ્વાસનો ઘાત કરી શકતો નથી;) કારણ (એવા) નિમક હરામો કદી પણ સફળ થતા નથી. ૨૩. અને તે (સ્ત્રી) 'યૂસુફ' સાથે (મનમાં દુષ્ટ) સંકલ્પ કરી

---

* આ અધ્યાયની શરૂઆતમાં જે મજકુર છે કે યહુદીઓએ હઝરત પયગંબર સાહેબને બનીઈસિરાઈલો મિસરમાં શા કારણે આવી વસ્યા એમ પુછ્યું હતું તેનો આ ઉત્તર છે.

† એટલે યૂસુફનું પાલનપોષણ બાદશાહી દરબારમાં થાય અને દરેક જાતનો વ્યવહાર તેમની નજરે પડે, અને એવી રીતે સ્વપ્નાનો અર્થ કહેવાની શક્તિ તેમનામાં આવે.

ચુકી હતી; અને 'યૂસુફ'ને પોતાના પાલનકર્તા (તરફ)નું પ્રમાણ (કે તે માલિક છે. વગેરે તે વખતે) સૂઝ્યું નહોત, તો તે પણ તે (સ્ત્રી) સાથે (મનમાં દુષ્ટ) સંકલ્પ કરી બેઠો હોત! આવી રીતે (અમે 'યૂસુફ'ને ડગમગવા દીધો નહિ;) એટલા માટે કે બદકર્મ તથા નિર્લજપણા(નાં કામો) તેનાથી અમે દૂર રાખીએ. કંઇ પણ શક નથી કે તે અમારા ચુંટી કહાડેલા સેવકોમાંનો હતો. ૨૪. અને બન્ને જણા દોડાદોડ કરતાં દરવાજા આગળ આવ્યાં; અને સ્ત્રીએ (નાસતા યૂસુફને પકડવા ઇચ્છા કરી તો) પાછળથી 'યૂસુફ'નું પહેરણ ચીરી નાંખ્યું. અને બન્ને જણ સ્ત્રીના ધણીને દરવાજા આગળ મળ્યાં. (પહેલેથીજ પતીનો વિચાર બાંધી લેવા માટે) તેણે કહ્યું, જે માણસ તારાં કુટુંબ સાથે બદકર્મ (કરવા)નો ઇરાદો કરે તેની માત્ર એજ શિક્ષા છે; કે (એક તો) તેને કેદ કરી દેવો; અગર (બીજી કંઇ) દુઃખદાયક શિક્ષા (કરવી). ૨૫. 'યૂસુફે' કહ્યુ કે ખુદ એણેજ મારી પાસે મારી માંગણી કરી હતી; અને તેનાજ કુટુંબમાંથી સાક્ષી * (તરીકે એક જણે) એવી સાક્ષી પુરી કે 'યૂસુફ'નું પહેરણ (જોવું); જો (તે) આગળથી ચીરાયેલું હોય તો તે (સ્ત્રી) સાચું બોલે છે અને પેલો (યુસુફ) જુઠાઓમાંનો છે. ૨૬. અને જો તેનું પહેરણ પાછળથી ચીરાયેલું હોય તો તે (સ્ત્રી) ખોટું બોલે છે અને તે (યૂસુફ) સત્યવાદીઓમાંનો છે. ૨૭. પછી જ્યારે (સ્ત્રીના પતીએ) 'યૂસુફ'નું પહેરણ પાછળથી ચીરાયેલું જોયું,

* હઝરત પયગંબર સાહેબનાં હદીસ એટલે વચન સંગ્રહમાં એમ કહ્યું છે આ યુકિત બતાવનાર ખુદ ઝુલેખાના મામાનો છોકરો હતો. તે ઘણો નાનો હોવાથી ઈશ્વરી પ્રેરણાથી બોલ્યો હતો.

ત્યારે તેણે (તેને) કહ્યું, આ પણ તચારૂ સ્રી ચરિત્ર છે! નિઃસંશય તમો સ્રીઓના કાવાદાવા ભારે હોય છે. ૨૮. (અને તેણે 'યૂસુફ'ને ઉદ્દેશી કહ્યું) (હે યૂસુફ'! આ (વાત) જવા દે. અને (હે સ્રી!) તું તારા અપરાધ માટે ક્ષમા માગ; કારણ, તેમાં ગમે તેમ (તારીજ) ભૂલ હતી. ૨૯. અને શહેરમાંની સ્રીઓ ચર્ચા કરવા લાગી કે 'અઝીઝ'ની સ્રી પોતાના ગુલામના છંદમાં પડી છે; તેણે તેનુ મન પ્રેમથી ચકચુર કરી નાંખ્યું છે. અમારી નજરે તો તે ખચિતજ ખુલ્લી ભૂલમાં છે. ૩૦. પછી જ્યારે ('અઝીઝ'ની) સ્રીએ પેલી (સ્રીઓ)ની ચર્ચા સાંભળી ત્યારે તેણે તેમને (પોતાને ત્યાં) બોલાવી મંગાવ્યાં; અને તેઓને માટે મીજબાનીની તયારી કરી અને (ફળફળાદી કાપીને ખાવા સારૂ) એકેક છરી તેમનામાંના દરેકને આપી અને (એજ વખતે 'યૂસુફ'ને) તેણે કહ્યું, આ (લોકો)ની રૂબરૂ તું બહાર આવ. જ્યારે સ્રીઓએ 'યૂસુફ'ને જોયો, ત્યારે તેઓના ઉપર 'યૂસુફ'(ના સૌંદર્ય)ની એવી ભારે છાપ પડી કે તેઓએ (બેશુદ્ધ થઇ ફળ કાપતાં કાપતાં) પોતાના હાથજ કાપી નાંખ્યા; અને તેઓ કહેવા લાગ્યા, હે પરમેશ્વર! આ મનુષ્ય તો નથીજ! ગમે તેમ, આ કોઈ સન્માનનીય દેવદૂત* છે. ૩૧. (અઝીઝે મિસરની સ્રી) બોલી, બસ, આજ (તે માણસ) છે કે જેના સંબંધમાં તમે મને દોષ દેતાં હતાં. અને ખરેજ, મેં તેની પાસે તેની માંગણી કરી; પણ, તે (નિત્ય) બચી રહ્યો. અને જે (કામ કરવા) હું તેને કહું છું તે નહિ કરે તો જરૂર તેને બંદીખાનામાં

*દેવદૂત તેજોમય હોય છે એ સર્વને માહીતજ હોય છે; તેથી સ્રીઓએ હઝરત યૂસુફને દેવદૂત કહ્યો હોય.

નાંખવામાં આવશે; અને (પછી) જરૂર (તે) હલકામાંનો થશે ૩૨. (આ સાંભળી) 'યૂસુફે' (તેજ વખતે) પ્રાર્થના કરી કે હે મારા પાલનકર્તા! જે (અયોગ્ય સંબંધ) માટે (આ સ્ત્રીઓ) મને બોલાવે છે તેના કરતાં બંદીખાને રહેવું મને વધારે પ્રીય છે. અને જો તું એમના કાવાદાવાને મારાથી દૂર નહિ કરશે, તો હું તેમની તરફ વળીશ અને આજ્ઞાની-ઓમાંનો (એક) થઇ જઇશ. ૩૩. 'યૂસુફ'ના પાલનકર્તાએ તેનું સાંભળી લીધું અને તેનાથી સ્ત્રીઓના કાવાદાવા દૂર કર્યા. કંઇ સંશય નથી કે પરમેશ્વરજ (સઘળાનું) સાંભળે છે (અને સઘળુ) જાણે છે. ૩૪. પછી (અઝીઝ અને તેના) લોકોએ (યુસુફની નિષ્કલંકતાની) નિશાનીઓ જોઈ તે છતાં પણ ('ઝુલેખા'નાં મનનું સમાધાન કરવા તથા 'યૂસુફ' ને તેની નજર આગળથી દૂર રાખવા માટે) તેઓને એજ (યોગ્ય) દેખાયું કે અમુક એક વેળ પર્યંત તેને (મુદ્દામ) બંદીખાનામાં રાખવો. ૩૫. અને (દવયોગે એમ બન્યું કે) 'યુસુફ'ની સાથે બે* તરૂણ માણસો (બીજાં પણ) બંદી-ખાનામાં દાખલ થયાં. (તેઓને સ્વપ્નું આવ્યું અને 'યુસુફ'ને સત્પુરૂષ સમજી સ્વપ્નોનો અર્થ પુછવાના હેતુથી) તે બન્ને-માંથી એકે કહ્યું, હું મને પોતાને (શું) જોઉ છું કે (જાણે) હું દારૂ (બનાવવા માટે દ્રાક્ષ) પીલું છું અને બીજાએ કહ્યું, હું મને પોતાને (એવો) જોઉં છું કે (જાણે) મે મારા માથા ઉપર રોટલા ઉપાડયા છે અને પક્ષીઓ તેમાંથી ખાઈ

* તેઓમાંનો એક બાદશાહને પાણી પાનારો તથા બીજો રાંધનાર હતો, એ બન્નેને બાદશાહને ઝેર આપવાના આરોપ માટે બંદીખાને નાંખવામાં આવ્યા હતા.

જાય છે. (હે 'યૂસુફ' !) તું અમને (અમારાં) આ (સ્વપ્નાનો) અર્થ કહે; કારણ તું અમને પરોપકારી* માણસ દેખાય છે. ૩૬. ('યૂસુફે') જવાબ આપ્યો કે જે ખાવાનું તમને (હમણા બંદીખાનામાં) મળનાર છે (અને તેનો વખત પણ પાસેજ છે) તે તમારી પાસે આવી પહોંચે તે પહેલાં (તમારા) સ્વપ્નાનો અર્થ હું તમને કહીશ. મારા પાલનકર્તાએ મને જે શિક્ષણ આપ્યું છે તે પકી (સ્વપ્નાનો અર્થ કહેવું) એ પણ (એક) છે. જે લોકો પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખતા નથી અને પરલોકને પણ માનતા નથી; તેવા લોકોનાં ધર્મનો મેં (પહેલેથીજ) ત્યાગ કર્યો છે. ૩૭. અને હું મારા વડીલો (એટલે) 'ઈબ્રાહીમ' અને 'ઈસ્હાક' અને યાકૂબના ધર્મ પ્રમાણે ચાલતો રહ્યો છું. અમને લાજીમ નથી કે અમારે કોઇ પણ વસ્તુને પરમેશ્વરના ભાગીદાર બનાવવા. આ (મત)† અમારા ઉપર

* લોકોને એવી શ્રદ્ધા બેસી ગએલી છે કે સ્વપ્નનો અર્થ કહેવાની યોગ્યતા જે મનુષ્યમાં હોય તે અધ્યાત્મિક અંતરશુદ્ધિ પ્રાપ્ત કરી પવિત્ર તથા દિવ્ય લોકો સાથે પોતાનો સંબંધ બાંધે છે અને તેથી એવા માણસનાં મ્હોડાં ઉપર તેજ આવે છે; અને તેને હાથે પરોપકારનાં સુકૃત્ય પણ થાય છે. એવો માણસ કંઈ છુપો રહેતો નથી દાખલા તરીકે, અબ્દુલ્લા બિન સલામે હઝરત મોહંમદ પયગંબર સાહેબને જોતાં વારજ કહ્યું હતું કે આવા ચેહરાનો માણસ ખોટું બોલી શકે નહિ. એવીજ રીતે બંદીવાનોનો યૂસુફ માટેનો વિચાર પણ થયો હોય કે આ સ્વપ્નાનો અર્થ બરાબર કહેશે. એક હદિસમાં એમ આવે છે કે પયગંબરીના સાઠ ભાગમાંનો એક ભાગ સ્વપ્નાનો અર્થ કહેવો છે.

† આ મત એટલે પરમેશ્વર એકજ છે તેનો કોઇ પ્રતિસ્પર્ધિ કે સાથી નથી; એવો મત થવો એ પયગંબર લોકો ઉપર ઈશ્વરની

તથા લોકો ઉપર પરમેશ્વરની (એક) કૃપા છે. પરંતુ ઘણા લોકો (તેની બક્ષીસ માટે) આભાર માનતા નથી. ૩૮. હે મારા બન્ને મિત્રો! વારૂં, (જુઓ તો ખરા) જુદા જુદા ઉપાસ્ય દેવો સારા કે એકજ (તથા) જોરાવર પરમેશ્વર ? ૩૯. તમે લોકો પરમેશ્વરને મુકી દઈ, તમે તથા તમારા વડીલોએ જે નામો (મનમાં કલ્પી) કહાડયાં છે, તેજ નામોની આરાધના કરો છો. પરમેશ્વરે એમની (આરાધના કરવા માટે) કંઈજ પ્રમાણ મોકલ્યાં નથી. (આખી સૃષ્ટિમાં) હકુમત માત્ર એક પરમેશ્વરનીજ છે. તેણે હુકમ કર્યો છે કે તમારે તેના સિવાય બીજા કોઇની ઉપાસના કરવી નહિ. આજ સરળ ધર્મ છે; પરંતુ ઘણા લોકો (આ) જાણતા નથી ૪૦. હે મારા બંદીખાનાના બન્ને મિત્રો! તમારા બેમાંથી એક (જેણે દ્રાક્ષ પીલતાં પોતાને જોયો છે તે) પોતાના ધણી (ને પાણી પાવનાર તરીકે આગળની માફક બહાલ રહેશે અને તેને દારૂ પાશે. અને બીજો (જેણે પોતાને માથા ઉપર રોટલા ઉંચકેલા જોયા છે તેને) સુળી ઉપર ચડાવવામાં આવશે; અને પક્ષીઓ તેનું માથું (ફોલી ફોલી) ખાશે. જે બાબત વિષે તમે ખુલાસો પુછતા હતા તે (આ છે અને પરમેશ્વર તરફથી તે)નો નિકાલ થઈ ગયો છે. ૪૧. અને જે (માણસ સંબંધી 'યૂસુફે' તર્ક કર્યો હતો કે તે બન્નેમાંથી આનો છુટકો થઈ જશે. તેને તેણે કહ્યું કે તુ તારા

કૃપા છે એ ખુલ્લું છે; કારણ તે તેઓના ઉદ્ધારનો આધાર છે. લોકો માટે પયગંબરનું આવવું એજ મૂળમાં ઇશ્વરકૃપા છે. કારણ કે તે લોકોને ઇશ્વર એક છે એવું શિક્ષણ આપે છે અને મોક્ષના માર્ગ ઉપર તેઓને લઇ જાય છે.

ધણી આગળ મને પણ યાદ કરજે (કે હું વિના કારણ કેદમાં છું). પણ શેતાને તેને પોતાના ધણીની હજુર (તેને) યાદ કરવાનું ભૂલાવી દીધું; એટલે 'યૂસુફ' કેટલાંક વર્ષ બંદીખાનમાં રહ્યો. ૪૨. અને (આ દરમીયાન) બાદશાહે પણ (એક સ્વપ્નું જોયું અને પોતાના મંત્રીઓ આગળ તેનું) વર્ણન કર્યું. મેં એમ જોયું કે (જાણે) સાત (જાડી) લઠ્ઠ ગાયો (છે અને) તેને સાત પાતળી (સુકી ગાયો) ખાઇ જાય છે; અને (તેવાંજ) સાત લીલાં (છમ) કણુસલાં અને બીજાં (સાત) સુકાઈ ગએલાં. હે દરબાર મંડળનાં માણસો! જો તમે સ્વપ્નાનો અર્થ કહી શકો તો મારાં (આ) સ્વપ્ના વિષે મને તમે તમારો વિચાર જણાવો; (એટલે સ્વપ્નાનો અર્થ કહો). ૪૩. તેઓએ કહ્યું કે આ કંઇ ગુંચવણ ભરેલાં સ્વપ્નાં છે; અને (આવાં) સ્વપ્નાનો અર્થ કહેવાનું અમે જાણતા નથી ૪૪. અને ('યૂસુફ'ના પેલા) બે (સોબતીઓ)માંથી જે(ની તપાસ થઇ આખરે) છુટી ગયો હતો (હમણા) તેને કંઇ મુદ્દત બાદ ('યૂસુફ'ની વાત) યાદ આવી, તે (બાદશાહ તથા મંત્રીઓનું બોલવું સાંભળી વચમાંજ) બોલી ઉઠયો કે મને (બંદીખાના સુધી) મોકલી દો, એટલે હું ('યૂસુફ'ને પુછી) એનો અર્થ તમને કહીશ. ૪૫. (તરતજ તેને પરવાનગી આપવામાં આવી અને તેણે 'યૂસુફ'ને જઇ પુછયું કે) હે 'યૂસુફ'! હે (સ્વપ્નાનો) સત્ય (અર્થ) કહેનાર! આ (સ્વપ્નના) સંબંધમાં તું અમને તારો મત કહે કે સાત જાડી લઠ્ઠ ગાયોને સાત સુકી (ગાયો) ખાઈ જાય છે; અને સાત લીલાં (છમ) કણુસલાં અને બીજાં (સાત) સુકાઈ ગએલાં (કણુસલાં). (આનો જવાબ આપ)






એટલે હું (જે લોકો પાસેથી આવ્યો છું. તે) લોકો પાસે પાછો જઈશ (તારો કહેલો સ્વપ્નાનો અર્થ તેમને સમજાવીશ) કે (એથી) કદાચ (તારો અહેવાલ) તેમને ખબર થાય. ૪૬. ('યૂસુફે') કહ્યું. (સ્વપ્નાનો અર્થ એ છે કે) તમે લોકો હમેશ મુજબ સાત વરસ ખેતરમાં બી બોયાં કરશો, પણ જે (ફસલ) કાપો તે તેના કણુસલામાંજ રહેવા દેજો; (એટલે અનાજ નીકળી સડી જાય નહિ.) પરંતુ જે થોડું તમે ખાવાના કામમાં લો (તેટલું તમારે કણુસલામાંથી કાઢવું પડશેજ.) ૪૭. આ પછી ઘણા સખત (દુકાળનાં) સાત (વરસ) આવશે એટલે જે કંઇ તમે (મારા કહ્યા પ્રમાણે) પહેલેથીજ આ (વરસો) માટે એકઠું કરી મુકયું હશે તે (સઘળું) તે ખાઇ જશે; પરંતુ જે થોડું તમે (બીઆં માટે) રાખી મુકશો (તેટલુંજ લોકોના ખાવામાંથી બચશે.) ૪૮. આ પછી એક વર્ષ એવું આવશે કે જેમાં (ખુબ વરસાદ પડી) લોકોને માટે વૃષ્ટિ થશે; અને (ખેતી ઉપરાંત) તે વરસમાં (દ્રાક્ષ પણ ખુબ લાગશે અને) લોકો (દારૂ માટે તેમાંથી રસ) પીલશે. ૪૯. (તાત્પર્ય, કે પ્યાલો પાનારાએ આ સઘળું બાદશાહને જઈ કહ્યું;) અને બાદશાહે હુકમ આપ્યો કે 'યૂસુફ'ને મારી હજુરમાં લાવી હાજર કરો. પછી જ્યારે (બાદશાહનો) હલકારો 'યૂસુફ' પાસે (આ હુકમ લઇ જઇ) પહોંચ્યો ત્યારે તેણે કહ્યું કે તું તારા ધણી પાસે પાછો જા અને તેને પુછ કે જે (સ્ત્રી)ઓએ (મને જોઇ) પોતપોતાના હાથ કાપી નાંખ્યા હતા તે સ્ત્રીઓની (ખરી) હકીકત શી છે? (તેણીઓ મારા પ્યારમાં પડી હતી કે હું તેમના પ્યારમાં પડયો હતો?) નિઃસંશય આ સ્ત્રીઓના કાવાદાવા મારો પાલનકર્તા સારી




પેઠે જાણે છે. ૫૦. (ટુંકમાં, બાદશાહે તે સ્ત્રીઓને બોલાવી) પુછયું કે જે વખતે તમે 'યૂસુફ' પાસે તે(ના શરીર)ની માગણી કરી તે વખતે તમારી શી સ્થિતિ (થઇ) હતી? તેઓએ કહ્યું, પરમેશ્વર (દોષથી) પવિત્ર છે! અમે 'યૂસુફ'માં કંઈ બુરાઈ જાણી નહિ. (આ ઉપરથી) 'અઝીઝ'ની સ્ત્રી કહેવા લાગી કે હવે (જે) સત્ય વાત (હતી તે સઘળાંને) જાહેર થઈ ગઇ છે. (ખરી હકીકત એ છે કે) મેંજ 'યૂસુફ' પાસે તે(ના શરીર)ની માંગણી કરી હતી; અને 'યૂસુફ' (જેણે પોતાનું નિર્દોષપણું જાહેર કર્યું તે) તદ્દનજ ખરૂં બોલનારામાંનો છે. ૫૧. (આ હકીકત કાસદે 'યૂસુફ'ને જઇ કહી ત્યારે 'યૂસુફ' બોલ્યો) આ (કયારની દબાઇ રહેલી વાત મેં) એટલા માટે (ઉઘાડી કરી છે) કે અઝીઝે મિસરને બરાબર ખબર થાય કે મેં તેની ગેરહાજરીમાં તેનો વિશ્વાસઘાત કર્યો નથી; અને (તેને) એ પણ (ખબર થાય) કે વિશ્વાસઘાત કરનારાનો પ્રપંચ પરમેશ્વર ચાલવા દેતો નથી. ૫૨.






# પવિત્ર કુરઆન.

## ભાગ ૧૩ મો.

### સૂરતો–યૂસુફ (ચાલુ.)



અને (ગમે તેમ) હું* પણ (મનુષ્ય છું,) મારા જીવને કહેતો નથી કે હું (દેવદૂત પ્રમાણે) નિર્દોષ છું. કારણ, (માનવી) જીવ (મનુષ્યને) દુષ્ટ વાસના માટે (નિત્ય) પ્રવૃત કર્યા કરે છે. પરંતુ મારો પાલનકર્તા જેના ઉપર દયા કરે (તેની વાત જુદી). નિઃસંશય મારો પાલનકર્તા ક્ષમાવાન (અને) દયાળુ છે. ૫૩. અને બાદશાહે ફરમાવ્યું કે 'યૂસુફ'ને મારી રૂબરૂ લાવી હાજર કરો; કે હું તને (અઝીઝની નોકરીમાંથી) મુક્ત કરી ખાસ મારા (કામ) માટે રાખી લઉં. પછી જ્યારે તેને 'યૂસુફ' સાથે વાત થઈ, ત્યારે (બાદશાહને 'યૂસુફ'ની યોગ્યતા દેખાઇ આવી અને તેણે તને) કહ્યું કે આજ(થી) તું અમારા દરબારમાં બહુમાન્ય તથા વિશ્વાસપાત્ર છે. ૫૪. ('યૂસુફે') અર્જ કરી કે (જો સરકારે મને આટલું બધું માન આપ્યું છે તો) મને મુલકી ખજાના ઉપર નિમવો. કારણ

---

* આ તથા એની પછીનાં વાકયના અર્થ માટે ભાષ્યકારોમાં મતભેદ છે. કેટલાકો કહે છે કે આ વાકયો હઝરત યૂસુફનાં હોવાં જોઇએ. બીજા કેટલાકો એમ પ્રતિપાદન કરે છે કે આવી દુષ્ટ વાસનાનો યૂસુફ સરખા પયગંબરના મનમાં વિચાર આવવો પણ સંભવિત નથી. અને કહે છે કે આ વાકયો અઝીઝની સ્ત્રી ઝુલેખાનાં હશે; કારણ તેણે બધો દોષ પોતા ઉપર લીધો અને યૂસુફને નિર્દોષ ઠરાવ્યો.









હું (ખજાનાની) સંભાળ સારી રીતે કરી શકું છું; (અને હિસાબ વગેરેમાં) ઘણો પ્રવીણ છું. ૫૫. (ટુંકમા, 'યૂસુફ'ને રાજ્યના ખજાનાનો અધિકારી નિમવામાં આવ્યો) અને આવી રીતે અમે 'યૂસુફ'ને (મિસર) દેશમાં સ્થાપ્યો. (એટલા માટે) કે તે ત્યાં જ્યાં ગમે ત્યાં રહે. અમે જેના ઉપર ઈચ્છીએ છીએ તેના ઉપર અમારી દયા કરીએ છીએ, અને સારાં કામો કરનારાઓનો બદલો અમે (આ લોકમાં પણ) ફોગટ જવા દેતા નથી. ૫૬. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને જેઓ (પરમેશ્વરથી) બ્હીતા રહ્યા તેઓને માટે પરલોકનો બદલો (એથી પણ વધારે) સારો છે. ૫૭. અને (કનાન'ના સઘળા જીલ્લાઓમાં દુકાળ* પડેલો હોવાથી) 'યૂસુફ'ના (સાવકા) ભાઈઓ (અનાજ ખરીદવા 'મિસર'માં) આવ્યા;

* યૂસુફે બાદશાહના સ્વપ્નાનું જે ભવિષ્ય કહ્યું હતું તેમજ થયું. અને આખા દેશમાં દુકાળ પડયો. મિસરમાં હઝરત યૂસુફે દુષ્કાળ માટે અનાજ વગેરે ભરી રાખ્યું હતું અને બાદશાહની તરફથી તેઓ પોતાના નોકરો મારફત તે વેચતા હતા. પરંતુ તેઓ લોકોને જરૂર હોય તે કરતાં વધારે અનાજ આપતા નહિ કે તેઓ ભરી રાખે અથવા વેપાર કરે. આ ખબર સઘળે ફેલાઈ ગઈ. એટલે યૂસુફના ભાઇઓને અનાજ ખરીદવા એમની પાસે આવવાની જરૂર પડી. તેમને કેટલા અનાજની જરૂર હતી તે જાણવા સારૂ યૂસુફે તેમને તેમનાં કુટુંબની હકીકત પુછી. એથી માલમ પડયું કે તેમનો એક બિન્યામીન નામનો સાવકો ભાઈ હતો અને તેઓ તેને ઘેર મુકી આવ્યા હતા. જાણી જોઈ અજાણ થઇ યૂસુફે તેમને પુછયું કે ભાઈનું નામ લઇ વધારે અનાજ તો લઈ જતા નથી? અને એ કારણે તેમને તાકીદ કરી કે હવે પાછા આવો ત્યારે તે ભાઇને પણ જરૂર સાથે લેતા આવજો.




અને અંદર 'યૂસુફ' પાસે ગયા અને 'યૂસુફ' તેમને (જોતાંજ) ઓળખ્યા; પણ તેઓએ તેને ઓળખ્યો નહિ. ૫૮. અને જ્યારે 'યૂસુફે' ભાઈઓનો (અનાજ વગેરે) સામાન (બંધાવી) તેમને માટે તૈયાર કરાવ્યો ત્યારે તેણે (તેઓને) કહ્યું કે (હવે આવો તો) તમે તમારા પિતા તરફથી તમારા (ઓરમાન) ભાઇ ('બિન્યામીન' જેને તમે ઘેર મુકી આવ્યા છો તે)ને મારી પાસે તેડી લાવજો; શું તમે જોતા નથી કે હું પુરેપુરૂં માપ આપું છું અને (વળી) સઘળામાં ઉત્તમ પરોણા ચાકરી કરનારો પણ છું. ૫૯. પણ જો તમે તેને મારી પાસે લઈ આવશો નહિ તો તમને મારે ત્યાં કંઇ માપ (મળશે) નહિ; અને (તેમ હોય તો) તમે મારી પાસે આવતા પણ નહિ. ૬૦. તેઓએ કહ્યું, અમે (જતાં વારજ) તેના બાપને તેને માટે સમજાવીશું અને ખરેખર અમે (તેને લાવવાની વ્યવસ્થા) જરૂર કરીશું. ૬૧. અને 'યૂસુફે' પોતાના ચાકરોને ફરમાવ્યું કે આ લોકોના પૈસા (જેને બદલે તેંઓએ અનાજ વેચાતું લીધું છે તે) તેઓનીજ ગુણોમાં મુકી દો કે જ્યારે એ લોકો પોતાના કુટુંબમાં પાછા જાય, ત્યારે તેઓ પોતાના પૈસા ઓળખે. કદાચ (લોભથી લલચાઇ), એ લોકો ફરીથી (અનાજ લેવા) આવે. ૬૨. પછી જ્યારે (એ લોકો) પોતાના પિતા પાસે પાછા ગયા ત્યારે તેઓ (તેને) કહેવા લાગ્યા, હે અમારા પિતા! (હવે પછી) અમને માપ આપવાની મનાઈ કરવામાં આવી છે, તો તું અમારા ભાઇ ('બિન્યામીન)ને પણ અમારી સાથે મોકલ કે અમે (ફરીથી અનાજનાં) માપ લાવીએ અને જરૂર અમે એની સંભાળ લઇશું. ૬૩. (બાપે) કહ્યું કે મેં અગાઉ જેવી






રીતે એના ભાઇ (યૂસુફ)ના સંબંધમાં તમારો વિશ્વાસ કર્યો હતો તેવીજ રીતે માત્ર એના સંબંધમાં પણ મારે તમારો વિશ્વાસ કરવોને? પણ પરમેશ્વર (એનો) ઉત્તમ સંરક્ષક છે અને તે (સઘળા) દયા કરનારાઓમાં અતિશય દયાળુ છે. ૬૪. અને જ્યારે આ લોકોએ પોતાનો સામાન ઉઘાડયો ત્યારે (તેઓએ) જોયું કે તેમના પૈસા પણ તેમને પાછા આપવામાં આવ્યા છે. (પૈસા જોઇને બાપને) કહેવા લાગ્યા કે, હે અમારા પિતા! (બીજું) અમારે શું જોઇએ? આ અમારા પૈસા સુદ્ધાં પણ અમને પાછા આપવામાં આવ્યા! (હવે અમને રજા આપ કે બિન્યામીન'ને અમે સાથે લઇ જઇશું) અને અમારાં કુટુંબ માટે અનાજ લાવીશું. અને અમે અમારા ભાઇ ('બિન્યામીન')ની સંભાળ લઈશું અને (તેના હિસ્સાનું) એક ઉંટ ભરી (અનાજનું) માપ વધારે લાવીશું. આ (અનાજનું) માપ (જે અમે આ વખતે લાવ્યા છીએ તે) ઘણું થોડું છે. ૬૫. (બાપે) કહ્યું, જ્યાં સુધી તમે પરમેશ્વરના સોગન ખાઇ મને પાકું વચન નહિ આપો કે તમે તેને જરૂર મારી પાસે (પાછો) લાવી હાજર કરશો-પણ એટલું કે તમે જાતેજ ઘેરાઈ જાઓ. (તો નાઇલાજ છો-એવાં વચન વિના) હું તો તને તમારી સાથે કદીજ મોકલનાર નથી. પછી જ્યારે તેઓએ બાપને પોતાનું પાકું વચન આપ્યું, ત્યારે બાપે કહ્યું કે જે આપણે (માંહો-માંહે) બોલીએ છીએ, તેનો સાક્ષી પરમેશ્વર છે. ૬૬. અને (બાપે તેઓને જતી વખતે) ઉપદેશ કર્યો કે, હે મારા પુત્રો! (જુઓ) એકજ દરવાજેથી દાખલ થતા નહિ (કે તમને કંઈ નજર લાગે), પણ જુદે જુદે દરવાજેથી દાખલ થજો. અને હું (આવી યુક્તિથી) પરમેશ્વરના હુકમને તમારા ઉપરથી જરા






પણ ટાળી શકતો નથી. હુકમ માત્ર પરમેશ્વરનોજ (ચાલે) છે. મેં તેના ઉપરજ ભરોસો રાખ્યો છે; અને સઘળા ભરોસો રાખનારાઓને જોઇએ કે તેઓએ તેના ઉપરજ ભરોસો રાખવો. ૬૭. અને જ્યારે આ લોકો તેમના પિતાએ તેમને જે આજ્ઞા આપી હતી તેના પ્રમાણે (મિસરમા) દાખલ થયા; ત્યારે આ (સૂચના) પરમેશ્વર આગળ તેમને કંઇપણ કામમાં આવી શકી નહિ. તે તો 'યાકૂબ'ના મનમાં એક આકાંક્ષા* હતી કે તે તેણે (પોતાની તરફથી એવી રીતે) પૂર્ણ કરી. અને એમાં સંશય નથી કે અમે 'યાકૂબ'ને શિક્ષણ આપ્યું હતું તેથી, તે ખરેખરજ એક જ્ઞાની હતો (પણ સઘળા તેવા હોતા નથી). પરંતુ ઘણા લોકો (આ ભેદ) જાણતા નથી. ૬૮. અને જ્યારે (આ લોકો ફરી) 'યૂસુફ' પાસે દાખલ થયા, ત્યારે 'યૂસુફે' પોતાના (સગા) ભાઇ (બિન્યામીન)ને પોતાની પાસે બેસાડયો; (અને ધીરેથી તેણે તેને) કહ્યું, હું તારો ભાઇ ('યૂસુફ') છું. એટલે જે (ખરાબ વર્તણુક આ લોકો તારી સાથે) ચલાવતા આવ્યા છે તેથી તું ખોટું લગાડતો નહિ. ૬૯. પછી જ્યારે ('યૂસુફે') ભાઇઓ માટે (અનાજ વગેરે) તેમનો સામાન તૈયાર કરાવ્યો, ત્યારે તેણે પોતાના

* આત્મ શુદ્ધિને જોરે હઝરત યાકૂબના મન ઉપર આ વાતનું પ્રતિબિંબ પડયું હતું. તેમને એવી બ્હીક લાગી હતી કે આ પ્રવાસમાંથી પણ તેમનો છોકરો પાછો આવે નહિ. તેથીજ બિન્યામીનને મોકલવા માટે તેમણે આનાકાની કરી હતી. તેમણે છોકરાઓને બધા સામટા એક દરવાજેથી દાખલ નહિ થવા જણાવ્યું હતું. પરંતુ પરમેશ્વર આગળ એ સૂચના કંઇજ કામ આવી નહિ. અને જે થનાર હતું તે થયું. એનું વર્ણન આગળ આવશે.




ભાઈ (બિન્યામીન)ની ગુણમાં (પોતાનું) પાણી પીવાનું પ્યાલુ મુકાવી દીધું. પછી (તેનીજ ઈશારત ઉપરથી) એક હાકલ પાડનારાએ હાકલ પાડી કે હે કાફલાવાળાઓ! ગમે તેમ પણ, તમેજ ચોર છો. ૭૦. એ લોકો હાકલ પાડનાર તરફ વળી પુછવા લાગ્યા કે (ભાઇ!) તમારૂં શું ખોવાઇ ગયું છે? ૭૧. તેઓએ કહ્યુ, બાદશાહનું પ્યાલું* અમને (કયાંયે) જડતું નથી. અને જે કોઇ તે લાવી હાજર કરશે તેને એક ઉંટભર (ધાન્ય ઇનામ મળશે); અને હું તે (ઇનામ) માટે જામીન છું. ૭૨. (આ સાંભળી તે લોકો) કહેવા લાગ્યા કે પરમેશ્વરના સોગન, તમે તો જાણોજ છો કે અમે (તમારા) મુલકમાં ફિસાદ કરવાના હેતુથી આવ્યા નથી; અને અમે (જાતના) ચોર પણ નથી. ૭૩. (પ્યાલાની શોધ કરનારા) બોલ્યા, (વારૂ) જો તમે જુઠા ઠરો તો ચોરની શું શિક્ષા? ૭૪. તેઓએ કહ્યું કે ચોરની શિક્ષા એ કે જેની ગુણમાં પ્યાલું મળે તે પોતેજ તેની શિક્ષા; (એટલે તે પ્યાલાના બદલામાં બાદશાહનો ગુલામ થાય). અમે (અમારે ત્યાં) જુલમગાર (એટલે ચોરો)ને એવીજ રીતે શાસન કરીએ છીએ. ૭૫. આખરે 'યૂસુફે' પોતાના ભાઇ('બિન્યામીન)ની કોથળી (તપાસવા) પહેલાં બીજા ભાઇઓની કોથળી(ની ઝડતી લેવાડવા)ની શરૂઆત કરી. બાદ (આખરે) પોતાના ભાઈ '(બિન્યામીન')ની કોથળીમાંથી

* જે પ્યાલામાં હઝરત યુસુફ પાણી પીતા હતા તેજ અનાજ માપવાનું માપ બનાવ્યું હતું કે દુકાળથી પીડાતા લોકોને મોટા આદરથી અનાજ આપવામાં આવે, અને યુસુફ પયગંબર અનાજ વહેંચવાનું કામ બાદશાહની તરફથી તથા તેને નામે પોતેજ કરતા હતા; એટલે તે પ્યાલાંને બાદશાહનું પ્યાલું કહેવામાં આવતું હતું.

પ્યાલું કહેડાવ્યું. આવી રીતે અમે 'યૂસુફ'ને યુક્તિ બતાવી. (નહિ તો 'મિસર'ના) બાદશાહના કાયદા અનવગ તે પોતાના ભાઈને પકડી રાખી શકતે નહિ; પણ પરમેશ્વરેજ ઇચ્છયું હોત તો (બીજી એકાદ યુક્તિ નીકળી આવત). અમે જેને ઇચ્છીએ છીએ તેના દરજ્જાઓ (સારી સારી યુક્તિઓથી) અમે વધારી દઇએ છીએ. અને (જગતમાં) દરેક જ્ઞાની કરતાં ચડીઆતો (બીજો) જ્ઞાની હોય છે. ૭૬. (જ્યારે 'બિન્યામીન'ની કોથળીમાંથી પ્યાલુ નીકળ્યું ત્યારે) ભાઇઓ કહેવા લાગ્યા કે જો એણે ચોરી કરી હોય તો (નવાઈ નથી; એની) પહેલાં એના (સગા) ભાઇ ('યૂસુફે') પણ ચોરી કરી છે. તે ઉપરથી 'યૂસુફે' (તેનો જવાબ આપવા ઈચ્છા કરી પણ) તે વાત પોતાના મનમાંજ છુપાવી રાખી અને તેઓને તે જાહેર થવા દીધી નહિ. (અને બોલ્યો ત્યારે એટલુંજ) બોલ્યો કે તમે (આના કરતાં પણ) ખરાબ અવસ્થામાં છો! અને તમે જે (તેના ભાઇની ચોરીનો) હેવાલ કહો છો તે પરમેશ્વર* સારી પેઠે

*હઝરત યૂસુફ પયગંબરને તેમની માસીએ ઉછેરી મોટા કર્યા હતા. ઉમરે પહોંચતા તેમના પિતા હઝરત યાકૂબે તેમને પોતાના કબજામાં લેવા ઇચ્છા કરી પણ તેમની માસીએ પોતાનો એક પટકો તેમની કમરે બાંધી તેમના ઉપર ચોરીનો આરોપ મૂકયો. અને એ કારણે તે સમયના ધર્મશાસ્ત્ર પ્રમાણે તેમને પોતાની પાસેથી જવા દીધા નહિ. કદાચ ભાઇઓએ આજ ચોરી માટે ઇશારો કર્યો હોય. અને હઝરત યૂસુફ કરતાં પણ તમે ખરાબ સ્થિતિમાં છો એમ જે હઝરત યૂસુફે કહ્યું તેનો અર્થ એમ દેખાય છે કે પોતે દોષમાંથી મુકત થવા માટે પોતાના ભાઇને ફસાવવો તથા મુશ્કેલીમાં લાવવો એ બેમુરવતપણું તથા વિશ્વાસઘાત છે. આથી ભાઈ પૂર્ણ રીતે દોષમાંથી છુટતો નહોતો એ સંભવિત છે કે તેમણે પોતેજ ચોરીથી પ્યાલુ બિન્યામીનની કોથ-






જાણે છે. ૭૭. (આ ઉપરથી આ લોકો) કહેવા લાગ્યા કે હે અઝીઝ!* આ (બિન્યામીન)નો બાપ ઘણોજ વૃદ્ધ (માણસ) છે, (અને તેનો એના ઉપર ભારે પ્રેમ છે) તો તું (કૃપા કરી) એની જગોએ અમારામાંથી (ગમે તે) એક જણને પકડી રાખ; અમને તું ખરેખર ઘણો પરોપકારી (સરદાર) દેખાય છે. ૭૮. 'યૂસુફે' કહ્યું, પરમેશ્વર (એવાં કામથી) બચાવો કે જેની પાસેથી અમને અમારો સામાન મળ્યો છે તેને છોડી અમે કોઇ ભળતાજ (માણસ)ને પકડી લઇએ. એમ કરીએ તો અમે (મોટા) જુલમગાર ઠરીએ. ૭૯. પછી જ્યારે (આ લોકો) 'યૂસુફ' તરફથી નિરાશ થઇ ગયા (કે આ માનવાનો નથી); ત્યારે તેઓ ખાનગી વિચાર કરવા માટે દૂર જઇ બેઠા. (આખરે) સઘળાઓમાં જે મોટો હતો તેણે કહ્યું. (હે બાંધવો!) શું તમે જાણતા નથી કે આપણા પિતાએ ('બિન્યામીન' માટે) પરમેશ્વરના સોગન લઈ આપણી પાસેથી પાકું વચન લીધું છે; અને (આ) અગાઉ 'યૂસુફ'ના સંબંધમાં તમારી તરફથી એક ભૂલ થઇ ગઈ છે. તો (બાંધવો!) જ્યાં સુધી મને મારો પિતા પરવાનગી (નહિ) આપે અગર (જ્યાં સુધી)

---

ણીમાં ઘાલી દીધું હોય. એની આ એક ચોરી અહીં પકડાઈ તથા બીજી ચોરીની પોતેજ બાતમી આપે છે. આ ઉપરથી એમ દેખાય છે કે એ લોકો જાતનાજ ચોર છે અને પોતેજ પોતાના કુટુંબને બદનામ કરે છે.

* પાછળ કહ્યા પ્રમાણે અઝીઝ એક ખિતાબ હતો. તે અહીં હઝરત યૂસુફને આપવામાં આવ્યો છે. કારણ કે ઇતફિરની પછી એ જગાએ એમનીજ નિમણુક થઇ હતી. તેથીજ હઝરત યૂસુફને અહીં અઝીઝ કહેવામાં આવે છે.




પરમેશ્વર મારે માટે (બીજો કંઇ) હુકમ (નહિ) કરે; ત્યાં સુધી હું આ જમીન ઉપરથી કદી પણ ખસવાનો નથી. અને પરમેશ્વર (સઘળાઓમાં) સૌથી સારો હુકમ કરનાર છે. ૮૦. (ભાઇઓ) તમે (સઘળા) તમારા પિતા પાસે પાછા જાઓ અને (તેને જઇને) કહો કે હે અમારા પિતા! તારા પુત્રે (બિન્યામીને) ચોરી કરી છે. અને અમે જે જાણીએ છીએ તેટલાજ પુરતી માત્ર સાક્ષી પુરીએ છીએ. અને (અમે બિન્યામીનને સંભાળવાનું બીડું ઝડપ્યું હતું તે માટે) અમે કંઈ ગેબી વાતની સંભાળ રાખતા નહોતા (કે એ ચોરી કરશે)! ૮૧. અને જે શહેરમાં અમે હતા, તે શહેર (એટલે 'મિસર'ના લોકો) તરફથી તું તપાસ કર; અને (તેમજ) જે કાફલામાં અમે અહીં આવ્યા છીએ તેમાં પણ (તપાસ કર). અને અમે બિલકુલ ખરૂં કહીએ છીએ. ૮૨. (જ્યારે આ ભાઇઓએ જઈ 'યાકૂબ' ને આ પ્રમાણે કહ્યું ત્યારે) તે બોલ્યો (કે 'બિન્યામીને' ચોરી કરીજ નથી,) પણ તમે તમારા મનમાંથી એક વાત બનાવી લાવ્યા છો. પણ (હશે,) સબુરી ઉત્તમ છે. (મને) એવી આશા છે કે પરમેશ્વર( મારા) આ સઘળા છોકરાઓને મારી પાસે લાવી હાજર કરશે. કારણ કે, તે (સઘળી હકીકત) જાણનાર (અને) બુદ્ધિવાન છે. ૮૩. અને 'યાકૂબ' છોકરાઓની પાસેથી (ઉઠી) આઘો જઇ બેઠો અને ('યૂસુફ'નું સ્મરણ કરી) કહેવા લાગ્યો, હાય હાય! 'યૂસુફ' માટે આ (કેટલું બધું) દુઃખ! અને (જો કે તેણે મન દૃઢ કર્યું હતું તોપણ) દુઃખથી તેની બન્ને આંખ સફેદ (ફીક્કી) પડી ગઈ હતી; અને તે (મનમાંને) મનમાંજ દાબી રાખતો હતો. ૮૪. (બાપની આ સ્થિતિ જોઇ છોકરાઓ

કહેવા લાગ્યા, પરમેશ્વરના સોગન, તું હમેશાં 'યૂસુફ'ના સ્મરણમાં મચ્યો રહેશે; એટલે સુધી કે (ઝુરી ઝુરીને) સખત આજારી પડશે અથવા તદ્દન નાશજ પામશે. ૮૫. (યાકૂબે) ઉત્તર આપ્યો (કે હું તમને કંઇ કહેતોજ નથી;) હું મારા ન ખમાય એવા ક્લેશ તથા મારા દુઃખ માટે પરમેશ્વર આગળજ ફરીયાદ કરૂં છું. અને પરમેશ્વર તરફથી જે વાતની તમને ખબર નથી તેની મને ખબર છે. ૮૬. હે મારા પુત્રો! (વળી પાછા એક વખત 'મિસર') જાઓ, અને 'યૂસુફ' તથા તેના ભાઈનો પત્તો કહાડો. અને પરમેશ્વરની દયાથી નિરાશ થતા નહિ. કારણ જે લોકો નાસ્તિક છે તેઓજ માત્ર પરમેશ્વરની દયાથી નિરાશ થાય છે. ૮૭. (મતલબ કે, એઓમાંના કેટલાક પાછા 'મિસર' ગયા. પછી જ્યારે (એ લોકો ત્રીજી વખત) 'યૂસુફ' પાસે પહોંચ્યા ત્યારે તેઓ (આજીજી કરી) કહેવા લાગ્યા, હે અઝીઝ! અમને તથા અમારાં કુટુંબને (દુકાળને લીધે ભારે) તકલીફ પોહોંચે છે; અને અમે થોડું નાણું પણ લઇ આવ્યા છીએ; તો તું અમને પુરેપુરૂં માપ અપાવ. અને (તે પણ કિમતના પ્રમાણમાં નહિ, પણ) તું અમને ધર્મદાન કર; કારણ, પરમેશ્વર ધર્મદાન કરનારાઓને (સારો) બદલો આપે છે. ૮૮. (હવે 'યૂસુફ'થી પણ રહેવાયું નહિ એટલે) તે કહેવા લાગ્યો કે જ્યારે તમે અજ્ઞાનપણા ઉપર ઉતર્યા હતા, તો તમે 'યૂસુફ' તથા તેના ભાઇ સાથે જે જે કર્યું હતું તેની તમને કંઈ ખબર પણ છે કે? ૮૯. (આ બોલોથી ભાઇઓ જાગૃત થયા અને) તેઓ કહેવા લાગ્યા, શું ખરેખર તુંજ 'યૂસુફ' છે? 'યૂસુફે' કહ્યું; (હા!) હુંજ 'યૂસુફ' છું. અને આ

('બિન્યામીન') મારોજ ભાઈ છે, અમારા ઉપર પરમેશ્વરે મોટી કૃપા કરી છે, નિ:સંશય જે (પરમેશ્વરથી) બ્હીએ છે અને (સંકટ આવતાં મુંગો રહી) સહન કરે છે (તેવા) સારાં કામો કરનારાઓનો બદલો પરમેશ્વર વ્યર્થ જવા દેતો નથી. ૯૦. તેઓ બોલ્યા, પરમેશ્વરના સોગન, કંઇ પણ શક નથી કે પરમેશ્વરે તને અમારા કરતાં શ્રેષ્ઠ બનાવ્યો છે; અને ખરેખર અમેજ તકસીરવાર હતા. ૯૧. 'યૂસુફે' કહ્યું. આજે તમારી ઉપર કંઇપણ દોષ નથી; (મેં ક્ષમા કરી છે અને) પરમેશ્વર પણ તમારો અપરાધ ક્ષમા કરશે; અને તે સઘળા દયા કરનારાઓમાં અતિ દયાળુ છે. ૯૨. (તમારા કહેવાથી ખબર થઈ છે કે પિતાજીની આંખો નિસ્તેજ થઇ છે તો) આ મારૂં બદન લઇ જાઓ અને તે મારા પિતાના મ્હોડા ઉપર નાંખી દો; એટલે તે દેખતો થઇ જશે. અને તમારા આખા કુટુંબને મારી પાસે લઈ આવો. ૯૩. અને કાફલો ('મિસર'થી) ઉપડી ગયો હતો કે તેમના પિતા ('યાકૂબે') કહ્યું, જો તમે મને ઘરડો નહિ ગણી કહાડો તો (હું એક વાત કહું છું કે) મને ખચિત 'યૂસુફ'નો સુવાસ જણાઇ આવે છે. ૯૪. ત્યારે (જે છોકરાઓ 'યાકૂબ' પાસે રહ્યા હતા) તેઓ કહેવા લાગ્યા, કે પરમેશ્વરના સોગન તું તો તારા અસલનાજ (પેલા) ભ્રમમાં (પડયો) છે. ૯૫. પછી જયારે ('યૂસુફ'ના સુરક્ષિતપણાના) શુભ સમાચાર લાવનારો ('યાકૂબ' પાસે) આવી પહોંચ્યો, ત્યારે તેણે (આવતાંજ 'યૂસુફ'નું) પ્હેરણ 'યાકૂબ'ના મ્હોડા ઉપર નાંખી દીધું એટલે તરતજ તે (આગળની માફક) ફરીથી દેખતો થયો. (હવે યાકૂબ છોકરાઓને) કહેવા લાગ્યો, શું હું તમને કહેતો નહોતો કે તમને જે (વાત) ખબર નથી તે મને પરમેશ્વર

તરફથી ખબર પડે છે? ૯૬. તેઓએ કહ્યુ, હે અમારા પિતા! (પરમેશ્વર પાસે) અમારે માટે અમારા અપરાધની ક્ષમા માગ. નિઃસંશય અમેજ ગુન્હેગાર હતા. ૯૭. ('યાકૂબે') જવાબ આપ્યો કે હું મારા પાલનકર્તા આગળ (મુદ્દામ) એક વખતે તમારા (અપરાધની) ક્ષમા માટે પ્રાર્થના કરીશ. નિઃશંશય તેજ ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૯૮. પછી જ્યારે (એ લોક આખરે) 'યૂસુફ' પાસે ગયા, ત્યારે 'યૂસુફે' પોતાના માતાપિતાને (માનથી) પોતાની પાસે જગા આપી; અને (સઘળાને ઉદ્દેશી*) કહ્યું કે 'મિસર' (શહેર)માં દાખલ થાઓ; (અને) પરમેશ્વરની ઇચ્છા હશે તો તમે (સઘળા) વિના હરકતે (ચેનમાં) રહેશો. ૯૯. અને ('મિસર'ના રીત રિવાજ પ્રમાણે 'યૂસુફે') પોતાનાં માતાપિતાને ઉંચે સિંહાસન ઉપર બેસાડયાં અને સઘળા (તે સમયના રિવાજ પ્રમાણે 'યૂસુફ'ને માન આપવા) તેની આગળ સાષ્ટાંગ નમસ્કાર કરવા ઉંધે માથે પડયા. અને 'યૂસુફે' (પોતાનું સ્વપ્ન યાદ કરી પોતાના પિતાને) અરજ કરી; હે મારા પિતા! મેં અગાઉ જે સ્વપ્ન જોયું હતું તે મારા સ્વપ્નાનો આ અર્થ છે. મારા પાલનકર્તાએ (આજે) તે (સ્વપ્નુ) ખરૂં કરી બતાવ્યું. અને (આ સિવાય) તેણે મારા ઉપર (બીજા પણ મોટા મોટા) ઉપકાર કર્યા છે; કે (કોઈની પણ દરમ્યાનગીરી વિના) તેણે મને બંદીખાનામાંથી કહાડયો. અને (જો કે)શેતાને મારી તથા મારા ભાઇઓ

* જુદા જુદા ભાષ્યો એટલે ટીકામાં લખેલું છે કે હઝરત યૂસુફે પોતાના માબાપના આવવાની ખબર જાણી શહેર બહાર આવી સ્વાગત કર્યું. તે જગાએ સઘળાને વિશ્રાંતિ લેવા માટે તબુ ઠોકાવ્યા અને ત્યાંજ સઘળા મળ્યા. આ વાત તેજ વખતની છે.

વચ્ચે વિરોધ પાડયો હતો તેમ છતાં પણ બહારથી જંગલમાંથી) આણી તેણે તમો સઘળાને મેળવ્યા. નિઃસંશય મારો પાલનકર્તા જે કંઈ ઇચ્છે છે તે (ઘણી) સુક્ષ્મ રીતે કરી નાંખે છે. કારણ કે તે (દરેક વાત) જાણનાર (તથા) બુદ્ધિમાન છે. ૧૦૦. (આ બનાવ પછી 'યૂસુફ'નું મન દુનીયા ઉપરથી ઉઠી ગયું અને તેને પરમેશ્વરને મળવાની પ્રબળ હોંસ થઇ ત્યારે તેણે પ્રાર્થના* કરી કે) હે મારા પાલનકર્તા! તેં મને (પોતાની કૃપાથી) રાજ્યમાંથી (હિસ્સો) આપ્યો છે અને તેં મને (સ્વપ્નની) વાતોનો અર્થ કરવા શિખવ્યું છે. હે આકાશો અને પૃથ્વીના પેદા કરનાર! ઇહલોક તથા પરલોક એ (બન્ને)માં તુંજ મારો મુરબ્બી છે. (તો હવે) મને મુસલમાન-આજ્ઞાધારક રાખી (જગતમાંથી) ઉંચકી લે અને મને (તારા) સદાચરણી સેવકોમાં (લઇ જઇ) સામેલ કર. ૧૦૧. (હે પયગંબર!) આ કેટલીક ગેબી વાતો છે કે જે અમે તને પ્રકટીકરણ મારફત જણાવીએ છીએ; (અને એ તારી સત્યતાનું પ્રમાણ છે.) નહિ તો જે વખતે 'યૂસુફ'ના ભાઇઓએ પોતાનો એક વિચાર કરી મુકયો હતો કે 'યૂસુફ'ને કુંવામાં નાંખી દેવો) અને તેઓ (તેનો ઘાત કરવા) યુક્તિઓ લડાવતા હતા; ત્યારે તું તેમની પાસે હાજર નહોતો. (કે એ વાત તને આપોઆપ માહિત થઇ જાય!) ૧૦૨. એમ હોવા છતાં તું ગમે તેટલી આતુરતાથી ઇચ્છા કરે તોપણ, ઘણા લોકો વિશ્વાસ રાખવાનાજ નથી. ૧૦૩. અને (ખરૂં જોતાં,) આદેશ પહોંચાડવા માટે તું તેમની પાસેથી કંઈ બદલો

* હઝરત યુસુફની આ પ્રાર્થના તેમની પયગમ્બરીના પુરાવાને માટે બસ છે.






પણ માંગતો નથી. (અને) કુરઆન (જે તું તેમને વાંચી સંભળાવે છે તે) આખી દુનીયાના લોકો માટે (સર્વ રીતે) માત્ર એક બોધજ (બોધ) છે. (અને તે પણ વગર પૈસાનો). ૧૦૪ અને આકાશો તથા પૃથ્વીમાં (પરમેશ્વરનાં સામર્થ્યની એવી) કેટલી બધી નિશાનીઓ છે કે જેની પાસે થઇને લોકો જતા આવતા રહે છે; છતાં તેઓ તેની (કંઇ) દરકાર રાખતા નથી. ૧૦૫. અને ઘણાખરા લોકોની સ્થિતિ એવી છે કે તેઓ પરમેશ્વરને પણ માને છે અને (બીજાઓને તેના) ભાગીદાર પણ બનાવે છે. ૧૦૬. તો શું લોકો આથી નિશ્ચિત થઈ ગયા છે કે તેમના ઉપર પરમેશ્વરની શિક્ષાની એકાદ આપત્તિ આવી પડશે કે તે (સઘળાઓને એક સરખી રીતે) ઘેરી લેશે; અથવા તેમને માટે એકાએક (કયામતનો) સમય આવી પહોંચશે; અને (આની) તેઓને સમજણ પણ પડવાની નથી? ૧૦૭. (હે પયગંબર! આ લોકોને) કહે, મારો માર્ગ તો આ છે કે હું (સઘળાને) પરમેશ્વર તરફ બોલવું છું અને હું તથા જે લોકો મને અનુસરી ચાલે છે તે (અમે સઘળા ધર્મના એક) સ્પષ્ટ સિદ્ધાંત ઉપર (દૃઢ) છીએ. અને પરમેશ્વર પરમ પવિત્ર છે અને હું (કોઇને તેનો) ભાગીદાર માનનારામાંનો* નથી. ૧૦૮ અને (હે પયગંબર!)

* 'શિર્ક' એટલે કોઇને પણ પરમેશ્વરના કોઈપણ કામમાં ભાગીદાર માનવો અથવા તેને પરમેશ્વરના સમાગમમાં આવનાર અથવા પરમેશ્વર તુલ્ય ગણવો એ ઘણુંજ અનિષ્ટ છે. આ વાતથી ઘણા થોડાજ લોકો બચી ગએલા છે. મુસલમાનોનું એ કર્તવ્ય છે કે પોતાનો ઇસ્લામ ધર્મ પોતાને આબાબત જે કોશીશ કરવા કહે છે તે વિષે માત્ર જ્ઞાનગર્વ નહિ રાખતાં હમેશાં તેઓએ આ 'શિર્ક'થી દૂર રહેવા યત્ન કરવો અને એ હેતુથી પરમેશ્વર પાસે પ્રાર્થના પણ




અમે તારી અગાઉ શહેરોના લોકોમાંથી પુરૂષોનેજ (પયગંબર કરી) મોકલ્યા હતા અને અમે તેમની તરફ સંદેશો મોકલતા હતા. તો શું (એ લોકો) મુલકમાં (કોઇ ઠેકાણે) હર્યા ફર્યા નહિ કે તેઓ (પોતાની નજરે) જોઇ લેતે કે જે લોકો એમની અગાઉ થઇ ગયા હતા (અને જેઓએ પયગંબરને પાખંડી કહ્યા હતા) તેઓનો અંત કેવો આવ્યો? અને ખરેખર જે લોકો (પરમેશ્વરથી) બ્હીને ચાલે છે તેઓને સારૂ પરલોકનું ઘર (આ લોકના ક્ષણભંગુર ઘર કરતાં ઘણુંજ) ઉત્તમ છે. તો (લોકો!) શું તમે (એટલી વાત પણ) સમજતા નથી? ૧૦૯. (પ્રાચીનકાળના લોકો પણ પયગંબરોને

---

કરતા રહેવી. કારણ એકાદ સારી બાબતનું જ્ઞાન ઉપયોગમાં આવે તોજ તે જ્ઞાન કામનું. પરમેશ્વર સિવાય કોઇને પણ–કોઇને પણ આ શબ્દમાં દેવદૂત ઋષિ, મુનિ, પીર, પયગંબર, જીવતા કે મરી ગએલા સત્પુરૂષ; આકાશમંડળ તથા તેમાંના ચંદ્ર, સૂર્ય તથા નક્ષત્રો; અને મહાભૂતો, પાણી, પૃથ્વી, વાયુ તથા અગ્નિ વગેરે સર્વ સૃષ્ટિનો કોઇપણ અપવાદ સિવાય સમાવેશ થાય છે–પછી તે વસ્તુ હોય કે મનુષ્ય તેને કોઈપણ સ્થિતિમાં સર્વસત્તા–ધારી અથવા કોઇપણ વાતનું આદીકારણ સમજવું એ શિર્ક છે. પરમેશ્વરે આ જગતની રચના કાર્યકારણના ન્યાય ઉપર કરી છે એટલે માણસ ફસાઇ જાય છે; થઇ ગએલી વાતને થવાની વાતનું આદિકારણ ગણે છે. કિવનિન જવર–નાશક છે એમ સમજવું એટલે કિવનિનમાં તાવ કહાડવાની શક્તિ છે તેથી તે તાવ હટાવવા માટે આદિકારણ છે એમ સમજવું એ પણ 'શિર્ક' છે, કિવનિનમાં એ શક્તિ નથી પણ પરમેશ્વરે તેમાં આં જવરનાશક ગુણ મુકયો છે. તાવ કહાડવો એ ખરૂં જોતાં પરમેશ્વરના હુકમથી થાય છે; નહિ કે કિવનિનથી. પરંતુ આ ઘણો

પાખંડી કહેતા હતા;) એટલે લગી કે જ્યારે પયગંબર લોકો નિરાશ થઇ ગયા અને (માનવી પ્રવૃત્તિ પ્રમાણે) તેઓને એવી કલ્પના આવી કે (કોઈ પણ કારણને લીધે કોઇ જગાએ) આપણે જુઠા તો ઠરાવવામાં આવ્યા (નથી); ત્યારે (એવી વખતે) અમારી મદદ તેમને આવી પોહોંચી; (અને પ્રતિજ્ઞા પૂર્વક શિક્ષા પણ થઈ). અમે જેને માટે ઇચ્છા કરી તે બચાવવામાં આવ્યો. અને ગુન્હેગાર લોકો(નાં માથાં) ઉપ-રથી અમારી શિક્ષા (કોઇ પણ પ્રકારે) ટળી શકતી નથી. ૧૧૦ (એમાં) શંકા નથી કે બુદ્ધિવાનો માટે આ લોકોના વૃતાંતમાં એક (મોટો) ધડો છે. આ (કુરઆન) એકાદ (નવી) રચી કહાડેલી વાત નથી; જે (દિવ્ય પુસ્તકો) એના (પ્રકટીકરણ)

---

બારીક ભેદ છે: અને તે તરફજ દરેક માણસનું લક્ષ રહેતું નથી. એથી કરીનેજ પરમેશ્વરના હજારો લાખો સેવકો 'શિર્ક' કરે છે. દાખલા તરીકે મૂર્તિપૂજક, આગ્ન ઉપાસક, ગુરૂપૂજક, કબર અથવા સ્મારકની પૂજા કરનારા, તાબૂતની પૂજા કરનારા, સૂર્યની ઉપાસના કરનારા વગેરે. આવી જાતના 'શિર્કને' શિર્કે જલી–ખુલ્લો શિર્ક કહેવામાં આવે છે. અને એનાથી અજ્ઞાની મુસલમાનો તો નહિ; પણ ખાસ ખાસ સમજુ મુસલમાનો દૂર રહે છે. પરંતુ 'શિર્ક'નો બીજો પ્રકાર 'શિર્કે ખફી' છે. જે સર્વકાળ પરમેશ્વરનું ધ્યાન ધરે છે અને જે તેના ઉપરજ ભરોસો રાખે છે તેજ આનાથી દૂર રહે છે. એવા લોકો ઘણાજ થોડા છે. હઝરત પયગંબર સાહેબ 'શિર્કેખફી'નો એક દાખલો એવો આપે છે કે જેવી રીતે અંધારી રાતે સપાટ પથ્થર ઉપર મુગી ચાલે છે અને તેનું ચાલવું દેખાતું તેમજ સંભળાતું નથી; તેવીજ રીતે એ શિર્કની સમજ નહિ પડતા મનુષ્યના મનમાં તે પ્રવેશ કરે છે.

**અગાઉ (ઉપલબ્ધ) હતાં તેની તે સત્યતા* સાબીત કરે છે. અને એમાં જે લોકો વિશ્વાસ રાખે છે તેમને માટે દરેક વાતની તપસીલ તથા સદ્‌બોધ તથા દયા છે. ૧૧૧.**

---

* કુરઆનમાં આવો મજકુર પુષ્કળ જગાએ આવે છે. અગાઉનાં પુસ્તકો એટલે તૌરાત—જુના કરાર તથા ઈન્જીલ—નવા કરાર વગેરેની સત્યતા એટલે એકંદર રીતે તાત્વિક દૃષ્ટિની સત્યતા પુરવાર કરવી એ ઉદ્દેશ છે. દાખલા તરીકે, હઝરત મુસા ઈશ્વરે મોકલેલા પયગંબર છે; અને જેમ કુરઆન ઈશ્વરવાણી છે તેવી રીતેજ તૌરાત પણ ઈશ્વરવાણી છે. માત્ર એટલીજ વાતથી એ આવશ્યક થતું નથી કે આપણે મુસલમાનોએ કુરઆનના હુકમ પ્રમાણે અગાઉનાં પુસ્તકોને, હમણાં તેઓ જે સ્થિતિમાં ઉપલબ્ધ છે તેવાંજ અથ:થી ઈતિ સુધી કંઈપણ ઓછુંવતું કર્યા વિના તેમને શુદ્ધ અને સુરક્ષિત માનવાં. કુરઆનમાં જ્યાં જ્યાં પ્રાચીન પુસ્તકની સત્યતા સાબીત થાય છે ત્યાં ત્યાં જે લોકોને પુસ્તકો આપવામાં આવ્યાં છે તેઓને તેમાં ફેરફાર અથવા ઉથલપાથલ કરવા માટે ઠપકો પણ આપવામાં આવ્યો છે તથાપિ જેવી સંક્ષિપ્ત રીતે તેની સત્યતા ઠરે છે તેવીજ સંક્ષિપ્ત રીતે મુસલમાનોએ તે માટે આદરબુદ્ધિ રાખવી એ ઉચિત છે.



# અધ્યાય ૧૩ મો.

## સૂરતુ—ર્રઅદ.





આ અધ્યાય મક્કામાં પ્રકટ થયો હતો. એમાં ૪૩ મહાવાક્યો છે. એનું નામ સૂરતુ—ર્રઅદ એટલે મેઘગર્જનાનું પ્રકરણ એમ પડવાનું કારણ એ કે એમાં મેઘગર્જના અને વિદ્યુલતાનું વિવેચન છે. બીજું કારણ એ કે મેઘગર્જના અને વિજળી નજદીક આવતા વરસાદનાં આશાજનક ચિન્હ હોઇ એમાં સખત નિરાશા થવાનો પણ સંભવ હોય છે. દાખલા તરીકે કોઇ વખતે વરસાદ પડે છે અને પાક સારો ઉતરે છે; અને કેટલીકવાર ગર્જના સાથે ભારે વરસાદ પડવાથી લોકોનું અનેક પ્રકારે નુકસાન થાય છે; અને દુકાળની પણ બ્હીક રહે છે આ સઘળું ઇશ્વરી ઇચ્છાપર આધાર રાખે છે. એથી માણસે કંઇપિણ વસ્તુને ભારે મહત્વ નહિ આપતાં પરમેશ્વર ઉપરજ વિશ્વાસ મુકવો અને તે પરમ પવિત્ર તથા પરમ સમર્થ એવા જગદીશ્વરની આજ્ઞા તથા મરજીને આધીન રહેવું. એનુંજ ઇસ્લામ નામ છે અને એમાંજ મનુષ્ય જન્મનું સાર્થકય છે.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું).



અલેફ. લામ. મીમ.રા. (અ. લ. મ. ર. હે પયગંબર!) આ, પુસ્તક (એટલે કુરઆન)નાં (કંઇ) મહાવાકયો છે. અને તારા પાલનકર્તા તરફથી જે કંઈ તને મોકલવામાં આવ્યું છે તે (સર્વ રીતે) સત્ય છે. પરંતુ ઘણા લોકો વિશ્વાસ રાખતા નથી. ૧. પરમેશ્વર એવો (પરમસમર્થ) છે કે જેણે આકાશોને






કંઈ પણ આધાર વિના ઉંચે ઉભું કર્યું, જે તમે (લોકો) જુઓ છો. બાદ તે મહા સિંહાસન ઉપર બીરાજમાન થયો. અને તેણે સૂર્ય તથા ચંદ્ર નિયંત્રિત કર્યાં કે દરેક, નિયમિત વખત સુધી (પોતાના આકાશી માર્ગમાં) ચાલ્યો જાય છે. તેજ (આખાં જગતનાં) કામકાજની વ્યવસ્થા કરે છે; (અને પોતાનાં સામર્થ્યની) નિશાનીઓ તપસીલવાર વર્ણવે છે; કે (એ રીતે) કદાચ તમો લોકોને તમારા પાલનકર્તાને મળવા* ઉપર પાકો વિશ્વાસ થાય. ૨. અને તેજ (એવો પરમ સમર્થ) છે કે જેણે પૃથ્વીનો વિસ્તાર† કર્યો અને તેમાં (મોટા મોટા) અચલ (પર્વતો) તથા નદીઓ બનાવી દીધી; અને (તેવીજ રીતે) તેમાં દરેક જાતનાં ફળ ફળાદીની બબે જાત નિર્માણ કરી (દાખલા તરીકે મીઠી તથા ખાટી; અને તેજ) રાતને દિવસનું ઢાંકણ બનાવે છે. નિઃસંશય જે લોકો વિચાર કરે છે તેમને માટે આ વાતમાં (ઈશ્વર સામર્થ્યની ઘણી) નિશાનીઓ છે. ૩. અને પૃથ્વી ઉપર એક બીજાને લાગી રહેલા નજીક નજીક(અનેક) પ્રદેશો છે, અને દ્રાક્ષની વાડીઓ તથા ખેતર તથા ખજુરીનાં

* મળવાનો અર્થ એવો લેવાનો છે કે કયામતનો દિવસ આવવો તથા મુએલાંઓને ફરીથી સજીવન કરવામાં આવવાં તથા કર્મનો હિસાબ તપાસ્યા પછી ઇનામ તથા શાસન આપવાં.

† બુદ્ધિ તથા શાસ્ત્રીય જ્ઞાન પ્રમાણે પૃથ્વી ગોલ કે વર્તુળાકાર છે એ સંપૂર્ણ રીતે સાબીત થઇ ગયું છે, તે પૃથ્વી વિસ્તીર્ણ હોવાની વિરૂદ્ધ જાય છે એમ નથી. પૃથ્વીનો વિસ્તાર સઘળાને જણાય છે. કુરઆનના ઉદ્દેશ માટે એટલુંજ બસ છે. મૂળ મતલબ એ છે કે લોકોએ સૃષ્ટિનું અવલોકન કરી સૃષ્ટિકર્તા વિષે જ્ઞાન મેળવવું અને તેને પૂર્ણ રીતે ઓળખી પોતાનાં અંતઃકરણમાં તેને માટે પ્રેમ રાખવો.




ઝાડો પણ; (અને તેમાં કેટલાંકને મૂળમાંથી) અનેક શાખા હોય છે અને (કેટલાંકને) અનેક શાખા હોતી નથી; ખરૂં જોતાં, આ બધાંને એકજ પાણી આપવામાં આવે છે; અને (તેમ છતાં) અમે કેટલાંકને બીજાં કરતાં ફળની બાબતમાં શ્રેષ્ઠતા આપીએ છીએ. નિઃસંશય જે લોકો બુદ્ધિથી કામ લે છે તેઓ માટે આ વાતમાં (ઈશ્વર સામર્થ્યની ઘણી) નિશાનીઓ છે. ૪. અને (હે પયગંબર!) જો તને (જગતમાં કોઈ વાત વિષે) આશ્ચર્ય લાગે, તો નાસ્તિકોનું (આવું) બોલવું આશ્ચર્યકારકજ છે કે જ્યારે અમે (ગળાઇ) માટી થઇ જઇશું, ત્યારે શું અમારે (ફરીથી) નવા જન્મમાં* આવવાનું છે? આજ લોકો (એવા) છે કે જેમણે પોતાના પાલનકર્તા(ના સામર્થ્ય)ને માન્યું નહિ; અને આજ લોકો છે કે જેમના ગળામાં (કયામતને દિવસે) સાંકળ પડેલી હશે. એજ લોકો નરકવાસી છે; અને તેઓ હમેશાં નરકમાંજ રહેશે. ૫. અને (હે પયગંબર!) ભલાઈની પહેલાંજ આ લોકો તારી પાસેથી બુરાઇની ઉતાવળ કરે છે. અને ખરી રીતે આની અગાઉ (એવી હકીકત પણ બની છે કે જે) કહેવતાં† (રૂપે) ચાલી આવે છે. અને (હે પયગંબર! એમાં)

* નવો જન્મ એટલે નવી અવસ્થા અથવા કયામતને દિવસે ફરીથી સજીવન થવું; એવો મજકુર કુરઆનમાં અનેક જગાએ આવે છે. સાંકળ એટલે તેની ભૂલો તથા દુરાગ્રહ.

† મતલબ કે પયગંબર સાહેબની પયગંબરીના બે ભાગ છે. એક, વિશ્વાસુઓને આ લોક તથા પરલોકનાં ફળની આશા આપવી અને બીજો નાસ્તિકોને આ લોક તથા પરલોકની શિક્ષાથી બ્હીવડાવવા; એથી નાસ્તિકોએ વિશ્વાસ રાખી આ લોક તથા પરલોકના ફાયદાની ઉમેદ રાખવી જોઇએ. પણ તેમની મતિ એવી ફરી ગએલી






શંકા નથી કે તારો પાલનકર્તા, લોકોને (માટે) તેમનાં તોફાનીપણાં છતાં પણ ક્ષમાકર્તા છે; અને (એમાં પણ) શંકા નથી કે તારો પાલનકર્તા શિક્ષા કરવામાં પણ ઘણો કડક છે. ૬. અને જે લોકો (પરમેશ્વર તથા પયગંબરને) માનતા નથી તેઓ (આક્ષેપ રૂપે એમ પણ) કહે છે કે આ (માણસ એટલે મોહંમદ) ઉપર તેના પાલનકર્તા તરફથી (અમે માગીએ છીએ તેવી) એકાદ નિશાની* કેમ ઉતરી નહિ? (હે પયગંબર!) તું તો માત્ર (ઈશ્વરની શિક્ષાથી લોકોને) બ્હીવડાવનારો છે એટલુંજ. અને (તું કંઇ નવો પયગંબર નથી) પ્રત્યેક પ્રજા માટે એક (નહિ તો બીજો) સન્માર્ગ દર્શક (થઇ ગયો) છે (અને કલિયુગમાં તારી પ્રજા માટે સન્માર્ગ દર્શક તું છે). ૭. દરેક સ્ત્રી જે ગર્ભ ધારણ કરે છે તે પરમેશ્વરજ જાણે છે. અને (તેવીજ રીતે દરેક સ્ત્રીના) ગર્ભાશયનું† ઘટવું અથવા

---

છે કે પરમેશ્વર તથા પયગંબરની આજ્ઞાનો ભંગ કરી તેઓ શિક્ષા પોતા ઉપર ખેંચી લે છે. ખરૂં જોતાં, થઇ ગએલા લોકોનો નાશ થએલો જોઇ કંઇ ધડો લેવો જોઇતો હતો, કે શિક્ષા આવશે ત્યારે તેઓની પેઠે તેઓનો પણ તેટલોજ નાશ થશે.

* એટલે ચમત્કાર તમારા અખત્યારમાં નથી કે તમે તેને જોઇએ તેવી રીતે લાવી બતાવી શકો. તે પણ પરમેશ્વરની આજ્ઞાથીજ થાય છે. એમાં (અમે માંગીએ છીએ તેવી) આ બંધન એટલા સારૂ ઉમેર્યું છે કે ખરૂં જોતાં કુરઆનજ એક મોટો ચમત્કાર હતો અને છે. તે છતાં બીજો ચમત્કાર શોધવાની જરૂર નહોતી. પણ તે લોકો કયારે કુરઆનને માનતા હતા? આનો એકવીસમાં ભાગના શરૂઆતનાં મહાવાકયોમાં વિશેષ ખુલાસો છે.

† ગર્ભાશયનું ઘટવું કે વધવું એટલે છોકરાંનું વખતે કવખતે એક અથવા વધારે જન્મવું વગેરે.




વધવું પણ (તેનેજ ખબર છે). અને તેની પાસે દરેક બાબતનો અંદાજ મુકરર છે. ૮. (તેજ) અદૃષ્ટ તથા દૃષ્ટ એ (બન્ને)નો જ્ઞાતા (છે; સઘળામાં) મોટો (તથા) મહિમાવાળો. ૯. તમો લોકોમાંથી જે કોઈ એકાદ વાત ધીમે ધીમે કહે છે તે અને જે કોઇ તે વાત મોટેથી કહે છે તે તથા જે કોઇ તમારામાંથી રાતને વખતે (અંધારામાં કોઇ જગાએ) છુપાઈ (બેઠો) હોય તે અને જે કોઇ ધોળે દિવસે (ખુલ્લી રીતે રસ્તે) ચાલ્યો જતો હોય તે (તેની આગળ બધાં)સરખાજ. ૧૦. (માણુસ ગમે તે સ્થિતિમાં હોય, છતાં) તેની આગળ તથા તેની પાછળ વારાફરતી (પરમેશ્વરના) દૂત લાગેલાજ હોય છે; અને તેઓ પરમેશ્વરની આજ્ઞાથી તેનું રક્ષણ કરે છે. જે (બક્ષિસ) કોઇપણ પ્રજાને (પરમેશ્વર તરફથી) મળી હશે, તે માટેની પોતાનામાં રહેલી યોગ્યતા તે (પ્રજા) બદલતી નથી, ત્યાં સુધી પરમેશ્વર તે (બક્ષિસ)માં કોઇપણ તરેહનો ફેરફાર કરતો નથી. અને જ્યારે પરમેશ્વર કોઈ પ્રજા ઉપર (તેનાં બદકર્મની શિક્ષા તરીકે) એકાદ વિપત્તિ નાંખવા ઇચ્છે છે, ત્યારે તે (કોઇનાથી પણ) ટળી શકતી નથી; અને પરમેશ્વર સિવાય તે લોકોનો કોઇ વાલી(કે મદદગાર ઉભો રહેતો)નથી.૧૧. તેજ એવો (પરમ સમર્થ) છે કે જે (વિજળી પડવાથી) બ્હીવડાવવા તથા (તેવીજ રીતે વરસાદની) આશા ઉત્પન્ન કરાવવા (વિજળીના) ચમકારા તમો લોકોને બતાવે છે; અને (પાણીથી ભરેલાં) ભારે ભારે વાદળાં પૈદા કરે છે. ૧૨. અને (વાદળાંની) ગર્જના તેની સ્તુતિ સાથે (તેની) પવિત્રતા*

* કુરઆનમાં બીજી જગાએ કહેવામાં આવ્યું છે કે 'જગમાંની એકેએક વસ્તુ પરમેશ્વરની સ્તુતિની સાથે સાથે તેની પવિત્રતા પણ ગાય છે. એટલે દરેક વસ્તુ પોતાના સૃષ્ટિકર્તાના અસ્તિત્વ તથા

ગાયે છે અને (તેવીજ રીતે) દેવદૂત તેની બ્હીકને લીધે (તેની સ્તુતિમાંજ મચ્યા રહે છે). (તેજ આકાશમાંથી) વિજળી મોકલે છે, અને પછી (ભૂલોકમાંથી) જેના ઉપર (તે) ઇચ્છા કરે છે તેના ઉપર તે (વિજળી) પાડે છે. અને આ (નાસ્તિકો આમ પણ પરમ સમર્થ) પરમેશ્વરના સંબંધમાં લડી મરે છે; અને ખરૂં જોતાં તેના દાવ (એવા) સખ્ત છે (કે જે તોડી શકાય નહિ). ૧૩. (સંકટ પ્રસંગે) તેનેજ (બોલાવવું) ખરૂં બોલાવવું છે. અને જે લોકો તેના સિવાય બીજા કોઈ (ઉપાસ્ય દેવો)ને બોલાવે છે, તેમનુ તેઓ કંઈજ સાંભળતા નથી; પરંતુ (એવું વગર ફોગટનું સાંભળવું કે) જેવી રીતે એક માણસ પોતાના બન્ને હાથ પાણી તરફ લંબાવે છે કે પાણી (આપોઆપ) તેના મ્હોડામાં (ઉડી) આવે; અને ખરૂં જોતાં, તે (કોઇપણ રીતે) તેના (મ્હોડા) સુધી (ઉડી) આવવાનું નથી. અને નાસ્તિકોની પ્રાર્થના એવીજ ભટકતી ફરે છે (કે કોઈ તેનું સાંભળતુંજ નથી). ૧૪. અને જેટલી સૃષ્ટિ આકાશ તથા પૃથ્વીમાં છે તે (સઘળી) ખુશી અને ના ખુશીથી પરમેશ્વર આગળ સાષ્ટાંગ નમસ્કાર *કરે છે; અને (એવીજ રીતે) સવારે અને સાંજે તેમની

તેના પરમસામર્થ્યનું પ્રત્યક્ષ પ્રમાણ છે. આજ તેની સ્તુતિ તથા પવિત્રતા છે. સૃષ્ટિના પદાર્થોમાં મેઘ ગર્જના પણ આવી જાય છે. આ દુનીયાની સર્વ બાબતોનું અહીં વર્ણન છે માટે કુરઆન એક ભારે વિશ્વગ્રંથ છે. વિશ્વમાં જે જે વસ્તુઓ નજરે પડે છે તેનું કુરઆનમાં ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે, પછી તે વસ્તુ સામાજીક વ્યવહારિક, નૈતિક કે ગમે તે બાબતને લગતી હોય. આથીજ સાબીત થાય છે કે કુરઆન વિશ્વગ્રંથ હોઇ ઇશ્વર પ્રણિત છે.






પડછાયા* પણ (નમે છે). ૧૫. (હે પયગંબર ! આ લોકોને) પુછ કે આકાશ તથા પૃથ્વીનો પાલનકર્તા કોણ ? (એ લોકો તેનું શું ઉત્તર આપવાના છે ! તુંજ તેમને) કહે કે (આકાશ તથા પૃથ્વીનો પાલક) પરમેશ્વર. (ફરી તેમને) કહે કે તમે તેને મુકી દઇ (બીજા) મુરબ્બીઓ બનાવ્યા છે કે જેઓને પોતાની જાતના નફા નુકસાનની પણ સત્તા નથી ? (એમને) કહે, વારૂ, શું આંધળો અને દેખતો (કયાંયે) બરાબર (થઇ શકે) છે ? અથવા શું અંધકાર અને પ્રકાશ† બરાબર

* મતલબ કે પરમેશ્વરે સૃષ્ટિક્રમના નિયમ બાંધી દીધા છે. તે કોઇ માને કે નહિ તેની તેને કશી દરકાર નથી. જેમકે; પડછાયો આમતેમ પોતાની સત્તાથી પડતો નથી તેમ પોતાની મેળે લાંબો, પહોળો કે ટુંકો થઇ શકતો નથી. તો જે લોકો ઇશ્વરને માનતા નથી તેઓ જો કે મ્હોડેથી તેનો અસ્વીકાર કરે છે તોપણ તેની આજ્ઞાની બહાર તેઓ જઇ શકતા નથી. તેઓ પરમેશ્વરની આજ્ઞાથી નિર્માણ થયા છે, તેનીજ આજ્ઞાથી જીવે છે તથા મરે છે. એથી ઉલટું એ લોકો જગતમાં બીજા કાયદા કાનુનો તથા નિયમ ચલાવી બતાવે તોજ ફકત તેઓ પરમેશ્વરને માનવા ના પાડે છે તે સકારણ હોય. કોઇ એકાદ રાજ્ય અમલ હેઠળ રહી તે રાજાને નહિ માને તો તેનું તેમ કરવું સકારણ નથી. કારણ રાજ્યમાં તેનું નાણું ચાલે છે, લશ્કર તેનું રહે છે, વસુલ તે ઉઘરાવે છે, દિવાની તથા ફોજદારી અધિકાર તેનો છે તથા બંધીખાનાં પણ તેનાજ છે. આવી રીતે જગતમાં રહી સૃષ્ટિકર્તા પરમેશ્વરને નહિ માનવો એ એક પ્રકારની હદ છે.

† અવિશ્વાસ તથા નાસ્તિકપણાને અંધકારની તથા વિશ્વાસને પ્રકાશની ઉપમા આપવમાં આવી છે; અને નાસ્તિકોને આંધળા તથા વિશ્વાસુને દેખતા એવી ઉપમા છે.









(થઇ શકે) છે? અથવા શું આ લોકોએ પરમેશ્વરના (એવા) ભાગીદારો બનાવ્યા છે કે તેના જેવીજ સૃષ્ટિ તેઓએ પણ નિર્માણ કરી છે; અને હવે તેઓને સૃષ્ટિ વિષે એવો ભ્રમ થયો છે કે તે કોણે નિર્માણ કરી હશે! (હે પયગંબર! એઓને) કહે કે પરમેશ્વરજ દરેક વસ્તુનો બનાવનાર છે; અને તે એકલોજ (હોઈ) મહા પ્રબળ છે. ૧૬. (તેણેજ) આકાશમાંથી પાણી વરસાવ્યું. પછી પોત પોતાની પ્રમાણમાં નદીનાળાઓ વહેતા થયા; અને પછી (નદીનાળાઓમાંથી પાણીનું જે પુર આવ્યું તે) પુરે (પાણી) ઉપર જે ફીણ આવ્યું તેને ઉંચકી (આગળ) લીધું. અને આ (લોકો) દર દાગીનાના તથા બીજા સરંજામ (બનાવવા)ના હેતુથી જે (ધાતુને) અગ્નિમાં તપાવે છે તેમાં પણ એવીજ જાતનું ફીણ (એટલે મિશ્ર ધાતુ) હોય છે (અને તે ગળાઇ જુદી પડે છે.) એવી રીતે પરમેશ્વર સત્ય તથા અસત્યના દાખલાઓ આપે છે (કે પાણી તે સત્ય તથા ફીણ તે અસત્ય). ફીણ તો ફોગટજ જાય છે; અને (પાણી) જે લોકોને ઉપયોગી થાય છે તે જમીનમાં ઠર્યો રહે છે. (ટુંકમાં) પરમેશ્વર (લોકોને સમજવા માટે) આવી રીતે દાખલાઓ આપે છે. ૧૭. જે લોકોએ પોતાના પાલનકર્તાનું કહ્યું માન્યું તેમનું કલ્યાણજ (કલ્યાણ થાય) છે. અને જેમણે તેનું કહ્યું માન્યું નહિ (તેમની કયામતને દિવસે એવી દશા થશે કે) જે કંઈ આ દુનિયા ઉપર છે તે સઘળુંજ તેમના અખત્યારમાં આવે અને તે સાથે તેટલુંજ બીજું તો એ લોકો પોતાના (છુટકારાના) બદલામાં (સઘળું ખુશીથી) આપી દેશે. એજ લોકો (એવા) છે કે જેમનો ખરાબ રીતે (એટલે ચાંપીને) હિસાબ લેવામાં આવશે. અને તેઓનું છેવટનું




સ્થાન 'જહન્નમ' છે; અને તે (ઘણુંજ) ખરાબ બીછાનું છે. ૧૮. (હે પયગંબર!) વારૂં, જે (માણસ)ને આ વાતની ખબર છે કે (કુરઆન) જે તને તારા પાલનકર્તા તરફથી પ્રકટ થયું છે તે સત્ય છે, તો શું એ (માણસ) જે કોઇ આંધળો હોય (અને જેને એટલી સ્પષ્ટ વાત પણ સમજ પડતી નહિ હોય) તેના જેવોજ (હતભાગી રહી શકે) છે? જે લોકો અક્કલવાન છે તેઓજ માત્ર તે (કુરઆન)માંથી બોધ લે છે. ૧૯. (આ) એવા લોકો (છે) કે જેઓ પરમેશ્વર સાથે (તેના ભકત થવાનો) જે કરાર (તેઓએ કર્યો હોય) તે પૂર્ણ કરે છે અને (પોતે) પોતાના કરાર તોડી નાંખતા નથી. ૨૦, અને (તેવીજ રીતે આ) એવા લોકો (છે) કે જેઓ પરમેશ્વરે (તેમને) જે (પરસ્પર સંબંધ) જોડી રાખવાની આજ્ઞા કરી છે તે જોડી રાખે છે, અને પોતાના પાલનકર્તાનો ભય રાખે છે અને (કયામતને દિવસે) ખરાબ રીતે (એટલે ચાંપીને) હિસાબ લેવામાં આવશે તેનાથી બ્હીએ છે. ૨૧. અને (તેમજ આ એવા લોકો છે કે) જેઓએ પોતાના પાલનકર્તાની મરજી મેળવવા* માટે (જગતનાં સંકટને તરછોડી) સહનશીલતા સ્વીકારી અને નમાઝ કાયમ રાખી. અને અમે જે કંઇ તેઓને આપ્યું હતું તેમાંથી ગુપચુપ તથા જાહેર રીતે (પરમાર્થમાં) ખરચ કર્યો, અને જેઓ (લોકોનું) ભલું કરી બુરૂં દુર કરે છે; એજ લોકો (એવા) છે કે જેઓનું આ દુનિયાનું પરીણામ (ઉત્તમ) હોય છે. ૨૨. (એટલે) કાયમ રહેનાર (સ્વર્ગની)

* 'પાલનકર્તાની મરજી મેળવવા માટે' એના મૂળ વાકયનો શબ્દશઃ અર્થ એવો છે કે 'પોતાના પાલનકર્તાનું મ્હોડું શોધવા માટે એટલે પોતાના પાલનકર્તાને સંતોષવા માટે.

વાડીઓ જેમાં તેઓ (પોતે) જશે; તેમજ તેઓના વડીલોમાંથી તથા તેઓની સ્ત્રીઓમાંથી તથા તેમનાં છોકરાં છૈયાંમાંથી જેઓ સદાચરણી હોય છે; (તેઓ સઘળાં તેઓની સાથે જશે). અને (સ્વર્ગના) દરેક દરવાજામાંથી દેવદૂતો તેઓની પાસે આવશે. ૨૩. (અને તેઓ તેમને કહેશે કે) તમને સલામ–શાંતિ હો! કારણ કે, (જગતમાં) તમે (મુગે મ્હોડે સઘળું) સહન કરી રહ્યા; આ તેનોજ બદલો છે! (વાહવાહ! તમારા) આ લોકનાં (કર્તવ્યનું કેવું) સારૂં પરિણામ આવ્યું! ૨૪. અને જે લોકો પરમેશ્વર સાથે પાકો ઠરાવ કર્યા પછી તેનાં વચનનો ભંગ કરે છે અને જે (પરસ્પર સંબંધ) જોડી રાખવા માટે પરમેશ્વરે આજ્ઞા કરી છે તે તોડી નાંખે છે અને દેશમાં ફિસાદ કરે છે; આજ લોકો (એવા) છે કે જેઓના ઉપર (ઇશ્વરી) શાપ છે, અને (શાપ ઉપરાંત) તેઓનું આલોકનું પરિણામ પણ ખરાબ છે. ૨૫. પરમેશ્વર જેને ઇચ્છે છે તેને વિપુલ નિર્વાહસાધન આપે છે; અને (જેને ઇચ્છે છે તેને) હાથ રાખીને આપે છે. અને (નાસ્તિક લોકો) ઈહ-લોકની જીંદગીમાં (ઘણા) ખુશ હોય છે. અને ખરૂં જોતાં, ઇહલોકની જીંદગી એ પરલોક આગળ તદ્દન નકામી ચીજ છે. ૨૬. અને (હે પયગંબર!) જે લોકો (તારી પયગંબરી માનવા) ના પાડે છે તેઓ (એમ પણ) કહે છે કે આ (ગૃહસ્થ ઉપર એટલે તારા) ઉપર એના પાલનકર્તા તરફથી (અમારા વિચાર પ્રમાણે) એકાદ ચમત્કાર કેમ ઉતર્યો નહિ? (તું એઓને) કહે કે (ચમત્કારથી શું થાય છે?) પરમેશ્વરજ જેને ઇચ્છે છે તેને માર્ગ ઉપરથી ભમાવે છે અને જે કોઈ (તેની તરફ) વળે છે તેને પોતાના લગી (પહોંચવાનો) માર્ગ બતાવે છે. ૨૭. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને જેમના

અંતઃકરણનું ઇશ્વર સ્મરણથી સમાધાન થાય છે,-(અને) યાદ રાખજો કે ઈશ્વરસ્મરણથી અંતઃકરણોનું સમાધાન થાય છેજ-૨૮. જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામો પણ કર્યાં તેઓ માટે (પરલોકમાં) ધન્યતા તથા (સ્વર્ગનું) ઉત્તમ નિવાસસ્થાન છે. ૨૯. (હે પયગંબર! જે પ્રમાણે અમે બીજા પયગંબરો મોકલ્યા હતા) તેજ પ્રમાણે અમે તને પણ (આ જમાનાના) લોકો તરફ (પયગંબર કરી) મોકલ્યો છે કે જેમની અગાઉ બીજા પણ લોકો થઇ ગયા છે. (અને તને મોકલવાનો હેતુ એ છે) કે અમે જે (કુરઆન) તને પ્રકટ કર્યું છે તે તું તેઓને વાંચી સંભળાવે. અને એ લોકો (તારી પયગંબરીજ માનષા ના પાડે છે એમ નથી, પરંતુ મૂળમાં) પરમ દયાળુ (પરમેશ્વર)ને પણ માનતા નથી. (તું એઓને) કહે કે તેજ મારો પાલનકર્તા છે; તેના સિવાય અન્ય કોઇ ઉપાસ્ય નથી. હું તેના ઉપરજ ભરોસો રાખું છું અને (દરેક બાબતમાં) તેની તરફજ મારૂં વલણ છે. ૩૦. અને જો એકાદ કુરઆન (એવું પણ પ્રકટ થયું) હોત કે તે(ના પ્રભાવ)થી પર્વત ચાલવા માંડે અથવા તે(ના પ્રતાપ)થી પૃથ્વીની મુસાફરી (વગર મહેનતે) થઈ શકે, અથવા તે (ના પ્રભાવ)થી મરેલાં સાથે સંભાષણ થઈ શકે (તો પણ એ લોકો સરળ માર્ગ સ્વીકારશે નહિ); ઉલટું, (ખરી વાત તો એ છે કે) સઘળો અખત્યાર પરમેશ્વરનોજ છે. શું (હજી) મુસલમાનોએ નક્કી જાણ્યું નથી કે જો પરમેશ્વર ઇચ્છે તો તે સઘળા લોકોને સરળ માર્ગ બતાવે? અને જે (મક્કાના) લોકો નાસ્તિક છે તેઓને તેમનાં કર્મના શાસન તરીકે (કંઇ નહિ તો કંઈ)






આપત્તિ હમેશાં પીડયાજ કરશે. (કે જે તેઓને માટીમાં મેળવી દેશે)અથવા તેઓ (ને તે પીડા નહિ કરે તો તેમ)નાં શહેરની પાસે પાસે ઉતરી પડશે; એટલે સુધી કે પરમેશ્વરનો વાયદો (એટલે મક્કા શહેર ઉપરનો વિજય આખરે) પુરેપુરો થશે.(એમાં)શક નથી કે પરમેશ્વર (પોતાનાં વચનથી)ઉલટું* કરતો નથી. ૩૧. અને (હે પયગંબર!) તારી પહેલાં પયગંબરોનો ઉપહાસ કરવામાં આવ્યો છે. મેં(કેટલાક દિવસ)નાસ્તિકોને અવકાશ આપ્યો; અને પછી(આખરે)મેં તેમને પકડયા.(તેં જોયું કે) મારી શિક્ષા કેવી (કડક) હતી? ૩૨. તો શું જે (પરમેશ્વર) દરેક મનુષ્ય(ના માથા) ઉપર, તે જે કંઇ કરે છે તે (જોવા) માટે હમેશ ઉભો રહે છે. (તે તેને શિક્ષા કર્યા વિના છોડશે)? અને એ લોકો પરમેશ્વરના (બીજા બીજા) ભાગીદારો ઠરાવે છે (હે પયગંબર! એઓને) કહે કે તમે આ ભાગીદારો)ના નામ આપો અથવા તમે પરમેશ્વરને આવા ભાગીદારો થયા)ની ખબર કરો છો કે જેઓને તે જાણતો પણ નથી (કે તેઓ) પૃથ્વી ઉપર (કયાં વસે છે?) અથવા (માત્ર) ઉપલકજ (આધાર વિના) વાતો બોલો છો? વાત એ છે કે નાસ્તિકોને પોતાના છક્કાપંજા સારા દેખાય છે,

---

* મતલબ કે નાસ્તિકો પોતાનાં કુકર્મનાં શિક્ષાને લીધે સુખેથી રહી શકનાર નથી. તેમના ઉપર અથવા તેમની પાસેના લોકો ઉપર ચારે બાજુએથી હમેશ સંકટજ આવ્યા કરશે; આખરે એક દિવસ એવો આવશે કે ઇસ્લામ ધર્મ પુરેપુરો જોરમાં આવશે. એ માટે પરમેશ્વરે વચન આપ્યું છે. અને થયું પણ એમજ કે મુસલમાનો વિજય મેળવતા મેળવતા આખરે મક્કા શહેર ઉપર જઇ સહેજમાં કાબાજ થયા.




અને (તેથીજ) તેઓ (સરળ) માર્ગ ઉપરથી અટકી રહે છે. અને જેને પરમેશ્વર ભમાવશે તેનો કોઈપણ માર્ગ બતાવનાર નથી. ૩૩. આ લોકો માટે ઇહલૌકિક આયુષ્યમાં પણ શિક્ષા છે (અને પરલોકમાં પણ); અને પરલોકની શિક્ષા (આ લોકની શિક્ષા કરતાં) ખરેખર ઘણીજ સખત છે. અને પરમેશ્વર(ના કોપ)થી કોઈપણ તેમને બચાવનાર નથી. ૩૪. (પરમેશ્વરને) બ્હીને ચાલનારાઓને જે (સ્વર્ગીય) બાગનો વાયદો કરવામાં આવે છે તેનો (થોડો) નમુનો આ છે કે તેની હેઠળ થઈને નદીઓ વહેતી હશે; તેનાં ફળો હમેશ આવશે અને (તેવોજ) તેમનો પડછાયો. જે લોકો (જગતમાં પરમેશ્વરથી) બ્હીતા રહે છે તેઓને માટે આ છેવટ છે; અને નાસ્તિકોનું છેવટ નરકાગ્નિ. ૩૫. અને (હે પયગંબર !) જે (મુસલમાનો)ને* અમે (આ) પુસ્તક આપ્યું છે તેઓ જે (જે હુકમ) તને આપવામાં આવ્યા છે તે (સર્વ)થી ખુશ થાય છે; અને બીજાં મળતીઆ પક્ષમાં કેટલાક એવા પણ છે કે જે તેની કેટલીક વાતોની ના પાડે છે. (તું આ નાસ્તિકોને) કહે કે (તમારે માનવું નહિ માનવું તે માટે તમો મુખત્યાર છો;) મને એટલોજ હુકમ મળ્યો છે કે મારે પરમેશ્વરનીજ ઉપાસના કરવી અને (કોઈને પણ) તેના ભાગીદાર બનાવવા નહિ. હું (તમો સઘળાને) તેની તરફજ બોલાવું છું અને

* અહીં પુસ્તક આપવામાં આવ્યું છે એવા લોકોનો અર્થ અમે મુસલમાન કર્યો છે. ઘણું ખરૂં યાહુદી તથા ખ્રિસ્તીઓ માટે આ શબ્દો વાપરવામાં આવે છે. આ હકીકતમાં યાહુદીઓ તથા ખ્રિસ્તીઓમાંથી જેઓ મુસલમાન થઈ ગયા છે તેઓ માટે ઇશારો છે એ સંભવે છે.

(દરેક બાબતમાં) તેની તરફજ વળું છું, ૩૬. અને એવાંજ કારણને લીધે અમે કુરઆનને અરબી (ભાષાના) હુકમ તરીકે સાદર કર્યો છે (કે અરબ લોકો એ સહેજમાં સમજી શકે) અને (હે પયગંબર!) તને જ્ઞાન થઈ ચુક્યું છે તે ઉપરાંત પણ, જો તું તેમની મનોવાસનાને અનુસરશે તો (પછી) પરમેશ્વર આગળ તારો કોઈ પુરસ્કર્તા થનાર નથી; અને કોઈ બચાવનારો પણ નહિ. ૩૭. અને ખરેખર તારી અગાઉ પણ અમે (ઘણા) પયગંબરો મોકલ્યા અને અમે તેઓને સ્ત્રીઓ આપી હતી તથા સંતતિ પણ (આપી). અને કોઈપણ પયગંબરની તાકાત નહોતી કે ઈશ્વરની આજ્ઞા સિવાય તે કંઈ ચમત્કાર લાવી બતાવે, પ્રત્યેક (નિયમિત) કાળ માટે (અમારી પાસે એક જાતનો) લેખ* (રહે) છે. ૩૮. (પછી તેમાંથી) પરમેશ્વર જે ઇચ્છે છે તે તે છેકી નાંખે છે અને (જે ઇચ્છે છે તે) તે કાયમ રહેવા દે છે. અને તેની પાસે અસલ પુસ્તક (એટલે 'લૌહેમહફૂઝ') છે, (કે તેમાં સઘળું વર્ણવેલું હોય છે). ૩૯. અને (હે પયગંબર! શિક્ષા વગેરેના) જે વાયદા અમે આ (મક્કાના નાસ્તિકો)ને કરીએ છીએ તેમાંથી જોઇએ તો

* મતલબ કે જેટલી વાતો બને છે તેમાં ચમત્કાર માટે પણ એક વખત નક્કી હોય છે. ઉતાવળ કરવાથી કંઇપણ કામ વખત અગાઉ થઇ શકતું નથી. થનાર વસ્તુ માટે એક નિયમ એવો હોય છે કે તેમાં પરમેશ્વરની મરજી પ્રમાણે ફેરફાર થાય છે; અને નિશ્ચિત નિયમ એ છે કે તે કોઈ કાળે ટળી શકતી નથી. તેમ બદલાતી પણ નથી. પહેલાને 'કઝાએ મુઅલ્લક' સંકેતવાળો હુકમ તથા બીજાને 'કઝાએ મુબરમ' એટલે નિશ્ચયાત્મક હુકમ કહેવામાં આવે છે.

કેટલાક વાયદા અમે (તારી હયાતીમાં) તને (પુરા કરી) બતાવીએ અને જોઇએ તો (તે વાયદાનો અમલ થાય તે પહેલાં) અમે તને જગતમાંથી ઉપાડી લઇએ. ગમે તેમ થાય પણ (અમારી આજ્ઞા) પહોંચાડવી એ તારૂં કામ છે અને (તેઓ પાસેથી) હિસાબ લેવાનું અમારૂં. ૪૦. આ લોકો શું એ જોતા નથી કે અમે (ઇસ્લામના વિજયથી) પૃથ્વીને ચારે બાજુએથી દાબતા આવ્યા છીએ! અને પરમેશ્વર (ઇચ્છે છે તે) હુકમ આપે છે. કોઇપણ (પાછળ પડી) તેનો હુકમ ટાળી શકતું નથી. અને તે બહુ જલદી હિસાબ લેનાર છે. ૪૧. અને જે લોકો આ (મક્કાના નાસ્તિકો)ની અગાઉ થઇ ગયા છે તેઓએ પણ (પયગંબરો વિરૂદ્ધ પોતાના) ડાવપેચ લડાવ્યા; પણ (યશસ્વી) ડાવપેચ સઘળા પરમેશ્વરનાજ છે! દરેક માણસ જે કંઇ કરે છે તે (સઘળું) પરમેશ્વરને ખબર છે. અને નાસ્તિકોને આગળ જલદીથીજ ખબર પડશે કે આ લોકનું પરિણામ કોનું (ઉત્તમ) છે? ૪૨. અને (હે પયગંબર!) નાસ્તિકો કહે છે કે તું (પરમેશ્વરે) મોકલેલો (પયગંબર નથી. (તું તેઓને) કહે કે મારા તથા તમારી વચ્ચે પરમેશ્વર અને જેમની પાસે (દિવ્ય) પુસ્તકનું જ્ઞાન છે (કે જેમાં મારે વિષે ભવિષ્ય વચન મળી આવે છે) તેઓ સાક્ષી (તરીકે) બસ છે. ૪૩.



# અધ્યાય ૧૪ મો.

## સૂરતુ–ઈબ્રાહીમ.



 અધ્યાય મક્કામાં પ્રકટ થયો. એમાં પર આયાત અથવા મહાવાક્યો છે. એમાં હજરત ઈબ્રાહીમ પયગંબરનું વર્ણન આપવામાં આવેલું હોવાથી આ અધ્યાયનું નામ ઇબ્રાહીમનું પ્રકરણ પડ્યું.



પરમ દયાળુ અને કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું).



અલેફ્–લામ–રા. (અ. લ. ર. હે પયગંબર! આ કુરઆન એક અતિ ઉંચા દરજ્જાનું) પુસ્તક (છે; એ) અમે તને એટલા માટે પ્રકટ કર્યું છે કે તું લોકોને તેમના પાલનકર્તાની આજ્ઞા અનુસાર (નાસ્તિકપણાના) અંધકારમાંથી કહાડી (વિશ્વાસના) પ્રકાશમાં લાવે; (એટલે) એવા (પરમ પવિત્ર)ના માર્ગ ઉપર (લાવે કે) જે (સઘળાઓમાં) પ્રબળ (તથા દરેક વખતે તથા હરેક સ્થિતિમાં) સ્તુત્ય છે. ૧. (એટલે) પરમેશ્વર: જે કંઈ આકાશમાં છે અને જે કંઇ પૃથ્વીમાં છે તે (સઘળું) તેનુંજ છે. અને કડક શિક્ષા (પરલોકમાં થવાની છે તે)ને લઇને નાસ્તિકો (ની સ્થિતિ) માટે ખેદ છે. ૨. કે એ લોકો પરલોક કરતાં ઇહલોકનું આયુષ્ય પસંદ કરે છે અને પરમેશ્વરના માર્ગ ઉપરથી (લોકોને) અટકાવ કરે છે અને તેમાં વાંકુંચુંકું શોધે છે. એજ લોકો ભારેમાં ભારે

ભૂલમાં છે. ૩. અને અમે જે કોઇપણ પયગંબરને મોકલ્યો (તેને) તેનીજ લોકોની* ભાષામાં (બોલતો કરી મોકલ્યો); કે જેથી તે તેઓને (સારી રીતે) સમજાવી શકે. એમ છતાં પણ પરમેશ્વર જેને ઇચ્છે છે તેને ભટકાવે છે અને જેને ઇચ્છે છે તેને સન્માર્ગ બતાવે છે. અને તે પરમ સમર્થ (તથા) બુદ્ધિવાન છે. ૪. અને અમેજ મુસાને પણ અમારી નિશાનીઓ આપી મોકલ્યો (અને તેને આજ્ઞા આપી) કે તું તારા લોકોને (નાસ્તિકપણાના) અંધકારમાંથી કહાડી (વિશ્વાસના) પ્રકાશમાં આણ અને તેઓને પરમેશ્વરની ઉથલ† પાથલ યાદ દેવાડ. કારણ આ (વૃત્તાંત)માં દરેક સહનશીલ અને

* નાસ્તિકોના આક્ષેપમાં એક નિરાધાર આક્ષેપ એવો હતો કે કુરઆન અરબી ભાષામાં છે; અને એ ભાષા અમારી તેમજ આ પયગંબરની માતૃ ભાષા છે. ગમે તેમ આ ગૃહસ્થ પોતેજ તે રચે છે અને કહે છે કે આ તો પરમેશ્વરની કૃતિ છે. અમે ધારીએ તો અમે પણ એમ કરીએ. ખરેખરજ જો પરમેશ્વરને કોઈ પયગંબર મોકલવાનો હતો તો તેણે એવા માણસને મોકલવો હતો કે જેની ભાષામાં અમને બોલતાં આવડે નહિ. પરમેશ્વરે તેનો સ્પષ્ટ ઉત્તર આપ્યો. આ કુરઆનનાં બોધદાયક કટાક્ષ ખાસ કરીને અરબ લોકોનેજ ઉદ્દેશીને છે. કારણ તેઓજ આક્ષેપ મુકતા હતા. અને પરમેશ્વરને એમ મંજુર હતું કે આ લોકોની નૈતિક સ્થિતિ ઘણીજ બગડેલી હોવાથી પહેલાં તેમનામાંજ સુધારો કરવામાં આવે અને તેને લીધે આખા જગતમાં સુધારણા થાય.

† ઉથલપાથલ અથવા કાલચક્ર એ 'અયામિલ્લા' એટલે પરમેશ્વરના દિવસોનો લાક્ષણિક અર્થ છે; એટલે મોટા જાણીતા તથા સ્મરણમાં રાખવા લાયક વાતો અથવા વૃત્તો એવો અર્થ થાય છે. જેમ કેઃ-નૂહનો જલપ્રલય, ફિરઔનનું ડુબી જવું, કારૂનનું ઘરબાર સહિત જમીનમાં ગડપ થઇ જવું, વગેરે.






કૃતજ્ઞ મનુષ્ય માટે (ઇશ્વર સામર્થ્યની બોધદાયક) નિશાનીઓ છે. ૫. અને તેજ કાળનો મજકુર આ પણ છે કે (જ્યારે) મુસાએ પોતાના લોકોને કહ્યું કે (હે બંધુજનો!) પરમેશ્વરે તમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનું સ્મરણ કરો; જ્યારે તેણે તમને 'ફિરઔન'ના લોકો(ના જુલમ)માંથી બચાવ્યા; તેઓ તમને ખરાબ (ખરાબ) દુઃખ આપતા હતા, અને તમારા છોકરાઓને શોધી શોધીને ઝબે કરતા હતા (કે તમારાં કુળનો નાશ થાય.) અને તમારી સ્ત્રીજાતિ (એટલે છોકરીઓ)ને (સેવા ચાકરી માટે) જીવતી રહેવા દેતા હતા. અને આ (સંકટ)માં તમારા પાલનકર્તા તરફથી (તમારી સહનશીળતાની) મોટી પરીક્ષા હતી. ૬. અને (તે વખત પણ યાદ છે કે) જ્યારે તમારા પાલનકર્તાએ સ્પષ્ટ કહ્યું હતું કે જો (મેં કરેલા) ઉપકાર (માટે) સ્તુતિ કરશો તો હું તમને બીજી પણ અધિકાધિક (બક્ષિસ) આપીશ. અને જો તમે અનુપકારી થશો તો (સમજજો કે) મારો માર પણ (ઘણો) સખત છે. ૭. અને મુસાએ (પોતાના લોકોને એમ પણ) કહ્યું કે જો તમે અને પૃથ્વી ઉપર જેટલા લોકો છે તે બધા (એકઠા મળી પરમેશ્વર તરફ) અનુપકારી થશો, તો પરમેશ્વર (તેની જરાપણ દરકાર કરતો નથી; કારણ તે) અપેક્ષા રહિત (તથા સર્વ રીતે) સ્તુતિ કરવા યોગ્ય છે. ૮. શું જે લોકો તમારી અગાઉ (થઇ ગયા) છે તેમની હકીકત તમારા સુધી પહોંચી નથી? એટલે 'નૂહ'ના લોકોની તથા 'આદ'ના તથા 'સમૂદ'ના (લોકોની)? અને જે (બીજા લોકો) તેમની પછી થયા તેમની હકીકત તો પરમેશ્વરજ જાણે છે. તેમના પયગંબરો ખુલ્લેખુલ્લા ચમત્કાર લઇ તેમની પાસે આવ્યા; (અને લાંબા લાંબા હાથ કરી




તેઓને સમજાવવા લાગ્યા) પણ તેઓએ (ગુસ્સાના આવેશમાં) તેમના હાથ તેમનાજ મ્હોડા ઉપર ઉલટાં ફેરવી* માર્યા અને કહેવા લાગ્યા કે જે હુકમ લઇ તમે (પરમેશ્વર તરફથી) મોકલવામાં આવ્યા છો, તે અમે માનતા નથી; અને જે (ધર્મ તરફ તમે અમને બોલાવો છો તેના સંબંધમાં અમે એવા સંશયમાં (પડયા) છીએ કે જેથી (અમે) મુંઝાઈ ગયા છીએ. ૯. તેમના પયગંબરોએ (તેમને) કહ્યું, શું (તમને) પરમેશ્વર કે જે આકાશો તથા પૃથ્વીનો ઉત્પન્ન કરનાર છે તે(ના અસ્તિત્વ) વિષે શંકા છે? (અને) તે તમને (એટલા માટે (પોતાની પાસે) બોલાવે છે કે તે તમને તમારો અપરાધ ક્ષમા કરે અને એક નિયમિત વખત સુધી તમને (જગતમાં સુખચેનમાં) રહેવા દે. તેઓ કહેવા લાગ્યા કે તમે પણ માત્ર અમારા જેવાજ મનુષ્ય છો; તમે એમ ઇચ્છો છો કે જે (દેવો)ની ઉપાસના અમારા વડીલો કરતા આવ્યા છે તેમની (ઉપાસના કરવા)થી તમે અમને અટકાવ કરો. (જો તમે તમારા કહેવામાં ખરા છો) તો અમને (અમારા માગવા મુજબ) કોઇપણ એક સ્પષ્ટ ચમત્કાર લાવી બતાવો.૧૦. તેઓના પયગંબરોએ તેમને કહ્યું કે નિઃસંશય અમે તમારા

---

* 'તેમના હાથ તેમનાજ મ્હોડા ઉપર' એ વાકયમાંના સર્વનામનો ભાષ્યકારોએ જુદી જુદી રીતે સંબંધ બેસાડયો છે. સર્વનો ભાવાર્થ એ છે કે નાસ્તિકોએ પયગંબરનું સાંભળ્યું નહિ, તેમને બોલવા દીધો નહિ અને તેમના બોલવા ઉપર પુષ્કળ હસ્યા, એટલે સુધી કે હસવું દબાવવા માટે તેઓએ પોતાનું મ્હોડું બંધ કર્યું અથવા પયગંબરની વાત સાભળી આશ્ચર્યને લીધે પોતાના દાંતમા અંગળીઓ મુકી. જે સંબંધ અમને યોગ્ય લાગ્યો તે અમે ભાષાંતરમાં આપ્યો છે.

જેવાજ મનુષ્ય છીએ. પરંતુ પરમેશ્વર પોતાના સેવકોમાંથી જેના ઉપર ઇચ્છે છે તેના ઉપર (પોતાની ખાસ) કૃપા કરે છે; (અને પયગંબરીના પદ ઉપર તેની નિમણુક કરે છે). અને પરમેશ્વરના હુકમ સિવાય અમારી મગદુર નથી કે અમે ગમે તે ચમત્કાર તમને લાવી બતાવીએ. અને પરમેશ્વર ઉપરજ (સઘળા) વિશ્વાસુઓએ ભરોસો મુકવો જોઈએ. ૧૧. અને અમને એવું (શું કારણ છે) કે અમે પરમેશ્વર ઉપર ભરોસો મુકીએ નહિ? અને ખરૂં જોતાં અમારાં (આ) માર્ગ (જે ઉપર અમે ચાલીએ છીએ તે) તેણેજ અમને બતાવ્યા છે. અને જે જે ઈજા તમે અમને પહોંચાડતા રહ્યા છો (તે અત્યાર સુધી અમે સહન કરી અને હવે પછી પણ) અમે જરૂર સહન કરતા રહીશું. અને આધાર રાખનારાઓને જોઇએ કે તેઓએ પરમેશ્વર ઉપરજ આધાર રાખવો. ૧૨. અને નાસ્તિકોએ તેમના પયગંબરોને કહ્યું કે અમે તમને અમારા દેશમાંથી જરૂર બહાર કહાડીશું; અથવા (આખરે) તમે ફરીથી અમારા ધર્મમાં અવશ્યજ પાછા આવી જશો. આ ઉપરથી પયગંબરોના પાલનકર્તાએ તેઓની તરફ આદેશ મોકલ્યો કે અમે (આ) શિરજોર લોકોનો તદ્દનજ નાશ કરી નાંખીશું. ૧૩. અને તેમના (નાશ થયા) પછી અમે જરૂર તમોને આજ પ્રદેશમાં વસાવીશું. આ (ફળ) જે કોઈ મારી સમક્ષ (કર્મનો જવાબ દેવા માટે) ઉભા રહેવાથી બ્હીએ અને (તેવીજ રીતે) મારી શિક્ષાથી પણ બ્હીએ તેને માટે છે. ૧૪. અને પયગંબરોએ ઇચ્છયું કે (તેમની તથા નાસ્તિકો વચ્ચેની તકરારનું) ફેંસલો થઇ જાય. (તાત્પર્ય કે તેમની ઈચ્છા પરિપૂર્ણ થઇ) અને દરેક સ્વચ્છંદી તોફાની (માણસ) નાસીપાસ થઇ ગયો. ૧૫.






એ આ લોકની શિક્ષા હતી અને) એની પેલી બાજુએ (એને માટે) 'જહન્નમ' છે; અને (ત્યાં) તેને પરૂનું પાણી પાવામાં આવશે.૧૬. તે તે જબરદસ્તીથી નાને નાને ઘુંટડે પીશે અને (તે છતાં) તે તેનાથી ગળા હેઠળ ઉતરી શકવાનું નથી. અને મૃત્યુ પણ તેને ચારે બાજુએથી (દેખાઇ) આવશે પણ (તે છતાં) તે મરનાર નથી. અને ત્યારબાદ (તેને માટે બીજી) સખત શિક્ષા પણ છે. ૧૭. જે લોકો પોતાના પાલનકર્તાને માનતા નથી તેઓની ઉપમા એવી છે કે તેઓનાં (સારાં) કામો જાણે રાખ(ના ઢગલા) જેવાં હોય; કે વાવાઝોડાના દિવસે પવન તેને ઝપાટાથી વિખેરી નાંખશે. (એવાં) જે (સારાં કામો) એ લોકો (જગતમાં) કરી ગયા છે તેમાંથી તેઓના હાથમાં કંઇપણ આવનાર નથી. ઘણોજ ભારેમાં ભારે અપયશ (કહીએ તો) એજ છે. ૧૮. (હે માનવ!) શું તેં આ વાત ઉપર નજર કરી નહિ કે પરમેશ્વરે આકાશ તથા પૃથ્વી (ખાસ કંઇ) સત્ય સંકલ્પથીજ નિર્માણ કર્યાં છે? તે જો ઇચ્છે તો તમો સઘળાને (મટાવી)હટાવી દઈ નવી સૃષ્ટિ ઉત્પન્ન કરશે.૧૯. અને એ કંઈ પરમેશ્વરને માટે મુશ્કેલ નથી. ૨૦. અને (કયામતને દિવસે) સઘળા લોકો પરમેશ્વરની રૂબરૂ નિકળી ઉભા રહેશે. (જે લોકો જગતમાં) દુર્બળ (હતા તેઓ તે વખતે) જે લોકો મગરૂરીથી ફુલી ગયા હતા તેઓને કહેશે કે અમે તમારી પાછળ પાછળ ચાલનારા હતા તો શું (આજે) તમે ઈશ્વરી શિક્ષામાંથી કંઇ (થોડી પણ) અમારા ઉપરથી હટાવી શકશો? તેઓ જવાબ દેશે કે (ભલા માણસો! અમે પોતેજ શિક્ષામાં ફસાયા છીએ.) જો પરમેશ્વર અમને (છુટકારાનો) એકાદ માર્ગ બતાવી દે તે તો (તે) માર્ગ અમે તમને પણ બતાવતે.




(હમણા તો) અમે અધીરા થઇએ કે સહનશીલ થઇએ અમારે (તથા તમારે) માટે (બન્ને સ્થિતિ) બરાબરજ છે. (શિક્ષામાંથી) કોઈ પણ રીતે નાસી જવાનો માર્ગ અમારે માટે નથી. ૨૧. અને જ્યારે (છેવટનો) ફેસલો થઈ જશે (અને લોકો શેતાનને દોષ દેવા લાગશે) ત્યારે શેતાન કહેશે કે પરમેશ્વરે તમને ખરૂં વચન આપ્યું હતું. (એટલે તે તેણે પુરૂં કર્યું.) અને વચન તમને મેં પણ આપ્યું હતું; પણ મેં તમારી સાથે (વાયદાથી) ઉલટું કર્યું. અને તમારા ઉપર મારૂં કંઇ પણ જોર નહોતું; પણ એટલું ખરૂં કે મે તમને (મારી પાસે) બોલાવ્યા અને તમે મારૂં કહ્યું માન્યું. તો હવે મને દોષ દેતા નહિ; ઉલટું તમે તમારી જાતનેજ દોષ દો. (આજે) હું તમારી ફરીયાદને પહોંચી શકતો નથી અને તમે મારી ફરીયાદને પહોંચી શકનાર નથી. (મૂળથીજ) હું માનતો નથી કે તમે મને (આ) અગાઉ (જગતમાં પરમેશ્વરનો) ભાગીદાર બનાવતા હતા. એમાં શક નથી કે જે લોકો આજ્ઞાનો ભંગ કરનારા છે તેઓને (કયામતને દિવસે) ઘણીજ દુઃખદાયક શિક્ષા થશે. ૨૨. અને જે લોકોએ વિશ્વાસ રાખ્યો અને સારાં કામો પણ કર્યાં તેઓને (સ્વર્ગના) બાગમાં દાખલ કરવામાં આવશે જેની હેઠળ થઈને (પાણીની) નદીઓ વહેતી હશે. (અને તેઓ) પોતાના પાલનકર્તાના હુકમ પ્રમાણે તેમાં નિરંતર રહેશે; ત્યાં તેઓ(ની મુલાકાતના વખત)નું અભિવંદન શાંતિ* (શાંતિ) થશે. ૨૩. (હે પયગંબર!) શું તેં (આ

* મતલબ કે સ્વર્ગમાંના લોકો જ્યારે એક બીજાને મળશે ત્યારે તેઓ ખુશ થઇ એક બીજાને સલામ કરશે; એટલે એક






બાબત)નું અવલોકન કર્યું નહિ કે પરમેશ્વરે ઉત્તમ શબ્દ (એટલે દાખલા તરીકે ઈશ્વર એકજ છે એમ બતાવનારા શબ્દ)નો કેવો (સરસ) દાખલો આપ્યો છે કે (ઉત્તમ શબ્દ) જાણે એક ઉત્તમ વૃક્ષ હોય; જેનાં મૂળ (જમીનમાં) દૃઢ બાઝેલાં હોય અને તેની ડાળીઓ ગગન સુધી (પહોંચેલી) હોય. ૨૪. તે પોતાના પાલનકર્તાની આજ્ઞા પ્રમાણે સર્વ કાળ પોતાનાં ફળ આપે છે. અને પરમેશ્વર લોકોને (એટલા માટે) દાખલા આપે છે કે કદાચ તેઓ (તે ઉપર) મનન કરે. ૨૫. અને ગલીચ શબ્દ (એટલે દાખલા તરીકે ઇશ્વર એક નહિ પણ અનેક છે એમ બતાવનાર શબ્દ)નો દાખલો ગલીચ વૃક્ષ જેવો છે, કે જે (વૃક્ષને જોઇએ ત્યારે) જમીન ઉપરથી મૂળસહિત ઉખેડી* નાંખી શકાય; તેનામાં કંઇ દ્રઢતાજ નથી. ૨૬. જે લોકોએ વિશ્વાસ રાખ્યો છે તેઓને પાકા દૃઢ શબ્દ† (એટલે ઇશ્વર એકજ છે એમ બતાવનારા

---

બીજાને કહેશે કે તમને શાંતિ રહો! આ સ્વર્ગમાના લોકોની અથવા દેવદૂતોની સલામ કરવાની રીત છે. 'સૂરતો યાસીન'માં એક જગાએ એમ પણ કહ્યુ છે કે પરમેશ્વર પણ સ્વર્ગમાંના લોકોને સલામ કરતાં શાંતિ! શાંતિ કહેશે પોતાના આજ્ઞાંકિત સેવકો ઉપર પરમેશ્વરનો કેટલો બધો પ્રેમ.

* આ શબ્દમાં એક અર્થ એવો પણ નીકળે છે કે 'જમીનની ઉપર ઉપરજ ઉભું ટકી રહેલું' એટલે બહુજ નબળું.

† એટલે જે લોકો પરમેશ્વર એકજ છે એમ પક્કું માને છે તેઓનું બોલવું વાજબી અને મુસ્તકીમ છે; અને જે લોકો પરમેશ્વરને બિલકુલજ માનતા નથી અથવા સાથે સાથે બીજાઓને ઇશ્વર તુલ્ય દેવ તરીકે સ્થાપે છે તેઓનું કહેવું બિલકુલ સત્યરહિત અને નિરાધાર છે









શબ્દ)ના પ્રભાવથી પરમેશ્વર આ લોકની જીંદગીમાં પણ (વિશ્વાસ ઉપર) દૃઢ તથા કાયમ રાખે છે અને પરલોકમાં પણ (કાયમ રાખશે એટલે સવાલ જવાબ વખતે તેઓ કોઈ પણ રીતે ગભરાઇ શકે નહિ). અને પરમેશ્વર આજ્ઞાનો ભંગ કરનારા લોકોને ભટકતા મુકે છે, અને પરમેશ્વર જે ધારે છે તે તે કરી નાંખે છે. ૨૭. (હે પયગંબર !) શું તેં તે લોકો(ની સ્થિતિ)નું અવલોકન કર્યું નહિ કે જેઓએ ઇશ્વરી બક્ષીસનો બદલો કૃતઘ્નતાથી* આપ્યો અને (આખરે) પોતાના લોકોને પૂર્ણ નાશના ઘરમાં લઇ જઇ ઉતાર્યો. ૨૮. (એટલે) 'જહન્નમ' કે જ્યાં તેઓ (સઘળા) બળવાને દાખલ થશે; અને તે ઘણુંજ ખરાબ સ્થળ છે. ૨૯. અને આ લોકોએ પરમેશ્વરની સાથે સાથે બીજા (ઇશ્વર તુલ્ય) ઉપાસ્ય (દેવ) સ્થાપન કર્યા છે કે જેથી (લોકોને) તેઓ તેના માર્ગથી ભમાવી મુકે. (હે પયગંબર ! આ લોકોને) કહે કે (ઠીક, બે દિવસ જગતમાં) સુખ ચેન કરો; પછી ખરેખર તમારે નરકાગ્નિમાં જવાનું છે. ૩૦ (હે પયગંબર !) મારા જે સેવકોએ વિશ્વાસ રાખ્યો છે તેઓને કહે કે તેઓએ નમાઝ પઢવી,

* આ વાકયમાં કુરેશી નાસ્તિકો માટે ઇશારો છે. પરમેશ્વરે તેમનામાંનાજ એકને પયગંબર તરીકે મોકલી તેમના ઉપર મોટો ઉપકાર કર્યો હતો. પણ આ ઉપકારના બદલામાં તેઓ અનુપકારી થયા. તેઓ પયગંબર સાહેબ વિરૂદ્ધ એટલાબધા પડયા કે નિરૂપાયે તેઓને મક્કા શહેર છોડી જવું પડયું. આખરે મુસલમાનો સાથે તેમને લડાઇ થઇ તેમાં તેઓ હાર્યા; કેટલાક લડાઇમાં માર્યા ગયા, અને કેટલાકને દેશપાર કરવામાં આવ્યા. આ લોકમાં તેઓ આ પ્રમાણે નાશ પામ્યાં અને પરલોકમાં જહન્નમ એટલે નરકાગ્નિ તેમના નસીબમાંજ છે.




અને (કયામતનો) એવો એક દિવસ આવશે કે જ્યારે (કર્મનું) લેણદેણ થશે નહિ અને સ્નેહ (મિત્રતા પણ ચાલનાર) નથી તે અગાઉ અમે જે કંઇ તેઓને આપ્યું છે તેમાંથી તેઓએ (પરમાર્થમાં) છુપી રીતે તેમજ જાહેર રીતે ખરચ કરતા રહેવું. ૩૧. પરમેશ્વરજ (એવો પરમ સમર્થ) છે કે જેણે આકાશો તથા પૃથ્વી નિર્માણ કર્યાં અને આકાશમાંથી પાણી વરસાવ્યું; પછી પાણીને લીધે (ઝાડોને) ફળ ઉત્પન્ન કર્યાં કે જે તમારા લોકોને આહાર છે. અને તેણે વહાણ* તમારા તાબામાં આપ્યાં એટલા માટે કે તેના હુકમ પ્રમાણે તે દરીયામાં ફરતા ફરે, અને (તેવીજ રીતે) નદીઓ પણ તમારા તાબામાં આપી દીધી. ૩૨. અને (તેમજ એક રીતે) સૂર્ય તથા ચંદ્રને પણ તમારા

* વહાણ નદી, સૂર્ય ચંદ્ર રાત અને દિવસ એ સઘળાંને માણસના તાબામાં આપવાનો અર્થ એ છે કે માણસ એમાંથી ફાયદો મેળવે છે: અને આ વસ્તુઓ આપણા કલ્યાણ માટે તથા આપણા ઉપયોગ માટે નિર્માણ થઈ છે એમ સમજી પોતાના હિત માટે અનેક શોધ અને યુકિતઓ કરે છે. નહિ તો ખરૂં જોતાં સઘળી બાબત પરમેશ્વરના અખત્યારમાં છે. વહાણ ઉપર એવો અધિકાર છે કે આપણે તેને જ્યાં જોઇએ ત્યાં હંકારી લઇ જઇએ અથવા નાંગરીએ અથવા ઝડપથી અથવા ધીમે ધીમે ચલાવીએ. નદી ઉપર એવો અધિકાર છે કે તેનો વ્હો બદલી તેનું પાણી એક તરફ વાળી દઇએ. સૂર્ય તથા ચંદ્ર ઉપર એવો અધિકાર છે કે તેના પ્રકાશથી ઘણાં કામો કરીએ છીએ અને તેની મારફત જંગલમાં તથા સમુદ્ર ઉપર દિશા જાણી શકાય છે અને ભરતીઓટની પણ ખબર પડે છે; અને મહિના તથા વર્ષની પણ ગણત્રી થાય છે. એજ પ્રમાણે રાત તથા દિવસ મારફત પણ ઘણાં કામો થાય છે.

તાબામાં આપ્યા કે બન્ને ચક્કર ખાતા રહે છે; અને (તેવીજ રીતે) રાત તથા દિવસ પણ તમારા તાબામાં આપ્યાં. ૩૩. અને તમે જે જે કંઇ માગ્યું તે દરેકમાંથી કંઈ (યોગ્ય તે) તેણે તમને આપ્યું. અને જો તમે પરમેશ્વરની બક્ષીસ ગણવા જશો તો તે તમો પુરેપુરી ગણી શકવાના નથી. કંઇ શક નથી કે માણસ મોટો અન્યાયી (અને) અનુપકારી છે. ૩૪. અને (હે મક્કાના નાસ્તિકો ! તે સમય યાદ કરો કે) જ્યારે 'ઈબ્રાહીમે' (પરમેશ્વર પાસે) પ્રાર્થના કરી કે હે મારા પાલનકર્તા ! આ (મક્કા) શહેરને (શાંતિનું તેમજ) ભયરહિત સ્થાન બનાવ; અને મને તથા મારા બાળબચ્ચાંઓને આ (કુમાર્ગ)થી બચાવ; કે અમે મૂર્તિઓની ઉપાસના કરવા લાગીએ. ૩૫. હે મારા પાલનકર્તા ? ખરેખરજ આ મૂર્તિઓએ* પુષ્કળ લોકોને ભમાવી મુકયા છે. તો જેણે મારૂં અનુકરણ કર્યું તે મારો છે; અને જેણે મારી આજ્ઞાનો ભંગ કર્યો, તો ખરેખર તુંજ ક્ષમાકર્તા (તથા) દયાળુ. છે. ૩૬. હે અમારા પાલનકર્તા ! મેં તારા સન્માનનીય ઘર ('કાબા')ની પાસે (આ મક્કાના) જંગલમાં (જ્યાં) ખેતર નથી (ત્યાં) મારી કંઇ સંતતિ (લાવી) વસાવી છે; એટલા માટે કે, હે અમારા પાલનકર્તા ! એ લોકો નમાઝ પઢે. તો

* મૂર્તિઓએ ભમાવી મુકયા એટલે લોકો મૂર્તિપૂજા કરે છે એટલે તેઓ પોતાની ભૂલથી પોતાને ભમાવે છે અને મૂર્તિ માત્ર તેનું કારણભૂત થાય છે.

† હઝરત ઈબ્રાહીમે પ્રથમ પોતાના માટે તથા પોતાનાં બાળ બચ્ચાં માટે પ્રાર્થના કરી. બાદ પોતાને અનુસરી ચાલનારા લોકોને પણ પ્રાથનામાં સામેલ કર્યા; એ મનુષ્ય સ્વભાવ પ્રમાણેજ છે.






**તું એમ કર કે લોકોનાં મન એમની તરફ પ્રેમથી વળે*. અને (બીજા દેશનાં) ફળ ફળાદીમાંથી એમને ખાવાને આપ કે કદાચ એ (લોકો તારો) આભાર માને. ૩૭. હે અમારા પાલનકર્તા ! જે કંઇ અમે છુપાવીએ છીએ અને જે કંઈ અમે પ્રકટ કરીએ છીએ તે (સઘળું) તને ખબર છે. અને કાઇપણ વસ્તુ પરમેશ્વરથી છુપી† રહેતી નથી; પૃથ્વી ઉપર પણ (નહિ) તેમ આકાશમાં પણ નહિ. ૩૮. સઘળી સ્તુતિ પરમેશ્વર**

* હજ-યાત્રા માટે જવું એજ લોકોનાં મન મક્કા નિવાસીઓ તરફ પ્રેમથી વળવા બરાબર છે. કારણ લોકો જ્યારે હજ કરવા જાય છે ત્યારે તેઓ ત્યાંના લોકો સાથે ઘણી ઉદારતાથી વર્તે છે: અને એમ પણ મક્કાના લોકોને મુસલમાનો તરફથી ફાયદાઓ થયા કરે છે.

† હઝરત ઇબ્રાહીમ પયગંબરને બે સ્ત્રીઓ હતી. એકનું નામ 'સારા' તથા બીજીનું નામ 'હાજરા' હતું. એ બન્નેને બનતું નહિ, તેથી હઝરત ઇબ્રાહીમ 'હાજરા' તથા પોતાના પુત્ર ઇસ્માઇલને હાલમાં જ્યાં મક્કા શહેર છે ત્યાં લઈ આવ્યા. બહારથી જોતાં, ઇબ્રાહીમનું સીરીયામાંથી આવવાનું કારણ એ બે સ્ત્રીઓ વચ્ચેનો અણબનાવ હતો. પરંતુ મોટો ઉદ્દેશ એ પણ હતો કે મક્કાના ડુંગરાળ પ્રદેશમાં એટલે 'પારાન' (જુઓ ઉત્પત્તિ અ. ૨૧: ૨૧)માં એક અદ્વિતીય એવા પરમેશ્વરની પુજા કાયમ થાય. અને ઉપરનાં ૩૭ માં વાકયમાંના હે અમારા પાલનકર્તા! આ લોકો નમાઝ પઢે એ સ્પષ્ટિકરણથી અમારા કહેવાને પુષ્ટી મળે છે. બીજો અર્થ એકે માણસ જ્યારે કોઇ એકાદ વિચારમાં મશગુલ હોય છે અને વિસિષ્ઠ પ્રકારે પરમેશ્વર આગળ વિનંતિ કરે છે. ત્યારે જેમ જેમ તેને વિચાર આવે છે તેમ તેમ તે પ્રકટ કરે છે. હમણાં હમણાં હઝરત ઇબ્રાહીમ પોતાના બાળ બચ્ચાં સાથે નિર્વાહસાધન માટે પ્રાર્થના કરતા હતા: એટલામાં પરમેશ્વર દૃષ્ટ અદૃષ્ટનો જ્ઞાતા છે એ વિચાર આવતાંજ તેણે તે પ્રકટ કર્યો




માટેજ છે કે જેણે મને, ઘડપણ છતાં 'ઇસ્માઇલ' તથા 'ઈસ્હાક' (એવાં બબે પુત્ર) આપ્યા. ખરેખર મારો પાલનકર્તા પ્રાર્થના સાંભળે છે. ૩૯. હે મારા પાલનકર્તા! તું મને એવી સુબુદ્ધિ આપ કે હું નમાઝ પઢયા કરૂં, બને (મનેજ એકલાને નહિ પણ) મારી સંતતિને પણ. અને હે અમારા પાલનકર્તા! મારી પ્રાર્થના માન્ય કર. ૪૦. હે અમારા પાલન-કર્તા! જે દિવસે (કર્મનો) હિસાબ થવા માંડશે ત્યારે મને તથા મારાં માતા પિતાને તેમજ (સઘળા) વિશ્વાસ રાખના-રાઓને ક્ષમા કર. ૪૧, અને (હે પયગંબર!) એમ સમજતોજ નહિ કે પરમેશ્વર (આ) જુલમગાર (એટલે મક્કાના નાસ્તિકો) નાં કર્મથી અણજાણ છે! અને (તેમને તત્કાળ શિક્ષા મળતી નથી એનું કારણ) માત્ર (એ છે કે) પરમેશ્વર એમને એવા એક દિવસ સુધી અવકાશ આપે છે કે જ્યારે (ભયને લીધે લોકોની) આંખો ફાંટીને ફાંટી રહી જશે. ૪૨. (તેમની એવી દશા થશે કે) પોતાનાં માથાં ઉંચાં કરી તેઓ ઉતાવળે દોડતા હશે, (અને જ્યાં તેઓ તાકીને જોશે ત્યાંથી) તેમની નજર પાછી તેમની તરફ ફરશે નહિ અને તેઓનાં મન (તદ્દન) ઉડી ગએલા હશે. ૪૩. અને (હે પયગંબર!) લોકોને એવા એક દિવસ(ના આવવા)નો ભય બતાવ કે જ્યારે તેઓને શિક્ષા પોંહોંચી વળશે. જે લોકો આજ્ઞાનો ભંગ કરતા રહ્યા છે તે (આજીજી પૂર્વક) કહેવા લાગશે કે, હે અમારા પાલનકર્તા! તું અમને નજીકના બીજા થોડા વખત સુધી અવકાશ આપ; એટલે અમે (આ વેળા) તારા બોલાવવા ઉપરથી (સત્વર) ઉઠી ઉભા રહીશું અને પયગંબરોની પાછળ પાછળ ચાલીશું. (ત્યારે તેઓને ઉત્તર દેવામાં આવશે)

શું તમે (તેજ લોકો) છો કે જે (આ) પહેલાં સોગન ખાતા હતા (અને એક બીજાને કહેતા હતા) કે તમને કોઈપણ જાતનો ધોકો* નથી? ૪૪. અને (શું તમેજ તે લોકો છો કે) જે લોકોએ† (અમારી અવગણના કરી) પોતેજ પોતાના ઉપર જુલમ કર્યો હતો, તેમનાજ ઘરમાં તમે પણ રહ્યા; અને તમને (એ પણ) જાહેર થઈ ચુકયું હતું કે અમે તેઓની સાથે કેવું (વર્તન) કર્યું; અને અમે તમારા (સમજવા) માટે (ઘણાં) દૃષ્ટાંતો પણ આપ્યાં હતાં. ૪૫. અને તે લોકો પણ પોતાના છક્કાપંજા ચલાવતા રહ્યા. અને તેઓના (સઘળા) છક્કાપંજા પરમેશ્વરની નજરમાં હતા. અને જો તેઓના છક્કા પંજા (એટલા મજબૂત) હતા કે તેને જોરે પર્વત પણ તેની જગાએથી ખસી જાય. તો (પણ તે ફળીભુત થયા નહિ. ૪૬. તો (હે પયગંબર!) એવો વિચાર પણ કરતો નહિ કે પરમેશ્વર પોતાના પયગંબરોને આપેલા વચનથી ઉલટું કરશે! નિઃસંશય પરમેશ્વર પરમ સમર્થ (અને) બદલો લેનારો છે. ૪૭. (પરંતુ આ બદલો પુરેપુરો તે દિવસે લેવામાં આવશે કે) જયારે (આ) પૃથ્વી બદલાઈ બીજી તરેહની પૃથ્વી બનાવવામાં આવશે અને (તેવીજ રીતે) આકાશો પણ; અને (સઘળા) લોકો એક (અને) મહા પ્રબળ પરમેશ્વર આગળ (જવાબ દેવા માટે પોતપોતાની જગા ઉપરથી) નીકળી ઉભા રહેશે. ૪૮. અને (હે પયગંબર! તું)

* એટલે તમને કોઇપણ સંકટનો ભય રહે નહિ અથવા તમને મૃત્યુ નહિ આવતાં તમે નિત્ય આ જગતમાં રહેશો; અથવા મુએલામાંથી ફરી ઉઠી તમને તમારાં કર્મનો જવાબ દેવો પડશે નહિ; અને કોઇપણ ધોકો લાગશે નાહ.

† એટલે આદ અને સમૂદ જેના ઘરમાં તમે જઇ રહ્યા હતા.






તે દિવસે ગુન્હેગારોને જોશે કે તેઓને સાંકળ વડે જખડીને બાંધવામાં આવ્યા હશે. ૪૯. ડામરનાં* તેમનાં પહેરણો હશે અને તેમના મોઢાંને આગ લાગેલી હશે. ૫૦. (આ બધી સખ્તાઇ) એટલા માટે (કરવામાં આવશે) કે પરમેશ્વર દરેક મનુષ્યને તેણે જે કંઈ કર્યું હોય તેનો બદલો આપે. નિ:સંશય પરમેશ્વર હિસાબ પણ જલદીથીજ લે છે. ૫૧. આ (કુરઆન) લોકો માટે એક સંપૂર્ણ સંદેશો છે; અને (એને પ્રકટ કરવાનો) હેતુ એ છે કે એની મારફત લોકોને (ઇશ્વરી શિક્ષાનો) ભય બતાવવામાં આવે; અને એ કે (સઘળા) લોકો જાણે કે તે પરમેશ્વરજ એક ઉપાસ્ય છે; અને (તેમજ) એ કે બુદ્ધિવાળા લોકો (તેમાંથી) બોધ લે. ૫૨.

* કુરઆનમાં મૂળ અરબી શબ્દ 'કતેરાન' છે તેમાં ઝાળ બળે તેવો તથા દેવતા પાસે આવતાં સળગી ઉઠે છે એવો ગુણ છે; તથા તેની વાસ તથા રંગ ઘણાં ખરાબ છે. આપણી તરફ લગભગ એવોજ પદાર્થ ડામર છે તેથીજ અમે ભાષાંતરમાં એ શબ્દ લીધો છે.






# અધ્યાય ૧૫ મો.

## સૂરતુલ્—હિજ્ર.





આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો. એમાં ૯૯ મહા વાકયો છે. હિજ્જ પ્રાંતમાં મદીના તથા સીરીયાની વચમાંના ભાગમાં જ્યાં સમૂદના લોકો રહેતા હતા તે દેશ અલ્ હિજ્ર' છે. અહીં એ લોકોનું વિવેચન હોવાથી આ પ્રકરણનું નામ અલ્ હિજ્ર પડયું.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું.)



અલેફ્–લામ–રા. (અ. લ. ર.) આ (દિવ્ય) પુસ્તકનાં એટલે સ્પષ્ટ કુરઆનનાં (કેટલાક) મહા વાકયો છે. ૧



# પવિત્ર કુરઆન.

## ભાગ ૧૪ મો.

### સૂરતુલ-હિજ્ર (ચાલુ.)



(એક દિવસ એવો આવશે કે) નાસ્તિકો ઘણીજ આસ્થાપૂર્વક ઇચ્છા કરશે કે (આપણે પણ) મુસલમાન થયા હોત તો (ઠીક થાત)! ૨. તો (હે પયગંબર!) એમને (એમનાજ સ્થિતિમાં) રહેવા દે; કે તેઓ ખાશે (પીશે) અને (આ લોકમાં થોડા દિવસ) સુખ ભોગવશે અને તેમને (તેમની અમસ્તી) આશા ગાફેલ કરી નાંખશે; પછી આખરે (કયામતને દિવસે) તેમને ખબર પડી જશેજ. ૩. અને અમે (કદી) કોઇપણ શહેરનો નાશ કરી નાંખ્યો નથી; પરંતુ તેના (નાશ) માટે એક ચોકકસ વખત (અગાઉથીજ) લખી મુકયો હતો. ૪. કોઇપણ લોકો પોતાના સમય પહેલાં જઈ શકતા નથી તથા પાછળ પણ રહી શકતા નથી. ૫. અને (હે પયગંબર! મક્કાના નાસ્તિકો તને આ પ્રમાણે) કહે છે કે જે(ના મગજમાં આ ઘેલાઇ દાખલ થઈ છે કે તે)ને (પરમેશ્વર તરફથી) કુરઆન પ્રકટ થયું છે તેવા હે મનુષ્ય! તું ઘેલો છે. ૬. જો તું (તારી પ્રતિજ્ઞામાં) ખરો છે તો તું શા માટે દેવદૂતોને અમારી આગળ લાવી ઉભો કરતો નથી? ૭. પણ અમે દેવદૂતોને મોકલતા નથી, પરંતુ સત્યના (નિર્ણય) માટેજ અને (દેવદૂત મોકલવામાં આવે એટલે)તેઓને વખત* પણ આપવામાં આવશે

* મતલબ કે એવે પ્રસંગે દેવદૂત શિક્ષાજ લઇને આવે છે. અને શિક્ષા આવે એટલે વખત કયાંથી મળે.

નહિ. ૮. નિઃસંશય અમેજ કુરઆન પ્રકટ કર્યું છે અને ખરેખર અમેજ તેના સંરક્ષક* પણ છીએ. ૯. અને (હે પયગંબર!)અમે તારી પહેલાં પ્રાચીન લોકોના(ઘણા ખરા)પંથોમાં(પયગંબરો)મોકલ્યા હતા. ૧૦ અને(તે લોકોનો પણ એજ સંપ્રદાય હતો કે) જ્યારે જ્યારે તેઓની પાસે કોઈ પયગંબર આવતો, ત્યારે તેઓ તેની હાંસી કરતા. ૧૧. (જે પ્રમાણે અગાઉના લોકો પોતાના પયગંબરો સાથે તોફાન કરતા હતા) તેવીજ રીતે અમે (આ પાપી) નાસ્તિકોના મનમાં પણ (તેવુંજ તોફાન) દાખલ કરીએ છીએ. ૧૨. (તેથી) તેઓ આ કુરઆન ઉપર વિશ્વાસ મુકનાર નથી. અને આ રીત (કંઈ નવી નથી,) પ્રાચીન લોકો તરફથી થતી આવી છે. ૧૩. અને જો અમે આ લોકો માટે આકાશનું એક દ્વાર પણ ખુલ્લું કરીએ અને એ લોકો ધોળા દિવસે તે દ્વારમાં થઇને (આકાશમાં) ચડી પણ જશે; ૧૪. છતાં તેઓ એમજ કહેશે કે ગમે તેમ અમારી આંખે અંધારાં આવી ગયાં છે.

---

* આ કુરઆન સંબંધી ભવિષ્ય છે; અને તે કેવી સરસ રીતે અમલમાં આવતું જાય છે કે પરમેશ્વરે મુસલમાનોને તે મ્હોંડે કરવા સારૂ સહેલું કર્યું છે અને તેઓને તે પ્રીય પણ કર્યું છે. જગતમાં કુરઆન મ્હોડે હોય એવા ઘણા લોકો હમેશાં મળી આવે છે. માટે એમ લઇને ચાલીએ કે છાપેલાં કે હસ્તલિખિત કુરઆનો જેટલાં જગતમાં છે તેટલાં તદ્દન નાશ પામી જાય, તો પણ કુરઆનનું એક વાક્ય કે એક શબ્દ કે અક્ષર સુદ્ધાં નાબુદ થશે નહિ કે બદલી શકાશે નહિ. કુરઆન સિવાય બીજા કોઇપણ ધર્મ પુસ્તકને આવી મહત્તા પ્રાપ્ત થઇ નથી. તો કુરઆન ઇશ્વર પ્રણિત છે એનું શું આ પુરતું પ્રમાણ નથી? છે અને ખાસ છેજ.

(અથવા) એમ નહિ, તો અમારા લોકો ઉપર કોઇએ જાદુ કર્યું છે. ૧૫. અને અમેજ ખરેખર આકાશમાં રાશીઓ* બનાવી તથા પ્રેક્ષકો(ના નિરીક્ષણ) માટે તેને (નક્ષત્રો વડે) સુશોભિત કરી. ૧૬. અને પથ્થરના મારથી હાંકી કાઢેલા દરેક શેતાનની સામે અમે તેનું રક્ષણ કર્યું, (કે ત્યાં શેતાનોમાંથી કોઇ જઇ શકે નહિ.) ૧૭. પણ ચોરી છુપીથી જો કોઇ (કંઇ) સાંભળી લઈ નાસશે તો (નક્ષત્રના) પ્રત્યક્ષ લાલચોળ અંગારા† (તેને નસાડવા માટે) તેની પાછળ પડશે. ૧૮.

---

* ચંદ્ર સૂર્ય વગેરે નક્ષત્રના માર્ગક્રમણની ગણત્રી માટે ખગોળવેત્તાઓએ આકાશ મંડળને બાર સરખા ભાગમાં વ્હેંચી નાંખ્યાં છે, દરેક ભાગને રાશી કે રાસ કહે છે. દરેક ભાગના તારાઓના સમુદને એક સાથે ગોઠવી તેની એક આકૃતિ ઠરાવેલી હોય છે અને તેજ આકૃતિનું નામ તે રાશીને આપવામાં આવે છે. જેમકે સિંહ રાશી, મીન રાશી, તુલા રાશી વગેરે, નક્ષત્રો પરમેશ્વરે બનાવેલ હોઇ તે એવી રીતે ગોઠવાઇ ગએલાં છે કે જેથી કરી લોકો રાશીના વિભાગ કરી તેનાં નામ પાડી શકયાં; તેથીજ પરમેશ્વરે રાશી બનાવી એમ આપણે કહીએ છીએ.

† લાલચોળ અંગારા એટલે રાત્રે જે ઉલ્કાપાત નજરે પડે છે તે. સૃષ્ટિ વ્યવસ્થાનું બંધારણ એવું છે કે દેવદૂતોને પરમેશ્વર તરફથી એ વ્યવસ્થાનો હુકમ મળે છે અને દૂતોમાં તેની ચર્ચા થાય છે. પયગંબર સાહેબની પહેલાં શેતાન તથા અસુર લોકો આકાશમાં જઇ દૂતોની વાતો સાંભળી આવતા; અને જગતમાં જે લોકો 'કાહિન' એટલે ભવિષ્ય કહેનારા હતા તેમનું આ કામજ હતું. તેઓ શેતાન તરફથી સાંભળી અથવા પોતે માત્ર કલ્પના કરી લોકોને ભમાવતા. પયગંબર સાહેબના વખતથી શેતાનોનું આકાશમાં જવાનું બંધ થયું. એમ છતાં તેઓ કોઇ કોઇ વખત ઉપર જઇ સાંભળવાનો






અને અમે પૃથ્વીને વિસ્તીર્ણ બનાવી (કે તેમાં મનુષ્ય તથા બીજાં પ્રાણીઓ વસે) અને અમે તેમાં અચલ* પર્વત ઉભા કર્યા (કે પૃથ્વી એક વિશિષ્ટ આકારમાં રહે). અને અમે તેમાં (યોગ્ય) પ્રમાણની દરેક ચીજ ઉગાડી. ૧૯. અને (આ સિવાય) અમે પૃથ્વી ઉપર તમો લોકોની ઉપજીવિકાનાં સાધનો તૈયાર કર્યાં, અને (માત્ર તમારીજ નહિ પણ) જેને તમે ખાવાનું આપતા નથી (ઉલટું અમેજ આપીએ છીએ) તેવાં (બીજાં પ્રાણીઓની ઉપજીવિકા)નાં પણ. ૨૦. અને જેટલી વસ્તુઓ છે તે સઘળાના અમારી પાસે (ત્યંડારના) ભંડાર (ભરપૂર પડેલા) છે. અને અમે એક

---

પ્રયત્ન કરે છે. પણ ઉલ્કાપાત થઇ તેઓને પાછા હાંકી કહાડવામાં આવે છે. આ વાત આપણી સમજશક્તિની બહાર છે. છતાં અદ્ભુત વિદ્યુતશક્તિ અને પૃથ્વીની આકર્ષક શક્તિનાં કારણો જેમ આપણને માહીત નથી તેજ જાતની આ વાત પણ કદચિત હોય. પણ આ ચમત્કાર જોઇ આ વાત ઉપર વિશ્વાસ મુકવાને હરકત નથી.

* આધુનિક શાસ્ત્રીય શોધ ઉપરથી આ વાત નક્કી થઇ છે કે પૃથ્વી ગોળાકાર છે અને તે ચક્ર પ્રમાણે હમેશ ફરતી હોઇ સૂર્યની આસપાસ પ્રદક્ષિણા કરે છે. તે ગમે તેમ હોય, પણ આથી પૃથ્વી વિસ્તીર્ણ છે તે બાબતને કંઈ બાધ આવતો નથી. પૃથ્વી ગોળાકાર હોય અગર ચપટી અથવા સ્થિર અથવા અસ્થિર ગમે તેવી હોય, તેનો ઇસ્લામ ધર્મશાસ્ત્રમાં કંઈ ઉલ્લેખ નથી. એમ છતાં એમાં ઇશ્વરના પરમ સામર્થ્ય સ્પષ્ટ દેખાઈ આવે છે. પૃથ્વી ગોળ છે અને તેની ગતી બેવડી છે અને તેનો ઉત્તર ધ્રુવ તરફનો છેડો કંઈ બહાર આવેલો છે. પૃથ્વીનો આ વિશિષ્ટ આકાર પર્વતને લીધે થયો છે. અને દક્ષિણ ધ્રુવ તરફ વધારે ભાર આવવાથી તે બાજુ કંઇ વળેલી છે. તે પણ ઇશ્વરી લીલા છે.









અમુક પ્રમાણમાં (સૃષ્ટિના ઉપયોગ માટે) તે મોકલીએ છીએ, ૨૧. અને જે વાયુ પાણીથી ભરપૂર વાદળાંને અદ્ધર રાખે છે તેને અમેજ મોકલીએ, પછી અમેજ આકાશમાંથી પાણી વર્ષાવીએ પછી અમેજ તે (પાણી) તમો લોકોને પાઇએ છીએ; અને તમે લોકોએ તે ભરી રાખ્યું નહોતું. (કે જેથી અમે તેજ વરસાવ્યું હોય!) ૨૨. અને અમેજ (લોકોને) જીવાડીએ છીએ અને અમેજ (તેઓને) મારીએ છીએ; અને સઘળાનાં (મરણ બાદ) અમેજ (સઘળી માલમતાના) વારસ થઇએ છીએ. ૨૩. અને તમારામાંથી જે લોકો અગાઉ થઇ ગયા છે તેમને પણ અમે જાણીએ અને જેઓ (તમારી) પાછળ આવનાર છે તેમને પણ અમે જાણીએ. ૨૪. અને (હે પયગંબર!) કંઇ સંશય નથી કે તારો પાલનકર્તા (કયામતને દિવસે) આ (સઘળાઓ,ને (પોતાની હજુરમાં) એકઠા કરશે. નિઃસંશય, તે બુદ્ધિવાન (તથા સઘળી વાતથી) વાકેફગાર છે. ૨૫. અને અમેજ, કાળી માટીનો વાસમારતો ગારો, જે (સુકાઇ જતાં) ખણુ ખણુ બોલે છે તેમાંથી 'આદમ'ને નિર્માણ કર્યો. ૨૬. અને અમે જીન્ન(ના કુલપતિ)ને (મનુષ્યની) અગાઉ સૂક્ષ્મ અગ્નિમાંથી નિર્માણ કર્યો હતો. ૨૭. અને (હે પયગંબર! તે સમય યાદ કર કે) જ્યારે તારા પાલનકર્તાએ ફૂતોને કહ્યું કે હું કાળી માટીનો ગંધાતો ગારો જે (સુકાઇ જતાં) ખણુ ખણુ બોલે છે તેમાંથી એક મનુષ્ય નિર્માણ કરનાર છું. ૨૮. પછી જ્યારે હું તેને પુરેપુરો બનાવી રહીશ અને તેમાં મારો (સ્વનિર્મિત) આત્મા ફુંકીશ. ત્યારે તમે તેની આગળ સાષ્ટાંગ નમસ્કાર કરતાં પડજો. ૨૯. ટુંકમાં સર્વ ફૂતોએ ('આદમ'ને) સાષ્ટાંગ નમસ્કાર કર્યો. ૩૦. પરંતુ 'ઇબલીસે' સાષ્ટાંગ નમસ્કાર કરનારા સાથે જોડાવવા ના પાડી. ૩૧. (આ ઉપરથી પરમેશ્વરે) કહ્યું કે હે 'ઇબલીસ'! તને શું (કારણ મળ્યું) છે કે તું સાષ્ટાંગ




નમસ્કાર કરનારા સાથે જોડાતો નથી ? ૩૨. તેણે કહ્યું હું એવો નથી કે જે મનુષ્યને તેં કાળી માટીનો વાસ મારતો ગારો કે જે (સુકાઈ જતાં) ખણ ખણ બોલે છે તેમાંથી નિર્માણ કર્યો છે તેને હું સાષ્ટાંગ નમસ્કાર કરૂં. ૩૩. (પરમેશ્વરે) કહ્યું (જો તું સાષ્ટાંગ નમસ્કાર નહિ કરે) તો તું આ (સ્વર્ગ)માંથી નીકળ; કારણ, તને પથ્થરનો માર મારી હાંકી કહાડવામાં આવશે. ૩૪. અને નિર્ણયના દિવસ સુધી તારા ઉપર શાપ (વૃષ્ટિ) થશે. ૩૫. (શેતાને કહ્યું.) હે મારા પાલનકર્તા ! (ગમે તેમ) જે દિવસે (કયામતમાં ફરી માણસને) ઉઠાડી ઉભા કરવામાં આવશે તે દિવસ સુધીનો તું મને વખત આપ. ૩૬. (પરમેશ્વરે) કહ્યું (વારૂં,) તું (જેઓને) વખત આપવામાં આવ્યો છે તેઓમાંનો છે. ૩૭. (અને તે પણ એક) નિયમિત કાળના (એટલે કયામતના) દિવસ સુધીજ. ૩૮. (શેતાને) કહ્યું, હે મારા પાલનકર્તા, તેં જેવી રીતે (માણસને ખાતર) મને ભમાવ્યો છે, (તેમ) હું પણ પૃથ્વી ઉપર તેઓને (સંસારનું) સુંદર ચિત્ર બતાવી સઘળાને અવશ્ય ભમાવી મુકીશ. ૩૯. પરંતુ તેઓમાંના તારા ખરા ચુંટી કહાડેલા સેવકો માત્ર (મારાથી ભમાવવાના નથી). ૪૦. (પરમેશ્વરે) સ્પષ્ટ કહ્યું કે આજ (નિસ્સીમ ભક્તિનો) એક સરળ માર્ગ છે (કે જે) ઠેઠ મારા સુધી (પહોંચે છે). ૪૧. (જેઓ) મારા સેવકો (છે). તેમના ઉપર તારો કોઈપણ જાતનો જોરો નથી; પણ (જેઓને) ભમાવવામાં આવ્યા છે તેઓમાંથી જે કોઇ તારા છંદમાં પડે (તો ભલે) ૪૨. અને ખરેખર એવાં સઘળા લોકો માટે (અમારી તરફથી છેવટનું) અભિવચન નરકનુંજ છે. ૪૩. તેને સાત બારણાં છે. પ્રત્યેક બારણા(માંથી દાખલ થવા) માટે નરકવાસી લોકોનાં ટોળાં (જુદાં જુદાં) વહેંચાએલાં હશે. ૪૪.






નિઃસંશય ! (પરમેશ્વરથી) બ્હીને ચાલનારા (તે દિવસે સ્વર્ગના) બાગોમાં તથા ઝરાઓમાં હશે. ૪૫. (અને બાગમાં દાખલ થતાંજ અમારા દૂતો તેઓને કહેશે કે) શાંતિ તથા સમાધાનથી તમે આ (બાગ)માં પ્રવેશ કરો. ૪૬. અને (જગતમાંની એક બીજા તરફની) તેમના મનમાં કંઈ ખુન્નસ રહી હશે તે પણ અમે કઢી નાંખીશું; (અને એઓ) એક બીજાની સામ સામે (એવા પ્રસન્ન વદને) તખ્તો ઉપર (બેઠેલા) હશે (કે જાણે) ભાઈઓ(જ હોય). ૪૭. સ્વર્ગમાં એઓને કોઇપણ જાતનું કષ્ટ પહોંચવાનું નથી અને એઓને (કદી) સ્વર્ગમાંથી કાઢી મુકવામાં પણ આવનાર નથી. ૪૮. (હે પયગંબર !) મારા સેવકોને સાફ કહી દે કે (એક તરફ) હું ક્ષમાકર્તા (અને) દયાળુ છું; ૪૯. અને (બીજી તરફ) મારી શિક્ષા પણ (ઘણીજ) દુઃખદાયક શિક્ષા છે. ૫૦. અને એમને 'ઈબ્રાહીમ'ના પરોણાની હકીકત સંભળાવ; ૫૧. કે જ્યારે તેઓ 'ઇબ્રાહીમ' પાસે અંદર ગયા, ત્યારે તેઓએ (પ્રથમ) સલામ કરી. 'ઈબ્રાહીમે' (સલામનો જવાબ આપી) કહ્યું કે ખચિત અમને તમારાથી બ્હીક લાગે છે. ૫૨. તેઓ બોલ્યા, તારે (બિલકુલ) બ્હીક રાખવી નહિ, અમે તને એક ડાહ્યા શાણા પુત્ર (જન્મવા)ના શુભ સમાચાર સંભળાવીએ છીએ. ૫૩. 'ઇબ્રાહીમે' કહ્યું, શું તમે મને (પુત્ર થવાના) શુભ વર્તમાન આપો છો ? અને હમણા જ્યારે મને વૃદ્ધાવસ્થા આવી પડી છે; તો હવે શાના શુભ સમાચાર સંભળાવો છો ? ૫૪. તેઓ કહેવા લાગ્યા કે અમે તને ખરેખરજ શુભ સમાચાર સંભળાવીએ છીએ; તો તું નિરાશ થતો નહિ. ૫૫. (ઇબ્રાહીમે) કહ્યું કે ભમી ગએલા લોકો સિવાય એવા કોણ છે કે જે પોતાના પાલનકર્તાની દયાથી









નિરાશ* થશે? ૫૬. (ત્યારે 'ઈબ્રાહીમે') કહ્યું કે હે (મોકલેલા) દૂતો! (વરૂ, હવે) તમારો સંદેશો શું છે? ૫૭. તેઓએ ઉત્તર આપ્યો (કે શિક્ષા આપવા માટે) એક પાપી પ્રજા તરફ અમને મોકલવામાં આવ્યા છે. ૫૮. પરંતુ 'લૂત'ના કુટુંબને કે અમે તે સઘળાઓને ખાસ બચાવી લઈશું. ૫૯. પણ તેની સ્ત્રી (જેના સંબંધમાં) અમારો અગાઉથી ઠરાવ થઈ ગયો છે કે તે અવશ્ય (પોતાના લોકો સાથે) પાછળ રહી જશે. ૬૦. પછી જ્યારે (ઈશ્વરે મોકલેલા) દૂતો 'લૂત'ના કુટુંબ પાસે આવ્યા; ૬૧. ત્યારે ('લૂતે') કહ્યુ કે તમે કંઈ અજાણ્યા લોકો (દેખાઓ) છો. ૬૨. તેઓ કહેવા લાગ્યા, (નહિ પણ) જે (શિક્ષા) વિષે (તારા દેશબાંધવો) શંકા કરતા હતા (કે તે આવશે કે નહિ આવશે); તેજ (શિક્ષા) લઇ અમે તારી પાસે આવ્યા છીએ. ૬૩. અને અમે (પરમેશ્વરનો) નક્કી હુકમ લઈ તારી પાસે આવ્યા છીએ; અને અમે (તને) ખરૂંજ કહીએ છીએ. ૬૪. તો કંઈ રાત (બાકી) રહેતાંજ તું તારા (કુટુંબના) લોકોને લઇ (આ શહેરમાંથી) નીકળી જા અને તું આ (સઘળા)ની પાછળ રહેજે; અને તમારામાંથી કોઇએ (પાછા) ફરી જોવું નહિ. અને જ્યાં (જવાનો) તમને હુકમ કરવામાં આવ્યો છે (એટલે સિરીયા દેશ) તે તરફજ (મ્હોડું રાખી) ચાલ્યા જજો. ૬૫. અને અમે 'લૂત' પાસે આ વાતનો નક્કી આદેશ મોકલી દીધો કે (આ જે તારા જાતભાઇઓ છે) તેઓના વંશનો સવાર થતાં થતાં સમૂળગો નાશ કરવામાં આવશે ૬૬. (એક તરફ

* એટલે હું પરમેશ્વરથી નિરાશ થયો નથી; ઉલટું મારી વય જોતાં મને આશ્ચર્ય લાગે છે.




આ બનાવ બનતો હતો.) અને (બીજી તરફ) શહેરના લોકો (અનિષ્ટ ઇચ્છાથી) ખુશી થતાં (થતાં 'લૂત'ની પાસે) આવી લાગ્યા. ૬૭. ('લૂતે' તેઓને) કહ્યું આ મારા પરોણાઓ છે; તો (તેમની બાબતમાં) તમે મને ફજેત કરતા નહિ. ૬૮. અને પરમેશ્વરનો ભય રાખો અને મને ઓશીઆળો કરતા નહિ. ૬૯. તેઓએ કહ્યું, શું, અમે તને આખી દુનીયાના લોકો વિષે મનાઇ કરી નહોતી (કે તેઓને આવવા દેવા નહિ)? ૭૦. ('લૂત') કહ્યું કે જો તમારે (આમજ) કરવાનું છે તો આ મારી છોકરીઓ (હાજર) છે (તેમની સાથે લગ્ન કરી લો.) ૭૧. (હે પયગંબર!) તારા જીવના સોગન, કે આ (લૂતના લોકો કામાંધ થઈ) પોતાની ધુંદીમાં (પડી) ઝોલા ખાતા હતા. (તેઓ 'લૂત'નું કેમ સાંભળશે?) ૭૨. સારાંશ, સૂર્યોદય થતાં થતાં, તેઓને એક મોટી (ભયંકર) ગર્જનાએ આવી ઘેર્યો. ૭૩. પછી અમે (આ શહેરને ઉલટાવી નાંખી) તેના ઉપલા ભાગને તેનો નીચલો ભાગ કરી નાંખ્યો; અને (ઉપરથી) તેઓના ઉપર કાંકરેટના પથ્થરનો વર્ષાવ કર્યો. ૭૪. કંઇ શક નથી કે આ (વૃતાંત)માં (વાતનો) મર્મ કાઢનારા લોકો માટે (ઇશ્વરી સામર્થ્યની ઘણી) નિશાનીઓ છે. ૭૫. અને તે (ઉંધું થએલું શહેર) હમેશના (વ્યવહારના) માર્ગ ઉપર હજી પણ છે. ૭૬. નિઃસંશય આ (શહેરની સ્થિતિમાં થએલા ફેરફાર)માં વિશ્વાસ રાખનારાઓ માટે (ઈશ્વરી સામર્થ્યની મોટી) નિશાની છે. ૭૭. અને ('લૂત'ના લોકોની માફક 'મદયન' પાસેના) અરણ્યના રહેવાસીઓ (એટલે 'શોએબ'ના લોકો પણ ઘણા) શિરજોર હતા. ૭૮. તેથી તેમની પાસેથી પણ અમે (આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટેનો) બદલો લીધો. અને ('લૂત'ના લોકો અને આ લોકો) બન્ને (નાં






શહેરો)ખુલ્લા રાજમાર્ગ* ઉપર (હજી ઉજડ પડયાં)છે. ૭૯. અને (એવીજ રીતે)'હિજ્ર'ના રહેવાસીઓ(એટલે 'સમૂદ'ના લોકો)એ પણ પયગંબરોને પાખંડી† કહ્યા.૮૦. અને અમે તેમને અમારી નિશાનીઓ આપી છતાં પણ, તેઓ તેનાથી મ્હોડું ફેરવતાજ રહ્યા. ૮૧. અને તેઓ (મજબુત ઘરોમાં તથા) નિર્ભય રહેવા માટે પર્વત કોતરી કાઢી ઘરો બનાવતા હતા. ૮૨. છતાં પણ તેઓના ઉપર પણ સવાર થતાં મોટી (ભયંકર) ગર્જના આવી પડી; ૮૩. અને તેઓ (પોતાના બચાવ સારૂ) જે

* દુનીયામાં જ્યારે કોઇ જાતનો બગાડ થવા માંડયો ત્યારે ત્યારે પરમેશ્વરે તેની સુધારણા માટે કોઇને કોઇ પયગંબર મોકલ્યો. જે અરણ્યવાસીઓનો ઉલ્લેખ આ વાકયમાં છે તેઓ હઝરત શોએબ પયગંબરના અનુયાયી હતા. એમનુ મૂળ શહેર મદયન હતું. એની પાસે એક મોટું અરણ્ય હોવાથી એ લોકો મદયનવાળા અથવા અરણ્યવાસી કહેવાય છે. તેમનામાં બીજાઓને ઇશ્વર તુલ્ય માનવા તથા મૂર્તિપૂજા કરવી એ નિંદ્ય વાતો સિવાય ત્રાજવાની દાંડી મારી ઓછું તોળવાનો ઘણો ચાલ હતો, આજ બગાડ સુધારવા માટે હઝરત શોએબને મોકલવામાં આવ્યો હતો. પણ તે લોકોએ એમનું કંઇ પણ સાંભળ્યું નહિ અને પોતે જાતેજ ધર્તીકંપ તથા ભયંકર ગર્જનામાં નાશ પામી ગયા. લૂતના લોકોનાં શહેરો સદોમ, ગમોરા વગેરે મદયનવાસીઓનાં શહેરની પાસે પાસે હતા: અને અરબ દેશમાંથી સીરીયામાં જતાં આ સઘળાં શહેરો રાજમાર્ગ ઉપર ઉજડ પડેલાં દેખાય છે.

† એક પયગંબરને નહિ માનવાથી સઘળા પયગંબરોને પાખંડી કહેલા હોય એમ ઠરે છે. કારણ, સઘળાનો અસલ ધર્મ એકજ છે. પરમેશ્વરે તે લોકોને પહોંચતો કરવા માટે તેમને મોકલ્યો હતો; અને પોતાના સેવકોનું હિત અહિત ધ્યાનમાં લઇ ધર્મ શાસ્ત્રમાં ફેરફાર થએલો હોવાથી તેમને ખોટાં કહેવાં એ નાસ્તિકપણું છે.




ખટપટ કરતા હતા તે તેમને બિલકુલ કામ લાગી નહિ. ૮૪. અને અમે આકાશો તથા પૃથ્વી તથા જે કંઇ એ બેઉની વચમાં છે તે (સઘળું એકાદ) સત્ય સંકલ્પથીજ નિર્માણ કર્યું છે. અને (કયામતનો) સમય જરૂર આવશેજ આવશે; તો (હે પયગંબર! નાસ્તિકોના તોફાનીપણા તરફ) સંભાવિતપણે આંખ આડા કાન કર. ૮૫. નિઃસંશય તારો પાલનકર્તાજ(સઘળાનો) નિર્માણકર્તા(તથા સઘળાની સ્થિતિથી) વાકેફગાર છે. ૮૬. અને (હે પયગંબર!) અમે તને (નમાઝમાં) બે વખત વંચાતાં (સૂરતુલ-ફાતેહાનાં) સાત મહાવાકયો આપ્યાં અને (તેવીજ રીતે) મહાન કુરઆન પણ (આપ્યું. એ સૌથી મોટી બક્ષીસ છે). ૮૭. આ નાસ્તિકોમાંના અનેક પ્રકારના લોકોને અમે જે (આ જગતનો ક્ષણિક) ઉપભોગ આપ્યો તે ઉપર તું તારી નજર* દોડાવતો નહિ; અને (ધર્મ તરફ તેમની નિષ્કાળજી જોઇ) તેમની (સ્થિતિ) માટે ખેદ† પણ કરતો નહિ. અને મુસલમાનો સાથે (પછી તેઓ ગમે તેટલા ગરીબ હોય તો પણ) નમ્રતાથી‡

---

* એટલે તેમના આ દુનીયાના વૈભવ તથા ખુશાલીની અદેખાઇ કરતા નહિ. તમને જે કુરઆન આપ્યું છે તે સૌથી મોટી બક્ષીસ છે.

† એમાં શક નથી કે નાસ્તિકપણું એજ એક મોટી પીડા છે, પરંતુ નાસ્તિક લોકો તેને આપત્તિ ગણતા નથી અને તેથીજ તે બાબત કંઇ પ્રયત્ન પણ કરતા નથી. જો નાસ્તિકોને સમજાવવા જશો તો ઉલટું તેઓને ખોટું લાગશે. માટે એવા મનુષ્યની સ્થિતિ માટે ખેદ કરવો નિરર્થક છે.

‡ આનો શબ્દશઃ અર્થ એવો છે કે મુસલમાનો માટે તું પોતાની પાંખ નીચી નમાવ. આવી રીતે અરબ લોકોમાં બોલવાનો ચાલ છે. એનો ભાવાર્થ નમ્રતા, સ્વાગત વગેરે થાય છે. ભાષાંતરમાં નમ્રતાથી વર્તવું એવો અર્થ અમે લીધો છે.






વરત જે. ૮૮. અને (આ લોકોને) કહી દે કે હું સ્પષ્ટપણે (તમો સઘળાને ઇશ્વરી શિક્ષાનો) ભય બતાવનાર છું. ૮૯. (હે પયગંબર! તને નહિ માનનારા ઉપર) જેવી (શિક્ષા) અમે કકડા પાડનારા (યાહુદીઓ) ઉપર મોકલી હતી તેવીજ(શિક્ષા મોકલીશું); ૯૦. કે તેઓએ (ભાગ પાડી પોતાનાં) કુરઆન(ના એટલે તે પુસ્તક)ના કકડે કકડા* કરી નાંખ્યા (એટલે તેમણે કેટલાક હુકમો માન્યા અને કેટલાક નહિ માન્યા). ૯૧. પણ (હે પયગંબર!) તારા પાલનકર્તાના (એટલે અમને અમારાજ) સોગન છે કે અમે આ સઘળાઓ પાસે તેઓએ જે જે કર્યું હોય તે બાબત જરૂર જવાબ પુછીશુંજ પુછીશું.(૯૨-૯૩). તો જે હુકમ તને આપવામાં આવ્યો છે તે સંપૂર્ણ રીતે ખુલ્લો કરી કહે; અને મૂર્તિપૂજકોની બિલકુલ દરકાર કરતો નહિ. ૯૪. આ જે લોકો (તને) હસે છે તેમને (શિક્ષા કરવા) તારી તરફથી અમે બસ† છીએ. ૯૫. (અને) જે

---

* મક્કાના નાસ્તિકો કુરઆનને જુદાં જુદાં નામો આપે છે; કોઇ તેને જાદુ કહે છે. કોઇ તેને દિવ્ય વિચાર તરંગો કહે છે તો કોઇ તેને પ્રાચીન કથા અથવા કાવ્ય રચના કહે છે. આ પ્રમાણે ભાગ પાડી તેઓએ તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા હતા. આ ઉપરાંત સુરતુલબકરઃ તેના ભાગમાં; અંકબૂત એટલે કરોળીઓ પેલાના હિસ્સામાં માઇદઃ એટલે મિષ્ટાન્ન પીરસેલી થાળી એના ભાગમાં વિગેરે મશ્કરીમાં ભાગ પાડી કટકે કટકા કરતા હતા. એવીજ સ્થિતિ યહુદી અને ખ્રિસ્તી લોકોની હતી અને હજી પણ છે, તેઓ પોતાના પવિત્ર શાસ્ત્રનો કેટલોક ભાગ માને છે અને કેટલોક માનતા નથી.

† આ વાકયમાં પરમેશ્વરે એક ભવિષ્ય વચન કહ્યું છે, કે કુરેશ જાતના પાંચ મોટાં માણસો હમેશાં પયગંબર સાહેબને હેરાન કરતા તથા તેમની મજાક કરતા. આખરે પવિત્ર આત્મા જીબ્રિલે ઇશ્વરની









લોકો પરમેશ્વરના સાથે બીજા ઉપાસ્ય સ્થાપે છે (તેઓ માટે પણ અમે બસ છીએ.): આગળ જતાં, તેઓને (આ) માહીત થશે. ૯૬. અને અમને ખચિત ખબર છે કે (આ નાસ્તિકો) જે જે વાતો કહે છે તેને લીધે તારૂં હૃદય સંકુચિત થાય છે. ૯૭. માટે તું તારા પાલનકર્તાની સ્તુતિ સાથે સાથે (તેની) પવિત્રતા વર્ણન કર અને (તેને) સાષ્ટાંગ નમસ્કાર કરનારામાંનો થા. ૯૮. અને તું તારા પાલનકર્તાની ભક્તિમાં મચ્યો રહે; એટલે સુધી કે તને નક્કી ઠરાવેલો* હુકમ (એટલે મૃત્યુ) આવી પુગે. ૯૯.

---

આજ્ઞાથી પયગંબરની બાજુ ઉંચકી લીધી અને તેમની તરફ કંઇ નિશાની કરી. એટલે તેઓ થોડાજ સમયમાં એક પછી એક અદ્દભૂત રીતે શિક્ષા પામ્યા અને એવી રીતે ભવિષ્ય પૂર્ણ થયું

* કુરઆનમાં નિશ્ચય અથવા નિશ્ચયાત્મક હુકમ એવા અર્થનો શબ્દ છે. પણ પયગંબર સાહેબના વચનસંગ્રહ (હદીસ)માં તેનો અર્થ મૃત્યુ થાય છે. અરબ લોકો મરણને નિશ્ચય કહે છે: કારણ તેના કરતાં નિશ્ચિત બીજું કંઇ નથી. તેની સઘળાને ખાતરીજ છે.






# અધ્યાય ૧૬ મો.

## સૂરતુ–નહ્‌લ્.





આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો હતો. એમાં ૧૨૮ મહા વાકયો છે. આ અધ્યાયના મધ્યભાગમાં મધમાખી સંબંધી પરમેશ્વરે જે કંઇ કહ્યું છે તેમાં એવું સૂચન કર્યું છે કે પરમેશ્વર મધમાખી જેવાં નાનાં પ્ર.ણીને પણ પોતાની મેળે કામ કરવાની પ્રેરણા કરે છે અને તે મારફત તેમની પાસેથી મોટાં ચમત્કારિક કામો કરાવે છે. તો પયગંબર પાસે દુનીયા ચલાવનાર પરમેશ્વરે મનુષ્યને સન્માર્ગ બતાવવાનું કામ લીધું અને તેમને પયગંબરીનું પદ આપ્યું એમાં કંઇ નવાઇ નથી. અ.વી ઇશ્વરદત્ત બક્ષિસનો આધાર ઘણું ખરૂં માણસની પોતાની યોગ્યતા ઉપર છે. એમાં નાના, મોટા, ગરીબ કે તવંગર એ બાબત સાથે કંઇ લેવાદેવા નથી. માટે સુરતુ–નહ્‌લ એટલે મધ માખીનું પ્રકરણ એવું નામ પડ્યું.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું).



(હે મક્કાના નાસ્તિકો) પરમેશ્વરનો હુકમ (એટલે કયામતનો દિવસ) આવ્યોજ; તો (વિના કારણ) તેના સંબંધમાં ઉતાવળ કરતા નહિ. (હે પયગંબર! આ લોકો જેને (પરમેશ્વરના) ભાગીદાર માને છે તેનાથી પરમેશ્વર પવિત્ર તથા મહાન છે. ૧. તેજ પોતાની આજ્ઞા વડે દૂતોને સંદેશો આપી પોતાના સેવકો પૈકી જેની પાસે ઇચ્છે છે તેની પાસે મોકલે છે; કે (લોકોને) બ્હીવડાવી કહો કે મારા સિવાય






બીજું કોઇ ઉપાસ્ય નથી; તેથી; તમે મારાથી બ્હીતા રહો ૨.
તેણેજ (કંઇ મોટા) સત્ય સંકલ્પથી આકાશો તથા પૃથ્વી
ઉત્પન્ન કર્યાં. તો આ લોકો જેને (પરમેશ્વરના) ભાગીદાર માને
છે તેના કરતાં પણ તે (ઘણોજ) મહાન છે. ૩. તેણેજ
માણસને વીર્યના એક ટીપાંમાંથી ઉત્પન્ન કર્યો; એમ છતાં પણ
જુઓ! (કયામતના* દિવસ વિષે) તે એકદમ ખુલ્લેખુલ્લી તકરાર
કરવા માંડે છે. ૪. અને તેણેજ ચોપગાં જનાવરો પણ પેદા
કર્યાં; તે(મનાં ચામડાં તથા ઉન)માં તમો લોકો માટે (થંડીથી)
બચવાના સાધનો છે અને (બીજા પણ અનેક જાતના)
ફાયદા છે; અને તેમનામાંથી (કેટલાંક)તમે ખાઓ પણ છો. ૫.
અને જ્યારે સાંજના તમે (તેમને ચરાવી) ઘેર પાછાં લાવો
છો તથા જ્યારે સવારે (જંગલમાં)ચરાવવા લઇ જાઓ છો, ત્યારે
તમારે માટે તેમાં એક ભૂષણ પણ છે. ૬. અને જે શહેર
સુધી તમે જાતે કંઇ તકલીફ ઉઠાવ્યા વિના પહોંચી શકતા
નથી તે (શહેર સુધી આ (જનાવરો) તમારા ભાર ઉંચકી લઈ
જાય છે. કંઈ સંશય નથી કે તમારો પાલનકર્તા (તમારા

* આ વાકય ખલફના પુત્ર ઉબયના સંબંધમાં પ્રકટ થયું છે. એક વખતે તેણે પયગંબર સાહેબ આગળ એક સડી ગએલું હાડકું રજુ કરી કહ્યું કે આને કોણ ફરીથી જીવતું કરી શકે કે જેથી ફરી કયામત આવે. આ ઉપરથી પરમેશ્વરે સ્પષ્ટ કહ્યું તું તારી ઉત્પત્તીજ જો. તું એક અપવિત્ર અને ગંધાતા વીર્યના ટીપાંમાંથી જન્મ પામ્યો છે. તો નાને મ્હોંડે મોટી વાત કરી કયામત તથા પરમેશ્વરના સામર્થ્ય બાબત તકરાર કરે છે? જેણે તને આટલા નાના ટીપાંમાંથી ઉત્પન્ન કર્યો છે તે કયામતને દિવસે તને ફરીથી સજીવન કરી ઉઠાડી શકનાર નથી?




ઉપર) કરૂણામય (તથા) દયાળુ છે. ૭ અને (તેણેજ) ઘોડાઓ તથા ખચ્ચરો તથા ગધેડાં (પેદા કર્યાં)કે તમે તેમની પાસેથી સ્વારીનું કામ લો; અને (સ્વારી સિવાય આ સઘળાં) ભૂષણ (રૂપ પણ) છે. અને તેજ તમે જાણતા નથી એવી (બીજી અનેક ચીજો)પેદા કરે છે. ૮.(અને ધર્મના માર્ગ બે પ્રકારના છે; એક મધ્યમ) સરળ માર્ગ (જે ઠેઠ) પરમેશ્વર સુધી (પહોંચે) છે; અને તેમાં બીજા કેટલાક વાંકાચુંકા. અને જો પરમેશ્વરે ઇચ્છયું હોત તો તેતમો સર્વને સરળ માર્ગ બતાવી દેત.૯. તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે આકાશમાંથી પાણી વરસાવ્યું; જેમાંથી થોડું તમને પીવાને માટે બને (થોડું એવું છે કે) જેનાથી ઝાડ(ને પોષણ મળે) છે; તે ઉપર તમે (તમારાં ઢોર) ચારવો છો. ૧૦. તેજ પાણીથી પરમેશ્વર તમારે માટે ખેતર તથા જીતવૃક્ષ (Olive tree) તથા ખજુરી તથા દ્રાક્ષ અને હરેક જાતનાં ફળો નીપજાવે છે. નિઃસશય જે લોકો વિચારથી કામ લે છે તેઓ માટે આમાં (ઇશ્વરી સામર્થ્યની) એક (મોટી) નિશાની છે. ૧૧. અને તેણેજ રાત તથા દિવસ અને સૂર્ય તથા ચંદ્રને (એક રીતે) તમારા તાબામાં મુકયા છે; અને (એવીજ રીતે) નક્ષત્રો* પણ તેનીજ આજ્ઞાને લીધે (તમારા) તાબામાં છે. જે લોકોને અક્કલ છે તેઓને માટે આમાં (ઇશ્વરી સામર્થ્યની ઘણી) નિશાનીઓ છે. ૧૨. અને(ઘણી ચીજો) જે તમારા (ઉપયોગ)

* રાત, દિવસ, ચંદ્ર સૂર્ય તથા તારા મનુષ્યના તાબામાં હોવાનું એટલા માટે કહેવામાં આવ્યું છે કે તેમની મારફત માણુસનાં મોટાં મોટાં કામો થઇ જાય છે. એ રીતે જોતાં તે સઘળાં માણુસના તાબામાં છે.

માટે પૃથ્વી ઉપર તેણે નિર્માણ કરી મુકી છે; તેના જુદા જુદા રંગો છે; તેમાં પણ જે લોકો મનનપૂર્વક વિચાર કરે છે તેમને માટે (ઈશ્વરી સામર્થ્યની મોટી) નિશાની (મળી આવે) છે. ૧૩. અને તેજ એવો (પરમ સમર્થ) છે કે જેણે (એક રીતે) સમુદ્રને* તમારા તાબામાં મુકી દીધો છે; કે તેમાંથી તમે(માછલાં કાઢી તેનું તાજું)તાજું માંસ ખાઈ શકો; અને (તેવીજ રીતે) તેમાંથી (અલંકાર માટેની વસ્તુઓ એટલે) જવાહીર જે તમે લોકો પહેરો છો તે પણ કાઢી શકો અને (હે વાંચક-શ્રોતા !) તું જે વહાણો જુએ છે કે તે (પાણી) કાપતાં સમુદ્રમાં કેવાં ચાલ્યાં જાય છે અને (સમુદ્રને એટલા માટે તમારા તાબામાં મુકયો છે) કે તમે લોકો પરમેશ્વરની ઉદારતા (એટલે વેપારને લગતા લાભ)ની શોધ કરો અને (આખરે આ સઘળો ફાયદો લક્ષમાં રાખી પરમેશ્વરનો) આભાર માનો. ૧૪. અને (તેણેજ) અચલ પર્વતો પૃથ્વી ઉપર ઉભા કર્યા છે કે પૃથ્વી તમને લઇ (બીજી તરફ) તણાઇ જાય નહિ; અને(તેણેજ) નદીઓ તથા રસ્તાઓ પણ કાઢયા છે) કે કદાચ તમે (તમારા) ઇચ્છિત માર્ગે લાગો. ૧૫. અને (મુસાફરો માટે બીજી પણ અનેક) નિશાનીઓ (ઠરાવી છે કે જેથી તેઓ પોતાનો માર્ગ કાપી શકે;)અને લોકો તારાઓની મારફત પણ (પોતાનો) રસ્તો શોધી કાઢે છે. ૧૬. તો શું જે (પરમેશ્વર આ સૃષ્ટિ) પેદા કરે છે તે, જે (મૂર્તિ કંઈજ)

* એક રીતે સમુદ્ર એટલા માટે માણસના તાબામા છે કે તેમાં તેઓ વહાણો હંકારે છે, માછલાં મારે છે, અને તેમાંથી મોતી પરવાળ વગેરે રત્નો કાઢે છે. સિવાય પોતાની સોઇ તથા ઉપયોગ માટે સમુદ્રના પાણીનો વ્હો ફેરવી મુકે છે.

પેદા કરી શકતી નથી તેના સરખોજ થઈ ગયો? તો શું તમે (એટલી વાત પણ) સમજતા નથી? ૧૭. અને જો તમે પરમેશ્વરની બક્ષીસો ગણવા જશો (તો તે એટલી બધી છે કે તમારાથી) તે પુરેપુરી ગણી શકાવાની નથી. નિઃસંશય પરમેશ્વર ક્ષમાવાન (તથા) દયાળુ છે; (તે તમારાં કૃતઘ્નપણા માટે શિક્ષા કરતો નથી અને પોતાની બક્ષીસો મુલતવી રાખતો નથી). ૧૮. અને જે કંઈ તમે છુપાવો છો તથા જે કંઇ જાહેર કરો છો તે (સઘળું) પરમેશ્વર જાણે છે. ૧૯. અને પરમેશ્વર સિવાય જે (મૂર્તિઓ)ને (આ લોકો કર્તાહર્તા સમજી) બોલાવે છે, (તેમની સ્થિતિ એવી છે કે) તેઓ કંઈ પણ વસ્તુ પેદા કરી શકતી નથી; ઉલટું તેમનેજ બનાવવામાં* આવે છે. ૨૦. (આ) મુએલી છે, કે જેમાં જીવ નથી, અને તેમને એટલી પણ સમજ પડતી નથી કે કયારે (કયામતનો દિવસ આવશે અને મુએલાંને) ઉઠાડી ઉભા કરવામાં આવશે! (તો પછી કયામતને દિવસે એ શું કામ આવનાર છે?) ૨૧. (ઓ લોકો!) તમારો ઉપાસ્ય (દેવ) એકજ પરમેશ્વર છે. જે લોકો છેવટ(ના દિવસ)નો વિશ્વાસ રાખતા નથી, તેમનાં મનો (કંઈ એવા પ્રકારનાં હોય છે કે ગમે તેવી વાજબી વાત હોય તો પણ તેનો તેઓ) અસ્વીકાર કરવાના; અને તેઓ (ઘણા) મગરૂર હોય છે. ૨૨ એમ છતાં એમાં શંકાજ નથી કે આ લોકો જે કંઈ છુપી રીતે કરે છે તથા જે કંઇ જાહેર રીતે કરે છે તે (સઘળું) પરમેશ્વર જાણે છે. ખરેખર અહંકાર કરનારા તેને (બિલકુલ) પસંદ નથી. ૨૩.

* એટલે લોકો મૂર્તિ પોતાને હાથે બનાવે છે; તે કંઇ પોતાની મેળે બની શકતી નથી.

અને જ્યારે આ (નાસ્તિકો)ને (કુરઆનના સંબંધમાં) પુછ-વામાં આવે છે કે તમારા પાલનકર્તાએ શું મોકલ્યું છે? ત્યારે તેઓ જવાબ દે છે કે (અરે! તે તો) પ્રાચીન લોકોની કથાઓ છે. ૨૪. (એમનાં આમ બોલવાનું ખાસ પરિણામ એ છે) કે કયામતને દિવસે પોતાનાં (પાપનો) સંપૂર્ણ બોજો, તથા જે લોકોને તેઓ સમજ્યા વિના ભમાવે છે તે(મનાં પાપ)નો બોજો (બધો) તેમનેજ ઉંચકવો પડશે. જુઓ! (કેવો) ખરાબ બોજો એ લોકો પોતાના ઉપર લાધ્યા જાય છે. ૨૫. એમની અગાઉ જે લોકો થઈ ગયા છે તેમણે પણ (પરમેશ્વર વિરૂદ્ધ) પ્રપંચ રચ્યો હતો. તેથી પરમેશ્વરે તેમના (મનસુબાના) ઈમારતને મૂળ પાયામાંથીજ ઉખેડી નાંખી; એટલે એ(મનસુબાના ઈમારત)ની છત (એકદમ) તેમના ઉપર તેમના ઉપરથી પડી ગઈ (અને સઘળા મનસુબા ઉડી ગયા.) અને જ્યાંથી તેમને ભાસ સુદ્ધાં ન હોતો ત્યાંથી તેમની આગળ શિક્ષા આવી. ૨૬. બાદ (આટલાથીજ કંઇ પુરૂં થયું નહિ, પણ) કયામતને દિવસે પરમેશ્વર તેમને (હજી પણ વધારે) ફજેત કરશે અને (તેમને) પુછશે કે (તમે) મારા (જે) ભાગીદારો (સ્થાપ્યા હતા અને) જેમની બાબતમાં તમે (વિશ્વાસ રાખનારાઓ સાથે) વિરોધ કરતા હતા તે (હવે) કયાં છે? (તે વખતે તેમનાથી કાંઇ પણ ઉત્તર દઇ શકાવાનો નથી; પણ) જે લોકોને (જગતમાં સત્યનું) જ્ઞાન આપવામાં આવ્યું હતું તે કહેવા લાગશે કે આજ રોજે ફજેતી અને ખરાબી(ની સઘળી પીડા) નાસ્તિકો ઉપરજ છે; ૨૭. (કારણ જગતમાં) આ લોકો (પરમેશ્વરના ભાગીદાર સ્થાપી) પોતાના ઉપર જુલમ કરતા હતા, એવી સ્થિતિમાંજ દૂતોએ

તેમનો પ્રાણ હરણ કર્યો હતો. તેઓ (જગતમાં જેની જેની સાથે વિરોધ કરતા હતા તેની તેની સાથે આખરે) સલુકાઇથી વાત કરશે; (અને કારણમાં કહેશે) કે અમે (અમારા વિચાર પ્રમાણે) કંઈ પણ જાતનું ખરાબ કામ કરતા નહોતા, (આ ઉપરથી દૂતો જવાબ આપશે કે) હા, (તમે ખરાબ કામો કર્યાં અને) જે કંઇ તમે કરતા હતા તેનાથી પરમેશ્વર સારી પેઠે વાકેફ છે. ૨૮. તેથીજ 'જહન્નમ'ના દરવાજામાં થઇ (નરકાગ્નિમાં) દાખલ થાઓ (અને) ત્યાંજ સર્વકાળ રહો. ટુંકમાં અહંકાર કરનારા માટે (કેટલું બધું) ખરાબ ઠેકાણું છે! ૨૯. અને જે લોકો (પરમેશ્વરથી) બ્હીને ચાલે છે તેમને (કુરઆન વિષે) પુછવામાં આવે છે કે તમારા પાલનકર્તાએ શું મોકલ્યું છે? તો તેઓ જવાબ આપે છે કે (સરસમાં) સરસ. જે લોકો સારાં કામો કરે છે તેમનું આ જગતમાં પણ કલ્યાણ થાય છે; અને ખરેખર (તેઓનું) પરલોકમાંનું નિવાસસ્થાન (પણ એનાથી) ઉત્તમ છે. અને (પરમેશ્વરથી) બ્હીને ચાલનારાઓનું (પરલોકમાંનું) ઘર (કેવું) ઉત્કૃષ્ટ છે! ૩૦. એટલે (તેમને) હમેશ રહેવા (માટે સ્વર્ગ)ના બાગો છે કે જેમાં તેઓ જઈ દાખલ થશે; તે (બાગોની) નીચે થઇને પાણીની નદીઓ વહેતી રહે છે; તેમાં તેઓને જે (પદાર્થ) જોઇતો હશે તે તેમને મળશે. (પોતાનાથી) બ્હીને ચાલનારાઓને પરમેશ્વર આવી રીતે બદલો આપે છે. ૩૧. અને દૂતો એઓના પ્રાણ એવી સ્થિતિમાં હરણ કરે છે કે (જ્યારે) તેઓ (નાસ્તિકોના અમંગળપણાથી) શુદ્ધ (તથા પવિત્ર) હોય; (અને જ્યારે) દૂતો (પ્રાણ લેવા માટે આવે છે ત્યારે ભારે આદરથી તેઓ તેઓને) તમને સલામ-શાંતિ હો, એમ બોલે

છે (અને કહે છે) કે જેવાં (સારાં) કામો તમે (જગતમાં) કરતા રહ્યા છો, તેના બદલામાં તમે સ્વર્ગમાં જઈ દાખલ થાઓ. ૩૨. (હે પયગંબર!) શું (આ નાસ્તિકો) આજ બાબતની રાહ જુએ છે કે દૂતો (તેમના પ્રાણ હરણ કરવા માટે) તેમની પાસે આવી પહોંચે અથવા તારા પાલનકર્તાનો (શિક્ષાનો) હુકમ આવી પહોંચે? જે લોકો એઓની અગાઉ થઇ ગયા છે તેમણે પણ એમજ કર્યું હતું. પણ પરમેશ્વરે તેમના ઉપર (જરાપણ)જુલ્મ કર્યો નહિ. ઉલટું તેઓ (નાસ્તિકપણું સ્વીકારી) પોતેજ પોતાના ઉપર જુલ્મ કરતા હતા ૩૩. પરિણામ એ આવ્યું કે (જેવાં ખરાબ કર્મો તેઓ કરતા હતા તેવાંજ) તેમનાં કર્મનાં ખરાબ ફળો તેમને મળ્યાં; અને તેઓ જે (શિક્ષા)ની હાંસી કરતા હતા તેજ તેમને વળગી પડી. ૩૪. અને જે લોકો (પરમેશ્વરના) ભાગીદાર સ્થાપે છે તેઓ કહે છે કે જો પરમેશ્વરે ઇચ્છયું હોત તો અમે તેના સિવાય બીજી કોઇ વસ્તુની પૂજા કરતે નહિ; નહિ અમે કે નહિ અમારા વડીલો અને અમે તેના (હુકમ) વિના (અમારી તરફથી કોઈ પણ વસ્તુને હરામ ઠરાવતે નહિ. જે લોકો એમની અગાઉ થઈ ગયા છે તેમણે પણ એવુંજ (બહાનું) કર્યું હતું. તો પયગંબર ઉપર (ઇશ્વરનો હુકમ) ખુલ્લી રીતે પહોંચતો કરવા ઉપરાંત બીજી કંઇપણ (જુમ્મેદારી) નથી. ૩૫. અને અમે દરેક પ્રજામાં (કોઇને કોઈ) પયગંબર (આ બાબત સમજાવવા માટે) મોકલતા રહ્યા છીએ, કે (અરે લોકો!) પરમેશ્વરની ઉપાસના કરો અને આજ્ઞાનો ભંગ કરનાર (શેતાનના ભમાવવા)થી સાવચેત રહો; તેમનામાંથી કેટલાકોને પરમેશ્વરે સન્માર્ગે મુકયા અને તેમનામાંના કેટલાક ભમવાને

પાત્ર ઠર્યા. તેથી (લોકો!) પૃથ્વી ઉપર હરો ફરો; અને જુઓ કે (પયગંબરોને) પાખંડી કહેનારાઓની કેવી (માઠી) સ્થિતિ થઈ છે! ૩૬. (હે પયગંબર!) એ લોકોના સન્માર્ગ ઉપર આવી જવા વિષે જો તું આતુર હોય તો (એ વિચાર તું છોડી દે, કારણ) પરમેશ્વર જેને કુમાર્ગે મુકવાનું ઈચ્છે છે તેને તે સન્માર્ગે (આવવા)ની બુદ્ધિ આપતો નથી. અને એવા લોકોની મદદે કોઇ (ઉભો) રહેતો નથી; (કે તે તેને શિક્ષામાંથી બચાવી લે.) ૩૭. અને એ નાસ્તિક લોકો પરમેશ્વરના ભારેમાં ભારે સોગન ખાઈ (કહે) છે કે જે મરી જાય છે તેને પરમેશ્વર (ફરી) ઉઠાડી ઉભા કરશે નહિ; હે પયગંબર! એમને કહે કે) હા, અવશ્યજ (ઉઠાડશે. એ તેનું) સત્ય વચન છે (અને તે પુરૂં કરવું એ) તેને માટે (અનિવાર્ય છે). પણ ઘણા લોકો (વિશ્વાસપૂર્વક એ) જાણતા નથી. ૩૮. (મુએલાંને જીવતાં કરી ઉઠાડવાં) એટલા માટે (જરૂરનું છે) કે જે બાબત એ લોકો (જગતમાં) મતભેદ કર્યા કરે છે (તેની ખરી હકીકત) પરમેશ્વર (કયામતને દિવસે) તેમને જાહેર કરશે અને એ કે નાસ્તિકો પણ જાણશે કે આપણેજ જુઠા હતા. ૩૯. જ્યારે અમે કંઇપણ વસ્તુનો ઈરાદો કરીએ છીએ, ત્યારે તેના સંબંધમાં અમારૂં કહેવું ફક્ત એટલુંજ થાય છે કે અમે તેને ફરમાવીએ છીએ કે થા, અને તે થઈ જાય છે. (તો અમારે મુએલાંને સજીવન કરવા એ શું મુશ્કેલ છે?) ૪૦. અને જે (મુસલમાનો) ઉપર (નાસ્તિકો તરફથી) અનર્થ ગુજરાવવામાં આવ્યા અને તેમ છતાં પણ પરમેશ્વરને માટે તેમને સ્વદેશનો ત્યાગ કરવાની ફરજ પડી; તેઓને અમે જરૂર આ લોકમાં સારે* ઠેકાણે બેસાડીશું.

* ઇસ્લામના સર્વોપરીપણા વિષેના ભવિષ્ય વચનમાંનું આ પણ એક છે. મક્કા છોડી મદીને આવ્યા પછી પરમેશ્વરે મુસલમાનોને

ને પરલોકનો બદલો (જેમને મળનાર છે તે એ કરતાં
ણુ) વધારે મોટો છે; (એ) જો તેમને ખબર હોત તો (ઠીક
ાત !) ૪૧. જે લોકો (પરમેશ્વરને માર્ગે મુગા મુગા દુઃખ)
હન કરે છે તથા પોતાના પાલનકર્તા ઉપર ભરોસો રાખે
, તેઓ(પરલોકનાં ફળની સવિસ્તર હકીકત જાણતે તો મનમાં
ખન્ન થતે નહિ) ૪૨. અને (હે પયગંબર !) અમે તારી
ગાઉ પણ(તારા જેવા) પુરૂષોનેજ (પયગંબર બનાવી) મોકલ્યા
તા કે તેમને અમે આદેશ પ્રકટ કરતા હતા. તો (આ
ાસ્તિકોને કહે કે) જો (આ બાબતની) તમને ખુદને ખબર
હોય તો (અત્યાર પહેલાના દિવ્ય પુસ્તકોનું) અધ્યયન
રનારાને પુછી જુઓ. ૪૩. (અને અમે પયગંબર
ાકલ્યા હતા તે) સ્પષ્ટ પ્રમાણો તથા પુસ્તકો સહિત
મને (એવીજ રીતે) અમે તને પણ આ કુરઆન પ્રકટ કર્યું
; કે જેથી જે (હુકમ) લોકો(ને સન્માર્ગ બતાવવા) માટે
મને મોકલવામાં આવ્યો છે તે તું તેમને સ્પષ્ટ કરી કહે અને
ઓ પણ કદાચ (આ વાત ઉપર) વિચાર કરે.૪૪. શું જે લોકો
ષ્ટ કારસ્થાનો રચે છે તેઓ આ વાતથી તદ્દનજ નિર્ભય થઇ
યા છે કે પરમેશ્વર તેમને જમીનમાં ગડપ કરી મારી
ાંખશે; અથવા તેમને સમજ પણ નહિ પડે ત્યાંથી (ઈશ્વરી)
શિક્ષા તેમની આગળ આવી પડશે ? ૪૫. અથવા તેઓની
રવા ફરવાની સ્થિતિમાંજ પરમેશ્વર તેઓને પકડશે;
અને પરમેશ્વર એમ કરવા માંડશે) પછી (કોઇ પણ યુક્તિથી)
ઓ (તેને) હરાવી શકનાર નથી. ૪૬. અથવા તેઓને (પર-

રે ઠેકાણે બેસાડયા અને આગળ તેમની ભારે ઉન્નતિ તથા આબાદી
ી. એ પ્રમાણે આ ભવિષ્ય પૂર્ણ થયું.

મેશ્વર પકડશે એવી) બ્હીક છતાં પણ તે તેઓને પકડશે. તેથી (લોકો!) એમાં શક નથી કે તમારો પાલનકર્તા ઘણોજ કરૂણામય (તથા) દયાળુ છે. ૪૭. શું આ લોકોએ પરમેશ્વરની સૃષ્ટિમાંથી કોઈ પણ વસ્તુ જોઈ નથી કે જેનાં પડછાયા (કોઇ વખતે) જમણી તરફ અને (કોઇ વખતે) ડાબી તરફ પડતા ફરે છે; (જાણે કે) તે પરમેશ્વરને સાષ્ટાંગ નમસ્કાર કરે છે અને (પોતાનો) વિનય પ્રદર્શિત કરે છે. ૪૮. અને જેટલી વસ્તુઓ આકાશમાં અને જેટલાં હરતાં ફરતાં પ્રાણી પૃથ્વી ઉપર છે તે (સઘળાં) પરમેશ્વરનેજ સાષ્ટાંગ* નમસ્કાર કરે છે; અને (તેવીજ રીતે) દેવદૂતો પણ; અને તેઓ (ઇશ્વરની આજ્ઞા તરફથી) અહંકાર કરતા નથી. ૪૯. અને તેઓ પોતાના પાલનકર્તા જે (અતિ મોટા સિંહાસન ઉપર) તેમનાથી ઉંચો† છે તેનાથી (સર્વ કાળ) બ્હીતા રહે છે; અને (તેની હજુરમાંથી) જે હુકમ તેઓને આપવામાં આવે છે તેઓ તે અમલમાં મુકે છે. ૫૦. અને (લોકો!) પરમેશ્વરે ફરમાવ્યું છે કે બબે ઉપાસ્ય (દેવ) ઠરાવતા નહિ; માત્ર તેજ (પરમેશ્વર)

* વસ્તુ સાષ્ટાંગ નમસ્કાર કરે છે એટલે જે વસ્તુ જે પ્રમાણે બનાવવામાં આવી છે તે સ્થિતિમાંજ તે કાયમ રહેશે. તેમાં લેશ માત્ર પણ ફરક થઇ શકશેજ નહિ.

† પરમેશ્વરના મહિમાને લીધે તે ઉપર આકાશમાં છે એમ માનવામાં આવે છે. બલ્કે તે દરેક જગાએ છે. પણ તે કેવી રીતે છે અને કેવો છે એ આપણી સમજમાં ઉતરે એમ નથી. 'અતિ મોટા સિંહાસન ઉપર'નો અર્થ એટલોજ છે કે પરમેશ્વર પોતાના પ્રતાપને જોરે સર્વ વ્યાપી છે; એટલે સઘળાથી ઉંચું સ્થાન પણ તેનેજ શોભે છે. કર્મણો ગહના ગતિઃ

એક ઉપાસ્ય છે. તો માત્ર મારીજ બ્હીક રાખો. ૫૧. અને જે કંઈ આકાશમાં તથા પૃથ્વીમાં છે તે તેનુંજ છે; અને તેની આજ્ઞાનું પાલન (હમેશાં) જરૂરનું છે. શું તમે લોકો પરમેશ્વર સિવાય (બીજી વસ્તુથી) બ્હીઓ છો? ૫૨. અને જેટલી બક્ષીસો તમને (મળે) છે તે (સઘળી) પરમેશ્વર તરફથીજ(મળે) છે. પછી જ્યારે તમને કંઇ દુઃખ પોંહચે છે ત્યારે તમે તેની આગળ (જઈ) રડો છો. ૫૩. પછી જ્યારે તે તમારા ઉપરથી (તે) દુઃખ દુર કરી નાંખે છે ત્યારે તરતજ તમારા માંથી કોઇ લોકો પોતાના પાલનકર્તાના ભાગીદાર સ્થાપવા માંડે છે; ૫૪. એટલા માટે કે જે (બક્ષીસો) અમે તેમને આપી હતી તે બાબત(તેઓ) કૃતઘ્નતા પ્રદર્શિત કરે (તો ભલે; જગતના બે દિવસ) સુખ ભોગવી લો; પછી આખરે (કયામતને દિવસે) તો તમને ખબર પડીજ જશે. ૫૫. અને અમે જે કંઈ એમને આપ્યું છે તેમાં, જે (મૂર્તિની મૂળ હકીકત) પણ એ લોકો જાણતા નથી તે (મૂર્તિ)નો ભાગ પણ ઠરાવે છે! તો પરમેશ્વરના (એટલે અમને અમારા) સોગન; કે જે જે કુભાંડ તમે લોકો રચો છો, તે બાબત (કયામતને દવસે) તમને જરૂર પુછવામાં આવશે. ૫૬. અને એ નાસ્તિક લોકો (દૂતોને) પરમેશ્વરની દીકરીઓ ઠરાવે છે. (વાહવાહ! જે) પરમ પવિત્ર(પરમેશ્વર તેને માટે છોકરીઓ)અને ખુદ પોતાને માટે જે કંઇ આકાંક્ષા તેઓ રાખે છે તે (છોકરાં)! ૫૭. અને જ્યારે એમનામાંથી એકાદ જણને છોકરી (જન્મવા)ના શુભવર્તમાન આપવામાં આવશે, ત્યારે (દુઃખથી) તેનુ મ્હોંડું કાળું પડી જશે, અને તે (ભારે સંતાપ કરતા) ગમ ખાઇ બેસી રહેશે. ૫૮. તે જે (છોકરીના જન્મવા)ના શુભ સમાચાર તેને આપ-

વામાં આવ્યા છે તેને અપશુકન ગણી (શરમથી) લોકોથી દબાતા દબાતા ફરશે. (અને મનમાં વિચાર કરશે કે આ) અપમાન છતાં તેણે તેને રહેવા દેવી કે જમીનમાં જીવતી દાટી દેવી? જુઓ ! (પરમેશ્વર માટે) આ લોકોનો (કેવો) ખરાબ અભિપ્રાય!* ૫૯. ખરાબની ઉપમા તો જે લોકો (નાસ્તિક હોઇ) પરલોક ઉપર વિશ્વાસ રાખતા નથી તેમનેજ લાગુ પડે છે; અને પરમેશ્વર(ના મહિમા)ને (અતિ ઉત્કૃષ્ટ તથા) ઉંચામાં ઉંચી ઉપમા† લાગુ પડે છે. અને તેજ પરમ સમર્થ (તથા) બુદ્ધિમાન છે. ૬૦. અને જો પરમેશ્વર, લોકોને આજ્ઞાનો ભંગ કરવા માટેની શિક્ષામાં પકડતે તો તે ભૂતળ ઉપર ચાલતા ફરતા એક પણ પ્રાણીને (બાકી) મુકતે નહિ. પરંતુ તે એક ઠરાવેલા કાળ (એટલે મરણ) સુધી તેઓને અવકાશ આપે છે. પછી જ્યારે તેઓનો (તે) કાળ આવી પહોંચે છે ત્યારે તેઓ (તેનાથી) એક કલાક પાછળ રહી શકતા નથી તેમ આગળ પણ જઈ શકતા નથી. ૬૧. અને (એ લોકો) જે વસ્તુને

* હુકમ એટલે નિવેડો, અને નિવેડો એક અભિપ્રાયજ હોવાથી અમે હુકમનો અર્થ અભિપ્રાય કર્યો છે. એટલે છોકરી જન્મે એ તેઓને શરમીંદું લાગતું હતું. એમ છતાં પણ પરમેશ્વરને છોકરી થાય એવો વિચાર કરવો એ ઘણું ગેરવાજબી છે.

† પરમેશ્વરને મૂળમાંજ સંતતિની ઇચ્છા હોતી નથી; કારણ એવી ઇચ્છા તેના નિરપેક્ષ તથા અદ્વિતીય હોવાની આડે આવે છે. વળી છોકરીને સંતતિ તરીકે ગણવામાં આવતી નથી, લોકો તેને લાંછન તરીકે ગણે છે. મતલબ કે અપમાન તિરસ્કાર તથા અપેક્ષા-ગરજ એ સઘળું નાસ્તિકોનેજ લાયક છે, પરમેશ્વર પોતાના મહિમા તથા પ્રતાપમાં જેથી ઉણપ આવે તેનાથી પવિત્ર છે.

પોતાની જાતને માટે પસંદ* કરતા નથી તે પરમેશ્વરને માટે યોજે છે; અને તેઓ પોતાની જીભે ખોટી પ્રતિજ્ઞા પણ કરે છે કે પરલોકમાં આપણું કલ્યાણજ છે. (કલ્યાણ નહિ પણ) ખરૂં જોતાં તેઓને માટે નરકાગ્નિ છે; ઉલટું એઓ (નરકમાં રહેનારાઓના) સરદાર† છે. ૬૨. (હે પયગંબર!) પરમેશ્વરના (એટલે અમને અમારા) સોગન છે કે તારી અગાઉ પણ અમે (જુદી જુદી) પ્રજા પાસે પયગંબર મોકલ્યા હતા. શેતાને લોકોને ભમાવ્યા અને) તેમનાં (દુષ્ટ) કૃત્યો તેમને સુશોભિત કરી બતાવ્યાં. તેજ (શેતાન) આજના વખતમાં આ (નાસ્તિકો)નો મિત્ર (બન્યો) છે અને (આખરે) એમને દુઃખદાયક શિક્ષા (થવાની) છે. ૬૩. અને (હે પયગંબર!) અમે (આ) પુસ્તકને એજ હેતુથી પ્રકટ કર્યું છે કે જે બાબતોમાં (એ લોકો માંહોમાંહે) તકરાર કરતા આવ્યા છે તે તું એમને સ્પષ્ટ રીતે સમજાવે. આ સિવાય (આ કુરઆન) જે લોકો વિશ્વાસ રાખે છે તેમને માટે સદ્બોધ તથા દયા(ના

* આનો અર્થ એક તો જે છોકરીનો ઉલ્લેખ ઉપર કર્યો છે તે હોય, અથવા ભાગીદાર માનવો એ પણ થાય. કારણ મનુષ્ય પોતાના અધિકાર તથા દોલતમાં કોઇનો ભાગ હોય તે પસંદ કરતો નથી. એમ છતાં પણ પરમેશ્વરના સેવક તથા તેણે ઉત્પન્ન કરેલી વસ્તુને તેના ભાગીદાર બનાવે છે અને તેના ઉપર જાણી જોઇ ધર્મનું બંધારણ બાંધે છે અને તેને ઇશ્વર તુલ્ય માને છે. એ સઘળું તિરસ્કારને પાત્ર છે.

† એનો અર્થ એ કે નરકના રહેવાસીઓના આખર દરજે તેઓને પહોંચાડવામાં આવશે; એટલે તેમને ભારે કષ્ટ ભોગવવું પડશે. આ રીતે તેઓને આગેવાન કહ્યા છે.






કારણરૂપે) છે. ૬૪. અને પરમેશ્વરેજ આકાશમાંથી પાણી વરસાવ્યું; પછી તે (પાણી)ને યોગે જમીનને તેના મરવા (એટલે પડતર થયા) પછી સજીવ* કરી મુકી. કંઈ શક નથી કે જે લોકો (વાત) સાંભળે છે (તથા સમજે છે) તેમને માટે ખરેખર આ (વૃતાંત)માં (ઇશ્વરના સામર્થ્યની એક મોટી) નિશાની છે. ૬૫. અને (લોકો!) તમારે માટે ચોપગાં જનાવરોમાં પણ એક બોધ લેવા જેવો ધડો છે; કે તેમના પેટમાં જે (ઝાડપ.લો ભર્યો) છે તેમાંથી (એટલે) છાણ તથા લોહીની વચ્ચેથી અમે તમને ચોખું દુધ પાઇએ છીએ કે જે પીનારાને ગળે સ્હેલાઇથી ઉતરી જાય છે. ૬૬. અને (એવીજ રીતે) ખજુરી તથા દ્રાક્ષના ફળમાંથી (અમે તમને રસ પાઇએ છીએ). જેમાંથી તમે દારૂ† બનાવો છો અને (આમ પણ તેને) ઉત્તમ ખોરાક (સમજી અનેક પ્રકારે ઉપયોગમાં લો છો.) જે લોકોમાં અક્કલ છે તેઓ માટે આ (પદાર્થ)માં પણ (ઈશ્વર સામર્થ્યની એક મોટી) નિશાની છે એમાં શંકા નથી. ૬૭. અને (હે પયગંબર!) તારા પાલનકર્તાએ મધમાખી‡ (ના મન)માં એવી

* જમીન ઉપર જ્યારે પાકથી ખેતરો ભરાઇ જાય છે અને ખેતીકારો ખેતરમાં જા આવ પુષ્કળ કરે છે તે સ્થિતિને જમીન સજીવ થઈ હોય એમ કહ્યું છે.

† દારૂ પીવો એ નિષિદ્ધ એટલે હરામ છે, તેમ છતાં પણ તેમાં ઇશ્વરી સામર્થ્ય દેખાય છે. દ્રાક્ષ શુદ્ધ અને ખાવા લાયક છે અને તેનાથી કંઇ પણ માઠું પરિણામ ઉત્પન્ન થતું નથી. પરતુ તેને સડવા દેવાથી તેમાંથી એક કેફી વસ્તુ પેદા થાય છે અને તેને લીધે માણસની બુદ્ધિ જતી રહે છે. એ કારણને લીધેજ કુરઆનમાં દારૂ પીવાનો પ્રતિબંધ કર્યો છે.

‡ મધમાખીનો હેવાલ કંઇક ચમત્કારિક છે. તેનો પુડો ભૂમિતિનાં









પ્રેરણા કરી કે પર્વતો ઉપર તથા ઝાડો ઉપર તથા લોકો જે ઉંચી ઉંચી દીવાલો બાંધે છે તે ઉપર તું માળો બાંધ; ૬૮. બાદ દરેક જાતનાં ફળમાંથી (તેનો અર્ક) ચુસતી ફર; અને તું (મોજથી) તારા પાલનકર્તાના (દોરી આપેલ) સુગમ માર્ગ ઉપર ચાલી જા. આ (માખીઓ)ના પેટમાંથી એક પેય (એટલે મધ) નીકળે છે તેના રંગ જુદા જુદા હોય છે. (અને) તેથી લોકો(ના ઘણા રોગો)નું નિવારણ* થાય છે. નિઃસંશય મનન કરનારા

---

પ્રમાણ અનુસાર બનાવેલો દેખાય છે; નાનામાં નાની જગાએ વધારેમાં વધારે મધ ભરી રખાય છે. મધપુડામાં જાણે એક રાજ્યની વ્યવસ્થા જણાય છે. આ માખીઓની એક રાણી હોય છે અને પુડામાંની સઘળી માખીઓ તેના કહેવામાં હોય છે. માખીઓ જુદી જુદી જાતની હોય છે, કેટલીક મધ એકઠું કરનારી, કંઇક પુડા ઉપર પહેરો રાખનારી વગેરે, જંગલી લોકો છોકરીને કન્યાદાનમાં મધપુડો આપે છે. જે પુડો આપવાનો હોય તેમાંની રાણીને પકડી હવાલે કરવાથી સઘળી માખીઓ તેની પાછળ પાછળ જાય છે. મધમાખીઓ વસંત ઋતુમાં મધ એકઠું કરે છે અને શરદ ઋતુ માટે ભરી રાખે છે. જ્યારે તેઓ પુડામાંથી નીકળી જવાની હોય છે ત્યારે તેમાં બાકી રહેલું મધ ચાટી જાય છે. આ માખીઓમાં ઇશ્વરી સામર્થ્યનો ભારે ચમત્કાર છે. જે રીતે મધમાખી મધ એકઠું કરી તેનું રક્ષણ કરે છે તે ઉપરથીજ એમ કહેવાય છે કે પરમેશ્વરે તેના મનમાં એવી એવી પ્રેરણાઓ મુકી છે.

* મધ એ એક ઉત્તમ ઓષધ હોઇ કફનાશક તથા ઘણાં ઔષધોનું તે અનુપાન પણ છે. હજરત મોહમદ પયગમ્બરના વખતમાં કોઈ એક મનુષ્યનો ભાઈ પેટની ભયંકર વ્યાધિથી પીડાતો હતો. તેણે પયગંબરને પુછવાથી તેને મધ ચાટવાનું કહેવામાં આવ્યું. તેણે તેમ કર્યું, પણ પેટમાં દુઃખવાનું ઓછું થયું નહિ. ફરીથી પુછતાં પયગં·









લોકો માટે એમાં પણ (ઈશ્વરી સામર્થ્યની એક મોટી) નિશાની છે. ૬૯. અને (લોકો!) પરમેશ્વરેજ તમને પેદા કર્યા; અને તેજ તમારા પ્રાણ હરણ કરે છે. અને તમારામાંના કેટલાક એવા પણ છે કે જેઓને જીંદગીની (સર્વથી) અધમ (સ્થિતિ)માં ફેરવવામાં આવે છે; કે જેથી (ઘણું) જાણ્યા પછી (તેઓ એવા થઈ જાય છે કે) તેઓ કંઇ પણ જાણી* શકતા નથી. નિઃસંશય પરમેશ્વર (સઘળુ) જાણે છે (તથા) સમર્થ છે. ૭૦. અને પરમેશ્વરેજ તમારામાંથી કેટલાંકોને બીજાઓ કરતાં વધારે અન્ન સંપતિ આપી છે. જેમને વધારે (સંપતિ) આપવામાં આવી હોય, તેઓ પોતાની સંપતિ, પોતાના જમણા હાથે જેમનું સ્વામિત્વ મેળવ્યું હોય એવા (દાસદાસીઓ)ને પાછી આપતા નથી, કે અન્ન સંપતિમાએ (સઘળા)નો હિસો બરાબર થાય. શું એ લોકો પરમેશ્વરની બક્ષીસનો અસ્વીકાર† કરે છે? ૭૧. અને તમારામાંથી

---

બર સાહેબે જવાબ આપ્યો કે, તેને હજી પણ વધારે મધ ખાવા દો. કારણ પરમેશ્વર સત્યવાદી છે અને તારા ભાઇનું પેટ જુઠું કહે છે. તે માણસને વધારે મધ આપવાથી તે ઇશ્વરની કૃપાથી સારો થયો.

* આ ઠેકાણે માણસની છેવટની સ્થિતિનું વર્ણન છે. જ્યારે તે ઘરડા થઇ જાય છે ત્યારે તે બચ્ચાઓ જેવી વાતો કરે છે.

† અર્થ એવો જણુ ય છે કે આ લોકની વ્યવસ્થા પરસ્પર સ્થિતિના ફેરફાર ઉપર આધાર રાખે છે. જે સઘળાં માણસો સર્વ બાબતમાં સરખાં હોય તો પછી કોઇ રાજા અને કોઇ પ્રજા, કોઇ ગરજવાન અને કોઇ દાતા, કોઇ બહુ પુત્રવાન તો કોઇ અપુત્ર અને કોઇ ઘર ધણી તો કોઈ ભાડુત એમ શા માટે હોય? પરંતુ જે પ્રમાણે આ સ્થિતિમાં પરમેશ્વરના ધાર્યા પ્રમાણે ફેરફાર થાય છે તેમ તેને કાયમ









પરમેશ્વરે તમારે માટે સ્ત્રીઓ પેદા કરી; અને (એવીજ રીતે) તમારી સ્ત્રીઓ મારફત તમારે માટે પુત્ર તથા પૌત્ર પણ પેદા કર્યાં અને તમને સારા (સારા) પદાર્થ ખાવાને આપ્યા. તો શું (એ લોકો બિલકુલ) મિથ્યા (ઉપાસ્યના અન્નદાતા હોવા) ઉપરજ વિશ્વાસ રાખે છે; અને પરમેશ્વરની બક્ષીસ માટે કૃતઘ્ન થાય છે? (ખરૂં જોતાં ખરો દાતા તો તેજ છે.) ૭૨. અને પરમેશ્વર સિવાય તેઓ એવા (દેવો)ની ઉપાસના કરે છે કે જેઓ આકાશો તથા પૃથ્વીમાંથી એઓને ખોરાક આપવાની કંઇપણ સત્તા ધરાવતા નથી; અને (એવી સત્તા) તેમને શક્ય પણ નથી. ૭૩. તો (આ લોકના રાજાની સાથે સરખામણી કરી) પરમેશ્વરને ઉપમાં* આપતા

---

રાખવાનું પણ તેના કહ્યા પ્રમાણે થાય છે. મતલબ કે ચોર, ઠગ. ભામટા તથા લોકોનો હક લૂટી લેનારાઓ કાયદાનો ભંગ કરે છે અને તેમ કરી સાર્વજનિક શાંતિમાં ખલલ પહોંચાડે છે જગતમાં શાંતિ કાયમની રહે છે પણ તેમાં ઇશ્વરના ધાર્યા પ્રમાણે ફેરફાર થયા કરતો હોવાથી તેનો ભગ આવાં કારણોથી થાય છે. છતાં શાંતિ એ એક ઇશ્વરી બક્ષીસ છે. તે પેલાને કેમ આપવામાં આવી અને મને કેમ નહિ આપવામાં આવીએ પુછવુંજ ભૂલ ભરેલું છે, કારણ માણસ આ ફેરફાર પોતાના અખત્યારથી ઉત્પન્ન કરતો નથી તેમ તે પોતાના અધિકાર વડે કાયમ રાખતો પણ નથી. પરમેશ્વરની બક્ષીસ માન્ય કરવી પણ તે બક્ષીસના આપનારને માન્ય કરવો નહિ એ કેમ બની શકે?

* અનેક દેવવાદી તથા મૂર્તિપૂજકો એક કરતાં વધારે દેવને માનવાનો એવો અર્થ કરતા હતા અને હમણા પણ કરે છે કે જેવી રીતે રાજા પાસે સ્વતંત્ર વજીર તથા બીજા કામદારો હોય છે તેમ પરમેશ્વરના દરબારમાં અમારા બીજા દેવો છે. પરમેશ્વરે તેમની એ સરખામણી ખોટી પાડી જણાવ્યું કે તમને બરાબર સરખામણી કરતાં




; (યોગ્ય ઉપમા આપવી એ) પરમેશ્વરને ખબર છે
(તે) તમને ખબર નથી. ૭૪. પરમેશ્વર એક દાખલો*
। છે કે એક જણુ બીજાની માલકીનો ગુલામ હોય તેને
પણુ બાબતમાં (કંઇ) સત્તા હોતી નથી; અને (બીજો)
ુસ (સ્વતંત્ર) હોય તેને અમે અમારી તરફથી સારી
ળક) સંપત્તિ આપી હોય; અને તે તેમાંથી ગુપચુપ
જાહેર રીતે જેમ જોઇએ તેમ ખરચ કરે છે. શું
વાં બે માણસો) સરખાં હોઈ શકે છે? (આ દાખલો
ળી મૂર્તિપૂજકો જરૂર કહેશે કે તે લોકો સરખા હોઈ
। નથી; તો હે પયગંબર! તું એઓને કહે) સર્વ સ્તુતિ

કતી નથી. તમારી કરેલી સરખામણી બિલકુલ નિરાધાર અને
હોત છે. આ કારણુને લીધેજ ઉપર બે ન્યાયી દાખલાં આપ્યા
પરમેશ્વરને ખબર છે પણ (તે) તમને ખબર નથી,' એનો અર્થ
થઈ શકે છે કે પરમેશ્વર લોકોની સ્થિતિથી જાણીતો છે પણુ
માણસ જાત જાણીતી નથી. આ ખબર નહિ હોવાને લીધેજ
ામાં જે રાજા છે તેને મદદ કરવી પડે છે અને જેઓ ગરજવંત
ઓને પણુ જરૂર જણાય છે કે તેમની તરફથી સીફારસ
ર તથા બોલનાર હોવો જેઇએ કે રાજા સુધી તેની હકીકત
ર થાય. પરંતુ એથી ઉલટું પરમેશ્વર પોતે સર્વજ્ઞાની તથા દૂરદર્શી
ને કંઇપણુ સાધન વિના તમારૂં સાંભળે છે અને તમારી સઘળી
તે જાણે છે.

* આ દાખલામાં, મૂર્તિ તેમજ બીજા કલ્પિત ઉપાસ્ય દેવોને
ની સત્તાથી કંઇપણુ કરી શકતા નથી એવા પરતંત્ર દાસ કહેવામાં
યા છે. જેઓ પોતાની માલમતાની જેઇએ તેવી ઉથલપાથલ
શકે છે તથા જેઓ કોઇના તાબામાં નથી એવાં સ્વતંત્ર માણુ-
। દાખલો પરમેશ્વરે આપ્યો છે.

પરમેશ્વરને (માટેજ યોગ્ય) છે. (તમને તો એટલી પણ સમજ છે.!) પરંતુ (આ લોકોની સ્થિતિ એવી છે કે) એમનામાંના ઘણા (એટલું પણ) સમજતા નથી. ૭૫. અને પરમેશ્વર (એક બીજો) દાખલો* આપે છે (કે) બે પુરૂષ (છે) તેઓમાંનો એક (જન્મથી) મુગો (અને સાથે એટલો પરતંત્ર કે જાતે) કંઇ પણ કરવાને સમર્થ નહિ, અને તે (મુગો હોવાથી) તે પોતાના માલીકને ભાર (રૂપેજ) છે તે તેને કોઇ પણ ઠેકાણે મોકલે તો તેને કંઈ પણ યશ (પ્રાપ્ત) થાય નહિ, શું એવો (પરતંત્ર ગુલામ) અને જે મનુષ્ય (લોકોને) મધ્યમ માર્ગે રહેવાને કહે છે અને જાતે પણ (મધ્યમ એટલે ન્યાયના) સરળ માર્ગ ઉપર (દૃઢ) રહે છે; એ બન્ને બરાબર થઇ શકે છે? ૭૬. અને આકાશો તથા પૃથ્વીની ગુપ્ત વાતો પરમેશ્વરનેજ (ખબર) છે. (કયામતના) વખતની ઉથલપાથલ એવી છે કે જાણે. આંખનો પલકારો; ઉલટું તેના કરતાં પણ ટુંકી. નિઃસશય પરમેશ્વર સર્વશક્તિમાન છે. ૭૭. અને (લોકો!) પરમેશ્વરેજ તમને તમારી માના પેટમાંથી કાઢયા. (અને તે વખતે) તમે કંઇ પણ જાણતા† નહોતા;

* આ બીજો દાખલો પહેલા પ્રમાણે મૂર્તિનો છે કે તે કેવળ પરતંત્ર તથા અધિકાર રહિત ગુલામ છે. વળી એ મૂર્તિ મુગી તથા બુદ્ધિ શુન્ય છે. શેઠ એવા ગુલામને જે જે કામો કરવાનું કહે છે તે કામો તે કરી શકતો નથી અને તેને કંઈ યશ પણ મળતો નથી. બીજી તરફથી પરમેશ્વરના દાખલામાં તેણે બીજો એવો એક માણસ પ્રગટ કર્યો છે કે તે સરળ માર્ગ બતાવે છે અને પોતે પણ સરળ માર્ગ ઉપર રહે છે. સરળ માર્ગ બતાવવા માટે ભારે વકતૃતા તથા બુદ્ધિ જોઇએ તે આ મૂર્તિમાં નથી.

† મતલબ કે તમે જન્મથીજ કેવળ જ્ઞાન તથા બુદ્ધિ વિનાના છો. આ ઉપ થી ખુલ્લું જણાય છે કે તમે તમારી ઇચ્છાથી કંઇ પેદા થયા નથી.






અને તેણે તમને કાન આપ્યા તથા આંખ (આપી) તથા હૃદય (આપ્યું) કે કદાચ તમે (તે માટે તેનો) આભાર માનો. ૭૮. શુ લોકોએ પક્ષી(ઓની સ્થિતિ)નું અવલોકન કર્યું નથી કે તેઓ (ખુલ્લી હવામાં) અંતરિક્ષ અદ્ધર રહ્યાં છે (તેમાંથી તેઓ બહાર જઇ શકતાં નથી;) તેઓને (ઉડતી વખતે) માત્ર પરમેશ્વરજ ધરી રાખે છે. જે લોકો વિશ્વાસ રાખે છે તેઓને માટે આમાં (ઈશ્વરનાં સામર્થ્યની મોટી) નીશાનીઓ છે. ૭૯. અને પરમેશ્વરેજ તમારે માટે તમારા ઘરોને રહેવાનુ ઠેકાણું બનાવ્યું અને ઢોરનાં ચામડાંમાંથી તમારે સારૂ (તંબુ, વગેરે એક વિશિષ્ઠ પ્રકારનાં) ઘરો બનાવ્યાં; કે તે તમને કુચ કરવાના દિવસે તથા મુકામ કરવાના દિવસે હલકાં ફૂલ લાગે; અને ચોપગાં જનાવરનાં ઉન તથા તેનાં પીછાં તથા તેના વાળમાંથી (તમારો ઘણો) ખરો સામાન અને ઉપયોગી વસ્તુઓ બનાવી (કે તમે) અમુક સમય સુધી (તેનો ઉપયોગ કરી સુખ ભોગવો.) ૮૦. અને પરમેશ્વરેજ તમારે માટે પોતે ઉત્પન્ન કરેલી વસ્તુના પડછાયા કર્યા અને પર્વતમાં તમારે માટે (ગુફા વગેરે) એકાંતની જગા બનાવી; અને તેણે તમારે માટે લુગડાં લતાં બનાવ્યાં કે તે ગરમી (સરદી)થી તમારૂં રક્ષણ કરે અને (કંઈક લોખંડી) વસ્ત્ર (એટલે બખતર બનાવ્યાં) કે તે તમારો (પરસ્પર) લડાઇથી બચાવ કરે. આવી રીતે (પરમેશ્વર) પોતાની બક્ષીસો તમો લોકો ઉપર પૂર્ણ કરે છે કે કદાચ (તે માટે) તમે (તેનો ઉપકાર માની તેની) આજ્ઞામાં રહો. ૮૧. પછી જો (લોકો એટલું સમજવા છતાં પણ) મ્હોંડું ફેરવી નાંખે, તો (હે પયગંબર!) તારૂં કામ માત્ર (પરમેશ્વરની આજ્ઞા) સ્પષ્ટ રીતે પહોંચાડવાનુજ છે. ૮૨. (એ લોકો) પરમેશ્વરની બક્ષીસ ઓળખે છે




અને પછી (જાણી જોઇને) તેનો અસ્વીકાર કરે છે; અને તેમનામાંથી ઘણા અનુપકારી છે. ૮૩. અને (લોકો! કયામતના દિવસનું સ્મરણ કરો કે) તે દિવસે અમે દરેક લોકોમાંથી (તેમના પયગંબરને) સાક્ષી (તરીકે) ઉભા કરીશું; પછી નાસ્તિકોને (એક અક્ષર પણ બોલવાની) પરવાનગી* આપવામાં આવશે નહિ, તેમ તેમને માફી પણ આપવામાં આવશે નહિ. ૮૪. અને જે લોકોએ (પરમેશ્વરના સંબંધમાં) દાંડગાઇ કરી છે, તેઓ જ્યારે (કયામતને દિવસે) શિક્ષા જોઈ લેશે ત્યારે (ગમે તે કરવા છતાં) તેમના ઉપરથી (શિક્ષા) હલકી કરવામાં આવશે નહિ તેમ તેમને વખત પણ આપવામાં આવશે નહિ. ૮૫. અને જે લોકોએ (જગતમાં પરમેશ્વરના) ભાગીદાર બનાવ્યા તેઓ જ્યારે (કયામતને દિવસે) પોતાના (તે) ભાગીદારોને જોશે; ત્યારે (તેઓને જોતાંજ) તેઓ કહેવા લાગશે કે હે અમારા પાલનકર્તા! જેઓને અમે તારા સિવાય (જગતમાં કર્તા હર્તા સમજી) બોલાવતા હતા તે અમારા આજ ભાગીદારો છે. પછી તે ભાગીદારો (તેઓનું) બોલવું (ઉલટું) તેમના તરફજ ફેંકી મારશે કે ખરેખર તમે તદ્દન જુઠા છો. ૮૬. અને તે લોકો તે દિવસે પરમેશ્વર આગળ ઇસ્લામની-આજ્ઞાધીનતા-ની દરખાસ્ત કરશે અને (જગતમાં) તેઓ જે જે કુભાંડ રચતા હતા તે (સઘળા) તેઓની પાસેથી નાબુદ થઈ જશે. ૮૭.

* અપરાધીઓ માટે એ પણ એક જાતની શિક્ષા છે કે તેમનો જવાબ પણ લેવાય નહિ. આ જગતમાં કોઈ અધિકારી એમ કરે તો તે અન્યાયી છે. પણ સર્વજ્ઞાની પરમેશ્વરને જવાબ લેવાની પણ શી જરૂર, તે તો જવાબ લીધા સિવાય સઘળું જાણી શકે છે.

જે લોકો નાસ્તિકપણું કરે છે અને (લોકોને) પરમેશ્વરના માર્ગ ઉપર (જતા) અટકાવે છે તેઓ (આ) જે તોફાન કરે છે તેની શિક્ષા તરીકે અમે તેઓને માટે શિક્ષાપર શિક્ષા વધારતાજ જઈશું. ૮૮. અને (લોકો! કયામતનાં દિવસનું સ્મરણ કરો કે) તે દિવસે અમે દરેક લોકોમાં તેમનામાંનોજ એક સાક્ષી (એટલે પયગંબર) તેમની સામા ઉભો કરીશું; અને (હે પયગંબર!) તને (તારા સમયના) આ નાસ્તિકો) સામે સાક્ષી* બનાવીશું. અને (હે પયગંબર! અમે તને (આ) પુસ્તક પ્રકટ કર્યું છે (તેમાં) દરેક બાબતનું (સવિસ્તર) વિવેચન (છે). અને મુસલમાનો માટે સદ્બોધ તથા દયા તથા શુભવર્તમાન (પણ છે). ૮૯. (મુસલમાનો!) પરમેશ્વર ન્યાય કરવાનો હુકમ આપે છે અને (લોકો સાથે) પરોપકાર કરવાનો અને નજદીકનાં સગાંસંબંધીઓને (નાણા સંબંધી મદદ) કરવાનો; અને નિર્લજપણા(ના કામો) તથા અસંભવિત વર્તણુંકની તથા (એક બીજા ઉપર) અત્યાચાર કરવાની મનાઈ કરે છે. તે તમને (એવા એવા) બોધ કરે છે કે (જેથી) કદાચ તમે (આ બાબત) વિચાર કરો. ૯૦. અને જ્યારે તમે લોકો માંહોમાંહે કરાર કરો ત્યારે પરમેશ્વરનો કરાર પુરો કરો; અને સોગન† પાકા કર્યા પછી તે તોડતા નહિ.

* આ પ્રકારનો મજકુર કુરઆનમાં બીજે ઠેકાણે પણ આવ્યો છે કે જ્યારે કર્મનો હિસાબ લેવામાં આવશે તે વખતે દરેક પ્રજાને તેના પયગંબર સાથે પરમેશ્વર રૂબરૂ ઉભા કરવામાં આવશે; અને પયગંબર સાક્ષી પુરશે કે અમે આ લોકોને પરમેશ્વરનો હુકમ સંભળાવ્યો છે અને સમજાવ્યો છે.

† લોકો માંહોમાંહે જે કંઇ કોલકરાર કરે છે તેમાં ઘણું ખરૂં સમ સોગન થાય છે તેથી કરીનેજ કહ્યું છે કે સોગન પાકા થયા પછી તે તોડવા નહિં પણ પોતાના કોલકરાર પુરા કરવા.

અને ખરૂ જોતાં તમે પરમેશ્વરને તમારો જામીન બનાવી ચુકયા છો. કંઈ પણ શક નથી કે જે કંઈ તમે કર્યા કરો છો તે પરમેશ્વર સારી રીતે જાણે છે. ૯૧. અને (સોગન તોડવામાં) તમે પેલી સ્ત્રીના જેવા થતા નહિ કે જેણે પોતે કાંતેલું સુતર મજબૂત વણ્યા પછી (તેના) ટુકડે ટુકડા કરી તોડી નાંખ્યા; કે તમે પણ તમારા સોગનને (એ માટે) માંહોમાંહે ફિસાદનું કારણ બનાવવા માંડો કે એક (પ્રકારના) લોકો બીજા લોકો કરતાં વધારે જોરાવર છે. પરમેશ્વર (જેણે કેટલાકોને જોરાવર તથા કેટલાકોને કમજોર બનાવ્યા છે તે) માત્ર આ (સ્થિતિના તફાવત) મારફત તમો લોકોને કસી જુએ છે (કે તમે જોરાવરનું માન રાખો છો કે તમારા કરાર તથા સોગનનું ?) અને જે બાબતોમાં તમે મતભેદ કરવા આવ્યા છો (તેની ખરી હકીકત) તમને કયામતને દિવસે પરમેશ્વર જરૂર જાહેર કરશે. ૯૨. અને પરમેશ્વરની ઇચ્છા થતે તો તે તમો (સઘળા)ને એકજ લોકો બનાવી દેતે. પરંતુ તે જેને ઇચ્છે છે તેને માર્ગ ઉપરથી ભમાવી દે છે; અને જેને ઇચ્છે છે તેને સન્માર્ગની બુદ્ધિ આપે છે. અને (લોકો !) જે કંઈ તમે (દુનીયામાં) કરો છો તે માટે તમને જરૂર પુછવામાં આવશેજ. ૯૩. અને તમારા સોગનને માંહોમાંહે ફિસાદનું કારણ કરતા નહિ (કે જેથી કરી લોકોના) પગ દૃઢ થયા પછી (ઇસ્લામ ધર્મ ઉપરથી) ડગમગવા માંડે; અને (આખરે) પરમેશ્વરના માર્ગે જતાં (લોકોને) તમે અટકાવ્યા તેથી તમારે (ઇશ્વરી શિક્ષાનાં) માઠાં પરિણામનો સ્વાદ ચાખવો પડે અને તમને ભારે (કડક) શિક્ષા થાય. ૯૪. અને પરમેશ્વરના કરારને બદલે (આ લોકનો) જરા તરા ફાયદો સ્વીકારતા નહિ. (કરાર

પુરો કરવાનો બદલો, જે પરમેશ્વર આગળ (પ્રાપ્ત) થાય છે તેજ તમારે માટે ઉત્તમ છે; (પણ) શરત એ છે કે તમારે (આ વાત) સમજવી.* ૯૫. જે (ઐહિક માલમતા)

* હઝરત મોહમદ પયગંબરને હાથે ઇસ્લામ ધર્મનો પ્રસાર થયો તે અગાઉ અરબ લોકોની નીતી ઘણીજ હલકા પ્રકારની હતી. તેઓમાં મોટામાં મોટી એબ વિશ્વાસઘાત તથા વચનભંગ કરવાની હતી. એક દિવસ તેઓ કોઇ સાથે કરાર કરે અને વળતે દિવસે સામાવાળા લોકો જબરા દેખાય તો કરાર તોડી નાંખી આ લોકો સાથે મળી જાય. આ મહાવાકયમાં મુસલમાનોને વચનભંગ કરવા માટે ઘણી સખત મનાઇ કરવામાં આવી છે. જો તેઓથી વચનભંગ થાય તો તેઓ રૈતા બિન્તે સઅદ બિન્તે તૈમ નામની મૂર્ખ સ્ત્રીના જેવા થશે. એ સ્ત્રી ભારે શ્રમ કરી સુતર કાઢી વણતી અને પછી તે સઘળું તોડી નાંખી કકડે કકડા કરી નાંખતી. વિશ્વાસઘાત તથા વચનભંગ કરવાથી સૌથી ખરાબ પારણામ એ આવે છે કે માણસ લોકોની નજરથી ઉતરી જાય છે અને તેના બોલવા ઉપર કોઇને વિશ્વાસ આવતો નથી. જો અસલના મુસલમાનો વચનભંગ કરતે તો તેનું પરિણામ એ આવ્યું હોત કે જે લોકોએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો તેઓ પણ તેમનું એ કૃત્ય જોઇ તેમના હાથમાંથી સટકી જતે અને બીજા લોકો એ ધર્મમાં આવતાં અચકાતે. એમ થતે તો તેઓ પેલી મૂર્ખ સ્ત્રીના જેવાજ થયા હોત. કેટલો શ્રમ વેઠી ઇસ્લામ ધર્મનો પ્રસાર કરવામાં આવ્યો હતો પણ વચનભંગ કરવાથી તે સઘળી મહેનત વ્યર્થ જાત. મુસલમાનોની આવી સ્થિતિ થઇ હોત તો લોકોને ધર્મને નામે કંટાળો આવતે કે જેમનો બોલવા ઉપર વિશ્વાસ નહિ તેમનો ધર્મજ કેવો. અરબ લોકો મુસલમાન થયા ત્યારથી તેઓમાંથી આ દોષ જતો રહ્યોં. અને મુસલમાન લોકો વચન સંપૂર્ણ રીતે પાળે છે એ વાત દુનીયાના જોવામાં આવી. એમ છતાં પણ જો કોઇ વિશ્વાસનો ભંગ કરે તો તેને ઇસ્લામ ધર્મ સાથે કંઈ લેવા દેવા નથી.

તમારી પાસે છે તે (સઘળી એક દિવસે) ખુટી જવાની છે; અને જે (બદલો) પરમેશ્વર પાસે છે તે (સતત) બાકી રહેશે. અને જે લોકોએ (આ જગતમાં દુઃખ) સહન કર્યું તેમને (કયામતને દિવસે) તેઓ જે સારાં સારાં કામો કરતા રહ્યા તેનો બદલો અમે જરૂરજ આપીશું. ૯૬. જે કોઈ સારાં કામો કરશે, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ; અને તે (ખરો) વિશ્વાસુ* પણ હોય, તો અમે (આ લોકમાં પણ) તેની જીંદગી સુખી કરીશું; અને (પરલોકમાં) તેને તેનાં (આ) સારાં કર્મનો બદલો અવશ્ય આપીશું. ૯૭. તો (હે પયગંબર !) જ્યારે તું કુરઆન વાંચવા માંડશે ત્યારે પથ્થરનો માર મારી કાઢી મૂકેલા શેતાન (ના ભમાવવા) થી તું પરમેશ્વરનો આશ્રય માગતો જા. ૯૮. જે લોકો વિશ્વાસ રાખે છે અને પોતાના પાલનકર્તા ઉપર ભરોસો મુકે છે તેમના ઉપર શેતાનનું કંઈ જોર (ચાલતું) નથી, એ નક્કી. ૯૯. તેનું તો જે લોકો તેની સાથે દોસ્તી રાખે છે અને જેઓ પરમેશ્વરના ભાગીદાર બનાવે છે તેમના ઉપરજ (ચાલે છે). ૧૦૦. અને (હે પયગંબર !) જ્યારે અમે એક મહાવાકયને બદલી તેની જગાએ બીજું મહાવાકય પ્રકટ કરીએ છીએ; અને પરમેશ્વર જે (આજ્ઞા) મોકલે છે તે(નું પ્રયોજન) તે સારી પેઠે જાણે છે-ત્યારે (નાસ્તિકો તને) કહેવા લાગશે કે તું તો

---

* કારણ સંસારી માણસ શ્રીમંત હોય કે ગરીબ પણ સંતોષી રહી શકતો નથી. ફકત વિશ્વાસ સાથની ધાર્મિકપણુંજ એવી એક વસ્તુ છે કે જે માણસને આ લોકમાં સંતોષી રાખી શકે છે. જે તેને સુખ મળે છે તો તે બાબત તે પરમેશ્વરનો પાડ માને છે અને દુઃખ આવે છે તો તે શાંત રીતે સહન કરે છે.





સઘળું તારા મનમાંથી ઘડી કાઢે છે. (તેઓનો આ અભિપ્રાય ભૂલ ભરેલો છે;) ઉલટું (ખરી વાત તો એ છે કે) એમનામાંથી ઘણા (વખતનું પ્રયોજન) જાણતા નથી. ૧૦૧. (હે પયગંબર! તું આ લોકોને) કહે કે ખરૂ તો એ છે કે આ (કુરઆન) તારા પાલનકર્તા પાસેથી પવિત્ર આત્મા (એટલે જીબ્રીલ) લઇ આવ્યો છે; કે જેથી જે લોકો વિશ્વાસ રાખી ચુકયા છે તેમને (વિશ્વાસ ઉપર) પરમેશ્વર તે મારફત દૃઢ રાખે, અને તે (પરમેશ્વરની) આજ્ઞા માનનારા સેવકોને માટે સદ્‌બોધ તથા શુભ વર્તમાન થાય. ૧૦૨. અને (હે પયગંબર!) અમને (એ પણ) નક્કી ખબર છે કે નાસ્તિકો (કુરઆન વિષે) એ (સંદેહ) કહી બતાવે છે કે ગમે તેમ પણ આ માણ-સને (એટલે તને અમુક) માણસ શીખવે છે. પણ જે માણસ ઉપર (આ લોકો શીખવવાનો) આરોપ મુકે છે, તેની ભાષા તો પારકી* છે; અને આ (જેમાં કુરઆન છે તે)

---

* મતલબ કે કુરઆનની વર્ણનશૈલી ઘણીજ વક્તૃત્વ પૂર્ણ તથા તેનો મજકુર સત્ય તથા નીતિમય છે અને શરૂઆતથી હમણા સુધી આખી દુનીયામાં તેના જેવુંજ પુસ્તક પ્રકટ કરવા સારૂ ખુદ એમાંજ કેટલેક ઠેકાણે માગણી છે તે બરાબર છે, વળી નાસ્તિકોને એ પણ ખબર હતી કે હઝરત મોહંમદ પયગંબર પોતે અભણ હતા. તો કુરઆન ઇશ્વર પ્રણીત છે એમ માનવાને બદલે દુરાગ્રહથી તેઓએ એવો સંદેહ બતાવ્યો કે પયગંબરને કોઇ અમુક માણસ શીખવતો હશે. પણ જે લોકો ઉપર નાસ્તિકો આવો આરોપ મુકતા હતા તે પરદેશી હોઇ તેની ભાષા પણ જુદી હતી, કુરઆન ખુદ અરબીમાં છે. જેની માતૃભાષા અરબી છે તેનાથીજ આ માગણીનો જવાબ દેવાયો નહિ તો જેની ભાષા બીજી હોય તે શું પયગંબરને શીખવી શકે? આમ કહી પરમેશ્વરે તેઓને નિરૂત્તર બનાવ્યા.

પષ્ટ અરબી ભાષા છે. ૧૦૩. જે લોકો (હઠ તથા દુરાગ્રહ
 થી) પરમેશ્વરનાં મહાવાકયો ઉપર વિશ્વાસ રાખતા નથી,
ઓને પરમેશ્વર પણ સરળ માર્ગ બતાવતો નથી; અને
રલોકમાં) તેમને દુઃખદાયક શિક્ષા (થાય) છે. ૧૦૪. જે
કોને પરમેશ્વરનાં મહાવાકયો ઉપર વિશ્વાસ નથી તેઓજ
ત્ર મનથી ખોટાં કુભાંડ રચે છે; અને (મૂળમાં) એજ
કો જુઠા છે. ૧૦૫. જે માણસને (નાસ્તિક થવાને) જોર
લમથી ફરજ પાડવામાં આવે પણ તેનું અંતઃકરણ વિશ્વા-
થીજ સંતુષ્ટ હોય (તો તેને કંઈ શિક્ષા નથી;)
રંતુ જે કોઈ માણસ પોતે વિશ્વાસ રાખ્યા બાદ પરમેશ્વર
થે નાસ્તિકપણું કરે અને નાસ્તિકપણું કરે તે પણ સારી રીતે
કળાં મનથી તો એવા લોકો ઉપર પરમેશ્વરનો કોપ છે
ને તેઓને માટે મોટી (સખત) શિક્ષા છે. ૧૦૬. એ
ટલા માટે કે તેઓ આ લોકનાં આયુષ્યને પરલોકનાં
ાયુષ્ય કરતાં વધારે પ્રીય ગણે છે. અને (તેવીજ
તે) એટલા માટે કે જે લોકો નાસ્તિકપણું કરે છે
મને પરમેશ્વર સન્માર્ગની બુદ્ધિ આપતો નથી. ૧૦૭.
ાજ તે લોકો છે કે જેઓનાં અંતઃકરણો ઉપર
ને જેઓના કાન ઉપર તથા જેઓની આંખો ઉપર
રમેશ્વરે સીલ મારી દીધી છે; અને એઓ (બિલકુલજ)
દરકાર છે. ૧૦૮. એમ છતાં પરલોકમાં પણ એજ લોકો
રૂર ખોટમાં રહેશે. ૧૦૯. પછી જે લોકો સંકટ તથા ત્રાસમાં
ડી પડયા પછી ઘરબાર છોડી દે છે અને પછી (પરમેશ્વ-
ા માર્ગે) યુદ્ધ કરે છે અને (સ્વદેશનો ત્યાગ અને યુદ્ધ કરવામાં
સંકટો આવે તે મુગા મુગા) સહન કરે છે તે લોકોની તરફ (હે

પયગંબર!) તારો પાલનકર્તા, નિઃસંશયજ તારો પાલનકર્તા (આ સઘળી પરીક્ષા કર્યા) બાદ (કયામતને દિવસે) ખરેખરજ ક્ષમાવાન (તથા) દયાળુ છે. ૧૧૦. તે દિવસે દરેક જણ પોતાની જાતને માટે તકરાર કરતો આવી હાજર થશે; અને દરેક જણને તેણે જે કંઇ કર્યું હશે તેનો ભરપૂર બદલો આપવામાં આવશે; અને લોકો ઉપર (કોઈપણ જાતનો) જુલમ કરવામાં આવશે નહિ. ૧૧૧. અને પરમેશ્વર એક ગામનો* દાખલો આપે છે. તે (ગામ દરેક રીતે) ભય રહિત તથા શાંત હતું, ચારે બાજુઓથી તેની સંપત્તિ રેલછેલ (કરતી) ત્યાં

* પરમેશ્વરે જે ગામનો દાખલો આપ્યો છે તેનું નામ ખુલ્લે ખુલ્લું જણાવ્યું નથી. પરંતુ જે સ્થિતિનું વર્ણન કર્યું છે તે મક્કા શહેરને લાગુ પડતી હોય એમ લાગે છે. કારણ અજ્ઞાનકાળમાં મક્કાના લોક ભયરહિત તથા શાંતિમાં રહેતા હતા. આખા અરબી દ્વિપકલ્પમાં લૂટાલૂટ અને મારામારી ચાલતી હતી; પણ કાબા માટેની પૂજ્યબુદ્ધિને લીધે કોઈ તે લોકો તરફ નજર પણ કરતું હતું નહિ. મક્કાનો પ્રદેશ ડુંગરાળ છે અને ત્યાં પાણીની પણ ઘણી તાણ પડે છે. આથી ચારે બાજુ તરફથી ધાન્ય ફળ. વગેરે પુષ્કળ મદદામાં આવતું હતું. આવી રીતે ભયરહિત તથા શાંતિમાં રહેવાનું *તથા ખોરાકના પદાર્થો પુષ્કળ મળે એ મક્કાના લોકો ઉપર પરમેશ્વરનો મોટો ઉપકાર હતો તેથી તેઓએ તેનો અવશ્ય પાડ માનવાનો હતો પરંતુ ખરા અન્નદાતા અને ઉપકાર કરનાર પરમેશ્વરને ભૂલી જઇ તેઓ મૂર્તિપૂજા કરવા લાગ્યા. પરમેશ્વરે પયગંબર સાહેબને તેઓને સત્ય માર્ગ બતાવવા મોકલ્યા. તેની પણ કિંમત તેઓ જાણી શકયા નહિ. આ અપકારના બદલામાં તેઓને સાત વર્ષ દુકાળનાં કાઢવા પડયાં. મુસલમાનો સાથે તેઓને યુદ્ધ પણ થયું હતું એટલે તેઓ-નાથી પણ એ લોકો બ્હીતા રહેતા હતા.

ચાલી આવતી હતી; બાદ તે (ગામ) પરમેશ્વરની બક્ષીસ પ્રત્યે અનુપકારી થયું; એટલે (ત્યાંના) લોકોએ જે જે કંઇ કર્યું તે માટે પરમેશ્વરે તેમને એવો સ્વાદ ચખાડયો કે ભૂખ અને ભયથી (એ લોકોને) ઘેરી લીધા. ૧૧૨. અને તેઓમાંનોજ એક પયગંબર પણ તેઓની પાસે આવ્યો તો તેઓએ તેને પાખંડી કહ્યો; આ ઉપરથી (ઇશ્વરી) શિક્ષાએ તેઓને આવી પકડયા. અને તેઓજ અન્યાયી હતા. ૧૧૩. તો (મુસલમાનો!) પરમેશ્વરે તમને જે હલાલ (અને) શુદ્ધ ખોરાક આપ્યો છે તેમાંથી (ખુશીથી) ખાઓ; અને જો તમે પરમેશ્વરનીજ ભક્તિ કરતા હો તો તેણે આપેલી બક્ષીસ માટે ઉપકાર માનો. ૧૧૪. તેણે તો તમને ફક્ત પોતાની મેળે મરી ગએલાં (જનાવર) હરામ કર્યાં છે (અને) તેવીજ રીતે લોહી તથા ડુક્કરનું માંસ, તથા જે (જનાવર)નો પરમેશ્વર સિવાય બીજા કોઇને (ભોગ આપવા) માટે વધ* કરવામાં આવે તે (જનાવર) પણ; પછી જે કોઇ (ભૂખથી) વ્યાકુળ થાય, (અને ઇશ્વરની આજ્ઞાનુ) ઉલ્લંઘન કર્યા વિના તથા (જરૂર હોય ત્યાં સુધી મર્યાદાની) બહાર નહિ જતાં નિરૂપાય થઇ (તે એકાદ પ્રતિબંધ કરેલી વસ્તુનું સેવન કરે) તો પરમેશ્વર ક્ષમાવાન (તથા)દયાળુ છે. ૧૧૫. અને (નાસ્તિકો માફક) જે કંઇ ખોટું તમારી જીભે આવે તે (સમજ્યા વિના) બોલતા નહિ કે આ હલાલ છે અને આ હરામ છે. નહિ તો (એવી રીતે બબડયા કરવાથી) તમે પરમેશ્વર ઉપર ખોટા આરોપ રચશો. જે લોકો પરમેશ્વર સામે ખોટા

* આ વાક્યના ખુલાસા માટે કુરાઆન ભાગ ૨. અધ્યાય ૨: ૧૭૩, ઉપરની ટીપ જુઓ.

આરોપો રચે છે તેઓ (પોતાના મનોરથમાં કદીપણ) સફળ થનાર નથી. ११६. (આ તો જગતમાં બે દિવસનું) જરા તરા સુખ છે; અને (પરિણામે) તેઓને દુઃખદાયક શિક્ષા (થવાની) છે. ११७. અને (હે પયગંબર!) અમે જે વસ્તુઓ તને અગાઉ કહી ચુકયા છીએ તે યહુદીઓને અમે હરામ કરી હતી; અને (તેમ કરતાં) અમે તેઓના ઉપર જુલમ કર્યો હતો નહિ, ઉલટું, તેઓ પોતાના ઉપર જુલમ કરતા હતા. ११८. જે લોકો અજ્ઞાનતામાં પાપ કરતા રહ્યા અને તેપછી (તેઓએ) પશ્ચાતાપ કર્યો; અને (તેમ કર્યા પછી જેઓએ પોતાનાં) આચરણ સુધાર્યાં તે લોકો તરફ (હે પયગંબર!)તારો પાલનકર્તા, નિઃસંશય તારો પાલનકર્તા (પશ્ચાતાપ તથા સ્થિતિ સુધારવા,) પછી ખરેખર ક્ષમા કર્તા (તથા) દયાળુ છે. ११९. નિઃસંશય 'ઇબ્રાહીમ' એક (સત્ય ધર્મનો) નમુનો* થઇ ગયો છે; તે પરમેશ્વરનો આજ્ઞા ધારક સેવક હોઇ એકનિષ્ટ હતો. અને તે મૂર્તિપૂજકોમાંનો નહોતો. १२०. તે પરમેશ્વરની બક્ષીસ માટે કૃતજ્ઞ હતો. પરમેશ્વરે તેને ખાસ ચુંટી કાઢયો હતો અને તેને (ધર્મનો)

* અહી 'ઉમ્મત' શબ્દનો અર્થ જનસમૂહ અથવા લોકો થાય છે તે એકલા ઇબ્રાહીમ માટેજ વાપરવામાં આવ્યો છે. એથી અર્થ એ થાય છે કે લોકોમાં જે સારા સારા ગુણો હતા તે સઘળા હઝરત ઇબ્રાહીમ પયગંબરમાં મળી આવે છે. વળી નમરૂદ બાદશાહે તેને અગ્નીમાં નાંખ્યો તે અગાઉ સકળ જગતમાં પરમેશ્વર એકજ છે એવો વિશ્વાસ રાખી માનનાર ઇબ્રાહીમ સિવાય બીજું કોઇજ નહોતું. આધક સ્પષ્ટપણે કહીએ તો એ સદ્ધર્મનો નમુનો હતો. આજ અર્થ અમે અહીં કર્યો છે.

સરળ માર્ગ પણ બતાવી દીધો હતો. ૧૨૧. અને અમે તેને આલોકમાં (દરેક જાતનું) શ્રેય આપ્યું હતું અને પરલોકમાં પણ તે જરૂર (અમારા) સદાચરણી (સેવકો)માંનો (એક) થશે. ૧૨૨. તો (હે પયગંબર!) અમે તારા ઉપર (એવું) ફરમાન મોકલ્યું કે તું 'ઈબ્રાહીમ'ના માર્ગનું અનુકરણ કર; કે તે એકનિષ્ઠ હતો અને મૂર્તિપૂજકોમાંનો નહોતો. ૧૨૩. શનિવાર(ના દિવસને પૂજ્ય ગણવો એ) માત્ર, જે લોકોએ (આખરે) તેના સંબંધમાં (તરેહ તરેહના મતભેદ કર્યા હતા તેઓનેજ માટે જરૂરનું ઠરાવવામાં આવ્યું હતું. અને (હે પયગંબર!) જે બાબતમાં એ લોકો માંહોમાંહે તકરાર કરતા હતા તે બાબતનો(સ્પષ્ટ તથા નક્કી)ખુલાસો* તારો પાલનકર્તા કયામતને દિવસે કરશે. ૧૨૪. (હે પયગંબર! તું લોકોને) ડહાપણની વાતો તથા સારા ઉપદેશ મારફત તારા પાલનકર્તાના માર્ગ

* ઇશ્વરની આજ્ઞા ઉપરથી મુસલમાનોએ શુક્રવારને પવિત્ર માન્યો; ત્યારે યાહુદી તેમજ ખ્રિસ્તી લોકોએ વાંધો ઉઠાવ્યો. પરમેશ્વરે તેઓને ઉત્તરમાં જણાવ્યું કે ઇબ્રાહીમ પયગંબરના ધર્મ માર્ગને એ લોકો અનુસરે છે. શબ્બાથ એટલે શનિવાર પૂજ્ય ગણવાનો હુકમ ઇબ્રાહીમની પછી થયો હતો એટલે મુસલમાનોને તે પ્રમાણે ચાલવાની જરૂર નથી. જે લોકોને શનિવારનો દિવસ પૂજ્ય ગણવાનો હુકમ કરવામાં આવ્યો હતો તેઓમાં પણ એ બાબત અનેક મતભેદ ઉઠયા ખ્રિસ્તીઓએ રવીવાર પાળ્યો અને યાહુદીઓએ શનિવાર. તેઓએ શનિવાર માટે મોટાં મોટાં કારણો ઘડી કાઢયાં કેમકે શનિવારે શિકાર કરવાની મનાઇ હતી એ લોકો આગલે દિવસે પાણીના બંધ કાપી નાંખતા અને શનિવારે માછલી ખાડામાં આવી એકઠી થતી એટલે બીજે દિવસે તેઓને પકડી લેતા.

તરફ આમંત્રણ કર; અને તેઓની સાથે વાદવિવાદ પણ કર, (પણ) એવી રીતે કે જે (લોકોને) ઘણી (પસંદ પડે તથા) ઉત્તમ હોય. (હે પયગંબર!) જે કોઈ પરમેશ્વરના માર્ગ ઉપરથી ભટકી ગયો તેની સ્થિતિ થી ખરેખર તારો પાલનકર્તા સારી પેઠે વાકેફ છે; અને (તેવીજ રીતે) જે લોકો સરળ માર્ગ ઉપર છે તેમની (સ્થિતિ)થી પણ તે સારી પેઠે વાકેફ છે. ૧૨૫. અને (મુસલમાનો! ધર્મના વાદવિવાદમાં સામા પક્ષ ઉપર) સખતાઈ કરો તો તમારા ઉપર જેવી સખતાઇ કરવામાં આવી હોય તેવીજ સખતાઇ તમે પણ કરજો; અને જો તમે (લોકોનો ત્રાસ) સહન કરો તો ગમે તેમ પણ સહનશીલ લોકો માટે સહન કરવું એજ ઉત્તમ છે. ૧૨૬. અને (હે પયગંબર! તું સામા પક્ષનો ત્રાસ) સહન કર; અને તારૂં સહન કરવું એ પરમેશ્વર(ની કૃપા) સિવાય (બનવું શકય) નથી. અને નાસ્તિકો માટે તું ખેદ કરતો નહિ; અને એ લોકો (તારી વિરૂદ્ધ) જે ખટપટ કરે છે તે માટે તું દલગીર થતો નહિ. ૧૨૭. (કારણ કે) જે લોકો (પરમેશ્વરથી) બ્હીને ચાલે છે અને (લોકો સાથે) જેઓ પરોપકાર વૃત્તિથી વર્તે છે તેમનો સાથી પરમેશ્વર છે. ૧૨૮.



# પવિત્ર કુરઆન.

## ભાગ ૧૫ મો.

## અધ્યાય ૧૭ મો.

### સૂરતુ–બની–ઈસ્રાઇલ.



આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો છે. એમાં ૧૧૧. આયાત–મહા વાકયો છે. 'બની–ઇસરાઇલ' એટલે યહુદીઓને તેમની પૂર્વ સ્થિતિનું સ્મરણ કરાવી તે વિષે વિચાર કરવા માટે તેમને સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે તમે તમારો પૂર્વનો અભિપ્રાય તથા ભૂલભરેલા વિચારો છોડી દઇ, તોરાત એટલે જુના કરારમાંના અનુવાદ અધ્યાય ૧૮: ૧૫ માં જે ભવિષ્ય વચન છે તે હઝરત મોહંમદ પયગંબરના વર્ણન સાથે બરાબર મળતું આવે છે માટે તેનો વિચાર કરો અને તે પયગંબરનું કહેવું ધ્યાનમાં લો. કારણ ઇબ્રાહીમના પુત્ર ઇસ્હાકના વંશજોમાં મુસા યા મોશયા અને ઇસુ ખ્રિસ્ત પણ આવી જાય છે; અને ઇસ્હાકના ભાઇ ઇસ્માઇલનો વંશ પણ હઝરત મોહંમદ પયગંબર આગળ આવી મળે છે. આ હકીકતમાં હઝરત મોહંમદ હઝરત મુસાના બાંધવો પૈકી હોઇ તેમનો મુસા સાથેનો સંબંધ ઘણી ખરી વાતોમાં મળતો આવતા જણાઇ આવે છે. તેવી રીતે ઇસુ ખ્રિસ્તની બાબતમાં થતું નથી. વળી યેશુ મુસાના પુત્રોમાં છે ભાઇઓમાં નથી યૂશા બિન નૂન અથવા જોશુઆ જેને યહુદી લોકો આ અનુવાદમાંના ભવિષ્ય વચન પ્રમાણે પયગંબર અથવા ભવિષ્યવાદી જાણે છે તે બરાબર નથી. કારણ હઝરત યૂશા મુસાના ભાઇ નથી પણ તેમના શિષ્ય કે નોકર હતા અને તેમને મુસા સાથે કંઇ સરખામણી નથી. યહુદીઓએ અગાઉ માફક પયગંબરને હેરાન નહિ કરતાં આ સન્માર્ગ એટલે ઇસ્લામ






ધર્મ સ્વીકારવા વગેરે બાબત બની-ઇસરાઈલ વિષે વિવેચન આ અધ્યાયમાં આવ્યું છે. તેથી એને બની-ઇસરાઇલનું પ્રકરણ કહે છે. એનું બીજું નામ 'સૂરતુલ અસ્રા' અથવા રાત્રીના પર્યટનનું પ્રકરણ છે. એમાં પરમેશ્વરે હઝરત મોહંમદ પયગંબર સાહેબને મક્કા શહેરથી જેરૂસલમ સુધી રાતોરાત પ્રવાસ કરાવ્યો અને ત્યાંથી આગળ તેમનું દિવ્ય અરોહણ એટલે મેઅરાજ થયું તેનું વર્ણન આવે છે.



પરમ દયાળુ (અને) કૃપાળુ પરમેશ્વરના નામથી (હું આરંભ કરૂં છું).



તે (પરમેશ્વર દુર્બળતા અને અશક્તપણાના દોષથી) પવિત્ર છે કે જે પોતાના સેવક (મોહંમદ) ને રાતોરાત પવિત્ર મસ્જીદ (એટલે 'કાબા') આગળથી લાંબા પલ્લાની મસ્જીદ (એટલે જેરૂસલેમ) સુધી લઇ ગયો; કે જેની આસપાસ(ના પ્રદેશને) અમે (હરેક ઐહિક તથા પારમાર્થિક પ્રસાદ વડે) આશિર્વાદરૂપ* કર્યો છે. (અને આવી રીતે લઇ જવ ની મતલબ એ હતી) કે અમે તેને અમારાં (પરમ સામર્થ્યના) અનેક ચમત્કારો બતાવીએ (અને તેને કેટલાક ગુપ્ત ભેદોની ખબર પડે; નહિ તો મૂળમાં) સાંભળનાર (તથા) જોનાર† (એટલે અદૃષ્ટ જ્ઞાની) તેજ પરમેશ્વર છે. ૧. અને અમે મુસાને

---

* ઐહિક પ્રસાદ એટલે કે ત્યાંની જમીન ઉત્કૃષ્ઠ હોઇ તેમાં નદી, પર્વત વગેરેના સુંદર દેખાવો છે અને સારામાં સારા પાકની ત્યાં રેલછેલ થાય છે. અને પારમાર્થિક પ્રસાદ એટલે આ પવિત્ર ભૂમીમાંનું આ શહેર તથા તેમાંનું મંદીર યહુદી વગેરે જે લોકોને પુસ્તક મળ્યાં છે તે લોકોનું ઘણા પ્રાચીનકાળથી પવિત્ર સ્થળ છે, સેંકડો ભવિષ્યવાદી યા પયગંબરો અહીં જન્મ્યા તથા સમાધિસ્થ થયા, એટલે આ પ્રદેશને પરમેશ્વરનો આશિર્વાદ છે એમ કહેવાય છે.

† આ વાક્યનો તેની અગાઉનાં વાક્ય સાથેનો સંબંધ

(તૌરાત) પુસ્તક આપ્યું અને તે બનીઇસરાઇલો માટે સન્માર્ગસૂચક ઠરાવ્યું; (અને તેમને કહ્યું) કે મારા સિવાય બીજા કોઇને (તમારો) મુરબ્બી કરતા નહિ; ૨. જે (લોકો)ને અમે 'નૂહ' સાથે (વહાણમાં) ચડાવી લીધા હતા તે લોકોના (તમે) વંશજ (છો). નિઃસંશય તે (અમારો) કૃતજ્ઞ સેવક હતો. ૩. અને અમે 'બનીઇસરાઇલો'ને (તેજ તૌરાત) પુસ્તકમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે તમે પૃથ્વી ઉપર જરૂર બે વખત

---

વિચારવા જોગ છે. અમારા માનવા પ્રમાણે અદ્રષ્ટ એટલે ગેબી વાતનું જ્ઞાન ખાસ કરીને માત્ર પરમેશ્વરનેજ છે. પણ જો તેની મરજીમાં આવે તો તે જોઇએ તેટલું પયગંબરને પ્રકટ કરે છે. એક ઠેકાણે કહ્યું છે કે "તે (પરમેશ્વર) પોતાની અદૃષ્ટ (વાતો) કોઇને પણ પ્રકટ કરતો નથી; પણ પયગંબરોમાંથી જેના ઉપર તેની મરજી હશે તેનેજ માત્ર (પ્રકટ કરે છે)" ઉપર કહ્યા પ્રમાણે પરમેશ્વરે હઝરત મોહંમદ પયગંબરને મક્કાથી જેરૂસલમ સુધી રાતોરાત પહોચાડયા એ બાબત સઘળા એક મત છે. પછીના દિવ્યઅરોહણ એટલે મેઅરાજ બાબત ભાષ્યકારોમાં મોટો મતભેદ છે. કોઇ કહે છે કે જે પ્રમાણે આત્મિક સ્થિતિમાં એટલે જેવી રીતે સ્વપ્નવસ્થામાં થાય છે તેમ થયું; કોઇ કહે છે કે શરીર સાથે થયું; કોઇ કહે છે કે માત્ર એકજ વખત, અને કોઇ કહે છે કે અનેક વેળા એ પ્રમાણે થયું. વળી કોઇ કહે છે કે જેરૂસલમ સુધીજ એ પ્રમાણે તેમની સ્થિતિ થઇ અને કોઇ કહે છે કે પહેલાં જેરૂસલમ સુધી અને પછી આકાશાદિ પરલોક સુધી. આ બાબત સર્વ સામાન્યમત એજ છે કે હઝરત મોહંમદ પયગંબરને ખરેખરજ દિવ્યારોહણ એટલે મેઅરાજપ્રાપ્ત થયું. પછીથી તેમને પરમેશ્વરનું સાક્ષાત દર્શન થઇ માનવી ઉદ્ધારની નવી નવી વાતો પ્રકટ થઇ. આનો અંતિમ હેતુ એ હતો કે પયગંબરને ગેબી વાતોનું કંઇ જ્ઞાન થાય. ગમે તેમ પણ તેમનું એ જ્ઞાન મર્યાદિત

ભારે અનર્થ કરશો અને (બન્ને વખત લોકો ઉપર) ભારે અત્યાચાર પણ કરશો. ૪. પછી જ્યારે તે બેમાંના પહેલા (અનર્થ)નો વખત આવી પહોંચ્યો ત્યારે અમે તમારી સામે અમારા એવા સેવકો ઉભા કર્યા કે જેઓ અતિશય બળવાન હતા અને તેઓ (તમારા) શહેરના અંદરના ભાગમાં ફરી વળ્યા. અને (પરમેશ્વરનું) વચન પૂર્ણ થવાનું હતું તે થયું. ૫. પછી ફરીથી અમે તમને શત્રુ ઉપર સત્તા આપી અને દ્રવ્ય તથા સંતતિ મારફત તમને મદદ કરી અને અમે તમારી સંખ્યામાં પુષ્કળ વધારો કર્યો. ૬. જો (તે વખતે) તમે સારાં કામો કર્યાં તો (તમે તમારા) પોતાનાજ (હિત) માટે સારાં કામો કર્યાં; અને જો તમો ખરાબ કામો કર્યાં તો તે પણ તમારે માટેજ. પછી જ્યારે બીજા (અનર્થ)નો વખત આવ્યો, (ત્યારે અમે અમારા બીજા સેવકોને ઉઠાડી* ઉભા કર્યા કે તેઓ તમને એવો માર મારે) કે તમારો ચ્હેરો બગડી જાય (તથા તમારી શિકલ ઓળખાય નહિ;) અને જે પ્રમાણે તેઓ પહેલી વખતે (જેરૂસલેમની) મસ્જીદમાં ઘુસી ગયા હતા

છે; કારણ ગેબી વાતોનો ખરો જાણકાર તો પરમેશ્વરજ છે. તેનું જ્ઞાન પૂર્ણ તથા અમર્યાદ છે. સાંભળવું અને જોવું એ ખાસ કરી એટલા માટેજ કહ્યું છે કે સાધારણ વ્યવહારમાં મનુષ્યને જ્ઞાનનાં એ બેજ સાધનો છે. લાંબા પલ્લાની અથવા દૂરની મસ્જીદ એટલા માટે કહી છે કે તે મક્કાથી દૂર છે, તથા સઘળી મસ્જીદોમા એની માન્યત. વિશેષ છે.

* કૌસમાંનું આ આખું વાકય અમે અધ્યાહાર લીધું છે, કારણ એના જેવુંજ એક આખું વાકય ઉપર આવી ગએલું હોવાથી એમ જો નહીં કરીએ તો અર્થ બરાબર બેસતો નથી.

(અને ત્યાં લૂટાલૂટ ચલાવી હતી) તેજ પ્રમાણે (આ વખતે પણ ફરીથી) તેમાં દાખલ થઇ જાય અને જે જે વસ્તુ ઉપર તેમનુ જોર ચાલે તેને તોડી ફોડી સદંતર નાશ કરી નાંખે. ૭. (હમણા પણ) નવાઇ નથી કે તમારો પાલનકર્તા તમારા ઉપર દયા કરે. પણ જો તમે ફરીથી * (પેહેલાંની માફક) તોફાન કરશો તો અમે પણ ફરીથી (અગાઉ કર્યું હતું તેજ) કરીશું (એટલે શિક્ષા કરીશું.) અને અમે નાસ્તિકો માટે 'જહન્નમ'નુ બંદીખાનું (તૈયાર) રાખ્યું છે. ૮. નિઃસંશય

* સકળ પૃથ્વી ઉપર યાહુદીઓના જેવા તોફાની લોક કદાચિતજ થયા હશે તેમના તોફાનીપણાના પ્રમાણમાં તેમને ફરી ફરીને શિક્ષા પણ થઇ છે. એક સમયે તેમનું મોટું રાજ્ય હતું પણ હમણા એવી સ્થિતિ થઇ ગઇ છે કે આખી પૃથ્વી ઉપર તેમનું એક આંગળભર પણ રાજ્ય નથી. પ્રથમ પોતાની શ્રીમંતાઇ તથા સત્તાના ગર્વમાં એ લોકોએ ઇરેમીયા-જીરેમીયા-પયગંબરની કતલ કરી, ત્યારે પરમેશ્વરે બખ્ત નસ્સર (Nebuchadnazzar)ને બાબેલ (Babylon) મોકલી તેઓનો પરાજય કરાવ્યો, તેને હાથે હજારો યહુદીઓ કતલ થવા અને જેરૂસલમનું મંદીર બળીને ભસ્મ થયું. પરમેશ્વરની કૃપાથી ફરી તેમના સારા દિવસ આવ્યા અને તેઓ એશઆરામમાં પડ્યા. પછી ઇશ્વર આજ્ઞાનો અનાદર કરી તેઓએ ઝકરીય્યા અને યહ્યા-યોહાનને મારી નાંખ્યા. અને ઇશુ ખ્રિસ્તનો પણ ઘાત કરવાનો વિચાર કરવા લાગ્યા. તેમાં તેઓ સફળ ન થતાં કોઇ ભળતાંજ માણસનો ઘાત કર્યો. તે બાદ ટાયટસ નામના રોમન રાજાએ તેઓના ઉપર સ્વારી કરી તથા વિજયી થઇ પુષ્કળ લૂટ ચલાવી અને જેરૂસલમના પવિત્ર મંદીરનો પણ નાશ કર્યો. આજ સુમારે અસલ ખરા જુના કરારનો નાશ થયો અને લોકોએ પોતાની સ્મરણશકિત ઉપરથી તે ફરી રચ્યો છતાં તેમાં ઘણી ઉથલપાથલ તથા ફેરફાર થઈ ગયો. એ નક્કી આવીજ સ્થિતિ અશો

આ કુરઆન (ધર્મનો) એવો (માર્ગ) બતાવે છે કે જે સૌથી સીધો છે; અને જે વિશ્વાસુઓ સારાં કામો કરે છે તેઓને તે આ વાતના શુભ સમાચાર આપે છે કે તેઓને મોટું પુણ્યફળ (પ્રાપ્ત) થશે. ૯. અને (તેવીજ રીતે લોકોને) એ પણ (સમજાવે છે.) કે જે લોકો પરલોક ઉપર વિશ્વાસ રાખતા નથી, તેઓને માટે અમે દુઃખદાયક શિક્ષા તૈયાર કરી રાખી છે. ૧૦. અને જે પ્રમાણે માણસ (પોતાને માટે) ઇષ્ટ વર માંગે છે તેજ પ્રમાણે (નાસીપાસ થઈ કદી કદી) અનિષ્ટ* વર પણ માંગે છે. અને માણસ ઘણોજ ઉતાવળીઓ છે. ૧૧.

---

ઝરથોસ્તના ઝંદ અવસ્તાની (જુઓ ઝંદ-અવસ્તા Encyclopædia Britanica) તથા પુરાતન વેદની (જુઓ (Tilak's Arctic Home in the Vedas p. 457.) થઇ છે. એટલે પરમેશ્વર યાહુદીઓને અને તેમની મારફત બીજા લોકોને જણાવે છે કે તમે આ કલિયુગના પયગંબર સ.થી તેવી વર્તણુક ચલાવતા નહિ કે જેથી તમારા ઉપર પણ એવુંજ સંકટ આવી પડશે. ટુંકમાં યાહુદીઓએ જેવું તોફાન કર્યું તેવી શિક્ષા તેમને ભોગવવી પડી.

* પોતાનેજ માટે અનિષ્ટ પ્રાર્થનાના બે પ્રકાર થઇ શકે છે. એક તો માણસને અદૃષ્ટ જ્ઞાન આપેલું ન હોવાથી પુષ્કળ વેળા એવું થાય છે કે અમુક બાબતને ગેરસમજુતીથી પોતાને માટે ઉપયોગી જાણી પરમેશ્વર પાસે તે માગવા માટે માણસ પ્રાર્થના કરે છે. ખરૂં જોતાં એજ વસ્તુ તેને માટે હિતકારક હોતી નથી. દાખલા તરીકે કોઇ સંતતિ વિનાનો માણસ પરમેશ્વર પાસે પુત્ર માટે પ્રાર્થના કરે છે, પછી તે પુત્ર મોટો થઇ એવો નાલાયક થાય છે કે પોતાનાં કુટુંબની દોલત તથા કિર્તિનો સમૂળો નાશ કરી નાંખે છે. અનિષ્ઠ પ્રાથનાનો બીજો પ્રકાર એવો છે કે પયગબર સાહેબ નાસ્તિકોને ઇશ્વરની શિક્ષાનો ભય બતાવે છે પણ નાસ્તિકો તેમને ખોટા સમજી તેને માટે જલદી કરે છે. આવી મતલબનાં વાકયો દરેક પયગંબરના વર્ણનમાં આવેલાં છે ત્યાં ત્યાં જુઓ.

અને અમે રાત તથા દિવસને (અમારાં સામર્થ્યની) બે નિશાનીઓ ઠરાવી. પછી રાતની નિશાનીને અમે ઝાંખી (તથા મંદ) બનાવી અને દિવસની નિશાનીને અમે પ્રકાશિત બનાવી (કે તેમાં સઘળું જોઈ શકાય) કે (તેથી કરી) તમો (લોકો) તમારા પાલનકર્તાની ઉદારતાની (એટલે નિર્વાહનાં સાધનની) શોધ કરો અને વર્ષોની સંખ્યા તથા હિસાબ જાણી શકો. અને અમે એકે એક વાત (કુરઆનમાં) બરાબર તપસીલવાર વર્ણવી છે. (અને એમાંજ રાત તથા દિવસ નિર્માણ કરવાનું પ્રયોજન પણ છે.) ૧૨. અને અમે દરેક માણસનું (સારૂં કે નઠારૂં) ભાગ્ય તેના ગળામાં બાંધ્યું છે; (એટલે તેનું પ્રારબ્ધ તેની સાથેજ છે;) અને કયામતને દિવસે અમે (તેમનાં કર્મનો) લેખ કાઢી તેમની આગળ મુકીશું (અને) તે તેને પોતાની સામે ઉઘાડો રાખેલો જોશે. ૧૩. (અને અમે તેને કહીશું કે આ) તારાં (કર્મનો) લેખ વાંચી જો; (અને) આજે તારો હિસાબ લેવાને તું જાતેજ બસ છે. ૧૪. જે કોઈ સરળ માર્ગે ચાલે છે તો તે પોતાનાજ (હિત) માટે સરળ માર્ગ ઉપર ચાલે છે; અને જે ભટકે છે તેના ભટકવાનું માઠું પરિણામ પણ તેનેજ ભોગવવું પડે છે. અને કોઇ પણ ભાર ઉપાડનાર(કોઇ) બીજા(ના પાપ)નો ભાર ઉપાડશે નહિ. અને અમે જ્યાં સુધી કોઇ પયગંબર મોકલીએ નહિ ત્યાં સુધી અમે(કોઇને તેના પાપની) શિક્ષા કરતા નથી. ૧૫. અને જ્યારે અમે એકાદ શહેરનો નાશ કરવા ઇચ્છીએ ત્યારે અમે ત્યાંના સુખી* લોકોને(ગમે તે એક) હુકમ

* ભાષાંતર ઉપરથી પ્રકટ થતો ભાવાર્થ એ છે કે પરમેશ્વર એક હુકમ આપે છે પણ સૌથી પહેલાં અમીર ઉમરાવ તથા

આપીએ છીએ; પણ તેઓ તે (શહેર)માં હુકમનો અનાદર કરવા માંડે છે. પછી તે શહેર (શિક્ષાના) હુકમને પાત્ર થાય છે; (અને) અમે તેનો નાશ કરી તે શેહેરની ધુળધાણી કરી નાંખીએ છીએ. ૧૬. અને 'નૂહ'ની પછી અમે કેટલી બધી પેઢીઓનો નાશ કરી નાંખ્યો; અને (હે પયગંબર!) તારો પાલનકર્તા પોતાના સેવકોનાં પાપ જાણવા તથા જોવા માટે બસ છે. ૧૭. જે કોઇ (આ) ક્ષણભંગુર સંસારની ઇચ્છા કરે છે, તો અમે જેને ઇચ્છીએ છીએ (તથા) જેટલું ઇચ્છીએ છીએ તેટલું તેને આ (જગત)માંજ તુર્તાતુર્ત આપીએ છીએ. (પણ આખરે) અમે તેને માટે જહન્નમ–નરકાગ્નિ ઠરાવી મુકી છે; તેમાં તે બુરા હાલ થઈ (તથા ઇશ્વરની કૃપાથી) દુર હડસેલાઇ જઇ બળવા માટે દાખલ થશે. ૧૮. અને જે કોઇ પરલોકની અપેક્ષા કરે છે તથા પરલોક માટે જેવા પ્રયત્ન કરવા જોઇએ તેવા પ્રયત્ન પણ કરે છે, અને તે ખરો વિશ્વાસુ પણછે; તો એવાજ લોકોનો પ્રયત્ન

---

શ્રીમંત લોકોજ તે હુકમનો ભંગ કરે છે. એટલે આજ્ઞાનો ભંગ સુખી લોકોથી શરૂ થાય છે, અને પછી ગરીબ લોકો તેના માઠા પરિણામમાં સપડાઇ જાય છે. ખરી પરિસ્થિતિ એજ જોવામાં આવે છે કે ઘણાખરા શ્રીમંત લોકોજ આજ્ઞાનો ભંગ કરવા તથા ભ્રષ્ટ આચાર પાળવા મંડી પડે છે. જો પરમેશ્વર સેવકોનો તથા તેમનાં કૃત્યોનો નિર્માણકર્તા છે એટલે સેવક સારૂં નરસું જે કંઈ કરે છે તે કરવા માટે પરમેશ્વરજ તેને સામર્થ્ય આપે છે. માટેજ કહેવામાં આવ્યું હશે કે અમે શ્રીમંતોને આજ્ઞા કરીએ છીએ પણ તેઓ તેનો ભંગ કરે છે. તો પછી 'પરમેશ્વર જેને ઇચ્છે છે તેને ભમાવે છે અને જેને ઇચ્છે છે તેને સન્માર્ગે ચલાવે છે' એ પણ એવીજ તરેહની વાત થઈ.

પરમેશ્વર આગળ) માન્ય થાય છે. ૧૯. (હે પયગંબર!) તેઓ (આ લોકની ઇચ્છા કરનારા) તથા પેલા (પરલોકની ઇચ્છા કરનારા) એ સઘળાઓને અમે તારા પાલનકર્તાના (એટલે અમારાં) દાનમાંથી મદદ કરીએ છીએ અને તારા પાલનકર્તાનું દાન (સાર્વજનિક છે; કોઇને પણ) તે માટે ના પાડવામાં આવતી નથી. ૨૦. (હે પયગંબર!) જો! (તો ખરો, કે) અમે (જગતમાં) કેટલાક લોકોને કેટલાકો ઉપર કેવું ઉપરીપણું બક્ષ્યું છે! અને ખરેખર પરલોકનો* દરજ્જો (એના કરતાં પણ) વધારે મોટો છે; તેમ (તે દિવસનું) શ્રેષ્ટત્વ પણ વધારે છે. ૨૧. (હે પયગંબર!) પરમેશ્વર સાથે બીજો કોઈ ઉપાસ્ય સ્થાપતો નહિ; નહિ તો, તું બદનામ થઇ (પરમેશ્વર, દેવદૂત તથા વિશ્વાસ રાખનારાઓ તારી અવગણના કરશે અને તારો) ત્યાગ કરવામાં આવશે ૨૨. અને (હે પયગંબર!) તારા પાલનકર્તાએ નક્કી હુકમ આપી મુકયો છે કે (ઓ લોકો!) તમે તેના સિવાય કોઇની ઉપાસના કરતા નહિ; અને માબાપ તરફ ભલમનસાઇથી વર્તો. (હે વાચક-શ્રોતા!) જો માબાપમાંનું કોઇ એક અગર બન્ને તારી હૈયાતીમાં વૃદ્ધાવસ્થાએ પહોંચે, તો તું તેમની આગળ (તિર-સ્કારથી) છીદ્ જેટલું પણ બોલતો નહિ; તેમ તેમને ધમકાવતો નહિ; પણ તેમની સાથે (કંઇ) બોલવું (હોય તો); માનપૂર્વક (બોલજે). ૨૩. અને દયાથી તેમની આગળ નમ્રતાની બાજુ

---

* એટલે આ લોકની કીર્તી તથા ઉપરીપણું. પરલોકની કીર્તી તથા ઉપરીપણા આગળ કંઇ કામનું નથી. એવો અર્થ પણ થઇ શકે છે કે જેવી રીતે જગતમાં લોકોની સ્થિતિ જુદી છે તેના કરતાં પણ અધિક ભિન્ન તે પરલોકમાં થશે.

નીચી નમાવજે અને (તેમને માટે) પ્રાર્થના કરતો રહેજે; કે હે મારા પાલનકર્તા! જે રીતે તેઓએ મને નાનપણથી ઉછેર્યો (અને મારા ઉપર દયા કરી) તેજ રીતે તું પણ તેમના ઉપર દયા કરજે. ૨૪. (હે લોકો!) તમારા મનની વાતો તમારો પાલનકર્તા સારી પેઠે જાણે છે. જો તમે (ખરેખરજ) સદાચરણી હશો (અને તમારે હાથે તમારાં માબાપનાં સંબંધમાં ભૂલથી કંઇ દોષ થયો હોય) તો (તે તમને ક્ષમા કરશે); કારણ તે પશ્ચાતાપ કરનારાં(ના પાપનો) ક્ષમાકર્તા છે. ૨૫. અને સગાં સંબંધીઓ તથા ગરીબ ગુરબાં તથા વટેમાર્ગુએ (દરેક)ને તેના હક્ક(નું) આપ; પણ ઉડાઉપણે (દ્રવ્યને) ખરચી નાંખતો નહિ. ૨૬. (કારણ દ્રવ્ય) ઉડાવી નાંખનારા શેતાનોના ભાઇઓ છે. અને શેતાન પોતાના પાલનકર્તા તરફ અનુપકારી* છે. ૨૭. અને તું તારા પાલનકર્તાની જે કૃપાની ઉમેદ રાખતો હોય તે કૃપાની રાહ જોતાં જો તને આ (ગરીબો) તરફથી મ્હોં ફેરવવું પડે, તો તું તેમને (કંઈ નહિ તો) મીઠા શબ્દોથી સમજાવી † લેજે. ૨૮. અને તું તારો હાથ એટલો

* શેતાન દેવદૂત તરીકે ગણવામાં આવતો હતો એ એક બક્ષીસ હતી પણ તેની કીમત તેણે જાણી નહિં અને પરમેશ્વરની આજ્ઞાનો ભંગ કર્યો. તેવીજ રીતે દ્રવ્ય પણ પરમેશ્વરની બક્ષીસ છે જે કોઇ તેને ફોગટ ખરચી નાંખશે તે તેની કિંમત જાણતો નથી. આ કારણથી તે શેતાનનો ભાઇબંધ થાય છે; અને દ્રવ્ય ફોગટ ખરચાય છે તે ઘણું ખરૂ શેતાની અથવા અસુરી કે ગેરકાયદેસર કામોમાં વપરાય છે. આ રીતે પણ દ્રવ્ય ફોગટ ખરચનાર શેતાનના ભાઇબંધ ઠરે છે કારણ તે તેના કહ્યા પ્રમાણે ચાલે છે.

† ઘણીવાર એમ બને છે કે માણસ પાસે પૈસા હોતા નથી પણ તેના પૈસા કોઇ પાસેથી થોડો વખત રહી આવવાના હોય એવી

(સખત) દાબતો નહિ કે (જાણે) તે ગરદન સાથે ખેંચીને બાંધ્યો હોય; તેમ એકદમ ખુલ્લો કરી છુટો રાખતો નહિ; (નહિ તો), તું (લોકોના) ઠપકાને પાત્ર થઇ (અને) દરિદ્રતામાં* આવી પડશે. ૨૯. (હે પયગંબર!) તારો પાલનકર્તા જેને ઇચ્છે છે તેને વિપુલ અન્ન આપે છે અને (જેને ઇચ્છે છે તેને) કરકસરથી આપે છે. નિઃસશય તે પોતાના સેવકો(ની સ્થિતિ)થી વાકેફ (છે અને તેઓની જરૂરીઆત) જુએ છે. ૩૦. અને (ઓ લોકો!) દરિદ્રતાની બ્હીકથી તમારાં છોકરાં છૈયાંની હત્યા કરતા નહિ; તેમને તથા તમને અમેજ ખોરાકી આપીએ છીએ. નિસઃશય બાળહત્યા કરવી એ મોટું પાપ છે. ૩૧. અને તમે વ્યભિચારની પાસે પણ જતા નહિ; કારણ, તે નિર્લજપણું હોઈ (ઘણોજ) ખરાબ માર્ગ છે. ૩૨. અને જે કોઇ જીવને (મારી નાખવાનું) પરમેશ્વરે હરામ કર્યું છે તે (જીવ)ને વિનાકારણ મારી નાંખતા નહિ. અને જે કોઇને જુલમી રીતે મારી નાંખવામાં આવે, તો અમે તેના વાલી (વારસ)ને (ખુની ઉપર વેર લેવાનો) અધિકાર આપ્યો છે; તો તને જોઇએ કે ખુન(નું વેર લેવા)માં તેણે હદ ઉપરાંત જવું

વખતે લોકો પોતાની ગરજ આગળ વખત કવખત જોતા નથી અને વિના કારણ દબાણ કરે છે તેથી પરમેશ્વરે કહ્યું છે કે એવી સ્થિતિમાં લોકોનાં મન દુઃખવવાં નહિ પણ મીઠું બોલી સમજાવી લેવા.

* આમા મધ્યમપણાનો બોધ છે માણસે દાન ધર્મમાં એટલા બધા કૃપણ થવું નહિ કે તેઓની મુઠી ઉઘડેજ નહિ; તેમ એટલા બધા ધાર્મિષ્ઠ પણ થવું નહિ કે પોતાને દુઃખ સોસવું પડે અને લોકો તેને દોષ દેવા માંડે તથા તેમના ધર્મદાનને ઉડાઉપણું કહે; અને આખરે દરિદ્ર ને ગરીબ થઇ ચિંતામાં દિવસ કાઢે.

નહિ. કારણ, (યોગ્ય બદલો લેવામાં) તેનીજ જીત * છે. ૩૩. અને અનાથ બાળક પોતાની પુખ્ત ઉમરે પહોંચે ત્યાં સુધી તેની માલમતાની પાસે પણ જતા નહિ; પણ એવી રીતે કે જે (અનાથને માટે) ઉત્તમ હોય (તો વાત જુદી). અને (કરેલો) કરાર પુરો કરજો; કારણ (કયામતને દિવસે) કરારની પુછપરછ થશે. ૩૪. અને જ્યારે તમે માપ ભરીને આપો ત્યારે માપ પુરેપુરૂં આપજો; અને (જોખીને આપવાનું હોય તો) ત્રાજવા(ની દાંડી) સીધી રાખી તોલજો, (વ્યવહારની) આ ઉત્તમ (રીત) છે અને (તેનું) પરિણામ પણ ઉત્તમ છે. ૩૫. અને (હે વાંચકશ્રોતા) જે વાતનું તને (ખાતરી પૂર્વક) જ્ઞાન† નથી, (તો માત્ર અટકળ ઉપરથી)

* દાખલા તરીકે 'અ' એ 'બ'ને જુલમથી મારી નાંખ્યો એ સ્થિતિમાં 'બ'ની બાજુ દબાએલી હતી. નહિ તો તે માર્યો જતે નહી. વેર લેવાનો વખત આવ્યો ત્યારે 'બ'ના પક્ષને પરમેશ્વરે ઉપરીપણું આપ્યું અને વેર લેવાનો કાયદો ચાલુ કરી તેને મદદ કરી તો 'બધા' વારસોએ વાજબી રીતે બદલો લઇ સંતોષ પકડવો જોઇએ વાજબી બદલો એટલે પુરેપુરૂ વેર લેવું એમ હોતું નથી એમ સમજતા નહિ અથવા તેના પક્ષના બીજા કોઇને અથવા તેના કુટુંબના મુખીને મારી નાંખતા નહી. આ કામમાં વારસને સરકારની તેમજ સાત્વિક માણસોની મદદ હોવાથી જીત પણ તેનીજ થાય છે.

† કાન, આંખ તથા હૃદય મારફત જ્ઞાન પ્રાપ્ત થાય છે; તેમાં પણ તેને બુદ્ધિ તથા ઇશ્વરના પ્રકટીકરણની જરૂર છે. એવા નિયમને લીધે ખરૂં તથા ખાતરી પૂર્વક જ્ઞાન મળે છે. પણ જેનો કંઇ ધર્મજ નથી તે માત્ર તર્ક લડાવે છે અને મનમાં મોટા મોટા વિચારો રચે છે; એથી તેનું જ્ઞાન ખાતરીપૂર્વક થઈ શકતું નથી. ટુંકમાં, મરણ પછીની સ્થિતિ વિષે મૂર્તિપૂજકો તથા નાસ્તિકો






તે વાતની પાછળ પડતો નહિ. કારણ કે કાન આંખ
તથા હ્રદય એ સઘળાને (કયામતને દિવસે) પુછવામાં
આવશે. ૩૬. અને ધરતી ઉપર એંટથી ચાલતો નહિ; કારણ
(જોરમાં ચાલવાથી) તું જમીનને ફાડી શકનાર નથી. અને
(એંટથી ચાલીને) પર્વતની ઉચાઇને પોહોંચી શકનાર નથી. ૩૭.
(હે પયગંબર!) આ સઘળી બાબતમાં જે જે ખરાબ છે
તે સઘળું તારા પાલનકર્તા આગળ નાપસંદ છે. ૩૮.
અને (હે પયગંબર!) તારા પાલનકર્તાએ તને જે ડહાપણની
વાતો પ્રકટ કરી છે તેમાંનીજ આ પણ છે. અને પરમેશ્વરની
સાથે બીજા કોઇને ઉપાસ્ય તરીકે સ્થાપતો નહિ. નહિતર
તને દોષને પાત્ર થઈ (તથા ઇશ્વર કૃપાથી) દૂરે હડસેલાઈ
'જહન્નમ'માં નાંખવામાં આવશે. ૩૯. (ઓ મૂર્તિપૂજકો!) શું
તમારા પાલનકર્તાએ તમારે માટે છોકરાઓ પસંદ કર્યા
અને પોતે છોકરીઓ લીધી એટલે દેવદૂતો! (આ તો) ખરેખર
તમે મોટા બોલ બોલો છો! ૪૦. અને અમે આ (કુરઆન)માં
(લોકોને) નાના પ્રકારે સમજાવ્યા કે આ લોકો (કોઈ પણ
રીતે) સમજહે, પણ આથી તેમનો દુરાગ્રહજ વધતો ગયો. ૪૧.
(હે પયગંબર! આ લોકોને) કહે કે જો પરમેશ્વરની સાથે,

---

પરલોકમાં મરણ પામેલાંને સજીવન કરવામાં આવશે એ વાત માનતા નથી. બુદ્ધિ તથા ઇશ્વરી પ્રકટીકરણ મારફતે તેઓનું જ્ઞાન ચોક્કસ નહિ થવાને લીધે તેઓ એવાંજ તર્કવિર્તક ચલાવ્યા કરે છે. પણ તેઓ સમજતા નથી કે માણસનું જ્ઞાન મર્યાદિત છે અને તેના વિચાર એ બાબત સુધી પહોચી શકતા નથી. આમાં એવો બોધ છે કે માણસે પોતાના સ્વભાવિક મર્યાદાનું અતિક્રમણ કરવું નહિ અને તર્ક કે અટકળ ઉપર નહિ ચાલતાં ઇશ્વર પ્રણીત શાસ્ત્રો ઉપર આધાર રાખવો.









જેવા (આ લોકો) કહે છે તેવા, બીજા ઉપાસ્ય* પણ હોત તો એ સ્થિતિમાં તે (ઉપાસ્ય દેવો)એ મહા સિંહાસનાધિપતિ (એટલે પરમેશ્વર) સુધી (પહોંચવાનો) માર્ગ (કયારનોયે) શોધી કાઢયો હોત. ૪૨. જે જે (નિંદ્ય) વાતો આ લોકો પરમેશ્વરના સંબંધમાં બોલે છે તેનાથી તે પવિત્ર તથા ઘણો એટલે ઘણોજ મોટો છે. ૪૩. સાત આકાશો તથા પૃથ્વી, અને એમાં જે (દેવદૂત તથા મનુષ્યો) છે તે (સઘળા) તેની પવિત્રતા ગાય છે. અને જેટલી વસ્તુઓ છે તે સઘળી તેની સ્તુતિ સાથે તેની પવિત્રતાનું વર્ણન કરે છે. પણ તમે લોકોને તેમનું પવિત્ર વર્ણન સમજાતું† નથી, એમાં શંકા નથી કે તે ઘણોજ દયાર્દ્ર (તથા) ક્ષમાવાન છે. (કારણ કે તે માણસને આજ્ઞાનો ભંગ કરવા માટે તરતજ શિક્ષા કરતો નથી.) ૪૪. અને હે પયગંબર !) તું જયારે કુરઆન વાંચે છે. ત્યારે અમે તારી અને જે લોકો પરલોકનો વિશ્વાસ રાખતા નથી તેઓની વચ્ચે

* મતલબ કે જેવી રીતે એક રાજ્યમાં બે સ્વતંત્ર રાજા રહી શકતા નથી તેજ પ્રમાણે એક સૃષ્ટીમાં બે સ્વતંત્ર પરમેશ્વર પણ રહી શકતા નથી. પળભર આપણે એવી કલ્પના કરીએ કે બે અથવા અધિક પરમેશ્વર છે તો તે સ્થિતિમાં તેઓ કયારનોએ લડી મુઆ હોત. અને ખોટા ઉપાસ્ય દેવોમાં જો કંઈ સામર્થ્ય હોત તો તેઓએ ખરા પરમેશ્વર ઉપર ચઢાઇ કરી હોત.

† જગતમાં સૃષ્ટિ તરીકે જે કંઇ છે તે આપણા સૃષ્ટિકર્તાની હસ્તીની સાબીતી છે. જગતનું નિર્માણ થવું એ બુદ્ધિ પણ કબૂલ કરે છે કે તે કંઈ એની મેળે પેદા થઇ નથી; ઉલટું કોઇએ તેને પેદા કરી છે અને તે પરમેશ્વરજ છે.

એક ગુપ્ત (જાડો) પડદો નાંખીએ છીએ (કે તેઓનાથી સન્માર્ગ દેખાય નહિ) ૪૫. અને તેઓનાં અંતઃકરણ ઉપર ઢાંકણ નાંખીએ છીએ ક (જેથી) તેઓનાથી કુરઆન સમજી શકાય નહિ) અને તેઓના કાનમાં (એક જાતનો) ભાર (ઉત્પન્ન કરીએ છીએ કે તેઓનાથી સંભળાય નહિ.) અને જ્યારે તું કુરઆનમાં તારા (અદ્વિતીય એવા) પાલનકર્તાનું એકલાનુંજ નામ સ્મરણ કરે છે. ત્યારે નાસ્તિકો (તેનાં એકલાના નામને લીધે) તિરસ્કાર યુક્ત થઈ પીઠ ફેરવી નાંસે છે. ૪૬. જ્યારે એ લોકો તારી તરફ કાન ધરે છે ત્યારે તેઓ જે હેતુથી સાંભળે છે તે અમને સારી પેઠે માલમ છે. અને જ્યારે એઓ પોતપોતામાં ગુસપુસ ચલાવે છે ત્યારે એ અન્યાયી (લોકો) કહે છે કે તમે તો એકાદ (ઘેલા) પુરૂષના છંદમાં પડયા છો કે જેને કોઇએ જાદુ કર્યું છે. (તેઓનું આ બોલવું પણ અમને સારી પેઠે માલમ છે.) ૪૭. (હે પયગમ્બર!) જો (તો ખરો.) આ (લોકો તારે માટે કેવી કેવી સરખામણીઓ કરે છે! (આજ બાબતને લીધે) એ લોકો ભમી ગયા છે; અને (હવે) એમને (સત્યનો) માર્ગ મળી શકે એમ નથી. ૪૮. અને તેઓ કહે છે કે જ્યારે અમે (મરી જઈએ અને ગળાઈ જઈ માત્ર) હાડકાં અને ધૂળ થઈ જઇએ, ત્યારે (એ સ્થિતિમાં) અમને (કયામતને દિવસે) નવેસરથી પેદા કરી ઉઠાડી ઉભા કરવામાં આવશે? ૪૯. (હે પયગમ્બર! આ લોકોને) કહે કે તમે (મુઆ પછી) પત્થર થાઓ કે લોખંડ ૫૦. અથવા બીજી એકાદ એવી ઉત્પન્ન કરેલી વસ્તુ થઈ

જાઓ કે જે તમારા વિચાર પ્રમાણે ઘણી ભારે હોય (અને જેનું સજીવન થવું તમારા વિચાર પ્રમાણે મુશ્કેલ હોય; એમ છતાં તમે ફરીથી સજીવન થશોજ થશો.) આ ઉપરથી (એ લોકો તને) પુછશે કે (એમ થતાં) અમને ફરીથી કોણ (સજીવન) કરી શકશે ? (તું એમને) કહે કે જે (પરમેશ્વરે) તમને પહેલાં સરજ્યા છે તેજ. એ ઉપરથી એ લોકો તારી આગળ ડોકું ધુણવશે* અને પુછશે કે તે (કયામત) કયારે થશે ? (તું એમને) કહે, કદાચ તે ઘણોજ પાસે આવી પહોંચ્યો હોય. ૫૧. તે દિવસે જયારે પરમેશ્વર તમને બોલાવશે, ત્યારે તમે તેનો હુકમ માનશો (એટલે) તેની સ્તુતિ ગાતા ગાતા (કબરોમાંથો નીકળી ચાલ્યા આવશો;) અને ધારશો કે (મરણ પછી) તમે માત્ર થોડાજ† દિવસ (મૃત દશામાં) રહ્યા હતા ૫૨. અને (હે પયગમ્બર !) મારા સેવકો (એટલે મુસલમાનો)ને સમજાવજે કે તેઓએ (સામાવાળાઓને એકાદ વાત કહેવી હોય તો)

* ડોકું ધુણાવવું એ કેટલીક વખતે ના કહેવા માટે હોય છે. અને કેટલીક વખતે હા કહેવા માટે હોય છે. અહીં ના કહેવા માટે છે.

† આ ઉપરાંત એવો અર્થ પણ થઇ શકે છે કે જગતમાં થોડાજ દિવસ રહયા છે મતલબ કે માણસમાં જયાંસુધી જીવ હોય છે ત્યાંસુધી તે મરણ તથા પરલોક તરફ બેદરકાર રહે છે જો કે મ્હોંડેથી તેઓ એમ કહેતા નથી પણ તેઓનાં કૃત્યો એવાં હોય છે કે જાણે તેઓ મરવાનાજ નથી, અને તેઓ જીંદગીને માટે કબુલાત કરાવી આવ્યાં છે. પરંતુ મરણબાદ તેઓ સમજશે કે આપણે જગતમાં ઘણું થોડુંજ રહ્યા.

એવી કહેવી કે જે (નૈતિક દૃષ્ટિએ) સૌથી સારી હોય. કારણ, શેતાન (કડવા શબ્દો બોલાવી) લોકોમાં વિરોધ પડાવે છે. એમાં શક નથી કે શેતાન માણસનો ખુલ્લે ખુલ્લો શત્રુ છે. ૫૩. (ઓ લોકો!) તમારો પાલનકર્તા તમારી (સ્થિતિ)થી સારી પેઠે વાકફ છે. તે જોઈએ તો (તમને તેની દયાને પાત્ર સમજી) તમારા ઉપર દયા કરશે. અથવા તો (શિક્ષાને પાત્ર જાણી) તમને શિક્ષા કરશે. અને (હે પયગંબર!) અમે તને લોકોનો વાલી* બનાવી મોકલ્યો નથી. ૫૪. અને (હે પયગંબર! દેવદૂત, દૈત્ય તથા મનુષ્ય વગેરે) જે કોઈ આકાશમાં તથા પૃથ્વીમાં છે તેની (સ્થિતિ થી તારો પાલનકર્તા સારી રીતે વાકેફ છે. અને અમે કેટલાએક પયગંબરોને બીજાઓના ઉપર શ્રેષ્ટતા આપી; અને અમેજ 'દાઉદ'ને 'ઝબૂર' (પુસ્તક) આપ્યું. ૫૫. (હે પયગંબર! આ લોકોને) કહે કે પરમેશ્વર સિવાય જેઓને તમે (દેવ તરીકે) માની બેઠા છો તેઓને (પ્રસંગાનુસાર) બોલાવી જુઓ, પછી (એ તમારા ઉપાસ્ય) તમારૂં દુઃખ નિવારણ કરવાની સત્તા ધરાવનાર નથી. તથા તે ફેરવવાનું (સામર્થ્ય પણ રાખનાર) નથી. ૫૬. આ લોકો જેઓને મૂર્તિપૂજકો (કર્તાહર્તા સમજી) બોલાવે છે, તેઓ પણ એમનામાંથી કોણ (પરમેશ્વરની) વધારે પાસે હોય છે એ ઇર્ષાથી પોતાના પાલનકર્તા તરફ (હજી પણ વિશેષ નઝદીકી મેળવવાનાં) સાધન† શોધ્યા કરે છે;

---

* એટલે પરમેશ્વરનો સંદેશો પહોંચાડવો એજ પયગંબરનું કામ છે. તે લોકો વિશ્વાસ રાખે છે કે નહિ તે માટે જવાબદાર નથી.

† અહીં જે લોકો, પયગંબર અગર રૂષિ અગર પીર અવ-

અને તેઓ તેની દયાની આશા રાખે છે તથા તેની શિક્ષાથી બ્હીતા રહે છે. ખરેખર તારા પાલનકર્તાની શિક્ષા બ્હીવા જેવીજ વસ્તુ છે. ૫૭. અને (આજ્ઞાનો ભંગ કરનારા લોકોનું) એક પણ શહેર એવું નથી કે જેનો અમે કયામતના દિવસની અગાઉ (આજ્ઞાનો ભંગ કરવા માટેની શિક્ષા તરીકે) નાશ (નહિ) કરી નાંખીએ અગર તેને (બીજી કંઇ) સખ્ત શિક્ષા (નહિ) કરીએ. અને આ વાત (લૌહે મહફૂઝ) પુસ્તકમાં લખાઇ ચુકી છે. ૫૮. અને અમને (ઇચ્છિત) ચમત્કાર*

---

લિયા અથવા દેવદૂત વગેરેને કોઇ પણ રીતે પરમેશ્વરના ભાગીદાર બનાવે છે તેમાં તેઓનીજ ભૂલ છે એ બતાવવા માટે પરમેશ્વર સ્પષ્ટપણે કહે છે કે જેઓને તમે ઉપાસ્ય દેવ ઠરાવો છો તેઓ પોતેજ પરમેશ્વરની મરજી મેળવવાનાં સાધનો શોધતા ફરે છે; અને ઇશ્વરની શિક્ષાથી બ્હીતા રહે છે. આ સેવકનો ધર્મ છે. તો ઇશ્વર સિવાય એ સઘળા સેવક છે અને સેવક ઉપાસનાને યોગ્ય થઇ શકતો નથી.

* હઝરત પયગંબર સાહેબ પાસે લોકો ઇચ્છિત ચમત્કારની માંગણી કરતા હતા. આમાં કોણ જીતે છે એજ જોવાનો તેઓનો હેતુ હતો. તેથી એવી માંગણીઓ મંજુર થઈ નહિ તેમ તે મંજુર થવા લાયક પણ નહોતી. આવા ચમત્કારના સંબંધમાં કહેવામાં આવે છે કે અગાઉના લોકોએ તેને પાખંડ કહેવાથી એવા ચમત્કાર મોકલવાનું અમે બંધ કર્યું છે. અને ઉદાહરણ પણ એવાજ ઇચ્છિત ચમત્કારનું આપવામાં આવ્યું છે કે સમૂદના લોકોએ પોતાના પયગંબર હઝરત સાલેહ પાસે એવી માગણી કરી હતી કે પર્વતમાંથી સાંઢણી ઉત્પન્ન કરો. એમ થયું છતાં પણ એમનીજ જાતના લોકોએ માન્યું નહિ આપણા પયગંબર સાહેબના વખતમાં પણ એવીજ જાતના લોકો હતા. તેઓ ચમત્કાર જોતા છતાં પણ માનતા નહિ. બીજા ચમત્કાર બાજુએ રહ્યા. કુરઆનજ પોતે એક મહાન ચમત્કાર છે.

મોકલવાથી બીજા કોઇપણ કારણે અટકાવ કર્યો નહિ; પરંતુ એટલુંજ કે અગાઉના લોકોએ તેને પાખંડ કહ્યા. તાત્પર્ય કે, અમે 'સમૂદ'(ના લોકો)ને સાંઢણીનો દેખીતો ચમત્કાર આપ્યો હતો. તોપણ લોકોએ (તે નહિ માનતાં) તેના ઉપર (એટલો) જુલમ કર્યો (કે તેને મારી નાંખ્યો), અને (આ જે) ચમત્કાર અમે (મોકલીએ છીએ તે) માત્ર ધાક* બેસાડવાના હેતુથીજ મોકલીએ છીએ, ૫૯. અને (હે પયગંબર! તે વખત યાદ કર કે) જ્યારે અમે તને કહ્યું હતું કે તારા પાલનકર્તાએ (એટલે અમે) લોકોને ચારે તરફથી ઘેરી રાખ્યા છે (કે

* એટલે પરાક્રમ અથવા ચમત્કારનો હેતુ લોકોમાં ધાક બેસાડવાનો છે. તેથી ફરી જોનારાઓમાં અને તેઓની મારફત તેમની પછી આવનારા લોકોને પયગંબરની પયગંબરી અથવા ઇશ્વરે તેમને મોકલ્યા તે બાબતની ખાતરી થાય. હઝરત મોહંમદ પયગંબરે પણ પુષ્કળ ચમત્કાર બતાવ્યા. પરંતુ ચમત્કાર એક ખાસ સમયે અને ખાસ લોકોની રૂબરૂ થાય છે. તેમાં પણ સામા પક્ષવાળા લોકો અનેક સંશય કાઢે છે. તેથી ચમત્કાર એકલો કંઇ નિશ્ચિત પ્રમાણ નથી કે જે ઉપર વજન મુકી શકાય. વળી સઘળાજ માણસોના સ્વભાવ સરખા હોતા નથી. તેઓને જુદી જુદી જાતનાં પ્રમાણની અપેક્ષા હોય છે. ચમત્કારને અરબી ભાષામાં 'મોઅજીઝા' એટલે કે તેના જેવુંજ અથવા તેના કરતાં ઉત્તમ કામ કરવાનું લોકોને અશક્ય કે દુર્ઘટ હોય એવું કંઇ અદ્દભૂત કામ. અને કુરઆન પણ એજ કોટીમાનું છે. કુરઆનનાં શિક્ષણનો સાર એ છે કે આકાશ પૃથ્વી, રાત, દિવસ, વાયુ, પાણી, વરસાદ, વિજળી, મરવું, જીવવું, કીડી, મચ્છર વગેરે જગતમાંની સઘળી વસ્તુઓ જોઈ લોકોને પરમેશ્વર તથા તેનાં બળની સાબિતી મળે તથા તેને લીધે તેઓ તેને આજ્ઞાધીન થઇ જીવન સંસાર ચલાવે.

તેઓ તારા ઉપર હાથ કરે નહિં. અને જે સ્વપ્નું અમે તને બતાવ્યું તે માત્ર લોકોના (વિશ્વાસની) કસોટી (માટેજ કારણભૂત) અમે ઠેરવ્યું હતું; અને (એવીજ રીતે કંટાળ થુવેરનું ઝાડ જે કુરઆનમાં શાપિત કરવામાં આવ્યું છે તે પણ. ટુંકમાં, આ લોકોને અમે (અનેક રીતે) બ્હીવડાવીએ છીએ; છતાં અમારા બ્હીવડાવવાથી તેઓની જબરદસ્ત શિરજોરીમાં* વધારોજ થતો જાય છે. ૬૦. અને (એક વખત

* એટલે લોકોના મનમાં બ્હીક, કૌતુક તથા પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરવા માટે પયગંબરોને ચમત્કાર આપવામાં આવે છે. પરંતુ કેટલાક લોકો સ્વભાવે એવા શિરજોર હોય છે કે તેનાથી તેઓ બ્હીતા નથી. દાખલા તરીકે સમૂદના લોક. એજ સ્થિતિ કુરેશી લોકોની પણ હતી. તેમને બ્હીવડાવવામાં કંઇ બાકી રાખવામાં આવ્યું નહોતું; પણ આખર સુધી તેઓએ કંઇજ માન્યું નહિ. અહીં બે પ્રકારના ધાકનો ઉલ્લેખ છે એક આ લોકમાંનો એટલે બદ્રની લડાઇ વખતના પ્રસંગનો અને બીજો પરલોકમાં પાપીઓને થનારી શિક્ષાનો. બદ્રની લડાઇ થઈ તે પહેલાં પયગંબર સાહેબને એક ખરૂં સ્વપ્નું આવ્યું હતું. પયગંબર સાહેબનાં સ્વપ્નાં હમેશાં ઇશ્વરી પ્રકટીકરણ હોય છે. આ સ્વપ્નામાં તેમને એટલે સુધી માલમ પડયું કે અમુક અમુક માણસો અમુક અમુક જગાએ મરણ પામેલા પડયા છે. પયગંબર સાહેબે પોતાનું સ્વપ્નું લોકોને જણાવ્યું અને તે જગા પણ બતાવી. આગળ બન્યું પણ તેમજ. છતાં પણ લોકો બ્હીધા નહિ અને શિરજોરી કરી તેમની ચેષ્ટા કરવા લાગ્યા. પરલોકનો ધાક એટલે કંટાળ થુવેર જેને અરબીમાં 'ઝક્કુમ' કહે છે તે માટે કુરઆનમાં એમ કહેવામાં આવ્યું છે તે નરકવાસી લોકોને માટે ખોરાક થશે અને તે તેઓના પેટમાં ઉકળશે. આ સાંભળી લોકોએ બ્હીવું જોઇતું હતું પણ તેઓએ વાંધા ઉઠાવવા માંડયો અને પુછયું કે નરકાગ્નિમાં

એવો પણ હતો કે) જ્યારે અમે દૂતોને હુકમ કર્યો કે તમે 'આદમ'ને સાષ્ટાંગ નમસ્કાર કરો, ત્યારે 'ઈબલીસ' સિવાય સઘળાઓએ વંદન કર્યું. તે કહેવા લાગ્યો કે જેને તેં માટીમાંથી બનાવ્યો તેને શું હું સાષ્ટાંગ નમસ્કાર કરૂં? ૬૧. (અને 'આદમ' તરફ તિરસ્કાર બુદ્ધિથી જોઈ પરમેશ્વરને) કહેવા લાગ્યો કે વારૂં, જો! તો ખરો, આ તેજ માણુસ કે જેને તેં મારા ઉપર માનવંત કર્યો છે? જો તું મને કયામતના દિવસ સુધીનો વખત આપશે તો હું, થોડાઓનો તો કહેવાય નહિ, બાકી તેના આખા વંશનો જડમૂળથી અવશ્ય નાશ કરી નાંખીશ. ૬૨. (પરમેશ્વરે) કહ્યુ. ચાલ નીકળ! (દૂર થા!) એમનામાંથી જે કોઈ તારૂં અનુકરણ કરશે, તો તમો (સર્વ)નું શાસન 'જહન્નમ'-નરક (છે); (અને) શિક્ષા પણ પુરેપુરી ૬૩. અને એમનામાંથી જેને તું તારા (મોહક) અવાજથી (બ્હેકાવી) શકે તેને બ્હેકાવ; અને એમના ઉપર તારૂં (અસુરી સૈન્ય) ઘોડેસ્વાર તથા પાયદળ એ (સઘળા) સાથે હલ્લો કર; અને એમની દોલત તથા છોકરાંઓમાં ભાગીદાર* થા અને એમને (ખોટાં ખોટાં) વચનો આપ; અને શેતાન આ લોકોને જેટલાં

---

લીલાં ઝાડો કેમ થઇ શકે? પરંતુ એઓને એ ખબર નથી કે પરમેશ્વર સર્વ શક્તિમાન હોઇ જીવનાશક અગ્નિમાંથી પણ સલામંદર-સમંદર (Salamander) નામનો કીડો ઉત્પન્ન કરે છે. તો પછી લીલાં ઝાડો ત્યાં થાય એમાં આશ્ચર્ય શું?

* દોલત તથા છોકરાંઓમાં ભાગીદાર થવાનો અર્થ એ છે કે જગતમાં એ બેજ વસ્તુઓ મોટી છે. એને લીધેજ મોટાં મોટાં પાપો થાય છે, અને એને લીધેજ માણુસ પરમેશ્વર તરફ બેદરકાર થાય છે, અને જગતમાં અનેક પ્રપંચો રચાય છે. શાલના :સિદ્ધાંત

વચન આપે છે તે સઘળાં ભૂલથાપજ હોય છે. ૬૪. ખરેખર મારા (જે ખરા) સેવકો (છે) તેમના ઉપર તારો કોઇપણ જાતનો જોરો (ચાલવાનો) નથી. અને (હે પયગંબર !) તારો પાલન-કર્તા (પોતાના સેવકોનો) વકીલી બસ છે. ૬૫. (લોકો !) તમારો પાલનકર્તા એવો (પરમ સમર્થ) છે કે તે તમારે માટે સમુદ્ર ઉપર વહાણો ચલાવે છે કે તમે (સ્હેલાઈથી) તેનું ઔદાર્ય (એટલે તમારાં નિર્વાહના સાધનો) શોધી કાઢો. એમાં શક નથી કે પરમેશ્વર તમારા ઉપર (ઘણોજ) દયાળુ છે. ૬૬. અને જ્યારે સમુદ્ર ઉપર તમને (કોઇ જાતનું) સંકટ આવી પડે છે, ત્યારે જે (ઉપાસ્ય દેવો)ને તમે બોલાવતા હતા, તે (સઘળા) વિસ્મૃત થઇ જાય છે; પણ તેજ (એક પરમેશ્વર યાદ આવે છે). જ્યારે (પરમેશ્વર) તમને (સમુદ્રમાંથી) બચાવી જમીન ઉપર લાવે છે, ત્યારે (તેની તરફ) તમે પીઠ ફેરવો છો ! અને મનુષ્ય ઘણોજ અનુપકારી છે ! ૬૭. તો શું તમે આ વાતથી નિર્ભય થઇ ગયા છો કે તે તમને

---

વિરૂદ્ધ:દ્રવ્ય તથા સંતતિને અતિ પ્રિય ગણવાં એ શેતાનના ભમાવવાનુ પરિણામ છે, અને તેથીજ તેમાં શેતાનની ભાગીદારી કહી છે. આ ભાગીદારીના અનેક પ્રકાર છે, તેમાંનો એક એ છે કે શાસ્ત્રાનુસાર દોલતની આપલે ન થતાં તે ઉડાવવામાં આવે છે, જેમ પરમેશ્વર સિવાય બીજા કોઇને પ્રસાદ ધરવો કિંવા માનતા રાખવી અથવા એકાદ ગેરવાજબી કામમાં ખરચ કરવો, અથવા જરૂરી ખરચ કરવામાં કંજુસાઇ બતાવવી. આવીજ રીતે છોકરાંઓને એવી ખરાબ રીતે કેળવવામાં આવે કે તેઓને ધર્મ સાથે કંઇ લેવા દેવા નથી. અથવા બચ્ચા માટે એવા ધંતરમંતર કરવામાં આવે છે કે જાણે ઇશ્વર એક નહિ પણ અનેક છે એવો તેઓને વ્હેમ થાય.

જમીનની બાજુએ (લઇ જઈ તેમાં) ગેપ (નહિ) કરી દે ? અથવા તો તમારા ઉપર (તોફાન આણી) પથ્થરા (નહિ) વરસાવે ? પછી તે વખતે તમને (કોઇ પણ) તમારો વાલી મળશે નહિ. ૬૮. અથવા શું તમે આ વાતથી નિશ્ચિંત થઇ ગયા છો કે પરમેશ્વર તમને ફરીથી બીજી વખતે તેજ દરીયામાં (નહિ) લઇ જાય; અને (અંદર લઇ ગયા બાદ) તમારા ઉપર એક પવનનું તોફાન (નહિ) મોકલે અને તમે જે અનુપકારીપણું કર્યું છે તેની શિક્ષા તરીકે તમને ડુબાવી (નહિ) દે. ત્યારબાદ તમને કોઈપણ (એવો હિમાઇતી) મળનાર નથી કે જે આ બાબત માટે અમારો પીછો પકડે. ૬૯. અલબત અમે 'આદમ'ના છોકરાઓ (એટલે માનવોને) ઇજ્જત આબરૂ બક્ષી અને ખુષ્કી તથા દરીયા ઉપર તેમને (જનાવરો તથા વહાણો ઉપર) લઇ ગયા; અને સારા (સારા) પદાર્થ તેમને (ખાવાને) આપ્યા; અને જેટલી સૃષ્ટિ અમે નિર્માણ કરી છે તેમાંના ઘણા ભાગ ઉપર વિશેષ સત્તા આપી અમે તેમને ઉપરીપણું આપ્યું. ૭૦. (અને ભારે શ્રેષ્ઠપણું તો તે દિવસનું છે કે) જે દિવસે અમે સઘળા લોકોને તેમના અગેવાનો સહિત (અમારી રૂબરૂ) બોલાવી હાજર કરીશું. પછી જેમ(નાં કર્મ)નો લેખ તેમના જમણા હાથમાં આપવામાં આવશે, તેઓ (ખુશી થઇ) પોતા(નાં કર્મ)નો લેખ (ઉતાવળથી) વાંચવા માંડશે; અને તેઓના ઉપર એક તસુભર પણ જુલમ કરવામાં આવશે નહિ. ૭૧. અને જે કોઇ આ (જગત)માં (જાણી બુજીને) આંધળો* (થઇ) રહે, તે પરલોકમાં પણ

* આલોક તથા પરલોકમાં આંધળા થવું એટલે આંખ ફુટી જવી એવો અર્થ થતો નથી. આલોકમાં આંધળા થવું એટલે સત્ય ધર્મનો માર્ગ જોવો નહિ. પરલોકમાં આંધળા થવું એટલે તેને સ્વર્ગમાં જવાનો માર્ગ સુઝે નહિ.

આંધળો થશે; અને (મોક્ષના) માર્ગથી ઘણોજ દુર ભટકી ગએલો. ૭૨. અને (હે પયગંબર! કુરઆન) જે અમે તને પ્રકટ કર્યું છે તેનાથી લોકો તને ફેરવવા લાગ્યાજ હતા કે જેથી કરી તું આ (કુરઆન) સિવાય ભલતીજ (ખોટી વાતો) અમારા સંબંધમાં ઘડી કાઢે. અને (જો તું એટલી હિંમત કરતે) તો એ લોકો તને (પોતાનો જીવજાન) મિત્ર બનાવી લેતે. ૭૩. અને અમે તને મજબુત રાખ્યો છે, એમ નહિ થાત તો તું પણ કંઇ થોડો (ઘણો) તેઓની તરફ જરૂર વળ્યોજ હોત. ૭૪. એમ થતે તો અમે તને જીવતાં તેમજ મરણ બાદ (ભોગવવાની) બેવડી બેવડી (શિક્ષા)નો સ્વાદ ચખાડતે, અને પછી તને અમારી વિરૂદ્ધ કોઇ મદદગાર પણ મળતે નહિ. ૭૫. અને આ લોકોએ તને (મકાના) પ્રદેશમાંથી ડગમગાવી મુકયો હતોજ કે તને ત્યાંથી કહાડી નાંખે. અને એમ થતે તો તારા (ગયા) પછી આ લોકોથી થોડા દિવસ વધારે (પોતાની જન્મભુમિમાં સમાધાનથી) રહી શકાતે નહિ. ૭૬. તારી અગાઉ જેટલા પયગંબરો અમે મોકલ્યા છે તેઓની આજ રીત* હતી; અને અમારી (જે) રીત (ઠરાવેલી) છે તેમાં તને (કદીપણ) ફેરફાર થતો જણાશે નહિ. ૭૭. (હે પયગંબર!) સૂર્ય માથા ઉપરથી નમે ત્યારથી રાતના અંધારા સુધી ('ઝોહર', 'અસર', 'મગરિબ' અને 'ઈષા'ની) નમાઝ પઢજે; અને સવારમાં

* આ રીત એ છે કે જ્યારે કોઈ લોકો પોતાના પયગંબરને હેરાન કરે છે અથવા તેને દેશમાંથી બહાર કાઢે છે ત્યારે તે દુષ્ટ કર્મ કરનારા લોકો શિક્ષામાંથી બચી જતા નથી. આ સ્થિતિ મક્કા નિવાસીઓની થવાની હતી. અને ખરેખર થયું પણ તેમજ.

નમાઝ પણ (પઢજે). કારણ સવારની નમાઝનો વખત (દેવ-દૂતોની) હાજરીનો* વખત છે. ૭૮. અને તું રાતના એક ભાગમાં ઉઠી 'તહજ્જુદ'(ની નમાઝ) પણ પઢજે; (બીજી નમાઝ ખાસ કરવાની છે પણ આ) તારી (નમાઝ) વધારાની (છે). કદાચ (આના પ્રભાવને પરિણામે) તારો પાલનકર્તા (કયામતને દિવસે) તને પ્રતિષ્ઠિત† જગાએ પહોંચાડી દેશે. ૭૯. અને

* 'મશહૂદ' એનો શબ્દશઃ અર્થ સાક્ષી પુરેલો અથવા હાજર થએલો એવો થાય છે. પણ ભાષ્યકારોએ તેના અનેક અર્થ કર્યા છે. કેટલાક એમ કહે છે કે જગતની વ્યવસ્થા માટે જે દૂતો આવે છે તે દિવસના તથા રાતના જુદા જુદા હોય છે. બદલાતી વખતે તેમને હાજર થવું પડે છે. કેટલાક કહે છે કે સવારની નમાઝ વખતે પુષ્કળ લોકો હાજર થાય છે. કેટલાક કહે છે કે સવારમાં મનુષ્યનું ચિત્ત શાંત તથા સાવધાન હોય છે અને તે વખતે નમાઝમાં મન પણ ચોંટે છે. પણ અમે મૂળ શબ્દમાંથી જે અર્થ નિકળે છે તેજ લીધો છે. 'કુરઆનુલ-ફજર' એટલે સવારનું કુરઆન, પણ અહીં તેનો અર્થ સવારની નમાઝ એમ લેવાનો છે.

† પ્રતિષ્ઠિત જગા એ 'મુકામે મહમૂદ'નો શબ્દશઃ અર્થ છે. અને 'સહી હદીસ' એટલે સત્વશીલ લોકોની પરંપરા જેનું નિવેદન કરે છે એવાં પેયગંબર સાહેબનાં આ વચનો ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે જે પદ માટે પરમેશ્વર તરફથી પયગંબર સાહેબને વચન આપવામાં આવે છે તે પદ પરમેશ્વર આગળ પાપીઓ માટે સિફારસ કરનારનો છે. એટલે કયામતને દિવસે લોકો ખિન્ન થઈ તથા પોતાને હાથે થએલાં પાપનું શું પરિણામ આવશે તે માટે તેમને ચિંતા થઇ પડશે. અને તેઓ એવી ઈચ્છા કરશે કે અગાઉના સઘળા પયગંબરો તેમને માટે સિફારસ કરે, પણ સઘળા પયગંબરો માણસમાંથીજ થએલા હોવાથી પછી તેઓ દાવીદ, દાઉદ હોય કે ઇસૂખ્રિસ્ત હોય-પણ દરેકને હાથે માણસની પ્રવૃતી અનુ-

(એવી) પ્રાર્થના કરજે કે હે મારા પાલનકર્તા! (આખરે મારે મક્કા છોડી કોઇ બીજી જગાએ રહેવાનું છે તો જ્યાં તું મને લઇ જાય ત્યાં) મારો પ્રવેશ સત્યમય (તથા યશસ્વી થાય એમ) કર; અને (જ્યારે મને નાસ્તિકોનાં ટોળામાંથી કાઢે ત્યારે) મારૂં નીકળવું સત્યમય (તથા યશસ્વી થાય એમ) કર. અને તું તારી તરફથી મને (શત્રુ ઉપર) મદદ થાય એવી શક્તિ આપ. ૮૦. અને (હે પયગંબર! લોકોને) કહે કે સત્ય* આવ્યું છે અને અસત્ય નાશ પામ્યું છે (અને) ખરેખર અસત્ય નાશ પામવાનુંજ હતું. ૮૧. અને કુરઆનમાં અમે એવી એવી વાતો પ્રકટ કરીએ છીએ કે જે વિશ્વાસુ

---

સાર કંઇને કંઇ દોષ થયો છે. એટલે અગાઉના પયગંબરો પોતપોતાની ભૂલ યાદ કરી સિફારસ કરવાની હીમત કરી શકનાર નથી પરંતુ એ મહાન કાર્ય આપણા કલિયુગના પયગબર હઝરત મોહંમદ સાહેબજ (પરમેશ્વર તેમને ધન્યવાદ તથા શાંતી બક્ષો) કરી શકશે અને પરમેશ્વર તરફથી સઘળા લોકો માટે સિફારસ કરવાની સદર પરવાનગી તેમને મળશે અને પરમેશ્વરની દયાની એવી અસર જાહેર થશે કે આપણા પયગંબર સર્વ માટે સિફારસ કરશે અને તે પરમેશ્વરના દરબારમાં માન્ય પણ થશે.

* સત્ય એટલે ઇસ્લામનો સદ્ધર્મ અને અસત્ય એટલે મૂર્તિ પૂજા વગેરે કલ્પિત ઇપાસનાના માર્ગ. આ મિથ્યા ઉપાસના વિષે વિચાર કરવાથી તે અસત્ય સિદ્ધ થાય છે. અને વિચારવંત લોકોને એવા બુદ્ધિ તથા બળ વીનાના દેવો એટલે મૂર્તિ વગેરે ઇશ્વર સિવાય ઉપાસ્ય દેવો તરફ તિરસ્કાર આવે છે. પયગંબર સાહેબ મકકાના મદીરમાં માનપૂર્વક દાખલ થયા ત્યારે આ વાકય ઉચ્ચારી હાથમાંની લાકડીથી સ્પર્શ કરતાં વારજ ત્યાંની મૂર્તિઓ ધડાધડ નીચે પડી ગઇ.






(લોકો) માટે (અધ્યાત્મિક) દુઃખ દૂર કરનાર તથા દયા છે. અને આજ્ઞાનો ભંગ કરનારાને આથી (ઉલટું) નુકસાનજ થાય છે. ૮૨. અને જ્યારે અમે માણસને એકાદ બક્ષિસ આપીએ છીએ ત્યારે તે (ઉલટો અમારી તરફથી) મ્હોં ફેરવી નાંખે છે અને બાજુએ ખસી જાય છે અને જ્યારે તેને એકાદ દુઃખ પોહોંચે છે, ત્યારે તે (દયાની) આશા છોડી બેસે છે. ૮૩. (હે પયગંબર ! આ લોકોને) કહે કે દરેક (જણ) પોતાના સ્વભાવ પ્રમાણે કર્મ કરે છે. પછી (તમારામાંથી)જે કોઇ ઠેઠ સરળ માર્ગ ઉપર હોય છે તેને તમારો પાલનકર્તા વધારે (સારી રીતે) ઓળખે છે. ૮૪. અને (હે પયગંબર ! લોકો) તને આત્માના સંબંધમાં સવાલ કરે છે. તો (તું તેમને) કહેજે કે આત્મા એ પણ મારા પાલનકર્તાનો એક હુકમ* છે. અને તમે લોકોને (પરમેશ્વરની છુપી વાતોમાંથી) માત્ર થોડુંજ જ્ઞાન આપવામાં આવ્યું છે. ૮૫. અને (હે પયગંબર !) જો અમે ઇચ્છીએ

* પયગંબર સાહેબના પ્રમાણીકપણાની ખાતરી કરવા માટે યાહુદીઓની ઉશ્કેરણીથી કુરેશી લોકોએ તેમને ત્રણ સવાલ પુછયા; એક ગુફામાંના લોકો માટે, બીજો ઝુલકર્નૈન વિષે અને ત્રીજો માણસના આત્મા સંબંધી. તેઓએ એમ પણ સુચવવ્યું હતું કે પહેલા બે ઐતિહાસિક સવાલોનો જવાબ આપે પણ ત્રીજા પ્રશ્નનો જવાબ નહિ આપે તો જાણજો કે એ ખરો પયગંબર છે. અને થયું પણ તેમજ. તેમણે બે સવાલનો જવાબ આપ્યો અને ત્રીજાના સંબંધમાં જણાવ્યું કે પરમેશ્વરનો હુકમ 'કુન' એટલે થા એવો છે. એટલે પરમેશ્વરની ઇચ્છાશકિતથી જે આજ્ઞા થાય તેના પરિણામ તરીકે આ આત્મા, દેહ વિનાનો તથા નિરાકાર છે.




તો જે (કુરઆન) અમે તને પ્રકટ કર્યું છે તેને (આ જગતમાંથી) અમે ઉંચકી લઈએ; પછી તે માટે તને અમારી વિરૂદ્ધ કોઈ હિમાયતી મળનાર નથી; ૮૬. પણ (એ ફક્ત) તારા પાલનકર્તાની દયા (છે કે તે એમ કરતો નથી). નિઃસંશય તારા ઉપર તેની મોટી કૃપા છે. ૮૭. (હે પયગંબર! આ લોકોને) કહે કે જો માણુસો તથા જિન્ન (ખાસ) એ વાતને માટે એકઠા થાય કે આ કુરઆનના જેવું (બીજું કંઇ રચી) લાવે; તોપણ એના જેવું (કંઈ પણ) તેઓ (રચી) લાવી શકતા નથી; (પછી જોઇએ તો) તેઓમાંના એકને બીજાનો ટેકો (કેમ) હોતો (નથી)! ૮૮. અને અમે આ કુરઆનમાં લોકો(ને સમજવા) માટે સઘળી (જાતના) દાખલાઓ તરેહ તરેહથી (ફેરવી ફેરવીને) કહ્યા છે; તેમ છતાં પણ ઘણા લોકો (તેનો) અસ્વીકાર કર્યા વિના રહ્યા નહિ, ૮૯. અને (હે પયગંબર! મક્કાના નાસ્તિકો તને) કહે છે કે અમે તો (કદી પણ) તારો વિશ્વાસ રાખનાર નથી; જ્યાં સુધી તું અમારે માટે જમીનમાંથી એકાદ (પાણીનો) ઝરો ખળખળ કરતો (નહિ) વહેવડાવે. ૯૦. અથવા ખજુરી અને દ્રાક્ષનો તારો એકાદ બાગ (નહિ) હોય તથા તેની વચમાં તું (પાણીની પુષ્કળ) નહેરો ખળખળ (નહિ) વહેવડાવી બતાવે; ૯૧. અથવા જેમ તું કહી બતાવતો હતો તેમ આકાશના કકડા અમારા ઉપર લાવી (નહિ) ગબડાવે; અથવા પરમેશ્વર તથા દેવદૂતોને (અમારી) આગળ પ્રત્યક્ષ લાવી ઉભા (નહિ) કરે; ૯૨. અથવા (રહેવા માટે) તારૂં એકાદ સુવર્ણ ભુવન (નહિ) થાય અથવા તું આકાશમાં ઉંચે ચડી (નહિ) જાય. અને જ્યાં સુધી તું અમને (પરમેશ્વર

પાસેથી) એકાદ પુસ્તક (નહિ) મોકલે કે જે અમે જાતે વાંચી લઈએ; ત્યાં સુધી અમે તારા (આકાશમાં) ઉંચે ચડવા ઉપર પણ કદી વિશ્વાસ મુકનાર નથી. (હે પયગંબર ! આ લોકોને) કહે કે મારો પાલનકર્તા પરમપવિત્ર છે ! હું શું છું, માત્ર (પરમેશ્વરે) મોકલેલો એક મનુષ્યજ છું ને ? ૯૩. અને જ્યારે લોકો પાસે (પરમેશ્વર તરફથી) સત્ય માર્ગ આવી ચુકયો, ત્યારે તેમને વિશ્વાસ રાખવામાં આના સિવાય બીજી કોઇપણ બાબતે અટકાવ કર્યો નહિ કે તેઓ કહેવા લાગ્યા, શું પરમેશ્વરે મનુષ્યને પયગંબર (કરી) મોકલ્યો છે ? ૯૪. (હે પયગંબર તું આ લોકોને) જવાબ આપ કે જો પૃથ્વી ઉપર દેવ-દૂતો (વસતા) હોત અને તેઓ (તેમાં) સુખ અને શાંતિથી ચાલતે ફરતે; તો અમે દેવદૂતોનેજ આકાશમાંથી પયગંબર (કરી તેમની પાસે મોકલતે. ૯૫. (હે પયગંબર ! આ લોકોને) કહે કે મારી તથા તમારી વચ્ચે માત્ર પરમેશ્વરજ સાક્ષી (તરીકે) બસ છે. નિઃસંશય તે પોતાના સેવકો(ની સ્થિતિ)થી વાકેફ (હોઇ તેઓના કૃત્યો) જુએ છે. ૯૬. અને પરમેશ્વર જેને સન્માર્ગની બુદ્ધિ આપે તે સન્માર્ગી થાય; અને જેને (તે) ભમાવે તો (હે પયગંબર !) આવા (બહેકાવેલા)ના તને પરમેશ્વર સિવાય (બીજા) કોઇ મદદગાર મળનાર નથી. અને કયામતને દિવસે તે લોકોને અમે તેઓનાં મ્હોડાં વાટે* (ઘસડાતા) ઉઠાવીશું; (જાણે) આંધળા તથા મુગા તથા

* મ્હોડા વાટે ઘસડાતા લઇ જવા એ આપણે માટે એક પ્રકારની શિક્ષાજ છે. મનુષ્યના શરીરમાં મ્હોડું એક મુખ્ય અંગ છે અને પગ એક તદ્દન હલકા પ્રકારનું અંગ છે. એટલે પગનું કામ મ્હોડે કરાવવું એ ભારે બેઆબરૂ તથા અપમાન છે.

બેહેરા; તેઓનું (છેવટનું) ઠેકાણું 'જહન્નમ' નરકાગ્નિ. જ્યારે જ્યારે તે ઓલવાઈ જવા આવશે ત્યારે ત્યારે તેઓને માટે અમે વધારે (જોરથી) સળગાવીશું. ૯૭. (નરકાગ્નિની) શિક્ષા તેઓને (એટલા માટે) છે કે તેઓ અમારી નિશાનીઓનો અસ્વીકાર કરતા હતા અને (કયામત થવાનું સાંભળી) કહેતા કે જ્યારે અમે (મરીએ તથા ગળાઈ સડી જઇ) હાડકાં તથા ધુળ થઇ જઇએ, ત્યારે શું અમને નવેસરથી પેદા કરી ઉઠાડવામાં આવશે ! ૯૮. શું આ લોકોએ આ વાતનું અવલોકન કર્યું નહિ કે જે પરમેશ્વરે આકાશ તથા પૃથ્વી પેદા કર્યાં છે તે આ બાબત પણ સમર્થ છે કે તેઓના જેવાં (માણસો) તે (ફરી) પેદા કરશે ? અને તેણે તેઓના (ફરી પેદા થવા) માટે એક વેળા મુક્કરર કરી મુકી છે કે તેમાં કોઇપણ જાતનો શકજ નથી. આમ છતાં પણ (આ) જુલમી (લોકો) અસ્વીકાર કર્યા વિના રહ્યા નહિ. ૯૯. (હે પયગંબર ! આ લોકોને, કહે કે જો મારા પાલનકર્તાના દયાના ભંડારો તમારી સત્તામાં હોત, તો ખરચ થઇ જવાની ધાસ્તીએ, તમે (તે) બંધ કરી મુકયા હોત, અને માણસ ઘણોજ લોભી* છે. ૧૦૦. અને કંઇપણ શક નથી કે અમે 'મુસા'ને ખુલ્લે ખુલ્લા નવ† ચમત્કાર આપ્યા. (હે પયગંબર !) 'બની-

---

* યહુદી તથા મુખ્યત્વે કરી મૂર્તિપૂજકો અદેખાઈ કરતા હતા કે પરમેશ્વરે પયગબર સાહેબનેજ શા માટે પયગંબરી સારૂ પસંદ કર્યા અને એમનેજ કેમ કુરઆન પ્રકટ કર્યું. આવોજ મજકુર કુરઆનમાં બીજે કેટલેક ઠેકાણે આવ્યો છે અને અહીં પણ તે માટેજ ઇશારો કર્યો હોય એમ લાગે છે.

† મઆલિમુત્તંઝિલ ભાષ્યના કર્તાએ ઇબને અબ્બાસ તથા

ઈસરાઇલોને પણ પુછી જો; કે જ્યારે 'મુસા' 'બની-ઈઝરાઈલો' પાસે આવ્યો, ત્યારે 'ફિરઔને' તેને કહ્યું કે હે 'મુસા'! તારે માટે હું એવો વિચાર કરૂં છું કે કોઈએ તારા ઉપર જાદુ કરી (તને ગાંડો બનાવી દીધો) છે. ૧૦૧. ('મુસા'એ) જવાબ આપ્યો કે તું (એટલી વાત મનમાં) નક્કી સમજી ચુકયો છે, કે આકાશ તથા પૃથ્વીના પાલનકર્તાએજ એ (ચમત્કાર) મોકલ્યા છે; (અને લોકો માટે આ) સ્પષ્ટ પ્રમાણો (છે કે એ જોઇ તેઓ પરમેશ્વરને ઓળખે). અને હે 'ફિરઆન'! (તેં મારે માટે જાદુ થયાનો વિચાર કર્યો) પણ હું તારે માટે (એવો) વિચાર કરૂં છું કે તારો વિનાશકાળ આવી પહોંચ્યો છે. ૧૦૨. એ બાદ (ફિરઔને' એવી) યોજના કરી કે 'બની-ઇસરાઇલો'ને (કોઇપણ રીતે) દેશમાંથી હેરાન કરી હાંકી કાઢવા (કારણ તેઓ રહે તે કામના નથી). એટલે અમે તેને તથા તેની સાથે જે હતા તે સઘળાઓને બુડાવી દીધા. ૧૦૩. અને 'ફિરઔન'ના (ડુબી જવા) પછી અમે 'બની-ઇસરાઈલો'ને કહ્યું કે (હવે તમેજ આ) દેશમાં વસો; બાદ જ્યારે પરલોકનું વચન આવી પહોંચશે. ત્યારે અમે તમો (સઘળા)ને સામટા (અમારી હજુરમાં) લાવી ઉભા કરીશું. ૧૦૪. અને

દલાકની કથા ઉપરથી આ પ્રમાણે નવ ચમત્કાર ગણ્યા છે:—(૧) હાથમાંની લાકડીને સર્પ બનાવવો, (૨) હાથનું ચમકવું; (૩) મુસાનું તોતડું બોલવું. એમ તો તેઓ તેમજ બોલતા છતાં, ફિરઔન સાથે વાદવિવાદ કરવામા તોતડાયાવિના ભાષણ કરવું, (૪) તોફાન, (૫) તીડ પડવાં. (૬) ઉવાં (૭) દેડકા, (૮) લોહીનો વરસાદ વરસાવવો. (૯) લાકડીવતી સમુદ્રના ભાગ પાડી નાંખવા, આ ચમત્કારોનું વર્ણન અધ્યાય ૭: ૧૩૩ ઉપરની ટીપમાં છે તે જુઓ.

(હે પયગંબર!) અમે કુરઆન સત્ય પૂર્વક મોકલ્યું છે અને સત્ય પૂર્વકજ* તે ઉતર્યું છે. અને અમે તને માત્ર (સજ્જનોને ઈશ્વરની પ્રસન્નતાના) શુભ વર્તમાન આપનાર તથા (દુર્જનોને ઈશ્વરની શિક્ષાનો) ભય બતાવનાર (તરીકે) મોકલ્યો છે. ૧૦૫. અને અમે કુરઆન (થોડું થોડું પ્રકટ કરી એટલા માટે તેના) ભાગ પાડી નાંખ્યા કે તું તે (વખતો વખત) લોકોને ઠરી રહીને વાંચી સંભળાવે; અને (તેથીજ) અમે તે પ્રસંગાનુસાર) કકડે કકડે પ્રકટ કર્યું છે. ૧૦૬. (હે પયગંબર! આ લોકોને) કહે કે તમે કુરઆનને માનો કે નહિ માનો; નિઃસંશય જે લોકોને કુરઆનની અગાડી(દિવ્ય પુસ્તકનું) જ્ઞાન આપવામાં આવ્યું છે(તેમની એવી સ્થિતિ છે કે) જ્યારે તે તેઓની આગળ વાંચવામાં આવે છે ત્યારે તેઓ ઉંધે માથે પડી સાષ્ટાંગ નમસ્કાર કરે છે. ૧૦૭. અને તેઓ કહેવા લાગે છે કે અમારો પાલનકર્તા પરમ પવિત્ર છે. નિઃસંશય અમારા પાલનકર્તાનું વચન† ખરેખર પુરૂં થવાનુંજ હતું. ૧૦૮.

* કુરઆનમાં જેટલી વાતો છે તે સઘળી ખરી તથા પ્રમાણ-સિદ્ધ છે; અને તે પુસ્તક એવું છે કે જેમાં કંઇપણ વાત વિસંગત કે એકએકથી વિરૂદ્ધ નથી. જેવું કુરઆન પરમેશ્વરે મોકલ્યું તેવુંજ કંઇપણ વધઘટ અથવા ફેરફાર વના પ્રકટ કરવામા આવ્યું. કોઈનાથી પણ તેમાં ઉથલપાથલ થઇ શકી નહિ. કારણ પરમેશ્વરે કુરઆનમાં એક જગાએ કહ્યું છે કે 'અમેજ આ કુરઆન પ્રકટ કર્યું અને અમેજ તેના સંરક્ષક પણ છીએ'

† એટલે કુરઆન સંબંધી ભવિષ્યવચન અગઉનાં દિવ્ય એટલે ઇશ્વરી પુસ્તકમાં મળી આવે છે; અને જે લોકોને પુસ્તક મળ્યાં છે તેઓ કુરઆન તથા છેવટના કલિયુગના પયગંબરની રાહ જોતા હતા. તેમનામાં જે સત્યવાદી તથા ન્યાયી હતા તેઓ કુરઆન સાંભળતાંજ સમજી ગયા કે એ તેજ વચન ફળીભૂત થાય છે અને તેઓએ તેનો વિશ્વાસ રાખ્યો.

અને તેઓ(ઉંધે માથે) હડપચી ઉપર પડી(માથું ઘસતાં) રડતા રહે છે, અને કુરઆનને લીધે તેમના વિનયમાં (હજી પણ) વધારો થતો જાય છે.૧૦૯. (હે પયગંબર! તું આ લોકોને)કહે કે તમે(પરમેશ્વરને) 'અલ્લાહ'(કહી) બોલાવો કે 'રહમાન' (કહી) બોલાવો; ગમે તે (નામે*) તમે બોલાવશો તો પણ તેનાં (સઘળાં સુંદર) સુંદરજ નામો છે. અને (હે પયગંબર!) તું તારી નમાઝ મોટેથી બુમ પાડી પઢતો નહિ તેમ તે ઘણે ધીમે સ્વરે પણ પઢતો† નહિ; એ (બન્નેની) વચ્ચેનો (એક મધ્યમ) માર્ગ ગોતી લે. ૧૧૦. અને કહેજે, કે સર્વ સ્તુતિ એવા પરમેશ્વરનેજ (યોગ્ય) છે કે જે કોઇને પણ પુત્ર તરીકે લેતો નથી અને (આ લોક તથા પરલોકના) રાજ્યમાં જેનો કોઈપણ ભાગીદાર નથી અને એ કારણને લીધે નહિ કે તે દુર્બળ છે, કોઈ તેનો વાલી–મદદગાર નથી; અને (વખતો વખત) તું (તેની) મહત્તા વર્ણવી તેનું ગૌરવ વધારતો જા.૧૧૧.

* પયગંબર સાહેબ પરમેશ્વરને અલ્લાહ એટલે સર્વ ગુણ સંપન્ન એવો પરમેશ્વર તથા રહમાન એટલે પરમદયાળુ એ બે નામે ઘણું ખરૂં બોલાવતા. ત્યારે અનેક ઇશ્વર છે એમ માનનારાને તથા મૂર્તિપૂજકોને એમ લાગ્યું કે પયગંબર બે ઇશ્વરનાં નામ લે છે અને બીજાઓને તેમ કરતાં મનાઇ કરે છે. તેથી પરમેશ્વરે કહ્યું કે તમે જે જોઇએ તે નામે મને બોલાવશો તે સઘળાં એકજ છે, અને તે સઘળાં મારા એકલાનાંજ નામો છે.

† પયગંબર સાહેબ મક્કામાં દિવસે મોટેથી નમાઝ પઢતા તથા કુરઆન વાંચતા; ત્યારે અધર્મી લોકો એકઠા થઇ તેમનું ધ્યાન ચુકવવા તાળીઓ પાડતા. તેથીજ મોટેથી વાંચવાની તેમજ વિશ્વાસુ લોકોથી સંભળાય નહિ એમ છેક ધીમેથી વાંચવાની મનાઈ કરવામાં આવી.



# અધ્યાય ૧૮ મો.

## સૂરતુલ–કહફ.





આ અધ્યાય મક્કા શહેરમાં પ્રકટ થયો હતો; એમાં ૧૧૦. આયાત છે. 'સૂરતુલ–કહફ' એટલે ગુફાનું પ્રકરણ એ નામ પડવાનું કારણ એ છે કે ઘણા જુના કાળમાં દકયાનુસ નામનો એક મૂર્તિપૂજક રાજા હતો. તે લોકોને જોર જુલમથી મૂર્તિપૂજા કરવાનો આગ્રહ કરતો અને કોઈ તેના હુકમનો અનાદર કરતું તેના ઉપર નાના તરેહના જુલમ કરી તેને હેરાન કરતો. કેટલાક સદાચરણી તથા નિસ્સીમ ઇશ્વરભક્ત ખાનદાની લોકો ઉપર પણ બળાજબરી વાપરવાનો તેણે વિચાર કર્યો. પરમેશ્વરની કૃપાથી આ લોકોએ નૈતિક ધૈર્યથી પ્રેરાઇ મૂર્તિનીપૂજા કરવા નાપાડી અને નાસી જઈ એક ગુફામાં ભરાઇ બેઠા. ત્યાં તેઓને એવી ઘસ ઘસાટ ઉંઘ આવી ગઈ કે એ સ્થિતિમાં તેઓ ત્રણસો નવ વર્ષ પડી રહ્યા. એટલા સમયમાં અહીંની બધી સ્થિતિ બદલાઇ ગઈ હતી. તે રાજા પણ નહોતો; તે લોકો પણ નહોતા; તેમ મૂર્તિપૂજાનું નામ પણ રહ્યું નહોતું. ત્યાંનો રાજા તથા પ્રજા ધર્મે ખ્રિસ્તી હતાં; પરંતુ તે સમયમાં અસલ ખ્રિસ્તી ધર્મ એટલે ઇસ્લામજ હતો. હાલમાં ચાલતો ખ્રિસ્તી ધર્મજ નહોતો. આ ગુફામાંનાં માણસો જ્યારે જાગ્રત અવસ્થામાં આવ્યાં ત્યારે તેઓને ભુખ લાગી હોય એમ થયું એટલે તેમણે પોતાના એક સોબતીને ખાવાનું લેવા શેહેરમાં મોકલ્યા. ૩૦૯ વર્ષ સુધી ગુફામાં રહેવાથી આ લોકોના ચેહેરા બદલાઇ ગયા હતા અને તેઓ જે સિક્કા લઇ બજારમાં ગયા તેનું ચલણ પણ બંધ થઇ ગયું હતું. એથી લોકો તેમને પુછપરછ કરવા લાગ્યા અને ધીમે ધીમે એ વાત રાજાને કાને પહોંચી. તે લોકોએ પોતાની સર્વ હકીકત

કહી સંભળાવી; તેમજ નિશાનીઓ આપી. આ હેવાલ સાંભળી તે સમયના ખ્રિસ્તી લોકોને કયામત એટલે મુએલાં ફરીથી સજીવન થઇ ઉઠશે એ વાત ઉપર પાકો વિશ્વાસ આવ્યો. કારણ તેઓએ જાણ્યો કે જો પરમેશ્વર માણસને ત્રણુસો નવ વર્ષ સુધી સુષુપ્તિની સ્થિતિમાં જીવતાં રાખી શકે છે તો તે માણસને સજીવન કરવા શું સમર્થ નહિ હશે?



પરમ દયાળુ (તથા) કૃપાળુ પરમેશ્વરનાં નામથી (હું આરંભ કરૂં છું).



સઘળી સ્તુતિ પરમેશ્વરનેજ (યોગ્ય) છે. જેણે પોતાના સેવક (મોહંમદ)ને (કુરઆન) પુસ્તક પ્રકટ કર્યું અને તેમાં (કંઈપણ) વાંકુંચુંકું રાખ્યું નથી; ૧. તદન સીધી વાત છે; કે પરમેશ્વર તરફથી (જે) કડક શિક્ષા (નાસ્તિકોને થવાની છે) તેનો ભય (તેણે લોકોને) બતાવવો અને જે ભાવિક માણસો સારાં કામો કરે છે તેઓને આ વાતના શુભ વર્તમાન આપવા કે તેઓને (પરમેશ્વર આગળ ઘણો) ઉત્તમ બદલો (પ્રાપ્ત) થશે. ૨. (એટલે સ્વર્ગ કે)જેમાં તેઓ નિરંતર રહેશે. ૩. અને (તેવીજ રીતે) જે લોકો એમ પ્રતિપાદન કરે છે કે પરમેશ્વર પુત્ર રાખે છે તેઓને પણ(ઇશ્વરી શિક્ષાથી) બ્હીવડાવવા. ૪. એઓને આ (વાત)નું કંઇ જ્ઞાન નથી તેમ તેમના વડીલોને પણ નહોતું. એમના મ્હોડામાંથી જે (શબ્દ) નિકળે છે તે ગંભીર શબ્દ છે. એઓ માત્ર જુઠુંજ બોલે છે. ૫. (હે પયગંબર!) જો એ (લોકો) આ વાત ઉપર વિશ્વાસ નહિ રાખશે તો કદાચ તું સંતાપના આવેશમાં એઓના પાછળ તારા જીવનો ઘાત કરશે. ૬. જે (કંઇ) ભૂતળ ઉપર છે તેને અમે પૃથ્વીનો શણગાર બનાવ્યો છે કે

જેથી કરી અમે લોકોની અજમાયશ કરીએ કે એઓમાં (સૌથી) સારૂં કામ કોણ કરે છે. ૭. અને (પછી એક દિવસ) અમે પૃથ્વી(ની સપાટી) ઉપર જે કંઈ છે તે (સઘળી) વસ્તુ(નો નાશ કરી પૃથ્વીને) સપાટ મેદાન કરી નાંખીશું. ૮. (હે પયગંબર!) શું તું એમ ધારે છે કે ગુફા* તથા 'અર્-રકીમ'-શિલા લેખ-માંના સોબતીઓ (એટલે 'અસ્હાબે કહ્ફ) અમારા (પરમસામર્થ્યની) નિશાનીઓમાંથી એક અદ્દભૂત (નિશાની) હતી? ૯. એક વખતે કેટલાક તરૂણ માણસોએ ગુફામાં આશ્રય લીધો; અને પ્રાર્થના કરી કે હે અમારા પાલનકર્તા! તું તારી પાસેથી અમને દયા (દાન) આપ; અને સન્માર્ગની દૃષ્ટિએ અમારો (આ) વિચાર અમારે માટે સિદ્ધ કર. ૧૦. એ પછી કેટલાંક વર્ષ સુધી ગુફામાં અમે

* 'અસ્હાબે કહ્ફ' એટલે ગુફામાંના સોબતીઓ. એની વાત ટુંકમાં લોકોમાં પ્રસિદ્ધ છે. પરંતુ તેનું સવિસ્તર વર્ણન મળી આવતું નથી. એમ છતાં ઇતિહાસ ઉપરથી તથા કેટલાક ધર્મ ગ્રંથો ઉપરથી તેની થોડી ઘણી શોધ લાગે છે. કુરઆનમાં તેને 'અસ્હાબુલ કહ્ફ વ ર્રકીમ' કહ્યું છે. 'કહ્ફ' એટલે ગુફા. રકીમનો અર્થ અમે શિલાલેખ કર્યો છે. ગુફામાંના સોબતીઓનાં નામો લોકો યાદ કરે માટે તે ભીંત ઉપર કોતર્યાં હતાં, અથવા પથ્થરના શિલા ઉપર કોતરી ગુફાના મોડાં ઉપર તે પથ્થર મુંકયો હતો. ગુફાના સંબંધમાં તેમને 'અસ્હાબુલ કહ્ફ' તથા શિલાલેખ ઉપરથી 'અસ્હાબુર્રકીમ' કહે છે. પરમેશ્વરે એમ પણ કહ્યું કે સોબતીઓનું વૃત્તાંત અમારાં પરમ સામર્થ્યની નિશાનીએ-માંની એક છે. પણ તેમાં કંઇ ચમત્કારિક સમજવાનું નથી. જગતમાં હમેશા બનતા બનાવો તથા આખી સૃષ્ટિનાં અવલોકન ઉપરથી પરમેશ્વરનું સામર્થ્ય સિદ્ધ થાય છે.

તેમના કાન ઉપર થાબડયું (એટલે તેઓને ઉંઘાડી દીધા) ૧૧. પછી અમે તેઓને (જગાડી) ઉઠાડયા કે તેથી કરી અમે જાણી લઇએ કે બન્ને પક્ષમાંથી કયો (પક્ષ ગુફામાં) રહેવાની મુદત બરાબર યાદ* રાખે છે. ૧૨. (હે પયગંબર ! હવે) અમે તેનો અહેવાલ તને ખરેખરી વર્ણવીએ છીએ; કેટલાક તરૂણ માણસો એવા હતા કે તેઓએ પોતાના પાલનકર્તા ઉપર વિશ્વાસ રાખ્યો; અને (દિવસે દિવસે) અમે તેમને વધારેને વધારે સન્માર્ગની બુદ્ધિ આપતા ગયા. ૧૩. અને અમે તેમનાં મન એવાં દૃઢ બનાવ્યાં કે જ્યારે તેઓ (મૂર્તિપૂજા કરાવવા માટે જોરજુલમ કરનારા રાજા સામે) ઉભા રહ્યા; ત્યારે તેઓ કહેવા લાગ્યા કે અમારો પાલનકર્તા (તો) આકાશો તથા પૃથ્વીનો (જે) પાલનકર્તા (તેજ છે.) અમે તેના સિવાય (વખત આવતાં) બીજા કોઈ ઉપાસ્યને કદી પણ બોલાવવાના નથી. (અમે જો એમ કરીએ) તો અમે બેતાલ તથા વધારે બોલ્યા એમ થશે. ૧૪. (એક તો) આ અમારા લોકો (એવા) છે કે તેઓએ પરમેશ્વરને મુકી (બીજા બીજા) ઉપાસ્યો સ્વીકાર્યા છે. તેઓ(ના ઉપાસ્ય થવા માટે)નું એકાદ સ્પષ્ટ પ્રમાણ તેઓ શા માટે લાવી રજુ કરતા નથી? જે કોઈ પરમેશ્વર ઉપર ખોટાં કુભાંડ રચે તેના કરતાં વિશેષ

* ગુફાના લોકોએ સુષુપ્તીમાંથી જાગૃત થઈ નિદ્રાવસ્થામાં કેટલો લાંબો વખત તેઓ રહ્યા હતા તે બાબત તકરાર કરવા લાગ્યા, એટલે તેઓમાં બે પક્ષ પડ્યા. એક પક્ષના વિચાર કુરઆનમાં આગળ દર્શાવવામાં આવ્યા છે કે એક દિવસ અથવા તેથી પણ ઓછું અમે રહ્યા છીએ. બીજા પક્ષે કહ્યું કે એની ખરી હકીકત તો પરમેશ્વરનેજ ખબર છે, અમારાથી તે કહી શકાય એમ નથી.

જુલમી બીજું કોણ? ૧૫. અને (પછી તેઓ એકબીજાને કહેવા લાગ્યા કે) જે અર્થે તમે (તમારા) લોકો પાસેથી તથા પરમેશ્વર સિવાય જે (દેવો)ની એ લોકો પૂજાઅર્ચા કરે છે તેમની પાસેથી અળગા થઈ ગયા છો, તે અર્થે (અમુક) ગુફામાં જઈ આશ્રય લો; એટલે તમારો પાલનકર્તા પોતાની દયા (રૂપી છાયા) તમારા ઉપર પ્રસરાવશે; અને તમારા (આ) ઇરાદામાં તમને સુગમતા કરી આપશે. ૧૬. (ટુંકમાં, મનમાં એવો નિર્ધાર કરી તેઓ ગુફામાં જઇ એવી જગાએ છુપાઇ બેઠા કે, હે વાંચક-શ્રોતા) જ્યારે સૂર્ય ઉગે ત્યારે તું જોશે કે તે તેઓની ગુફાથી જમણી તરફ વળેલો રહે છે, અને જ્યારે તે અસ્ત પામે છે, ત્યારે તેઓના ડાબી તરફથી કતરાઈ નીકળી જાય છે; અને (એ ગુફામાં તેઓની અડચણને લીધે નહિ પણ ઉલટા) તેઓ ગુફાની મોટી વિશાળ જગામાં (સુખચેનમાં છાયામાં પડી રહ્યા) છે. એ પણ પરમેશ્વરના (સામર્થ્યની) નિશાનીઓમાંની* (એક નિશાની) છે. જેને પરમેશ્વર સન્માર્ગ ઉપર લઇ જશે તેજ સન્માર્ગ ઉપર છે; અને જેને તે આડે માર્ગે ભમાવશે તેનો (હે પયગંબર! તને કોઈપણ માર્ગ બતાવનારો વાલી મળનારજ નથી. ૧૭. અને (હે વાંચક) તું સમજે છે કે તેઓ જાગે છે, પણ ખરૂં જોતાં, તેઓ નિદ્રાવસ્થામાં છે; અને અમે જમણી તરફ તેમજ ડાબી તરફ તેઓના પડખાં† ફેરવતા રહીએ; અને તેઓનો

* પર્વતમાં ગુફા હોવી, તે વિશાળ હોવી તથા એવી તરેહની હોય કે સૂર્ય ઉગે ત્યારે તે તેની જમણી તરફ વળેલો રહે તથા અસ્ત પામતાં તેની ડાબી બાજુથી નીકળી જાય, એ સઘળું પરમેશ્વરના સામર્થ્યને લીધેજ થતું હતું.

† તેઓની આંખ ઉઘાડી હતી અને તેઓ એકથી બીજી તરફ

(એક) કુતરો પણ (છે અને તે) ગુફાના મ્હોંડા આગળ પોતાના આગલા પગ લાંબા કરી બેઠો છે. (હે વાંચક) જો તું આ લોકોને (આ સ્થિતિમાં ઉપરથી) ડોકાવી જુએ તો તું જરૂર પાછે પગે નાસી છુટશે અને તેઓ(ની પરિસ્થિતિ)ને લીધે તારા (મન)માં દહેશત ભરાઇ જશે. ૧૮. અને (જે પ્રમાણે અમે તેઓને અમારાં પરાક્રમને જોરે નિંદ્રાવશ કર્યો હતા) તેજ પ્રમાણે અમે તેઓને (સ્વપરાક્રમને જોરે જાગૃત કરી) ઉઠાડયા કે તેઓ માંહોમાંહે એકબીજાને સવાલ કરે. (ટુંકમાં) તેઓમાંનો એક બોલનારો બોલ્યો, તમે (આ ગુફામાં) કેટલી (મુદત) સુધી થોભી રહ્યા હશો? તેઓ બોલ્યા અમે (ઘણું) રહ્યા (હોઈએ તો) એકજ દિવસ અથવા એક દિવસથી પણ ઓછુંજ* (આખરે બીજા સઘળા) કહેવા લાગ્યા કે જેટલી મુદત તમે લોકો (ગુફામાં) રહ્યા; તે તમારો પાલનકર્તાજ સારી રીતે જાણે છે. (હવે) તમારામાંથી એકને આ તમારો રૂપીઓ આપી શહેર તરફ મોકલો

---

પડખા ફેરવ્યા કરતા હતા એટલે તેઓ જાગતા છે એમ લોકો સમજતા. પણ તેમ કંઈ નહોતું. નિંદ્રાવસ્થામાં પણ એમ થાય છે. જો તેઓ જમીન ઉપર પડખા બદલ્યા વિના આટલો લાંબો વખત પડી રહ્યા હોત તો તેઓની કેડ રહી ગઈ હોત અને કદાચ સડી પણ ગઈ હોત.

* તેઓ સુતા તે વખતે સવાર હતી અને જાગ્રત થયા ત્યારે બે પહોર દિવસ ચડયો હતો એટલે તેઓ એમ સમજયા કે કાલે અમે સુતેલા એટલે એકજ દિવસ સુતા. પણ જો આજેજ સુતા હોઇએ તો એક દિવસથી પણ ઓછું સુતા, પણ નખ તથા માથાના વાળ વધી ગએલા જોઈ સઘળા આશ્ચર્ય પામ્યા અને બોલ્યા કે ખરૂં શું તે તો પરમેશ્વરજ જાણે.

કે તે (જઇ) જુએ કે ત્યાં કોની પાસે સારૂં ચોખ્ખું ભોજન (મળી શકે એમ) છે અને તેમાંથી (તમારે જોઇએ તેટલું) ખાવાનું તમારે માટે લઈ આવે; અને તેણે ઘણી હોંશીઆરીથી વર્તવું અને કોઇને પણ તમારી ખબર પડવા દેવી નહિ. ૧૯. (કારણ) જો (તમારી જાતના) લોકોને તમારી ખબર પડી જશે તો તેઓ (આવી) તમને પથ્થરનો માર મારવા લાગશે અથવા તમને પાછા પોતાના ધર્મમાં વટલાવશે; અને એમ થયું તો તમારૂં કદી (જીવન) સાફલ્ય થવાનું નથી. ૨૦. અને (જેવી રીતે અમે અમારા પ્રતાપને જોરે તેઓને ઉંઘાડી દીધા તથા ઉઠાડયા) તેવીજ રીતે અમે (તેઓના) લોકો સાથે તેમની ઓળખ કરાવી આપી કે લોકોને ખબર થાય કે પરમેશ્વરનું વચન ખરૂં છે, અને એ કે (કયામતના) વખત વિષે કંઇ પણ શક નથી. હવે (ઓળખ્યા પછી) લોકો તેમના સંબંધમાં* માંહોમાંહે ઝગડવા લાગ્યા, કેટલાકોએ કહ્યું કે તેઓના (સુઈ રહેવાની જગા) ઉપર (સ્મારક તરીકે) એક ઇમારત બાંધી રાખો (અને તેઓના સંબંધમાં વધારે તપાસ કરતા નહિ;) તેઓ(ની સ્થિતિ)ને તેમનો પાલનકર્તા સારી પેઠે જાણે છે. એઓની બાબતમાં જેઓનો અભિપ્રાય (બીજાઓ કરતાં) પ્રબળ થયો તેઓએ કહ્યું કે અમે એમની (ઉંઘવાની જગા ઉપર) એક મસ્જીદ બનાવી લઇશું. ૨૧. (કેટલાક) કહે છે કે (ઉંઘનારા) ત્રણ (હતા), અને તેમાંનો ચોથો

* કેટલાકે કહ્યું કે શરીર તથા આત્માનું પુનરૂત્થાન એટલે કયામત થશે. અને કોઇએ કહ્યું કે ફકત આત્માજ કયામતમાં સજીવન થશે. પણ પરમેશ્વરે આ ઉંઘનારાઓને ઉઠાડી આત્મા તથા શરીર બન્ને સજીવન કરી બતાવ્યા.

તેમનો કુતરો. અને (કેટલાક) કહે છે, (તેઓ) પાંચ હતા, અને તેમાંનો છઠો તેમનો કુતરો. (આ સઘળા) અદૃષ્ટ વાત ઉપર તર્ક ચલાવે છે. અને(વળી કેટલાક) કહે છે, કે (તેઓ) સાત(હતા) અને તેમાંનો આઠમો તેમનો કુતરો. (હે પયગંબર! આ લોકોને) કહે કે એઓની સંખ્યા મારો પાલનકર્તા સારી રીતે જાણે છે. એ(ઓની ખરી સંખ્યા) માત્ર ઘણા થોડાજ (લોકો) જાણે છે. તો (હે પયગંબર!) આ (અસ્હાબે કહ્ફ)ના સંબંધમાં (લોકો સાથે બિલકુલજ) ઝગડતો નહિ; પણ બહારથી દેખીતોજ ઝઘડો(હોય તો ચિંતા નહિ.)અને એઓના સંબંધમાં એમનામાંના કોઈને પણ પુછપરછ કરતો નહિ. ૨૨. અને કોઈ પણ વાતના સંબંધમાં (એમ) કહેતો નહિ કે એ (કામ) હું ખચિત કાલે કરીશ. ૨૩. પરંતુ (એમ કહેજે કે) પરમેશ્વરની ઇચ્છા હશે તો (એ કામ હું કાલે કરીશ). અને ('પરમેશ્વરની ઈચ્છા હશે તો' એમ કહેવાને) જો કદી તું ભૂલી જાય તો(જ્યારે યાદ આવે ત્યારે પરમેશ્વરની ઈચ્છા હશે તો એમ બોલી) તારા પાલનકર્તાનું સ્મરણ કરજે. અને કહેજે કે (મને) આશા છે કે મારો પાલનકર્તા સન્માર્ગની દૃષ્ટીએ એના કરતાં પણ વધારે પાસેનો માર્ગ મને બતાવશે. ૨૪. અને (આ ગુફામાંના લોકો)પોતાની ગુફામાં ત્રણસો વર્ષ રહ્યા અને(તે ઉપર) નવ (વર્ષ)તેઓ વધારે પણ રહ્યા.૨૫.(હે પયગંબર! આમ છતાં પણ લોકો આ મુદત નહિ માને તો એમને) કહે કે જેટલી મુદત(આ લોકો ગુફામાં)રહ્યા તે તમારા કરતાં પરમેશ્વર વધારેજ જાણે છે; આકાશો તથા પૃથ્વીની ગુપ્ત વાતોનું જ્ઞાન તેનેજ છે. (અહા !) કેવો (સારો) જોનાર ! અને કેવો (સારો)સાંભળનાર ! તેના

સિવાય લોકોનો કોઇ વાલી નથી અને તે પોતાના હુકમમાં કોઇને પણ ભાગીદાર* કરતો નથી. ૨૬. અને (હે પયગંબર !) તારા પાલનકર્તાનું પુસ્તક જે તને પ્રકટ કરવામાં આવ્યું છે તેનું અધ્યયન કરજે; કોઇપણ તેના શબ્દોને બદલી શકતું નથી; અને તેના સિવાય તને (કેથે) આશ્રય પણ મળનાર નથી. ૨૭.

* જ્યારે હઝરત પયગંબર સાહેબે લોકોને ઇસ્લામ ધર્મ તરફ બોલાવવાનું શરૂ કર્યું ત્યારે અરબી દ્વિપકલ્પમાં અનેકેશ્વરવાદી, મૂર્તિપૂજક, અગ્નિપૂજક, નક્ષત્રોપાસક, ઇશ્વરની નિંદા કરનારા, નાસ્તિક, કયામત નહિ માનનારા, દૂતોને પરમેશ્વરની દીકરીઓ તરીકે ગણનારા, ખ્રિસ્તિ, યાહુદી વગેરે જુદા જુદા મતના લોકો વસતા હતા. અને પરમેશ્વરે પયગંબર સાહેબને એટલા માટે મોકલ્યા હતા કે જે જે ધર્મને લીધે સત્યને બાધ આવે તથા પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે એક ખરા પરમેશ્વર સિવાય અનેક કલ્પિત દેવોની ઉપાસનાનો ભાસ થાય એવા સઘળા ધર્મનું ખોટાઇ સાબીત કરી લોકોને એકજ અને અદ્વિતીય પરમેશ્વર તરફ લઇ આવવા. તે સમયે જેટલા ધર્મ પ્રચલિત હતા તે સઘળા સાથે થોડો ઘણો વિરોધ હોય એ સ્વાભાવિક હતું એટલે ઘેરઘેર પયગંબર સાહેબના શત્રુ થયા હતા, એઓમા પહેલે દરજ્જે યહુદીઓ હતા અને પછી અનેકેશ્વરને માનનારા મૂર્તિપૂજકો હતા. આ લોકોએ પયગંબર સાહેબનું તેમજ ઇસ્લામ ધર્મનું નિર્મૂલન કરવા કંઇપણ ઉપાય બાકી રાખ્યો નહિ. યહુદી લોકોની અનેક ચેષ્ટામાંની એક ચેષ્ટા એવી હતી કે તેઓ જ્યારે ના ઇલાજ થતા ત્યારે પયગંબર સાહેબને એવી વાત પુછતા અથવા બીજાની મારફત પુછાવતા કે પયગંબર નિરક્ષણ હોવાને કારણે તેમનાથી જવાબ દઇ શકાય નહિ અને તેમની મશ્કરી થાય. 'અસ્હાબે કહ્‌ફ' એટલે ગુફામાંના લોકોનો અહેવાલ પણ પરીક્ષા માટે પુછવામા આવ્યો. જીબ્રીલ-પવિત્ર આત્મા-હુકમ લાવશે એ આશાએ પયગંબર સાહેબે તેઓને વળતે






અને (હે પયગંબર !) જે લોકો સવારસાંજ પોતાના પાલનકર્તાની પ્રાર્થના કરે છે (અને) તેની મરજી મેળવવા ઇચ્છે છે તેમની સાથે (ઉઠવા બેસવા)ની ધીરજ રાખ; અને તારી નજર તેમના તરફથી ફેરવતો નહિ કે જેથી કરી તુ ઐહિક જીંદગીના દમામની આકાંક્ષા રાખતો થશે અને તું એવા માણુસનું કદીપણ કહ્યું માનતો નહિ કે જેનાં અંતઃકરણને અમે અમારૂં સ્મરણ કરવાથી ગાફેલ બનાવી દીધા છે; અને તે પોતાની મનોકામનાના છંદમાં પડયો છે અને તેનો પ્રપંચ અતોનાત વધી ગયો છે. ૨૮.

---

દિવસે જવાબ આપવા વચન આપ્યું પરંતું જવાબ દેતી વખતે 'ઇન્શાઅલ્લા'-એટલે પરમેશ્વરની ઇચ્છા હશે તો એમ કહેવાનું તેઓ ભુલી ગયા. મોટા લોકોની વાતજ મોટી. એટલું ભુલી જવા માટે પરમેશ્વરે તેમને પકડયા. એટલે પ્રકટીકરણ થયું પણ ઘણું મોડું થયું. આ કારણ ઉપરથી પયગંબર સાહેબ ખરા હોવાનું એક ઉત્તમ પ્રમાણ બહાર આવ્યું. યાહુદી લોકોએ ગુફામાંના લોકો વિષે પુછયું ત્યારે તેઓને ખાતરી પૂર્વક માહીત હતું કે તેમની હકીકત પ્રાચીન ધર્મ પુસ્તકોમાં લખેલી છે. એમ છતાં તેઓ એમ પણ સમજતા હતા કે પયગંબર પોતે નિરક્ષર હોઇ તેમનો કોઇની સાથે એવો સ્નેહ કે ગ્રહત સંબંધ પણ નથી કે તે આ હકીકત તેમને વાંચી સંભળાવે. આથી તેઓએ પુછયું એટલે પયગંબર સાહેબથી જવાબ નહિ દઇ શકાય. જો યહુદીઓને એ ખબર હોત કે આ વાત પયગંબર સાહેબને કાને પોહચી હોય અગર પોંહોંચી શકશે; તો યહુદીઓએ આ પ્રશ્નનો વિચારજ કર્યો નહોત. પરંતુ તેઓએ પુછયું અને તેનો સવિસ્તર જવાબ પણ મળ્યો. પયગંબર સાહેબને પ્રકટીકરણ થયું એ બાબતનું પ્રમાણ આ ઉત્તરજ છે. નહિ તો આ હકીકત જાણવાનાં બાજાં કંઈ સાધન ન હોતાં અને એ વાત ખુદ શત્રુ પણ માનતા હતા.



અને (હે પયગંબર ! આ લોકોને) કહે કે સત્ય (પૂર્ણ કુરઆન) તમારા પાલનકર્તા તરફથી (પ્રકટ થયું) છે. તો જેની મરજી હોય તેણે (તે) માનવું; અને જેની મરજી હોય તેણે (તે) નહિ માનવું. ખરેખર અન્યાયી લોકો માટે, અમે એવો અગ્નિ તૈયાર કરી મુકયો છે, કે જેની કનાતો* (એટલે ઝાળ) તેઓને ચારે તરફથી ઘેરી લેશે. અને જો તેઓ પાણી માગે તો (જે) પાણીથી તેમની તરસ છીપે (તે એટલું ગરમ હશે કે) જાણે પીગળેલું તાંબું (અને) તે મ્હોડાં બાળી મુકશે. આ (કેટલું બધું) ખરાબ પીણું! અને એશઆરામની નજરે (નરકની કેટલી બધી) ખરાબ શૈયા છે! ૨૯. નિઃસંશય જે લોકોએ વિશ્વાસ રાખ્યો તથા સારાં કામો પણ કર્યાં; (તેમને પરલોકમાં ભારે મજા છે; કારણ) જે કોઇ સારાં કામો કરશે તેનો બદલો અમે ફોગટ જવા દેતા નથી. ૩૦. એજ લોકો છે કે જેઓના રહેવા માટે (સ્વર્ગના) કાયમના બાગો છે; આ લોકોની (હવેલીઓની) હેઠળ થઇ પાણીની નહેરો વહેતી હશે; ત્યાં આગળ તેઓને શણગાર માટે સોનાનાં કંકણ† પહેરાવવામાં આવશે.

* અરબ લોકો ઘણું ખરૂં એક જગાએથી બીજી જગાએ ફરનારા હોઇ તેઓ તંબુ તથા રાવટીઓ મારી રહેતા. તેમના દરવાજા તથા દીવાલો તંબુની કનાતનાંજ હતાં. આ વિચારથી નરકવાસી લોકોના સંબંધમાં કહેવાય છે કે તેઓના નરકમાંના તંબુની કનાતો આગની હશે; એટલે આગની ઝાળ એટલી મોટી આવશે કે નરકના ચારે દરવાજા જાણે અગ્નિનાજ હોય.

† સોનાનાં કંકણ પહેરવાં એ ઈજ્જત આબરૂ તથા શ્રીમંતાઈની નિશાની છે. હાલ પણ દુનીયામાં રાજા તથા અમીરો સોનાનાં

અને તેઓ બારીક કુમાસનાં રેશમી તથા કીનખાબનાં લીલાં (લીલાં) વસ્ત્રો પહેરશે. (અને) ત્યાં તેઓ સિંહાસનો ઉપર અડેલીને (આનંદમાં બેઠેલા) હશે. આ પુણ્યનું (કેટલું બધું) ઉત્કૃષ્ઠ ફળ! અને એશઆરામને માટે આ (સ્વર્ગની કેવી) સરસ પથારી! ૩૧. અને (હે પયગંબર!) આ લોકોને દાખલા તરીકે પેલા બે પુરૂષોની વાત કહે; કે આ બેમાંના એકને અમે દ્રાક્ષના બે બાગ આપી મુકયા હતા અને તે બંન્ને (બાગ) ની આસપાસ ખજુરીનાં ઝાડ રોપી દીધાં હતાં; અને બંન્ને (બાગ)ની વચમાં વચમાં (અનાજનું) ખેતર પણ પેદા કર્યું હતું. ૩૨. બન્ને બાગોએ પોતાનાં ફળો (પુષ્કળ) આપ્યાં અને ફળ આપવામાં કંઈ બાકી રાખ્યું નહિ; અને બંન્ને (બાગ)ની વચમાં અમે એક નદી પણ વહેવડાવી હતી. ૩૩. અને (એ પ્રમાણે) બાગના માલીક પાસે (દરેક વખતે તરેહવારના) પાક (તઇયાર) રહેતા હતા. એક વખતે આ માણસ પોતાના (કોઇ) મિત્ર સાથે વાદવિવાદ કરતાં કરતાં બોલ્યો કે હું તારા કરતા દોલતમાં વધારે છું અને (મારૂં) કુટુંબ પણ ઘણું જબરદસ્ત છે. ૩૪. અને (તે એમ બોલતો બોલતો) પોતાનાં બાગમાં દાખલ થયો, અને ખરૂં જોતાં તે (ગર્વથી તથા ઇશ્વર તરફ અનુપકારી થઈ વિના કારણ) પોતેજ પોતાના જીવ ઉપર જુલમ કરતો હતોઃ—તે કહેવા લાગ્યો કે હું ધારતો નથી કે આ (બાગ) કોઈપણ વખતે નાશ પામશે. ૩૫. અને હું (એમ પણ) ધારતો નથી કે

તથા રત્નજડીત કડાં હાથે ઘાલે છે અથવા બીજી અનેક રીતે સોના તથા રત્નોનો ઉપયોગ કરે છે. પરંતુ ઈસ્લામ ધર્મના શાસ્ત્ર પ્રમાણે તે આ લોકમાં પુરૂષો માટે ઘાલવાનું નિષિદ્ધ એટલે હરામ ઠરાવ્યું છે.

કયામત થશેજ. અને જો કદાચ (થાય તો) હું મારા પાલનકર્તા તરફ પાછો ફેરવવામાં આવીશ (તો) ખરેખર પાછા ફરવાથી કંઈ પણ થાય તો) આ (જગત) કરતાં સારીજ (જગા) મને મળશે. ૩૬. તેનો મિત્ર જેની સાથે તે બોલતો હતો. તે (વચમાંજ બોલી ઉઠી) તેને કહેવા લાગ્યો કે શું તું એવા (પાલનકર્તા)ને માનવાની ના પાડે છે કે જેણે (પહેલાં તો) તને માટીમાંથી અને પછી વીર્યની ટીપામાંથી પેદા કર્યો; અને પછી તને સંપૂર્ણ પુરૂષ બનાવ્યો ? ૩૭. પરંતુ (હું તો એવો ભરોસો રાખું છું કે) તેજ પરમેશ્વર મારો પાલનકર્તા છે અને હું મારા પાલનકર્તાનો કોઇને પણ ભાગીદાર બનાવતો નથી. ૩૮. અને જ્યારે તું તારા બાગમાં દાખલ થયો ત્યારે તેં (એમ) કેમ કહ્યું નહિ કે આ (સઘળું) જે પરમેશ્વરે ઈચ્છયું (તેમ થયું; નહિ તો) પરમેશ્વરની મદદ વિના (મારામાં) કંઇ તાકાત નથી. જો દોલત તથા સંતતિના સંબંધમાં તું મને તારા કરતાં ઘણો ઓછો સમજે છે; ૩૯. તો પણ કદાચ મારો પાલનકર્તા તારા બાગ કરતાં પણ ઉત્તમ (બાગ) મને આપશે, અને (તારા અનુપકારીપણા માટે શિક્ષા તરીકે) આ (તારા બાગ) ઉપર આકાશમાંથી (એવી) એકાદ વિદ્યુત (રૂપી) શિક્ષા મોકલશે કે તે ઉજડ સપાટ મેદાન થઇ જશે. ૪૦. અથવા તેમાંનું પાણી ઘણું ઉંડું ઉતરી જશે અને તારાથી તે કોઈપણ રીતે મેળવી શકાશે નહિ. ૪૧. (ટુંકમાં, શિક્ષા આવી ગઈ;) અને તે(ના બાગ)ના ફળો (શિક્ષાના) સપાટામાં ઘેરાઈ ગયા. બાગ(ની મહેનત) પાછળ તેણે જે કંઈ (ધન) ખરચ્યું હતું તે માટે તે (સંતાપમાં) બન્ને હાથ ચોળતો રહ્યો. અને

(બાગની એની સ્થિતિ થઈ ગઇ કે) તે ત્યાંના માંડવા* સાથે તુટી પડયો; અને (બાગનો માલિક) કહેતો હતો કે અરેરે! મેં કોઇને મારા પાલનકર્તાનો ભાગીદાર નહિ બનાવ્યો હોત (તો ઠીક થાત)! ૪૨. અને તેનો કોઈ પક્ષકાર એવો નહોતો કે પરમેશ્વર સિવાય તે તેની મદદ કરે અને તે (પોતે પણ) બદલો લઇ શકયો નહિ. ૪૩. આ (વાત)થીજ (સાબીત થયું કે) સઘળો અધિકાર ખરા પરમેશ્વરનેજ છે. તેજ (પુણ્યનું) ઉત્તમ ફળ (આપનારો) અને (તેજ આખરે) ઉત્તમ બદલો આપનારો છે. ૪૪. અને (હે પયગંબર!) આ લોકોને (એક દાખલો એ પણ) કહે કે આ લોકની જીંદગી, આકાશમાંથી અમે જે પાણી વરસાવીએ છીએ તેના સરખી છે; પછી પૃથ્વીની વનસ્પતિ પાણી સાથે (એવી) મળી ગઇ (કે પાણી શોશી તે પ્રફુલ્લ થઈ); પછી આખરે (સુકાઇ તેના એવા) કકડે કકડા થઇ ગયા કે પવન તેને (આમ તેમ) ઉરાડી મુકે છે. અને પરમેશ્વર સર્વશક્તિમાન છે. ૪૫. (હે પયગંબર!) દોલત તથા સંતતિ આ લોકની જીંદગીની (ક્ષણભંગુર) શોભા છે; અને ચિરસ્થાયી† સારાં

* રહેવાના ઘરોમાં જેમ છત હોય છે તેમ બાગમાં માંડવા હોય છે અને તેના ઉપર વેલાઓ ચડાવવામાં આવે છે. 'અર્શ' શબ્દ બન્ને માટે વપરાય છે; ઘર હોય તો તેનો અર્થ છત થાય છે ને બાગ હોય તો માંડવો, માંડવા સાથે તુટી પડવું એટલે પહેલાં માંડવો તુટી પડે અને પછી બાગ. થાંભલા નબળા પડતાં છત કે માંડવો તુટી પડે છે અને પછી ઉપરના થાંભલા અને છત પડે છે.

† ચિરસ્થાયી સારાં કામો એટલે જેના પુણ્યનું ફળ હમેશાં મળ્યાજ કરે છે તે કામો જેવાં કે પુત્ર પૌત્રાદિ સદાચરણી સંતતિ મસ્જીદ, પુલ, કુવા, ધર્મશાળા હૅાસ્પિતાલ વગેરે બાંધવાં અથવા એકાદ લોકોપયોગી પુસ્તક લખવું.

કામો તારા પાલનકર્તા આગળ ફળની નજરે સારાં છે. અને (હવે પછીની) આશાની દૃષ્ટીએ પણ ઉત્તમ છે. ૪૬. અને (લોકો!) જે દિવસે અમે પર્વતોને ખસેડીશું* (તે દિવસના ચિંતન કરવાથી બેદરકાર રહેતા નહિ;) અને (હે પયગંબર!) તું જોશે કે પૃથ્વી (ઉપરનાં પર્વત, ઘરો, બાગબગીચા વગેરે જમીનદોસ્ત થઇ) ખુલ્લું મેદાન (થઇ ગયું) છે; અને અમે લોકોને એકઠા કરીશું. અને તેમનામાંથી કોઇને પણ છોડનાર નથી. ૪૭. અને (સઘળા) હારબંધ તારા પાલનકર્તા સમક્ષ હાજર કરવામાં આવશે. (અને અમે તેઓને કહીશું કે) જેવા અમે તમને પ્રથમ† પેદા કર્યા તેવાજ તમે (આખરે) અમારી હજુરમાં આવ્યા. એમ છતાં તમે એમ ધારતા હતા કે અમે તમારા (કયામત) માટે કોઇ પણ વખત ઠરાવનાર નથી. ૪૮. અને (લોકોનાં કર્મનું પત્રક (તેમની આગળ) મુકવામાં આવશે; તો (હે પયગંબર! તું ગુન્હેગારોને જોશે કે જે કંઈ કર્મ પત્રકમાં (નોંધેલું) છે (તે જોઇ જોઇ) તે(નો જવાબ દેવા)થી તેઓ બ્હીએ છે અને કહે છે કે હાય! અમારૂ દુર્દૈવ! આ તે કેવું પત્રક છે કે એક નાના સરખા (ગુન્હા)ને પણ લખવામાંથી મુકી દેતું નથી, તથા નહિ મોટાં (ગુન્હા)ને! અને આ લોકોએ જે કંઈ (જગતમાં) કર્યું મુકયું હતું (તે સઘળું પત્રકમાં નોંધેલું) તેઓ પ્રત્યક્ષ જોશે અને તારો પાલનકર્તા કોઇના ઉપર (જરા પણ)

---

* પર્વતને ખસેડવા એટલે તેના કકડે કકડા કરી તેને ધુળની માફક આમ તેમ ઉરાડી મુકવા.

† મતલબ કે જગતમાં તમને જેવા ખુલ્લા ઉઘાડા મોકલવામાં આવ્યા હતા તેવાજ તમે અમારી પાસે પાછા આવ્યા છો.

જુલમ કરતો નથી. ૪૯. અને (એક વખત એવો પણ હતો કે) જ્યારે અમે દેવદુતોને આજ્ઞા કરી કે 'આદમ'ને સાષ્ટાંગ નમસ્કાર કરો; ત્યારે 'ઇબલીસ' સિવાય સઘળાઓએ સાષ્ટાંગ નમસ્કાર કર્યો. (આ 'ઈબલીસ) જીન્ન'-દૈત્ય-જાતમાંનો હતો, તેથી તે પોતાના પાલનકર્તાની આજ્ઞા બહાર ચાલ્યો ગયો. તો (લોકો!) શું, મને મુકી 'ઇબલીસ'ને તથા તેના વંશજોને તમે (તમારા) દોસ્ત બનાવો છો, અને ખરૂં જોતાં તેઓ તમારા (જુનાં) શત્રુઓ છે? અન્યાયી લોકો(-એ પરમેશ્વરને બદલે શેતાનને સ્વીકાર્યો તેઓ)ને માટે આ અદલાબદલી (ઘણીજ) ખરાબ થઈ. ૫૦. આકાશો તથા પૃથ્વી પેદા કરતી વખતે, તેમજ ખુદ શેતાનને પેદા કરતી વખતે પણ શેતાનને મેં (મારી મદદે બોલાવી) હાજર કર્યો નહોતો. અને હું (કંઈ એવો દુર્બળ) નહોતો કે બહેકી ગયેલાઓને (મારા) બાહુ(બળ) બનાવું! ૫૧. અને (લોકો! તે દિવસ યાદ કરો કે) જે દિવસે પરમેશ્વર (મૂર્તિપૂજકોને) આજ્ઞા કરશે કે જેઓને તમે (તમારા મત પ્રમાણે) મારા ભાગીદારો સમજતા હતા તેઓને (હવે) મોટેથી બોલાવો અને એઓ તેમને બોલાવશે તો પણ તેઓ તેમને જવાબ પણ દેનાર નથી. અને અમે આ (બેઉ)ની વચમાં એક (દુર્ગમ તથા) ઘાતક* ખાઇ મુકીશું. ૫૨. અને ગુન્હેગાર લોકો નરકાગ્નિને જોઇ સમજશે કે આપણને પણ તેમાં પડવાનું છે; અને તેઓને તેમાંથી (કંઇ પણ) છુટકો મળનાર નથી. ૫૩. અને અમે

* દાખલા તરીકે મૂર્તિપૂજક તથા તેમની મૂર્તિ વચ્ચે આગ્નથી ભરેલી એકાદ ખાઇ હોય અને જે કોઇ તેને ઓળંગી પાર જવા ઇચ્છે તે તેમાં પડી બળી ભસ્મ થાય.






આ કુરઆનમાં લોકોને (સમજાવવા) માટે દરેક જાતનાં દ્રષ્ટાંત ફેરવી ફેરવીને આપ્યાં છે. પણ આ આખી સૃષ્ટિમાં માણસ અતિશય કજીઆખોર છે. ૫૪. અને જ્યારે લોકો પાસે સન્માર્ગ આવી ચુકયો, ત્યારે (હવે) વિશ્વાસ રાખતાં તથા પોતાના પાલનકર્તા પાસે ક્ષમા માંગતાં એઓને આ સિવાય બીજું કયું કારણ અટકાવતું હતું કે અગાઉના લોકોના જેવી સ્થિતિ એમની આગળ પણ આવે; અથવા (અમારી) શિક્ષા એમની સમક્ષ પ્રત્યક્ષ આવી લાગે. ૫૫. અને અમે પયગંબરોને માત્ર આ માટેજ મોકલીએ છીએ કે (તેઓ સજ્જન લોકોને તેમનાં તારણની) ખુશખબર સંભળાવે તથા (દુર્જનોને શિક્ષાનો) ભય બતાવે, અને જે લોકો નાસ્તિક છે તેઓ મિથ્યા વાતોનો આધાર લઇ તકરાર કરે છે કે તેથી કરી સત્યને (નિષ્ફળ તથા) ડગમગતું કરી મુકવું; અને આ લોકોએ મારી નિશાનીઓને તથા જે (શિક્ષા)થી તેઓને ડરાવવામાં આવે છે તે (મારી શિક્ષા)ને હાંસી ખેલ બનાવી મુકયો છે, ૫૬. અને જે (માણસ)ને તમારા પાલનકર્તાની નિશાનીઓનું સ્મરણ કરાવવામાં આવશે પણ તે તેના તરફથી પોતાનું મ્હોડું ફેરવી નાંખશે અને અગાઉ પોતાને બંન્ને હાથે* તેણે જે કંઇ કર્યું મુકયું હોય તે ભુલી જશે એવા (માણસ) કરતાં વિશેષ અન્યાયી બીજું કોણ?

* ઘણાં કર્મો તો માણસ પોતાને હાથેજ કરે છે તેથીજ હાથે એમ ઉપર કહ્યું છે. મતલબ કે પરમેશ્વરનું સ્મરણ કરાવતાં પણ તેને પાખંડી સમજી તેઓએ તે પ્રમાણે આચરણ કરવું નહિ તથા પોતે જે કંઈ અગાઉ કર્યું છે તે પરમેશ્વર આગળ માન્ય થશે કે નહિ તેની જરા પણ દરકાર નહિ કરવી એના કરતાં વિશેષ અન્યાય કયો?









(વાત એ છે કે) અમેજ એઓનાં અંતઃકરણો ઉપર પડદા નાંખ્યા છે કે એઓ સત્ય સમજી શકે નહિ અને એઓના કાનમાં (એક પ્રકારનું) વજન (મુકયું છે કે તેમનાથી સત્ય સાંભળી શકાય નહિ.) અને (હે પયગંબર) જો તું આ લોકોને સન્માર્ગ તરફ બોલાવશે તો પણ એઓ કદી પણ સન્માર્ગ ઉપર આવનાર નથી. ૫૭. અને (હે પયગંબર!) તારો પાલનકર્તા ઘણો ક્ષમાવાન (તથા) દયાનિધી છે. એઓએ જે કંઈ મેળવ્યું છે તેની શિક્ષા તરીકે જો તે એઓને પકડતે તો તેણે કયારની એઓના ઉપર જલદીથી શિક્ષા લાવી મુકી હોત. પરંતુ એઓને માટે એવી એક વેળ (ઠરેલી) છે કે જેની પહેલાં* તેઓને (કેથે પણ) આશ્રય મળનાર નથી. ૫૮. અને ('આદ' તથા 'સમુદ'નાં) આ શહેરોને (કે જે તમે અરબ લોકો 'સિરિયા' જવાના માર્ગ ઉપર ઉજ્જડ પડેલાં જુઓ છો) તેઓએ જ્યારે શિરજોરી કરી, ત્યારે અમે તેઓનો નાશ કરી નાંખ્યો; અને અમે એમના નાશનો એક વખત મુકરર કર્યો હતો. ૫૯. અને (હે પયગંબર! તે વૃતાંત પણ યાદ કર કે) જ્યારે મુસા ('ખિઝર'ને મળવા ચાલ્યો ત્યારે તેણે) પોતાનાં ચાકર (યુશા બિન નુન)ને કહ્યું કે બંન્ને સમુદ્રના સંગમ† ઉપર પહોંચતા સુધી હું

* ભાવાર્થ કે કયામતનો દિવસ પાસે આવતો જાય છે એટલે એક એક દિવસ જતાં તે સમય ઓછો થતાં નિયમિત વખત આવી લાગશે. તે વખત પહેલાં કંઇ પણ એવો આશ્રય મળનાર નથી કે માણસ સુરક્ષિત જગાએ બેસી કયામત આવે ત્યાં સુધી બચી જાય.

† હદીસ એટલે પયગંબર સાહેબનાં પયગંબર વાણીમાં એમ કહેવામાં









(મારા ઈરાદાથી) હટનાર નથી; અથવા (આ પ્રમાણે) હું વરસોનાં વરસો ચાલ્યાજ કરીશ. ૬૦. પછી જ્યારે એ બન્ને જણાં પેલા બે સમુદ્રના સંગમ ઉપર પહોંચ્યા. ત્યારે તેઓ પોતની (આહાર માટે તળેલી) માછલી (ત્યાંજ) ભુલી ગયા; ત્યારે માછલી એજ સુરંગની માફક સમુદ્રમાં પોતાનો રસ્તો લીધો ૬૧. પછી જ્યારે તેઓ બન્ને જણાં (ત્યાંથી) પાર ઉતરી ગયા, ત્યારે 'મુસા'એ પોતાના ચાકરને કહ્યું કે (ચાલ) આપણો નાસ્તો લઇ આવ; આપણા (આજના) આ પ્રવાસથી ખરેખર અમને ઘણોજ થાક* લાગ્યો છે. ૬૨.

---

આવ્યું છે કે હઝરત મુસા લોકોને ઉપદેશ કરતા હતા ત્યારે તેમનું જ્ઞાન, બુદ્ધિ તથા વકૃત્વ જોઇ સાંભળનારાઓમાંથી કોઇએ તેમને એવો સવાલ કર્યો કે તમારા કરતાં વિશેષ વિદ્વતાવાળો કોઈ છે કે? મુસાએ કહ્યું મને ખબર નથી. એટલે કે પોતેજ મોટા જ્ઞાની હતા. હઝરત મુસા નિઃસંશય મહાન તથા પરાક્રમી પયગંબરોમાંના એક હતા; પરંતુ પોતાના સેવાધર્મ પ્રમાણે તો ગમે તે થાય તો પણ તેઓએ નમ્રતા તથા વિનય મુકી દેતાં જોઇતા નહોતાં. પયગંબરની આવી નાની ભુલો પણ પરમેશ્વર પાસે ગણવામાં આવે છે. કારણ, તેઓ પરમેશ્વરે માન્ય કરેલા સેવકો હોય છે; અને જેવી તેમની માન્યતા તેવીજ તેમની નીતી ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ. હઝરત મુસા તરફથી એક અભિમાનની વાત થઇ. એટલે પરમેશ્વરે તેમની આ ભુલ માટે તેમને એવી શિક્ષા કરી કે તેમને ખિઝર પાસે જવું પડયું. પરમેશ્વરે પ્રકટીકરણ મારફત હઝરત મુસાને સુચવ્યું હતું કે બે સમુદ્રનો સંગમ થાય ત્યાં તમને ખિઝર મળશે. એવી પણ નિશાની તેમને આપવામાં આવી હતી કે જે સ્થળે તમે તેમને મળશો ત્યાં તમારા ખાવા માટે તળેલી માછલી સજીવન થઇ સમુદ્રમાં ચાલી જશે. બાકીની વાત બીજે સ્થળે કુરઆનમાં આવી છે.

* હઝરત મુસા આ પ્રવાસમાં કોઇ દિવસ થાકયા નહોતા.




(ચાકરે) કહ્યુ, તેં એ જોયું કે જ્યારે આપણે (સમુદ્ર તીરે) ખડક પાસે વિસામો લીધો, ત્યારે હું (તેજ જગાએ) માછલી ભુલી ગયો; અને તે બાબત હું તને કહું તેનો શેતાનેજ મને ભુલાવો ખવાડયો; અને માછલીએ ચમત્કારિક રીતે સમુદ્રમાં પોતાનો રસ્તો લીધો. ૬૩. 'મુસા'એ કહ્યું કે એજ (તે જગા છે) જેની અમે શોધ કરતા હતા. પછી તેઓ બન્ને જણા પોતાનાં પગલાં ગોતતા પાછા પગે ફર્યા. ૬૪. પછી (બે સમુદ્રના સંગમ ઉપર પહોંચતાં) તે બન્ને અમારા સેવકોમાંના એક સેવક (એટલે 'ખિઝર')ને મળ્યા; કે તેને અમે અમારી તરફથી (ખાસ) દયા-દાન કર્યું હતું અને અમે તેને અમારા તરફથી (ખાસ) એક (ગૂઢ) વિદ્યા શિખવી હતી. ૬૫. 'મુસા'એ 'ખિઝર'ને પુછયું હું તારી સાથે રહું (રજા છે)? (પણ) એ શરતે કે (પરમેશ્વર તરફથી) સન્માર્ગનું* જે જ્ઞાન તને આપવામાં આવ્યું છે તેમાંથી કઇ તારે મને પણ શિખવવું. ૬૬. (ખિઝરે) કહ્યું તારાથી મારી સાથે કદીપણ ધીરજથી રહી શકાશે નહિ. ૬૭. અને

---

પરંતુ જ્યારે તેમનો પ્રવાસ પુરો થવા આવ્યો ત્યારે કહેવાય છે કે એમને ઘણોજ થાક તથા શ્રમ લાગ્યા.

* કુરઆનમાં 'રૂશ્દ' શબ્દ છે તેનો અર્થ અમે સન્માર્ગ કર્યો છે. એનો મુળ અર્થ કોઇપણ વાતનો ખરો મર્મ જાણવો; વળી વ્યવહારજ્ઞાન, વિવેચક બુદ્ધિ તથા સત્ય અભિપ્રાય એવો અર્થ પણ થઇ શકે છે. કેટલાક ભાષ્યકારોએ એનો અર્થ 'ઇલ્મે લદુન્ની' એટલે ખાસ પરમેશ્વર તરફથી જે ગુપ્ત જ્ઞાન પ્રાપ્ત થાય છે તે એવો કર્યો છે. એને 'કેવળજ્ઞાન' પણ કહીશકાય છે. આ સઘળાનો મુળ હેતુ સન્માર્ગ મેળવવો એજ છે એટલે આખરે તો સન્માર્ગ એજ અર્થ ઠીક લાગે છે.






જે વાત તારા સુધી જ્ઞાનની પહોંચ નથી તે વાત ઉપર તારાથી ધીરજ પણ કેમ રાખી શકાશે? ૬૮. '(મુસા'એ) કહ્યું કે જો પરમેશ્વરની ઇચ્છા હશે તો તું મને સહનશીલ‡ જોઈશ; અને હું તારા કોઇપણ હુકમનો અનાદર કરવાનો નથી. ૬૯. (ખિઝરે) કહ્યું કે જો તારે મારી સાથે રહેવુંજ હોય, તો હું (મારી મેળે) તારી સાથે કોઇ વાતનો ઉલ્લેખ કરૂં ત્યાં સુધી તારે મને કોઈ પણ બાબતમાં કંઇ પુછવું નહિ. ૭૦. બાદ '(મુસા' અને 'ખિઝર') બન્ને આગળ ચાલ્યા એટલે (રસ્તામાં સમુદ્ર આવ્યો અને) બન્ને જણા જ્યારે વહાણ ઉપર ચડયા ત્યારે 'ખિઝરે' (એક પાટીઉં તોડી નાંખી) વહાણમાં બાકોરૂં પાડયું. (મુસાએ) કહ્યું, શું તેં વહાણમાં એટલા માટે બાકોરૂં પાડયું કે વહાણમાંના લોકોને તુ (દરીયામાં) ડુબાવી નાંખે? (એ) તેં (ઘણુંજ) તરેહવાર કામ કર્યું. ૭૧. (ખિઝરે) કહ્યું, શું મેં તને કહ્યું નહોતું કે તારાથી મારી સાથે જરાપણ ધીરજ રાખી શકાશે નહિ! ૭૨. (મુસાએ) કહ્યું, હું ભુલી ગયો, તેથી તું મને પકડતો નહિ; અને મારી (આ) બાબતમાં મારી સાથે (એટલી) સખતી પણ કરતો નહિ. ૭૩. (આ વાત થયા પછી;) બન્ને આગળ ચાલ્યા; એટલે સુધી કે જ્યારે (રસ્તામાં) તેઓને એક છોકરો મળ્યો ત્યારે (ખિઝરે) તેને (પકડી) મારી નાંખ્યો. 'મુસા'એ કહ્યું શું તેં એક નિર્દોષ જીવને મારી નાંખ્યો? (અને તે પણ) બીજા કોઇ જીવના (ખુનના) બદલામાં નહિ? (આ) તેં ઘણુંજ ખરાબ કામ કર્યું. ૭૪.

‡ અહીં સહનશીલ એટલે મને કોઈ વાત પુછવાની ઇચ્છા થાય તે નહિ પુછતાં હું મારી ઇચ્છા દબાવી દઇશ એવો હું છું એમ તને લાગશે.

## (પૂર્વાર્ધ સમાપ્ત.)


